શ્રીપરમાત્મને નમઃ

# શ્રી શ્રાદ્ધવિધિ પ્રકરણ

## ભાષાન્તર

અને

## પ્રસ્તાવિક શ્લોકો સહિત.

---

શ્રી રત્નશેખરસૂરી મહારાજ વિરચિત
સંસ્કૃત શ્રાદ્ધવિધિ કૌમુદીનું
શુદ્ધ ગુર્જરગિરામાં યથામતિ
ભાષાન્તર-પ્રસિદ્ધ-કર્ત્તા

**ચીમનલાલ સાકળચંદ મારફતીયા.**

---

આવૃત્તિ ૨ જી.

---

**મુંબઈ.**

"શાન્તિ સુધાકર પ્રેસ"માં છાપ્યું.

---

સંવત ૧૯૬૩ વીરાત્ ૨૪૩૩ સને ૧૯૦૬.

મૂલ્ય રૂ. ૩-૦-૦

---

પુસ્તકો મળવાનું ઠેકાણું-શાન્તિ સુધાકર પ્રેસ,
શીંડીબજારને નાકે શ્રી શાન્તિનાથજીના દેરાસરની પાસે
શીંડીબજાર-ઉમરખાડી પોસ્ટ, મુંબઈ.

## શ્રાદ્ધવિધિ ભાષાન્તર વિષયમાં અપન્હુતી.

શાર્દૂલવિક્રીડિત.

જે સ્પષ્ટાર્થવિબોધિની દુરગતી સંરોધિની ચોધિની ॥
આ દુષ્ટાષ્ટક કર્મની સહજમાં તત્વાર્થ સંયોજિની ॥
દે છે જે ઉપદેશ બેશ ભવિને ઉન્માર્ગની બાધિની ॥
શું ? વાણી ગુરૂની નહીંનહિં વિધી આ કૌમુદી શ્રાદ્ધની ॥ ૧ ॥

# પ્રસ્તાવના–પ્રથમાવૃત્તિ.

———— :૦: ————

વર્ત્તમાનકાળમાં જિન પડિમા (પ્રતિમા) અને કેવળી પ્રરૂપિત જૈનાગમ પર જૈનશાસન વર્તે છે એ સર્વમાન્ય છે, પણ યથાર્થ આગમની શૈલીના જાણ દિનપરદિન સ્વલ્પ માત્રજ નજરે પડે છે, એટલુંજ નહીં પણ તેવા ખરી જૈનાગમની શૈલીના જાણ પુરૂષોનો વારંવાર આપણને સર્વ સ્થાનપર યોગ બનવો ઘણો મુશ્કેલ છે. જ્યારે એમ છે ત્યારે આપણા જૈનશાસનમાં તેવીજ શૈલીઓ કાયમ રાખવી એ અવશ્ય કર્ત્તવ્ય છે. જૈનશૈલી ટકાવી રાખવાનાં જોપણ બીજાં કેટલાંક કારણો હશે પણ તેમાં મુખ્ય કારણ અમોને સુલભ એજ ધારવામાં આવે છે કે, પૂર્વાચાર્યો પ્રણિત જૈન પ્રકરણો અવશ્ય ધારવાં અને તેથી સર્વ લોક જાણીતા થાય તેમ તેનો પ્રયત્ન સદાય જારી રાખવો. તેમાં પણ વિધિવાદના ગ્રંથો ઉપર વિશેષ લક્ષ રાખી તેના અભ્યાસનો પ્રચાર વધારવો એ આપણું અવશ્ય કર્ત્તવ્ય છે, પરંતુ તેવા ગ્રંથો પ્રાકૃત સંસ્કૃતાદિ ષડ ભાષાના હોવાથી તેનો લાભ આપણે વારંવાર લઇ શકતા નથી, પણ જો તેવા ગ્રંથો હાલના જમાનાની ચાલુ ગુજરાતી ભાષામાં ભાષાન્તરરૂપે કરવામાં આવે તો ઘણા જીવો તેનો લાભ લેઈ શકે; એવા વિચાર ઉપર આવીને અમોએ વિધિવાદના ગ્રંથો બહાર પાડવાનો ઇરાદો કર્યો છે. વિધિવાદના ગ્રંથો બહાર પડવાથી આપણી જૈનશૈલીનું જ્ઞાન અવશ્ય કેટલાક કાળ સુધી કાયમને માટે ટકી શકે એ વાત અનિવારિત અને નિઃસંશય છે. વિધિવાદના ગ્રંથો જોકે બીજા ઘણાક છે, પરંતુ તે સર્વની આદ્યમાં ગણવા લાયક શ્રી રત્નશેખરસૂરી વિરચિત **"શ્રાદ્ધવિધિ સ્વોપજ્ઞ પ્રકરણ"** આપણા આ પવિત્ર જૈનશાસનમાં જગ જાહેર છે.

એ નરરત્ન શ્રી રત્નશેખરસૂરી મહારાજની ઓળખ આપવી તથા તે કેવા પ્રભાવિક હતા અને તેઓએ શાં શાં શુભ કૃત્યો કર્યા છે તેનું ખ્યાન આપવું આ જગોએ યોગ્ય છે, પરંતુ ઘણો તપાસ કરતાં છતાં પણ આપણા ઐતિહાસિક ગ્રંથોની અપૂર્ણતાને લીધે જોકે અમને આમૂલચૂલ મળી શક્યું નથી, તોપણ જેટલું હાલના વિદ્વાનો તરફથી ખ્યાન મળી આવેલું છે તેટલું અમો આપ સાહેબોના લક્ષ આગળ મુકવાની રજા લઇયે છીયે.

શ્રી સુધર્માસ્વામીના ૪૮ મે પાટે શ્રી સોમતિલકસૂરી, તેમનાં પાટે શ્રી દેવસુંદરસૂરી, તેમના પાટે શ્રી મુનિસુંદરસૂરી, અને તેમના પાટે અર્થાત્ શ્રી સુધર્માસ્વામીના પર (બાવન) મે પાટે આ ગ્રંથના કર્ત્તા શ્રી રત્નશેખરસૂરી મહારાજ થયા છે. તેમનો જન્મ વિક્રમ સંવત ૧૪૫૭* માં થયા પછી આ અસાર સંસારમાં લુબ્ધ નહીં થતાં બાલ્યાવસ્થામાંજ તેમણે સંવત ૧૪૬૩ માં વ્રત અંગીકાર કીધાં (દીક્ષા ગ્રહણ કરી); પંડિતાઇને લીધે સંવત ૧૪૮૩ માં યુવાવસ્થામાંજ પન્યાસ પદવી પામ્યા; વળી કાળાંતરે (૧૪૯૩માં) વાચક પદવી પર આવ્યા પછી સંવત ૧૫૦૨ માં આચાર્ય પદ પામ્યા. એમણે શ્રાદ્ધ પ્રતિક્રમણ વૃત્તિ–અર્થદીપીકા, શ્રાદ્ધવિધિ સૂત્રવૃત્તિ–શ્રાદ્ધવિધિ ઉપર વિધિકૌસુદી નામની વૃત્તિ, આચાર પ્રદીપ. લઘુક્ષેત્રસમાસાદિ અનેક ગ્રંથો સંસ્કૃત પ્રાકૃતાદિક ભાષામાં રચીને આપણા જૈનશાસનને વિષે મહોપકાર કરેલો છે. જેની પ્રશંસા એકે

---

* રત્નશેખર સૂરી મહારાજનો જન્મ જૈનતત્વાદર્શમાં સંવત ૧૪૫૭ માં અને કેટલાએક જુની પટાવળીમાં સંવત ૧૪૫૨ માં થયેલો લખેલ છે.

અવાજે વિદ્વાનવર્ગ કરે છે; એટલુંજ નહીં પણ એઓના રચેલા આપણી શૈલીને પૂર્ણ પ્રકાશના કરાવનારા વિધિવાદના ગ્રંથો એવા તો સરળ અને સ્પષ્ટતાથી લખાયલા છે કે આજના જમાનામાં એ સદુપયોગી સાધનો આપણા હસ્તગત ન હોત તો આપણો જૈનશાસન ખરેખર આજની ઉચ્ચસ્થિતી જેવો પણ ઉચ્ચસ્થિતીનો ભાગ લેવાને સમર્થ થઇ શકત નહી. ટુંકાણમાં કહેવાને મગરૂર છીયે કે વર્તમાન કાળે જૈનશાસનને વિષે જે જે ક્રીયાકાંડ વ્યવહાર ચાલે છે તે બધો એઓના ગ્રંથોનો વધારે આશ્રય કરે છે એમ કહેવામાં કાંઇપણ બાધ આવે એમ નથી. એઓને સૂરીપદવી પ્રાપ્ત થયા પછી અત્યંત વિદ્વાન અને વાદી હોવાથી સ્તંભનતીર્થે ( ખંભાતમાં ) બાંબી નામના ભટ્ટે **"બાલ સરસ્વતી"** એવું બિરૂદ આપ્યું હતું: સંવત ૧૫૧૭ ના પોષવદી ૬ ને દિવસે આ ફાની દુનીયાનો ત્યાગ કરી એઓ સ્વર્ગે સીધાવ્યા હતા.

વિધિવાદના ગ્રંથોમાં મુખ્યપણું ધરાવનાર આ અલૌકીક શ્રાદ્ધવિધિ ગ્રંથ (પ્રકરણ) મૂળ પ્રાકૃત સત્તર ગાથાનો છે. જેના ઉપર તેમણે પોતેજ સંસ્કૃતમાં "શ્રાદ્ધવિધિ કૌમુદી" નામની છહજાર સાતસેં એકસઠ શ્લોકની ટીકા રચેલી છે. જેમાં આ ગ્રંથકારની કેટલીક ખુબીઓ મધ્યેની ખરેખર અજાયબ થવા જેવી પહેલામાં પહેલી ખુબી તો એજ છે કે, તેમણે લઘુવયમાં એટલે માત્ર છ વર્ષની વયે દીક્ષા લીધેલી હતી તેથી આ સંસારીક રીત રીવાજોનો કંઇપણ ઉપભોગ નહી કરેલો છતાં પણ તેનું આબેહુબ ચીત્ર ધાર્મીક વિષયોના વચ્ચે વચ્ચે સમયાનુસાર આપેલ છે. આ ગ્રંથમાં સંસારીક શ્રાવકવર્ગને જન્મથી માંડી મર્ણપર્યંતમાં જે જે કર્ત્તવ્યો કરવાનાં છે તે બધાં શ્રાવક જનોના હિતાર્થે જે જે સ્થળે જોઇએ તે તે સ્થળે એક સામાન્ય બુદ્ધિવાળા માણસથી પણ સહેલાઇથી સમજી શકાય તેમ સરળ ભાષામાં સમજાવી આપવા માટે વિશેષ પ્રયત્ન કરેલો છે. તે વાંચવાથી આપણા જૈનશાસનની અતિશય ગહન જેવી પણ જૈનશૈલી ગુર્વાદિકની યોગવાઇનો પરિચય નહીં કરેલ હોય તો પણ ધારણ કરી શકાય એમ છે; એટલુંજ નહીં પણ આ ગ્રંથના આશયને ધારણ કરનાર અવશ્ય કરીને એક પંડિતપણાની પંક્તિમાં ગણાય એ નિ:સંશય છે.

આ ગ્રંથની વધારે પ્રશંસા નહીં કરતાં ટુંકમાં માત્ર એટલુંજ લખવું બીલકુલ અતિશયોક્તિ ભરેલું નથી, કે આ ગ્રંથ બુદ્ધિવૃદ્ધિ થવામાં અને ધારણ વ્યવહાર ટકાવવામાં પંડિત પુરૂષોનો એક હૈયાનો હાર, બુધ્ધિનો ભંડાર, જ્ઞાનનો નિધાન અને અમૃતનું પાત્ર છે. એટલુંજ નહીં પણ શ્રાવકવર્ગને પોતાના કરેલા પ્રણિધાન યથાર્થ થાય છે કે કેમ ? અથવા તેમાં શી શી ભૂલ રહે છે ? તે દીર્ઘદ્રષ્ટીથી યથાર્થાવલોકન કરવામાં ખરેખર આ ગ્રંથ એક પાંદર્શક ચિંતામણી છે.

આ ગ્રંથમાં એક હજાર કરતાં પણ ઉપરાંત કેટલાએક વિષયોનો સમાવેશ કરેલ હોવાથી આ ગ્રંથ વાંચનારને આપણા શ્રાવકવર્ગના કર્ત્તવ્યમાંહેનું અમુક કર્ત્તવ્ય બાકી રહી જાય છે એવું ભાગ્યેજ માલમ પડશે. વગર ધાસ્તીથી આટલું વધારે જણાવવાને અત્યંત મગરૂર છીયે કે, સેંકડો ગ્રંથ વાંચવાથી જે વિધિવાદનું ( કેવળી ભાષિત ક્રિયાનું ) યથાર્થાવબોધ થઇ શકે છે તે જ્ઞાન આ એકજ ગ્રંથ વાંચવાથી અને તેનું મનન કરવાથી થઇ શકે છે. શ્રાવકવર્ગને જાણવા યોગ્ય વિધિવિધાનો

જણાવનારો આ ગ્રંથ એક ભંડાર કે નિધાન હોવાથી એક પછી બીજો બીજા પછી ત્રીજો. એમ અનુક્રમે વિધિવિધાના વિષય વાંચવા, મનન કરવા વગર કંટાળે વાંચકવૃંદના મનને ખરેખર ચમકપાષાણુની પેઠે આકર્ષણ કરે છે.

આ ગ્રંથના ૧ દિનકૃત્ય, ૨ રાત્રિકૃત્ય, ૩ પર્વકૃત્ય, ૪ ચાતુર્માસીકકૃત્ય, ૫ સંવત્સરકૃત્ય, ૬ આજન્મકૃત્ય, એમ છ પ્રકાશ ( દ્વાર-વિભાગ ) પાડેલા છે. ધર્મરત્ન પ્રકરણાદિક ગ્રંથોમાં શ્રાવકના જે એકવીશ ગુણ વર્ણન કરેલા છે તેને ગ્રંથની શરૂઆતમાં માત્ર માધ્યસ્થાદિક ચાર ગુણોમાં સંક્ષિપ્ત કરી તેમાં એકવીશે ગુણોનો સમાવેશ કરી બતાવવામાં આ ગ્રંથકારે ચમત્કારીક ચાલાકી વાપરી છે. વળી તે યથાર્થ સમજાવવા માટે શ્રીશત્રુંજય તીર્થનું યથાર્થ નામ સ્થાપન કરાવવામાં મુખ્ય કારણરૂપ શુકરાજનું સાંગોપાંગ ચરિત્ર વર્ણન કરેલું છે, જેમાં પ્રસંગોપાત શ્રીદત્ત કેવળી અને ચંદ્રશેખરનું ચરિત્ર પણ સંપૂર્ણ વર્ણન કરી બતાવ્યું છે. ત્યારબાદ નામ-શ્રાવક, સ્થાપનાશ્રાવક, દ્રવ્યશ્રાવક, અને ભાવશ્રાવકોનાં લક્ષણો સાથે સોકય સમાન, માતાપિતા સમાન, ભાઈ સમાન અને મિત્ર સમાન શ્રાવકોનાં લક્ષણો સ્પષ્ટ કરી બતાવેલાં છે.

પ્રથમ પ્રકાશ–દિનકૃત્યની શરૂઆતમાં પ્રાતઃકાળે જાગૃત થતાંથી તે રાત્રે દિવસ ચરિમ પચ્ચખાણ કરવા સુધીમાં શ્રાવકને શાં શાં કર્તવ્ય છે તે મુખ્ય સો કરતાં પણ વધારે બાબતોથી સંપૂર્ણ ખુલાસા સાથે બતાવવામાં આવ્યાં છે.

બીજો પ્રકાશ–રાત્રિકૃત્યમાં પ્રતિક્રમણ વિગેરેનો વિધિ, શીલાંગાદિકના અઢાર હજાર ભાંગાવાળા રથોના વિચાર, નિદ્રા લીધા પહેલાં કરવા યોગ્ય કર્તવ્યો, કામ રાગને દબાવવાનાં કારણો તથા તેના વેગને રોકવાના વિચાર વીગેરે વિષયોથી તે અવશ્ય ધારવા યોગ્ય ઘણી બાબતો સમાવવામાં આવી છે.

ત્રીજો પ્રકાશ–પર્વકૃત્યમાં પર્વતીથિઓના વિચાર, અઠ્ઠાઇ વિચાર તથા તે દિવસે કરવાના ધર્મકૃત્યાદિ વિગેરે દર્શાવેલું છે.

ચોથા પ્રકાશમાં–ચાતુર્માસિકકૃત્ય હોવાથી નિયમ ધારવાના પ્રકાર, શ્રાવકના અણુવ્રત તથા રાખવા લેવા લાયક અભિગ્રહ વિગેરે બતાવવા ઉપરાંત લોકીકશાસ્ત્રમાં બતાવેલા ચોમાસી નિયમોનો સમાવેશ કરેલો છે.

પાંચમો પ્રકાશ–વર્ષકૃત્યમાં સંઘપૂજાદિકથી આલોયણાના વિષય સુધીની બારે માસની ઘણી ધારવા યોગ્ય ક્રિયાઓના વિષય સમાવ્યા છે.

છઠ્ઠો પ્રકાશ—આજન્મકૃત્યમાં નિવાસ કરવા લાયક સ્થાનકના વિચારથી તે મરણ નજીક આવ્યાના લક્ષણ સુધીના તમામ વિષયોનો સમાવેશ કરેલો છે.

એકંદર આ ગ્રંથમાં સમાવવામાં આવેલા વિવિધ વિષયોમાં પૂજાદિક અનેક ધર્માનુષ્ઠાન કરવાના વિધિની સાથે સંસારોપયોગી કાર્યો, જેવાં કે વ્યાપાર વ્યવહારાદિક કેમ કરવા, સગાં સંબંધી મિત્રાદિકની સાથે કેમ વર્તવું, શું ઊચિત અને અનુ-ચિત છે, વિગેરે વિગેરે બતાવવાની સાથે સ્વપ્નવિચાર અને સ્વરોદયવિચારાદિક અનેક ઉપયોગી બાબતોનો સમાવેશ કરવામાં આવેલો છે. અમે નથી ધારતા કે મનુષ્યને સંસારનો વ્યવહાર ચલાવતા છતાં અંકુશરૂપી નીતિબોધ વચનના વિષયો તરી પાર પાડવાને આ ગ્રંથમાં બતાવ્યા શિવાયના ઉપયોગી બીજા કાંઇ રહેતાં હોય. જેને માટે અહીં વિસ્તાર થવાના ભયથી લંબાણ ન લખતાં આગળ આ ગ્રંથમાં સમાવવામાં આવેલ વિષયાનુક્રમણિકા છાપવામાં આવી છે તે જોઈ ખાત્રી કરી લેવા ભલામણ કરીયે છીયે.

ઉપર લખ્યા મુજબ આલોક અને પરલોકના સાધનભૂત યથાવિધિ સ્વરૂપ સમજાવનાર આ ગ્રંથમાં જૈનસિદ્ધાંત, પંચાંગી, અને પૂર્વાચાર્ય પ્રણિત પ્રમાણ ગ્રંથોના આધારો તથા વેદ, સ્મૃતી, પુરાણ, ન્યાય, નીતિ વિગેરે ઘણા ગ્રંથોના પ્રસંગાનુસાર શ્લોકો ટાંકી સર્વ જગતના જીવને સંસારમાં રહ્યા છતાં આ ભવાટવી ઓલંઘવાનો સહેલો અને સુગમ રસ્તો બતાવ્યો છે. આ ગ્રંથ વાંચી, સદ્દહી, મનન કરી યથાયોગ વર્ત્તવાથી આલોક અને પરલોકના સર્વ સુખને આપવા એક નૌકા સમાનજ છે. વળી જે જે ક્રિયાઓ અને અનુષ્ઠાનો વર્તમાનકાળમાં કરવામાં આવે છે તેનો જણાવનારો સર્વ સમાચારી સૂચક ખરેખર મુખ્યમાં ગણવા લાયક આ ગ્રંથ છે, તેથી આ ગ્રંથ વિધિ પ્રતિપાદ્ય ગણાય છે, માટે શ્રીસંઘ શ્રાવક શ્રાવીકા સર્વેએ અવશ્ય આ ગ્રંથ પોતાની પાસે રાખી પ્રતિદિન મનન કરવા લાયક છે; જેથી હરેક બાબતમાં અપૂર્વ લાભ મેળવી શકાશે. વળી આ ગ્રંથ આદ્યંત સુધી વાંચવા ભણવાનો અભ્યાસ કરવાથી અવશ્ય જૈનશેલીનું પરિપૂર્ણ જ્ઞાન સ્વહૃદયમાં પ્રફુલ્લિત થઇ રહેશે.

વળી આ જૈનાચાર્ય કૃત જૈન ગ્રંથ હોઈ સર્વ દર્શનીને અલબત સર્વ મનુષ્ય માત્રને અતિ ઉપયોગી છે એમ નિર્વિવાદ કહી શકીશું અને ઇચ્છીશું કે તેનો લાભ સર્વ કોઈ લેઇ સુખી થાઓ.

આ ગ્રંથમાં વળી પ્રસ્તાવિક શ્લોકો તથા ગાથાઓ છાપવા ઉપરાંત જાણવા જોગ હોવાથી ટીકામાં સંક્ષિપ્ત હોવા છતાં શત્રુંજય મહાત્મમાંથી ઊધરી શત્રુંજયનો ઊધ્ધાર કરનાર જાવડશાહનું સંપૂર્ણ ચરિત્ર છાપેલું છે.

આ ગ્રંથ અતિ કઠણ સંસ્કૃત ભાષામાં હોવાથી અમોએ તેનું શુદ્ધ ગુજરાતી ભાષાન્તર કરવામાં જૈનશૈલીના પારિભાષિક શબ્દોના જાણ પુરૂષોના અભિપ્રાય મેળવીને ઘણા પ્રયાસથી મૂળ ટીકાકારનો બીલકુલ આશય જવા દેવા સિવાય સારી રીતે સમજી શકાય અને સર્વને સરળ અને સુગમ પડે એમ વિસ્તારપૂર્વક સ્વધર્મિબંધુઓના ઉપકાર માટે તૈયાર કર્યો છે.

ભાષાન્તર કરવામાં યતિમહારાજ જ્ઞાનચંદ્રજી અક્ષયચંદ્રજીએ લીધેલા પરિશ્રમ માટે તેમનો તેમજ આપણી જૈનશૈલીના પરિપૂર્ણ જાણ પન્યાસજી મહારાજ શ્રી ગુલાબ વિજયજી મહારાજે આ ભાષાન્તર સુધારી આપવા લીધેલ ઘણા પ્રયાસ માટે તેઓનો ઉપકાર માનવામાં આવે છે. આ ભાષાન્તર જૈનશૈલી પૂર્વકજ રચવામાં આવ્યું છે છતાં પણ જો કંઈ જૈનશૈલીથી અપારપૂર્ણ જ્યાં સમજવામાં આવે તો ત્યાં જૈનશૈલીના પરિપૂર્ણ જાણ પુરૂષોએ સંભાળીને વાંચવું તથા અમોને પણ લખી જણાવવા કૃપા કરવી. આંખદોષ વિગેરેના કારણે થયેલી ભુલોનું આ ગ્રંથને છેડે શુદ્ધિપત્ર કરી મુકેલું છે માટે સજ્જનોએ એ પ્રમાણે સુધારી વાંચવું.

યથામતિ આ ગ્રંથ છપાવતાં કોઇપણ ન્યુનાધિક અક્ષર, માત્રા, મીંડું વિગેરે લખાયું હોય તે માટે મિથ્યા દુષ્કૃત દઉં છું. સર્વ શુભં ભવતુ.

લી૦ સેવક,

**ચીમનલાલ સાંકળચંદ મારફતીઆ.**

ભાષાન્તર–પ્રસિદ્ધ–કર્ત્તા.

# પ્રસ્તાવના—દ્વિત્યાવૃત્તિ.

જણાવવાને ઘણી ખુશી ઉપજે છે કે, આ "શ્રાદ્ધવિધિ પ્રકરણ ભાષાન્તર" કે જેમાં શ્રાવકના જન્મમાત્રથી અંતિમ આરાધના સુધી કરવા યોગ તમામ કૃત્યોનું વિસ્તારપૂર્વક વિવેચન આવેલું છે અને જે સર્વમાન્ય પ્રમાણ ગ્રંથ છે, તેની પ્રથમાવૃત્તિ અમોએ સંવત ૧૯૫૫ ની સાલમાં પ્રકટ કરી હતી. તેની સાથે સાથેજ બીજું એક ભાષાન્તર પ્રકટ થયેલું અને ત્યારબાદ વળી એક ત્રીજું ભાષાન્તર બ્હાર પડેલું છતાં અમારી પ્રથમાવૃત્તિનાં સઘળાં પુસ્તકો (તમામ નકલો) ખપી જવા ઉપરાંત તેની માગણી ચાલુ રહેવાથી અમો તેની આ બીજી આવૃત્તિ પ્રકટ કરવાને સમર્થ થયા છીએ. અમારા ભાષાન્તરની ચાહના શ્રીસંઘમાં કેવી છે તે તેની ખપતી ઉપરથીજ સિદ્ધ થઇ ચુકયું છે, જેથી તે વિષે અમારે કાંઇપણ વધુ વિવેચન કરવાનું રહેતુંજ નથી.

જૈન ધર્મના ભાષાન્તરનાં પુસ્તકોમાં એકજ ગ્રંથનાં બે ત્રણ ભાષાન્તરો બ્હાર પડયાં હોય અને તેની બીજી આવૃત્તિ પ્રકટ થઇ હોય તો તે આ અમારા પુસ્તકનીજ છે એમ અમારા ધારવા પ્રમાણે નિઃસંશય છે. આમ લખી આત્મશ્લાઘા કરવાનો અમારો હેતુ નથી, કે અમારા તરફથી પ્રકટ થયેલું ભાષાન્તરજ સારૂ હોવાથી તેમ થયું છે; પરંતુ આ સર્વમાન્ય "શ્રાદ્ધવિધિ" ગ્રંથની લોકપ્રિયતા અને ઉપીયોગીતાનુંજ આ પરિણામ છે.

આ દ્વિત્યાવૃત્તિમાં, પ્રથમાવૃત્તિમાં જે જે ભૂલો આંખદોષ વિગેરેના કારણને લીધે થએલી તેના શુદ્ધિપત્ર મુજબ સુધારો કરવા ઉપરાંત કેટલાક શ્લોકોનો વધારો કરવામાં આવ્યો છે; કે જેથીકરીને તેના અર્થની ગહનતાનું સ્પષ્ટિકરણ સમજવા સુલ્લભ થાય. તેમજ કેટલાક વિષયના હેડીંગનો પણ વધારો કરવામાં આવ્યો છે, કે જેથી જે સંબંધનો વિષય જોવો હોય તે જોવાને સુગમતા પડે. આ આવૃત્તિમાં આંખદોષ વિગેરેના કારણથી જે કાંઇ ભુલ ચુક થઇ હોય તે માટે મિથ્યા દુષ્કૃત દઉં છું અને તે સુજ્ઞ સજ્જનોને સુધારી વાંચવા સવિનય પ્રાર્થના છે. વળી જે મુની મહારાજ યા જૈનબંધુ તે સંબંધે અમોને જણાવશે તેમનો ઉપકાર માનવાની સાથે હવે પછીની આવૃતિમાં સુધારો કરવામાં આવશે.

પ્રસિદ્ધ કર્ત્તા

# ગ્રંથ વિષયાનુક્રમણિકા.

# સુચિપત્ર.

## મુંબઇ—પાયધોની નમીનાથજીના દેરાસરની બાજુમાં આવેલા શાન્તિ સુધાકર પ્રેસમાં મળતાં પુસ્તકોની ટુંક નોંધ.

### देवनागरी अक्षरमां छापेलां

**चोवीशी तथा वीसी संग्रह**—जेमां ३७ पंडीतोए रचेलां जुदां जुदां चोवीशीनां तथा दस वीशीओनां तथा छुटक स्तवनो मळी ११२५ स्तवनो छे मोटा अक्षरमां मोटा कदना ८०० पृष्टनुं पुस्तक. रु. ४—०—०

**उपदेश मासाद भाषान्तर भाग २ जो**—जेमां श्रावकनां पांच अणुव्रत तथा गुणव्रतनुं तमाम स्वरुप ७५ व्याख्यानोमां १००) कथाओ साथे छे. रु. २—०—०

**उपदेश मासाद भाषान्तर भाग ३ जो**—९ थी १२ मां व्रत सुधीनुं तमाम स्वरुप विगेरे ६० कथाओ सहीत. २—०—०

**जैन रामायण** याने रामचरित्र चित्रो सहित रु. २—०—०

**रत्न समुच्चय रामविलास**—विविध विषयोथी भरपुर ९०० मोटां पृष्टनो ग्रंथ. रु. ५—०—०

**श्री जिन पूजा महोदधी**— रु. ४—०—०

श्रावकना बार व्रतनी संक्षीप्त टीप ०-१-०

छ अट्टाइनुं स्तवन—महावीर स्वामीना सतावीश भवनुं स्तवन तथा पारणुं. ०-२-०

श्री शत्रुंजय वृद्ध रास रु. ०—१—०

आत्मारामजी महाराज विरचित—तमाम पूजाओनो संग्रह. रु. ०—८—०

जीव विचार. रु. ०—४—०

विविध पूजा संग्रह. रु. १—८—०

जीवाभीगम सूत्र—मुळ—टीका तथा बालावोध साथे. ११०० पाना २२०० पृष्टनो ग्रंथ. रु. १५—०—०

पंचप्रतिक्रमण सूत्र रु. १—४—०

देवसी राइ प्रतिक्रमण . ०—४—०

नव स्मरण रु. ०—४—०

सज्झाय माळा—१२५ सज्झायो. रु. ०—८—०

हंस विनोद रु. ०-१२-०

श्रीपाळ राजानो रास अर्थ साथे. २—८—०

नवाणुं जात्रानी वीधी तथा नवाणु प्रकारी पूजा स्तवनो वीगेरे. रु. ०—४—०

### ગુજરાતી અક્ષરમાં છાપેલાં

| | |
|---|---|
| શ્રાદ્ધ વિધિ પ્રકરણ ભાષાન્તર | રૂ. ૩—૦—૦ |
| ધર્મ પરિક્ષાને રાસ અર્થ સાથે | રૂ. ૨—૦—૦ |
| શત્રુંજય નામ સ્થાપક—શુકરાજ ચરિત્ર | ૦—૬—૦ |
| પુજા સંગ્રહ નાના અક્ષર વાળી | રૂ. ૦—૮—૦ |
| પુજા સગ્રહ મોટા અક્ષર વાળી | રૂ. ૧—૮—૦ |
| જૈન કાવ્ય પ્રકાશ ભાગ ૧ લો | રૂ. ૦—૪—૦ |
| જૈન કાવ્ય પ્રકાશ ભાગ ૨ જો | રૂ. ૦—૪—૦ |
| પંજુસણ પર્વ મહાત્મ્ય—ગજસિંહ કુમારની કુમારની કથા | રૂ. ૦—૪—૦ |
| સામાયક સૂત્ર અર્થ સાથે | રૂ. ૦—૧—૦ |
| પંચ પ્રતિક્રમણસુત્ર મોટા અક્ષર ૧૯૦ પૃષ્ટનુ | ૦-૪-૦ |
| ચંદરાજાને રાસ અર્થ સાથે | રૂ. ૨—૮—૦ |
| સઝાય માળા ભાગ ૧ લો | રૂ. ૧—૧—૦ |
| સઝાય માળા ભાગ ૨ જો | રૂ. ૧—૧—૦ |
| સુરસશી દેવચંદ કૃત સ્તવનાદિ | રૂ. ૦—૧—૦ |
| દુનીયાને પ્રાચીન ધર્મ | રૂ. ૧—૦—૦ |
| જૈન તીર્થાવળી પ્રવાસ—જેમાં હીંદુસ્તાનમાં આવેલા ૨૦૦૦) સુમારે દેરાસરોવાળા ગામો તીર્થો, ત્યાં જવાના રસ્તા, તમામ રેલવે ગાઇડ ( સ્ટેશન, ભાડુ, માઈલ ) સુધાંત | ૧—૦—૦ |
| શ્રીપાળ રાજાને રાસ અર્થ સાથે. | રૂ. ૨—૮—૦ |
| પ્રબંધ ચીંતામણી ભાષાંતર—વિક્રમ, કુમારપાળ, શાલીવાહન વીગેરે જૈની રાજાઓ વીગેરેના પ્રબંધ છે. | |
| ભરતેશ્વર બાહુબલિવૃત્તિ ભાષાંતર | રૂ. ૨—૦—૦ |
| વર્ધમાન દેશના ભાષાંતર, આ ગ્રંથમાં દશ શ્રાવકોનાં ઉતમ ચરિત્ર અને દ્રષ્ટાંત સહિત કથાઓ આવી છે. | |
| ચંપક ચંદ્રાવતી ભાગ ૧ ભાગ ૨ દરેકના. | ૦—૧૨—૦ |

ए शिवाय दरेक जातना रास, प्रकरण वीगेरे पुस्तको अमारा तथा भीमसी माणेक वीगेरेनां छपावेलां तमाम अमारे त्यांथी मळशे जोइए तेमणे मंगावी लेवां--टपाल खर्च जुदुं वी. पी. थी मोकलवामां आवशे.

पुस्तक मंगावनारे, " मेनेजर शान्ति सुधाकर प्रेस मींडीबजार, उमरखाडी पोस्ट " ए सरनामे लखी मोकलवुं.

# श्राद्धविधि प्रकरण मूल.

आ ग्रंथनुं पृष्ठ.

सिरि वीरजीणं पणमिअ ।
सुआओ साहेमि किमवि सड्ढविहि ॥
रायगिहे जगगुरुणा ।
जह भणियं अन्नयपुट्ठेणं ॥ १ ॥ ॥ २ ॥
दिणरत्ति पव्व चउमासग ।
वच्छर जम्म किच्चि दाराइं ॥
सड्ढाणुग्गहथ्था ।
सड्ढविहिए न्नणिज्जंति ॥ २ ॥ ॥ ३ ॥
सड्ढत्तणस्स जुग्गो ।
भद्दग पगई विसेस निउणमई ॥
नयमग्गरई तह दढ ।
निअ वयणठिई विणिद्दिठ्ठो ॥ ३ ॥ ॥ ३ ॥
नामाई चउभेओ ।
सड्ढो न्नावेण इथ्थ अहिगारो ॥
तिविहो अ भावसड्ढो ।
दंसण वय उत्तरगुणेहिं ॥ ४ ॥ ॥ ६६ ॥

नमुक्कारेण विबुद्धो ।
सरेईसो सकुल धम्म निअमाई ॥
पडिक्कमिअ सूइ पूइअ ।
गिहे जिणं कुणइ संवरणं ॥ ५ ॥ ॥ ७१ ॥
विहिणा जिणं जिणगेहे ।
गंता मच्चेई उचिय चिंतरओ ॥
उच्चरई पच्चख्खाणं ।
दृढ पंचाचार गुरुपासे ॥ ६ ॥ ॥ ११०॥
ववहारसुद्धि देसाई ।
विरुद्धचाय उचिय चरणेहिं ॥
तो कुणइ अथ्थचित्तं ।
निव्वाहिंतो निअंधम्मं ॥ ७ ॥ ॥ २२२ ॥
मझ्झण्हे जिणपुआ ।
सुपत्तदाणाइ जुत्तिसंजुत्ता ॥
पच्चख्खाइय गीयथ्थ ।
अंतिए कुणइ सझ्झायं ॥ ८ ॥ ॥ ३२७ ॥
संझाई जिण पुणरवि ।
पूअई पडिक्कमई कुणई तह विहिणा ॥

विस्समणं सज्झायं ।
गिहं गओ तो कहइ धम्मं ॥ ९ ॥ ॥ ३९१ ॥
पायं अबंभ विरओ ।
समए अप्पं करेई तो निद्दं ॥
निद्दोवरमे थी तणु ।
असुइत्ताई विचिंतिज्जा ॥ १० ॥ ॥ ४०४ ॥
पव्वेसु पोसहाई ।
बंभ अणारंभ तव विसेसाई ॥
आसोय चित्त अठ्ठाहिअ ।
पमुहेसु विसेसेणं ॥ ११ ॥ ॥ ४१२ ॥
पइ चउमासं समुचिअ ।
नियमग्गहो पाउसे विसेसेण ॥ ॥ ४२५ ॥
पइ वरिसं संघच्चण ।
साहम्मिअ भत्तिअ जत्ततिगं ॥ १२ ॥ ४३४ ॥
जिणगिहए न्हवणं जिणधण ।
वुड्ढी महपुआ धम्मजागरिआ ॥
सुअपुआ उज्जवणं ।
तह तित्थप्पभावणा सोही ॥ १३ ॥ ४३४ ॥

जम्मंमि वास ठाणं ।
तिवग्गसिद्धिइं कारणं उचिअं ॥
उचिअं विज्जा गहणं ।
पाणिग्गहणं च मित्ताई ॥ १४ ॥ ॥ ४५५ ॥
चेइय पडिम पइट्ठा ।
सआई पव्वावणाय पयठवणा ॥
पुथ्थयलेहण वायण ।
पोसहसालाइ कारवणं ॥ १५ ॥ ४६८ ॥
आजम्मं समत्तं ।
जह सत्ति वयाइं दिख्खगह अहवा ॥
आरंभचाओ बंभंच ।
पडिमाइ अंति आराहणा ॥ १६ ॥ ॥ ४७४
एअं गिहि धम्मविहिं ।
पइदिअहं निव्वहंति जे गिहिणो ॥
इहभवपरभवनिव्वुइ ।
सुहं लहुं ते लहंति धुवं ॥ १७ ॥ ॥ ४७४ ॥

॥ इति श्री रत्नशेखरसूरि विरचिता श्राद्धविधि मूलमात्रा समाप्ता ॥

श्री वीतरागाय नमः

# श्री श्राद्धविधि प्रकरण

## भाषान्तर सहित.

—:o:—

### ભાષા મંગલાચરણ.

શાર્દૂલવિક્રીડિત.

ભકતીથી નમતા સુરેંદ્ર મુકુટે કાંતીપણે દીપતા,
લાખો રૂપ જિનેંદ્રનાં બની રહ્યા મોહારિને જીપતા;
દીક્ષા જ્ઞાન ગુરૂ સુભકિત મુજને આપો સદા સંપદા,
શ્રી ભાષાંતર શુદ્ધ શ્રાદ્ધવિધિનો સ્હેલો રચુંછું મુદા. ॥ ૧ ॥

### टीका मंगलाचरण.

**अर्हत्सिद्धगणींद्रवाचकमुनिप्रष्ठाः प्रतिष्ठास्पदम् ।**
**पंचश्रीपरमेष्ठिनः प्रददतां प्रोच्चैर्गरिष्ठात्मता ॥**
**द्वैधान् पंचसुपर्वणां शिखरिणः प्रोद्दाममाहात्म्यत-।**
**श्चेतश्चिंतितदानतश्च कृतिनां ये स्मारयंत्यन्वहम् ॥ १ ॥**

અર્થ–પુણ્યવંત પ્રાણીઓને પોતાના મોટા મહિમાથી અને મનવાંછિત આપવાથી જે નિરંતર સ્મરણ કરાવે છે, બે પ્રકારના પાંચે ભેદના દેવોમાં* શિરોમણિ છે, અર્હત્, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ, એ પાંચે જેમાં મુખ્ય છે, એવા બાહ્ય અભ્યંતર શોભાવંત જે પંચપરમેષ્ઠિ છે. તે, કેવળજ્ઞાનાદિક જેનાથી પમાય એની અતિશય મોટી પ્રતિષ્ઠા ( આત્મગુણની સ્થિરતા ) ની પદવી આપો.

**श्रीवीरं सगणधरं । प्रणिपत्य श्रुतगिरं च सुगुरुंश्च ॥**
**विवृणोमि स्वोपज्ञं । श्राद्धविधिप्रकरणं किंचित् ॥ २ ॥**

અર્થ–ગણધર સહિત, જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ લક્ષ્મીના ધારક શ્રી વીર પરમાત્મા, સરસ્વતી અને સુગુરૂ એઓને નમસ્કાર કરીને પોતાના+ કરેલા શ્રાદ્ધવિધિ પ્રકરણને કાંઈક વિસ્તારથી કહું છું.

---

* દેવના પાંચ ભેદ છે અને તે ભેદો બે પ્રકારનાં છે.

| પહેલો પ્રકાર. | બીજો પ્રકાર. |
|---|---|
| ૧ તિર્યંચ અને મનુષ્ય વિગેરે જે દેવપણે ઉત્પન્ન થનાર છે તે જીવ દ્રવ્યદેવ. ૨ રાજા ચક્રવર્તી તે નરદેવ. ૩ સાધુ તે ધર્મદેવ. ૪ અરિહંત તે દેવાધિદેવ. ૫ ભુવનપતિ, વ્યંતરીક, જ્યોતિષી, વૈમાનીક વિગેરે દેવોને ભાવદેવ કહેવાય છે. | ૧ ભુવનપતિ. ૨ વ્યંતર. ૩ જ્યોતિષી. ૪ વૈમાનીક. ૫ અનુત્તર વિમાનવાસી. |

+ આ મૂળ ગ્રંથ અને ટીકા બંનેના કર્તા એકજ પોતે રત્નશેખરસુરી છે.

युगवरतपागणाधिप । पूज्यश्रीसोमसुंदरगुरूणाम् ॥
वचनादधिगततत्त्वः । सत्वहितार्थं प्रवर्तेऽहम् ॥ ३ ॥

અર્થ—તપાગચ્છના નાયક યુગપ્રવર પૂજ્ય શ્રી સોમસુંદર ગુરૂનાં વચનથી તત્વને પામીને ભવ્ય પ્રાણીના બોધને માટે પ્રવર્તું ( આ ગ્રંથની રચના કરૂં ) છું.



### ગ્રંથ મંગલાચરણ. ( મૂળ ગાથા. )

सिरि वीरजिणं पणमिअ, सुआउ साहेमि किमवि सड्ढविहिं ॥
रायगिहे जगगुरुणा, जहभणियं अभयपुट्ठेणं ॥ १ ॥

કેવલજ્ઞાન, અશોકાદિ અષ્ટ પ્રાતિહાર્ય, પંચત્રિંશત્ ( પાંત્રીસ ) વચન ગુણાતિશયરૂપ લક્ષ્મી સંયુક્ત, ચરમ તીર્થંકર શ્રી વીર જિનરાજને ઉત્કૃષ્ટ ભાવપૂર્વક ત્રિકરણ યોગ (મન, વચન અને કાયા)થી નમીને સિદ્ધાંતો અને ગુરૂ સંપ્રદાયથી વારંવાર સાંભળેલો **શ્રાવકનો વિધિ** અભયકુમારના પૂછવા પૂર્વક રાજગૃહ નગરે સમોસરેલા શ્રી મહાવીર સ્વામીયે સ્વયંમુખે જેમ પ્રકાશેલો તેવાજ પ્રકારનો હું પણ કિંચિત્ સંક્ષેપમાત્રમાં કહું છું.

અહિંયાં જે વીરપદનું ગ્રહણ કર્યું છે, તે કર્મરૂપ શત્રુના વિદારણ ( નાશ ) કરવાથી સાર્થક છે. કહ્યું છે કે,

विदारयति यत्कर्म, तपसा च विराजते ॥
तपोवीर्येण युक्तश्च, तस्माद्वीर इति स्मृतः ॥ १ ॥

તપવડે કર્મને દૂર કરે છે, તપવડે શોભે છે, અને તપ સબંધી વીર્ય ( પરાક્રમે ) કરીને યુક્ત છે, તેટલા માટે "વીર" કહેવાય છે.

રાગાદિક શત્રુઓના જિતવાથી જિનપદ પણ સાર્થકજ છે; વળી ૧ દાનવીર, ૨ યુદ્ધવીર, ૩ ધર્મવીર, એમ ત્રણે પ્રકારનું વીરપણું તો તીર્થંકરમાં છાજેજ છે. કહ્યું છે કે,

कृत्वा हाटककोटिभिर्जगदसद्दारिद्र्यमुद्राकषम् ।
हत्वा गर्भशयानपिस्फुरदरीन् मोहादिवंशोद्भवान् ॥
तप्त्वादुस्तपमस्पृहेण मनसा कैवल्यहेतुंतप— ।
स्त्रेधा वीरयशोदधद्विजयतां वीरस्त्रिलोकीगुरुः ॥ १ ॥

આ અસાર સંસારના દારિદ્ય ચિન્હને કરોડો સોનૈયાનાં દાનવડે દૂર કરીને, મોહાદિ વંશમાં ઉત્પન્ન થયેલા શત્રુઓને મૂળમાંથીજ હણીને, તથા મોક્ષ હેતુક તપને નિસ્પૃહ ( ઇચ્છા વગરના ) મનવડે તપીને, એવા ત્રણ પ્રકારે "વીરયશ" ને ધારણ કરનાર ત્રૈલોક્યના ગુરૂ શ્રી મહાવીર સ્વામી સર્વોત્કર્ષ રહો ( જય પામો ).

"વીર જિન" એજ પદ થકિ એઓ ચાર મૂલાતિશય (૧ અપાયાપગમ-જેનાથી કષ્ટ દૂર રહે, ૨ જ્ઞાનાતિશય-ઉત્કૃષ્ટ જ્ઞાનવાળા, ૩ પૂજાતિશય-સર્વને પૂજવા યોગ્ય, ૪ વચનાતિશય-જેઓની ઉત્તમ વાણી ) યુક્તજ છે, એ પણ સિદ્ધજ થાય છે.

આ પુસ્તકમાં જે જે દ્વારોનું વર્ણન કરવાનું છે, તેનાં નામ દર્શાવે છે.

दिणरत्तिपव्वचउमासग वच्छरजम्मकिच्चिदाराइं ॥
सड्ढाणणुग्गहट्ठा सड्ढविहिए भणिज्जंति ॥ ५ ॥

૧ દિન કૃત્ય, ૨ રાત્રિ કૃત્ય, ૩ પર્વ કૃત્ય, ૪ ચાતુર્માસિક કૃત્ય, ૫ વર્ષ કૃત્ય, ૬ જન્મ કૃત્ય; એ છ દ્વારો શ્રાવક જનોના ઉપકારને વાસ્તે આ "શ્રાવક વિધિ" નામા ગ્રંથમાં વર્ણવવામાં આવશે.

આ ગાથામાં મંગલનું નિરૂપણ કરીને, ૧ વિદ્યા, ૨ રાજ્ય, અને ૩ ધર્મ, એ ત્રણે, યોગ્ય ( મનુષ્ય ) નેજ અપાય છે, માટે શ્રાવક ધર્મના યોગ્ય પુરૂષનું નિરૂપણ કરે છે.

सड्ढत्तणस्सजुग्गो भद्दगपगईविसेसनिउणमई ॥
नयमग्गरईतह दढनिअवयणठिइविणिद्दिट्ठो ॥ ३ ॥

૧ ભદ્રક પ્રકૃતિ, ૨ વિશેષ નિપુણમતિ, ૩ ન્યાયમાર્ગ રતિ, અને ૪ દૃઢ નિજ પ્રતિજ્ઞ સ્થિતિ, આવા ચારે ગુણ યુકત ( મનુષ્ય ) ને શ્રાવક ધર્મ યોગ્ય સર્વજ્ઞોયે જણાવ્યો છે. ભદ્રક પ્રકૃતિ તે માધ્યસ્થાદિ ગુણ યુકત પણ કદાગ્રહ ગ્રસ્ત હૃદય ન હોય તે શ્રાવકધર્મને યોગ્ય જાણવો. કહ્યું છે કે,

रत्तोदुट्ठोमूढो पुव्वंवुग्गाहिओ अ चत्तारिं ॥
एएधम्माणरिहा अरिहोपुणहोइमज्झत्थो ॥ १ ॥

૧ રકત એટલે રાગીષ્ટ એ ધર્મને અયોગ્ય છે. જેમકે, ભુવનભાનુ કેવલીનો જીવ પૂર્વ ભવમાં રાજાનો પુત્ર ત્રિદંડીમત ભકત હતો, તેને જૈન ગુરૂએ અત્યંત કષ્ટથી પ્રતિબોધી દૃઢ ધર્મી કર્યો છતાં પણ પૂર્વ પરિચિત ત્રિદંડીના વચને કરી દૃષ્ટી રાગ પ્રગટ થવાથી તે સમ્યકત વમીને અનંત ભવમાં ભમ્યો. ૨ દ્વેષી પણ ભદ્રબાહુ સ્વામીના ગુરૂભાઇ વરાહમિહિરની પેઠે ધર્મને અયોગ્ય છે. ૩ મૂર્ખ તે વચન ભાવાર્થનો અજાણ–ગામડાના કુલપુત્રના જેવો. જેમકે, કોઇ એક કણબીનો પુત્ર પોતાને ઘેરથી કોઇ રાજાની ચાકરી કરવાને અર્થે નીકળ્યો, ત્યારે તેની માતાએ તેને શિખામણ દીધી કે, જેનો તેનો વિનય કરવો; ત્યારે તેણે પૂછ્યું કે, વિનય કેમ થાય ? તેણીયે શિખવ્યું કે, "નીચા વળીને જુહાર કરવો." આ વચન ધારીને ( અંગીકાર કરીને) તે કણબીનો પુત્ર ગ્રામાંતરે ચાકરી માટે ચાલ્યો. માર્ગમાં મૃગલાં પકડવાને છાના ઉભા રહેલા વ્યાધો (પારધીયો)ને દૂરથી દેખી, તેણે મોટે સ્વરે જુહાર કર્યો, તેના શબ્દે કરી મૃગલાં નાશી ગયાં, જેથી તેઓએ મળી તેને માર્યો. ત્યારે તે કહેવા લાગ્યો કે, મારી માતાએ મને શિખાવ્યું હતું તેથી મેં એમ કર્યું, ત્યારે વ્યાધો બોલ્યા કે, તું મૂર્ખ છું, આવા પ્રસંગે "છાના છાના આવવું." તે ધારી ત્યાંથી આગળ જતાં ધોબી લોકો વસ્ત્ર ધોઇ સુકાવતા હતા તે માર્ગથી નીચો વળી છુપાતો છુપાતો ચાલવા લાગ્યો, જેથી તેઓએ ( ધોબીઓએ ) તેને ચોરની ભ્રાંતિથી કુટ્યો. ત્યારે તેણે પ્રથમ બનેલી

સાચી હકીકત કહી સંભળાવ્યાથી તેઓએ શિખાવ્યું કે આવા પ્રસંગે તો "ધોળા થાઓ-ઉજળા થાઓ" એમ બોલતા જવું. ત્યાંથી આગળ ચાલતાં ખેતી વાવનારા ખેડુતો વાદળ સામે જોતા હતા, તેઓને જોઇને તે 'ધોળુ થાઓ-ઉજળુ થાઓ' એમ બોલ્યો, ત્યારે તેઓએ તેને અપશુકનની ભ્રાંતિથી કુટ્યો. ત્યાં પણ ખરી વાત કહેવાથી ખેડુતોએ શિખાવ્યું કે, મૂર્ખ ! આવા પ્રસંગે તો "બહુ થાઓ-બહુ થાઓ" એમ બોલવું. આ વચનો મનમાં ધારી ( ગ્રહણ કરી ) તે આગળ ચાલ્યો. જતાં એક ગામમાં કોઇક મરણ પામેલા શબને ઉપાડી રોતા જતા લોકોને દેખી તે બોલ્યો કે, 'બહુ થાઓ-બહુ થાઓ' તે વખતે તે લોકોએ પણ અપશુકનની બુદ્ધિથી તેને કુટયો. તેમની પાસે પણ સર્વ બનેલી બીના તેણે ખરેખરી કહી બતાવ્યાથી તેઓએ શિખાવ્યું કે, આવા પ્રસંગે તો "મ થાઓ-મ થાઓ" એમ બોલવું. તેઓનું બોલવું માન્ય કરી આગળ જતાં એક જગોએ વિવાહનો સંબંધ મેળવતાં દેખી વિવાહના મંડપમાં જઇ બોલ્યો કે, 'મ થાઓ-મ થાઓ,' આ શબ્દો સાંભળી ત્યાં મળેલા લોકોમાંના કેટલાકે તેને ખુબ માર્યો, જેથી તેણે અગાઊ બનેલી અને શિખેલી સર્વ સાચી વાત જણાવી. ત્યારે તેઓએ શિખાવ્યું કે, મૂર્ખ ! એવા સમય પર તો "નિરંતર થાઓ-નિરંતર થાઓ" એમ બોલવું. તે સાંભળી ધારી લેઈ ત્યાંથી વિદાય થયો. આગળ જતાં એક માણસના પગમાં બેડી ઘાલતાં દેખીને તે બોલ્યો કે, 'નિરંતર થાઓ-નિરંતર થાઓ,' આ વચનો સાંભળતાંજ તે પુરૂષનાં સંબંધીઓએ તેને કુટયો. ત્યાં પણ સાચું બોલવાથી તેઓએ કહ્યું કે, અરે મુર્ખ ! આવા પ્રસંગ ઉપર તો "જલ્દી મુકાઓ-જલ્દી મુકાઓ" એમ બોલવું. હવે એમજ ધારીને આગળ વધ્યો. ચાલતાં રસ્તામાં બે જણા મૈત્રી બાંધતા હતા તેમને દેખી નજીક જઇ બોલ્યો કે, 'જલ્દી મુકાઓ-જલ્દી મુકાઓ', જેથી તેમણે પણ માર્યો. તેમની પાસે પણ સત્ય બોલવાથી છુટીને ચાલી નીકળી કોઈ એક ગામમાં આવી દુષ્કાળ સમયે કોટવાળના ઘરમાં તે નોકરી કરવા રહ્યો. ત્યાં એકદા પ્રસ્તાવે તે કોટવાળના ઘરમાં ખાવા સારૂ રાબ તૈયાર કરેલી, તે વખતે કોટવાળ ચોરે (દેવડીએ) ગયેલ હોવાથી તે (મુર્ખ) તેને બોલાવવા ગયો, જ્યાં ઘણા માણસોની મંડળી બેઠી હતી. તેઓની સમક્ષ મોટા સબ્દે ( ઘાંટો પાડી ) બોલવા લાગ્યો કે, ચાલો-ચાલો રાબ ઠંડી થઈ જશે. તે સાંભળી કોટવાળ ઘણોજ લજવાણો અને ઘેર આવી તેને ખૂબ કુટયો. પછી શિખાવ્યું કે, મુર્ખ ! આવી લજામણી વાત તો પ્રચ્છન્ન ( છાની ) જ કહેવી, કદાપિ ચાર જણના સાંભળતાં બોલવી નહીં. ત્યારબાદ થોડેક દીવસે ઘરમાં આગ લાગી તે વખત કોટવાળને બોલાવવા સારૂ તે ચોરા ઉપર આવ્યો. આ વખતે પણ અગાઉની સાફક મંડળી બેઠેલી હતી જેથી તે કાંઇપણ બોલ્યા વિના મુંગોજ ઉભો રહ્યો; અને ઘણી વારે લોકોનો સમુદાય વેરાઇ ગયા પછી તેણે કહ્યું કે, સ્વામી, આજે આપણા ઘરમાં આગ લાગી છે. તે સાંભળી કોટવાળ ગુસ્સે થઇ બોલ્યો કે, તારા જેવો મૂર્ખનો સરદાર કોઈપણ નહીં હશે, એમાં કહેવા શું આવ્યો? અને કયારનો મુગો મુગો શું ઉભો રહ્યો ? એવા પ્રસંગે તો જલદી જલદી ધુળ, ભસ્મ, કચરો, અને પાણી નાખવું કે તરતજ આગ ઓલવાઈ ( સમાઇ ) જાય.

એક સમયે કોટવાળ હજામત કરાવી મસ્તકના વાળ ( ચોટલી ) સુગંધી ધુપથી ધુપતો હતો, તેવારે વાળમાંથી ધુમાડો નિકળતો દેખી મૂર્ખે માન્યું કે, અરે આગ લાગી; તેથી તુરતજ તેના ઉપર ધુળ અને પાણી નાખવા લાગ્યો. આવી રીતે ખરા ભાવાર્થ ( હેતુ ) તથા સમયને સમજી નહીં શકનારા પણ ધર્મને અયોગ્ય જાણવા. ૪ પહેલાથી કોઈએ વ્યુદ્દગ્રાહિત ( ભરમાવેલ ) હોય તે પણ ગોશાલાથી ભરમાઈ ગયેલ નિયતિવાદી પ્રમુખની પેઠે ધર્મને અયોગ્ય સમજવા. એ પ્રકારે ચારે દોષવાળા મનુષ્યો ધર્મને અયોગ્ય જાણવા.

૧ મધ્યસ્થ વૃત્તિ-સમદૃષ્ટી, તે ધર્મને યોગ્ય; માત્ર મધ્યસ્થ વૃત્તિવાળા ( રાગદ્વેષ રહિત ) આર્દ્રકુમારાદિકના જેવા જાણવા. ૨ વિશેષ નિપુણમતિ-તે વિશેષજ્ઞ: જેમકે, હેય ( છાંડવા યોગ્ય ) જ્ઞેય (જાણવા યોગ્ય) અને ઉપાદેય (આદરવા યોગ્ય) નો વિવેક જાણે એવી જેની બુદ્ધિ છે, પણ પૂર્વોક્ત બતાવેલા કુલપુત્રના જેવી, વસ્તુ તત્વના પરિજ્ઞાનથી અજાણ એવી જેની બુદ્ધિ નથી, એવો ગુણી તે ધર્મને યોગ્ય જાણવો. ૩ ન્યાય માર્ગ રતિઃ ન્યાય ( આગળ વ્યવહાર શુદ્ધિ અધિકારમાં કહેવાશે તે ) માર્ગમાં રતિ (પ્રીતિ) જેને હોય તે પણ ધર્મને યોગ્ય જાણવો. ૪ દૃઢ નિજ વચન સ્થિતિ-દૃઢ (આકરી) પણ શિથિલ નહીં એવી નિજ (પોતાની) વચન સ્થિતિ ( પ્રતિજ્ઞા ) જેની છે, એ પણ ધર્મને યોગ્ય સમજવો. એ રીતે ચાર ગુણ યુક્ત પુરૂષ છે, તેજ ધર્મને યોગ્ય જાણવા. વળી બીજા કેટલાક પ્રકરણોમાં શ્રાવકના યોગ્ય એકવીશ ગુણ પણ કહ્યા છે તે નીચે મુજબઃ—

धम्मरय णस्स जुग्गो, अखुद्दो रूववं पगइसोमो ।
लोगप्पीओ अकूरो, भीरू असठो सदक्खिणो ॥ १ ॥
लज्जालुओ दयालु मज्झथ्थो सोमदिट्ठि गुणरागी ।
सकह सुपक्खजुत्तो, सुदीहदंसी विसेसण्णु ॥ २ ॥
वुड्ढाणुगो विणीओ, कयण्णूओ परहियथ्थकारीय ।
तह चेव लद्धलख्खो, इगवीस गुणेहिं संजुत्तो ॥ ३ ॥

૧ અક્ષુદ્ર-અતુચ્છ હૃદય (ગંભીર ચિત્તવાળો હોય પણ તુચ્છ સ્વભાવ ન હોય એવો ); ૨ રૂપવાન ( દેખાવડો ) પાંચે ઇંદ્રિયો સ્વચ્છ ( કાંણો, આંધળો, બોબડો, લુલો, પાંગળો નહીં ) હોય એવો; ૩ પ્રકૃતિ સૌમ્ય-સ્વભાવથીજ શાંત હોય ( પણ કૂર સ્વભાવ ન હોય ) એવો; ૪ લોકપ્રિય-દાન, શિયલ, ન્યાય, વિનય અને વિવેકાદિ યુક્ત હોય એવો; ૫ અક્રૂર-અક્લિષ્ટ ચિત્ત (અદેખાઇ પ્રમુખ રહિત) હોય એવો; ૬ ભીરૂ-પાપથી, લોકનિંદાથી, તેમજ અપયશથી ડરતોજ રહે એવો; ૭ અશઠ-કપટી નહીં તે; ૮ સદાક્ષિણ્ય-પ્રાર્થના ભંગથી ભીરૂ, શરણે આવ્યાને હિત વત્સલ; ૯ લજ્જાલુ-અકાર્યવર્જક, ( અકાર્ય કરતાં પહેલાંજ બીહે); ૧૦ દયાળુ-સર્વ પર કૃપાવંત; ૧૧ મધ્યસ્થ-રાગ દ્વેષ રહિત અથવા સોમદૃષ્ટિ, પોતાના કે પારકાનો વિચાર કર્યા વગર ન્યાયમાર્ગમાં સર્વનું સરખું હિત કરનાર યથાર્થ તત્વના જાણપણાથી એક ઉપર રાગ તેમ બીજા ઉપર દ્વેષ રાખે નહીં, માટે

મધ્યસ્થ ગણાય છે. મધ્યસ્થ અને સોમદૃષ્ટિ એ બન્ને ગુણને એક ગુણ ગણેલ છે. ૧૨ ગુણરાગી-ગુણવંતનોજ પક્ષ કરે અને અવગુણીને ઉવેખે તે; ૧૩ સત્કથા-સત્યવાદી અથવા ધર્મ સંબંધી ( ઉચિત ) જં કથા ( વાર્તા ) પ્રિય છે જેને; ૧૪ સુપક્ષયુક્ત-ન્યાયનોજ પક્ષપાની અથવા સુશીલ, અનુકુલ અને સભ્ય સમુદાયવંત (સુપરીવારયુક્ત); ૧૫ સુદીર્ધદર્શિ-સર્વ કાર્યમાં લાંબો વિચાર કરી લાભાલાભ સમજી શકે (બહુ લાભ અને અલ્પ ક્લેશના કાર્યનો કર્તા); ૧૬ વિશેષજ્ઞ-તત્વના અભિપ્રાયનો જાણ (ગુણ દોષનું અંતર સમજી શકે એવો); ૧૭ વૃદ્ધાનુગો-વૃદ્ધ સંપ્રદાય પ્રમાણે પ્રવર્ત્તક [ આચારવૃધ્ધ, જ્ઞાનવૃધ્ધ, વયોવૃધ્ધ, એ ત્રણે વૃધ્ધોની શૈલી (પરંપરા)થી પ્રવર્તનાર ]; ૧૮ વિનીતઃ-ગુણીનું બહુમાન કરનાર; ૧૯ કૃતજ્ઞ-કર્યા ગુણને ભૂલેજ નહીં એવો; ૨૦ પરહિતાર્થકારી-નિસ્પૃહપણે પરહિતનો કર્તા; ૨૧ લબ્ધલક્ષો-ધર્માદિ કૃત્યોમ સંપૂર્ણ અભ્યાસ કરેલા પુરૂષોના પરિચયવાળો ( સર્વ કાર્યમાં સાવધાન ) હોય.

આ પ્રમાણે એકવીસ ગુણો અન્યશાસ્ત્રો ( બીજા પ્રકરણો ) માં વર્ણવેલા છે, પરંતુ આ ગ્રંથના કર્ત્તાએ જે મુખ્ય ચાર ગુણો ગ્રહણ કર્યા છે તેમાં ઘણું કરીને સર્વ ગુણોનો સમાવેશ થઇ શકે છે. તે આવી રીતેઃ-પહેલા ભદ્રક પ્રકૃતિ ગુણમાં-૧ અતુચ્છપણું, ૨ પ્રકૃતિ સૌમ્ય, ૩ અક્રૂરત્વ, ૪ સદાક્ષિણત્વ, ૫ મધ્યસ્થ સોમ દૃષ્ટીત્વ, ૬ વૃદ્ધાનુગત્વ, ૭ વિનીતત્વ, ૮ દયાળુતત્વ, એમ આઠ; બીજા વિશેષ નિપુણ મતિ ગુણમાં- ૯ રૂપવંતત્વ, ૧૦ સુદીર્ધદર્શીત્વ, ૧૧ વિશેષજ્ઞત્વ ૧૨ કૃતજ્ઞત્વ, ૧૩ પરહિતાર્થકૃતત્વ, ૧૪ લબ્ધલક્ષત્વ, એમ છ; ત્રીજા ન્યાયમાર્ગ રતિ ગુણમાં- ૧૫ ભીરૂત્વ, ૧૬ અશઠત્વ, ૧૭ લજ્જાલુત્વ, ૧૮ ગુણરાગીત્વ, ૧૯ સત્કથત્વ, એમ પાંચ; અને ચોથા દૃઢ નિજ વચન સ્થિતિ ગુણમાં- ૨૦ લોક પ્રિયત્વ, ૨૧ સુપક્ષ યુક્તત્વ, એમ બે. એ પ્રકારે એકવીશ ગુણોનો ચાર ગુણોમાં પ્રાયે સમાવેશ થઇ શકે છે, માટેજ આ શાસ્ત્રકર્તાએ ચારજ ગુણ મુખ્ય લીધા છે. એ ચાર ગુણોમાં પણ અનુક્રમથી પહેલાના ત્રણ* ગુણ વિનાનો પુરૂષ હઠીલો, મૂર્ખ અને અન્યાયી હોયછે તે ધર્મને યોગ્યજ નથી; અને ચોથા દૃઢ પ્રતિજ્ઞ ગુણ વીનાનો પુરૂષ તો ધર્મને અંગીકાર કરે ખરો, પણ ગ્રહીલ ( ગાંડો ) બનેલો અને સુવેષ વાનર મોતીની માળા જેમ વધારે વખત ધારી ન શકે તેમ થોડાજ વખતમાં પાછો ધર્મભ્રષ્ટ થઇ જાય છે. જેમ સારી સુધારેલી (સમારેલી) ભીંત ઉપર ચિત્ર, દૃઢ પીઠ (સારા પાયા) ઉપર ઘર, સારા ઘડેલા સોના વચ્ચે જડેલું માણેક ઘણો વખત ટકી શકે છે, તેમજ દૃઢ ગુણ યુક્ત પુરૂષમાંજ સમ્યકત દર્શનાદિ ધર્મ યાવજ્જિવ સુધી ટકી શકે છે એમ જણાવવાથી એ વાત સિદ્ધજ થાય છે કે, પૂર્વોક્ત ચાર ગુણ યુક્તજ પુરૂષ શ્રાવક ધર્મ ( સમ્યકતાદિ ) નો અધિકારી ( યોગ્ય ) છે. સમ્યગ્ દર્શનાદિ શ્રાવક ધર્મ ચુલ્લકાદિ દશે દૃષ્ટાંતે દુર્લભ છતે પણ ગુર્વાદિક ( ગુરૂ વિગેરે)ના યોગથી પામી શકાય છે, પણ તેનો આ જીવિત પર્યંત નિર્વાહ તો શુકરાજાએ જેમ પૂર્વ ભવમાં કર્યો હતો તેમ કરવો એ અત્યંત આવશ્યક હોવાથી તેમનું આમુલચુલ ( તમામ ) વૃત્તાંત અહિંયાં બતાવે છે.

---

* ત્રણ ગુણ-૧ ભદ્રક પ્રકૃતિ, ૨ વિશેષ નિપુણમતિ, ૩ ન્યાયમાર્ગ રતિ.

## શુકરાજાની કથા.

ધાન્યની એક સંપદાજ હોયની શું ! એવા આ દક્ષિણાર્ધ ભરતક્ષેત્રમાં પૂર્વે ક્ષિતિપ્રતિષ્ઠિત નામે પ્રસિદ્ધ નગર હતું, કે જે નગરમાં નિર્દયપણું તો એક પડ્ગ તરવારમાંજ, કુશીલતા ( વાંકાઇ ) તો હળમાંજ, જડતા તો જળમાંજ, અને બંધન તો ફક્ત ફૂલની માળામાંજ ગણાતું; પણ લોકમાં તો હતુંજ નહીં. ત્યાં કામદેવના રૂપ સમાન અને શત્રુઓને તો સાક્ષાત્ અગ્નિ સમાન તથા રાજ્યલક્ષ્મી, ન્યાયલક્ષ્મી અને ધર્મલક્ષ્મી, એમ ત્રણે પ્રકારની લક્ષ્મી તો એકેક કરતાં જેને વધતી છે, અને એકેકની ઇર્ષાથીજ હોયની શું ! એમ ત્રણે લક્ષ્મીઓ પોતાની મેળેજ સ્વયંવરા બની જે રાજાને વરી છે એવો રૂતધ્વજ રાજાનો પ્રતાપી પુત્ર મકરધ્વજ નામે રાજા રાજ્ય કરતો હતો. એક વખત ક્રીડારસમય વસંત રુતુમાં તે રાજા પોતાની રાણીઓ સહિત ક્રીડા કરવા ઉદ્યાન ( બાગ ) માં ગયો. જળ ક્રીડા, પુષ્પ ક્રીડા પ્રમુખ વિવિધ પ્રકારની ક્રીડાઓ રાણીઓ સહિત રાજા હસ્તિણી સહિત જેમ હાથી કરે તેમ તે ઉદ્યાન વિહાર કરતે પૃથ્વીપર એક છત્રજ હોય એવા સુંદર આકારવાળા એક આમ્ર વૃક્ષ ( આંબાના ઝાડ ) ને જોઇ તે સર્વ પ્રકારે વર્ણન કરવા યોગ્ય જાણીને બોલ્યો કે,

> छाया कापि जगत्प्रिया दलतति र्दत्तेऽतुलं मंगलं ।
> मंजर्युद्गम एप निस्तुलफले स्फाते निमित्तंपरं ॥
> आकाराश्चमनोहरास्तरुवरश्रेणिषु त्वन्मुख्यता ।
> पृथ्व्यां कल्पतरो रसालफलदो ब्रूमस्तवैव ध्रुवम् ॥ १ ॥

હે મીષ્ટ ફળના દાતાર આમ્ર વૃક્ષ, આ તારી છાયા તો કોઈક અલૌકિક જગત્પ્રિય છે, તારી પત્ર પંકિત તો અતુલ મંગલકારક છે, આ તારી કોમલ માંજરોનું ઉત્પન્ન થવું તો ઉત્કૃષ્ટ મોટા ફળોની શોભાનુંજ કારણ છે, તારો બહારનો દેખાવ પણ મનોહર છે, સઘળા વૃક્ષોની પંકિતમાં તારી મુખ્યતા છે, અને તુંજ આ પૃથ્વીપર કલ્પવૃક્ષ છે, આથી વિશેષ તારૂં શું વર્ણન કરાયે !

એ પ્રમાણે તે આમ્ર વૃક્ષની પ્રશંસા કરીને જેમ દેવાંગનાઓને લેઇને દેવતા નંદનવનમાં કલ્પવૃક્ષની છાયાને આશ્રયે આવે તેમ તે આદર આનંદ સહિત પોતાની રાણીઓને લેઇને તે આમ્ર વૃક્ષની શીતળ છાયા નીચે આવીને બેઠો. અત્યંત શોભાનું પણ જાણે ચાલતું શ્રૃંગારજ હોયની શું ! એવું પોતાનું સ્વચ્છ અંતઃપુર ( સ્રી વર્ગ ) દેખીને અભિમાનમાં આવવાથી તે ( રાજા ) વિચારવા લાગ્યો કે, આખા જગત્રયમાંથી જાણે સારોદ્ધારજ કર્યું હોયની શું ! એવું આ અંતઃપુર જે મને પ્રાપ્ત થયું છે તે અહો આશ્ચર્ય કે, આ એક વિધાતાની પ્રસન્નતા છે. જેમ સર્વ ગ્રહોની તો નહીંજ પણ માત્ર ચંદ્રનીજ સર્વ તારા રૂપ સ્રીઓ છે, તેમ આવું સ્વચ્છ અને સર્વોત્કૃષ્ટ અંતઃપુર તો મારા વિના બીજા કોઈપણ રાજાના દરબારમાં નહીં હોય વર્ષાકાળમાં જેમ નદીઓનું પાણી ઉભરાઇને બહાર આવે; તેમ આ રાજાનું હૃદય પણ

મિથ્યાભિમાનથી અત્યંત મોટાઈપણાને પામવા લાગ્યું, તેવામાં પ્રસ્તાવોચિત બોલનાર જાણે કોઇ પંડિતજ હોયની શું, એવો તે આમ્ર વૃક્ષ ઉપર બેઠેલો એક પોપટ શ્લોક બોલ્યો કે,

क्षुद्रस्यापि न कस्य स्याद्गर्वश्चित्तप्रकल्पितः ।
शेते पातभयाद्व्योम्नः पादावुत्क्षिप्य टिट्टिभः ॥ १ ॥

"જેમ ટિંટોડી સુતી વખતે પોતાના મનમાં અભિમાન રાખે છે કે, મારાજ ઊંચા રાખેલા પગના પ્રતાપથી આ આખો આકાશ ઉંચો રહે છે, તેમ કયા તુચ્છ પ્રાણીને પોતાનો મન કલ્પિત અભિમાન ઉત્પન્ન થતો નથી"!

આવું પોપટનું બોલવું સાંભળીને રાજા વિચારવા લાગ્યો કે, 'આ પોપટ કેવો ધિઠો ( વાચાળ ) અને અભિમાની છે, કે જે પોતે પોતાના વચનથીજ મારા અભિપ્રાયનું ખંડન કરે છે; અથવા અજાકૃપાણી ન્યાય,[1] તથા કાકતાલીય ન્યાય,[2] કે ઘુણાક્ષર ન્યાય,[3] કે બીલ્વ પતન મસ્તક સ્ફોટન ન્યાય,[4] જેમ સ્વભાવથીજ હોય છે, તેમ આ પોપટ પણ સ્વભાવથીજ બોલે છે, કે મારા વચનનું ખંડન કરવાનેજ માટે બોલે છે, એ કાંઇ સમજાતું નથી" જ્યારે રાજા આમ વિચારે છે, ત્યારે તેટલામાં તે ફરીને તે પોપટ અન્યોક્તિ કરીને બોલ્યો કે,

पक्षिन् प्राप्तः कुतस्त्वं ननु निजसरसः किंप्रमाणो महान्यः ।
किं मे धाम्नोऽपि कामं प्रलपसि किमु रे मत्पुरः पापमिथ्या ॥
भेकः किंचित्ततोऽत्रः स्थित इति शपथे हंसमभ्यर्णगं धिक् ।
दृप्यत्यन्येऽपितुच्छः समुचितमिति वा तावदेवास्यबोद्धुः ॥ १ ॥

એક કુપક (કુવા) નો ડેડકો હંસ પ્રત્યે બોલ્યો કે, અલ્યા હંસ ! તું કયાંથી આવ્યો ? હંસે કહ્યું-માન સરોવરથી. ત્યારે ડેડકે પૂછ્યું કે, તે કેટલું મોટું છે ? હંસે જવાબ આપ્યો, ઘણુંજ મોટું. તે સાંભળી ડેડકો કહેવા લાગ્યો કે, શું મારા કુપકથી પણ મોટું છે? હંસે કહ્યું, હા. ત્યારે મંડુક (ડેડકો) બોલ્યો કે, ખરેખર તું મૂર્ખ છે, આમ વિચાર શુન્ય થઇને મારી પાસે અસંભવિત શું બકે છે. એટલું બોલી ગર્વિત થઇને જરા પાણીમાં પેસી જઇને પાસે રહેલા હંસ પ્રત્યે બોલ્યો કે, હા ! ધિક્ તુજને એમ કહીને તે (ડેડકો) પાણીમાં પેસી ગયો. એ પ્રમાણે તુચ્છ પ્રાણી બીજાની પાસે ગર્વ કર્યા વિના રહેતા નથી એ યોગ્યજ છે; કેમકે, તેને એટલોજ બોધ છે અથવા પોતે જેટલું દીઠું છે તેટલુંજ માનીને ગર્વ કરે છે. માટે હે રાજા, તું પણ કુપકના ડેડકા જેવો છું. કુપકનો ડેડકો બિચારો માનસરોવરની વાત શું જાણે, તેમ તું પણ એથી અધિક શું જાણે. પોપટનાં આવાં વેણ સાંભળીને રાજા વિચાર કરવા લાગ્યો,

---

૧ અજાકૃપાણીન્યાય-બકરીએ ધરતી ખોદતા નીકળેલા ચપુથીજ તેનું માથું કપાયું તેની માફક ૨ કાકતાલીયન્યાય-કાગનું બેસવું ને તાડનું પડવું, ૩ ઘુણાક્ષર ન્યાય-લાકડાની અંદર પડેલા જીવથી તેમાં થતી અક્ષરના જેવી આકૃતી, ૪ બીલ્વપતન મસ્તક સ્ફોટનન્યાય-બીલાનું પડવું અને માથાનું ફુટવું. આ ચારે બાબતો સ્વભાવીક રીતેજ બને છે,

કે, ખરેખર આ પોપટ કુપકના દેડકાની ઉપમા સમાન મને જાણીને અન્યોક્તિ બતાવી મનેજ કહે છે. આ આશ્ચર્યકારક હકીકત ઉપરથી ખરેખર આ પોપટ કોઇક જ્ઞાનીની પેઠે મહા વિચિક્ષણ માલમ પડે છે. રાજા એમ વિચારે છે એટલામાં વળી ફરીને પોપટ બોલ્યો કે,

ग्रामीणस्य जडाऽग्रियस्य नितमां ग्रामीणता कापिया।
स्वग्रामं दिविषत्पुरीयति कुटीमानीं विमानीयति॥
स्वर्भक्षीयति च स्वभक्ष्यमखिलं वेषं द्युवेषीयति।
स्वंशक्रीयति चात्मनः परिजनं सर्वंसुपर्वीयति॥ २॥

મૂર્ખમાં સરદાર એવા ગામડીયા માણસોની ગામડીયાપણાની વિચારણા પણ કોઇક તરેહવારનીજ હોય છે, કેમકે તેઓ પોતાના ગામડાને દેવલોકની નગરી સમાન માને છે, પોતાની ઝુંપડીને વિમાન સરખી માને છે, પોતાના ઘેંસ રાબના ભોજનનેજ સ્વ-ભોજન (અમૃત) માને છે, પોતાના ગામડીયા વેષને સ્વર્ગ નેપથ્ય (વસ્ત્ર વેષ) સમાન માને છે, પોતાનેજ ઈંદ્ર સમાન માને છે, અને પોતાના પરિવારનેજ સર્વ સામાન્ય દેવ સમાન માને છે; કેમકે, જેવું જેણે દીઠું છે તેવુંજ તેને ભાન થાય છે.

આટલુંજ માત્ર સાંભળીને રાજાએ વિચાર્યું કે, "વચન વિચિક્ષણ આ પોપટે ખરેખર મને ગામડીયા સમાન ગણ્યો છે, અને તેથી એમ વિતર્ક થાય છે કે, મારી રાણીઓ કરતાં પણ અત્યંત સ્વરૂપવંતી સ્ત્રી એણે કયાંક પણ દીઠી દેખાય છે." એ પ્રમાણે તે પોતાના મનમાં વિચાર કરે છે, તેટલામાંજ જેમ અધુરી વાત સાંભળનારને પૂર્ણ હર્ષ ઉત્પન્ન થતો નથી તેથી તે પૂરી કરવી જોઇયે, એટલાજ માટે મનહર મનોજ્ઞ વાણી ફરીથી પોપટ બોલવા લાગ્યો કે, જ્યાંસુધી ગાંગીલેય ઋષિની કન્યાને તેં જોઈ નથી ત્યાં સુધીજ આ પોતાની રાણીઓને, હે રાજા, તું ઉત્કૃષ્ટ માને છે. સર્વાંગ સુભગા, આખા જગતની શોભા રૂપ, અને આ વિધાતાને સૃષ્ટિ રચનાના પરિશ્રમના એક ફળરૂપ તે કન્યા છે. એ કન્યા જેણે જોઈ નથી, તેનું જીવિતવ્ય પણ નિષ્ફળ છે, કદાચિત્ જોઈ હોય પણ તેને જો આલિંગન ન કર્યું, તો નિશ્ચે ફરી તેનું જીવિતવ્ય નિષ્ફળજ છે. જેમ ભ્રમર નવમાલતીને દેખીને બીજાં પુષ્પોની સુગંધીને છાંડી દે છે, તેમજ એ કન્યાને જેણે જોઈ હોય તો શું તે પુરૂષ કોઈ પણ બીજી સ્ત્રી સાથે પ્રીતિ કરે! સાક્ષાત્ ઈંદ્રનીજ જાણે કન્યા હોયની શું! એવી એ કમલમાલા નામની કન્યાને જોવાની, તેમજ મેળવવાની જો તને ઇચ્છા હોય તો, હે રાજા, તું મારીજ પાછળ પાછળ આવ. એમ કહીને અત્યંત ઉતાવળો તે પોપટ આકાશ માર્ગે ઉડીને જાય છે તેટલામાં ઘણીજ ઉત્સુકયતાપૂર્વક રાજાએ પોતાના સેવકોને બોલાવી હુકમ કર્યો કે, અરે! અરે! સેવકો, પવનના સમાન ગતિ છે જેની, એવા પવનવેગ નામના ઘોડાને તૈયાર કરીને જલદી લાવો-જલદી લાવો. નોકરોએ તત્કાળજ તે અશ્વ સાજ સહિત લાવી આપ્યો. તેનાપર ક્રોડો રાજામાં મુખ્ય તે રાજા સ્વાર થઈ પોપટની પાછળ પાછળ ચાલ્યો. અહીંયાં આટલું આશ્ચર્ય છે કે, તે પોપટની વાત માત્ર રાજાએજ સાંભળી, પણ દૂર રહેલા માણસો જેમ ન સાંભળે, તેમ સમીપ

રહેલા તે રાજાના સેવકો, અને રાણી પ્રમુખ બીજા કોઇએ પણ કોણ જાણે શા હેતુથી તે વાત સાંભળીજ નહીં. આ હકીકતથી અજાણ રાજવર્ગી લોકો રાજાના અકસ્માત્ કહ્યા વગર ચાલ્યા જવાથી આકુળ વ્યાકુળ થતા બોલવા લાગ્યા કે, આજે રાજાને આ શું થયું, અને એ કયાં જાય છે! એમ ધારી તે રાજવર્ગી લોકોમાંના ઘણા માણસો અશ્વોપર સ્વાર થઈ રાજાની શોધને માટે તેની પાછળ ચાલ્યા, પરંતુ રાજા એટલા તો વેગમાં આગળ કયે માર્ગે દૂર નીકળી ગયો કે, તેનો પત્તો પણ બીલકુલ મળ્યો નહીં, તેથી રખડી રખડીને તે સર્વ પાછા આવ્યા. પોપટ આગળ અને રાજા પાછળ એમ ઉતાવળા ઉડતા ક્ષણેકમાં પવનનીજ પેઠે તેઓ પાંચસે યોજન ઉલ્લંઘન કરી આગળ જઈ પોહોંચ્યા. આ પ્રમાણે કોઈક દૈવિક પ્રભાવથીજ રાજા, અશ્વ અને શુકરાજ એ ત્રણે જણ ક્ષણવારમાં પાંચસો યોજન ભૂમિ ઉલ્લંઘન કરી ગયા તથાપિ તેમને જરામાત્ર થાક પણ લાગ્યો નહીં. જેમ કર્મ સંબંધથી ખેંચાયેલો પ્રાણી ક્ષણેકમાં ભવાંતર જઈ પોહોંચે છે, તેમ વિઘ્નનિવારક શુકરાજથી ખેંચાયો રાજા પણ ક્ષણેકમાં એક મહાવિકટ અટવીમાં જઈ પહોંચ્યો. આ પણ કોઈક આશ્ચર્યજ છે, કે, પૂર્વભવના સ્નેહ સંબંધથી કે અભ્યાસથીજ રાજા તે કમલમાલાની પ્રાપ્તિને વાસ્તે આટલો બધો માર્ગ ઉલ્લંઘી દોડી આવ્યો; જો એમ ન હોય તો સ્થાનાદિકની સ્થિતિનો પણ જ્યાં નિશ્ચય નથી, ત્યાં જવા સત્પુરૂષ એકાએક પ્રવૃત્તિજ કેમ કરે!

પછી આ અટવીના મધ્યગત મનોહર સૂર્યકિરણથી ઝળકતું, મેરૂ પર્વતની એક ટુંકજ હોયની શું! એવું ઊંચું, દર્શનથી પણ કલ્યાણકારક, રત્નજડિત સુવર્ણમય એક શ્રી ઋષભદેવ સ્વામીનું દેવાલય આવ્યું. તે પ્રાસાદના કલશ ઉપર બેસીને મધુર વાણીથી શુકરાજ બોલવા લાગ્યો કે, "હે રાજન્, આ જન્મકૃત પાપશુદ્ધિને વાસ્તે આ ઋષભદેવ સ્વામીને તું નમન કર." રાજાએ તે વેણ સાંભળી શુકરાજના નાશી જવાના ભયથી અશ્વ ઉપર બેઠે થકેજ પ્રથમ તીર્થંકરની રત્નમયી મૂર્તિને નમસ્કાર કર્યો. આ રાજાના મનની આશંકાનો જાણનાર, સ્વપરહિતાભિલાષી શુકરાજ તત્કાળ કળશપરથી ઉડીને તે દેવાલયમાં આવી પરમાત્માની મૂર્તિને નમન કરવા લાગ્યો પછી રાજા પણ અશ્વપરથી ઉતરીને દેરાસરમાં આવી શુકરાજની પાછળજ રહીને. વિવેક સહિત તે અલૌકિક રત્નમણિમયી શ્રી ઋષભદેવ સ્વામીની પ્રતિમાને વંદન નમન કરીને પ્રસન્ન ચિત્ત થાય એવી સ્તવના કરવા પ્રવર્ત્યોઃ–"હે પ્રભુ, એક તે ઘણીજ ઉતાવળ છે અને બીજું તમારી સંપૂર્ણ સ્તવના કરવા જેટલી મારામાં નિપુણતા નથી, માટે તમારી ભક્તિની આશક્તિમાં મારૂં ચિત્ત દોલા (હિંચકા) ની માફક દોલાય છે (ચપલ છે); તથાપિ જેમ મચ્છર પોતાની શક્તિપૂર્વક આકાશમાં ઉડવાનો ઉદ્યમ કરે છે, તેમ હું પણ યથાશક્તિ તમારી સ્તવના કરવાને પ્રવર્ત્તમાન થાઉં છું. અગણિત સુખના આપનાર, હે પ્રભુ! તમને ગણના માત્ર સુખના આપનાર કલ્પવૃક્ષાદિકની ઉપમા કેમ આપી શકાય? તમે કોઈપર પ્રસન્ન પણ થતા નથી, કાંઈ આપતા પણ નથી, તોપણ સેવક સર્વે તમારી સેવા કરે છે, અહો આશ્ચર્યકારક તમારી રીતિ છે. તમે મમતા રહિત છતાં પણ જગત્રય રક્ષક છો, નિઃસંગી છતાં પણ જગત્પ્રભુ (સ્વામી) છો, માટે લોકોત્તર સ્વરૂપ (સ્વભાવ) છો, હે રૂપ રહિત

પરમેશ્વર તમોને નમસ્કાર હો." મીષ્ટ ભોજનના જાણે ઉદ્ગાર ( ઓડકાર ,જ હોયની શું ! એવી આ પ્રભુની ઉદાર સ્તુતિ તે દેરાસરના પાસે આવેલા આશ્રમમાં રહેલા ગાંગીલ નામે મહર્ષિ ( મોટા ઋષિ એ સાંભળી, પછી પહેલાંથીજ જાણે કોઇએ સંકેત ( ઠરાવ ) કરી રાખ્યો હોયની શું ! એમ મોટી જટાવાળો, વૃક્ષની છાલને પહેરનાર અને મૃગચર્મ રાખનાર એવો તે ગાંગીલ મહર્ષિ તે દેરાસરમાં તત્કાળ આવીને શ્રી ઋષભદેવ સ્વામીની મૂર્તિને ભક્તિપૂર્વક અભિવંદન કરીને, નિર્મળજ્ઞાન હૃદય બનીને તરતજ બનાવેલી ગદ્યાત્મક નિર્દૂષણ ભગવંતની સ્તુતિ કરવા લાગ્યોઃ-

"ત્રણ જગતમાં એકજ અદ્વિતીય નાથ, હે પ્રભુ ! તમો સર્વોત્કર્ષે પ્રવર્તો, ત્રણે જગતના લોકોને ઉપકાર કરવાને સમર્થ છતાં પણ અનંતાતિશયની શોભાથી સનાથ છો, નાભિરાજાના વિપુલ ( મોટા ) કુળરૂપ કમળને પ્રપુલ્લિત કરવા તથા ત્રણે ભુવનના લોકને સ્તવવા યોગ્ય મનોહર શ્રી મરૂદેવા માતાના કુક્ષીરૂપ સરોવરને શોભાવનાર રાજહંસ છો, ત્રણ જગતના ઘણા ઘણા લોકોના મનને શોક રહિત કરવા સૂર્ય સમાન છો, વળી સર્વ દેવતાના ગર્વને સકળ પ્રકારે દૂર કરવાને સમર્થ એવી નિર્મળ, ઘણી અને અદ્વિતીય મહિમારૂપ લક્ષ્મીને વિલાસ કરવાને કમલાકર ( સરોવર ) સરખા, હે પ્રભુ ! તમે જયવંતા વર્તો. આસ્તિકય સ્વભાવ ( જ્ઞાન દર્શન-સદ્બોધ )થી ઉત્પન્ન થયેલા ભક્તિરસમાં લીન બની ગયેલા અને દેદીપ્યમાન સેવાના કામમાં એક એકથી અગ્રેસર થઇને નમસ્કાર કરવામાં તત્પર એવા અમર (દેવતા) અને નર (મનુષ્ય) સમુહના મસ્તકે રહેલા મુકુટના માણિક્યની કાંતિરૂપ પાણીની લેહેરોથી પખાલ્યા છે ચરણારવિંદ જેના એવા, હે પ્રભુ જયવંતા વર્તો. નાશ કર્યા છે સર્વ રાગ, દ્વેષ, મત્સર, કામ, ક્રોધાદિ દોષરૂપ મલ જેણે એવા, અપાર સંસારરૂપ સમુદ્રમાં ડુબતા પ્રાણીઓને પંચમ ગતિ ( મોક્ષ ) રૂપ તીરપર પહોંચાડવાને ઝાઝ સમાન એવા, હે પ્રભુ ! તમે જયવંતા વર્તો. સુંદર સિદ્ધિરૂપ વધૂના હે પ્રભુ ! તમે ભર્તાર છો, અજર, અમર, અચર ( અચળ), અડર ( ભય રહિત ) અપર ( જેથી વધારે બીજો પરોપકારી નહીં એવા ) અપરંપર ( સર્વોત્કૃષ્ટ), પરમેશ્વર, પરમ યોગીશ્વર, હે શ્રી યુગાદિ જિનેશ્વર તમને નમસ્કાર થાઓ.

એ પ્રકારે મનોહર ગદ્ય ભાષાની રીતિ પ્રમાણે હર્ષભર જિનરાજની સ્તુતિ કરીને ગાંગીલ મહર્ષિ નિષ્કપટપણે મૃગધ્વજ રાજા પ્રત્યે બોલવા લાગ્યો કે, "રૂતધ્વજ રાજાના કુળમાં ધ્વજા સમાન, હે મૃગધ્વજ રાજા ! તું ભલે આવ્યો. હે વત્સ ! અકસ્માત્ તારા આગમનથી અને દર્શનથી હું અત્યંત પ્રમુદિત થયો છું. તું આજે અમારો અતિથિ ( પરોણો ) છું, માટે આ દેવાલયની પાસે રહેલા આ અમારા આશ્રમમાં ચાલ, એટલે અમે ઉલટથી તારી પરોણાગત કરીએ; કેમકે, તારા જેવા પરોણા કોઈ ભાગ્યથીજ પામી શકીએ. કોણ આ મહર્ષિ ! શામાટે મને આટલા આગ્રહપૂર્વક બોલાવે છે, અને એ મારૂં નામ પણ કયાંથી જાણી શકયો ! એમ વિચારવાથી વિસ્મિત થએલો મૃગધ્વજ રાજા તે મહર્ષિના આશ્રમે ઘણી ખુશીની સાથે ગયો; કેમકે, ગુણી હોય તે એવા મોટા ગુણીની પ્રાર્થનાનો ભંગ કરતાંજ બીહે છે. પછી મહા તેજસ્વી તે રાજાની મોટા તપસ્વી સર્વ પ્રકારે બરદાસ કરવા લાગ્યા.

ત્યારપછી ગાંગીલ ઋષિ બોલ્યા કે, અહીં અકસ્માત્ આવીને અમોને આજે તમે ઘણાજ કૃતાર્થ કર્યા. અમારા કુળમાં ખરેખર એક અલંકાર સમાન, સર્વ જગતની ચક્ષુને પણ એક કામણગારી, અમારા જીવિતનું પણ જાણે જંગમ જીવિતજ હોયની શું ! એવી, અને દૈવિક પુષ્પમાળાજ હોયની શું ! એવી, આ અમારી 'કમલમાલા' નામની કન્યાને તમેજ યોગ્ય છો, માટે તેનું પાણીગ્રહણ કરીને અમને કૃતાર્થ કરો. આવું તે ગાંગીલ ઋષિનું બોલવું સાંભળીને મનમાન્તું જેમ વૈદ્યે બતાવ્યું હોય તેમ તે રાજાએ પણ આગ્રહપૂર્વક કબુલ કર્યું; કેમકે, સંત પુરૂષ જે કાર્યમાં પ્રવર્તે, તે કાર્યમાં ખચિત બહુમાનજ હોય છે. પછી તે ગાંગીલ રુષિએ પ્રફુલ્લિત થતું છે નવયૌવન જેનું, એવી પોતાની 'કમલમાલા' કન્યાનું તત્કાળ તે રાજા સાથે પાણીગ્રહણ કરાવ્યું. કહ્યું છે કે, વહાલા કાર્યમાં કોણ મૂર્ખ વિલંબ કરે. જેમ રાજહંસ કમળની પંક્તિને દેખીને પ્રસન્ન થાય, તેમ વૃક્ષની છાલરૂપજ વસ્ત્ર પેહરયાં છે, તોપણ તે કમલમાલાને દેખીને રાજા અત્યંત પ્રસન્ન થયો. આનંદપૂર્વક તાપસણીઓના વૃંદે ધવલ મંગલ ગીતો જેમાં ગાવા માંડયાં છે, અને જેમાં ગાંગીલ રુષિયે પોતેજ યોગ્ય વિધાન કર્યું છે, એવો તે કમલમાલાનો લગ્ન સમારંભ થયો. ત્યારપછી કરમોચન ( છેડો છોડાવતી ) વખતે તે રાજાને આપવા યોગ્ય તે રુષિની પાસે બીજું શું હોય! તથાપિ તેણે તે દંપતીને સત્વર પુત્ર થાય એવો આશીર્વાદરૂપ મંત્ર સમર્પણ કર્યો. વિવાહ લગ્ન થયા પછી મૃગધ્વજ રાજાએ ગાંગીલ મહર્ષિને કહ્યું કે, અમોને વિદાય કરવાની જે કાંઈ તમારે તૈયારી કરવી હોય તે સત્વરથીજ કરી અમને વિદાય કરો; કેમકે, હું મારૂં રાજ્ય સૂનુંજ મૂકીને આવેલો છું. તેના જવાબમાં રુષિ બોલ્યા કે, દિશારૂપજ ( દિગંબર ) વસ્ત્રના પહેરનારા અમો, તમોને વિદાય કરવાની તૈયારી શું કરીએ! કયાં તમારો દિવ્યાંબરધારી ( દેવતાઈ ) વેષ અને કયાં અમારા વનવાસ ( વૃક્ષની છાલ ) નો વેષ, આ અમારી કન્યા પોતીકા પીયરના લજામણા વેષને દેખીને લજવાતી નથી શું ? વળી આ અમારી કમલમાલા કન્યાએ જન્મી ત્યારથી ફકત આ તાપસી પ્રવૃતિજ નજરે દીઠી છે, જેથી આ વૃક્ષોને પાણી સીંચવાની કળા શીવાય બીજી કાંઇપણ કળા તે જાણતી નથી. માત્ર તમારા ઉપરજ અત્યંત સ્નેહ રાખનારી આ જન્મી ત્યારથીજ મુગ્ધા ( ભોળી–નિષ્કપટી ) છે, તેને શોકયો ( તમારી બીજી કોઈ સ્ત્રીઓ ) તરફથી ઇર્ષારૂપ પીડા થવા દેશો નહીં. રાજાએ ઉત્તર વાળ્યો કે, એ ભાગ્યશાળીને કદાપિ શોકયો તરફથી પીડા થનારી નથી, અને હું પણ એનું વચન માત્ર ઉત્થાપન કરીશ નહીં. અહિંયાં તો હું એને અલંકાર (દાગીના), નેપથ્ય (વસ્ત્ર વેષ ) પણ શોભાવી શકતો નથી, પરંતુ સ્વસ્થાનકે ગયા પછી હું એના સંપૂર્ણ મનોરથોને પૂરા પાડી શકીશ. આવાં વચનો સાંભળતાં માત્ર ગાંગીલ રુષિ ખેદ પામીને બોલવા લાગ્યો કે, ધિક્કાર છે મને! કે હું જન્મ દરીદ્રિની પેઠે એવો નિર્ધન છું કે, સાસરે વોળાવતી વખતે પણ આ મારી પુત્રીને વસ્ત્રવેષ સરખો સમર્પણ કરી શકતો નથી. આમ બોલતાં તે રુષિવરના નેત્રમાંથી જેટલામાં અશ્રુધારા છુટવા લાગી તેટલાજ વખતમાં તે પાસે રહેલા એક આમ્રવૃક્ષમાંથી નિર્મળ (સ્વચ્છ) રેશમી વસ્ત્ર અને અત્યુત્તમ આભુષણની પરંપરા જેમ આકાશમાંથી મેઘવૃષ્ટિ આવતી હોયની શું !

એમ એકેકની ઈર્ષાથીજ જાણે પડતી હોયની ! તેમ પડવા લાગી. આવા આભુષણાદિકની વૃષ્ટિ થવાથી તેમણે અત્યંત આશ્ચર્યપૂર્વક નિશ્ચય કર્યો કે, ખરેખર આ ઉત્કૃષ્ટ ભાગ્યશાળી કન્યાનાં ભાગ્યોદયથીજ એની ભાગ્યદેવીએ વૃષ્ટિ કરી છે. ફળદાયક વૃક્ષો કદાચિત્ ફળ આપી શકે છે, મેઘ કદાચિત્ જળ વૃષ્ટિ પાડી શકે છે, પણ અહો આશ્ચર્ય કે, આ ભાગ્યશાળી કન્યાના ભાગ્યોદયથી વૃક્ષ પણ વસ્ત્રાલંકાર આપી શક્યું, માટે ધન્ય છે એ કન્યાના ભાગ્યને ! તેમજ કહ્યું છે કે, "ભાગ્યશાળીઓના ભાગ્યોદયથી અસંભવિત પણ શું સંભવી શકતું નથી ?" જેમકે, રામના વખતે સમુદ્રમાં પથ્થર પણ તરી શકતા હતા, તો આ વૃક્ષો પણ વસ્ત્રાલંકાર આપી શકે એમાં શું શંકનીય છે ? ત્યારપછી હર્ષિત થયેલા મહર્ષિને સાથે લેઈને મૃગધ્વજ રાજા કમલમાલા સહિત ચિત્ત પ્રમોદક જિન મંદિર ભણી આવ્યો. ત્યાં ઋષભદેવ સ્વામીને વિધિપૂર્વક વંદન કરીને સ્તવના કરવા લાગ્યો કે, "હે પ્રભુ! જેમ પાષાણમાં ટાંકેલા અક્ષર તેમાં સ્થિર થઈને રહે છે, તેમ મારા હૃદયમાં પણ તમારૂંજ સ્વરૂપ સ્થિર થઈ રહ્યું છે, માટે હે ભગવન્ ! તમારૂં પવિત્ર દર્શન ફરીને સત્વર થજો". એમ પ્રથમ તીર્થંકરને વિનયપૂર્વક વંદન સ્તવન કરીને રાણી (કમલમાલા) સહિત રાજા દેરાસરની બહાર આવીને ગાંગીલ રુષિને માર્ગ પૂછવા લાગ્યો. ત્યારે મહર્ષિ બોલ્યા કે, તમારા નગરનો માર્ગ તો હું કાંઈપણ જાણતો નથી. રાજાએ કહ્યું-જો અમારા નગરનો માર્ગ પણ તમે જાણતા નથી તો તમોએ મારૂં નામાદિક કયાંથી જાણ્યું ? મહર્ષિએ જવાબ આપ્યો કે, તે તું સાંભળ. "આ મારી નવયૌવન કન્યાને જોઈ મેં મોટી ચિંતાપૂર્વક વિચાર્યું કે, આ અદ્ભુત મારી કન્યાના યોગ્ય વર કોણ હશે ! તેટલામાં આ આમ્રવૃક્ષ ઉપર બેઠેલા શુકરાજે મને કહ્યું કે, "રુષિવર ! એના વર માટે તું ફોકટ ચિંતા કરીશ નહીં. રૂતધ્વજ રાજાના પુત્ર મૃગધ્વજ રાજાને આજેજ હું આ ઋષભદેવના દેરાસરમાં લાવીશ. કલ્પવલ્લીને યોગ્ય તો કલ્પવૃક્ષજ હોય, તેમ આ કન્યાના યોગ્ય તેજ સર્વોત્કૃષ્ટ વર છે, માટે એની ચિંતા ન કર." એમ કહીને તે શુકરાજ તત્કાળ ઉડીને ગયા પછી થોડાજ વખતમાં તમોને અહિંયાં લાવ્યો; અને મેં એના કહેવાથીજ આ કન્યા તમને પરણાવી છે, બાકી બીજી વધારે વાત હું કાંઈપણ જાણતો નથી. ગાંગીલ ઋષિ એમ જેવામાં બોલી રહ્યા, અને રાજા આમ તેમ જેવામાં જુએ છે, તેવામાં અવસરનો જાણજ હોયની શું ! એવો પેલો પોપટ (શુકરાજ) સન્મુખ બોલવા લાગ્યો કે, ચાલ, ચાલ, હે રાજા તું મારી પાછળ આવ. કેમકે, જો કે હું પક્ષી છું, તોપણ મારા આશ્રિતોને નિરાશ કરવાને હું બીલકુલ રાજી નથી. જેમ ચંદ્રમા સ્વાશ્રિત સસલાને જરાવાર માત્ર પણ દૂર મૂકી શકતો નથી, તેમ હું પણ કોઈ સામાન્ય માણસ પણ મારે આશ્રયે આવ્યું હોય તો તેને મૂકી ન શકું; તો તમારા જેવા મહાન્ પુરૂષને કેમ મૂકી શકું. હે આર્ય જનોમાં અગ્રવર્તી ધર્મ ધુરંધર રાજેંદ્ર યદ્યપિ હું લઘુ જંતુ છું, તોપણ તમને હું ભૂલનાર નથી, તેમ તમોએ પણ મને તુચ્છ પુરૂષના જેમ ભૂલવો નહી. આવાં પ્રિય વાકયો સાંભળતાંજ રાજા આશ્ચર્ય પામીને ગાંગીલ ઋષિની રજા લેઈ સ્ત્રી સહિત અશ્વપર ચડીને તે શુકરાજની પાછળ પાછળ ચાલ્યો. ત્વરા ગતિથી શુકરાજની પાછળ ચાલતો

પોતાના રાજ્યની ચિંતાથી વ્યગ્ર થયેલો રાજા થોડાજ વખતમાં તેના ક્ષિતિપ્રતિષ્ઠિત નામના નગરને કેટલેક દૂરથી દેખી શકાય તેમ નજીક આવી પહોંચ્યો; એટલે શુક-રાજ ત્યાં પાસે રહેલા એક વૃક્ષની ટોચપર બેસી ગયો. તે જોઇ ચિંતાતુર બની રાજા તેને આગ્રહપૂર્વક કહેવા લાગ્યો કે, આ સન્મુખ નગરના કીલ્લા, મહેલ પ્રમુખ જોકે દેખાય છે, તોપણ નગર હજી ઘણુંજ દૂર છે; માટે હે શુકરાજ, રીસાયેલા માણસની પેઠે અહિંયાજ કેમ બેસી ગયો? હુંકારપૂર્વક તેણે પ્રત્યુત્તર આપ્યો કે, પ્રાજ્ઞ (ડાહ્યા) માણસોની જે જે પ્રવૃત્તિ હોય છે, તે સર્વ સાર્થકજ હોય છે; કદાપિ નિ-રર્થક હોતીજ નથી; તેમ આગળ ન જતાં અહિંયાંજ અટકી રહેવાનું પણ એક ખરેખર કારણ છે, માટેજ હું અહિંથી આગળ જતો નથી. આથી અત્યંત ગભરા-ઈને રાજા પૂછવા લાગ્યો કે, શું, શું, એવુ શું કારણ છે? તે સત્વર મને કહીદે. તેણે કહ્યું, સાંભળો મહારાજ! "ચંદ્રપુરી નગરીના ચંદ્રશેખર રાજાની બેન ચંદ્રવતી નામે તમારી જે વહાલામાં વહાલી રાણી છે, તે તમારી પાસે મુખથીજ મીષ્ટ વચન બોલે છે, પણ પરિણામથી તમારાપર તે દુષ્ટ અભિપ્રાય રાખે છે; ખરેખર એ રાણી ગોમુખ જેવી દેખાતી છતાં વ્યાઘ્રરૂપિણી છે. જેમ પાણીની નીચીજ ગતિ હોય છે, તેમ નારીની પણ નીચીજ નજર હોય છે. તમે જ્યારે આ કમલમાલાના મેળાપને માટે મારી સાથે રાજ્ય સૂનું મૂકી આવતા રહ્યા (આવવા નિકળ્યા), ત્યારે તમારાપર વિરક્ત થઈ ગયેલી તે રાણીએ શાકિની (ડાકણ) ની પેઠે છલ પામીને પોતાના ચંદ્રશેખર ભાઈને તમારૂં રાજ્ય તાબે કરવાનો સમય જણાવી દીધો; કેમકે, પોતાના ધારેલા કામને પાર પાડવામાં સ્ત્રીઓમાં છલ (કપટ) નુંજ અતુલ્ય (મોટું) બળ હોય છે. સહેજમાં આવી મળતા રાજ્યપર કોણ દોડી ન જાય, તેમ તે ચંદ્રશેખર પોતાનું ચતુરંગ (ચાર પ્રકારનું) સૈન્ય લેઇ તમારૂં રાજ્ય લેવાની આશાથી સત્વર તમારા નગર સમીપ આવી પહોંચ્યો, પણ અંદર રહેલા તમારા પ્રધાનો અને સેનાપતિ આદિકે ત્વરાથી નગરના દરવાજા બંધ કરી દીધા, તેથી નિધાન (ખજાના) પર જેમ સર્પ વીંટાઇ જાય તેમ આ તમારા નગરને ચોતરફ પોતના સૈન્યથી વીંટીને તે રાજા નગરની બહારજ સમુદ્ર સરખી સેના લઈ પડયો છે. કિલ્લાપર ચડીને તારા ઉદ્ધત દેદીપ્યમાન સુભટો ચોતરફથી અભિમાની થઇને ચંદ્રશેખરના સૈન્ય સાથે યુદ્ધ કરી રહ્યા છે. પરંતુ લૌકીકમાં પણ એવુંજ વાકય છે કે, "हतं सैन्यमनायकं" (નાયક વિનાનું સૈન્ય હારજ પામે) માટે તારા વિના શત્રુઓને શી રીતે જીતી શકે. આવું યુદ્ધ મચી રહ્યું છે, ત્યાં આપણે એકદમ શી રીતે જઈ શકીએ! એમ ધારીનેજ મનમાં ખેદ ધરતો હું આ વૃક્ષપર આવી બેઠો છું. આ વૃક્ષપર બેસી જવાનું એજ કારણ છે." આવી વાર્તા સાંભળતાંજ રાજાનું અતિ વિકલ્પિત થતું અંતઃકરણ જાણે આટલા માર્ગના જવા આવવાથી શ્રાંતજ (થાકેલુંજ) હોયની શું! એમ અતિ સંતાપિત થઈ ગયું. આ વખત તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, "ધિઃકાર થાઓ આવી દુરાચારિણી સ્ત્રીના દુષ્ટ હૃદયને; આશ્ચર્ય છે એ ચંદ્રશેખરની સાહસીકતાને, અહો આશ્ચર્ય એની નિઃશંકતાને, વળી અહો આશ્ચર્ય કે સ્વામીના રાજ્યની પણ તૃષ્ણા કરી. ખરેખર જુઓ તો ખરા એની કેવી અન્યાયની રીતિ! પણ એમાં એનો

શો દોષ છે, સૂનું રાજય લેવા કોણ ઇચ્છા ન કરે ? સૂના ક્ષેત્રમાંથી દાણા પણ ચોરાઈ જાય છે, તો પછી સૂના રાજ્યનું શું કહેવું. ધિઃકાર થાઓ મુજને, કેમકે, હું પોતેજ ત્યાં અવિચારે ઉતાવળથી દોડી ગયો, મોહગ્રસ્ત તેમજ અવિવેકી થઇ ગયો, તો પછી પાછળથી આમ પશ્ચાતાપરૂપ આપદામાં આવી પડું એમાં શી નવાઇ ! ઉતાવળમાં કરાઇ ગયું, મૂકાઈ ગયું, વિશ્વાસે રહેવાયું, આપી દેવાયું, આદરી લીધું, બોલાઈ ગયું, ખવાઇ ગયું, કે ભાંગી તોડી નાંખ્યું, આટલાં વાનાંમાંથી હરકોઇ પણ કામ અવિચાર્યું જો થાય તો ખરેખર પાછળથી પશ્ચાતાપ કરવા જેવું થઇ પડે છે.” કહ્યું છે કે, “સારૂં કે નરસું કાંઇપણ કામ કરતાં પહેલાંજ પંડિતોએ તેના તાત્પર્યનો ખરેખરો વિચાર કરવોજ જોઈયે. કેમકે, અસ્થિર ચિત્તથી વગર વિચારે ઉતાવળું જો કામ કર્યું હોય તો તેમાં એટલી બધી આપત્તિઓ આવી પડે છે કે, તેનો વિપાક ( ફળ ) ખરેખર પોતાના હૃદયને દાહકારી ( શલ્ય ) તુલ્ય થાય છે. રાજ્ય મળવાની આશા જેણે છોડી દીધી છે એવા પશ્ચાતાપમાં પડેલા રાજાને શુકરાજ કહેવા લાગ્યો કે, પુરૂષમાં પ્રવર, હે રાજા ! તું તારા મનમાં ફોકટ ચિંતા ન કર. વૈદ્યના બતાવ્યા પ્રમાણે વર્ત્તનારની શું વ્યાધિ ગયા વિના રહે ? તેમ હું પણ તને એક ઉપાય બતાવું છું, તે ઉપાય કરતાંજ તારૂં શ્રેયસ્કર થશે. તું જાણીશ માં કે તારૂં રાજય ગયું, હજી તો તું ઘણાં વર્ષ સુખપૂર્વક રાજય કરનાર છું. આવું તેનું બોલવું સાંભળીને નિમિત્તિઆના વચનપર જેમ આશા રાખી શકાય છે, તેમ આ રાજાને પણ તે શુકરાજના વચનથી રાજ્ય મને પાછું મળશે એમ આશા જેવામાં બંધાણી તેટલામાં અકસ્માત્ જાણે દાવાનલજ ( વનમાં લાગેલી આગ ) સામે આવતો હોયની શું ! એમ સનદ્ધબદ્ધ ( હથીયારવાળું ) ચાતુરંગિક ( ચાર પ્રકારનું ) સૈન્ય પોતાના સામે સત્વર આવતું દેખીને તે સભય બનીને વિચારવા લાગ્યો કે, જે ચંદ્રશેખર રાજાની સેનાથી મારા મનમાં ઉદાસી આવી છે એજ સેના અહિયાં આવી પહોંચેલા મને હણવાને મારી સામે આવે છે. હા ! હા ! હવે શું થશે ! ખરેખર આ વખતે આ કમલમાલાને રાખી શકીશ, અને આ સ્ત્રી સહિત આ શત્રુઓની સાથે હું એકલો કેમ કરી યુદ્ધ કરી શકીશ ! એમ વિચાર કરવામાં ગુંથાઇ ગયેલો રાજા જેટલામાં સ્તબ્ધ બની જાય છે, તેટલામાં “જયજીવ, ચિરંજીવ, હે મહારાજ જય જય, હે મહારાજ આ ખરેખરા વખતે તમે ભલે આવી પહોંચ્યા. જેમ હાથમાંથી નિધાન ખોઇ બેઠેલાને પાછું આવી મળે, તેમ મહારાજ આજે ભલે તમારૂં દર્શન થયું. ‘હવે અમને આદેશ આપો.’ સંભાવિત સ્વપરિચિત એના પોતાનાજ સૈનીકોનું આવું વચન છે, એમ ધારતાં તે ખરેખર પોતાનીજ સેના પાસે આવી પહોંચ્યો; તેને દેખીને તે અત્યંત વિસ્મય પામી પ્રસન્ન ચિત્તે તેઓને પૂછવા લાગ્યો કે, અરે, આ વખતે તમે અહિંયા કયાંથી આવ્યા ? તેઓએ ઉત્તર વાળ્યો કે, સ્વામી, તમે આવ્યા છો એમ જાણીનેજ અમો અહિં તમારા દર્શનને માટેજ તમારી પાસે તમારો આદેશ લેવા આવ્યા છીએ. આ આવા અવસરપર આજે અમને તમારૂં દર્શન થયું તે તો ખરેખર ભાગ્યયોગથીજ બન્યું છે. શ્રોતા, વકતા અને જોનારને પણ અકસ્માત્ ચમત્કારાં

ઉત્પન્ન કરે એવા આ સમાચાર પામતાં રાજા વિચાર કરીને બોલવા લાગ્યો કે, આપ્તવાક્ય ( સર્વજ્ઞ વાક્ય ) અવિસંવાદથી ( સત્ય બોલવાથી ) સર્વ પ્રકારે જેમ માનવાજ યોગ્ય હોય છે, તેમ આ શુકરાજનું વાક્ય પણ અહો આશ્ચર્ય અનેક પ્રકારના ઉપકાર કરવાથી સર્વ પ્રકારે માનવા યોગ્ય છે. એ શુકરાજના ઉપકારનો બદલો હું કેમ વાળી શકીસ? એને શી શી વસ્તુની ચાહના છે, તે કેમ જાણી શકીશ? ચહાય તેટલો એને ઉપકાર કરીએ, પણ એના ઉપકારનો બદલો (પ્રત્યુપકાર ) વાળી શકાયજ નહીં; કેમકે એણે પ્રથમથી સમયાનુસાર યથાયોગ્ય સાનુકુલ વસ્તુ પ્રાપ્તિ વિગેરેના અનેક પ્રકારના ઉપકાર કર્યા છે, તેવા બનીજ ન શકે. કહ્યું છે કે,

प्रत्युपकुर्वाति बह्वपि नभवति पूर्वोपकारिणस्तुल्यः ॥
एकोनुकरोति कृतं निष्कारणमेवकुरुतेऽन्यः ॥ १ ॥

"પ્રત્યુપકાર ચહાય તેટલો કરો પણ પહેલા કરેલા ઉપકારીના ઉપકારનો બદલો વાળી શકાતો નથી, કેમકે તેણે ઉપકાર કરતી વખતે પ્રત્યુપકાર મેળવવા માટે તે કરેલો નથી."

આમ પ્રીતિપૂર્વક તે શુકરાજના સન્મુખ રાજા જેટલામાં જોવાને પ્રવર્ત્તે છે તેટલામાં તો તે અકસ્માત્ જાણે વિદ્યાધર તથા દેવતાજ દૈવિક શકિતથી હોયનીશું! એમ અલોપ ( અદૃશ્ય ) થયો; તે જાણે રાજા પાછો પ્રત્યુપકાર કરશે એવા ભયથીજ સંત પુરૂષ જેમ રીસાઈ ગયો હોયનીશું! તેમ થોડા વખતમાં તો તે કેટલોક દૂર નીકળી ગયો. કહ્યું છે કે, "સજ્જન પુરૂષોની કોઇક એવી અલૌકીક કઠોર ચિત્તવૃત્તિ છે કે, તે પ્રત્યુપકારના ભયથી ઉપકાર કરીને તરતજ દૂર ખસી જાય છે."

આવો જ્ઞાનનિધિ ( જ્ઞાનનો ભંડાર ) જો નિરંતર મારી પાસે રહેતો હોય તો મારે શી વાતની ખામી રહે, કેમકે સર્વ કાર્યના ઉપકાર પ્રત્યુપકારનો સમય જાણી શકે છે. એવા સહાયકારીનો યોગ પ્રાયઃ સર્વ કાળ સર્વત્ર સર્વને હોયજ નહીં, કદાચિત્ કોઇને યોગ બની જાય તોપણ નિર્ધનના હસ્તગત વિત્તની પેઠે ચિરંકાળ રહેજ નહીં. પણ એ પોપટ કોણ હતો? તેને જ્ઞાન કયાંથી? આટલો બધો ઉપકારી કયાંથી? કયાંથી આવ્યો? કયાં ગયો? એ વૃક્ષપરથી વસ્ત્રાલંકારાદિકની વૃષ્ટિ કેમ થઇ? આ સેના કેમ આવી? ઈત્યાદિક જે મારા મનમાં સંદેહ છે, તે ગુફાના અંધકારને જેમ દીપકજ દૂર કરવાને સમર્થ છે, તેમ જ્ઞાની વિના કોણ દૂર કરી શકે? સર્વ રાજામાં મુખ્ય તે મૃગધ્વજ રાજા આમ કેટલાક વિચાર આવવાથી વ્યગ્ર ચિત્ત થયો થકો આમ તેમ જુવે છે, તેટલામાં સૈન્યમુખી (સેનાધિપતિ) રાજાને પૂછવા લાગ્યો કે, સ્વામિન્, આ બધો શો વ્યતીકર બન્યો. ત્યારે તેણે તે સૈનીકોની પાસે જ્યાંથી શુકરાજ મળ્યો હતો ત્યાંથી પાછો છેવટ અદૃશ થયો ત્યાંસુધીની બધી વાર્તા કહી સંભળાવી; તેથી બધા સૈનીકો આશ્ચર્ય પામીને બોલવા લાગ્યા કે, મહારાજ, એ પોપટ તમારા ઉપર અત્યંત વત્સલ છે, માટે તે તમોને પાછો કયારેક પણ મળશે અને તમારા મનની ચિંતા દૂર કરશે, કેમકે એવો હિત વત્સલ હોય તે છેવટે એમ ઉવેખીને જાયજ નહીં. વળી તમારા મનનો સંદેહ પણ એજ

આવીને બાળશે. કેમકે એ પોતાના કોપરૂપ અગ્નિનું જ્ઞાની જણાય છે. તો જ્ઞાનીને શંકા લાગવામાં કેટલી વાર! હવે કૃપા કરી આ સર્વ ચિંતા મૂકીને આ આપણા નગરમાં પધારી તેને પવિત્ર કરો. આપનું બહુમાન કરનારા નાગરીકોને આપના દર્શન આપીને આનંદિત કરો. રાજાએ તે બોલવું માન્ય કર્યું. કેમકે સમયોચિત બોલવું સજ્જન પર કોને પ્રમાણ કરવા યોગ્ય ન હોય. ભલા મંગળિકનાં વાજિંત્રો તે વખતે જેવાં તો વાગવા લાગ્યાં કે, જેથી આકાશ પણ ગાજી રહ્યો; એમ મહોત્સવપૂર્વક તેમણે નગર પ્રવેશ કર્યો. પૃથ્વીપતિ તે મૃગધ્વજ રાજાને આવતો દેખીને ચંદ્રશેખરનો, "મોટી પાંખોવાળા ગરૂડને આવતો દેખી પોતાના બીલમાં બેઠા થકા પણ જેમ સર્પનો ગર્વ ગળી જાય તેમ,' સર્વ ગર્વ ગળી ગયો. તોપણ તે વખતે પોતાનું સ્વામીદ્રોહીપણું ઢાંકવાને ઉત્પન્ન થયેલી તત્કાળ બુદ્ધિથી એક ભાટને ભેટ લઈને મૃગધ્વજ રાજાની પાસે તરતજ મોકલ્યો. તે રાજા પાસે આવીને પ્રણામ કરી બોલ્યો કે, હે મહારાજ, તમારી પ્રસન્નતાને માટે ચંદ્રશેખર રાજાએ તમારી પાસે મને વિશેષ વિચાર જણાવવાને મોકલ્યો છે, તે એ કે, "જ્યારે કોઈ છળભેદીના છળાવ્યાથી રાજ્ય સૂનું મૂકી તેની પાછળ આપ ગયા પછી અમારા રાજા ચંદ્રશેખરને તે વાતની જાણ થવાથી આ તમારા નગરની રક્ષા કરવા સારૂ તે પોતાના સૈન્ય સહિત આવી નગરની બહાર ચોકી કરવાના સતતજ આવી રહ્યા છતાં તેવા સ્વરૂપને નહીં જાણતા એવા તમારા આ સુભટ લોકોએ સન્નદ્ધબદ્ધ થઈને (કવચ પહેરીને.) જેમ કોઈ શત્રુનીજ સાથે યુદ્ધ કરવા પ્રારંભ્યું હોય તેમ તુમુલ યુદ્ધ શરૂ કરી દીધું. મહારાજ! અમે તમારા બીજા કોઈ શત્રુથી તમારા રાજ્યને પરાભવ ન થાય તેવા હેતુથી રક્ષા કરવા આવેલાઓએ આ તમારા સૈનીકો તરફથી કેટલાક પ્રહાર પણ સહન કર્યા; તથાપિ સ્વામીનું કાર્ય સુધારવા જતાં કેટલીક મુશીબતો પણ સહન કરવી પડે એમાં શું મોટી વાત છે. જેમકે, પિતાના કાર્યમાં પુત્ર, ગુરૂના કાર્યમાં શિષ્ય, પતિના કાર્યમાં સ્ત્રી, અને સ્વામીના કાર્યમાં સેવક, પોતાના પ્રાણને પણ તૃણ સમાન ગણે છે." આવાં પ્રકારનાં તે ભાટનાં ભેદનાં વચન સાંભળીને રાજા મૃગધ્વજે જો કે આ બોલે છે તે સત્ય છે કે અસત્ય છે, એના નિર્ણયનો પણ જેમાં સંશય છે, તોપણ તે ચંદ્રશેખરની દાક્ષિણ્યતાથી તે વખત આ બધું સત્યજ છે એમ માની લીધું. દક્ષતામાં, દાક્ષિણતામાં, અને ગાંભીર્યતામાં અગ્રેસરી એ રાજાએ વળી પોતાની પાસે આવતા એવા તે ચંદ્રશેખર રાજાને કેટલુંક માન પણ આપ્યું; જુઓ તો ખરા, આ તેની કેવી અવર્ણનીય ગંભીરતા છે! ત્યારપછી લક્ષ્મીવંતી તે કમલમાલાને મોટા મહોત્સવપૂર્વક નગર પ્રવેશ કરાવ્યો, તે જેમ શ્રી કૃષ્ણ લક્ષ્મીનેજ નગરમાં પોતે લાવતો હોયનીશું! અને જેમ અદ્વિતીય એવી ચંદ્રકલાને મહાદેવે પોતાના ભાલસ્થળ (કપાળ) પર સ્થાપન કરી તેમ તેણીને ઔચિત્યત્તાપૂર્વક પોતાના રાજ્ય સિંહાસને પોતાનીજ પાસે બેસાડી. જેમ પુણ્યજ પુત્રાદિકે પ્રાપ્તિનું મુખ્ય કારણ છે, અને પુણ્ય એજ સંગ્રામમાં રાજાને જયની પ્રાપ્તિ કરાવે છે, તોપણ રાજાએ તે સહાયકારી સૈનીકોની કેટલીક રીતે પ્રશંસા કરી. એક દિવસ એ રાજાને એક મુનિએ (તાપસે) એક મંત્ર લાવીને આપ્યો, તે તેણે

બતાવેલી વિધિ પ્રમાણે જપ્યો, તેના પ્રભાવથી તેમની સર્વ રાણીઓને એક એક પુત્ર થયો, કેમકે તેવાં પણ કેટલાંક કારણો હોય છે કે જેથી એવા પણ કાર્યની સિદ્ધિ થઈ શકે છે. પરંતુ જોકે રાજાની ઘણી માનીતીજ હતી તોપણ પ્રથમ પતિપર દ્રોહ વિચાર્યો હતો તેના પાપ ફળથી માત્ર એક ચંદ્રાવતી રાણીને પુત્ર થયો નહીં.

એક દિવસ મધ્ય રાત્રિ વખતે કિંચિત્ નિંદ્રાયમાન કમલમાલા મહારાણીને જાણે કોઈ દેવતાએજ આવીને આપ્યું હોય તેવું એક સ્વપ્ન જોવામાં આવ્યું. પછી રાણી જાગીને પ્રાતઃકાળે રાજા પાસે આવીને કહેવા લાગી કે, હે પ્રાણનાથ, આજે મધ્ય રાત્રિના વ્યતીત થયા પછી કિંચિત્ નિંદ્રાયમાન છતે મેં એક સ્વપ્ન જોયું; જેમાં એમ દીઠામાં આવ્યું કે, "જે તપોવનમાં મારા પિતા ગાંગીલનામા મહર્ષિ છે, તેમાં આવેલા પ્રાસાદમાં આપણે પ્રયાણ વખતે જેનાં છેલ્લાં દર્શન કર્યાં હતાં તેજ પ્રથમ તીર્થંકર પ્રભુનાં મને દર્શન થયાં. તે વખતે તેમણે મને કહ્યું કે, હે કલ્યાણિ, હાલ તું આ પોપટને લઈ જા, અને પછી કોઈક વખતે વળી 'હંસ' આપીશ. એમ કહીને પ્રભુએ મને હાથોહાથ સર્વાંગ સુભગ દિવ્ય વસ્તુના જેવો દેદીપ્યમાન પોપટ સમર્પણ કર્યો." તે પ્રભુના સ્વહસ્તનો પ્રસાદ પામીને આખા જગતનીજ જાણે ઐશ્વર્યતા પામીજ હોઊં નહીં ! એવી હું અત્યંત પ્રસન્ન થતી આનંદપૂર્વક જાગૃત થઇ ગઈ. અણચિંતવ્યા અકસ્માત્ આવી મળેલા કલ્પવૃક્ષીજ ફળ હોયની તેમ આપણને, હે પ્રાણનાથ ! એ સ્વપ્ન શું અતિશય ફળવંત થશે ? એવું રાણીનું વચન સાંભળીને, આનંદરૂપ કંદને નવપલ્લવિત કરવાને જાણે અમૃતરૂપ વર્ષાજ હોયનીશું ! એવી મીઠી વાણીથી તે રાજા સ્વપ્નના ફળને જાણતો થકો બોલવા લાગ્યો કે, હે પ્રિયા, જેમ દેવદર્શન અત્યંત દુર્લભ હોય છે, તેમ એવા અત્યુત્કૃષ્ટ સ્વપ્ન પણ કોઇક ભાગ્યોદયથીજ પામી શકાય છે. એવું દિવ્ય સ્વપ્ન દેખવાથી દિવ્યરૂપ અને દિવ્ય સ્વભાવવાળા ચંદ્ર અને સૂર્યજ ઉદય થતા હોયની, એવા બે પુત્ર તને અનુક્રમે થશે. પક્ષી કુળમાં પોપટ ઉત્તમ છે, અને રાજહંસ પણ અત્યુત્તમ છે, તેની તને સ્વપ્નમાં પ્રાપ્તિ થઈ, તો હે શુભ્રપ્રિયા, ક્ષત્રીય કુળમાં સર્વોત્કર્ષ એવા બે પુત્રોની આપણને પ્રાપ્તિ થશે. પરમેશ્વરે સ્વહસ્તથીજ તુજને પ્રસન્નતાપૂર્વક પ્રસાદ સ્વપ્નમાં સમર્પણ કર્યો છે, તો તેમના તુલ્યજ પ્રતાપી પુત્ર આપણને મળશે, એમાં કાંઈપણ સંશય નથી. એવાં વચન સાંભળીને આનંદના સમુદાયપૂર્વક તે કમલમાલા રાણી હર્ષિત થઇ થકી રત્નપ્રભા પૃથ્વી જેમ રૂડાં રત્નોને ધારણ કરે છે, અને આકાશ જેમ જગતચક્ષુ સૂર્યને ધારણ કરે છે, તેમ ગર્ભને ધારણ કરવા લાગી. તે દિવસથી પ્રશસ્ત (ઉત્તમ) રસના પ્રયોગથી જેમ મેરૂ પર્વતની પૃથ્વીમાં રહેલો કલ્પવૃક્ષનો કંદ પ્રતિદિન વધે, તેમ તે રાણીનો ગર્ભરત્ન પણ પ્રતિદિન વર્ધાયમાન થવા લાગ્યો, અને તેનાથી થતા પ્રશસ્ત ધર્મ સંબંધી મનોરથોને રાજા સંપૂર્ણ સન્માનપૂર્વક પૂર્ણ કરવા લાગ્યો. શુભ દિવસે અને શુભ લગ્ન–લગ્નાંશે એકદા પ્રસ્તાવે પૂર્વ દિશા જેમ પુનમના ચંદ્રને ઉદય કરે તેમ તે રાણીએ પણ અત્યુત્તમ એવા પુત્રને સુખ સમાધિપૂર્વક પ્રસવ્યો. રાજા લોકોની એવીજ મર્યાદા હોય છે કે, પટરાણીના પ્રથમ પુત્રનો

જન્મમહોત્સવ અત્યંત અધિક કર્યો; તેજ માફક આ કમલમાલા મહારાણી પટ્ટ-રાણી પદે આગુવામાં આવેલી હોવાથી આ તેમના વડા પુત્રનો જન્મમહોત્સવ સર્વોત્કૃષ્ટપણે રાજાએ કરાવ્યો. ત્યારબાદ ત્રીજે દિવસે તે બાળકને ચંદ્ર સૂર્ય દર્શનનો મહોત્સવ તેમણે અત્યંત ઉમંગથી કર્યો. છઠ્ઠે દિવસે રાત્રી જાગરણનો મહોત્સવ પો-તાની રાજ્યઋદ્ધિને અનુસારે સમયાનુસાર કરાવ્યો. પોપટની પ્રાપ્તિનું સ્વપ્ન થવાથીજ પુત્રની પ્રાપ્તિ થઈ છે, માટે સ્વપ્નાનુસારથી પુત્રનું નામ 'શુકરાજ' એવું મોટા મહોત્સવપૂર્વક આનંદથી શુભ દિવસે સ્થાપન કર્યું. સ્નેહપૂર્વક તે બાળક શુકરાજને ધવરાવવું, રમાડવું, હુલાવવું, નવરાવવું, ખુશકારવું. એ પાંચ ધાવમાતાથી પાલતા થકા જેમ પંચ સુમતિથી સંયમની વૃદ્ધિ થાય તેમ તે પ્રતિદિન વર્ધાયમાન થવા લાગ્યો. અન્નપ્રાસન ( અન્ન ચટાડવું ), રમવું, બેસવું, ચંક્રમણ ( ચાલવું ) રમકડાનું લેવું પ્રમુખ તેની સર્વ ક્રીડા માતા પિતાદિક સજ્જન વર્ગને આનંદદાયક થવા લાગી. તેનું બોલવું ખરેખર એક શોભારૂપ હર્ષનું સ્થાન હતું, ટોપી પ્રમુખનું પહેરવું તો ખરેખર ચિત્તનું આકર્ષણ કરવા લાગ્યું, વર્ષગાંઠનું કરવું તો એક પ્રેમગ્રંથીનું બંધનજ થવા લાગ્યું. ઈત્યાદિક સમસ્ત કૃત્યો અનુક્રમથી મોટા મહો-ત્સવપૂર્વક જેનાં એવાં થયાં કે, જેમાં તેઓને કશો વિઘ્ન અંતરાય થયોજ નહીં; જુઓ તો ખરા ભાગ્યની દશા! ભાગ્યશાળીનું ભાગ્ય એવુંજ હોય છે. એમ ઉલ્લાસ-પૂર્વક વર્ધાયમાન થતો ન્યાયમાર્ગથી જેમ પાંચમે વર્ષે આમ્રવૃક્ષ ફળે તેમ તે બાળક પણ પાંચ વર્ષની ઉમરનો થયો. વળી તે કુમારને રૂપ, સંપદા પ્રમુખ ગુણો પણ સર્વાંગે વ્યાપ્ત એવા થવા લાગ્યા કે, પ્રતાપ પરાક્રમથી તે જયંત નામે બીજો સા-ક્ષાત્ ઈંદ્રનોજ પુત્ર હોયની શું! વચનની પણ એવી ચાતુર્યતા અને માધુર્યતા છે, કે, બાળક છતાં પણ પ્રૌઢ પુરૂષનું વાક્ય હોયની શું, એમ વચનની માધુર્યતાથી તે ઘણા જનને આનદકારક થઈ પડ્યો. એકદા પ્રસ્તાવે વસંતઋતુનાં પુષ્પોની સુગંધિથી સુગંધિત થયેલી ફુલ ફળથી અતિશય રમણીય એવી વનની શોભા જોવાને રાજા પોતાની કમલમાલા મહારાણી અને આ કુમારને સાથે લેઇને નગર ઉદ્યાને આવી તેજ આમ્રવૃક્ષની નીચે બેઠા, તે સમયે તેને બધી પૂર્વની બનેલી બીના યાદ આવવાથી પ્રસન્ન થઈને મહારાણીને કહેવા લાગ્યો કે, "હે પ્રિયા! તેજ આ આમ્રવૃક્ષ છે, કે જેની નીચે હું વસંતઋતુમાં આવીને બેઠો હતો, અને પોપ-ટની વાણીથી તારૂં સ્વરૂપ સાંભળીને અતિશય વેગથી તેની પાછળ પાછળ ચાલી તારા પિતાના આશ્રમ સુધી જઈ પહોંચ્યો;"ત્યાં તારી સાથે લગ્ન થવાથી મારૂં કૃતાર્થપણું નીપજાવ્યું." આ બધી વાર્તા પિતા ( મૃગધ્વજ રાજા )ની ઉત્સંગપર બેઠા થકાંજ સાંભ-ળતાં માત્ર તે બાળક ( શુકરાજ ) ચૈતન્યતા રહિત જેવો થઈને જેમ કલ્પવૃક્ષની શાખા વૃક્ષથી છિન્ન થતી ( છુટી પડતી ) નિરાધાર ધરતીપર પડે તેમ માતા પિ-તાના હર્ષરૂપ વૃક્ષ છેદાતાં શાખરૂપ ત ( બાળક ) જમીનપર તત્કાળ ઢળી પડ્યો. અતિશય વ્યાકુળ ( ગાભરા ) થતા માતા પિતા કોલાહલ કરવા લાગ્યા કે તત્કાળ સર્વ રાજ્યવર્ગીય લોક એકદમ ત્યાં આવી મળ્યા. હાહા! અરે! આ શું થયું! એમ ઊંચે શબ્દે બોલતા લોકો તરતજ આકુળ વ્યાકુળ થવા લાગ્યા, કેમકે , મોટા

લોકોનાં (સ્વામીનાં) સુખદુઃખની સાથે સર્વ સામાન્ય જનોનાં પણ સુખદુઃખ બંધાયલાંજ છે. ચંદનનાં શીતળ જળ છાંટવાં, કદલીદલ (કેળનાં પત્ર)ના પવન કરવા પ્રમુખ ઉપચારો (ઉપાયો) કરવાથી કેટલાક વખતે તે શુકરાજ કુમાર ચૈતન્યતાને પામ્યો. ચૈતન્ય પામવાથી કમળની પાંખડીઓની પેઠે દીપાયમાન નેત્રરૂપ પાંખડી પ્રકાશિત થઈ (ઉઘડી), પણ વદન (મુખ) કમળ વિકસ્વર થયું નહીં (ઉઘડયું નહીં). પ્રેક્ષાપૂર્વક (જાણપણા સહિત) તે ચારે બાજુ જુવે છે, પણ ઘણા પ્રકારથી બોલાવવા છતાં સર્વથા બોલતોજ નથી. તીર્થંકર દેવ છદ્મસ્થાવસ્થામાં જેમ મૌનપણું ધારણ કરે છે, તેમ આ રાજકુમાર મૌનધારી થતાં સર્વ જન ધારવા લાગ્યા કે, ખરેખર આને કોઈક દેવાદિકે છળેલો હતો, તે કાંઈક શાંત થયો. પણ હાહા! મહાખેદ કરવા લાયક એ છે કે, કોઈક દુષ્ટ કર્મના પ્રયોગથી એની જીભ તો બંધજ થઈ ગઈ; એમ બોલતા મહાચિંતા નિમગ્ન તેના માતા પિતા તેને પોતાના દરબારમાં લઈ ગયા. ત્યાં તેમણે વિવિધ પ્રકારના ઉપાયો કરાવ્યા, પણ જેમ દુષ્ટ પુરૂષની દુષ્ટતા દૂર કરવા ઘણા પ્રકારના ઉપકાર કરો તથાપિ તે સર્વ છેવટે નિષ્ફળ થાય તેમ તે સર્વ પ્રકારના ઉપચારો નિષ્ફળ ગયા. એવીજ અવસ્થા છેવટ છ મહિના સુધી પ્રવર્ત્તિ, પણ એક અક્ષર માત્ર તે શુકરાજ કુમાર બોલ્યો નહીં, તેમ કોઈપણ તેના મૌનપણાના ખરા કારણને જણાવી શક્યું નહીં. ચંદ્રમા કલંકિત, સૂર્ય તેજસ્વી, આકાશ શૂન્ય, વાયુ ચલ સ્વભાવી, ચિંતામણી પાષાણ, કલ્પવૃક્ષ કાષ્ટ, પૃથ્વી રજ (ધુળ), સમુદ્ર લવણ (ખારો), મેઘ શ્યામ, અગ્નિ દાહક (બાળનારી), જળ નીચ ગતિ, મેરૂ કનકનો પણ કઠોર, કર્પૂર સુવાસિત પણ અસ્થિર (ઉડી જાય), કસ્તુરી પણ કાળી, સજ્જન ધન રહિત, લક્ષ્મીવાન કૃપણ તથા મૂર્ખ રાજા લાલચી, તેમ આ રાજકુમાર પણ મૌન (મુંગો) થયો. હાહા ખેદે, રત્ન સમાન સર્વ વસ્તુને વિધાતાયે કલંકિત કરી. મોટા ભાગ્યશાળી પુરૂષોની દુર્દશા કયા સજ્જનના મનમાં ન ખટકે! માટેજ તે સમયે મળેલા સર્વ નાગરીક જનો પણ અત્યંત શોચ કરવા લાગ્યા. આવા સમયમાં ક્રીડારસના સાગર સમાન અને જગજ્જનના નેત્રોને અત્યાનંદકારી કૌમુદી મહોત્સવ (શરદ પુનમના ચંદ્રનો મહોત્સવ, માણિકઠારી પુનમનો દિવસ) આવ્યો, ત્યારે વળી સર્વ નાગરીકોની સાથે તે રાજા પોતાની કમલમાલા મહારાણી અને શુકરાજ યુક્ત આવીને તેજ આંબાના વૃક્ષ નીચે જોઈને ખિન્ન ચિત્તથી રાણીને કહેવા લાગ્યો કે, હે દેવિ, જેમ વિષવૃક્ષ સર્વથા દૂરથીજ ત્યજવા યોગ્ય હોય છે, તેમ આપણા આ શુકરાજ પુત્રરત્નને આવું અત્યંત વિષમ દુઃખ આ આમ્રવૃક્ષથીજ ઉત્પન્ન થયું છે. માટે એ પણ દૂરથીજ ત્યજવા યોગ્ય છે. આટલું બોલીને તે વૃક્ષ મૂકીને બીજે સ્થાનકે જવાને તે તત્પર થાય છે, તેવામાં અકસ્માત્ તેજ આમ્રવૃક્ષની નીચે અત્યંત પ્રમોદકારક દેવદુંદુભિનો નાદ થવા લાગ્યો. આવો ચમત્કાર જોઈને રાજા પૂછવા લાગ્યો કે, આ દૈવિક શબ્દ કયાંથી સમુત્પન્ન થયો? ત્યારે કોઈકે આવીને કહ્યું કે, મહારાજેંદ્ર! અહિંયાં શ્રીદત્ત નામા મુનિ તપશ્ચર્યા કરતા હતા તેમને હમણાંજ કેવળ જ્ઞાન થયું, તેથી તેનો મહોત્સવ દેવતાઓ દૈવિક વાદિત્રોના નાદથી કરે છે. આટલું

સાંભળતાં માત્ર રાજા પ્રસન્ન થઈ બોલ્યો કે, "આ પુત્રને મૌનપદ આરણ્યું કેમ શું છે. તેનું ખરૂં કારણ કેવળીજ કહી શકશે, માટે ત્યાં જવું યોગ્ય છે." એમ ધારી તે પુત્ર તથા રાણી સહિત મોટા પરિવારે ત્યાં જઇ વંદનાદિક પર્યુપાસના કરીને કેવળી સન્મુખ આવી બેઠો. ત્યારે કેવળીએ ક્લેશને નસાડનારી અમૃતના સરખી દેશના દીધી. ત્યારબાદ વિનયપૂર્વક રાજા પૂછવા લાગ્યો કે, હે પ્રભુ, આ શુકરાજકુમારની વાચા કેમ બંધ થઈ ? મુનિમુખ્ય કેવળી મહારાજે જવાબ વાળ્યો કે, "એ બાળક હમણાંજ બોલશે." આટલું માત્ર સાંભળીને પ્રસન્નતાપૂર્વક રાજા બોલવા લાગ્યો કે, મહારાજ, અમારે એ બાળક બોલે તો પછી શું જોઇયે ? અમે એજ ચાહિયે છીયે. મુનિમુખ્ય કેવળીએ કહ્યું કે, "હે શુકરાજ ! આ સર્વના દેખતાં અમોને વંદનાદિક કેમ કરતો નથી ? " આટલું સાંભળતાંજ તે શુકરાજે ઉઠીને સર્વ-જન સમક્ષ તે કેવળી ભગવાનને ઉચ્ચાર ( શબ્દ ) થી ખમાસમણ દઈ વિધિપૂર્વક વંદન કર્યું. આ મહા ચમત્કાર સરખું દેખીને રાજા પ્રમુખ ચકિત થઇ બોલવા લાગ્યા કે, ખરેખર આ મહામુનિનો મોટો મહિમા પ્રગટ જોયો, કારણકે જેને સેંકડો પુરૂષો મંત્ર તંત્રાદિકથી પણ બોલાવવા શક્તિમાન થયા નહીં એવા આ બાળ-કને તેમના વાક્યામૃતથીજ વાચા પ્રગટી ( ખુલી ગઇ ) અહિંયાં ચિત્તને વિષે ચમ-ત્કાર પામવામાં લીન બની ગયેલા લોકોની વચ્ચે રાજા આશ્ચર્ય પૂછવા લાગ્યો કે, સ્વામી આ શું ? જેથી કેવળીએ જણાવ્યું કે, આ બાળક મૌન થવાનું મુખ્ય કારણ પૂર્વભવનુંજ છે, તે, હે ભવ્યજનો, સાવધ થઈને કાન દઇ સાંભળો:-

## શુકરાજના પૂર્વભવનો વૃત્તાંત.

મલય નામના દેશમાં પૂર્વે ભદ્દીલપુર નામનું એક નગર હતું. ત્યાં આશ્ચર્ય-કારી છે ચરિત્ર જેનું એવો જિતારી નામે રાજા રાજ્ય કરતો હતો. તે રાજા એવો તો દાનવીર અને યુદ્ધવીર હતો કે જેણે પોતાના સર્વ યાચકોને અલંકાર યુક્ત, અને સર્વ શત્રુઓને અલંકાર રહિત કર્યા હતા. વળી ચાતુર્ય, ઔદાર્ય અને ધૈર્યાદિક ગુણોનો તો તે સ્થાનકજ હતો. તે એક વખતે પોતાના રાજ્ય સિંહાસનપર બેઠો હતો, તેવામાં છડીદારે આવી એવી વિનંતી કરી કે, મહારાજેંદ્ર, વિજયદેવ નામના રાજાનો દૂત આપને મળી કાંઇક વાત કરવા માટે હમણાં દરવાજા આગળ આવીને ઉભો છે, તે આપની આજ્ઞા હોય તો અહિં આવે. રાજાએ દ્વારપાળને આજ્ઞા કરી કે, "તેને (દૂતને) સત્વર અહિં પ્રવેશ કરાવ." ત્યારે તે કૃત્યાકૃત્યાનો જાણનારો દૂત, રાજા પાસે આવી વિનયપૂર્વક વંદન કરીને કહેવા લાગ્યો કે, "મહારાજ, સાક્ષાત્ દેવલોક સમાન દેવપુર નગરમાં વિજયદેવ નામે રાજા રાજ્ય કરે છે, કે જે હમણાં વસુદેવના સમાનજ પરાક્રમી છે તેની પ્રતિષ્ઠા પામેલી પ્રીતિમતી નામે સતી મહારાણીએ જેમ રાજનીતિથી શામ, દાન, ભેદ અને દંડ એ ચાર ઉપાય પેદા થાય, તેમ ચાર પુત્ર પ્રસવ્યા પછી જેમ હંસલીની બને પાંખો ઉજ્વળ હોય તેમ માતપિતાના કુળની ઉદ્યોતક 'હંસી' નામે એક કન્યા પ્રસવી છે. નીતિજ્ઞ છે કે, જે વસ્તુ સ્વલ્પ હોય તે અતિશય પ્રિય લાગે, તેમ આ પુત્રી પણ માતા પિતાને અત્યંત પ્રિય છે. તે હંસી બાલ્યાવસ્થાનો ત્યાગ કરીને જ્યારે આઠ વર્ષની થઇ

ત્યારે વળી પ્રીતિમતી મહારાણીથી બીજી 'સારસી' નામે કન્યા ઉત્પન્ન થઇ, કે જે સાક્ષાત્ જળાશયને શોભાવનારી જાણે બીજી સારસીજ હોયની શું ! પૃથ્વીમાં જે સાર સાર નિર્મળ પદાર્થો હતા તેજ લેઇને જાણે વિધાતાએ ઘડી હોયની શું ! એવી તે બન્ને બાળિકાઓ એવી તો રૂપવંતીઓ પ્રગટ થઇ કે, એ બે વિના બીજા કોઈની જેને ઉપમાજ લગાડી શકાય નહીં. વળી બે જણીઓને પરસ્પર એવી તો કોઈ અલૌકિક પ્રીતિ છે કે, તે બન્નેને માત્ર શરીર જુદાં દેખાય છે તે પણ ખેદકારક થઈ પડ્યાં છે. જોકે કામરૂપ હસ્તિને ક્રીડાવન સમાન યૌવનવંતી હંસી થઈ ગઈ, તોપણ તે પોતાની લઘુ બેન સારસીનો વિયોગ થવાના ભયથી પોતાને, વિવાહ ( લગ્ન ) પણ કબુલ ન કરવા લાગી. છેવટે સારસી પણ યૌવનાવસ્થાની સન્મુખ આવી પહોંચી ત્યારે બન્ને જણીઓએ પ્રીતિપૂર્વક એવી પ્રતિજ્ઞા કરી કે, આપણાથી પરસ્પર વિયોગ વેઠી શકાશે નહીં, માટે આપણે એકજ વર વરવો. તે બન્નેએ પ્રતિજ્ઞા કર્યા પછી માતાપિતાએ તેમને મનગમતો વર મેળવવા માટેજ ત્યાં યથાવિધિ સ્વયંવર મંડપ રચ્યો છે. તેમાં એવી તો અલૌકિક મંચ રચના રચાવવામાં આવી છે કે, જેનું વર્ણન મોટા કવીઓ પણ કરવાને વિચારમાં પડે તેમ છે. પ્રમાણમાં એટલુંજ બસ છે કે, ત્યાં આપના જેવા બીજા પણ ઘણા રાજાઓ આવશે તે નિમિત્તે ત્યાં ઘાસ તેમજ ધાન્યના એવા તો મોટા પુંજ શોભાવ્યા છે, કે જેની આગળ મોટા પર્વતો પણ શું લેખામાં છે. અંગ, બંગ, કલિંગ, અંધ્ર, જાલંધર, મારવાડ, લાટ, ભોટ, મહાભોટ, મેદપાટ ( મેવાડ ), વિરાટ, ગૌડ, ચૌડ, મરાઠા, કુરૂ, ગુજરાત, આભીર, કાશ્મીર, ગોયલ્લ, પંચાલ, માલવ, હુણ, ચીન, મહાચીન, કછ, વચ્છ, કર્ણાટક, કુંકણ, નેપાળ, કાન્યકુબ્જ, કુંતલ, મગધ, નૈષધ, વિધર્ભ, સિંધ, દ્રાવડ, ઈત્યાદિક ઘણા દેશોના રાજા ત્યાં આવનાર છે; માટેજ મારા સ્વામીએ, આપ ( મલયદેશના મહારાજા ) ને નિમંત્રણ કરવા મને મોકલ્યો છે, તેથી આપ ત્યાં પધારી તે સ્વયંવરને શોભાવશો એવી આશા છે." દૂતનાં આવાં વાક્યો સાંભળતાંજ તેમનું ચિત્ત પ્રસન્ન થયું, પણ પાછળથી ત્યાં જતાં સ્વયંવરમાં મળેલા ઘણા રાજાઓ વચ્ચે મને પરણશે કે બીજાને, એમ તે કન્યાઓની પ્રાપ્તિ અપ્રાપ્તિ સંબંધી આશા અને સંશયરૂપ હિંચોળામાં મનરૂપ માંકડું હિંચકવા લાગ્યું. પછી પંચ વચ્ચે મારે પણ જવું એજ વધારે સારૂં છે એમ ધારી છેવટ તે જવાને તૈયાર થઈ પક્ષિઓના શુભ શકુનથી નીકળી ઉત્સાહપૂર્વક ત્યાં ( દેવપુર નગરમાં ) જઈ પહોંચ્યો; તેમજ બીજા પણ ઘણા રાજાઓ ત્યાં આવી પહોંચ્યા. ત્યાંના વિજયદેવ રાજાએ બહુમાનપૂર્વક તેઓને નગર પ્રવેશ કરાવ્યો. નિરધારેલે દિવસે અતિ આદર સહિત યથાયોગ્ય ઉચ્ચ મંચકોપર સર્વ રાજાઓએ વિરાજીને દેવની પરે વિમાનના જેમજ તે સ્વયંવર મંડપને શોભાયુક્ત કર્યો. ત્યારબાદ શુભ સ્નાનપૂર્વક ચંદનાદિક ચર્ચિતાંગ કરીને શુચિ વસ્ત્ર વિભૂષિત થઈ તે સરસ્વતી અને લક્ષ્મીના જેવી બન્ને બેનો ( હંસી સારસી ) પાલખીમાં બેસીને તે સ્વયંવર મંડપમાં જ્યારે આવી ત્યારે અત્યુત્તમ એક કરિયાણા ( વસાણા ) પર જેમ ઘણા ગ્રાહકોનાં દૃષ્ટિ ને મન ખેંચાય છે, તેમજ તે કન્યાઓના પર સર્વ રાજાઓનાં દૃષ્ટિ અને મન ખેંચાવા

લાગ્યાં. તે મિત્રોનાં આગળ આગળ મન દૃષ્ટિ દોડવા લાગ્યાં. અને તેઓ શરણા ગ્રામથી પરવશ થતા વિવિધ પ્રકારની ચેષ્ટાઓ તથા પોતાના સ્વભાવપૂર્વક આકાર જણાવવાના કાર્યમાં જુદાઈ ગયા. આવા સમયે વરમાળા લઈને બંને કન્યાઓ સ્વયંવર મંડપના મધ્યભાગ ભાગમાં ઉભી રહી છે. ત્યારે સુવર્ણ છડીની ધારનારી કુલમહત્તરા પ્રથમથી સર્વ વૃત્તાંતની જાણનારી છે, માટે સર્વ રાજવર્ગીઓનું વર્ણન કરતી જણાવવા લાગી કે, "હે સખી, આ સર્વ રાજાનો રાજા રાજગૃહીનો સ્વામી છે; શત્રુના સમૂહને ધ્વંસ ( નાશ ) કરવાના કાર્યમાં અત્યંત કુશળ એવો આ કોશલરૂપ દેશમાં આવેલી કોશલાનો રાજા છે; સ્વયંવર મંડપની શોભા પ્રકાશક આ ગુર્જર દેશનો રાજા છે; આ સદા સૌભાગ્ય અને મનોહર ઋદ્ધિ પ્રાપક કલિંગ દેશનો રાજા છે; જેની લક્ષ્મીનો પણ પાર નથી એવો આ માળવા દેશનો રાજા છે; પ્રજા પાળવામાં દયાળુ આ નેપાળ દેશનો રાજા છે; જેના મોટા મોટા ગુણોનું વર્ણન કરવાને પણ સમર્થ ન થઈ શકીએ એવો આ કુરૂ દેશનો રાજા છે; શત્રુની શોભાનો નિષેધનાર આ નૈષધનો રાજા છે; યશરૂપ સુગંધિનો વૃદ્ધિ કરનાર આ મલય દેશનો રાજા છે." એવી રીતે સખીઓએ નામ દઈ દઈને રાજમંડળ ઓળખાવ્યાથી જેમ ઈંદુમતી અજ રાજાનેજ વરી તેમ આ બંને કન્યાઓ ( હંસી અને સારસી )એ જિતારી રાજાનેજ વરમાળા આરોપી. આ વખતે લાલચીપણું, ઔત્સુક્યતા, સંશય, હર્ષ, આનંદ, વિષાદ, લજ્જા, પશ્ચાતાપ, ઈર્ષા પ્રમુખ ગુણ અવગુણથી બીજા સર્વ રાજા વ્યાપ્ત થઈ ગયા. આવા સ્વયંવરમાં કોઈક રાજા પોતાના આવાગમનને, કોઈક દૈવને ( ભાગ્યને ) અને કોઈક અવતારને ધિક્કારવા લાગ્યા. જિતારી રાજાને તો મહોત્સવ, સન્માન, દાનપૂર્વક શુભ સમયે લગ્ન સમારંભ થયો. ભાગ્ય વિના મનોવાંછિત પ્રાપ્તિ થાયજ નહીં, એવી વાતનો નિશ્ચય છતાં પણ કેટલાક પરાક્રમી રાજા આશા રહિત થતા ઉદાસ થઈ ગયા. કેટલાક રાજાઓતો ઈર્ષા કરતાં દ્વેષ ધરીને જિતારી રાજાને મારી નાખવા પ્રમુખ કાર્યોમાં પ્રવર્ત્તવા લાગ્યા, પણ તે યથાર્થ નામવાળા જિતારીનો મ્હોટો અભ્યુદય છે માટે આશ્ચર્ય છે કે, કોઈપણ તેને કાંઈપણ કરી શક્યું નહીં. રતિ પ્રીતિ સહિત કામદેવના રૂપને જીતનાર તે જિતારી રાજા તે સમયે પોતાના શત્રુરૂપ બનેલા સર્વ રાજમંડળના ગર્વને પણ જીતતો થકો પોતાની બંને સ્ત્રીઓ ( હંસી, સારસી ) સહિત નિર્વિઘ્નતાપૂર્વક પોતાની રાજધાનીમાં જઈ પહોંચ્યો. પછી અતિ આડંબરયુક્ત તે બે રાણીઓનો દેવીઓની પેઠે રાજ્યાભિષેકનો મહોત્સવ થયાથી તેમને પોતાની બે દૃષ્ટિની માફક રાજા સમાનપણે માનીને સુખ ભોગવવા લાગ્યો. હંસી રાણી પ્રકૃતિથી સદા સરળ સ્વભાવી હતી, પણ સારસી રાણી તો રાજાને પ્રસન્ન કરવા માટે વચ્ચે વચ્ચે કાંઈ કાંઈપણ કપટ કરતી હતી. જોકે તે પોતાના પતિનેજ પ્રસન્ન કરવાના પ્રયોજનાર્થેજ કપટ કેળવતી હતી, તોપણ તેથી તેણીએ સ્ત્રીગોત્ર કર્મનું દૃઢપણે બંધન કર્યું; અને હંસીએ તો પોતાના સરળ સ્વભાવથી સ્ત્રીગોત્ર વિચ્છેદ કરી નાંખ્યું, એટલુંજ નહીં પણ રાજાને અત્યંત માનવા યોગ્ય થઈ ગઈ. અહો આશ્ચર્ય કે, આ નાની બેને પોતાની મૂર્ખતાથી ફોકટ પોતાના આત્માને માયા ( કપટ ) કરવાથી નીચ ગતિ જનાર કર્યો.

ત્યારે વળી પ્રીતિમતી મહારાણીથી બીજી 'સારસી' નામે કન્યા ઉત્પન્ન થઈ, કે જે સાક્ષાત્ જળાશયને શોભાવનારી જાણે બીજી સારસીજ હોયની શું! પૃથ્વીમાં જે સાર સાર નિર્મળ પદાર્થો હતા તેજ લેઈને જાણે વિધાતાએ ઘડી હોયની શું! એવી તે બન્ને બાળિકાઓ એવી તો રૂપવંતીઓ પ્રગટ થઈ કે, એ બે વિના બીજા કોઈની જેને ઉપમાજ લગાડી શકાય નહીં. વળી બે જણીઓને પરસ્પર એવી તો કોઈ અલૌકિક પ્રીતિ છે કે, તે બન્નેને માત્ર શરીર જુદાં દેખાય છે તે પણ ખેદકારક થઈ પડ્યાં છે. જોકે કામરૂપ હસ્તિને ક્રીડાવન સમાન યૌવનવંતી હંસી થઈ ગઈ, તોપણ તે પોતાની લઘુ બેન સારસીના વિયોગ થવાના ભયથી પોતાનો વિવાહ ( લગ્ન ) પણ કબુલ ન કરવા લાગી. છેવટે સારસી પણ યૌવનાવસ્થાની સન્મુખ આવી પહોંચી ત્યારે બન્ને જણીઓએ પ્રીતિપૂર્વક એવી પ્રતિજ્ઞા કરી કે, આપણાથી પરસ્પર વિયોગ વેઠી શકાશે નહીં, માટે આપણે એકજ વર વરવો. તે બન્નેએ પ્રતિજ્ઞા કર્યા પછી માતાપિતાએ તેમને મનગમતો વર મેળવવા માટેજ ત્યાં યથાવિધિ સ્વયંવર મંડપ રચ્યો છે. તેમાં એવી તો અલૌકિક મંચ રચના રચાવવામાં આવી છે કે, જેનું વર્ણન મોટા કવીઓ પણ કરવાને વિચારમાં પડે તેમ છે. પ્રમાણમાં એટલુંજ બસ છે કે, ત્યાં આપના જેવા બીજા પણ ઘણા રાજાઓ આવશે તે નિમિત્તે ત્યાં ઘાસ તેમજ ધાન્યના એવા તો મોટા પુંજ શોભાવ્યા છે, કે જેની આગળ મોટા પર્વતો પણ શું લેખામાં છે. અંગ, બંગ, કલિંગ, આંધ્ર, જાલંધર, મારવાડ, લાટ, ભોટ, મહાભોટ, મેદપાટ ( મેવાડ ), વિરાટ, ગૌડ, ચૌડ, મરાઠા, કુરૂ, ગુજરાત, આભીર, કાશ્મીર, ગોયલ્લ, પંચાલ, માલવ, હુણ, ચીન, મહાચીન, કચ્છ, વચ્છ, કર્ણાટક, કુંકણ, નેપાળ, કાન્યકુબ્જ, કુંતલ, મગધ, નૈષધ, વિદર્ભ, સિંધ, દ્રાવડ, ઈત્યાદિક ઘણા દેશોના રાજા ત્યાં આવનાર છે; માટેજ મારા સ્વામીએ, આપ ( મલયદેશના મહારાજા ) ને નિમંત્રણ કરવા મને મોકલ્યો છે, તેથી આપ ત્યાં પધારી તે સ્વયંવરને શોભાવશો એવી આશા છે." દૂતનાં આવાં વાક્યો સાંભળતાંજ તેમનું ચિત્ત પ્રસન્ન થયું, પણ પાછળથી ત્યાં જતાં સ્વયંવરમાં મળેલા ઘણા રાજાઓ વચ્ચે મને પરણશે કે બીજાને, એમ તે કન્યાઓની પ્રાપ્તિ અપ્રાપ્તિ સંબંધી આશા અને સંશયરૂપ હિંચોળામાં મનરૂપ માંકડું હિંચકવા લાગ્યું. પછી પંચ વચ્ચે મારે પણ જવું એજ વધારે સારૂં છે એમ ધારી છેવટ તે જવાને તૈયાર થઈ પક્ષિઓના શુભ શકુનથી નીકળી ઉત્સાહપૂર્વક ત્યાં ( દેવપુર નગરમાં ) જઈ પહોંચ્યો; તેમજ બીજા પણ ઘણા રાજાઓ ત્યાં આવી પહોંચ્યા. ત્યાંના વિજયદેવ રાજાએ બહુમાનપૂર્વક તેઓને નગર પ્રવેશ કરાવ્યો. નિરધારેલે દિવસે અતિ આદર સહિત યથાયોગ્ય ઉચ્ચ મંચકોપર સર્વ રાજાઓએ વિરાજીને દેવની પરે વિમાનના જેમજ તે સ્વયંવર મંડપને શોભાયુક્ત કર્યો. ત્યારબાદ શુભ સ્નાનપૂર્વક ચંદનાદિક ચર્ચિતાંગ કરીને શુચિ વસ્ત્ર વિભૂષિત થઈ તે સરસ્વતી અને લક્ષ્મીના જેવી બન્ને બેનો ( હંસી સારસી ) પાલખીમાં બેસીને તે સ્વયંવર મંડપમાં જ્યારે આવી ત્યારે અત્યુત્તમ એક કરિયાણા ( વસાણા ) પર જેમ ઘણા ગ્રાહકોનાં દૃષ્ટિ ને મન ખેંચાય છે, તેમજ તે કન્યાઓના પર સર્વ રાજાઓનાં દૃષ્ટિ અને મન ખેંચાવા

લાગ્યાં. તે એકેકનાં આગળ આગળ મન દૃષ્ટિ દોડાવા લાગ્યાં, અને તેઓ સઘળા કામથી પરવશ થતા વિવિધ પ્રકારની ચેષ્ટાઓ તથા પોતાના સ્વભાવપૂર્વક આશય જણાવવાના કાર્યમાં ગુંથાઈ ગયા. આવા સમયે વરમાળા લેઇને બન્ને કન્યાઓ સ્વયંવર મંડપના મધ્યગત ભાગમાં ઉભી રહી છે, ત્યારે સુવર્ણ છડીની ધારનારી કુલમહુતરા પ્રથમથી સર્વ વૃત્તાંતની જાણનારી છે, માટે સર્વ રાજવર્ગીઓનું વર્ણન કરતી જણાવવા લાગી કે, "હે સખી, આ સર્વ રાજાનો રાજા રાજગૃહીનો સ્વામી છે; શત્રુના સુખને ધ્વંસ (નાશ) કરવાના કાર્યમાં અત્યંત કુશળ એવો આ કૌશલ્ય દેશમાં આવેલી કોસલાનો રાજા છે; સ્વયંવર મંડપની શોભા પ્રકાશક આ ગુર્જર દેશનો રાજા છે; આ સદા સૌમ્ય અને મનોહર ઋદ્ધિ આપક કલિંગ દેશનો રાજા છે; જેની લક્ષ્મીનો પણ પાર નથી એવો આ માળવા દેશનો રાજા છે; પ્રજા પાળવામાં દયાળુ આ નેપાળ દેશનો રાજા છે; જેના મોટા મોટા ગુણોનું વર્ણન કરવાને પણ સમર્થ ન થઇ શકીએ એવો આ કુરૂ દેશનો રાજા છે; શત્રુની શોભાનો નિષેધનાર આ નૈષધનો રાજા છે; યશરૂપ સુગંધિનો વૃદ્ધિ કરનાર આ મલય દેશનો રાજા છે." એવી રીતે સખીઓએ નામ દેઈ દેઇને રાજમંડળ ઓળખાવ્યાથી જેમ ઇંદુમતી અજ રાજાનેજ વરી તેમ આ બંને કન્યાઓ (હંસી અને સારસી)એ જિતારી રાજાનેજ વરમાળા આરોપી. આ વખતે લાલચીપણું, ઔત્સુક્યતા, સંશય, હર્ષ, આનંદ, વિષાદ, લજ્જા, પશ્ચાતાપ, ઈર્ષા પ્રમુખ ગુણ અવગુણથી બીજા સર્વ રાજા વ્યાપ્ત થઈ ગયા. આવા સ્વયંવરમાં કોઇક રાજા પોતાના આવાગમનને, કોઇક દૈવને (ભાગ્યને) અને કોઇક અવતારને ધિઃકારવા લાગ્યા. જિતારી રાજાને તો મહોત્સવ, સન્માન, દાનપૂર્વક શુભ સમયે લગ્ન સમારંભ થયો. ભાગ્ય વિના મનોવાંછિત પ્રાપ્તિ થાયજ નહીં, એવી વાતનો નિશ્ચય છતાં પણ કેટલાક પરાક્રમી રાજા આશા રહિત થતા ઉદાસ થઈ ગયા. કેટલાક રાજાઓતો ઈર્ષા કરતાં દ્વેષ ધરીને જિતારી રાજાને મારી નાખવા પ્રમુખ કાર્યોમાં પ્રવર્ત્તવા લાગ્યા, પણ તે યથાર્થ નામવાળા જિતારીનો મહોટો અભ્યુદય છે માટે આશ્ચર્ય છે કે, કોઈપણ તેને કાંઈપણ કરી શક્યું નહીં. રતિ પ્રીતિ સહિત કામદેવના રૂપને જીતનાર તે જિતારી રાજા તે સમયે પોતાના શત્રુરૂપ બનેલા સર્વ રાજમંડળના ગર્વને પણ જીતતો થકો પોતાની બંને સ્રીઓ (હંસી, સારસી) સહિત નિર્વિઘ્નતાપૂર્વક પોતાની રાજધાનીમાં જઈ પહોંચ્યો. પછી અતિ આડંબરયુક્ત તે બે રાણીઓનો દેવીઓની પેઠે રાજ્યાભિષેકનો મહોત્સવ થયાથી તેમને પોતાની બે દૃષ્ટિની માફક રાજા સમાનપણે માનીને સુખ ભોગવવા લાગ્યો. હંસી રાણી પ્રકૃતિથી સદા સરળ સ્વભાવી હતી, પણ સારસી રાણી તો રાજાને પ્રસન્ન કરવા માટે વચ્ચે વચ્ચે કાંઈ કાંઈપણ કપટ કરતી હતી. જોકે તે પોતાના પતિનેજ પ્રસન્ન કરવાના પ્રયોજનાર્થેજ કપટ કેળવતી હતી, તોપણ તેથી તેણીએ સ્રીગોત્ર કર્મનું દૃઢપણે બંધન કર્યું; અને હંસીએ તો પોતાના સરળ સ્વભાવથી સ્રીગોત્ર વિચ્છેદ કરી નાંખ્યું, એટલુંજ નહીં પણ રાજાને અત્યંત માનવા યોગ્ય થઈ ગઈ. અહો આશ્ચર્ય કે, આ નાની બેને પોતાની મૂર્ખતાથી ફોકટ પોતાના આત્માને માયા (કપટ) કરવાથી નીચ ગતિ જનાર કર્યો.

એક વખત રાજાએ આ પોતાની બે સ્ત્રીઓની સાથે રાજમહેલના ગવાક્ષમાં ઉભો થકો એક નિર્દોષ મોટા મનુષ્યોના સંઘને નગરથી બહાર જતો દીઠો. તેજ વખતે તેણે તે વિષે તપાસ કરવા સારૂ સેવકને બોલાવી આજ્ઞા કરી. તેણે તપાસ કરી આવી કહ્યું કે, રાજેંદ્ર, શંખપુરી નગરીથી એક મોટો સંઘ આવ્યો છે. તે સિદ્ધાચલ તીર્થ તરફ યાત્રા કરવા જાય છે. તે સાંભળી કૌતુકથી રાજા સંઘના ઉતારા પાસે ગયો, અને ત્યાં રહેલા શ્રી શ્રુતસાગર સૂરીને વાંદ્યા. પછી તે સરલાશયવંત રાજા તે આચાર્ય પ્રત્યે પૂછવા લાગ્યો કે, એ સિદ્ધાચલ તે શો તીર્થ છે અને તે તીર્થનું શું મહાત્મ્ય છે? ક્ષીરાશ્રવલબ્ધિના * પાત્ર તે મોટા આચાર્ય બોલ્યા કે, રાજન્, આ લોકમાં ધર્મથીજ સર્વ ઇષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થાય છે અને આ વિશ્વમાં ધર્મ એજ સર્વ સારમાં સારભૂત છે. નામધર્મ તો ઘણા છે પણ અર્હત પ્રણિત ધર્મજ અત્યંત શ્રેયસ્કર છે; કેમકે, સમ્યક્ત્વ ( ધર્મશ્રદ્ધા ), એજ જેનું મૂળ છે, તે વિના પ્રાણી જે તપ, જપ, વ્રત, કષ્ટાનુષ્ઠાનાદિક કરે છે, તે સર્વ વંધ્ય વૃક્ષ ( વાંઝીયા ઝાડ )ની પેઠે વ્યર્થ છે. તે સમ્યક્ત્વ પણ ત્રણ તત્વ સદ્દહણારૂપ છે; તે ત્રણ તત્વ—૧ દેવ, ૨ ગુરૂ ને ૩ ધર્મ, શુદ્ધ તત્વરૂપ છે; તે ત્રણ તત્વમાં પણ પ્રથમ 'દેવતત્વ' અરિહંત જાણવા, અરિહંત દેવમાં પણ પ્રથમ અરિહંત 'શ્રી યુગાદિદેવ, ( ઋષભદેવ )' છે. એ અત્યંત મહિમાવંત દેવ જે તીર્થપર બીરાજે છે, તે સિદ્ધાચલનામા તીર્થ પણ મહા પ્રભાવિક છે. એ વિમળાચળનામા તીર્થ સર્વ તીર્થોમાં મુખ્ય છે, એમ સર્વ તીર્થંકરોએ પ્રકાશ્યું છે, એ તીર્થનાં નામ પણ જુદાં જુદાં કાર્યોના ભેદથી એકવીશ કહેવાયા છેઃ—જેમકે, ૧ સિદ્ધક્ષેત્રકૂટ, ૨ તીર્થરાજ, ૩ મરૂદેવીકૂટ, ૪ ભગીરથકૂટ, ૫ વિમલાચલકૂટ, ૬ બાહુબલીકૂટ, ૭ સહસ્રકમલકૂટ ૮ તાલધ્વજકૂટ, ૯ કદંબગિરિકૂટ, ૧૦ શતપત્રકૂટ, ૧૧ નાગાધિરાજકૂટ, ૧૨ અષ્ટોત્તરશતકૂટ, ૧૩ સહસ્રપત્રકૂટ, ૧૪ ઢંકકૂટ, ૧૫ લોહિત્યકૂટ, ૧૬ કપર્દિનિવાસ કૂટ, ૧૭ સિદ્ધિશેખરકૂટ, ૧૮ પુંડરીક, ૧૯ મુક્તિનિલયકૂટ, ૨૦ સિદ્ધિપર્વતકૂટ ૨૧ શત્રુંજયકૂટ. એવાં એકવીશ નામ કેટલાંક મનુષ્યકૃત, કેટલાંક દેવકૃત અને કેટલાંક ઋષિકૃત મળી આ અવસર્પિણીમાં થયાં છે; તેમજ ગઈ અવસર્પિણીમાં પણ બીજાં એકવીશ નામ થયાં હતાં, અને આવતી અવસર્પિણીમાં પણ પ્રકારાંત્તરથી એવાંજ નવાં એકવીશ નામ એ પર્વતનાં થશે. આ વર્તમાન અવસર્પિણીનાં જે એકવીશ નામ અમે તને કહ્યાં, તેમાંનું "શત્રુંજય" એવું એકવીશમું જે નામ આવેલું છે, તે તારા આવતા ભવથી તારાથીજ પ્રસિદ્ધ થશે એમ પણ અમે જ્ઞાની પાસે સાંભળેલું છે. વળી સુધર્માસ્વામીના રચેલા "મહાકલ્પ" નામના ગ્રંથમાં આ તીર્થના અષ્ટોત્તરશત ( એકસો આઠ ) નામ પણ સાંભળેલાં છે. તે આ પ્રમાણેઃ—

૧ વિમળાચળ, ૨ દેવપર્વત, ૩ સિદ્ધિક્ષેત્ર, ૪ મહાચળ, ૫ શત્રુંજય, ૬ પુંડરિક, ૭ પુણ્યરાશી, ૮ શિવપદ, ૯ સુભદ્ર, ૧૦ પર્વતેંદ્ર, ૧૧ દ્રઢશક્તિ, ૧૨ અકર્મક, ૧૩ મહાપદ્મ, ૧૪ પુષ્પદંત, ૧૫ શાસ્વત પર્વત, ૧૬ સર્વકામદ, ૧૭ મુક્તિગૃહ, ૧૮ મહાતીર્થ, ૧૯ પૃથ્વીપીઠ, ૨૦ પ્રભુપદ, ૨૧ પાતાલ મૂળ, ૨૨ કૈલાસ

* ક્ષીરાશ્રવલબ્ધિ—દુધપાકના જેવી જેના વચનમાં મધુરતા ( મીઠાશ ) હોય તેવી શક્તિ.

પર્વત. ૨૩ ક્ષિતિમંડન, ૨૪ રૈવતગિરિ, ૨૫ મહાગિરિ, ૨૬ શ્રીપદગિરિ, ૨૭ ઇંદ્રપ્રકાશ, ૨૮ મહાપર્વત, ૨૯ મુક્તિનિલય, ૩૦ મહાનંદ, ૩૧ કર્મસુદન, ૩૨ અકલંક, ૩૩ સૌંદર્ય, ૩૪ વિભાસન, ૩૫ અમરકેતુ, ૩૬ મહાકર્મસુદન, ૩૭ મહોદય, ૩૮ રાજરાજેશ્વર, ૩૯ ઢીંક, ૪૦ માલવતોય, ૪૧ સુરગિરિ, ૪૨ આનંદમંદિર ૪૩ મહાજસ, ૪૪ વિજયભદ્ર, ૪૫ અનંતશક્તિ, ૪૬ વિજયાનંદ, ૪૭ મહાશૈલ, ૪૮ ભદ્રંકર, ૪૯ અજરામર, ૫૦ મહાપીઠ, ૫૧ સુદર્શન, ૫૨ ચર્ચગિરિ, ૫૩ તાલધ્વજ, ૫૪ ખેમંકર, ૫૫ અનંત ગુણાકર, ૫૬ શિવંકર, ૫૭ કેવળદાયક, ૫૮ કર્મક્ષય, ૫૯ જ્યોતિસરૂપ, ૬૦ હિમગિરિ, ૬૧ નાગાધિરાજ, ૬૨ અચલ, ૬૩ અભિનંદ, ૬૪ સ્વર્ણ, ૬૫ પરમબ્રમ, ૬૬ મહેંદ્રધ્વજ, ૬૭ વિશ્વાધીશ, ૬૮ કાદંબક, ૬૯ મહિધર, ૭૦ હસ્તગિરિ, ૭૧ પ્રિયંકર, ૭૨ દુખહર, ૭૩ જયાનંદ, ૭૪ આનંદઘર, ૭૫ જસોધર, ૭૬ સહસ્ત્ર કમલ, ૭૭ વિશ્વ પ્રભાવક, ૭૮ તમોકંદ, ૭૯ વિશાલગિરિ, ૮૦ હરીપ્રિય, ૮૧ સુરકાંત, ૮૨ પુન્યકેસ, ૮૩ વિજય, ૮૪ ત્રિભુવનપતિ, ૮૫ વૈજયંત, ૮૬ જયંત, ૮૭ સર્વાર્થ સિદ્ધ, ૮૮ ભવતારણ, ૮૯ પ્રિયંકર, ૯૦ પુરૂષોત્તમ, ૯૧ કયંબૂ, ૯૨ લોહિતાક્ષ, ૯૩ મણિકાંત, ૯૪ પ્રત્યક્ષ, ૯૫ અસીવિહાર, ૯૬ ગુણકંદ, ૯૭ ગજચંદ્ર, ૯૮ જગતરણી, ૯૯ અનંત ગુણાકર, ૧૦૦ નગશ્રેષ્ઠ, ૧૦૧ સહેજાનંદ, ૧૦૨ સુમતિ, ૧૦૩ અભય, ૧૦૪ ભવ્યગિરિ, ૧૦૫ સિદ્ધશેખર, ૧૦૬ અનંતરલેસ, ૧૦૭ શ્રેષ્ઠગિરિ, ૧૦૮ સિદ્ધાચળ.*

આ અવસર્પિણીમાં પહેલા ચાર તીર્થંકર ભગવંતો ( ઋષભદેવ, અજિતનાથ, સંભવનાથ અને અભિનંદનસ્વામી ) નાં સમોવસરણ આ તીર્થ ઉપર થયાં છે; વળી ઓગણીસ તીર્થંકરો ( સુમતિનાથ, પદ્મપ્રભ, સુપાર્શ્વસ્વામી, ચંદ્રપ્રભ, સુવિધિનાથ, શીતલનાથ, શ્રીશ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમલનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રત સ્વામી, નમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીર સ્વામી ) નાં સમોવસરણ પણ થનાર છે. એક નેમનાથ વિના આ ચોવીસીના બીજા બધા તીર્થંકરો અહિંયાં સમોસરશે. આ તીર્થ ઉપર અનંતા મુનિઓ સિદ્ધિપદને પામ્યા છે, માટેજ આ તીર્થનું નામ સિદ્ધિક્ષેત્ર પ્રસિદ્ધ થયું છે. સર્વ જગતના લોક જેને પૂજે છે, એવા તીર્થંકરો પણ આ તીર્થની મોટી પ્રશંસા કરે છે; તેમજ મહાવિદેહ ક્ષેત્રના માણસો પણ આ તીર્થની ચાહના નિરંતર કરે છે. આ તીર્થ પ્રાયે શાસ્વતજ છે. બીજા તીર્થ ઉપર જે તપ, જપ, દાનાદિક તથા પૂજા, સ્નાત્રાદિ કરતાં ફળ પામે, તેથી આ તીર્થ ઉપર તેટલાજ દાનાદિકથી જેમ સારી જમીનમાં વાવેલું અન્ન નબળી જમીનમાં વાવેલા કરતાં વધારે પામી શકીએ તેમ અનંતગણું ફળ પામી શકીએ છીએ. યત:

पल्योपमसहस्रं च ध्यानाल्लक्षमभिग्रहात् ।
दुष्कर्म क्षीयते मार्गे सागरोपमसम्मीतम् ॥ १ ॥

---

* સિદ્ધગિરીનાં એકસો આઠ નામ મધ્યે ત્રેવીશ નામ ટીકાકારે મૂકેલાં છે તેજ અનુક્રમે મૂકી મહાકલ્પનામા ગ્રંથ નહીં મળવાથી બીજાં નામો ખમાસમણમાં નમસ્કાર કરવામાં આવતાં દુહા તથા પૂજાદિકમાંથી શોધી મૂક્યાં છે. જેથી બીજાં પાઠાંતર હશે એમ સંભવે છે.

शत्रुंजये जिने दृष्टे दुर्गतिद्वितयंक्षिपेत् ।
सागराणां सहस्रं च पूजास्नात्रविधानतः ॥ २ ॥

"પોતાના ઘરમાં બેઠાં પણ શત્રુંજયનું ધ્યાન ધરે તો એક હજાર પલ્યોપમનાં પાપ જતાં રહે છે. અને તીર્થયાત્રા ન થાય ત્યાંસુધી અમુક વસ્તુ ખાવી નહીં એવો કાંઈપણ અભિગ્રહ ધારણ કરે તો તે એક લાખ પલ્યોપમનાં પાપ ખપાવી શકે છે, દુષ્ટકર્મ નીકાચિત હોય તે પણ ક્ષય કરી શકે છે, તેમ યાત્રા કરવાને પોતાના ઘેરથી નિકળે તો એક સાગરોપમનાં પાપ સમાવી શકે છે. તીર્થ ઉપર ચઢીને મૂળનાયકનાં દર્શન કરે તેના બે ભવનાં પાપ ક્ષય થાય છે, અને તીર્થનાયકની પૂજા તથા સ્નાત્ર કરે તો એક હજાર સાગરોપમનાં પાપ ક્ષય કરી શકાય છે. એ તીર્થની યાત્રા કરવાને એક એક પગલું શિદ્ધગીરીના સામે જાય તે એક એક પગલે પગલે હજાર ભવ કોટીનાં પાપથી મુક્ત થાય છે. બીજા સ્થાનપર પૂર્વક્રોડ વર્ષ ક્રીયા કરતાં જે શુભ ફળને પામી શકીએ તેટલુંજ ફળ આ તીર્થપર નિર્મળતાથી કરે તો અંતર્મુહુર્તમાં પામી શકે. કહ્યું છે કે,

जंकोडिए पुण्णं कामिअआहारभोइआएउं ।
तंलहइ तित्थपुण्णं एगोवासेण सत्तुंजे ॥ १ ॥

પોતાને ઘેર બેઠાં ઇચ્છિત આહાર ભોજન કરાવી ક્રોડ વાર સાહામીવચ્છળ કરતાં જેટલું પુણ્ય થાય તેટલું પુણ્ય શત્રુંજય તીર્થ ઉપર એક ઉપવાસ કરવાથી થાય છે.

जंकिंचि नाम तित्थं सग्गे पायाले माणुसे लोए ।
तं सव्वमेव दिट्ठं पुंडरिए वंदिए संते ॥ २ ॥

જેટલાં નામાંકિત તીર્થ સ્વર્ગ, પાતાળ અને મનુષ્ય લોકમાં છે, તે બધાનાં દર્શન કરવા કરતાં એક સિદ્ધાચલની યાત્રા કરે તો સર્વ તીર્થની યાત્રાનું ફળ પામી શકે છે.

पडिलाभंते संघे दिट्ठमदिट्ठेअ साहू सत्तुंजे ।
कोडिगुणं च अदिट्ठे, दिट्ठं णंत गुणं होइ ॥ ३ ॥

શત્રુંજય તીર્થ ઉપર શ્રી સંઘને સાહામીવત્સલ કરી જમાડે તો મુનિના દર્શનનું ફળ થાય, મુનિને વોહોરાવતાં તીર્થ યાત્રાનું ફળ થાય, તીર્થ નાયકનાં દર્શન કર્યા પહેલાં ( તીર્થે જતાં ) પણ શ્રી સંઘને જમાડવાથી ક્રોડગણું ફળ થાય અને તીર્થની યાત્રા કરીને જમાડે તો અનંતગણું ફળ થાય.

नवकारसहिए पुरिमड्ढेगासणं च आयामं ।
पुंडरियं समरंतो फलकंखीकुणइ अभत्तट्ठं ॥ ४ ॥

નવકારસી, પોરસી, પુરીમઢ, એકાસણુ, આંબીલ, ઉપવાસ પ્રમુખ તપ કરતો થકો જો પોતાના ઘેર બેઠાં પણ ગિરિનું સ્મરણ કરે તો,

छट्ठट्ठमदसमदुवालसाण मासद्धमासखमणाणं ।
तिगरणसुद्धीलहइ सत्तुंजे संभरंतोअ ॥ ५ ॥

નવકારસીથી છઠ્ઠનું, પોરસીથી અઠમનું, પુરીમઢથી ચાર ઉપવાસનું, એકાસણુથી ૭ ઉપવાસનું, આંબીલથી ૫દર ઉપવાસનું, અને ઉપવાસથી માસખમણુ (મહીનાના ઉપવાસ)નું ફળ પામે. એટલે પૂર્વોક્ત તપ કરીને ઘેર બેઠાં પણ **श्री शत्रुंजायनमः** એ પદ ગણે તો અહિં (આ ગાથામાં) બતાવ્યું તેટલું ફળ પામી શકાય છે.

**नवित्तंसुवण्णभूमि भूसणदाणेणअन्नतित्थेसु ।**
**जंपावइपुण्गफलं पूआनमणेणसत्तुंजे ॥ ६ ॥**

એક શત્રુંજય તીર્થ ઉપર મૂળનાયકને સ્નાત્ર પૂજા નમસ્કાર કરતાં જેટલું પુન્ય ઉત્પન્ન થાય, તેટલું પુન્ય બીજા તીર્થ ઉપર સુવર્ણનું, ભૂમિનું તથા આભૂષણનું દાન કરવાથી પણ ન પામી શકે.

**धुवेपक्खुववासे मासक्खमणं कप्पूरधुवंमि ।**
**कत्तियमासक्खवणं साहु पडिलाभीए लहइ ॥ ७ ॥**

એ તીર્થ ઉપર ધુપપૂજા કરે તો પંદર ઉપવાસનું ફળ થાય, કપુરનો ધુપ કરતાં વળી માસખમણનું ફળ થાય, અને એક પણ સાધુને પડીલાભે (વોહોરાવે) તો કેટલાક માસખમણનું ફળ થાય છે.

પાણીનાં સ્થાન ઘણાં છે પણ સર્વથી અધિક તો જળનિધિજ છે, તેમ બીજાં સર્વ લઘુ તીર્થ છે, સર્વથી અધિક તીર્થ તો સિદ્ધિક્ષેત્રજ છે. જેણે એવા તીર્થની યાત્રા કરીને સ્વાર્થ સાધ્યો નહીં, તો પછી તે પ્રાણીના મનુષ્ય જન્મથી શો સાર છે? જીવવાથી શુ ? ધનથી શું ? અને મોટા કુટુંબથી પણ શું ? કાંઈ સાર નહીં. જે મનુષ્યે એ તીર્થની યાત્રા ન કરી તે જન્મ્યો પણ ગર્ભાવાસમાંજ સમજવો, જીવ્યો પણ ન જીવ્યો જાણવો અને ઘણો જાણ હોય તોપણ અજાણજ જાણવો. દાન, શીલ, તપ, કષ્ટાનુષ્ટાન એ સર્વ કષ્ટસાધ્ય છે માટે બને તેમ કરવાજ યોગ્ય છે, તથાપિ સુખે કરી સાધી શકીયે એવી આ તીર્થની યાત્રા તો આદરપૂર્વક અવશ્ય કરવી. સંસારી પ્રાણીઓ પ્રશંસા કરવા યોગ્ય પિણ તેજ છે, અને માનવા યોગ્ય પણ તેજ છે, કે જેણે પોતાને પગેથી ચાલીને સદ્ધિક્ષેત્રનો છહરી પાળતાં સાત યાત્રા કરી હોય. પુર્વાચાર્યોયે પણ કહેલુંજ છે કે,

**छठ्ठेणं भत्तेणं अप्पाणएणं तु सत्तजत्ताओ ।**
**जोकुणइसत्तुंजे सो तइयभवे लहइ सिद्धिं ॥ १ ॥**

જે શત્રુંજય તીર્થની ચોવીહારા સાત છઠ્ઠ કરી સાત વાર યાત્રા કરે છે, તે પ્રાણી ત્રીજે ભવેજ નિશ્ચયથી સિદ્ધિપદને પામે છે.

ભદ્રકત્વાદિક ગુણયુક્ત તે ગુરૂની વાણીએ, જેમ કાળી માટી વર્ષા પડવાથી પલળી જાય, તેમ, તે જિતારી રાજાના હૃદયને કોમળ કરી નાંખ્યું. જગત્મિત્ર સરખા એ ગુરૂની વાણી એવી છે કે, જેણે તે રાજાને ક્ષીણકર્મવંત કરીને તેજ વખતે સમ્યકત સહિત કર્યો. તે સમયે તેના એવા તો શુભ પરિણામ થયા કે, તત્કાળજ તે તીર્થની યાત્રા કરવાની અભિરૂચિ (ઇચ્છા) ઉત્પન્ન થતાં તેણે પોતાના પ્રધાનાદિકને બોલા-

વીને એવી આજ્ઞા કરી કે, હાલ તરતજ યાત્રા જવાની સામગ્રી તૈયાર કરો. તે વખતે વળી તેણે એવો કઠોર (અતિ ઉત્કૃષ્ટ-આકરો-મહા મુશ્કેલીથી પણ બીજો તે પાળવાને સમર્થ થાય નહીં તેવો) અભિગ્રહ ધારણ કર્યો કે, "જ્યાંસુધી એ તીર્થનાં પગે ચાલતો જઈ દર્શન ન કરી શકું, ત્યાંસુધી મારે અન્ન પાણીનો સર્વથા (બીલકુલ) ત્યાગ છે." રાજાની આવી આકરી પ્રતિજ્ઞા સાંભળીને રાણી તથા સારથીએ પણ એવીજ કાંઇક પ્રતિજ્ઞા તત્કાળ ગ્રહણ કરી. જેમ રાજા કરે તેમ પ્રજા પણ કરે એવોજ ન્યાય છે માટે પ્રજા વર્ગમાંના કેટલાક પણ તેવીજ પ્રકારાંતરની પ્રતિજ્ઞા ધારણ કરી. એવો શો બનવા કાળ કે, લાંબો કાંઇપણ વિચાર કર્યા વિના આવો અત્યંત આકરો અભિગ્રહ તેણે ગ્રહણ કર્યો ! અહો ! અહો !! મહા ખેદ સરખી આ વાર્તા બની કે, એ સિદ્ધાચળ તીર્થ ક્યાં રહ્યું ? અને કેટલું બધું દૂર છતાં આવો અભિગ્રહ રાજાએ કેમ ગ્રહણ કર્યો ? એમ પ્રધાનાદિક શોચ કરવા લાગ્યા. મંત્રિ પ્રમુખ આમ ખેદ કરવા લાગ્યા ત્યારે ગુરૂ પણ બોલવા લાગ્યા કે, જે જે અભિગ્રહ ગ્રહણ કરવા તે તે પૂર્વાપર વિચાર કરીનેજ કરવા યોગ્ય છે. વિચાર્યા વિનાનું કાર્ય કરતાં પાછળથી ઘણોજ પશ્ચાતાપ થાય છે, અને તેથી તે કાર્યનાં લાભની પ્રાપ્તિ તો ક્યાંથીજ થાય ? પણ તેનાથી ઉલટું નુકશાન ભોગવવું પડે એમ છે. તે સાંભળી અતિશય ઉત્સાહી રાજા બોલવા લાગ્યો કે, હે મહારાજ, અભિગ્રહ ધારણ કર્યા પહેલાંજ વિચાર કરવાનો હતો, પણ હવે તો જે વિચાર કરવો તે બધો ફોકટજ છે. પાણી પીધા પછી નાતિ જાતિ પૂછવી અથવા મસ્તક મુંડન કરાવ્યા પછી તિથિ, વાર, નક્ષત્ર પૂછવાં, એ સર્વ ફોકટજ છે. હવે તો જે થયું તે થયું, હું તો પશ્ચાતાપ વિનાજ એ અભિગ્રહને ગુરૂના ચરણ પ્રસાયથી નિર્વાહ કરીશ. જોકે સૂર્યનો સારથી પાંગળો છે, તોપણ આકાશના અંતને તે શું પામી શકતો નથી ? એમ કહીને શ્રી સંઘની સાથે ચતુરંગીણી સેના લેઇને તે યાત્રાના માર્ગે ચાલવા લાગ્યો. કર્મરૂપ શત્રુનેજ જાણે લુટવાને જતો હોયની શું ! એમ ઉતાવળે ચાલતે થકે કેટલેક દિવસે કાશ્મીર દેશની એક અટવીમાં જઇ પહોંચ્યા. ક્ષુધા ( ભૂખ ), તૃષા ( તરસ ), પગથી ચાલવું, તેમ માર્ગમાં ચાલવાથી થતા પરિશ્રમને લીધે રાજા રાણી અત્યંત આકુળ વ્યાકુળ થવાં લાગ્યાં. ત્યારે સિંહ નામે વિચક્ષણ મંત્રીશ્વર ( દિવાન ) ચિંતાતુર થયો થકો ગુરૂ પાસે આવીને કહેવા લાગ્યો કે, મહારાજ, રાજાને હરકોઈ પ્રકારે પણ સમજાવો. ધર્મના કાર્યમાં જો સમજણ નહીંજ રાખે તો પછી જૈન શાસનની ઉલટી હેલના ( નિંદા ) થશે. એમ બોલતો તે દિવાન ત્યાંથી રાજા પાસે આવીને કહેવા લાગ્યો કે, હે રાજન્, લાભાલાભનો તો વિચાર કરો, સહસાત્કાર ( ઉતાવળ )થી જે કાંઇ કામ અવિચારથી કરવામાં આવે તે પ્રાયે અપ્રમાણજ હોય છે. ઉત્સર્ગમાં પણ અપવાદ માર્ગ સેવન કરવો પડે છે, તટલાજ માટે "સહસ્સાગારેણં" એવો આગાર ( પાઠ ) સહસાત્કારે એમ દર્શાવેલો છે. આવાં દિવાનનાં વચન સાંભળીને શરીરથી અતિશય આકુળ થયો છતાંપણ મનથી તો સર્વથા અકળાણોજ નથી એવો તે રાજા ગુરૂ પ્રત્યે બોલવા લાગ્યા કે, હે પ્રભુ, અસમર્થ પરિણામવંત હોય તેનેજ એવો ઉપદેશ

આપવો, પણ હું તો મારૂં બોલેલું વચન પાળવાને ખરેખર શૂરવીર છું, જોકે કદાચિત્ હું પ્રાણથી રહિત થઈ જઊં તોપણ ભલે ( બહેતર ), પણ મારી પ્રતિજ્ઞા તો નિશ્ચયથી અભંગજ રહેશે. અહિંયાં પોતાના પતિનો ઉત્સાહ વધારવાને તે વીર-પત્નિ ( રાણીઓ ) પણ તેમજ ઉત્સાહવર્ધક વચનો બોલવા લાગી. દંપતીનાં આવાં વચન સાંભળીને, "અહો મહા આશ્ચર્ય કે આવું ધર્મમાં એકાગ્ર ચિત્ત છે, અહો આશ્ચર્ય કે આવા સાત્વિક છે," એવી પ્રશંસા સર્વ જન કરવા લાગ્યા. હવે શું થશે અથવા શું કરવું ? એવી ઊંડી આલોચનામાં આકુળ થવાથી જેનું હૃદયકમળ તમ થયું છે એવા સિંહ નામા દિવાનને ચિંતાનિમગ્ન સુતે થકે, વિમલાચળ તીર્થનો અધિષ્ઠાયક ગોમુખ નામે યક્ષ સ્વપ્નમાં પ્રગટ થઈ કહેવા લાગ્યો કે, "હે મંત્રીશ, તું શા માટે ચિંતા કરે છે ? જિતારી રાજાના ધૈર્યથી વશ થએલો હું પ્રસન્ન થઈને વિમલાચળ તીર્થને અહિંઆંજ સમીપપણે લાવીશ, માટે તું તારી ચિંતા દૂર કર. આવતી કાલે પ્રભાત સમયે વિમળાચળ તીર્થના સન્મુખ ચાલતાં સર્વ શ્રી સંઘને વિમલાચળ તીર્થની યાત્રા કરાવીશ; જેથી સર્વના અભિગ્રહ પૂર્ણ થઈ શકશે." આવાં હર્ષદાયક તેનાં વચન સાંભળીને દિવાન તેને પ્રણામપૂર્વક કહેવા લાગ્યો કે, "હે શાસનસંરક્ષક, આ વખતે આવીને તમોએ જેમ મને સ્વપ્નમાં આનંદકારક વચનો કહ્યાં, તેમ આ સંઘમાં ગુરૂ પ્રમુખ બીજા પણ કેટલાક લોકોને સ્વપ્ન આપીને આવાંજ હર્ષદાયક વચનો સંભળાવો, કે જેથી સંપૂર્ણ લોકને પણ નિશ્ચય થાય." એવા વચનથી ગોમુખયક્ષે પણ તેમજ શ્રી સંઘમાં ઘણા જણને સ્વપ્નાંતર્ગત તેજ અધિકાર સર્વ જણાવ્યો. ત્યારપછી બીજા દિવસના પ્રભાત સમયેજ તેણે તે મહાભયંકર અટવીમાંજ એક મોટા પર્વત ઉપર કૃત્રિમ વિમલાચળ તીર્થની રચના રચી, કેમકે, દેવતાને દૈવિક શક્તિથી શું અસંભવિત છે ! દેવતાની વૈક્રીયથી રચિત વસ્તુ માત્ર પંદરજ દિવસ રહી શકે છે, પણ ઔદારિક પરિણામથી પરિણમાવેલી હોય તો ગીરનાર તીર્થપર શ્રી નેમનાથ સ્વામીની મૂર્ત્તિની પેઠે અસંખ્યાતા કાળપર્યંત પણ રહી શકે છે. અહિંયાં પ્રભાત સમયે રાજા, આચાર્ય, દિવાનો તેમજ બીજા પણ ઘણાક લોકો પરસ્પર પોતાના સ્વપ્ન સંબંધી વાતો કરવા લાગ્યા. ત્યારપછી સર્વ જન પ્રમુદિત થયા થકા અવિવાદ પૂર્વક તીર્થ ભણી ચાલવા લાગ્યા કે, થોડા વખતમાં રસ્તામાંજ વિમલાચળ તીર્થને દેખતાં માત્ર અત્યંત હર્ષિત થયા. પછી તે તીર્થપર ચઢીને દર્શન પૂજન કરી પોતાના અભિગ્રહ પૂર્ણ કરવા લાગ્યા. તેમજ હર્ષથી શરીરને રોમાંચિત કરતાં પોતાના આત્માને પુણ્યરૂપ અમૃતથી પૂર્ણ પુષ્ટ કરવા લાગ્યા. ત્યાં વળી સ્નાત્રપૂજા, ધ્વજપૂજા પ્રમુખ કરણીઓ કરતા થકા માળા પ્રમુખ પહેરીને સર્વ જન પ્રમુદિત થતા થકા ત્યાંથી મૂળ (ખરા) શત્રુંજય ભણી યાત્રા માટે ચાલવા લાગ્યા. પણ રાજા તો ભગવંતના ગુણરૂપ ચૂર્ણથી જાણે કાર્મણજ કરાયું હોયની શું ! એમ ફરી ફરીને પાછો ત્યાંજ આવીને મૂળનાયકને નમન વંદન કરે છે; તેમ કરતાં પોતાના આત્માને સાતે નરકમાં પડતાં રોકવાનેજ જેમ પ્રવર્ત્યો હોય તેમ તે રાજા સાત વાર તીર્થપરથી ઉતરીને સાતમીવાર ફરીને ચઢયો. ત્યારે સિંહ નામા મંત્રિ પૂછવા લાગ્યો કે, હે રાજેંદ્ર આમ કેમ વારંવાર ઉતરીને પાછા ચઢો છો ? રાજાએ જવાબ આપ્યો કે,

વીને એવી આજ્ઞા કરી કે, હાલ તરતજ યાત્રાં જવાની સામગ્રી તૈયાર કરો. તે વખતે વળી તેણે એવો કઠોર (અતિ ઉત્કૃષ્ટ—આકરો—મહા મુશ્કેલીથી પણ બીજો તે પાળવાને સમર્થ થાય નહીં તેવો) અભિગ્રહ ધારણ કર્યો કે, "જ્યાંસુધી એ તીર્થનાં પગે ચાલતો જઈ દર્શન ન કરી શકું, ત્યાંસુધી મારે અન્ન પાણીનો સર્વથા (બીલકુલ) ત્યાગ છે." રાજાની આવી આકરી પ્રતિજ્ઞા સાંભળીને હંસી તથા સારસીએ પણ એવીજ કાંઇક પ્રતિજ્ઞા તત્કાળ ગ્રહણ કરી. જેમ રાજા કરે તેમ પ્રજા પણ કરે એવોજ ન્યાય છે માટે પ્રજા વર્ગમાંના કેટલાકે પણ તેવીજ પ્રકારાંતરની પ્રતિજ્ઞા ધારણ કરી. એવો શો બનવા કાળ કે, લાંબો કાંઇપણ વિચાર કર્યા વિના આવો અત્યંત આકરો અભિગ્રહ તેણે ગ્રહણ કર્યો! અહો! અહો!! મહા ખેદ સરખી આ વાર્તા બની કે, એ સિદ્ધાચળ તીર્થ ક્યાં રહ્યું? અને કેટલું બધું દૂર છતાં આવો અભિગ્રહ રાજાએ કેમ ગ્રહણ કર્યો? એમ પ્રધાનાદિકે શોચ કરવા લાગ્યા. મંત્રિ પ્રમુખ આમ ખેદ કરવા લાગ્યા ત્યારે ગુરૂ પણ બોલવા લાગ્યા કે, જે જે અભિગ્રહ ગ્રહણ કરવા તે તે પૂર્વાપર વિચાર કરીનેજ કરવા યોગ્ય છે. વિચાર્યા વિનાનું કાર્ય કરતાં પાછળથી ઘણોજ પશ્ચાત્તાપ થાય છે, અને તેથી તે કાર્યમાં લાભની પ્રાપ્તિ તો ક્યાંથીજ થાય? પણ તેનાથી ઉલટું નુકશાન ભોગવવું પડે એમ છે. તે સાંભળી અતિશય ઉત્સાહી રાજા બોલવા લાગ્યો કે, હે મહારાજ, અભિગ્રહ ધારણ કર્યા પહેલાંજ વિચાર કરવાનો હતો, પણ હવે તો જે વિચાર કરવો તે બધો ફોકટજ છે. પાણી પીધા પછી નાતિ જાતિ પૂછવી અથવા મસ્તક મુંડન કરાવ્યા પછી તિથિ, વાર, નક્ષત્ર પૂછવાં, એ સર્વ ફોકટજ છે. હવે તો જે થયું તે થયું, હું તો પશ્ચાતાપ વિનાજ એ અભિગ્રહને ગુરૂના ચરણ પ્રસાદથી નિર્વાહ કરીશ. જોકે સૂર્યનો સારથી પાંગળો છે, તોપણ આકાશના અંતને તે શું પામી શકતો નથી? એમ કહીને શ્રી સંઘની સાથે ચતુરંગીણી સેના લેઇને તે યાત્રાના માર્ગે ચાલવા લાગ્યો. કર્મરૂપ શત્રુનેજ જાણે લુટવાને જતો હોયની શું! એમ ઉતાવળે ચાલતે થકે કેટલેક દિવસે કાશ્મીર દેશની એક અટવીમાં જઇ પહોંચ્યા. ક્ષુધા (ભૂખ), તૃષા (તરસ), પગથી ચાલવું, તેમ માર્ગમાં ચાલવાથી થતા પરિશ્રમને લીધે રાજા રાણી અત્યંત આકુળ વ્યાકુળ થવાં લાગ્યાં. ત્યારે સિંહ નામે વિચક્ષણ મંત્રીશ્વર (દિવાન) ચિંતાતુર થયો થકો ગુરૂ પાસે આવીને કહેવા લાગ્યો કે, મહારાજ, રાજાને હરકોઈ પ્રકારે પણ સમજાવો. ધર્મના કાર્યમાં જો સમજણ નહીંજ રાખે તો પછી જૈન શાસનની ઉલટી હેલના (નિંદા) થશે. એમ બોલતો તે દિવાન ત્યાંથી રાજા પાસે આવીને કહેવા લાગ્યો કે, હે રાજન્, લાભાલાભનો તો વિચાર કરો, સહસાત્કાર (ઉતાવળ)થી જે કાંઇ કામ અવિચારથી કરવામાં આવે તે પ્રાયે અપ્રમાણજ હોય છે. ઉત્સર્ગમાં પણ અપવાદ માર્ગ સેવન કરવો પડે છે, તેટલાજ માટે "सहस्सागारेणं" એવો આગાર (પાઠ) [illegible] દર્શાવેલો છે. આવાં દિવાનનાં વચન સાંભળીને શરીરથી અતિશય [illegible] થયો છતાંપણ મનથી તો સર્વથા અકળાણોજ નથી એવો તે રાજા ગુરૂ પ્રત્યે બોલવા લાગ્યો કે, હે પ્રભુ, અસમર્થ પરિણામવંત હોય તેનેજ એવો ઉપદેશ

આપવો, પણ હું તો મારૂં બોલેલું વચન પાળવાને ખરેખર શૂરવીર છું, જોકે કદાચિત્ હું પ્રાણથી રહિત થઈ જઊં તોપણ ભલે ( બહેતર ), પણ મારી પ્રતિજ્ઞા તો નિશ્ચયથી અભંગજ રહેશે. અહિંયાં પોતાના પતિનો ઉત્સાહ વધારવાને તે વીરપત્નિ ( રાણીઓ ) પણ તેમજ ઉત્સાહવર્ધક વચનો બોલવા લાગી. દંપતીનાં આવાં વચન સાંભળીને, "અહો મહા આશ્ચર્ય કે આવું ધર્મમાં એકાગ્ર ચિત્ત છે, અહો આશ્ચર્ય કે આવા સાત્વિક છે," એવી પ્રશંસા સર્વ જન કરવા લાગ્યા. હવે શું થશે અથવા શું કરવું ? એવી ઊંડી આલોચનામાં આકુળ થવાથી જેનું હૃદયકમળ તપ્ત થયું છે એવા સિંહ નામા દિવાનને ચિંતાનિમગ્ન સુતે થકે, વિમલાચળ તીર્થનો અધિષ્ટાયક ગોમુખ નામે યક્ષ સ્વપ્નમાં પ્રગટ થઈ કહેવા લાગ્યો કે, "હે મંત્રીશ, તું શા માટે ચિંતા કરે છે? જિતારી રાજાના ધૈર્યથી વશ થએલો હું પ્રસન્ન થઈને વિમલાચળ તીર્થને અહિંઆંજ સમીપપણે લાવીશ, માટે તું તારી ચિંતા દૂર કર. આવતી કાલે પ્રભાત સમયે વિમળાચળ તીર્થના સન્મુખ ચાલતાં સર્વ શ્રી સંઘને વિમલાચળ તીર્થની યાત્રા કરાવીશ; જેથી સર્વના અભિગ્રહ પૂર્ણ થઈ શકશે." આવાં હર્ષદાયક તેનાં વચન સાંભળીને દિવાન તેને પ્રણામપૂર્વક કહેવા લાગ્યો કે, "હે શાસનસંરક્ષક, આ વખતે આવીને તમોએ જેમ મને સ્વપ્નમાં આનંદકારક વચનો કહ્યાં, તેમ આ સંઘમાં ગુરૂ પ્રમુખ બીજા પણ કેટલાક લોકોને સ્વપ્ન આપીને આવાંજ હર્ષદાયક વચનો સંભળાવો, કે જેથી સંપૂર્ણ લોકને પણ નિશ્ચય થાય." એવાં વચનથી ગોમુખયક્ષે પણ તેમજ શ્રી સંઘમાં ઘણા જણને સ્વપ્નાંતર્ગત તેજ અધિકાર સર્વ જણાવ્યો. ત્યારપછી બીજા દિવસના પ્રભાત સમયેજ તેણે તે મહાભયંકર અટવીમાંજ એક મોટા પર્વત ઉપર કૃત્રિમ વિમલાચળ તીર્થની રચના રચી, કેમકે, દેવતાને દૈવિક શક્તિથી શું અસંભવિત છે! દેવતાની વૈક્રીયથી રચિત વસ્તુ માત્ર પંદરજ દિવસ રહી શકે છે, પણ ઔદારિક પરિણામથી પરિણમાવેલી હોય તો ગીરનાર તીર્થપર શ્રી નેમનાથ સ્વામીની મૂર્ત્તિની પેઠે અસંખ્યાતા કાળપર્યંત પણ રહી શકે છે. અહિંયાં પ્રભાત સમયે રાજા, આચાર્ય, દિવાનો તેમજ બીજા પણ ઘણાક લોકો પરસ્પર પોતાના સ્વપ્ન સંબંધી વાતો કરવા લાગ્યા. ત્યારપછી સર્વ જન પ્રમુદિત થયા થકા અવિવાદ પૂર્વક તીર્થ ભણી ચાલવા લાગ્યા કે, થોડા વખતમાં રસ્તામાંજ વિમલાચળ તીર્થને દેખતાં માત્ર અત્યંત હર્ષિત થયા. પછી તે તીર્થપર ચઢીને દર્શન પૂજા કરી પોતાના અભિગ્રહ પૂર્ણ કરવા લાગ્યા, તેમજ હર્ષથી શરીરને રોમાંચિત કરતાં પોતાના આત્માને પુણ્યરૂપ અમૃતથી પૂર્ણ પુષ્ટ કરવા લાગ્યા. ત્યાં વળી સ્નાત્રપૂજા, ધ્વજપૂજા પ્રમુખ કરણીઓ કરતા થકા માળા પ્રમુખ પહેરીને સર્વ જન પ્રમુદિત થયા થકા ત્યાંથી મૂળ (ખરા) શત્રુંજય ભણી યાત્રા માટે ચાલવા લાગ્યા. પણ રાજા તો ભગવંતના ગુણરૂપ ચૂર્ણથી જાણે કાર્મણજ કરાયું હોયની શું ! એમ ફરી ફરીને પાછો ત્યાંજ આવીને મૂળનાયકને નમન વંદન કરે છે; તેમ કરતાં પોતાના આત્માને જાણે નરકમાં પડતાં રોકવાનેજ જેમ પ્રવર્ત્યો હોય તેમ તે રાજા સાત વાર તીર્થપરથી ઉતરીને સાતમીવાર ફરીને ચઢયો. ત્યારે સિંહ નામા મંત્રિ પૂછવા લાગ્યો કે, હે રાજેંદ્ર આમ કેમ વારંવાર ઉતરીને પાછા ચઢો છો ? રાજાએ જવાબ આપ્યો કે,

વીને એવી આજ્ઞા કરી કે, હાલ તરતજ યાત્રાં જવાની સામગ્રી તૈયાર કરો. તે વખતે વળી તેણે એવો કઠોર (અતિ ઉત્કૃષ્ટ–આકરો–મહા મુશ્કેલીથી પણ બીજો તે પાળવાને સમર્થ થાય નહીં તેવો) અભિગ્રહ ધારણ કર્યો કે, "જ્યાંસુધી એ તીર્થનાં પગે ચાલતો જઈ દર્શન ન કરી શકું, ત્યાંસુધી મારે અન્ન પાણીનો સર્વથા (બીલકુલ) ત્યાગ છે." રાજાની આવી આકરી પ્રતિજ્ઞા સાંભળીને હંસી તથા સારસીએ પણ એવીજ કાંઇક પ્રતિજ્ઞા તત્કાળ ગ્રહણ કરી. જેમ રાજા કરે તેમ પ્રજા પણ કરે એવોજ ન્યાય છે માટે પ્રજા વર્ગમાંના કેટલાકે પણ તેવીજ પ્રકારાંતરની પ્રતિજ્ઞા ધારણ કરી. એવો શો બનવા કાળ કે, લાંબો કાંઇપણ વિચાર કર્યા વિના આવો અત્યંત આકરો અભિગ્રહ તેણે ગ્રહણ કર્યો! અહો! અહો!! મહા ખેદ સરખી આ વાર્તા બની કે, એ સિદ્ધાચળ તીર્થ કયાં રહ્યું? અને કેટલું બધું દૂર છતાં આવો અભિગ્રહ રાજાએ કેમ ગ્રહણ કર્યો? એમ પ્રધાનાદિક શોચ કરવા લાગ્યા. મંત્રિ પ્રમુખ આપ્ત ખેદ કરવા લાગ્યા ત્યારે ગુરૂ પણ બોલવા લાગ્યા કે, જે જે અભિગ્રહ ગ્રહણ કરવા તે તે પૂર્વાપર વિચાર કરીનેજ કરવા યોગ્ય છે. વિચાર્યા વિનાનું કાર્ય કરતાં પાછળથી ઘણોજ પશ્ચાત્તાપ થાય છે, અને તેથી તે કાર્યમાં લાભની પ્રાપ્તિ તો કયાંથીજ થાય? પણ તેનાથી ઉલટું નુકશાન ભોગવવું પડે એમ છે. તે સાંભળી અતિશય ઉત્સાહી રાજા બોલવા લાગ્યો કે, હે મહારાજ, અભિગ્રહ ધારણ કર્યા પહેલાંજ વિચાર કરવાનો હતો, પણ હવે તો જે વિચાર કરવો તે બધો ફોકટજ છે. પાણી પીધા પછી નાતિ જાતિ પૂછવી અથવા મસ્તક મુંડન કરાવ્યા પછી તિથિ, વાર, નક્ષત્ર પૂછવાં, એ સર્વ ફોકટજ છે. હવે તો જે થયું તે થયું, હું તો પશ્ચાતાપ વિનાજ એ અભિગ્રહને ગુરૂના ચરણ પ્રસાદથી નિર્વાહ કરીશ. જોકે સૂર્યનો સારથી પાંગળો છે, તોપણ આકાશના અંતને તે શું પામી શકતો નથી? એમ કહીને શ્રી સંઘની સાથે ચતુરંગીણી સેના લેઇને તે યાત્રાના માર્ગે ચાલવા લાગ્યો. કર્મરૂપ શત્રુનેજ જાણે લુટવાને જતો હોયની શું! એમ ઉતાવળે ચાલતે થકે કેટલેક દિવસે કાશ્મીર દેશની એક અટવીમાં જઇ પહોંચ્યા. ક્ષુધા (ભૂખ), તૃષા (તરસ), પગથી ચાલવું, તેમ માર્ગમાં ચાલવાથી થતા પરિશ્રમને લીધે રાજા રાણી અત્યંત આકુળ વ્યાકુળ થવાં લાગ્યાં. ત્યારે સિંહ નામે વિચક્ષણ મંત્રીશ્વર (દિવાન) ચિંતાતુર થયો થકો ગુરૂ પાસે આવીને કહેવા લાગ્યો કે, મહારાજ, રાજાને હરકોઈ પ્રકારે પણ સમજાવો. ધર્મના કાર્યમાં જો સમજણ નહીંજ રાખે તો પછી જૈન શાસનની ઉલટી હેલના (નિંદા) થશે. એમ બોલતો તે દિવાન ત્યાંથી રાજા પાસે આવીને કહેવા લાગ્યો કે, હે રાજન્, લાભાલાભનો તો વિચાર કરો, સહસાત્કાર (ઉતાવળ)થી જે કાંઇ કામ અવિચારથી કરવામાં આવે તે પ્રાયે અપ્રમાણજ હોય છે. ઉત્સર્ગમાં પણ અપવાદ માર્ગ સેવન કરવો પડે છે, તેટલાજ માટે "सहस्सागारेणं" એવો આગાર (પાઠ) સિદ્ધાંતકારોએ દર્શાવેલો છે. આવાં દિવાનનાં વચન સાંભળીને શરીરથી અતિશય આકુળ થયો છતાંપણ મનથી તો સર્વથા અકળાણોજ નથી એવો તે રાજા ગુરૂ પ્રત્યે બોલવા લાગ્યો કે, હે પ્રભુ, અસમર્થ પરિણામવંત હોય તેનેજ એવો ઉપદેશ

તો ભવાંતરમાં કાયાથી ખચ્ચિત ભોગવવું પડે છે. તારી પુત્રી અને માતા પૂર્વભવમાં તારી સ્ત્રીઓ હતી અને તેણીઓના પર તને ઘણો પ્રેમ હતો, તેથી આ ભવમાં પણ તેણીઓને ભોગવવાની તેં મનથી વાંચ્છા કરી. કેમકે, પૂર્વભવમાં જે પાપારંભ સંબંધી સંસ્કાર હોય, તેજ સસ્કાર ભવાંતરમાં પણ તેને ઘણુંકરીને ઉદય આવે છે, પરંતુ આ વિષયમાં વધારે એટલું સમજવાનું છે કે, ધર્મ સંબધી સંસ્કારો મંદ પરિણામથી થયેલા હોય તો તે કોઈકને ઉદય આવે ને કોઈકને ન પણ આવે, અને તીવ્ર પરિણામથી થયેલા સંસ્કારો તો ભવાંતરમાં સાથે આવેજ છે. આવાં કેવલી મહારાજનાં વચન સાંભળીને સંસાર ઉપર ખેદ અને વૈરાગ્ય પામેલા શ્રીદત્તે તેમને વિનંતી કરી કે, હે જગન્નિસ્તારક, જે સંસારમાં આવી દુર્ઘટ કર્મ વિટંબનાઓ વારંવાર ભોગવવી પડે છે, ત્યારે તેવા સ્મશાનરૂપ સંસારને વિષે કયો વિચક્ષણ પુરૂષ પ્રાયે સુખ પામે! માટે હે જગદુદ્ધારક, સંસારરૂપી અંધ કુપમાં પડતા એવા મને ઉદ્ધરવાના ઉદ્યમરૂપ કાંઈ ઉપાય બતાવો. ત્યારે કેવલી ભગવાને કહ્યું કે, પારાવાર એવી સંસારરૂપ અટવીનો પાર પામવાની તારી ઈચ્છા હોય તો એક મોટા બળવંત ચારિત્રરૂપ સૈન્યનો આશ્રય કર. ત્યારે તેણે કહ્યું કે, હે મહારાજ, તમે જે કહો છો, તે મને ખરેખર પ્રિય છે, પરંતુ આ કન્યા કોને આપવી ? કેમકે, સંસાર સમુદ્રથી તરવાની ઉત્કંઠાવાળા મને આ કન્યાની ચિંતારૂપ પાષાણની શિલા કંઠે વળગી છે. જ્ઞાની બોલ્યા કે, તારી પુત્રી માટે તું જે ચિંતા કરે છે તે નિરર્થક છે; કેમકે, તારો મિત્ર શંખદત્તજ તારી પુત્રીને પરણનાર છે. ત્યારે ખેદ પામતો ગદ્ગદિત કંઠે ચક્ષુઓમાંથી અશ્રુની ધારા પડતે શ્રીદત્ત કહેવા લાગ્યો કે, હે જગદ્બંધુ, મેં દુષ્ટ, નિર્દયી અને મહાપાપીએ શંખદત્તને સમુદ્રમાં ફેંકી દીધો છે, તો હવે તેને મળવાની શી આશા! જ્ઞાનીએ કહ્યું કે, હે ભદ્ર, આમ તું ખેદ માં કર. બહુમાનથી તેં બોલાવ્યોજ હોયની! એમ તે તારો મિત્ર હમણાંજ અહિં આવશે. આવી વાત સાંભળી તે આશ્ચર્યપૂર્વક વિચાર કરે છે, એટલામાં તો શંખદત્ત ત્યાં તત્કાળ આવ્યો અને શ્રીદત્તને દેખતાંજ વિકાળ વદને ક્રોધાયમાન થતો યમરાજાની પેઠે તેને મારવા દોડ્યો. પરંતુ રાજા પ્રમુખની મોટી સભા જોઇને તેનાં નેત્ર ક્ષોભાયમાન થવાથી તે જરા અચકયો, કે તરતજ તેને કેવળી મહારાજ કહેવા લાગ્યા કે, હે શંખદત્ત, આ ક્રોધાગ્નિની તીવ્રતા પરનાં હૃદયને બાળે છે, તો પોતાના હૃદયને બાળે તેમાં શી નવાઈ? માટે તું એવા ક્રોધને દૂર કર, દૂર કર. ક્રોધી પુરૂષ ચંડાળના જેવો ગણાય છે, અને ચંડાળ સર્વ પ્રાણીઓને સ્પર્શ કરવા યોગ્ય નથી. લૌકીકશાસ્ત્રમાં પણ એમ જણાવેલું છે કે, જો જાતિચંડાળ ગંગામાં સ્નાન કરે તો તે કાંઇક પવિત્ર થાય, પણ કર્મચંડાળ તો બીલકુલ પવિત્ર થઈ શકતો નથી. જેમ જાંગુલીવિદ્યાના પ્રભાવથી સર્પનું ઝેર તત્કાળ ઉતરી જાય છે, તેમ કેવળી મહારાજની આવી તત્વ સંબંધી વાણી સાંભળીને તેનો (શંખદત્તનો) ક્રોધ તરતજ શમી ગયો. ત્યારપછી શ્રીદત્તે, શંખદત્તના મનને જાણે સ્નેહપૂર્વક ખેંચતો હોયની! તેમ તેને હાથે ઝાલીને પોતાની પાસે બેસાડ્યો.

ત્યારબાદ જ્ઞાનમાં શ્રેષ્ઠ એવા તે મુનિને શ્રીદત્તે પૂછયું કે, હે પૂજ્ય, આ શંખદત્ત સમુદ્રમાં પડ્યા પછી કેવી રીતે નીકળીને અહિંયાં આવ્યો? તે કૃપા કરી કહેશો.

મુનિમાં શ્રેષ્ઠ જ્ઞાનીગુરૂએ તેના ઉત્તરમાં જણાવ્યું કે, આ શંખદત્ત સમુદ્રમાં પડ્યો કે તરતજ જેમ ક્ષુધાતુરને ખાવાનાં ફળ મળે તેમ એને હાથ એક પાટીયું આવ્યું; કેમકે, જેની આયુષ્યરૂપ દોરી ત્રૂટી નથી તેને આવો અકસ્માત્ મૃત્યુ કેમ થાય? અનુકુળ પવનની પ્રેરણાથી સમુદ્રમાં તરતો તરતો, જેમ અનુભવી કરેલ વૈદ્યના બતાવેલા ઉપાય પ્રમાણે વર્તવાથી રોગ મટી જાય છે તેમ, તે સાતમે દીવસે સમુદ્રનો પાર પામી કાંઠે આવ્યો. ત્યાં નજીક સારસ્વત નામના ગામમાં આવી વિશ્રામ લેવાની તૈયારી કરે છે, તેટલામાં સમુદ્રના પાણીથી કાળું અને ઝાંખું પડી ગયું છે શરીર જેનું એવા તે શંખદત્તને પોતાનો સ્નેહવંત સંવર નામનો મામો મળ્યો ને તેને ઓળખવાથી તરતજ પોતાના ઘેર લઈ ગયો અને ખાનપાન ઔષધાદિ તેમજ તેલ વિગેરેનું મર્દન કરી, તેનું અંગ જોકે બળી ગયા જેવું કે ખવાઈ ગયા જેવું થએલું હતું તોપણ જેમ જડ શિષ્યને ગુરૂ ઉપદેશરૂપી ઉપાયથી સુશિક્ષિત કરે તેમ, સાજો કર્યો. ત્યારપછી તેણે પોતાના મામાને પૂછ્યું કે, અહિંથી સુવર્ણકૂલ બંદર કેટલું દૂર છે? ત્યારે તેણે જવાબ આપ્યો કે, વીસ જોજન દૂર છે, અને ત્યાં હાલ મોટા ધનવાન વેપારીનાં કરિયાણાં વિગેરે માલ ભરેલાં વહાણો આવેલાં છે. આવું સાંભળતાં માત્ર તે રોષ અને તોષ ભર્યો પોતાના મામાની રજા લઈ અહીં સત્વર આવ્યો, અને તને દેખીને ક્રોધાયમાન થયો. પણ નિશ્ચયે કરી સંસારમાં સંયોગ અને વિયોગ કર્માધિન છે. દયાનાજ એક મોટા સાગરરૂપ તે કેવળી મહારાજ પૂર્વભવનો સંબંધ કહી શંખદત્તને શાંત કરી ફરીથી કહે છે. જેમ કોઈ ગાળ દે તેને સામી ગાળ દેવાય તેમ તેં પૂર્વભવે તેને હણવાની ઇચ્છા કરી હતી તેથી આ ભવે તેણે તને ધક્કો મારી સમુદ્રમાં ફેંકી દીધો. હવે પછી બન્ને જણ પરસ્પર એવી પ્રીતિ રાખજો, કે જેથી તમોને આભવ અને પરભવ સુખની પ્રાપ્તિ થાય; કેમકે, સર્વ પ્રાણીપર મૈત્રીભાવના રાખવી એ ખરેખર મોક્ષ માર્ગની નીસરણી છે.

આવા જ્ઞાનીગુરૂનાં વચન સાંભળીને તે બન્ને જણ પોતપોતાના અપરાધ ખમાવી નિરપરાધી બનીને તે દિવસ સફળ ગણવા લાગ્યા. કેમકે, ગુરૂનાં વચનથી શું ન થાય? કેવલી મહારાજ ધર્મદેશના આપતા કહેવા લાગ્યા કે, હે ભવ્ય જીવો, જેના પસાયથી સર્વ પ્રકારની ઇષ્ટ સિદ્ધિ પમાય છે, એવા સમ્યક્ત, દેશવિરતિ, સર્વવિરતિ વિગેરે ગુણોનો અભ્યાસ કરો; કેમકે, અન્ય દર્શનીઓની ઉત્કૃષ્ટ ક્રિયાનું સેવન આંબા પ્રમુખના ફળની પેઠે સ્વલ્પ અને સંખ્યાબદ્ધ સંસારીક સુખરૂપ ફળ આપે છે, અને જૈનધર્મ તો કલ્પવૃક્ષના ફળની પેઠે સર્વ પ્રકારનાં પૌદ્ગલિક અને આત્મીક સુખો આપવાને સમર્થ છે. આવી દેશના સાંભળીને તે બંને જણ સહિત રાજા પ્રમુખ બીજા કેટલાએક પણ મોક્ષાભિલાષી થયા થકા સમ્યક્ત મૂળ શ્રાવકના ધર્મને પામ્યા, એટલુંજ નહીં પણ વાનરરૂપે બની આવેલો વ્યંતર પણ સમ્યક્ત પામ્યો. ત્યારપછી જ્ઞાનીએ જણાવ્યું કે, સુવર્ણરેખાનું ઔદારીક અને વ્યંતરનું વૈક્રિય શરીર છે તોપણ પૂર્વભવના સ્નેહને લીધે તેમને પરસ્પર ઘણા કાળ સુધી સ્નેહભાવ રહેશે. ત્યારબાદ રાજાએ પણ જેનું સન્માન કીધું છે એવા શ્રીદત્તે નગરમાં આવી પોતાની અર્દ્ધ ઋદ્ધિ અને પુત્રી શંખદત્તને આપીને નિર્મળ બુદ્ધિથી બાકીનું દ્રવ્ય સાત ક્ષેત્રમાં વાવરી (ખરચી)ને તેજ જ્ઞાનીની

પાસે આવી મહોત્સવથી દીક્ષા ગ્રહણ કરી. ત્યારપછી ચારિત્ર પાળવાથી મોહને જીતી હું કેવળજ્ઞાન પામ્યો છું; માટે હે શુકરાજ મને પણ પૂર્વભવના માતા અને પુત્રી ઉપર સ્નેહભાવ ઉત્પન્ન થવાથી માનસીક દોષ લાગ્યો હતો. તેટલામાટે સંસારમાં જે કાંઈ આશ્ચર્યકારી સ્વરૂપ હોય, તે મનમાં રાખીને વ્યવહારપણે જે સત્ય ગણાતું હોય તેજ પ્રમાણે વર્તવું; કેમકે, જગતના વ્યવહાર છે તે પણ સત્ય છે.

## સિદ્ધાંતમાં દશ પ્રકારનાં સત્ય નીચે પ્રમાણે બતાવેલાં છે.

**जण वय संमय ठवणा । नामे रूवे पडूच्च सच्चेअ ॥**
**ववहार भावयोगे । दसमे उवम्म सच्चेण ॥ १ ॥**

(૧) જનપદસત્ય–કોકણ દેશમાં પાણીને પિચ્ચ, નીર અને ઉદક કહે છે, માટે જે દેશમાં જે વસ્તુને જે નામથી બોલાવતા હોય તે દેશની અપેક્ષાયે જે બોલાય છે તે સત્યને "જનપદસત્ય" કહીયે.

(૨) સંમતસત્ય–કુમુદ, કુવલય પ્રમુખ અનેક જાતનાં કમળો કાદવમાં ઉત્પન્ન થયેલાં હોય છે, તે સર્વને પંકજ કહેવાં જોઇએ, પરંતુ લૌકીકશાસ્ત્રે અરવિંદને પંકજ ગણ્યું છે, બીજાં કમળોને પંકજપણે ગણ્યાં નથી. તે સત્યને "સંમતસત્ય" કહીયે.

(૩) સ્થાપનાસત્ય–કાષ્ઠ, પાષાણ વિગેરેની અરિહંત પ્રમુખની પ્રતિમા; એક, બે, ત્રણ, ચાર વિગેરે આંક; પૈ, પૈસા, રૂપીઆ, મોહોર વિગેરેમાં રાજા પ્રમુખના શિક્કા; તે સત્યને "સ્થાપનાસત્ય" કહીએ.

(૪) નામસત્ય–દરિદ્રિ છતાં ધનપતિ નામ ધરાવતો હોય, અપુત્ર છતાં કુળવર્ધન નામ ધરાવતો હોય; તે સત્યને "નામસત્ય" કહીયે.

(૫) રૂપસત્ય–વેષ માત્રના ધરનાર યતિને પણ વ્રતી કહેવાય. તે સત્યને "રૂપસત્ય" કહીયે.

(૬) પ્રતિત્યસત્ય–જેમ ટચલી અંગુલિની અપેક્ષાયે અનામિકા (દેવપૂજણી આંગળી) લાંબી છે, અને અનામિકાની અપેક્ષાયે ટચલી ટૂંકી છે, એમ એકેકની અપેક્ષાયે જે વાક્યાર્થ બોલવામાં આવે; તે "પ્રતિત્યસત્ય" કહેવાય.

(૭) વ્યવહારસત્ય–પર્વતના ઉપર ઘાસ બળતું હોય, તોપણ પર્વત બળે છે; માટલીમાંથી પાણી ઝમતું હોય પણ માટલી ઝમે છે; તેમજ અનુદરા (કન્યા) અલોમિકા (એડકા) કહેવાય છે; એમ જે બોલવાનો વ્યવહાર છે તેને "વ્યવહારસત્ય" કહીયે.

(૮) ભાવસત્ય–બગલીને થોડા ઘણા પાંચે રંગ હોય છે, પરંતુ સફેદ રંગની અધિકતાથી તે સફેદ ગણાય છે, એમ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ જેમાં જે અધિક હોય તેથી તેને તે રૂપે ગણી શકાય. તે "ભાવસત્ય" કહેવાય.

(૯) યોગસત્ય–જેના હાથમાં દંડ હોય તે દંડી અને જેની પાસે ધન હોય તે ધની કહેવાય, તેમ જેની પાસે જે વસ્તુ હોય તેના ઉપરથી તેને તે નામે બોલાવી શકાતો હોય; તે "યોગસત્ય" કહીયે.

(૧૦) ઉપમાસત્ય–આ તળાવ સમુદ્રના જેવું છે, એમ જેને ઉપમા અપાય; તે "ઉપમાસત્ય" કહેવાય.

---

આવાં પ્રકારનાં કેવલી મહારાજનાં વચન સાંભળીને સાવધાન થઈ તે શુકરાજ કુમાર પોતાના માતપિતાને પ્રગટપણે માતા, પિતા કહી બોલવા લાગ્યો, કે જે સાંભળીને તે રાજા પ્રમુખ સર્વ પ્રસન્ન થયા. હવે રાજા શ્રીદત્ત કેવલીને કહેવા લાગ્યો કે, હે સ્વામિન્, ધન્ય છે તમોને, કે જેમને આ યૌવનાવસ્થામાં વૈરાગ્ય પ્રગટ થયું. એવું વૈરાગ્ય મને ક્યારે ઉત્પન્ન થશે? ત્યારે મુનિશ્રેષ્ઠ કેવલી મહારાજે કહ્યું કે, હે રાજન્, તારી ચંદ્રાવતી રાણીનો * પુત્ર તારી દૃષ્ટિએ પડશે કે તત્કાળ તને દૃઢપણે વૈરાગ્ય ઉત્પન્ન થશે. પછી કેવલીના વચનને વધાવી, પ્રણામ કરી પોતાના પરિવાર સહિત પ્રસન્નતાપૂર્વક રાજા પોતાના રાજ્યમહેલમાં આવ્યો. દયા અને સમ્યક્ત્વરૂપ બે નેત્રોથી જાણે અમૃતનો વર્ષાતજ વર્ષાવતો હોયની! એવા શુકરાજની ઉમર જ્યારે દશ વર્ષની થઈ, ત્યારે કમલમાળા રાણીએ બીજા પુત્રને પ્રસવ્યો, અને તેની માતાને દેવતાએ આપેલા સ્વપ્નને અનુસારે તેનું નામ રાજાએ મોટા મહોત્સવ સહિત 'હંસરાજ' પાડ્યું. અમૃતનાં કિરણજ હોયની! એવાં ઉજ્વળ જેના માતા પિતા રૂપ બન્ને પક્ષ છે એવો હંસરાજ કુમાર રૂપ, કળા અને વચના સંપદારૂપ ગુણોથી વર્ધાયમાન થવા લાગ્યો. જ્યારે તે પાંચ વર્ષની ઉમરનો થયો ત્યારે સર્વ જનને આનંદિત કરતો થકો જેમ રામચંદ્રજીની સાથે લક્ષ્મણ રમે તેમ, શુકરાજ કુમારની સાથે વિવિધ પ્રકારની ક્રીડા કરતો હતો. અર્થવર્ગ અને કામવર્ગની સાથે ક્રીડા કરતાં બન્ને પુત્રોને ધર્મવર્ગ પણ મુખ્યપણે સેવવોજ જોઈએ એમ જણાવવાનેજ જાણે આવતો હોયની શું! એમ એકદા રાજસભામાં સિંહાસનપર બીરાજમાન થયેલા રાજાની પાસે છડીદારે વિનયપૂર્વક આવી કહ્યું કે, હે મહારાજ, દરબારના દરવાજા આગળ ગાંગીલ નામા ઋષીશ્વર આપને મળવા માટે પધારેલા છે, તેમને જો આપની આજ્ઞા હોયતો પ્રવેશ કરાવું. આ સાંભળતાં માત્ર ચકિત થયેલા રાજાએ તેને હુકમ કર્યો કે, તેમને પ્રવેશ કરાવ. પછી મુનિ મહારાજ રાજસભામાં પધાર્યા કે તરતજ રાજાએ ઉઠી સન્માન આપી આસનપર બેસાડ્યા ને ક્ષેમકુશળ પૂછવાપૂર્વક તેમને અત્યંત આનંદ પમાડ્યા. ત્યારપછી પુરોહિત જેવા ઋષીશ્વર પણ રાજાને આશીર્વાદ આપીને કહેવા લાગ્યા કે, તીર્થ, આશ્રમ તેમજ તાપસ પ્રમુખને ક્ષેમકુશળ છે. રાજાએ પૂછ્યું કે, હે મહારાજ, અત્રે આપનું આગમન શા પ્રકારે થયું છે? આનો ઉત્તર મુનિ આપવા માંડે છે, એટલામાં કમલમાળા રાણીને રાજાએ પોતાની નજદીકમાં બંધાવેલા ચકમાં (પડદામાં) બેસાડ્યાં. ત્યારપછી ગાંગીલ ઋષીશ્વર પોતાની પુત્રીને કહેવા લાગ્યા કે, ગોમુખ નામના યક્ષરાજે આજ રાત્રિએ મને સ્વપ્ન આપીને જણાવ્યું છે કે, હું મૂળ શત્રુંજયતીર્થે જાઉં છું. ત્યારે મેં પૂછ્યું કે, આ કૃત્રિમ શત્રુંજયતીર્થનું કોણ રક્ષણ કરશે? ત્યારે તેણે કહ્યું કે, જેમનું ચરિત્ર પણ લોકોત્તર છે એવા તારા બે દોહીત્રા [દીકરી (કમલમાળા)ના દીકરા] ભીમ અને

---

* પ્રથમ જે રાણીને પુત્ર થશે નહીં એમ કહેવામાં આવેલું છે તે રાણી.

અર્જુન જેવા બળવંત શુકરાજ અને હંસરાજ નામના છે. તેમાંથી એકને અહિંયાં લાવી રક્ષણ કરવા રાખીશ તો તેના મહાત્મ્યથી આ તીર્થ નિરૂપદ્રવ રહેશે; કેમકે, લોકોત્તર ચરિત્રવાળા મોટા મહિમાવંતનો મહિમા ખરેખર મોટોજ હોય છે. ત્યારે મેં તેને ( ગોમુખ યક્ષને ) પૂછયું કે, તે ક્ષિતિપ્રતિષ્ઠિત નગરનો માર્ગ ઘણો દૂર હોવાથી મને ત્યાં પહોંચતાં ઘણા દિવસો નીકળી જશે માટે ત્યાંથી તેને બોલાવી લાવું ત્યાંસુધી આ શત્રુંજયતીર્થનું રક્ષણ કોણ કરશે? ત્યારે ગોમુખ યક્ષે કહ્યું કે, ત્યાં જઈ આવતાં ઘણો વિલંબ લાગે તેમ છે, તોપણ તું સવારે નીકળીને જઈશ તો બપોરેજ મારા પ્રભાવ ( દૈવીક શક્તિ )થી તેને લઈ તું અહિંયાં પાછો આવતો રહીશ. એમ કહીને તે યક્ષ તો ચાલ્યો ગયો, ને હું તે વાત સાંભળીને અજાયબ ( વિસ્મય ) થયો. પછી આજ સવારે ત્યાંથી નીકળી હજુ સુધી એક પહોર દીવસ ચઢ્યો નથી એટલામાં તો અત્રે આવી પહોંચ્યો છું; કેમકે, દૈવીક મહિમાથી શું બની શકતું નથી?! માટે હે દક્ષદંપતિ, દક્ષણા આપ્યાની પેઠે આ તમારા બે પુત્રરત્નમાંથી એક પુત્ર મને તીર્થ-રક્ષણ નિમિત્તે આપો, કે જેથી અમો બપોર થયાં પેહેલાં ઠંડા પહોરે વગર પરિશ્રમે અમારા આશ્રમે જઈ પહોંચીએ. આ વચન સાંભળીને બીજાની અપેક્ષાએ બાળ છે તોપણ પરાક્રમે કરી અબાળ હંસરાજ હંસના જેવી ધ્વનિથી બોલ્યો કે, હે પિતાજી, એ તીર્થની રક્ષા કરવા તો હુંજ જઈશ, માટે મને ખુશીથી રજા આપો. આવા તેના ઉદ્ગારો સાંભળીને તેના માતા પિતાએ કહ્યું કે, "હે પુત્ર, તારાં આવાં સાહસીક વચનને અમો અમારૂં શરીર લુંછણે કરીએ, અર્થાત્ તારાં વચનને વારી જઈએ. હે વહાલા પુત્ર, આટલી લારી લઘુવય છતાં પણ આવાં તારાં સાહસીક વચન ક્યાંથી?" તે વખતે ગાંગીલ ઋષીશ્વર બોલ્યા કે, "ક્ષત્રીય વંશનું આવું વીર્ય, અને અહો બાલ્યાવસ્થામાં પણ આવું તેજ, એ ખરેખર આશ્ચર્યકારક છતાં સત્યજ છે, પ્રાતઃકાળે નવા ઉગતા એવા પણ સૂર્યનું તેજ કોઈથી સામે જોઈ શકાયજ નહીં એવું થાય છે. એ વયથી તો બાળ છે, પરંતુ એનાં બળ અને શક્તિ તો મહા પ્રશસાપાત્ર છે, માટે એનેજ મારી સાથે તીર્થરક્ષણ કરવા સારૂ મોકલો." રાજાએ કહ્યું કે, "હે મહારાજ, આટલા નાના બાળકને ત્યાં કેમ મોકલી શકાય? જોકે એ બાળક શક્તિમાન છે, તોપણ માતા પિતાનો મોકલવાને જીવ કેમ ચાલે? શું એ તીર્થનું સંરક્ષણ કરવામાં કાંઈ ભય નથી? "જેમ સિંહણ જાણે છે કે, મારી ગુફામાંથી મારાં બચ્ચાંને લઈ જાય એવો બીજો કોઈપણ બળીઓ આવી શકે તેમ નથી, તોપણ તે પોતાનાં બચ્ચાંને કોઈપણ વખતે બીજું કોઈ લઈ જશે એવો ભય જરા માત્ર પણ દૂર મૂકતી નથી; તેમ સ્નેહીઓને સ્નેહી વિષે ખરેખર ડગલે ડગલે ભય માલમ પડ્યા વિના રહેતો નથી; માટે આવા લઘુ બાળકને કેમ મોકલી શકાય?" આવાં માતા પિતાનાં વચન સાંભળી સમયસૂચક શુકરાજ ઉત્સાહપૂર્વક તેમને કહેવા લાગ્યો કે, "હે પૂજ્ય, મને રજા આપો તો હું એ તીર્થની રક્ષા સારૂ જાઉં. નાચનારને મૃદંગનો શબ્દ, ક્ષુધાતુરને ભોજનનિમંત્રણ, નિદ્રાળુ ( ઉંઘણસી )ને શય્યા, જેમ મળે ને પ્રસન્ન થાય તેમ ત્યાં રક્ષણ કરવા જવાનું મારે માથે આવે છે, એ વાત સાંભળતાંજ હું ઘણો પ્રસન્ન થયો છું; માટે મારા વહાલા

માતા પિતા, તમો મને ભક્તિ કરનારને આજ્ઞા આપી તીર્થભક્તિમાં સહાયક થાઓ." આવાં વચન સાંભળીને રાજા દીવાનની સામે જોવા લાગ્યો, ત્યારે તેણે કહ્યું કે, આજ્ઞા આપનાર તમો છો, લઈ જનાર ઋષીશ્વર છે, રક્ષા પણ તીર્થનીજ કરવી છે, રક્ષણ કરનાર શૂરવીર પરાક્રમી શુકરાજકુમાર છે, ગોમુખ યક્ષની સમ્મતિ પણ થઈ ચૂકી છે, આતો ક્ષીરમાં ઘૃત શર્કરા (સાકર) નાખવા જેવું છે, છતાં તમે કેમ વાર લગાડો છો? આવું સાંભળીને માતા પિતાએ તેને રજા આપી, એટલે પ્રસન્ન થયેલો શુકરાજ સ્નેહાળાં નેત્રથી આંસુ ઝરતાં માતા પિતાને નમી સાહસીક બનીને તે ગાંગીલ મુનિની સાથે ચાલતો થયો.

મહાપરાક્રમી ધનુર્ધર અર્જુનની પેઠે બાણ ઘાલેલા ભાથાને સ્કંધ પાછળ બાંધીને તેની સાથે તત્કાળ ત્યાં જઈ પહોંચી શુકરાજકુમાર શત્રુંજયતીર્થની સેવા, આરાધના અને રક્ષણ માટે સાવધાન રહેવા લાગ્યો. ત્યાં તેના મહિમાથી તે ઋષિઓનાં આશ્રમના બાગ બગીચામાં ઘણાં પુલ ફળની વૃદ્ધિ થઈ, એટલુંજ નહીં પણ વાઘ, સૂવર, ચિત્તા, વરૂ, દાવાનળ (અગ્નિ) પ્રમુખ સર્વ પ્રકારના ઉપદ્રવો તેના પ્રભાવથી શાંત થઈ ગયા. અહો! ખરેખર આશ્ચર્ય છે કે, પૂર્વભવમાં સેવન કરેલા ધર્મના પ્રભાવથી આ શુકરાજનો આવો કોઈ અલૌકીક મહિમા છે. તીર્થંકરના મહિમાથી જેમ ઉપદ્રવની શાંતિ થાય, તેમ આ શુકરાજ મનુષ્ય માત્ર છતાં પણ તેનો મહિમા તેમના તુલ્યજ થવા લાગ્યો. તાપસોની સાથે સુખે દિવસો નિર્ગમન કરતાં થકાં એકદા રાત્રિના સમયે એક રૂદન કરતી સ્ત્રીના શબ્દો સાંભળી દયાના દરિયા અને ધૈર્યના નિધાન તે શુકરાજે તેની પાસે જઈ મધુર વચનથી તેને બોલાવી તેના દુઃખનું કારણ પૂછયું. ત્યારે તેણીએ કહ્યું કે, "ચંપા નગરીમાં નિર્ભયમાં પણ નિર્ભય શત્રુઓને મર્દન કરનાર અરિમર્દન નામે રાજા છે. તેની ગુણયુક્ત સાક્ષાત્ લક્ષ્મીના જેવી પદ્માવતી નામની પુત્રીની હું ધાવમાતા છું. એ પુત્રીને હું ખોળામાં લઈ રમાડતી હતી, તે વખતે જેમ કેસરી (સિંહ) વાછડી સહિત ગાયને લઈ જાય તેમ કોઈક પાપી વિદ્યાધરે વિદ્યાના બળથી પુત્રી સહિત મને ત્યાંથી ઉઠાવી અહિંયાં ફક્ત મને ફેંકી દઈ જેમ કાગડો ખાવાનું લઈ નાશી જાય તેમ તે પદ્મારાજપુત્રીને લઈ કોણ જાણે ક્યાંય નાશી ગયો; તેના દુઃખને લીધે હું રૂદન કરૂં છું." આ વચન સાંભળી શુકરાજે તેની આશ્વાસના કરીને ત્યાંજ રાખી અને પાછલી રાત્રે પોતે કેટલાંક ઘાસનાં ઝુંપડાંઓમાં વિદ્યાધરને શોધવા લાગ્યો, તેટલામાં ત્યાં રૂદન કરતા કોઈક પુરૂષને દેખી તેની પાસે જઈ દયાથી તેને તેના દુઃખનું કારણ પૂછયું. ત્યારે દયાળુને કહ્યા વિના દુઃખનો અંત આવનાર નથી એમ જાણીને તેણે કહ્યું કે, "હે વીરકુમાર, હું ગગનવલ્લભપુર નગરના રાજાનો વાયુ સમાન છે ગતિ જેની એવો વાયુવેગ નામનો પુત્ર છું. કોઈક રાજાની પદ્માવતી નામની કન્યાને હરણ કરી લઈ જતાં તીર્થના મંદિર ઉપર આવતાં તીર્થના મહિમાને લીધે તે હું ઉલ્લંઘન ન કરી શક્યો, એટલુંજ નહીં પણ મારી વિદ્યા જુદી પડી જવાથી હું તત્કાળ ધરતીપર પડી ગયો. પારકી કન્યા હરણ કરવાના પાપને લીધે હું પુણ્ય પારવારેલાની પેઠે પડ્યો કે તરતજ મેં તે કન્યાને મૂકી દીધી; ત્યારે જેમ સમળીના મુખમાંથી છૂટી

પડેલી પંખીણી જીવ લઈ નાશી જાય તેમ તે નાશી ગઈ. ધિઃક્કાર છે મને પાપીને, કે અઘટિત લાભની વાંચ્છાથી ઉદ્યમ કર્યો તો ઉલટો કેટલો બધો અલાભ થયો." આ વિદ્યાધરનાં આવાં વચન સાંભળીને સર્વ વૃત્તાંતની માહિતગારી મળવાથી પ્રસન્ન થયેલો શુકરાજ તે કન્યાને ત્યાંજ શોધવા લાગ્યો, એટલામાં તો જાણે કોઈ દેવાંગનાજ હોય-નીશું! એવી તે કન્યા તે મંદિરમાંથીજ તેને મળી. ત્યારપછી તે કન્યાને તેની ધાવ-માતાનો મેળાપ કરાવી આપ્યો, અને તે વિદ્યાધરને પણ નાનાપ્રકારના ઔષધાદિક ઉપચાર કરી સાજો કીધો. વિદ્યાધરે પોતાને જીવિતદાન મળ્યું તેથી પ્રીતિપૂર્વક ઉપકાર માની કહ્યું કે, હું જીવીશ ત્યાંસુધી તમારો ચાકર થઈને રહીશ. ખરેખર પુણ્યનો મહિમા કેવો આશ્ચર્યજનક છે! પછી શુકરાજે પૂછ્યું કે, તારી પાસે આકાશગામિની વિદ્યા વિદ્યમાન ( હયાત ) છે કે નહીં? ત્યારે તેણે કહ્યું કે, વિદ્યા તો અક્ષર માત્ર ( પાઠ માત્ર-મોઢે ) છે, પરંતુ ચાલતી ( ઉડી શકાય એવી ) નથી, પણ જે પુરૂષે એ વિદ્યા સિદ્ધ કીધેલી હોય, તે પુરૂષ જો મારે માથે હાથ મૂકી ફરીથી શરૂ કરાવે તો ચાલે, નહિં તો હવે એ મારી વિદ્યા ચાલનારી નથી. ત્યારે સમયસૂચક શુકરાજે કહ્યું કે, એવો હમણાં અહિંયાં બીજો કોણ છે! માટે એ તારી વિદ્યા પ્રથમ મને શિખવ, પછી તારા બતાવ્યા પ્રમાણે તે વિદ્યા સિદ્ધ કરી જેમ કોઇનું કંઇ ઉછીતું લીધું હોય તે પાછું અપાય તેમ તને હુંજ પાછી આપીશ; એટલે તને તેજ વિદ્યા ફળીભૂત થશે. પછી પ્રસન્ન થઇને તે વિદ્યા તેણે શુકરાજકુમારને શિખવી. તેણે ( શુકરાજે ) તે વિદ્યાને વિમલાચળના અને પોતાના પુણ્યબળથી તત્કાળ સિદ્ધ કરીને પાછી તે વિદ્યાધરને શિખવી જેથી તેને તે પાઠસિદ્ધ વિદ્યાની પેઠે તત્કાળ સિદ્ધ થઇ ગઇ. પછી તે બન્ને જણ ખેચર ( વિદ્યાધર-આકાશગમન કરનાર ) ને ભૂચર ( જમીનપર ચાલનાર-મનુષ્ય ) સિદ્ધ વિદ્યાવાળા બન્યા. બીજી પણ કેટલીક વિદ્યાઓ વિદ્યાધરે શુકરાજકુમારને શિખવી. અગણિત પુણ્યનો જેને સંયોગ થયો તેને શું દુર્લભ છે, પછી શુકરાજકુમાર ગાંગીલ ઋષિની રજા લેઈ નવા રચેલા વિમાનમાં તે બન્ને સ્રીઓ ( રાજકન્યા પદ્માવતી તથ તેની ધાવમાતા )ને બેસાડી વિદ્યાધરને સાથે લેઈ ચંપા નગરીએ આવ્યા, અને કન્યાને કોઈ હરણ કરી લઈ ગયું છે એમ સાંભળવાથી ઉત્પન્ન થયેલા ચિંતારૂપ અંધકારમાં રાહુના જેમ વ્યાપ્ત થયેલા રાજાની પાસે જઈ બુદ્ધ ને ચંદ્ર સમાન તે બન્ને જણે તેની ચિંતા દૂર કરી. તે અરિમર્દન રાજાને સર્વ વૃત્તાંત નિવેદન કર્યા પછી તેણે જાણ્યું કે, શુકરાજ મારા મિત્રરાજાનો પુત્ર છે. નીતિશાસ્રમાં એમ લખેલ છે કે, મિત્રના પુત્ર ઉપર પણ રાજાઓ પ્રાયે શત્રુભાવ રાખે એમ પણ હોય છે, તોપણ આ મિત્રપુત્ર શુકરાજ ઉપર અરિમર્દન રાજાએ કોઈપણ પ્રકારનો શત્રુભાવ રાખ્યો નહીં, એટલુંજ નહીં પણ તે મહા વિચક્ષણ, શૂરવીર ને મહોપકારી શુકરાજને અત્યંત હર્ષ અને ઉલ્લાસ સહિત પોતાની પદ્માવતી પુત્રી પરણાવી દીધી. કેમકે, એમ કરવાથી પરમાનંદ અને પ્રીતિની વૃદ્ધિ થાય છે. લગ્ન વખતે શુકરાજને ઘણું દ્રવ્ય આપી રાજાએ પ્રીતિમાં વધારો કર્યો. રાજાની પ્રાર્થનાથી ઈંદ્ર સમાન શુકરાજે કેટલાક દિવસ લીલા સહિત પદ્માવતી સાથે સંસારસુખ ભોગવતાં ત્યાંજ નિર્ગમન કર્યા. લૂણ વિના સ્વાદિષ્ટ ભોજન જેમ

સ્વાદ લાગે છે, તેમ પુણ્યની કરણી વિના આલોક સંબંધી કેવળ સંસારીક કરણીઓ સત્ફળને આપનારી થતી નથી; માટે સંસારીક કરણીઓ કરતાં પણ વિવેકી પુરૂષે વચ્ચે વચ્ચે ધર્મ કર્તવ્ય કરતાંજ રહેવું એ શ્રેયસ્કર છે. આવો મનમાં વિચાર કરીને શુકરાજ થોડાક દીવસ પછી રાજાની રજા લઈ પોતાની સ્ત્રી સહિત તે વિદ્યાધરની સાથે શાશ્વતી અશાશ્વતી પ્રતિમાને વંદન કરવા વૈતાઢ્યપર્વતે ગયો. ત્યાંની અલૌકીક રચનાઓ જોતાં તેઓ ખુશીની સાથે ગગનવલ્લભ નગરે જઈ પહોંચ્યા. ત્યાં વાયુવેગ વિદ્યાધરે પોતાનાં માતપિતાને શુકરાજે કરેલો ઉપકાર કહ્યો, તેથી તેમણે હર્ષ પામીને તેને પોતાની વાયુવેગા નામની કન્યા પરણાવી. જોકે શુકરાજને તીર્થયાત્રા કરવા જવાની ઘણી ઉતાવળ હતી, તોપણ લગ્ન કર્યા પછી અંતરંગ પ્રીતિપૂર્વક ઘણા આગ્રહથી તેને કેટલાક દિવસ સુધી તેમણે પોતાને ઘેર રાખ્યો; કહ્યું છે કે, ભાગ્યહીન પુરૂષો જ્યાં જાય ત્યાં પગલે પગલે તિરસ્કાર પામે છે, તેમ ભાગ્યશાળીને હોતું નથી, પરંતુ પગલે પગલે તેને સત્કાર ( માન ) મળે છે.

એકદા પ્રસ્તાવે અઠ્ઠાઈમાં યાત્રા કરવાનો ઉદ્દેશ ( નિશ્ચય ) કરીને દેવતાની પેઠે શોભતા એવા સાળા બનેવી ( વાયુવેગ, શુકરાજ ) વિમાનમાં બેસી તીર્થવંદન કરવા નીકળ્યા. રસ્તામાં, હે શુકરાજ! હે શુકરાજ! એવો કોઈ સ્ત્રીનો શબ્દ સાંભળીને તે બંને જણે વિસ્મય પામી તેની પાસે જઈ પૂછયું કે, તું કોણ છે? ત્યારે તેણીએ જવાબ આપ્યો કે, "હું ચક્રને ધારણ કરનારી ચક્રેશ્વરી દેવી છું. ગુરૂની શિક્ષાથી જેમ શિષ્ય પ્રવર્તે તેમ ગોમુખ નામના યક્ષના કહેવાથી કાશ્મીર દેશમાં રહેલા શત્રુંજય તીર્થની રક્ષા કરવા સારૂ હું જતી હતી, તેવામાં વચ્ચે માર્ગમાં આવેલા ક્ષિતિપ્રતિષ્ઠિતપુર નગરે આવી પહોંચી ત્યારે ઉચ્ચસ્વરે રૂદન કરતી એક સ્ત્રીને જોઈ, તેથી તેના દુઃખે દુઃખી થયેલી હું આકાશથી હેઠે ઉતરી તેની પાસે ગઈ, કેમકે, દુઃખીયાના દુઃખમાં જે કોઈ ભાગ ન લે, તે શું જીવતો છે? પોતાના મહેલની પાસે આવેલા બાગમાં સાક્ષાત્ લક્ષ્મીના જેવી પણ શોકથી આકુળવ્યાકુળ બની ગયેલી તે સ્ત્રીને મેં પૂછયું કે, હે કમળાક્ષી, તને શું દુઃખ છે? ત્યારે તેણે કહ્યું કે, "ગાંગિલ નામના ઋષિ મારા શુકરાજ નામના પુત્રને શત્રુંજયતીર્થની રક્ષા કરવા સારૂ ઘણા દિવસ થયા લઈ ગયા છે, પરંતુ તેના કુશળ સમાચાર હજુ સુધી પણ મને કાંઈ મળ્યા નથી, તેટલા માટે તેના વિયોગને લીધે હું રૂદન કરૂં છું." ત્યારે મેં કહ્યું કે, "હે ભદ્રે, તું રૂદન કરીશ નહીં. હું ત્યાંજ જાઉં છું. ત્યાંથી પાછા વળતાં તારા પુત્રના કુશળ સમાચાર તને હું કહેતી જઈશ." એમ તેની આશ્વાસના કરીને ત્યાંથી હું કાશ્મીરના શત્રુંજય તીર્થે ગઈ, પરંતુ ત્યાં તને નહીં દેખવાથી અવધિજ્ઞાનથી તારો વૃત્તાંત જાણીને અત્રે કહેવા આવી છું. માટે હે વિચક્ષણ, તારા વિયોગથી પીડાતી તારી માતાને અમૃતના વર્ષાતની પેઠે પોતાના દર્શન આપવા રૂપ અમૃતરસે કરીને સિંચ ( શાંત કર ). જેમ સેવકો સ્વામી ( શેઠ )ના વિચારને અનુસરીનેજ વર્તે, તેમ સુપાત્ર પુત્ર, સુશિષ્ય અને સુપાત્ર વહુઓ પણ તેમજ વર્તે છે. માતાપિતાને પુત્રો સુખને માટેજ હોય છે, પણ જ્યારે તેમના તરફથી દુઃખ ઉત્પન્ન થાય, તો પછી પાણીમાંથી અગ્નિ ઉત્પન્ન થયા જેવું

ગણાય. પિતાના કરતાં માતા વિશેષેકરીને પૂજવા યોગ્ય છે. જ્ઞાનીઓ પણ કહે છે, કે પિતાના કરતાં માતા સહસ્રગણી વિશિષ્ટ માનવા યોગ્ય છે. કહ્યું છે કે,

> ऊढो गर्भः प्रसवसमये सोढ मत्युग्रशूलम् ।
> पथ्याहारैः स्नपनविधिभिः स्तन्यपानप्रयत्नैः ॥
> विष्टामूत्रप्रभृतिमलिनैः कष्टमासाद्य सद्य ।
> त्रातः पुत्रः कथमपि यया स्तूयतां सैव माता ॥ १ ॥

"નવ માસ પર્યંત જેનો ભાર ઉઠાવી ગર્ભમાં ધારણ કર્યો, પ્રસવ સમયે અતિશય આકરી શૂળ વિગેરેની દુસ્સહ વેદના સહન કરી, રોગાદિકના વખતે નાનાપ્રકારના પથ્ય સેવન કર્યા, નવરાવવામાં, ધવરાવવામાં અને રડતાં છાનાં રાખવામાં ઘણો પ્રયાસ કર્યો, તથા મળ મૂત્રાદિ ધોવા વિગેરે ઘણાં કષ્ટો સહન કરી જેણે પોતાનો બાળક અહર્નિશ પાળ્યો એવી માતાનીજ ખરેખર સ્તવના કરો."

આવાં વચન સાંભળીને જાણે શોકનાં કણિયાજ હોયની શું! એવાં આંખમાંથી આંસુ ઝરતાં ઝરતાં શુકરાજે ચક્રેશ્વરીને કહ્યું કે, "આ અમૂલ્ય તીર્થોની પાસે આવીને તેની યાત્રા કર્યા વગર કેવી રીતે પાછો ફરી શકું! ચહાય તેવું ઉતાવળનું કામ હોય, તોપણ યથોચિત અવસરપર આવેલું ભોજન નહીંજ મૂકવું જોઈયે, તેમ યથોચિત ધર્મકાર્ય પણ મૂકવું નહીંજ જોઇએ. વળી માતા તો આલોકના સ્વાર્થનું કારણ છે, પરંતુ તીર્થસેવન તો આલોક અને પરલોકના અર્થનું કારણ છે, માટે તીર્થયાત્રા કરીને તરતજ મારી માતાને મળવા આવીશ એમ તું ખચ્ચિત જાણજે. તું હવે અહિંયાંથી પાછી વળ. હું તારે પાછલે પગલેજ આવી પહોંચીશ. મારી માતાને પણ એમજ કહેજે કે, હમણાંજ આવે છે." આમ કહેવાથી તે દેવી ક્ષિતિપ્રતિષ્ઠિત ભણી ગઈ, અને શુકરાજકુમારે તીર્થયાત્રા કરવા જ્યાં શાશ્વતી પ્રતિમાઓ છે ત્યાં જઇ ત્યાંનાં ચૈત્યોને મોટા આશ્ચર્યપૂર્વક વંદન પૂજન કરીને પોતાના આત્માને કૃતાર્થ કર્યો. ત્યારપછી ત્યાંથી પાછા વળતાં સત્વર પોતાની બન્ને સ્ત્રીઓને સાથે લઈ પોતાના સસરાની તેમજ ગાંગીલ ઋષિની રજા લઈને તીર્થપતિને નમીને, અનુપમેય અતિશય વિશાળ વિમાનમાં બેસીને ઘણા વિદ્યાધરોનાં વૃંદ ( સમુદાય )થી પરીવરેલો શુકરાજ મોટા આડંબર સહિત પોતાના નગર સમીપ આવી પહોંચ્યો. નગરના ઘણા લોકો સામે આવી પગલે પગલે પોતાનાં મુખથી જેની પ્રશંસા કરી રહ્યા છે એવો, અને સાક્ષાત્ ઇંદ્રમહારાજનો પુત્ર જયંતજ હોયની! એવો શુકરાજ નગરમાં પ્રવેશ કરે છે, ત્યારે તેના પિતાના આદેશ ( હુકમ )થી નગરવાસીઓએ તેના નગરપ્રવેશ સંબંધી મહોત્સવ કર્યો; કેમકે, તેનું આગમન વર્ષાંતની પેઠે સર્વને અત્યાનંદકારી થયું. ત્યારપછી શુકરાજ યુવરાજની પેઠે પોતાના પિતાનું રાજ્ય સંભાળવા લાગ્યો. શું એવો સામર્થ્યવાન હોવા છતાં પણ પોતાના પિતાની રાજ્યધુરા ન સંભાળે! સર્વ લોકોને ક્રીડાનંદમય સમુદ્ર સમાન વસંતઋતુ આવી ત્યારે તે રાજા પોતાના બન્ને પુત્રો તેમજ પરિવાર સહિત બાગબગીચામાં ક્રીડાર્થે આવ્યો. ત્યાં સર્વ જન સ્વસમુદાયથી સ્વચ્છંદ ક્રીડામાં પ્રવર્તવા માંડે છે, એટલામાં અકસ્માત્ મોટો કળકળાટ શબ્દ સાંભળવાથી રાજાએ પૂછ્યું કે, આવો ભયંકર શબ્દ ક્યાંથી

રાજાએ પૂછ્યું કે, તેં પૂર્વભવવૈર શી રીતે જાણ્યું ? ત્યારે તેણે કહ્યું કે, જ્યારે જ્ઞાનદિવાકર શ્રીદત્ત કેવળી મારે ગામ પધાર્યા હતા, ત્યારે મેં મારો પૂર્વભવ પૂછયો હતો, તેથી તેમણે મને કહ્યું હતું કેઃ-

"હે સૂર, ભદ્દીલપુર નગરમાં જિતારી નામા રાજા હતો. તેને હંસી તથા સારસી નામની બે રાણીઓ તથા સિંહ નામા પ્રધાન હતો. તેમને સાથે લઈ જિતારીરાજા આકરો અભિગ્રહ ધારીને સિદ્ધાચળની યાત્રા કરવા જતાં માર્ગમાં ગોમુખ નામના યક્ષે કાશ્મીર દેશમાં અવતારેલા ( બનાવેલા ) સિદ્ધાચળની યાત્રા કરી ત્યાં વિમળપુર નગર વસાવીને કેટલાક કાળ સુધી રહી છેવટે ત્યાંજ મૃત્યુ પામ્યો. ત્યારપછી સિંહ નામા પ્રધાન, જનેતા ( જન્મ આપનારી–માતા ), જન્મભૂમિ, પાછલી રાત્રીની નિદ્રા, વહાલાનો મેળાપ અને સુગોષ્ટી ( સારી વારતા ) એ પાંચ વસ્તુઓ દુઃખેકરી મૂકાય છે માટે તે વિમળાપુરીના લોકોને સાથે લઈ પોતાના ભદ્દીલપુર નગર તરફ જવા નિકળ્યો. અર્દ્ધ માર્ગે જઈ પહોંચ્યો ત્યારે કાંઇક સાર વસ્તુ વિસરી ગયેલ યાદ આવવાથી તેણે પોતાના ચરક નામના સેવકને આજ્ઞા આપી કે વિમળપુર નગરે અમુક સ્થાનકે અમુક વસ્તુ આપણે ભૂલી આવ્યા છીએ, તે તું ત્યાં જઇને સત્વર લઈ પાછો આવ. ત્યારે તેણે કહ્યું કે, હે સ્વામિન્, હું એકલોજ તે શૂન્ય સ્થાનકે શી રીતે જઈ શકીશ ! આવું વાક્ય સાંભળીને પ્રધાને તેનાપર ક્રોધ કર્યો તેથી તે ત્યાં ગયો. બતાવેલા સ્થાનકે તે વસ્તુની ઘણીજ તપાસ કરી, પણ કોઈક ભીલ તરતજ લઈ ગયેલ હોવાથી તે વસ્તુ તેને મળી નહીં, તેથી તેણે પાછા આવીને પ્રધાનને કહ્યું કે, ત્યાંથી તે વસ્તુ કોઇક લઈ ગયેલ હોવાથી મને મળી નહીં; ત્યારે પ્રધાને ક્રોધ કરી કહ્યું કે, "તુંજ ચોર છે, તેંજ લીધી છે." એમ કહી તેને પોતાના સુભટો પાસે ખૂબ માર મરાવ્યો, જેથી તે કેટલાક વખત સુધી અચેત થઈ ગયો, હાહા ! જુઓ તો ખરા, લોભની મૂર્છા કેવી છે ! તે મૂર્છાવંતને ત્યાંજ પડતો મૂકી સર્વ લોક પ્રધાનની સાથે ભદ્દીલપુર ભણી ચાલ્યા ગયા. જ્યારે તેને પવન પ્રમુખથી કેટલીક વારે ચેતના આવી ત્યારે આમ તેમ જોતાં કોઈને પણ ત્યાં નહીં દેખવાથી તે વિચારવા લાગ્યો કે, અહો ! જુઓ તો ખરા આ સ્વાર્થીલોકો, કે પોતાનો સ્વાર્થ સર્યો કે સર્વ તરતજ મને મૂકીને ચાલ્યા ગયા ધિઃક્કાર છે એવા પ્રભુતા ( મોટાઈ)ના ગર્વમાં ગર્વિત પ્રધાનને ! કહ્યું છે કે,

चोरा चिल्लक्काइ गंधिअ, भट्टाय विज्ज पाहुणया ।
वेसा धूआ नरिंदा, परस्सपीडं न याणंति ॥ १ ॥

"ચોર, બાળક, ગાંધી, માંગણ, પરોણા, વેશ્યા, દીકરી, રાજા, એટલા જણ પારકી પીડા વિચારતાજ નથી, તે ખરૂં છે."

એવી રીતે વિચાર કર્યા પછી ચરક ભદ્દીલપુરના માર્ગના અજાણપણાને લીધે માર્ગમાં ને માર્ગમાં ભમી ભમીને ભૂખ તરસથી પીડાતો આર્ત, રૌદ્ર ધ્યાનમાં વનમાં ને વનમાં મરણ પામીને ભદ્દીલપુર નગરની નજીકના વનમાં દેદીપ્યમાન વિષયુક્ત સર્પપણે ઉત્પન્ન થયો. તેણે એક વખતે તેજ સિંહ નામા પ્રધાનને પૂર્વભવના વૈરથી દંશ કર્યો તેથી તે તત્કાળ મરણ પામ્યો. સર્પ પણ મરણ પામીને નર્કમાં પડી ત્યાં ઘણીક

જઈ ત્યાં સુખ ભોગવી ચવી આવી ઉત્પન્ન થયું. નવ માસે એક સ્ત્રી અને એક પુરૂષ-પણે જન્મ્યાં. તેમનાં ચંદ્રશેખર અને ચંદ્રવતી નામ આપ્યાં. એક એકથી અધિક એમ બન્નેની વય વૃદ્ધિ પામતી થકી બન્ને પૂર્વભવના યાદ આવવાના જેમ યૌવનાવસ્થા પામ્યા. પછી ચંદ્રવતીને તારી સાથે અને ચંદ્રશેખરને યશોમતી સાથે પરણાવ્યાં. પણ જોકે પૂર્વભવના સ્નેહભાવથી તે બંને (ચંદ્રશેખર અને ચંદ્રવતી) આ ભવમાં ભાઇ બહેનપણે હતાં, તોપણ તેઓને પરસ્પર રાગ બંધાયેલો હતો. ધિઃકાર છે કામને! જીવોની ગતિ કોઇક અલૌકીક છે! હાહા !! (શું) ભવરૂપ કુપની કુવાસના! કે જેથી આવી કુપ્રવૃત્તિ એવા ઉત્તમ બન્ને ભાઇ બહેનમાં પણ થઇ ગઇ. તું જ્યારે પ્રથમ ગાંગીલ ઋષિના આશ્રમે ગયો હતો ત્યારે ચંદ્રવતીયે ચંદ્રશેખરને પોતાનું વાંછિત પાર પાડવાને બોલાવ્યો હતો. તે તો તારૂં રાજ્ય લેઈ લેવાનીજ બુદ્ધિથી આવ્યો હતો પણ તારા પુન્યરૂપ જળથી જેમ અગ્નિ ઓલાય તેમ તેનું ધારેલું પાર ન પડવાથી પોતાનો પ્રયાસ વૃથા ગયો ગણીને ચાલ્યો ગયો. વળી તે વખતે તે બંને જણાએ વિચક્ષણ એવા પણ તને કેવી નાનાપ્રકારની વચન યુકિતથી તારો ક્રોધ સમાવવા માટે સમજાવ્યો હતો, તે તું જાણે છે. ત્યારપછી ચંદ્રશેખરે કામદેવ નામના યક્ષનું આરાધન કર્યું તેથી તે પ્રત્યક્ષ થઇ પુછવા લાગ્યો કે, મને તેં કેમ બોલાવ્યો? ચંદ્રશેખરે ચંદ્રવતીનો મેલાપ કરાવવા કહ્યું. ત્યારે યક્ષે તેને અદૃશ બનવાનું અંજન આપ્યું, અને કહ્યું કે, "તમારા બંને જણની ગુપ્ત પ્રીતિ જ્યાંસુધી ચંદ્રવતીના પુત્રને મૃગધ્વજ રાજા દેખશે નહીં ત્યાંસુધી કોઇપણ જાણશે નહીં; જ્યારે તે તેને દેખશે ત્યારે તો તમારી તમામ ગુપ્ત વાત ખુલ્લી થઇ જશે." એવાં યક્ષનાં વચન સાંભળીને અત્યંત પ્રસન્ન થયેલો ચંદ્રશેખર ચંદ્રવતીની પાસે ગયો, અને ઘણા કાળ સુધી તેની સાથે કામક્રીડા કરી; પરંતુ અદૃશ અંજનના પ્રભાવથી તે તારા તેમજ બીજા કોઇના પણ જાણવામાં બીલકુલ આવ્યું નહીં. વળી એ ચંદ્રશેખરની સંગતિથી ચંદ્રવતીને ચંદ્રાંક નામનો પુત્ર થયો તથાપિ યક્ષના પ્રભાવથી તેના ગર્ભનાં ચીન્હ પણ કોઇએ દીઠાં નહીં. એ બાળકને જાતમાત્ર (જણવાના વખતથીજ) લેઈને તેણે પોતાની સ્ત્રી યશોમતીને પાળવા (ઉછેરવા) આપ્યો હતો. તેણીયે પણ તેને પોતાનાજ બાળકની પેઠે પાળ્યો. ખરેખર સ્ત્રીઓનો પ્રેમ પોતાના પતિના વચન ઉપર કોઇક અલૌકીકજ હોયછે. પછી પ્રતિદિન દેદીપ્યમાન વિસ્તાર પામતું છે યૌવન જેનું એવા ચંદ્રાંકને દેખી પતિવિયોગિણી તે યશોમતી વિચારવા લાગી કે, "મારો ભર્તાર તો પોતાની બેન ચંદ્રવતીની સાથે એવો આસક્ત થયો છે કે, તેનું મુખપણ હું દેખી શકતી નથી; ત્યારે પોતાના વાવેલા આંબાનાં ફળ પોતાનેજ ચાખવાં યોગ્ય જ છે, એમ અતિશય રમણીક એવા આ ચંદ્રાંકની સાથેજ હું પણ કામક્રીડા કરૂં." આમ મનમાં વિચારી વિવેકને દૂર મુકી તેણીએ તેને એક વખત મીષ્ટવચનથી કહ્યું કે, "હે કલ્યાણકારી પુરૂષરત્ન, તું મને આદર (અંગીકાર કર), કે જેથી તુંજ આ મોટા રાજ્યનો સ્વામી થઇશ." છાતીમાં જાણે કોઇક વજનો ઘાવજ લાગ્યો હોય નહીં! એવાં આ વચનો સાંભળીને તે તેણીને કહેવા લાગ્યો કે, "હે માતા, નહીં સાંભળવા યોગ્ય વચન મને કેમ સંભળાવ છે, અને નહીં બોલવા યોગ્ય વચન કેમ બોલે છે." ત્યારે યશોમતી બોલી કે, હે

દુઃખદ વેદનાઓ ભોગવી આવીને વીરાંગ રાજાનો સૂર નામે પુત્ર તું ઉત્પન્ન થયો છે, અને સિંધુ નામા પ્રધાન મરણ પામીને કાશ્મીરના વિમળાચળ તીર્થ ઉપરની ગુફામાં હંસ ઉત્પન્ન થયો. ત્યાં તેણે જાતિસ્મરણ થવાથી વિચાર્યું કે, "પૂર્વે પ્રધાનના ભવમાં ચક્રવર્તીની પૂર્ણ ભાવયુક્ત સેવા ન કરી. તેથી આ તિર્યંચપણું ઉત્પન્ન થયો માટે હવે તીર્થનું પૂર્ણ સેવન કરૂં." એમ ધારી તે ચાંચમાં પુષ્પ ( ફુલ ) લઈ પ્રભુજીનું પૂજન કરે. વળી બે પાંખોમાં પાણી ભરી પ્રભુજીને પખાલ કરે. એવી રીતે અનેક પ્રકારે પ્રભુભક્તિ કરી છેવટે મરણ પામી સૌધર્મદેવલોકે દેવપણે ઉત્પન્ન થયો. ત્યાંથી ચવીને પૂર્વ પુણ્યપ્રભાવથી સૂરધ્વજ રાજાનો હંસરાજ નામા પુત્ર ઉત્પન્ન થયો છે."

એવાં કેવળીનાં વચન સાંભળીને પૂર્વભવનો વૈરભાવ યાદ આવવાથી હંસરાજને મારી નાખવાની બુદ્ધિ સુઝી હતી તેથી હું અહિંયાં આવ્યો હતો. એક મારા પિતાએ મને ત્યાંથી નીકળતાં ઘણો વાર્યો હતો, તોપણ હું વાર્યો ન રહ્યો; તેથી છેવટે આ ધર્માત્મા હંસરાજપુત્રે મને સંગ્રામમાં જીતી લીધો. મહારાજ મારે પૂર્વપુણ્યથી હવે મને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, તેથી હું તેજ શ્રીદત્ત નામા કેવળી ભગવાન પાસે જઈ દીક્ષા ગ્રહણ કરીશ. એમ કહી નમીને અજ્ઞાનરૂપ અંધકારથી દૂર થએલા સરકુમારે પોતાને સ્થાનકે જઈ માત પિતાની રજા લઈ તત્કાળ દીક્ષા લઈ લીધી. કહ્યું છે કે, "धर्मस्य त्वरिता गतिः" "ધર્મ તરતજ કરવો."

જઈ ત્યાં સુખ ભોગવી ચવી આવી ઉત્પન્ન થયું. નવ માસે એક સ્ત્રી અને એક પુરૂષપણે જન્મ્યાં. તેમનાં ચંદ્રશેખર અને ચંદ્રવતી નામ આપ્યાં. એક એકથી અધિક એમ બન્નેની વય વૃદ્ધિ પામતી થકી બન્ને પૂર્વભવના યાદ આવવાના જેમ યૌવનાવસ્થા પામ્યા. પછી ચંદ્રવતીને તારી સાથે અને ચંદ્રશેખરને યશોમતી સાથે પરણાવ્યાં. પણ જોકે પૂર્વભવના સ્નેહભાવથી તે બંને (ચંદ્રશેખર અને ચંદ્રવતી) આ ભવમાં ભાઇ બ્હેનપણે હતાં, તોપણ તેઓને પરસ્પર રાગ બંધાયેલો હતો. ધિઃકાર છે કામને! જીવોની ગતિ કોઇક અલૌકીક છે! હાહા!! (શું) ભવરૂપ કુપની કુવાસના! કે જેથી આવી કુપ્રવૃત્તિ એવા ઉત્તમ બન્ને ભાઇ બહેનમાં પણ થઇ ગઇ. તું જ્યારે પ્રથમ ગાંગીલ ઋષિના આશ્રમે ગયો હતો ત્યારે ચંદ્રવતીયે ચંદ્રશેખરને પોતાનું વાંછિત પાર પાડવાને બોલાવ્યો હતો. તે તો તારૂં રાજ્ય લેઇ લેવાનીજ બુદ્ધિથી આવ્યો હતો પણ તારા પુન્યરૂપ જળથી જેમ અગ્નિ ઓલાય તેમ તેનું ધારેલું પાર ન પડવાથી પોતાનો પ્રયાસ વૃથા ગયો ગણીને ચાલ્યો ગયો. વળી તે વખતે તે બંને જણાએ વિચક્ષણ એવા પણ તને કેવી નાનાપ્રકારની વચન યુકિતથી તારો ક્રોધ સમાવવા માટે સમજાવ્યો હતો, તે તું જાણે છે. ત્યારપછી ચંદ્રશેખરે કામદેવ નામના યક્ષનું આરાધન કર્યું તેથી તે પ્રત્યક્ષ થઇ પુછવા લાગ્યો કે, મને તેં કેમ બોલાવ્યો? ચંદ્રશેખરે ચંદ્રવતીનો મેલાપ કરાવવા કહ્યું. ત્યારે યક્ષે તેને અદૃશ બનવાનું અંજન આપ્યું, અને કહ્યું કે, "તમારા બંને જણની ગુપ્ત પ્રીતિ જ્યાંસુધી ચંદ્રવતીના પુત્રને મૃગધ્વજ રાજા દેખશે નહીં ત્યાંસુધી કોઇપણ જાણશે નહીં; જ્યારે તે તેને દેખશે ત્યારે તો તમારી તમામ ગુપ્ત વાત ખુલ્લી થઇ જશે." એવાં યક્ષનાં વચન સાંભળીને અત્યંત પ્રસન્ન થયેલો ચંદ્રશેખર ચંદ્રવતીની પાસે ગયો, અને ઘણા કાળ સુધી તેની સાથે કામક્રીડા કરી; પરંતુ અદૃશ અંજનના પ્રભાવથી તે તારા તેમજ બીજા કોઇના પણ જાણવામાં બીલકુલ આવ્યું નહીં. વળી એ ચંદ્રશેખરની સંગતિથી ચંદ્રવતીને ચંદ્રાંક નામનો પુત્ર થયો તથાપિ યક્ષના પ્રભાવથી તેના ગર્ભનાં ચીન્હ પણ કોઇએ દીઠાં નહીં. એ બાળકને જાતમાત્ર (જણવાના વખતથીજ) લેઈને તેણે પોતાની સ્ત્રી યશોમતીને પાળવા (ઉછેરવા) આપ્યો હતો. તેણીયે પણ તેને પોતાનાજ બાળકની પેઠે પાળ્યો. ખરેખર સ્ત્રીઓનો પ્રેમ પોતાના પતિના વચન ઉપર કોઇક અલૌકીકજ હોયછે. પછી પ્રતિદિન દેદીપ્યમાન વિસ્તાર પામતું છે યૌવન જેનું એવા ચંદ્રાંકને દેખી પતિવિયોગિણી તે યશોમતી વિચારવા લાગી કે, "મારો ભર્તાર તો પોતાની બેન ચંદ્રવતીની સાથે એવો આસક્ત થયો છે કે, તેનું મુખપણ હું દેખી શકતી નથી; ત્યારે પોતાના વાવેલા આંબાનાં ફળ પોતાનેજ ચાખવાં યોગ્ય જ છે, એમ અતિશય રમણીક એવા આ ચંદ્રાંકની સાથેજ હું પણ કામક્રીડા કરૂં." આમ મનમાં વિચારી વિવેકને દૂર મુકી તેણીએ તેને એક વખત મીષ્ટવચનથી કહ્યું કે, "હે કલ્યાણકારી પુરૂષરત્ન, તું મને આદર (અંગીકાર કર), કે જેથી તું જ આ મોટા રાજ્યનો સ્વામી થઇશ." છાતીમાં જાણે કોઇક વજ્રનો ઘાવજ લાગ્યો હોય નહીં! એવાં આ વચનો સાંભળીને તે તેણીને કહેવા લાગ્યો કે, "હે માતા, નહીં સાંભળવા યોગ્ય વચન મને કેમ સંભળાવ છે, અને નહીં બોલવા યોગ્ય વચન કેમ બોલે છે." ત્યારે યશોમતી બોલી કે, હે

પ્રિય. હું તારી જનેતામાતા નથી, તને જણનારી તો મૃગધ્વજ રાજાની રાણી ચંદ્રવતી છે. આ સત્ય છે કે અસત્ય છે, એનો નિર્ણય કરવાને ઉત્સુક (ઉતાવળું) થયું છે મન જેનું, એવો આ ચંદ્રાંક યશોમતીનું વચન (કહેવું) નહીં કબુલ કરતાં પોતાનાં માતાપિતાની શોધ સારૂ નીકળ્યો હતો. રસ્તામાં તેજ તમને મળ્યો. ત્યાંથી ભ્રષ્ટ થએલી યશોમતી પતિપુત્રના વિયોગથી વૈરાગ્ય પામીને કોઈ જૈની સાધ્વીનો યોગ ન બનવાથી યોગણીનો વેષ ધારણ કરી ફરનારી હું પોતેજ (યશોમતી)છું. અહિંઆ વિચારવા યોગ્ય સ્વરૂપને વિચારવાથી મને કેટલુંક જ્ઞાન ઉત્પન્ન થયું, તેથી હું જાણીને કહું છું કે, હે મૃગધ્વજ રાજેંદ્ર. આ ચંદ્રાંક જ્યારે તમને મળ્યો ત્યારે તેજ દક્ષ યક્ષે તમને આકાશથી વાણી કરી કહ્યું કે, “આ તારો (ચંદ્રવતીનો)જ પુત્ર છે.” વળી તે શંકાની સત્ય વાતથી વાકેફ થવા માટે તેણે તમને મારી પાસે મોકલ્યા છે. માટે તું પ્રતીત કરી જાણ કે એ તારી સ્ત્રી ચંદ્રવતીને પેટે પેદા થએલો તારોજ પુત્ર છે.”

યોગિણીનાં આવાં વચન સાંભળવાથી તેને અત્યંત ક્રોધ અને ખેદ ઉત્પન્ન થયો; કેમકે પોતાના ઘરનો દુરાચાર દેખીને કે સાંભળીને કોનું મન બળે નહીં. ત્યારપછી તે રાજાને પ્રતિબોધવા માટે યોગિણી યત્ન કરતી બોધક વચનરૂપી ગીત ગાતાં બોલી કે:–

ગીત.

"સ્વામિન્, આપ ઘેર તો પધારો, ઘરે આપનો શો દોષ (ગુન્હો) કર્યો છે ? કેમકે, બંધ તો પરિણામથીજ થાય છે; જેમકે, નિર્મોહી પરિણામવાળાને ઘર પણ અરણ્ય (વન) સમાન છે, અને મોહવંતને તો અરણ્ય પણ ઘર સમાનજ છે." આવા તે લોકોના આગ્રહથી રાજા પોતાના પરિવાર તથા ચંદ્રાંક સહિત નગરમાં આવ્યો. રાજાની સાથે ચંદ્રાંકને આવેલો દેખીને કામદેવ યક્ષે કહેલું વચન યાદ આવવાથી કોઈપણ જાણી શકે નહીં એમ સભય પ્રચ્છન્નપણે ચંદ્રવતી પાસે અદૃશ્ય અંજનેકરી રહેલો ચંદ્રશેખર જીવ લઈને તત્કાળ ત્યાંથી પોતાના નગરે નાશી ગયો. મોટા મહોત્સવ સહિત મૃગધ્વજ રાજાએ શુકરાજને રાજ્યાભિષેક કર્યો, અને તેની પાસે પોતે દીક્ષા લેવાની રજા માંગી. હા ના થતાં પણ જેમ તેમ કરીને તેની રજા મળ્યાથી જેમ રાત્રિ ગયાથી પ્રાતઃકાળે સૂર્યનો ઉદય થાય તેમ તે અલૌકીકજ શોભાને પામવા લાગ્યો. જોકે રાત્રિના ગયા પછી સૂર્ય ઉદય થાય તેમાં કાંઈ આશ્ચર્યરૂપ નથી, પરંતુ આ મૃગધ્વજ રાજાને તો રાત્રિને સમયે પણ દીક્ષાના અધ્યવસાયરૂપ હૃદયમાં જ્ઞાનરૂપ એવો સૂર્યોદય થયો છે કે જેની શોભા એક અપૂર્વજ બની રહી છે. તે પોતાના મનમાં વિચાર કરે છે કે, કયારે પ્રાતઃકાળ થશે અને કયારે દીક્ષા અંગીકાર કરીશ; વળી ક્યારે હું નિરતિચાર ચારિત્રવંત બનીને વિચરીશ, અને કયારે આ સર્વ કર્મનો ક્ષય કરીશ. એમ ઉત્કૃષ્ટ શુભ ધ્યાનના ચઢતા પરિણામના એક તાનમાં એવી કોઇક અલૌકીક ભાવના ભાવવા લાગ્યો કે, જેમ પ્રાતઃકાળ થતે રાત્રિ ગઇ તેની સાથે સ્પર્દ્ધાથીજ ગયાં હોય નહીં! એમ પ્રાતઃ થતાંજ તેને ભાવનારૂપ લીલાથી કઠિન ચાર કર્મ ક્ષય જતાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. અહો ઈતિ આશ્ચર્ય છે કે, કેટલાક પુરૂષો ઘણી કષ્ટ ક્રીયા કેટલાક વખત સુધી કરે છે, તોપણ તેને ઐહિક (આલોકનું) જ ફળ મળે છે અને આ મૃગધ્વજ રાજાને તો પ્રયાસ વિના પણ કેવળ ભાવનાથીજ આવું અલૌકીક ફળ મળ્યું. લોકાલોક સમસ્ત વસ્તુના જાણનારા મૃગધ્વજ કેવળીને તત્કાળ કેવળજ્ઞાનના મહિમા (મહોત્સવ) કરનારા દેવોએ મોટા હર્ષથી સાધુવેષ લાવીને આપ્યો. તે સાંભળીને આશ્ચર્ય અને હર્ષ પામતા શુકરાજ પ્રમુખ સર્વ પરિવાર આવીને તત્કાળ તેઓને વંદન કરવા લાગ્યા. તે વખતે તેઓને અમૃત સમાન કેવળી મહારાજ દેશના (ઉપદેશ) દેવા લાગ્યા કે, "હે ભવ્ય જીવો, સાધુ અને શ્રાવકનો ધર્મ, એ બે સંસારરૂપ સમુદ્રથી તરીને પેલે પાર પહોંચવાને એક સેતુ (પુલ) સમાન છે, સાધુનો માર્ગ સરળ, અને શ્રાવકનો માર્ગ વક્ર (ખાંચા ખાઇને જવાય એવો) છે. સાધુધર્મ કઠિન અને શ્રાવકધર્મ સુકોમળ છે; માટે એ બે ધર્મ (માર્ગ)માંથી જેનાથી જે બની શકે તેના ઉપર આદર કરો. આવી વાણી સાંભળીને કમળમાળા રાણી, હંસ સમાન સ્વચ્છ સ્વભાવવાળો હંસરાજ, અને ચંદ્રાંક, એ ત્રણે જણ ઉત્કટ (તીવ્ર) વૈરાગ્ય પામીને તત્કાળ તેમની પાસે દીક્ષા લઈને આયુ પૂર્ણ થયે મોક્ષે ગયા. શુકરાજ પ્રમુખ સર્વ પરિવારે પણ સાધુધર્મ ઉપર પ્રીતિ રાખી સમ્યક્ત મૂળ શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કર્યા. દુરાચારિણી ચંદ્રવતીનો દુરાચાર મૃગધ્વજ કેવળી અને તેવા વૈરાગી ચંદ્રાંક મુનીએ પણ પ્રકાશ્યો નહીં, કારણકે પારકાં દુષણ પ્રગટ કરવાનો સ્વભાવ ખરેખર ભવાભીનંદી (ભવ વધારનાર)નોજ છે, માટે એવા

વિદ્યાવંત અને માની છતાં તે પોતાનાં ગુણ કેમ પ્રગટ કરે. કહ્યું છે કે, "સ્વશ્લાઘા (પોતાની મોટાઈ) અને પરનિંદા કરવી એ લક્ષણ નિર્ગુણીનાં અને પરશ્લાઘા (પારકી પ્રશંસા) અને સ્વનિંદા એ લક્ષણ સદ્ગુણીનાં છે." ત્યારપછી સૂર્ય જેમ પોતાનાં કીરણો કરી પૃથ્વીને પવિત્ર કરે તેમ તે મુનિરાજ કેવળી પોતાના ચરણથી પૃથ્વીને પવિત્ર કરતા અન્યત્ર વિચરવા લાગ્યા અને ઇંદ્ર સમાન પરાક્રમી શુકરાજ પોતાના રાજ્યને પાળવા લાગ્યો.

ધિક્કાર છે કામી પુરૂષોના કદાગ્રહને ! કેમકે ત્યારપછી પણ ચંદ્રવતી ઉપર અત્યંત સ્નેહરાગ રાખનાર અન્યાયશિરોમણી ચંદ્રશેખર વળી શુકરાજકુમારના ઉપર દ્રોહ કરવાને પોતાની કુળદેવી પાસે ઘણું કષ્ટ કરીને પણ યાચના કરવા લાગ્યો. દેવીએ પ્રસન્ન થઈ પૂછ્યું કે, 'તું શું માગે છે ? તેણે કહ્યું-શુકરાજનું રાજ્ય મને આપ. ત્યારે તે કહેવા લાગી કે, શુકરાજ દૃઢ સમ્યક્ત્વધારી છે તેથી સિંહનો વિનાશ જેમ મૃગલી કરી શકે નહીં તેમ હું પણ તેનું રાજ્ય આપવા સમર્થ નથી. તે બોલ્યો કે, તું અચિંત્ય શક્તિમાન દેવી છું તો બળથી કે છળથી પણ એનું રાજ્ય મને જરૂર આપ. આવાં અત્યંત ભક્તિનાં વચનથી પ્રસન્ન થયેલી દેવી બોલી કે, "છળ કરીને એનું રાજ્ય લેવાનો એક ઉપાય છે, પણ બળથી લેવાનો ઉપાય એકે નથી. જો શુકરાજ કોઈક વખત પ્રસંગથી બીજે સ્થાનકે જાય તો તે વખતે તું ત્યાં જઈ એના સિંહાસનપર ચઢી બેસજે. એટલે મારી દૈવીક શક્તિથી શુકરાજના સરખું તારૂં રૂપ બની જશે, પછી ત્યાં સુખેથી સ્વેચ્છાચારી સુખ ભોગવજે." એમ કહીને દેવી અદ્રશ્ય થઈ ગઈ.

અંગને કુશળ છે તો બસ છે. આમ તે કપટીએ સર્વ રાજ્યમંડળ પોતાના પ્રપંચથી વશ કરી લીધું, અને ચંદ્રવતીની સાથે પૂર્વવત્ રમણ ક્રીડા કરતો વિચરવા લાગ્યો.

ત્યારબાદ કેટલેક દિવસે ખરો શુકરાજ તે તીર્થની યાત્રા કરીને વળતાં પોતાના સસરા વિગેરેને મળીને પાછો પોતાના નગરના ઉદ્યાનમાં સ્ત્રીઓ સહિત આવ્યો. આ વખતે પોતે કરેલા કુકર્મથી શંકા પામતો ચંદ્રશેખર પોતાના ગવાક્ષમાં બેઠો હતો, તે ખરા શુકરાજને આવતો જોઈ કપટથી અકસ્માત્ વ્યાકુળ બનીને કોળાહળ (પોકાર) કરવા લાગ્યો કે, અરે સુભટો, પ્રધાનો, દરબારીઓ, જુઓ–સાંભળો–જે દુષ્ટ મારી વિદ્યાઓ અને સ્ત્રીઓનું હરણ કરી ગયો છે તેજ દુષ્ટ વિદ્યાધર મારૂં રૂપ બનાવીને (ધારણ કરીને) મને ઉપદ્રવમાં નાંખવા આવે છે; માટે તમો તેની પાસે જલ્દી જાઓ અને પ્રથમજ તેને શામ વચનથી સમજાવી પાછો વાળો. કેમકે, કોઈક કાર્ય સુસાધ્ય હોય છે અને કોઈક કાર્ય દુઃસાધ્ય પણ હોય છે, માટે આવા અવસરે તો ઘણાજ યત્નથી કે યુક્તિથીજ લાભ મેળવી શકાય છે. તેણે પ્રધાનાદિને આવાં વચનો કહીને તેની સામે મોકલ્યા. તેઓને આવતા જોઈ ખરા શુકરાજે પોતાના મનમાં ધાર્યું કે, આ પ્રધાન પ્રમુખ બધા મારા માનને ખાતર આવે છે તો તેઓને મારે પણ માન આપવું ઉચિત છે, તેથી તે તત્કાળ પોતાના વિમાનમાંથી ઉતરીને એક આમ્રવૃક્ષની તળે જઈ બેઠો. તેની પાસે જઈ પ્રધાન પ્રમુખ નમી સ્તવીને કહેવા લાગ્યા કે, "હે વિદ્યાધર, વાદકારકના જેવી તમારી વિદ્યાશક્તિ હવે રહેવા દ્યો. અમારા સ્વામીની વિદ્યા અને સ્ત્રીઓ પણ તમેજ હરી ગયા છો તે સંબંધે હાલ અમો તમોને કાંઈ કહેતા નથી તો હવે અમારા ઉપર દયા કરીને તત્કાળ પોતાના સ્થાને ચાલ્યા જાઓ." આ શું કાંઈક વહેમમાં પડયા છે ? શૂન્ય ચિત્ત બન્યા છે ? વાયુ થયો છે ? કે ભૂત પ્રેત પિશાચથી છળાણા છે ? કે શું ! આવા અનેક પ્રકારના સંકલ્પ કરતો વિસ્મય પામીને શુકરાજ બોલવા લાગ્યો કે, "હાહા ! પ્રધાન, હું પોતેજ શુકરાજ છું; અને મને આ તું શું કહે છે." પ્રધાન બોલ્યો, "મને પણ ઠગવા ધારે છે કે શું ? મૃગધ્વજ રાજાના વંશરૂપ સહકારમાં રમણ કરનાર શુકરાજ (પોપટ) સમાન અમારો સ્વામી શુકરાજ રાજા તો આ નગરમાં રહેલા મહેલમાં છે, અને તમે તો તેજ શુકરાજનું રૂપ ધારણ કરનાર કોઈક વિદ્યાધર છો. વધારે તો શું કહીયે, પણ ખરો શુકરાજ તો બીલાડીને દેખીને જેમ પોપટ ભય પામે તેમ તમારા દર્શનમાત્રનો પણ ભય રાખે છે; માટે હે વિદ્યાધરશ્રેષ્ઠ, હવે ઘણું થયું, તમો તમારે સ્થાનકે જેમ આવ્યા તેમ ચાલ્યા જાઓ."

આવાં પ્રધાનનાં વચનો સાંભળી ચિત્તમાં ખેદ પામતો ખરો શુકરાજ વિચારવા લાગ્યો કે, ખરેખર કોઈક કપટી મારૂં રૂપ ધારણ કરીને શૂન્ય રાજ્યનો સ્વામી બની બેઠો દેખાય છે. રાજ્ય, ભોજન, શય્યા, સુંદર સ્ત્રી, સુંદર મહેલ, અને ધન, એટલી વસ્તુ શૂન્ય રાખવાની શાસ્ત્રમાં મનાઈ કરી છે, કેમકે એ વસ્તુ જો સૂની રહે તો તત્કાળ તેને કોઈક પણ દબાવી સ્વામી બની બેસે છે. પણ હવે મારે શું કરવું ! ખરેખર એને હણીને મારૂં રાજ્ય પાછું લેવું યોગ્ય છે; કેમકે જો એમ નહીં કરૂં તો લોકમાં મારો એવો અપવાદ થશે કે, "મૃગધ્વજના પુત્ર શુકરાજને કોઈક પાપી ધુતારાએ મારી નાખીને

તેનું રાજ્ય પોતે પોતાના બળથી લઈ લીધું, તો તે મારાથી કેમ સાંભળી શકાશે. અરેખરો આ વિકટ સંકટનો વખત આવી પહોંચ્યો છે; કેમકે મેં તથા મારી બંને સ્ત્રીઓએ ઘણી નીશાનીઓ આપી, પરંતુ તે કોઈપણ પ્રધાને માન્ય કરી નહીં. હાહા! ધિક્કાર છે એ કપટીની કપટકળાને! આમ વિચારતો કાંઈક બીજો મનસુબો મનમાં ધારીને ખેદ પામતો શુકરાજ પોતાના વિમાનમાં બેસીને આકાશ માર્ગે પાછો ક્યાંક ચાલ્યો ગયો. તે દેખી નગરમાં રહેલા શુકરાજને પ્રધાન કહેવા લાગ્યો કે, સ્વામી, આ કપટી વિદ્યાધર વિમાનમાં બેસી પાછો જાય છે. એમ સાંભળીને તે કામતૃષાર્ત (કામમાં વ્યાપેલો) પોતાના ચિત્તમાં ઘણોજ પ્રસન્ન (ખુશી) થયો. ઉદાસ ચિત્તવાળો (ખરો) શુકરાજ શુધની પેઠે વનમાં ભમવા લાગ્યો. તેને તેની સ્ત્રીઓએ ઘણી પ્રેરણા કરી તોપણ તે પોતાના સસરાને ઘેર ગયો નહીં. કેમકે, પોતાને કાંઈક પણ દુઃખ પડ્યું હોય ત્યારે પંડિત પુરૂષોએ પોતાના કોઈપણ સ્વજનવર્ગને ત્યાં જવુંજ ન જોઈએ, અને સસરાને ઘેર તો આડંબર વિના જવુંજ નહીં', એમ નીતિશાસ્ત્રમાં લખેલ છે માટે કેમ જવાય. વળી કહેલ છે કે,

सभायां व्यवहारे च, वैरिषु श्वसुरौकसि ।
आडंबराणि पूज्यंते, स्त्रीषु राज्यकुलेषु च ॥ १ ॥

"સભામાં, વ્યાપારીઓમાં, દુશ્મનોમાં, સસરાને ઘેર, સ્રી મંડળમાં અને રાજદરબારમાં, (એટલાં સ્થાનકે) આડંબર વિના માન ન પામીયે."

શૂન્ય વનના વાસમાં જોપણ વિદ્યાબળથી સર્વ સુખભોગની સામગ્રી તૈયાર કરી લીધી છે તોપણ પોતાનું રાજ્ય પારકો પચાવી પડ્યાની ચિંતાથી શુકરાજે છ મહીના મહાદુઃખમાં ને દુઃખમાં નિર્વાહ કર્યો. અતિ ખેદકારક વાત છે કે, આવા મહાન પુરૂષોને પણ મોટો ઉપદ્રવ ભોગવવો પડ્યો. ક્યા પુરૂષને સર્વ સુખમય સરખા દિવસ હોય! કહ્યું છે કે,

कस्य वक्तव्यता नास्ति, को न जातो मरिष्यति ।
केन न व्यसनं प्राप्तं, कस्य सौख्यं निरंतरं ॥ १ ॥

વૃત્તાંત જણાવ્યો. કેવળી મહારાજે કહ્યું કે, એ પણ તને પૂર્વભવના પાપકર્મનો વિપાક ઉદય થવાથીજ થયું છે. મને શા કર્મનો વિપાક ઉદય આવ્યો છે, એમ તેણે પૂછ્યાથી ઉત્તર આપતાં ગુરૂ બોલ્યા કે, હે શુકરાજ સાંભળઃ—

"તારા પૂર્વના જીતારીના ભવથી પણ પહેલાં કોઈક ભવમાં તું ભદ્રક પ્રકૃતિવાન્ ન્યાયનિષ્ઠ શ્રી નામના ગામમાં એક ઠાકોર હતો. તને તારા પિતાએ પોતાનું રાજ્ય સોંપ્યું હતું, અને તારાથી નાનો આતંકનિષ્ઠ નામે તારો ઓરમાન ભાઈ પ્રકૃતિયે ક્રુર હતો તેને કેટલાંએક ગામ આપ્યાં હતાં. પોતાને ગામથી બીજે ગામ જતાં એક વખત આતંકનિષ્ઠ તને તારા નગરમાં મળવા આવ્યાથી તેં તેને પ્રેમપૂર્વક બહુમાન આપી કેટલાક દિવસ પોતાની પાસે રાખ્યો. દરમ્યાન એકદા પ્રસ્તાવે હાંસીમાત્રમાં તેં તેને એમ કહ્યું કે, "તું કેવો મારી પાસે કેદીના જેમ પકડાયો છું ! હવે તારે મારા બેઠાં શી રાજ્યની ચિંતા છે ? હાલ તું અહિંયાંજ રહે, કેમકે મોટાભાઈ બેઠાં (છતાં) નાનાભાઈએ શામાટે કલેશકારક રાજ્યની ખટપટ રાખવી જોઇએ ! ઓરમાન ભાઈનાં આવાં વચન સાંભળતાં વાર તે બીકણ હોવાથી મનમાં વિચારવા લાગ્યો કે, 'અરે ! આ મારૂં રાજ્ય તો ગયું કે શું ! હાહા ! મહાખેદની વાત બની, કે હું અહિંયાં આવ્યો. હાય હાય ! હવે હું કેમ કરીશ. મારૂં રાજ્ય મારે હાથ રહેશે કે જતુંજ રહેશે !" એમ આકુળ વ્યાકુળ થઇને વારંવાર તે મોટા ભાઇ પાસે પોતાને ગામ જવાની રજા માગવા લાગ્યો. કેટલીકવાર પછી તેણે જ્યારે જવાની રજા આપી ત્યારે જાણે જીવતોજ રહ્યો હોય નહીં (નવે અવતારેજ આવ્યો હોય નહીં) ! એમ પોતાના આત્માને માની તે ત્યાંથી જીવ લઈને નાઠો. જ્યારે તેં એને એવાં વચનો કહ્યાં ત્યારે (એ પૂર્વભવને વિષે) તેં એ નિકાચિત કર્મબંધન કર્યું; તેનાજ ઉદયથી આ તારા રાજ્યનો દુઃસહ્ય (દુઃખે સહવા યોગ્ય) નાશ થયો. જેમ વાનરો ફાળ ચુકવાથી દીન બની જાય છે તેમ પ્રાણી સંસારી ક્રિયા કરી કર્મબંધન કરે છે તે વખતે ગર્વિત હોય છે, પણ જ્યારે તેનો ઉદય આવે છે ત્યારે ખરેખર દીન બની જાય છે."

અદ્યપિ તે ચંદ્રશેખર રાજાનું દુરાચરણ કેવળી મહારાજ સર્વ જાણે છે તથાપિ તેણે પૂછેલ ન હોવાથી તેઓએ કાંઈપણ કહ્યું નહીં. એવો કોઈનો પણ દુરાચાર કેવળી પ્રગટ કરેજ નહીં. સંસારીક કાર્યોમાં સ્વભાવથીજ ઉદાસ હોવાને લીધે અને જ્ઞાનનું એજ ફળ ગણવાને લીધે કેવળી પોતાની જ્ઞાનશક્તિથી અનેક જનોનાં દુરાચાર સાક્ષાત્પણે જાણતાં છતાં પણ વગર પૂછે કોઈને કહેતાજ નથી.

બાળકના જેમ પોતાના પિતા (મૃગધ્વજ કેવળી)ના પગને વળગીને શુકરાજ કહેવા લાગ્યો કે, "હે સ્વામિન્ તમારા દેખતાં આ રાજ્ય કેમ જાય ! ધન્વંતરી વૈદ્ય મળે છતે રોગનો ઉપદ્રવ કેમ ટકે ! આંગણાં આગળ કલ્પવૃક્ષ છતે ઘરમાં દારીદ્ર ક્યાંથી થાય ! સૂર્ય ઉદય થયે અંધકાર ક્યાંસુધી ટકે ! માટે એવો કોઈક ઉપાય બતાવો કે જેથી આ મારૂં કષ્ટ દૂર થાય." એવી અનેક પ્રાર્થના કરી ત્યારે કેવળી બોલ્યા કે, "ગમે તે દુઃસાધ્ય કાર્ય હોય તોપણ ધર્મક્રિયાથી સુસાધ્ય બની શકે છે; માટે અહિંયાં નજીકમાં આવેલા વિમળાચળ નામના તીર્થ ઉપર રહેલા શ્રી ઋષભદેવ સ્વામીની યાત્રા

ભક્તિ સહિત કરીને એજ પર્વતની ગુફામાં સર્વ કાર્યની સિદ્ધિ આપવામાં સ્વતંત્ર (સમર્થ) એવા પંચ પરમેષ્ઠી નવકાર મંત્રનું ષટ્માસ (છ મહિના) પર્યંત ધ્યાન કર, કે જેથી જેમ સિંહને દેખી શિયાળ નાશે તેમ તારો શત્રુ પોતાનું કપટ ખુલ્લું થઈ જવાથી પોતાની મેળેજ નાશ પામી જશે (દૂર થશે). ગુફામાં રહીને ધ્યાન ધરતાં જ્યારે વિસ્તાર પામતું મોટું તેજ પ્રગટ થાય ત્યારે તારું કાર્ય સિદ્ધ થયું (શત્રુ નાશી ગયો) એમ જાણજે. દુર્જય એવા પણ શત્રુને જીતવાનો ખરો ઉપાય એજ છે." અપુત્રિયો પુત્રની પ્રાપ્તિ સાંભળી પ્રસન્ન થાય તેમ તે શુકરાજ સાધુ (કેવળી મહારાજ) નાં વચનો સાંભળી પ્રસન્ન થયો. ત્યારપછી તેમને વિનયપૂર્વક વંદન કરીને વિમાનમાં બેસી તે વિમળાચળ તીર્થે ગયો. ત્યાં પ્રથમ તીર્થનાથ શ્રી ઋષભદેવ સ્વામીની ઘણી ભક્તિ સહિત યાત્રા કરીને સર્વ પાપનો ઉચ્છેદક (નાશ કરનાર) નવકાર મંત્ર યોગીના જેમ નિશ્ચલ વૃત્તિથી તેમના બતાવ્યા પ્રમાણે એવો જપવા લાગ્યો કે, અનુક્રમે છ માસે અકસ્માત્ જાણે પોતાનુંજ હોય નહીં ! એમ વિસ્તાર પામતું તેજ પ્રગટ થવા લાગ્યું. એવા અવસરે ચંદ્રશેખરની ગોત્રદેવી તેની પાસે આવી કહેવા લાગી કે, "હે ચંદ્રશેખર, હવે ઘણું થયું, તું તારે સ્થાનકે ચાલ્યો જા. કેમકે મારા પ્રભાવથી શુકરાજના જેવું જે તારું રૂપ બનેલું હતું તેવું રૂપ રાખી શકું એવી હવે મારામાં શક્તિ રહી નથી. હું પોતે પણ નિઃશક્તિ બની જવાથી મારે સ્થાને જાઉં છું, અને તું પણ હવે ઘણું થયું માટે ઉતાવળો તારે સ્થાનકે ચાલ્યો જા. હવે તત્કાળજ તારું મૂળરૂપ બની જશે." એમ કહીને જેટલામાં દેવી જાય છે એટલામાં તો તરતજ તેનું રૂપ બદલાઈ ગયું. આવાં વચન સાંભળનાર ચંદ્રશેખર લક્ષ્મીથી ભ્રષ્ટ થએલાની પેઠે દુઃખ સહિત ચિંતામાં પડ્યો થકો ચોરની માફક જેવામાં ત્યાંથી નાઠો એવામાં તો તત્કાળ ત્યાં શુકરાજ આવી પહોંચ્યો. પહેલાના શુકરાજનાજ જેવું આ ખરા શુકરાજનું રૂપ દેખીને દીવાન પ્રમુખ સર્વે તેને બહુમાન આપીને તેના વધારે સ્વરૂપથી વાકેફ ન હોવા છતાં પણ હર્ષથી વિચારવા લાગ્યા કે, ખરેખર કોઈક કપટીજ આ શુકરાજનું રૂપ ધારણ કરી આવેલો હતો તે હમણાંજ જતો રહ્યો.

એ તીર્થ એ (શત્રુંજય) નામથી પૃથ્વીમાં ઘણુંજ પ્રસિદ્ધ થયું છે." આવા અવસરે ચંદ્રશેખર પણ શીતળ પરિણામથી તીર્થનાયકને દેખીને અત્યંત ઉલસાયમાન (રોમાંચત્ત) થયો થકો પોતે કરેલાં કપટ અને પાપને નિંદવા લાગ્યો. ત્યાં તેને મહોદય પદધારી મૃગધ્વજ કેવળી મહારાજ મળ્યા ત્યારે તેમને મોક્ષાર્થી થકો તે પૂછવા લાગ્યો કે, "સ્વામિન્, મારો કોઇપણ પ્રકારે કર્મથી છુટકો થશે કે કેમ ?" ત્યારે કેવળી મહારાજે જણાવ્યું કે, "આ તીર્થ ઉપર મન, વચન, કાયાની શુદ્ધિથી આલોયણ લઈ પશ્ચાતાપ કરી ઘણા આકરા તપ કરીશ તો તારાં પણ પાપ તીર્થમહિમાથી જતાં રહેશે. કહ્યું છે કેઃ—

जन्मकोटिकृतमेकहेलया, कर्म तीव्रतपसा विलीयते ॥
किं न दाह्यमतिबह्वपि क्षणा, दुच्छिखेन शिखिनात्र दह्यते ॥ १ ॥

"તીવ્ર (આકરા) તપ કરવાથી કરોડો ભવમાં કરેલાં કર્મ (પાપ) લીલા માત્રે જતાં રહે છે. ઉંચી અને આકરા અગ્નિની શિખામાં શું મોટાં કાષ્ટ (લાકડાં) બળ્યા વિના રહે છે?" (અર્થાત્ નથી રહેતાં એટલે બળી જાય છે તમજ તપથી પાપ નાશ પામેછે.)

આવાં વચન સાંભળીને તેજ મૃગધ્વજ કેવળીની પાસે પોતાનાં સર્વ પાપની આલોયણ લઇ માસખમણ વિગેરે ઘણા આકરા તપ તપીને તેજ તીર્થે ચંદ્રશેખર મોક્ષપદ પામ્યો.

નિષ્કંટક રાજ્યસુખ ભોગવતો શુકરાજ રાજા પરમાર્હત્ (શુદ્ધ સમ્યક્તધારી) પુરૂષોમાં એકજ દૃષ્ટાંતરૂપ થયો. વળી તેણે બાહ્ય (રાજાઓ) અભ્યંતર (ક્રોધાદિક) બે પ્રકારના શત્રુને જીત્યા; રથયાત્રા, તીર્થયાત્રા, સંઘયાત્રા, એમ ત્રણ પ્રકારની યાત્રા ઘણી વાર કરી; સાધુ; સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, એમ ચાર પ્રકારના શ્રી સંઘની સમયે સમયે ભક્તિ કરી. એમ અનેક પ્રકારે વારંવાર તેણે ધર્મ સેવન કર્યો. પદ્માવતી પટરાણી, વાયુવેગા લઘુ પટરાણી, એમજ બીજી પણ ઘણી વિદ્યાધરની પુત્રીઓ તેને રાણીઓપણે થઈ (અર્થાત્ તે ઘણી સ્ત્રીઓનો સ્વામી થયો). પદ્માવતી પટરાણીને પેટે પદ્માકર નામનો લક્ષ્મીના સ્થાન સમાન અને વાયુવેગાને પેટે વાયુસાર નામે પુત્ર પેદા થયા. તે બન્ને જણા કૃષ્ણના પુત્ર સામ્બ અને પ્રદ્યુમ્નકુમારની પેઠે પોતાના ગુણેકરીને તેમના પિતા (શુકરાજ)ના જેવાજ થયા. તેથી શુકરાજે પદ્માકરને રાજ્ય અને વાયુસારને યુવરાજપદ ખુશીથી સોંપ્યાં. પછી બંસે રાણીઓ સહિત દીક્ષા લેઇને તે ભાવશત્રુનો જય અને ચિત્તને સ્થિર કરવા માટે શત્રુંજય તીર્થે આવ્યો. પણ આશ્ચર્ય છે કે, "તે મહાત્મા (શુકરાજ) જેમ પર્વતપર પગથીયાં ચઢવા લાગ્યો, તેમજ શુક્લધ્યાનના ઉપયોગથી ક્ષપકશ્રેણીરૂપ પગથીયે ચઢતાંજ કેવળજ્ઞાન પામ્યો. ત્યારપછી ઘણા કાળ સુધી પૃથ્વી પર વિચરતે અનેક પ્રાણીઓના અજ્ઞાન અને મોહરૂપ અંધકાર દૂર કરીને અનુક્રમે બન્ને સાધ્વીઓ (સ્ત્રીઓ) સહિત શુકરાજ કેવળી મોક્ષસંપદા પામ્યા.

૧ ભદ્રક પ્રકૃતિ, ૨ ન્યાયમાર્ગરતિ, ૩ વિશેષનિપુણમતિ, ૪ દૃઢ નિજવચનસ્થિતિ, એ ચારે ગુણ પ્રથમથીજ પામ્યાને લીધે સમ્યક્તારોહણ કરીને શુકરાજે તેનો નિર્વાહ કર્યો, જેવડે તે પરંપરાયે શિવવધૂ વર્યો.

આ આશ્ચર્યકારક શુકરાજનું ચરિત્ર સાંભળીને, હે ભવ્ય પ્રાણીઓ, પૂર્વોક્ત ચાર ગુણ પાળવાને ઉદ્યમવંત થાઓ.

ઇતિ ભદ્રકત્વાદિ ગુણેષુ શુકરાજ
કથા સમાપ્તા.

## દર્શનશ્રાવકનું સ્વરૂપ.

૧ દર્શનશ્રાવક તે,-કેવળ (ફક્ત) સમ્યક્તધારી ચતુર્થ ગુણસ્થાનકવર્તી, શ્રેણિક તથા કૃષ્ણાદિકના જેવા પુરૂષો સમજવા.

## વ્રતશ્રાવકનું સ્વરૂપ.

૨ વ્રતશ્રાવક તે,-સમ્યક્તમૂળ સ્થૂળ અણુવ્રતધારી. (પાંચ અણુવ્રત ધરનારા; ૧ પ્રાણાતિપાત ત્યાગ, ૨ અસત્ય ત્યાગ, ૩ ચોરી ત્યાગ, ૪ મૈથુન ત્યાગ, ૫ પરિગ્રહ ત્યાગ, એ પાંચે સ્થૂળથી તજાય છે માટે એને અણુવ્રત કહેવાય, તેના ત્યાગી તે વ્રતશ્રાવક.) આ વ્રતશ્રાવક સંબંધમાં સુંદરકુમારશેઠની પાંચ સ્ત્રીઓનું વૃત્તાંત જાણવા યોગ્ય હોવાથી તે દૃષ્ટાંતરૂપે બતાવે છે.)

## વ્રતશ્રાવક સંબંધે સુંદરકુમાર શેઠની પાંચ સ્ત્રીઓનો દ્રષ્ટાંત.

સુંદરકુમાર શેઠ એક વખત પોતાની પાંચ સ્ત્રીઓની પરીક્ષા માટે ગુપ્ત રહીને છીદ્રમાંથી તેઓનાં ચરિત્ર જોતો હતો. તેવામાં ત્યાં ગૌચરી ફરતા એક મુનિ આવ્યા. તેમણે ઉપદેશ કરતાં તેણીઓને કહ્યું કે, "તમે અમારાં પાંચ વચન અંગીકાર કરો તો તમારાં સર્વ દુઃખ દૂર થશે." (આ વખતે ગુપ્તપણે રહેલા સુંદરકુમાર શેઠે આ હકીકત સાંભળી પોતાના મનમાં વિચાર કર્યો કે, "આ કોઇક ઉદ્ધંઠ મુનિ માલમ પડે છે; કેમકે, જ્યારે મારી સ્ત્રીઓએ તેને પોતાનું દુઃખ મટાડવાનો ઉપાય પૂછયો ત્યારે તે તેણીઓને વચનમાં બાંધી લેવા ધારે છે. માટે એ ઉદ્ધંઠને હું પાંચે અંગે પાંચ પાંચ દંડના પ્રહાર કરીશ. સ્ત્રીઓએ પૂછયું કે તમો કયાં પાંચ વચન અંગીકાર કરાવવા માંગો છો ? મુનિએ કહ્યું-પહેલું,-તમારે કોઇપણ ત્રસ (હાલી ચાલી શકે એવા) જીવને યાવજ્જીવ સુધી મારવો નહીં, એવું પચ્ચખાણ કરો. ત્યારે તે પાંચે સ્ત્રીઓએ એ પહેલું વ્રત અંગીકાર કર્યું. (આ જાણી સુંદરકુમાર વિચારવા લાગ્યો કે, ખરેખર આ કાંઈ ઉદ્ધંઠ દેખાતો નથી, આ તો મારી સ્ત્રીઓને કાંઇક શીખામણ આપેછે. આથી તો મને પણ ફાયદો મળશે. કેમકે એ આખડી(બાધા)ને લીધે તેણીઓ કોઇપણ વખતે મને મારી શકશે નહીં. માટે એણે મને ઉપકાર કર્યો, તેના બદલામાં મેં જે તેને પાંચ દંડના પ્રહાર કરવા ધારેલા છે તેમાંથી એક એક ઓછો એટલે ચાર ચાર મારીશ.) બીજું,-મુનિ બોલ્યા કે, "તમારે કોઈપણ વખતે જુઠું બોલવું નહીં; એવું પચ્ચખાણ લો. તેણીઓએ તે કબુલ કીધું. (આ વખતે શેઠે પણ પહેલાંની યુક્તિપૂર્વક એક એક દંડ પ્રહાર ઓછો કરી ત્રણ ત્રણ મારવા ધાર્યું.) ત્રીજું,-મુનિએ કહ્યું કે, તમારે ચોરી-અદત્ત લેવું નહીં. આનું પણ પચ્ચખાણ તે સ્ત્રીઓએ કર્યું. (ત્યારે વળી સુંદરકુમારે એક એક પ્રહાર ઓછો મારવાનું ધારી બે બે બાકી રાખ્યા.) ચોથું,-શીયળ પાળવા વિશે મુનિએ કીધું; તે પણ તેણીઓએ સ્વીકાર્યું. (આ સાંભળી શેઠે એક એક પ્રહાર ઓછો કરી ફક્ત એક એક કરવા નકી કર્યું.) પાંચમુ,-પરિગ્રહનું (દ્રવ્યાકિદ વિગેરે હરેક વસ્તુ પ્રમાણથી જાદે ન રાખવાનું) પચ્ચખાણ કરવાનું મુનિએ

તેરસે ચોરાસી કરોડ બારસે લાખ સત્યાસી હજાર બસે ને બે ભાંગા જાણવા.

અહિંયાં કોઈકને કદાચ એવી શંકા ઉત્પન્ન થાય કે, મનથી, વચનથી, કાયાથી કરૂં નહીં, કરાવું નહીં, કરતાં પ્રત્યે અનુમોદું નહીં, એવા નવકોટીનો ભાંગો ઉપરના કોઈપણ ભાંગામાં કેમ કહ્યો નહીં ? તેને ઉત્તર બતાવે છે. શ્રાવકને દ્વિવિધ ત્રિવિધ ભાંગે પચખાણ હોય છે પણ ત્રિવિધ ત્રિવિધ ભાંગે પચખાણ હોય નહીં. કેમકે, વ્રત લીધા પહેલાં જે જે કાર્ય જોડી રાખેલાં હોય તથા દીકરા પ્રમુખે વ્યાપારમાં ઘણો લાભ મેળવ્યો હોય તેમજ કોઈએ એવો મોટો અલભ્ય લાભ મેળવ્યો હોય તો શ્રાવકથી અંતર્જલ્પરૂપ અનુમોદન થયા વિના રહેતું નથી માટે ત્રિવિધ ત્રિવિધ ભાંગો નિષેધ્યો છે, છતાં પણ "શ્રાવકપ્રજ્ઞપ્તી" ગ્રંથમાં ત્રિવિધે ત્રિવિધે શ્રાવક માટે પચખાણ કહેલાં છે; તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ આશ્રયિ વિશેષ પચખાણ ગણાવેલાં છે. મહાભાષ્યમાં પણ કહ્યું છે કેઃ—

केइ भणंति गीहिणो । तिविहं तिविहेण नथ्यि संवरणं ॥
तं न जओ निद्दिहं । पन्नत्तीए विसेसाओ ॥ १ ॥

કેટલાક આચાર્યો એમ કહે છે કે, ગૃહસ્થને ત્રિવિધ ત્રિવિધ પચખાણ નથી પણ "શ્રાવકપન્નતી" માં નીચે લખેલાં કારણે શ્રાવકને 'ત્રિવિધ ત્રિવિધ' પચખાણ કરવાની જરૂર હોય તો કરવાં કહ્યાં છે.

पुत्ताइ संतति निमित्त । मत्तमेक्कारसिं पवण्णस्स ॥
जंपंति केइ गीहिणो । दिख्खाभि मुहस्स तिविहंपि ॥ २ ॥

કેટલાક આચાર્યો એમ કહે છે કે, ગૃહસ્થને દીક્ષા લેવાની ઈચ્છા થઇ હોય પણ કોઈક કારણથી કે કોઇકના આગ્રહથી પુત્રાદિક સંતતિ પાળવા માટે જો કાળ વિલંબ કરવો પડે એમ હોય તો શ્રાવકની અગીઆરમી પ્રતિમા વહે ત્યારે વચલા કાળમાં જો કાંઈપણ ત્રિવિધ ત્રિવિધ પચખાણ લેવાં હોય તો લેવાય છે.

जइकिंचि दप्पओअण । मप्पप्पवा विसेसीउंवथ्थुं ॥
पचख्खेज्जन दोसो । सयंभूरमणादि मच्छुव्व ॥ ३ ॥

જે કાંઈ અપ્રયોજનીય વસ્તુ એટલે કાગડા પ્રમુખનાં માંસનું પચખાણ, તેમજ અપ્રાપ્ય વસ્તુ, જેમકે મનુષ્યક્ષેત્રથી બહાર રહેલા હાથીઓના દાંત કે ત્યાંના ચિત્તા પ્રમુખના ચર્મ વાપરવાનું, કે સ્વયંભૂરમણ સમુદ્રમાં ઉત્પન્ન થયેલા મચ્છોનાં માંસનું ભક્ષણ કરવાનું પચખાણ જો ત્રિવિધે ત્રિવિધે કરે તો તે કરવાની છુટ છે. કેમકે, એ વિશેષપચખાણ ગણાય છે, માટે તે કરવાં કલ્પે (કરી શકાય). વળી આગમમાં બીજા પણ કેટલાક પ્રકારના શ્રાવકો કહ્યા છે.

## શ્રાવકના પ્રકાર.

ઠાણાંગ (સ્થાનાંગ) સૂત્રમાં કહ્યું છે કેઃ—

चउव्विहा समणोवासगा पन्नता तंजहा ॥
१ अम्मापिइसमाणे २ भायसमाणे ३ मित्तसमाणे ४ सव्वतिसमाणे ॥

અથવા સવાર થતાં પહેલાં ઉઠવું. એમ કરવાથી આલોકમાં યશ, કીર્તિ, બુદ્ધિ, શરીર, ધન, વ્યાપારાદિકનો અને પારલૌકીક ધર્મકૃત, વ્રત, પચખાણ, નિયમ પ્રમુખનો દેખીતોજ લાભ થાય છે. તેમ જો ન કરે તો દેખીતાજ ઉપર લખેલા લાભની હાની થાય છે.

લોકીકશાસ્ત્રમાં પણ એમજ કહેલું છે કેઃ—

**कम्मीणां धनसंपजे । धम्मीणां परलोय ॥**

**जिहिंसूता रविउगमे । बुद्धि आउ न होय ॥**

"કરમી—કારૂ નારૂ કામકાજ કરનારા લોકો જો વહેલા ઉઠે તો તેઓને ધનની પ્રાપ્તિ થાય, અને ધર્મી પુરૂષ જો વહેલા ઉઠે તો તેઓને પોતાના પારલૌકીક કૃત્યો (પડિકમણાદિક) શાંતિથી બની શકે છે. જે પ્રાણીને પ્રાતઃકાળે સૂતા થકાંજ સૂર્ય ઉદય થાય તો તેને બુદ્ધિ, ઋદ્ધિ અને આયુષ્યની હાની થાય છે."

કોઈકિથી નિદ્રા ઘણી હોવાને લીધે કે બીજા કંઇ કારણથી જો પાછલી પહોર રાત્રિ રહેતાં ઉઠી ન શકાય તોપણ તેણે છેવટ ઘણુંકરી ચાર ઘડી રાત્રિ બાકી રહે ત્યારે નવકાર ઉચ્ચાર કરતાં ઉઠીને પ્રથમથી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવનો ઉપયોગ કરવો; એટલે દ્રવ્યથી વિચારવું કે, "હું કોણ છું, શ્રાવક છું કે કેમ?" ક્ષેત્રથી વિચાર કરે કે, શું હું પોતાને ઘેર છું કે પરઘેર છું, દેશમાં છું કે પરદેશમાં છું, માળી ઉપર સુતો છું કે તળે (નીચે) સુતો છું?" કાળથી વિચાર કરે કે, "અવશેષ રાત્રિ કેટલીક છે, સૂર્ય ઉગ્યો છે કે નહીં?" ભાવથી વિચાર કરે કે, લઘુનીતિ (પીશાબ), વડીનીતિ (ઝાડા) ની પીડાયુક્ત થયો છું કે કેમ?" એમ વિચાર કરવાપૂર્વક નિદ્રારહિત થાય. ત્યારપછી દરવાજો કઈ દિશાએ છે, લઘુનીતિ કરવાનું કયાં છે? (એવો વિચાર કર્યા પછી વડીનીતિ લઘુનીતિ—ઝાડો પીશાબ કરે).

સાધુ આશ્રયિ ઓઘનિર્યુક્તિમાં કહ્યું છે કેઃ—

**दव्वाइ उवओगं उस्सास निरुंभणाळोयं ॥**

લઘુનીતિ પાછલી રાત્રે કરવી હોય ત્યારે જાગૃત થઇને દ્રવ્યાદિક (દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ)નો ઉપયોગ દીધા પછી નાસિકા બંધ કરીને શ્વાંસોશ્વાસ દબાવે, જેથી નિદ્રા વિચ્છિન્ન થયા પછી લઘુનીતિ કરે. રાત્રે જો કાંઈપણ કાર્ય કોઇકિને જણાવવ વિગેરેનું પ્રયોજન પડે તો મંદસ્વરે (હળવેથી) બોલે, વળી રાત્રે ખાંસી ખાવી કે ખુંખારો ખાવો કે હુંકારો કરવો પડે તોપણ ધીમેથીજ કરવું, મોટા અવાજથી કરવું નહીં. કેમકે, એમ કરવાથી જાગેલાં ઘરોળી, કોળ, નોળ પ્રમુખ હીંસક જીવો માખી પ્રમુખને હણવાના ઉદ્યમ કરે; પાડોસી જાગે તો પોતાનો આરંભ આચરે; પાણીવાળી, રાંધનારી, ઇંધિણ વીણનારી, દળનારી, ભરનારી, ખાંડનારી, શોક કરનારી (રડવા કૂટનારી), માર્ગે ચાલનારા, ખેતી કરનારા, વનપાળ (વનમાં જઈ પાન, ફુલ, ફળ છેદનારા), અરંટનાં વેહેનારા, કોસના વેહેનારા, યંત્રવાહક (ઘાણી પીલનારા), શીલાવટા, રેંટીયા ફેરવનારા, ધોબી, કુંભાર, લોહાર, સૂત્રધાર (સુથાર)'જુગારી, શસ્ત્રકાર, મદ્યકાર (દારૂની ભઠ્ઠી કરનારા), માછી, ખાટકી, વાગુરીક (વાઘરીમૃગ-

અથવા સવાર થતાં પહેલાં ઉઠવું. એમ કરવાથી આલોકમાં યશ, કીર્તિ, બુદ્ધિ, શરીર, ધન, વ્યાપારાદિકનો અને પારલૌકીક ધર્મકૃત, વ્રત, પચખાણ, નિયમ પ્રમુખનો દેખીતોજ લાભ થાય છે. તેમ જો ન કરે તો દેખીતાજ ઉપર લખેલા લાભની હાની થાય છે.

લોકીકશાસ્ત્રમાં પણ એમજ કહેલું છે કેઃ—

कम्मीणां धनसंपजे । धम्मीणां परलोय ॥
जिहिंसूता रविऊगमे । बुद्धि आऊ न होय ॥

"કરમી–કારૂ નારૂ કામકાજ કરનારા લોકો જો વહેલા ઉઠે તો તેઓને ધનની પ્રાપ્તિ થાય, અને ધર્મી પુરૂષ જો વહેલા ઉઠે તો તેઓને પોતાના પારલૌકીક કૃત્યો (પડિક્કમણાદિક) શાંતિથી બની શકે છે. જે પ્રાણીને પ્રાતઃકાળે સૂતા થકાંજ સૂર્ય ઉદય થાય તો તેને બુદ્ધિ, ઋદ્ધિ અને આયુષ્યની હાની થાય છે."

કોઇકથી નિદ્રા ઘણી હોવાને લીધે કે બીજા કંઇ કારણથી જો પાછલી પહોર રાત્રિ રહેતાં ઉઠી ન શકાય તોપણ તેણે છેવટ ઘણુંકરી ચાર ઘડી રાત્રિ બાકી રહે ત્યારે નવકાર ઉચ્ચાર કરતાં ઉઠીને પ્રથમથી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવનો ઉપયોગ કરવો; એટલે દ્રવ્યથી વિચારવું કે, "હું કોણ છું, શ્રાવક છું કે કેમ?" ક્ષેત્રથી વિચાર કરે કે, શું હું પોતાને ઘેર છું કે પરઘેર છું, દેશમાં છું કે પરદેશમાં છું, માળી ઉપર સુતો છું કે તળે (નીચે) સુતો છું?" કાળથી વિચાર કરે કે, "અવશેષ રાત્રિ કેટલીક છે, સૂર્ય ઉગ્યો છે કે નહીં?" ભાવથી વિચાર કરે કે, લઘુનીતિ (પીશાબ), વડીનીતિ (ઝાડા) ની પીડાયુક્ત થયો છું કે કેમ?" એમ વિચાર કરવાપૂર્વક નિદ્રારહિત થાય. ત્યારપછી દરવાજો કઈ દિશાએ છે, લઘુનીતિ કરવાનું કયાં છે? (એવો વિચાર કર્યા પછી વડીનીતિ લઘુનીતિ–ઝાડો પીશાબ કરે).

સાધુ આશ્રયિ ઓઘનિર્યુક્તિમાં કહ્યું છે કેઃ—

दव्वाइ उवओगं उस्सास निरुंभणा ओयं ॥

લઘુનીતિ પાછલી રાત્રે કરવી હોય ત્યારે જાગૃત થઇને દ્રવ્યાદિક (દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ)નો ઉપયોગ દીધા પછી નાસિકા બંધ કરીને શ્વાસોશ્વાસ દબાવે, જેથી નિદ્રા વિચ્છિન્ન થયા પછી લઘુનીતિ કરે. રાત્રે જો કાંઇપણ કાર્ય કોઇકને જણાવવા વિગેરેનું પ્રયોજન પડે તો મંદસ્વરે (હળવેથી) બોલે, વળી રાત્રે ખાંસી ખાવી કે ખુંખારો ખાવો કે હુંકારો કરવો પડે તોપણ ધીમેથીજ કરવું, મોટા અવાજથી કરવું નહીં. કેમકે, એમ કરવાથી જાગેલાં ઘરોળી, કોળ, નોળ પ્રમુખ હીંસક જીવો માખી પ્રમુખને હણવાના ઉદ્યમ કરે; પાડોસી જાગે તો પોતાનો આરંભ આચરે; પાણીવાળી, રાંધનારી, ઇંધણ વીણનારી, દળનારી, ભરનારી, ખાંડનારી, શોક કરનારી (રડવા કૂટનારી), માર્ગે ચાલનારા, ખેતી કરનારા, વનપાળ (વનમાં જઈ પાન, ફુલ, ફળ છેદનારા), અરંટનાં વેહેનારા, કોસના વેહેનારા, યંત્રવાહક (ઘાણી પીલનારા), શીલાવટા, રેંટીયા ફેરવનારા, ધોબી, કુંભાર, લોહાર, સૂત્રધાર (સુથાર)'જુગારી, શસ્ત્રકાર, મદ્યકાર (દારૂની ભઠ્ઠી કરનારા), માછી, ખાટકી, વાગુરીક (વાઘરીમૃગ-

ખરંટક અને સપત્નિ (સોક્ય સમાન) શ્રાવક એ બન્નેને શાસ્ત્રકારે તો નિશ્ચયનયમતથી મિથ્યાત્વિજ કહ્યા છે; પરંતુ જિનેશ્વર ભગવંતના દેહરાસર પ્રમુખની સાર સંભાળ રાખે છે તેથી તેને વ્યવહારે શ્રાવક કહેવા.

## શ્રાવક શબ્દનો અર્થ.

દાન, શીળ, તપ, અને ભાવનાદિક શુભયોગેકરીને અષ્ટ પ્રકારનાં કર્મ સમયે સમયે નિર્જરાવે (પાતળાં કરે, કે ઓછાં કરે, કે નિર્બળ કરે) તેને, અને યતિ (સાધુ) પાસેથી સમ્યક્ સામાચારી સાંભળીને તેમજ વર્તે તેને, "શ્રાવક" કહીએ. અહિંયાં "શ્રાવક" શબ્દનો અભિપ્રાય (અર્થ) પણ "ભાવશ્રાવક"માં સંભવે છે. કહેલું છે કે:-

श्रवंति यस्य पापानि । पूर्वबद्धान्यनेकशः ॥
आवृतश्च व्रतैर्नित्यं । श्रावकः सोभिधीयते ॥ १ ॥

પૂર્વનાં બાંધેલાં ઘણાં પાપને શ્રવે (ઓછાં કરે), અને વ્રત પચખાણથી નિરંતર પરિવેસ્વોજ (વીંટાએલોજ) રહે તે 'શ્રાવક' કહેવાય છે.

सम्मत्तदंसणाइ । पइदी अहंजई जणासुणेइअ ॥
सामाचारी परमं । जो खलु तं सावगं विंति ॥ २ ॥

સમકિત વ્રત પચખાણ પ્રતિદિવસ કરતો રહે, યતિજન (સાધુ) પાસેથી ઉત્કૃષ્ટ સામાચારી (આચાર) ખરેખરી સાંભળે તે પ્રાણીને 'શ્રાવક' કહીએ.

श्रद्धालुतां श्राति पदार्थचिंतनाद्धनानि पात्रेषु वपत्यनारतं ॥
किरत्य पुण्यानि सुसाधुसेवनादतोपि तं श्रावकमाहुरुत्तमाः ॥ ३ ॥

નવે તત્વ ઉપર પ્રતીત રાખે, સિદ્ધાંત સાંભળે, આત્મસ્વરૂપનું ચિંતવન કરે, પાત્રમાં નિરંતર ધન વાપરે, સુસાધુની સેવા કરી પાપને કાપી નાખે, (એટલાં આચરણ કરે) તેને પણ શ્રાવક કહેવાય છે.

श्रद्धालुता श्राति श्रृणोति शासनं । दानं वपत्याशु वृणोतिदर्शनं ॥
क्षिपत्य पुण्यानि करोति संयमं । तं श्रावकं प्राहुरमी विचक्षणाः ॥ ४ ॥

(આ ગાથાનો અર્થ ઉપર પ્રમાણેજ સમજવો.)

(એવી રીતે "શ્રાવક" શબ્દનો અર્થ જણાવ્યા પછી દિનકૃત્યાદિ છ કૃત્યમાંથી પ્રથમ કયું કૃત્ય કરવું તે કહે છે.)

## પ્રથમ દિનકૃત્ય.

नवकारेण विबुद्धो । सरेइसो सकुल धम्मनिअमाई ॥
पडिकमिअसुइपुइअ । गिहेजिणं कुणइसंवरणं ॥ १ ॥

નમો અરિહંતાણં અથવા આખો નવકાર ગણતો થકો શ્રાવક જાગૃત થઈને પોતાના કુળના યોગ્ય ધર્મકૃત્ય નિયમાદિક યાદ કરે. અહિંયાં એમ સમજવું કે, પ્રથમથીજ શ્રાવકે સ્વલ્પ નિદ્રાવંત થઈને રહેવું જોઈએ. પાછલી એક પહોર રાત્રી રહે ત્યારે

અથવા સવાર થતાં પહેલાં ઉઠવું. એમ કરવાથી આલોકમાં યશ, કીર્તિ, બુદ્ધિ, શરીર, ધન, વ્યાપારાદિકનો અને પારલૌકીક ધર્મકૃત, વ્રત, પચખાણ, નિયમ પ્રમુખનો દેખીતોજ લાભ થાય છે. તેમ જો ન કરે તો દેખીતાજ ઉપર લખેલા લાભની હાની થાય છે.

લોકીકશાસ્ત્રમાં પણ એમજ કહેલું છે કેઃ—

कम्मीणां धनसंपजे । धम्मीणां परलोय ॥
जिहिंसूता रविउगमे । बुद्धि आउ न होय ॥

"કરમી–કારૂ નારૂ કામકાજ કરનારા લોકો જો વહેલા ઉઠે તો તેઓને ધનની પ્રાપ્તિ થાય, અને ધર્મી પુરૂષ જો વહેલા ઉઠે તો તેઓને પોતાના પારલૌકીક કૃત્યો (પડિક્કમણાદિક) શાંતિથી બની શકે છે. જે પ્રાણીને પ્રાતઃકાળે સૂતા થકાંજ સૂર્ય ઉદય થાય તો તેને બુદ્ધિ, ઋદ્ધિ અને આયુષ્યની હાની થાય છે."

કોઈકથી નિદ્રા ઘણી હોવાને લીધે કે બીજાં કંઇ કારણથી જો પાછલી પહોર રાત્રિ રહેતાં ઉઠી ન શકાય તોપણ તેણે છેવટ ઘણુંકરી ચાર ઘડી રાત્રિ બાકી રહે ત્યારે નવકાર ઉચ્ચાર કરતાં ઉઠીને પ્રથમથી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવનો ઉપયોગ કરવો; એટલે દ્રવ્યથી વિચારવું કે, "હું કોણ છું, શ્રાવક છું કે કેમ?" ક્ષેત્રથી વિચાર કરે કે, શું હું પોતાને ઘેર છું કે પરઘેર છું, દેશમાં છું કે પરદેશમાં છું, માળી ઉપર સુતો છું કે તળે (નીચે) સુતો છું?" કાળથી વિચાર કરે કે, "અવશેષ રાત્રિ કેટલીક છે, સૂર્ય ઉગ્યો છે કે નહીં?" ભાવથી વિચાર કરે કે, લઘુનીતિ (પીશાબ), વડીનીતિ (ઝાડા) ની પીડાયુક્ત થયો છું કે કેમ?" એમ વિચાર કરવાપૂર્વક નિદ્રારહિત થાય. ત્યારપછી દરવાજો કઈ દિશાએ છે, લઘુનીતિ કરવાનું કયાં છે? (એવો વિચાર કર્યા પછી વડીનીતિ લઘુનીતિ–ઝાડો પીશાબ કરે).

સાધુ આશ્રયિ ઓઘનિર્યુક્તિમાં કહ્યું છે કેઃ—

दव्वाइ उवओगं उस्सास निरुंभणा लोयं ॥

લઘુનીતિ પાછલી રાત્રે કરવી હોય ત્યારે જાગૃત થઇને દ્રવ્યાદિક (દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ)નો ઉપયોગ દીધા પછી નાસિકા બંધ કરીને શ્વાસોશ્વાસ દબાવે, જેથી નિદ્રા વિચ્છિન્ન થયા પછી લઘુનીતિ કરે. રાત્રે જો કાંઇપણ કાર્ય કોઇકને જણાવવ વિગેરેનું પ્રયોજન પડે તો મંદસ્વરે (હળવેથી) બોલે, વળી રાત્રે ખાંસી ખાવી કે ખુંખારો ખાવો કે હુંકારો કરવો પડે તોપણ ધીમેથીજ કરવું, મોટા અવાજથી કરવું નહીં. કેમકે, એમ કરવાથી જાગેલાં ઘરોળી, કોળ, નોળ પ્રમુખ હીંસક જીવો માખી પ્રમુખને હણવાના ઉદ્યમ કરે; પાડોસી જાગે તો પોતાનો આરંભ આચરે; પાણીવાળી, રાંધનારી, ઈંધણ વીણનારી, દળનારી, ભરનારી, ખાંડનારી, શોક કરનારી (રડવા કૂટનારી), માર્ગે ચાલનારા, ખેતી કરનારા, વનપાળ (વનમાં જઈ પાન, ફુલ, ફળ છેદનારા), અરંટનાં વેહેનારા, કોસના વેહેનારા, યંત્રવાહક (ઘાણી પીલનારા), શીલાવટા, રેંટીયા ફેરવનારા, ધોબી, કુંભાર, લોહાર, સૂત્રધાર (સુથાર) જુગારી, શસ્ત્રકાર, મદ્યકાર (દારૂની ભઠ્ઠી કરનારા), માછી, ખાટકી, વાગુરીક (વાઘરીમૃગ-

જાળ નાખનારા), પારધી (બાણુ વીગેરેથી હણનારા), વાટપાડા, લુટારા, પારદારીક, તસ્કર, કુવ્યાપારી પ્રમુખ એક એકની પરંપરાથી જાગૃત થઈ પોતાના હિંસાના (આરંભના) કામમાં પ્રવર્તે; તેથી સર્વનો કારણીક (પરંપરા) દોષનો ભાગી (હિસ્સેદાર) પોતે થાય. એવી અનર્થદંડની પ્રાપ્તિ થાય છે.

ભગવતી સૂત્રમાં કહેલું છે કેઃ–

जागरिआ धम्मीणं । अधम्मीणं तु सुत्तयासेया ॥
वच्छाहिव भयणीए । अकहिंसु जिणो जयंतीए ॥ १ ॥

વચ્છ દેશના અધિપતિની બહેનને ભગવંત શ્રી વર્દ્ધમાન સ્વામીએ કહ્યું કે, "હે જયંતી શ્રાવિકા, ધર્મવંત પ્રાણીઓનું જાગવું અને પાપી પ્રાણીઓનું ઉંઘવું કલ્યાણકારી હોય છે."

નિદ્રામાંથી જાગતાંજ તપાસવું કે ક્યા તત્વના ચાલતાં નિદ્રા વિચ્છેદ થાય છે. કહ્યું છે કેઃ–

अंभोभूतत्वयोर्निद्रा विच्छेदः शुभहेतवे ॥
व्योमवाय्वग्नितत्वेषु स पुनर्दुःखदायकः ॥ १ ॥

જળ અને પૃથ્વીતત્વમાં નિદ્રા વિચ્છેદ થાય તો સારૂં, અને આકાશ, વાયુ ને અગ્નિતત્વમાં નિદ્રા વિચ્છેદ થાય તો દુઃખદાયી જાણવું.

वामा शस्तोदये पक्षे । सिते कृष्णे तु दक्षिणा ॥
त्रिणित्रिणि दिनानींदुसूर्ययोरुदयः शुभः॥ २ ॥

શુકલપક્ષમાં પડવેથી ત્રણ દિન પ્રાતઃકાળે સૂર્યોદય વખતે ચંદ્રનાડી સારી, અને કૃષ્ણપક્ષમાં પડવેથી ત્રણ દિન સૂર્યોદય વખતે સૂર્યનાડી સારી જાણવી.

शुक्लप्रातिपदो वायुश्चंदेऽथार्के त्र्यहं त्र्यहं ॥
वहन् शस्तोऽनया वृत्या, विपर्यासे तु दुःखदः ॥ ३ ॥

પડવેથી ત્રણ દિવસ શુકલ પક્ષે સૂર્યોદયે ચંદ્રનાડી વહે અને કૃષ્ણ પક્ષે સૂર્યનાડી વહે, તે વખતે જો વાયુતત્વ હોય તો તે દિવસ શુભકારી જાણવા અને તેથી વિપરીત હોય તો દુઃખદાયી સમજવા.

शशांकेनोदयो वायवोः । सूर्येणास्तं शुभावहं ॥
उदये रविणा त्वस्य । शशिनास्तं शुभावहं ॥ ४ ॥

વાયુતત્વમાં ચંદ્રનાડી વહેતે સૂર્યોદય અને સૂર્યનાડી વહેતે સૂર્યાસ્ત થાય; તેમજ સૂર્યનાડી વહેતે સૂર્યોદય અને ચંદ્રનાડી વહેતે સૂર્યાસ્ત થાય તો સુખકારી સમજવું.

કેટલાએક શાસ્ત્રકારોએ તો વારનો પણ અનુક્રમ બાંધેલો છે. તે આવી રીતેઃ– રવિ, મંગળ, ગુરૂ અને શનિ એ ચાર સૂર્યનાડીના વાર અને સોમ, બુધ અને શુક્ર એ ત્રણ ચંદ્રનાડીના વાર સમજવા.

કેટલાક શાસ્ત્રકારોએ સંક્રાંતિનો પણ અનુક્રમ બાંધેલો છે. મેષ સંક્રાંતિ તે સૂર્યનાડીની અને વૃષ સંક્રાંતિ તે ચંદ્રનાડીની, એમ અનુક્રમથી બારે સંક્રાંતિ સાથે સૂર્ય અને ચંદ્રનાડીની ગણના કરવી.

सार्द्धं घटीद्वयं नाडिरेकैकार्कोदयाद्वहेत् ॥
अरघट्टघटीभ्रांतन्यायो नाड्योः पुनः पुनः ॥ ५ ॥

સૂર્યોદય વખતે જે નાડી વહેતી હોય તે અઢી ઘડી પછી બદલાઈ જાય છે. ચંદ્રથી સૂર્ય અને સૂર્યથી, ચદ્ર, એમ કુવાના અરહુંટ (રેંટ)ના જેમ આખો દિવસ નાડી ફર્યા કરે છે.

षट्त्रिंशद्गुरुवर्णानां या वेला भणने भवेत् ॥
सा वेलामरुतो नाड्या नाड्या संचरतो लगेत् ॥ ६ ॥

છત્રીસ ગુરૂ અક્ષર (દીર્ઘ સ્વર કે જોડાક્ષર) ઉચ્ચાર કરતાં જેટલો વખત લાગે છે તેટલો વખત એક નાડીથી બીજી નાડીમાં વાયુને જતાં લાગે છે. (ચંદ્રથી સૂર્ય કે સૂર્યથી ચંદ્રનાડી થતાં વાર લાગે છે.)

### પાંચ તત્વની સમજ.

ऊर्ध्वं वह्निरधस्तोयं । तिरश्चीनः समीरणः ॥
भूमिर्मध्यपुटे व्योम सर्वगं वहते पुनः ॥ ७ ॥

ઉંચો પવન ચડે ત્યારે અગ્નિતત્વ, નીચો પવન ઉતરે ત્યારે જળતત્વ, તિર્છો પવન વહે ત્યારે વાયુતત્વ, નાશીકાનાં બે પડમાં પવન વહે ત્યારે પૃથ્વીતત્વ, અને સર્વ દિશાએ પવન જ્યારે ફેલાઈ જાય ત્યારે આકાશતત્વ સમજવાં.

### તત્વનો અનુક્રમ.

वायोर्वह्नेरपां पृथ्व्या । व्योम्नस्तत्त्वं वहेत्क्रमात् ॥
वहत्योरुभयो नाड्योर्ज्ञातव्योयं क्रमः सदा ॥ ८ ॥

સૂર્યનાડી ચંદ્રનાડીમાં પ્રથમથી વાયુ. અગ્નિ, જળ, પૃથ્વી અને આકાશ એ અનુક્રમથી તત્વો નિરંતર વહે છે.

### તત્વોનો કાળ.

पृथ्व्याः पलानि पंचाशच्चत्वारिंशत्तथांभसः ॥
अग्नेस्त्रिंशत्पुनर्वायोर्विंशतिर्नभसो दश ॥ ९ ॥

પૃથ્વીતત્વ પચાસ પળ, જળતત્વ ચાલીસ પળ, અગ્નિતત્વ ત્રીસ પળ, વાયુતત્વ વીશ પળ, આકાશતત્વ દશ પળ (એટલે પૃથ્વીતત્વ પચાસ પળ રહીને પછી જળ, અગ્નિ, વાયુ, આકાશતત્વ વહે) એમ તત્વો બદલ બદલ થાય કરે છે.

### તત્વમાં કરવાનાં કાર્યો.

तत्वाभ्यां भूजलाभ्यां स्याच्छांते कार्ये फलोन्नतिः ॥
दीप्तास्थिरादिके कृत्ये तेजो वाय्वंबरैः शुभम् ॥१० ॥

પૃથ્વી અને જળતત્વમાં શાંતિ શીતળ (ધીરે ધીરે કરવા યોગ્ય) કાર્યો કરતાં ફળની પ્રાપ્તિ થાય છે, અને અગ્નિ, વાયુ ને આકાશતત્વમાં તીવ્ર, તેજસ્વી અને અસ્થિર કાર્ય કરવાં લાભકારક થાય છે.

## તત્વોનું ફળ.

जीवितव्ये जये लाभे सस्योत्पत्तौ च वर्षणे ॥
पुत्रार्थे युद्धप्रश्ने च गमनागमने तथा ॥ ११ ॥
पृथ्व्यप्तत्वे शुभे स्यातां वह्निवातौ च नो शुभौ ॥
अर्थसिद्धिस्थिरोर्व्या तु शीघ्रमम्भासि निर्दिशेत् ॥ १२ ॥

જીવિતવ્ય, જય, લાભ, વર્ષાત, ધાન્યની ઉત્પત્તિ, પુત્રપ્રાપ્તિ, યુદ્ધ, ગમન, આગમન, વિગેરેના પ્રશ્ન વખતે જો પૃથ્વી કે જળતત્વ હોય તો શ્રેયકારી અને જો વાયુ, અગ્નિ કે આકાશતત્વ હોય તો શ્રેયકારી ન સમજવા. વળી અર્થસિદ્ધિ કે સ્થિરકાર્યમાં પૃથ્વીતત્વ અને શીઘ્ર (ઉતાવળથી કરવા યોગ્ય) કાર્યમાં જળતત્વ શ્રેયકારી સમજવા.

## ચંદ્રનાડી વહેતે કરવા યોગ્ય કાર્યો.

पूजाद्रव्योर्जनोद्वाहे दूर्गादि सरिदागमे ॥
गमनागमने जीविते च, गृहे क्षेत्रादि संग्रहे ॥ १३ ॥
क्रयविक्रयणे वृष्टौ, सेवा कृषी द्विषज्जये ॥
विद्यापट्टाभिषेकादौ, शुभेऽर्थे च शुभः शशी ॥ १४ ॥

દેવપૂજન, દ્રવ્યોપાર્જન, વ્યાપાર, લગ્ન, રાજ્યદીક્ષા લેવા, નદી ઉતરવી, જવા આવવાના પ્રશ્ન, જીવિતના પ્રશ્ન, ઘર ક્ષેત્ર લેવાં બાંધવાં, કોઈ વસ્તુ લેવા વેચવાનાં પ્રશ્ન, વર્ષા આવવાનાં પ્રશ્ન, નોકરી, ખેતીવાડી, શત્રુજય, વિદ્યાભ્યાસ, પટ્ટાભિષેક પદપ્રાપ્તિ એવાં શુભકાર્યો વખતે ચંદ્રનાડી વહેતી હોય તો લાભકારી સમજવી.

प्रश्ने प्रारंभणे चापि कार्याणां वामनाशिका ॥
पूर्णा वायोः प्रवेशश्चेत्तदासिद्धिरसंशयः ॥ १५ ॥

કોઈપણ કાર્યનો પ્રારંભ કરતાં કે પ્રશ્ન કરતાં જો પોતાની ચંદ્રનાડી વહેતી હોય કે વામ (ડાબી) નાશિકામાં પવન પ્રવેશ કરતો હોય તો તે કાર્યની તત્કાળ સિદ્ધિજ સમજવી.

## સૂર્યનાડી વહેતે કરવાં યોગ્ય કાર્યો.

बद्धानां रोगमुक्तानां । प्रभ्रष्टानां निजात्पदात् ॥
प्रश्नैर्युद्धविधौ वैरि । संगमे सहसा भये ॥ १६ ॥
स्नाने पाने शने, नष्टान्वेषपुत्रार्थ मैथुने;
विवादे दारुणेर्थे च, सूर्यनाडी प्रशस्यते ॥ १७ ॥

કેદમાં પડવાનાં, રોગીનાં, પોતાનાં પદ ખોવામાં, ભ્રષ્ટ થવામાં, યુદ્ધ કરવામાં, શત્રુને મળવામાં, અકસ્માત્ ભયમાં, સ્નાન કરવામાં, પાણી પીવામાં, ભોજન કરવામાં, ગઈ વસ્તુ ખોળવામાં, દ્રવ્ય સંગ્રહમાં, પુત્રને વાસ્તે મૈથુન કરવામાં, વિવાદ કરવામાં, કષ્ટ પામવામાં, એટલાં કામે સૂર્યનાડી સારી સમજવી.

કેટલાક આચાર્યો એમ પણ કહે છે કેઃ-

विद्यारंभे च दीक्षायां, शस्त्राभ्यासविवादयो;
राजदर्शनगीतादौ, मंत्रतंत्रादि साधने. १८ ( सूर्यनाडी शुभा )

વિદ્યારંભ, દીક્ષા, શસ્ત્રાભ્યાસ, વિવાદ, રાજદર્શન, ગાયનારંભ, મંત્ર, તંત્ર, યંત્રાદિ સાધનમાં સૂર્યનાડી સારી.

## સૂર્ય ચંદ્રનાડીમાં વિશેષ કરવા યોગ્ય કાર્યો.

दक्षिणे यदि वा वामे, यत्र वायु निरंतरं;
तं पादमग्रतः कृत्वा, निःसरेन्निजमंदिरात् ॥ १९ ॥

ડાબી નાશિકાનો પવન ચાલતો હોય તો ડાબો પગ, અને જમણી નાશિકાનો પવન ચાલતો હોય તો જમણો પગ પ્રથમ ઉપાડી કાર્યે પ્રવર્તે તો તે અવિલંબથી સિદ્ધજ થાય છે.

अधर्मण्यरि चौराद्या विग्रहोत्पातिनोऽपि चः
शून्यांगे स्वस्य कर्त्तव्याः सुखलाभजयार्थिभिः ॥ २० ॥

અધર્મી, પાપી, ચોર, દુષ્ટ, વૈરી અને લડાઇ કરનારને શૂન્યાંગ (ડાબા) કરવાથી પોતાને સુખ, લાભ અને જયની પ્રાપ્તિ થાય છે.

स्वजनस्वामिगुर्वाद्या ये चान्ये हितचिंतकाः;
जीवांगे ते ध्रुवं कार्या, कार्यसिद्धिमभीप्सुभिः ॥ २१ ॥

સ્વજન, સ્વામી, ગુરૂ, માતા, પિતા, પ્રમુખ જે આપણા હિતચિંતક હોય તેમને જમણી તરફ રાખવાથી જય, સુખ અને લાભની પ્રાપ્તિ થાય છે.

प्रविशत्पवनापूर्णः नाशिका पक्षमाश्रितं;
पादं शय्योत्थितो दद्यात्प्रथमं पृथिवीतले ॥ २२ ॥

શુકલપક્ષ હોય કે કૃષ્ણપક્ષ હોય પણ દક્ષિણ કે વામ (જમણી કે ડાબી) જે નાશિકા પવનથી ભરાઇ પૂર્ણ થતી હોય તેજ પગ ધરતી ઉપર મૂકીને શય્યામાંથી ઉઠવું.

ઉપર બતાવેલી રીતિ પ્રમાણે નિદ્રા તજીને શ્રાવક અત્યંત બહુમાનથી પરમ-મંગળકારી નવકારમંત્ર મનમાં સ્મરણ કરે (ગણે). કહ્યું છે કેઃ-

## નવકાર ગણવાના સ્થાન વિષે.

परमिट्ठि चिंतणं माणसंमि । सिज्जागएणक्कायव्वं ॥
सूत्ताविणय सवित्ती । निवारिया होइ एवंतु ॥ १ ॥

શય્યામાં બેઠે થકે નવકારમંત્ર ગણવો હોય તો, સુત્રનો અવિનય નિવારવાને માટે મનમાંજ ચિંતવનરૂપે ગણવો.

કેટલાક આચાર્ય તો એમ કહે છે કે, કોઇપણ એવી અવસ્થા નથી, કે જેમાં નવકારમંત્ર ગણવાનો અધિકાર ન હોય, માટે (એમ માનીને) જ્યારે ત્યારે વગર

અચકાયે નવકારનો પાઠ કરવો શ્રેયકારી છે. (આવા બે મત પહેલા પંચાશકની વૃત્તિમાં લખેલા છે,)

શ્રાધ્ધદિનકૃત્યમાં તો એમ કહ્યું છે કે:—

सिज्जा ठाणं पमत्तुणं चिठ्ठिज्जा धरणितले ॥
भाववंधुजगन्नाहं नमुक्कारं तओ पढे ॥ २ ॥

શય્યા સ્થાનકને મૂકી દઇ પવિત્ર ભૂમિપર બેસીને પછી ભાવધર્મબંધુ જગન્નાથ નવકારમંત્ર ભણવો.

યતિદિનચર્યામાં વળી એમ લખેલું છે કે:—

जामिणि पच्छिम जामे । सव्वे जग्गंति बालवुड्ढाई ॥
परमिट्ठि परम मंतं । भणंति सत्तठ्ठ वाराओ ॥ ३ ॥

રાત્રિના પાછલા પહોરે બાળ વૃધ્ધ વિગેરે સર્વ લોકો જાગે છે ત્યારે પરમેષ્ઠી પરમમંત્રને સાત આઠ વાર ભણે (ગણે).

## નવકાર ગણવાની રીતિ.

મનમાં નવકારમંત્રને સંભારતો સૂતો ઉઠી પલ્યંક (પલંગ) વિગેરેથી નીચે ઉતરી પવિત્ર ભૂમિએ ઉભો રહીને કે પદ્માસન વિગેરે આસને અથવા જેમ સુખે બેસી શકાય એવા સુખાસને બેસીને પૂર્વ અગર ઉત્તર દિશાએ જિનપ્રતિમા કે સ્થાપનાચાર્યની સન્મુખ મનની એકાગ્રતા રાખવા નિમિત્તે કમળબંધે કરી (ધારણા કરી) ને નવકાર ગણવો.

## કમળબંધ (નવકારનો) જાપ કરવાની રીત.

અષ્ટદળ કમળ (આઠ પાંખડીવાળાં કમળ)ની કલ્પના હૃદય ઉપર કરે, તેમાં વચલી કર્ણિકા ઉપર "નમો અરિહંતાણં" પદ સ્થાપન કરે (ધ્યાય). પૂર્વાદિ ચાર દિશામાં "નમો સિદ્ધાણં, નમો આયરિઆણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વસાહૂણં" એ પદો સ્થાપે અને ચાર ચૂળિકાનાં પદો "એસો પંચ નમુક્કારો, સવ્વ પાવ પ્પણાસણો, મંગલાણંચ સવ્વેસિં, પઢમં હવઈ મંગલ" ચાર કોણ (વિદિશા)માં સ્થાપીને ગણે (ધ્યાયે). એવી રીતે ગણવાથી કમળબંધ જાપ કર્યો કહેવાય છે.

શ્રી હેમચંદ્રાચાર્યે યોગશાસ્ત્રના અષ્ટમ પ્રકાશમાં પણ ઉપર પ્રમાણેજ બતાવી એટલું વિશેષ કહેલું છે કે,

त्रिशुध्ध्या चिंतयन्नस्य शतमष्टोत्तरं मुनिः;
भुंजानोऽपि लभेतैव चतुर्थतपसः फलं.

મન, વચન, કાયાની એકાગ્રતાથી જે મુનિ એ નવકારનો એકસો આઠ વાર જાપ કરે તો તે ભોજન કરતાં છતાં પણ ચોથભક્ત (ઉપવાસ) તપનું ફળ પામે.

કર આવર્ત્ત "નંદાવર્ત્ત"ને આકારે અને "શંખાવર્ત્ત"ને આકારે* કરે તો તેથી વાંચ્છિત સિદ્ધિ વિગેરે ઘણા લાભ થાય છે. કહ્યું છે કેઃ—

कर आवर्तेजो पंचमंगलं, साहूपडिम संखाए;
नववारा आवत्तइ, छलंति नो तं पिसायाई.

કર આવર્ત્તે (આંગુલીથી) નવકારને બારની સંખ્યાથી નવવાર ગણે તેને પિશાચાદિક છળી શકે નહીં.

શંખાવર્ત્ત, નંદાવર્ત્ત, વિપરીતાક્ષર, વિપરીત પદ, અને વિપરીત નવકાર લક્ષવાર ગણે તો બંધન, શત્રુભય પ્રમુખ કષ્ટ સત્વર જાય છે.

જેનાથી કરજાપ ન થઇ શકે તેણે સૂતર, રત્ન, રૂદ્રાક્ષ, ચંદન, ચાંદી, સોના વિગેરેની જપમાળા પોતાના હૃદય પાસે (સમશ્રેણીયે) રાખી શરીરને કે પહેરેલાં વસ્ત્રને નહીં સ્પર્શતાં, તેમજ મેરૂને નહીં ઉલ્લંઘન કરતે જપવાથી મહાલાભ થાય છે. કહ્યું છે કેઃ—

अंगुल्यग्रेण यज्जप्तं, यज्जप्तं मेरुलंघने;
व्यग्रचित्तेन यज्जप्तं, तत्प्रायोल्पफलं भवेत् ॥ १ ॥

આંગુળીના અગ્રભાગથી, મેરૂ ઉલ્લંઘન કરવાથી, અને વ્યગ્રચિત્તથી જે નવકાર-મંત્રનો જાપ કરે તેને તો પ્રાયે અલ્પ ફળ થાય છે.

संकुलाद्विजने भव्य। सशब्दात्मौनवान् शुभः ॥
मौनजान्मानसः श्रेष्ठो। जापः श्लाघ्यपरः परः ॥ २ ॥

ઘણાં માણસ વચ્ચે બેસી જાપ કરવા કરતાં એકાંતે કરવો શ્રેયકારી છે. બોલતાં જાપ કરવા કરતાં મૌનજાપ કરવો શ્રેયકારી છે. અને મૌનજાપ કરવા કરતાં મનમાં જાપ કરવો શ્રેયસ્કર છે. એમ એક એકથી અધિક ફળદાયી છે.

जापश्रांतो विशेद्ध्यानं। ध्यानश्रांतो विशेज्जपं ॥
द्वाभ्यां श्रांतः पठेत्स्तोत्र। मित्येवंगुरुभिः स्मृतं ॥ ३ ॥

જાપ કરતાં થાકે તો ધ્યાન કરે, ધ્યાન કરતાં થાકે તો જાપ કરે, અને બન્નેથી થાકે તો સ્તોત્ર ગણે એમ ગુરૂ શિખવે છે.

### ત્રણ પ્રકારના જાપ.

શ્રીપાદલિપ્ત સૂરિ મહારાજે કરેલી પ્રતિષ્ઠાપદ્ધતિમાં કહ્યું છે કેઃ—

જાપ ત્રણ પ્રકારના છે. ૧ માનસજાપ, ૨ ઉપાંસુજાપ, ૩ ભાષ્યજાપ. માનસજાપ એટલે મૌનપણે પોતાના મનમાંજ વિચારણારૂપ (પોતાનો આત્માજ જાણી શકે એવો) જાપ, ઉપાંસુ જાપ એટલે બીજો કોઈ સાંભળી ન શકે પણ અંતર્જલ્પરૂપ (અંદરથી બોલતો હોય એવો) જાપ, અને ભાષ્યજાપ એટલે બીજા બધા સાંભળી શકે એવો જાપ. આ ત્રણ પ્રકારના જાપમાં ભાષ્યથી ઉપાંસુ અધિક અને ઉપાંસુથી માનસ અધિક

* નંદાવર્ત્ત અને શંખાવર્ત આકારની રીતિ લખેલી ન હોવાથી અહિંયાં લખી નથી. તેમજ તે જાણવાને અમને બીજો ગ્રંથ મળી આવ્યો નથી માટે ખપીપુરૂષે ગીતાર્થથી અગર અન્ય ગ્રંથથી ધારી લેવી.

છે. એવીજ રીતે તે શાંતિક, પુષ્ટિક, આકર્ષણાદિક કાર્યોની સિદ્ધિ કરાવે છે. માનસજાપ યત્નસાધ્ય (ઘણા પ્રયાસથી સાધી શકાય એવો) છે, અને ભાષ્યજાપ સંપૂર્ણ ફળ આપી શકતો નથી માટે ઉપાંસુજાપ સહેલાઇથી બની શકે એવો હોવાને લીધે તેમાં (તે કરવામાં) ઉદ્યમ કરવો શ્રેયકારી છે.

## અનુપૂર્વી ( ટીપ ) ગણવાનું ફળ.

નવકારની પાંચપદની કે નવપદની અનુપૂર્વી (ટીપ) ચિત્તની એકાગ્રતા રાખવા માટે સાધનભૂત હોવાથી ગણવી. તેમાં પણ વળી એક એક અક્ષરની પદની અનુપૂર્વી (ટીપ) ગણવી કહેલી છે. યોગપ્રકાશના આઠમા પ્રકાશમાં કહેલું છે કેઃ—

गुरुपंचकनामोथ्या । विद्यास्यात्षोडशाक्षरा ॥
जपन् शतद्वयं तस्या । श्चतुर्थस्याप्नुयात्फलं ॥ १ ॥

"અરિહંત, સિદ્ધ, આયરિય, ઉવઝાય, સાહૂ," એ સોળ અક્ષરની વિદ્યા બસેંવાર જપે તો ચોથભક્ત (એક ઉપવાસ)નું ફળ પામે છે.

शतानि त्रीणि षड्वर्णं । चत्वारिंश्चतुरक्षरं ॥
पंचवर्णजपन् योगी । चतुर्थफलमश्नुते ॥ २ ॥

"અરિહંત, સિદ્ધ" એ છ અક્ષરનો મંત્ર ત્રણસેંવાર અને "અસિઆઉસા" એ પાંચ અક્ષરનો પંચ પરમેષ્ઠીના પ્રથમાક્ષરરૂપ મંત્ર, અને "અરિહંત" એ ચાર અક્ષરનો મંત્ર ચારસેં વાર ગણનારો યોગી (મુની) ચતુર્થ (એક ઉપવાસ)નું ફળ પામે છે.

प्रवृत्तिहेतुरेवैत । दमापां कथितं फलं ॥
फलं स्वर्गापवर्गं च । क्ददाति परमार्थतः ॥ ३ ॥

નવકારમંત્ર ગણવો એ ભક્તિનો હેતુ છે અને તેનું સામાન્યથી સ્વર્ગફળ ગણાવ્યું છે પણ ખરું ફળ તો આચાર્યો મોક્ષનુંજ બતાવે છે.

## પાંચ અક્ષરનો મંત્ર ગણવાનો વિધિ.

नाभिपद्मे स्थितं ध्यायेदकारं । विश्वतोमुखं ॥
सिवर्णं मस्तकांभोजे । आकारं वदनांबुजे ॥ ४ ॥

નાભિકમળમાં સ્થાપેલા 'અ' કારને ધ્યાવો, મસ્તકરૂપ કમળમાં વિશ્વમાં મુખ્ય એવા 'સિ' અક્ષરને ધ્યાવો, અને મુખરૂપ કમળમાં 'આ' કારને ધ્યાવો.

उकारं हृदयांभोजे । साकारं कंठपंजरे ॥
सर्वकल्याणकारीणि । बीजान्यन्यापि समरेत् ॥ ५ ॥

હૃદયરૂપ કમળમાં 'ઉ' કાર ચિંતવવો અને કંઠ ઉપર 'સા' કાર ચિંતવવો. સર્વ કલ્યાણકારી બીજા 'સર્વ સિદ્ધેભ્યઃ નમઃ' એવા પણ મંત્રાક્ષર સ્મરણ કરવા.

मंत्रः प्रणवपूर्वोयं । फलमैहिकमिच्छुभिः ॥
ध्येयः प्रणवहीनस्तु । निर्वाणपदकांक्षिभिः ॥ ६ ॥

આલોકના ફળની વાંચ્છા રાખનાર સાધકપુરૂષે નવકારમંત્રની આદિમાં 'ૐ' અક્ષર ઉચ્ચાર કરવો અને મોક્ષપદની આકાંક્ષા રાખનારે તે (ૐકાર) બોલવો નહીં.

एवं च मंत्रविद्यानां । वर्णेषु च पदेषु च ॥
विश्लेपः क्रमशः । कुर्या लक्ष्यभावोपपत्तये ॥ ७ ॥

એવી રીતે મંત્રના વર્ણમાં અને પદમાં ફેરફાર અરિહંતાદિકના ધ્યાનમાં લીન થવા માટે કરવો ઘટે તો કરવો.

જાપાદિક કરવાથી મહાલાભની પ્રાપ્તિ થાય છે કહેલુંજ છે કેઃ–

पूजाकोटिसमं स्तोत्रं, स्तोत्रकोटिसमो जपः ॥
जपकोटिसमं ध्यानं, , ध्यानकोटिसमो लयः ॥ १ ॥

પૂજા કરતાં ક્રોડ ઘણો લાભ સ્તોત્ર ગણવામાં, સ્તોત્રથી ક્રોડ ગણો લાભજાપ કરવામાં, જાપથી ક્રોડ ગણો લાભ ધ્યાનમાં અને ધ્યાનથી ક્રોડ ગણો વધારે લાભ લય (લીન થવા)માં છે.

ધ્યાન ઠરાવવા માટે જ્યાં જિનેશ્વર ભગવાનનાં જન્મકલ્યાણક થયાં હોય તે રૂપ તીર્થ સ્થાન તથા હરકોઈ સ્થાન કે જ્યાં ધ્યાન સ્થિર થાય એવા એકાંત સ્થાનકે જઈ ધ્યાન કરવું.

એમજ ધ્યાન શતકમાં કહેલું છે કેઃ–"ધ્યાનના સમયે સાધુ પુરૂષે નિશ્ચયથી ખરેખર સ્ત્રી, પશુ, નપુંસક, કુશીળ (વેશ્યા, રંડા, નટ, વિટ, લંપટ) વર્જિત એકાંત સ્થાનનો આશ્રય લેવો. જેણે યોગ સ્થિર કીધા છે એવા નિશ્ચળ મનવાળા મુનિએ જેમાં ઘણાં લોક ધ્યાન કરતા હોય એવાં ગામ, અટવી, (રણ) વન, અને શૂન્ય સ્થાનક જે ધ્યાન કરવાં યોગ્ય હોય તેનો આશ્રય લેવો. જ્યાં પોતાના મનની સ્થિરતા થતી હોય, યોગ* સ્થિર રહેતા હોય, વળી જ્યાં ઘણા જીવોનો ઘાત થતો ન હોય એવા સ્થાને રહીને ધ્યાન કરવું. ધ્યાન કરવાનો વખત પણ એજ છે કે, જે વખતે પોતાનો યોગ સ્થિર રહે, બાકી ધ્યાન કરનારને મનની સ્થિરતા રાખવા માટે રાત્રિ દિવસનો કાંઈ કાળ નિયમ નથી. શરીરની જે અવસ્થાયે જિનેશ્વર ભગવાનનું ધ્યાન કરી શકાય એમ હોય તે અવસ્થામાં ધ્યાન કરવું, સુતા, બેઠા કે ઉભાનો કાંઈ ખરેખરો નિયમ નથી. દેશ, કાળની ચેષ્ટાથી સર્વે અવસ્થાયે મુનિઓ ઉત્તમ કેવળ જ્ઞાનાદિકનો લાભ કરી પાપ રહિત થયા, માટે ધ્યાન કરવામાં દેશ કાળનો કાંઈ ખરેખર નિયમ નથી. જ્યાં જે સમયે ત્રિકરણ યોગ સ્થિર ત્યાં તે વખતે ધ્યાનમાં વર્ત્તવું શ્રેયસ્કર છે."

## નવકાર મહિમા ફળ.

વળી નવકાર મંત્ર આલોક અને પરલોક એમ બન્ને લોકમાં અત્યંત ઉપકારી છે. મહાનિશીથ સૂત્રમાં કહેલું છે કેઃ–

नासेइ चोर सावय, विसहर जल जलण बंधण भयाइं ॥
चिंतिज्जंतो रक्खस, रण राय भयाई भावेण ॥ १ ॥

ભાવથી નવકાર ગણતાં ચોર, સિંહ, સર્પ, પાણી, અગ્નિ, બંધન, રાક્ષસ, સંગ્રામ, રાજ પ્રમુખ ભય જતા રહે છે.

* યોગ—મનથી, વચનથી અને કાયાથી એમ ત્રણ પ્રકારે છે.

છે. એવીજ રીતે તે શાંતિક, પુષ્ટિક, આકર્ષણાદિક કાર્યોની સિદ્ધિ કરાવે છે. માનસજાપ યત્નસાધ્ય (ઘણા પ્રયાસથી સાધી શકાય એવો) છે, અને ભાષ્યજાપ સંપૂર્ણ ફળ આપી શકતો નથી માટે ઉપાંસુજાપ સહેલાઇથી બની શકે એવો હોવાને લીધે તેમાં (તે કરવામાં) ઉદ્યમ કરવો શ્રેયકારી છે.

## અનુપૂર્વી ( ટીપ ) ગણવાનું ફળ.

નવકારની પાંચપદની કે નવપદની અનુપૂર્વી (ટીપ) ચિત્તની એકાગ્રતા રાખવા માટે સાધનભૂત હોવાથી ગણવી. તેમાં પણ વળી એક એક અક્ષરની પદની અનુપૂર્વી (ટીપ) ગણવી કહેલી છે. યોગપ્રકાશના આઠમા પ્રકાશમાં કહેલું છે કેઃ—

गुरुपंचकनामोत्था । विद्यास्यात् षोडशाक्षरा ॥
जपन् शतद्वयं तस्या । श्चतुर्थस्याप्नुयात्फलं ॥ १ ॥

"અરિહંત, સિદ્ધ, આયરિય, ઉવજ્ઝાય, સાહૂ," એ સોળ અક્ષરની વિદ્યા બસેંવાર જપે તો ચોથભક્ત (એક ઉપવાસ)નું ફળ પામે છે.

शतानि त्रीणि षड्वर्णं । चत्वारिंश्चतुरक्षरं ॥
पंचवर्णजपन् योगी । चतुर्थफलमश्नुते ॥ २ ॥

"અરિહંત, સિદ્ધ" એ છ અક્ષરનો મંત્ર ત્રણસેંવાર અને "અસિઆઉસા" એ પાંચ અક્ષરનો પંચ પરમેષ્ઠીના પ્રથમાક્ષરરૂપ મંત્ર, અને "અરિહંત" એ ચાર અક્ષરનો મંત્ર ચારસેં વાર ગણનારો યોગી (મુની) ચતુર્થ (એક ઉપવાસ)નું ફળ પામે છે.

प्रवृत्तिहेतुरेवैत । दमापां कथितं फलं ॥
फलं स्वर्गापवर्गं च । वदाति परमार्थतः ॥ ३ ॥

નવકારમંત્ર ગણવો એ ભક્તિનો હેતુ છે અને તેનું સામાન્યથી સ્વર્ગફળ ગણાવ્યું છે પણ ખરૂં ફળ તો આચાર્યો મોક્ષનુંજ બતાવે છે.

## પાંચ અક્ષરનો મંત્ર ગણવાનો વિધિ.

नाभिपद्मे स्थितं ध्यायेदकारं । विश्वतोमुखं ॥
सिवर्णं मस्तकांभोजे । आकारं वदनांबुजे ॥ ४ ॥

નાભિકમળમાં સ્થાપેલા 'અ' કારને ધ્યાવો, મસ્તકરૂપ કમળમાં વિશ્વમાં મુખ્ય એવા 'સિ' અક્ષરને ધ્યાવો, અને મુખરૂપ કમળમાં 'આ' કારને ધ્યાવો.

उकारं हृदयांभोजे । साकारं कंठपंजरे ॥
सर्वकल्याणकारीणि । वीजान्यन्यापि समरेत् ॥ ५ ॥

હૃદયરૂપ કમળમાં 'ઉ' કાર ચિંતવવો અને કંઠ ઉપર 'સા' કાર ચિંતવવો. સર્વ કલ્યાણકારી બીજા 'સર્વ સિદ્ધેભ્યઃ નમઃ' એવા પણ મંત્રાક્ષર સ્મરણ કરવા.

मंत्रः प्रणवपूर्वोयं । फलमैहिकमिच्छुभिः ॥
ध्येयः प्रणवहीनस्तु । निर्वाणपदकांक्षिभिः ॥ ६ ॥

આલોકના ફળની વાંચ્છા રાખનાર સાધકપુરૂષે નવકારમંત્રની આદિમાં 'ૐ' અક્ષર ઉચ્ચાર કરવો અને મોક્ષપદની આકાંક્ષા રાખનારે તે (ૐકાર) બોલવો નહીં.

एवं च मंत्रविद्यानां । वर्णेषु च पदेषु च ॥
विश्लेषः क्रमशः । कुर्या लक्ष्यभावोपपत्तये ॥ ७ ॥

એવી રીતે મંત્રના વર્ણમાં અને પદમાં ફેરફાર અરિહંતાદિકના ધ્યાનમાં લીન થવા માટે કરવો ઘટે તો કરવો.

જાપાદિક કરવાથી મહાલાભની પ્રાપ્તિ થાય છે કહેલુંજ છે કેઃ–

पूजाकोटिसमं स्तोत्रं, स्तोत्रकोटिसमो जपः ॥
जपकाटिसमं ध्यानं, , ध्यानकोटिसमो लयः ॥ १ ॥

પૂજા કરતાં ક્રોડ ઘણો લાભ સ્તોત્ર ગણવામાં, સ્તોત્રથી ક્રોડ ગણો લાભજાપ કરવામાં, જાપથી ક્રોડ ગણો લાભ ધ્યાનમાં અને ધ્યાનથી ક્રોડ ગણો વધારે લાભ લય (લીન થવા)માં છે.

ધ્યાન ઠરાવવા માટે જ્યાં જિનેશ્વર ભગવાનનાં જન્મકલ્યાણક થયાં હોય તે રૂપ તીર્થ સ્થાન તથા હરકોઈ સ્થાન કે જ્યાં ધ્યાન સ્થિર થાય એવા એકાંત સ્થાનકે જઈ ધ્યાન કરવું.

એમજ ધ્યાન શતકમાં કહેલું છે કેઃ–"ધ્યાનના સમયે સાધુ પુરૂષે નિશ્ચયથી ખરેખર સ્ત્રી, પશુ, નપુંસક, કુશીળ (વેશ્યા, રંડા, નટ, વિટ, લંપટ) વર્જિત એકાંત સ્થાનનો આશ્રય લેવો. જેણે યોગ સ્થિર કીધા છે એવા નિશ્ચળ મનવાળા મુનિએ જેમાં ઘણાં લોક ધ્યાન કરતા હોય એવાં ગામ, અટવી, (રણ) વન, અને શૂન્ય સ્થાનક જે ધ્યાન કરવાં યોગ્ય હોય તેનો આશ્રય લેવો. જ્યાં પોતાના મનની સ્થિરતા થતી હોય, યોગ* સ્થિર રહેતા હોય, વળી જ્યાં ઘણા જીવોનો ઘાત થતો ન હોય એવા સ્થાને રહીને ધ્યાન કરવું. ધ્યાન કરવાનો વખત પણ એજ છે કે, જે વખતે પોતાનો યોગ સ્થિર રહે, બાકી ધ્યાન કરનારને મનની સ્થિરતા રાખવા માટે રાત્રિ દિવસનો કાંઈ કાળ નિયમ નથી. શરીરની જે અવસ્થાયે જિનેશ્વર ભગવાનનું ધ્યાન કરી શકાય એમ હોય તે અવસ્થામાં ધ્યાન કરવું, સુતા, બેઠા કે ઉભાનો કાંઈ ખરેખરો નિયમ નથી. દેશ, કાળની ચેષ્ટાથી સર્વે અવસ્થાયે મુનિઓ ઉત્તમ કેવળ જ્ઞાનાદિકેનો લાભ કરી પાપ રહિત થયા, માટે ધ્યાન કરવામાં દેશ કાળનો કાંઈ ખરેખર નિયમ નથી. જ્યાં જે સમયે ત્રિકરણ યોગ સ્થિર ત્યાં તે વખતે ધ્યાનમાં વર્ત્તવું શ્રેયસ્કર છે."

## નવકાર મહિમા ફળ.

વળી નવકાર મંત્ર આલોક અને પરલોક એમ બન્ને લોકમાં અત્યંત ઉપકારી છે. મહાનિશીથ સૂત્રમાં કહેલું છે કેઃ–

नासेइ चोर सावय, विसहर जल जलण बंधण भयाइं ॥
चिंतिज्जंतो रख्खस, रण राय भयाइं भावेण ॥ १ ॥

ભાવથી નવકાર ગણતાં ચોર, સિંહ, સર્પ, પાણી, અગ્નિ, બંધન, રાક્ષસ, સંગ્રામ, રાજ પ્રમુખ ભય જતા રહે છે.

* યોગ—મનથી, વચનથી અને કાયાથી એમ ત્રણ પ્રકારે છે.

બીજા ગ્રંથોમાં પણ કહેલું છે કેઃ-"પુત્રાદિકના જન્મ વખતે પણ નવકાર ગણવો, કે જેથી તે નવકારના ફળથી રિદ્ધિવંત થાય, અને મરણ વખતે પણ નવકાર સંભળાવવો કે જેથી મરનાર જરૂર સદ્ગતિ જાય છે. આપદા વખતે પણ નવકાર ગણવો કે જેથી સેંકડો આપદાઓ ઉલ્લંઘન થાય છે (જતી રહે છે). ધનવંતે પણ નવકાર ગણવો કે જેથી તેની રિદ્ધિ વિસ્તાર પામે છે. નવકારનો એક અક્ષર સાત સાગરોપમનું પાપ દૂર કરે છે, નવકારના એક પદથી પચાસ સાગરોપમમાં કરેલાં પાપનો ક્ષય થાય છે, અને આખો નવકાર ગણવાથી પાંચસો સાગરોપમનું પાપ નાશ પામે છે. વિધિપૂર્વક જિનેશ્વર ભગવંતની પૂજા કરીને જે ભવ્ય જીવ એક લાખ નવકાર ગણે તો તે પ્રાણી વગર શંકાએ તીર્થંકર નામ ગોત્ર બાંધે. આઠ ક્રોડ આઠ લાખ આઠ હજાર આઠસેં આઠ (૮૦૮૦૮૮૦૮) નવકાર ગણે તે પ્રાણી ખરેખર ત્રીજે ભવે મોક્ષપદને પામે છે."

## નવકારથી થતા આલોકના ફળ ઉપર શિવકુમારનો દ્રષ્ટાંત.

જુગાર પ્રમુખ વ્યસનમાં આશકત થયેલા શિવકુમારને તેના પિતાએ મરણ પામતી વખતે શિખામણ દીધી કે, "ખરેખરો કષ્ટ પડે ત્યારે નવકાર ગણજે." પછી પિતાના મરણ પામ્યા બાદ તે પોતાના દુર્વ્યસનથી નિર્ધન થયો થકો કોઈક ધનાર્થી દુષ્ટ પરીણામવાળા ત્રિદંડી(યોગી)ના ભરમાવ્યાથી તેનો ઉત્તરસાધક બનીને કાળીચઉદશની રાત્રે તેની સાથે સ્મશાનમાં આવી હાથમાં ખડ્ગ લેઈ ત્યાં તે યોગીએ તૈયાર રાખેલ શબ (મડદા)ના પગને મસળતો હતો; તે વખતે પોતાના મનમાં ભય લાગતાં તે નવકારનું સ્મરણ કરવા લાગ્યો. બે ત્રણ વાર તે શબ ઉભું થઈ તેને મારવા આવ્યું પણ નવકાર મંત્રના પ્રભાવથી તેને મારી શક્યું નહીં. છેવટે ત્રીજી વારે તે શબે પેલા યોગીનોજ વધ કર્યો કે જેથી તે યોગીજ સુવર્ણ પુરૂષ બની ગયો, તેથી તેણે ઘણીક રિદ્ધિ મેળવી. તેવડે તે ઘણાં ધર્મકૃત્ય કરીને છેવટે સ્વર્ગે સીધાવ્યો. એ પ્રકારે નવકાર મંત્રના પ્રભાવથી આ શિવકુમાર જીવતો રહ્યો, અને મોટો ધનવાન બનીને ઘણા દેરાસર પ્રમુખ શુભ કૃત્યો કરીને છેવટે સ્વર્ગે ગયો. એમ જે પ્રાણી નવકાર મંત્રનું ધ્યાન સ્મરણ કરે તેને આલોકમાં ભય નડતા નથી.

## નવકારથી થતા પરલોકના ફળ ઉપર વડની સમળીનો દ્રષ્ટાંત.

ભરૂઅચ નગરી (ભરૂચ)ની પાસે આવેલા વનમાં વડના ઝાડ ઉપર બેઠેલી કોઈક સમળીને પારધીએ બાણથી વીંધી નાખી હતી તેને પાસે રહેલા કોઈક સાધુએ નવકાર સંભળાવ્યો તેથી તે મરણ પામ્યા પછી સિંહળ દેશના રાજાની માનવંતી પુત્રીપણે ઉત્પન્ન થઇ. તે તરૂણ અવસ્થા પામી તે વખતે એકદા તેને છીંક આવતાં પાસે રહેલા કોઇકે "નમો અરિહંતાણ" એવો ઉચ્ચાર કર્યો, જેથી તે રાજકુમારીને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તેથી તેણીયે પોતાના પિતાને કહી પાંચસો વાહાણ માલના ભરીને આવી ભરૂઅચ નગરીની પાસે આવેલા વનમાં તેજ વડના ઝાડ આગળ (જ્યાં પોતે મરણ પામી હતી ત્યાંજ) "સમળી વિહાર ઉદ્ધાર" એવા નામનું મુનિસુવ્રત સ્વામીનું મોટું દેવાલય કરાવ્યું. એમ જે પ્રાણી મરણ પામતી વખતે પણ નવકારનું સ્મરણ કરે છે તો તેને પરલોકમાં પણ સુખની ને ધર્મની પ્રાપ્તિ થાય છે.

તે માટે સુતા ઉઠીને તત્કાળ નવકાર મંત્રનું ધ્યાન કરવું શ્રેયસ્કર છે. વળી ધર્મ જાગરીકા કરવી (પાછલી રાત્રે વિચાર કરવો) તે પણ મહાલાભકારક છે. કહેલું છે કેઃ–

कोहं का मम जाइ, किं च कुलं देव याव के गुरुणा ॥
को महधम्मो केवा, अभिग्गहा का अवथ्था मे ॥ १ ॥
किमक्कडं किच्च मकिच्चसेसं, किं सक्कणिज्जंनसमायरामि ॥
किं मे परोपासइ किं च अप्पा, किं वा खलिअं न विवज्जयामि ॥ २ ॥

હું કોણ છું, શું મારી જાત છે, શું મારૂં કુળ છે, મારે દેવ કોણ છે; ગુરૂ કોણ છે, મારો ધર્મ શું છે, મારો અભિગ્રહ શું છે, મારી અવસ્થા શું છે, શું મારે કરવાનું છે, શું મારે કરવું નથી, શું મેં કીધું, શું મારે કરવાનું બાકી છે, કઈ કરણી કરી શકું એમ છું, શું નહીં કરી શકું, પાપી એવા મને શું જ્ઞાની દેખતા નથી? શું હું મારાં કરેલાં પાપને જાણતો નથી ? કે જેથી હું દૂર થવા કૃત્યો કરૂં (અર્થાત્ પાપનો નાશ કરવાનો મારે ઉદ્યમ કરવો યોગ્ય છે).

એમ દરરોજ સુતા ઉઠીને વિચાર કરવો. વળી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનો વિચાર કરવો તે આવી રીતેઃ–દ્રવ્યથી હું કોણ છું–નર છું. કે નારી છું; ક્ષેત્રથી હું કયા દેશમાં છું, કયા નગરમાં છું, કયા ગામમાં છું, પોતાના સ્થાનમાં છું કે પારકા સ્થાનમાં છું; કાળથી હમણાં રાત્રિ છે કે દિવસ છે; ભાવથી હું ધર્મી છું કે અધર્મી છું. આમ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનો વિચાર કરતાં જીવ સાવધાન થાય છે. પોતાનાં કરેલાં પાપ દોષ યાદ આવવાથી તેને તજવાની તથા પોતે ગ્રહણ કરેલા નિયમને પાલન કરવાની અને નવા ગુણ ઉપાર્જન કરવાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે, એમ કરતાં મહાલાભની પ્રાપ્તિ થાય છે. સંભળાય છે કે, આનંદ, કામદેવાદિક શ્રાવકો પણ પાછલી રાત્રે ધર્મ જાગરિકા કરતાં પ્રતિબોધ પામીને શ્રાવકની પડિમાં વહેવાની વિચારણા કરવાથી તેના લાભને પણ પામ્યા માટે "ધર્મ જાગરિકા" જરૂર કરવી. ધર્મ જાગરિકા કર્યા પછી જો પડિકમણું કરતો હોય તો તે કરે,* પડિકમણું ન કરતો હોય તેણે પણ ( "રાગ" તે મોહ, માયા, લોભથી ઉત્પન્ન થએલા તે) "કુસ્વપ્ન" અને ("દ્વેષ" એટલે જે ક્રોધ, માન; ઈર્ષા, વિષાદથી ઉત્પન્ન થએલા તે) "દુસ્વપ્ન" એ બન્ને પ્રકારનાં સ્વપ્નો અપમંગળીક હોવાથી એઓનું ફળ ટાળવા નિમિત્તે જાગ્રત થયા કે તત્કાળ કાયોત્સર્ગ જરૂર કરવો. તેમાં જો કુસ્વપ્ન (એટલે સ્વપ્નમાં સ્ત્રી સેવન કરી હોય એમ) દીઠું હોય તો એકસો આઠ શ્વાસોશ્વાસ પ્રમાણે કાયોત્સર્ગ કરવો; અને જો દુસ્વપ્ન (લડાઇ, ક્લેશ, વૈરિવિઘાતનું સ્વપ્ન) દીઠું હોય તો સો શ્વાસોશ્વાસ પ્રમાણે કાયોત્સર્ગ કરવો. વ્યવહારભાષ્યમાં કહેલું છે કેઃ–"સ્વપ્નમાં ૧ જીવઘાત કીધો હોય, ૨ અસત્ય બોલ્યા હોય, ૩ ચોરી કીધી હોય, ૪ પરિગ્રહ ઉપર મમતા કીધી હોય એવાં સ્વપ્ન દીઠાં હોય અથવા અનુમોદ્યાં હોય તો એકસો શ્વાસોશ્વાસ પ્રમાણે કાયોત્સર્ગ કરવો; અને સ્ત્રી સેવન કીધું હોય કે અનુમોદન કીધું હોય તો એકસો આઠ પ્રમાણે કાયોત્સર્ગ કરવો.

---

* પડિકમણાનો વિધિ આ ગ્રંથમાં આગળ કહેવામાં આવશે.

## કાયોત્સર્ગ કરવાની રીતિ.

"ચંદેસુ નિમ્મલયરા"સુધી એક લોગસ્સના પચીસ શ્વાસોશ્વાસ ગણાય છે. એવા ચાર લોગસ્સનો કાર્યોત્સર્ગ કરવાથી એકસો શ્વાસોશ્વાસનો કાયોત્સર્ગ કર્યો ગણાય છે. "એકસો આઠ શ્વાસોશ્વાસનો કાયોત્સર્ગ કરવો હોય તો લોગસ્સ ચારે વાર પૂરા ગણવાથી થાય છે."

બીજી રીતિઃ—મહાવ્રત દશવૈકાલિક પ્રતિબદ્ધ છે, તેનું કાયોત્સર્ગમાં ધ્યાન કરે, કેમકે તેનું પણ પ્રાયે પચીશ શ્લોકનું માન છે તે કહેવા; અથવા હરકોઈ પણ સઝાય કરવા યોગ્ય પચીશ શ્લોકનું ધ્યાન કરે એ પ્રમાણે દશવિકાળિકની વૃત્તિમાં લખેલ છે. પહેલા પંચાસકની વૃત્તિમાં તો એમ લખેલું છે કે, કદાચિત્ મોહના ઉદયથી સ્રી સેવવારૂપ કુસ્વપ્ન આવ્યું હોય તો તત્કાળ ઉઠીને ઈર્યાવહી પડિકમીને એકસો આઠ શ્વાસોશ્વાસ પ્રમાણે કાયોત્સર્ગ કરવો. એમ એકવાર કાયોત્સર્ગ કરે છે તે પણ બહુ નિદ્રાદિક પ્રમાદમાં થયેલ હોવાથી બીજી વાર પ્રતિક્રમણ કરવા વખતે પહેલાંથી કાયોત્સર્ગ કરવો શ્રેયસ્કર છે. કદાપિ દિવસે સુતાં થકાં જો કુસ્વપ્ન થયું હોય તોપણ કાયોત્સર્ગ કરવો સંભવે છે; પણ તેજ વખતે કરવો કે સંધ્યાના પ્રતિક્રમણ વખતે કરવો તેનો નિર્ણય કોઈ ગ્રંથમાં ન દેખાવાથી (લખ્યો નથી તે) બહુશ્રુતોને પૂછી લેવો.

વિવેક વિલાસમાં તો વળી સ્વપ્ન વિચાર વિષે એમ લખેલું છે કેઃ—

## સ્વપ્ન વિચાર.

"સારૂં સ્વપ્ન દેખીને ( દેખવામાં આવ્યા) પછી સુવું નહીં ને દિવસ ઉગ્યા પછી ઉત્તમ ગુરૂની પાસે જઈને સ્વપ્ન કહેવું; અને નઠારૂં સ્વપ્ન દેખીને પાછું તરત સુઇ જવું ને તે કોઇને પણ કહેવું નહીં. સમધાતુ (વાયુ, પિત્ત, કફ એ ત્રણે જેને બરોબર) હોય, પ્રશાંત (શીતળ પરીણામી) હોય, ધર્મ પ્રિય હોય, નીરોગી હોય, જીતેંદ્રિ હોય, એવા પુરૂષને સારાં કે નઠારાં સ્વપ્નો ફળ આપે છે. ૧ અનુભવેલું હોય તેથી, ૨ સાંભળેલું હોય તેથી, ૩ દીઠેલું હોય તેથી, ૪ પ્રકૃતિના બદલાવાથી, ૫ સ્વભાવથી, ૬ ઘણી ચિંતાથી, ૭ દેવના પ્રભાવથી, ૮ ધર્મના મહિમાથી, ૯ પાપની અધિકતાથી, એમ નવ પ્રકારના સ્વપ્ન આવે છે. આ નવ પ્રકારનાં સ્વપ્નોમાંથી પહેલાંનાં છ પ્રકારનાં શુભ હોય કે અશુભ હોય પણ તે બધાં નિરર્થક સમજવાં અને પાછળના ત્રણ પ્રકારનાં સ્વપ્નો ફળ આપે છે. રાત્રીના પહેલા પ્રહારે સ્વપ્ન દીઠું હોય તો બાર માસે ફળ આપે; બીજે પ્રહારે દીઠું હોય તો છ માસે ફળ આપે; ત્રીજે પ્રહારે દીઠું હોય તો ત્રણ માસે ફળ આપે; અને ચોથે પ્રહારે દીઠું હોય તો એક માસે ફળ આપે છે. પાછલી બે ઘડી રાત્રે સ્વપ્ન દીઠું હોય તો ખરેખર દશ દિવસમાં ફળ આપે, અને સૂર્યોદય વખતે દીઠું હોય તો તત્કાળ ફળ આપે. ઘણાં સ્વપ્ન દીઠાં હોય, દિવસે સ્વપ્ન દીઠું હોય, ચિંતા અથવા વ્યાધિથી દીઠું હોય, અને મળમૂત્રાદિકની પીડાથી ઉત્પન્ન થનું દીઠું હોય તો તે સર્વ (સ્વપ્ન) નિરર્થક જાણવાં. પહેલાં અશુભ દેખીને પછી શુભ અથવા પહેલાં શુભ અને પાછળથી અશુભ સ્વપ્ન દેખે તો તેમાં પાછળનુંજ સ્વપ્ન ફળ આપે છે. અશુભ સ્વપ્ન દીઠું હોય તો શાંતિક કૃત્ય કરવાં." સ્વપ્ન ચિંતામણિ

શાસ્ત્રમાં પણ એમ લખેલું છે કે:—"નઠારૂં સ્વપ્ન દેખીને થોડી રાત્રિ હોય તોપણ પાછું સુઈ જવું અને તે કોઈની પાસે કોઈપણ વખતે કહેવું નહીં તેથી તે ફળતું નથી." સ્વપ્ન દીઠા પછી તરતજ ઉઠીને જિનેશ્વર ભગવાનનું ધ્યાન કરે અથવા નવકાર ગણે તો તે સારૂં ફળ આપે. ભગવાનની પૂજા રચાવે, ગુરૂ ભક્તિ કરે, શક્તિ પ્રમાણે નિરંતર ધર્મમાં તત્પર થઇને તપ કરે તો નઠારૂં સ્વપ્ન હોય તોપણ સારૂં સ્વપ્ન થાય છે (અર્થાત્ તે શુભ સ્વપ્ન જેવું ફળ થાય છે). "દેવ, ગુરૂ, તીર્થ, અને આચાર્યનું નામ દઈ સ્મરણ કરી જે નિરંતર સુવે તે કોઈ દિવસે પણ નઠારૂં સ્વપ્ન દેખે નહીં પ્રાતઃકાળે પુરૂષ પોતાનો જમણો હાથ અને સ્ત્રી પોતાનો ડાબો હાથ પોતાના પુન્ય પ્રકાશક હોવાથી જુએ."

मातृप्रभृतिवृद्धानां, नमस्कारं करोति यः ।
तीर्थयात्राफलं तस्य तत्कार्योसौ दिनेदिने ॥
अनुपासितवृद्धानामसेवितमहीभुजां ।
अवारमुख्या सुहृदां दूरे धर्मार्थसुखयः ॥

માતા, પિતા અને વૃદ્ધ, ભાઈ પ્રમુખને જે નમસ્કાર કરે તેને તીર્થયાત્રાનું ફળ થાય છે, માટે દરરોજ વૃદ્ધવંદન કરવું. જેણે વૃદ્ધ પુરૂષોની સેવા કરી નથી તેને ધર્મની પ્રાપ્તિ નહીં, જેણે રાજાની સેવા કરી નથી તેને સંપદા નહીં, જેણે વિચક્ષણ પુરૂષોની શિખામણ પામી નથી તેને સુખ નહીં.

પ્રતિક્રમણ કરનારને પચખાણ કીધાં પહેલાં સચિત્તાદિ ચૌદ નિયમ ગ્રહણ કરવાનાં હોય છે તે કરે, તેમજ પ્રતિક્રમણ ન કરતો હોય તેણે પણ સૂર્યોદયથી પહેલાં પોતાની શક્તિ પ્રમાણે ચૌદ નિયમ ગ્રહણ કરવા. શક્તિ પ્રમાણે નમુક્કાર સહિઆદિ પચખાણ કરવાં. ગંઠ સહિ, એકાસણ, બેયાસણ કરવાં, ચૌદ નિયમ ધારેલા હોય તેનું દેસાવગાસીકનું પચખાણ કરવું. વિવેકી પુરૂષે સદ્‌ગુરૂની પાસે સમ્યકતમૂળ શ્રાવકના યથાશકિત એકાદિ બારવ્રત અંગીકાર કરવાં. એ બારવ્રતનું અંગીકાર કરવું તે સર્વ પ્રકારથી વિરતીપણું ગણાય છે. વિરતીને મહા ફળની પ્રાપ્તિ થાય છે. અવિરતીને તો નિગોદીયા જીવોની પેઠે મન, વચન, કાયાના વ્યાપાર ન હોવા છતાં પણ બહુ કર્મબંધાદિ મહાદોષનો સંભવ થાય છે. કહ્યું છે કે:—" જે ભાવવાળા ભવ્ય પ્રાણીએ થોડી પણ વિરતી કરી છે તેને દેવતા પણ ચાહે છે, કેમકે તે વિરતી (પચખાણ) દેવતા પોતે કરી શકતા નથી. એકેંદ્રિ જીવો કવળાહાર નથી કરતા પણ વિરતી પરિણામના અભાવથી તેઓને ઉપવાસનું ફળ મળતું નથી. મન, વચન, કાયાથી પાપ કરતાં નથી તોપણ અનંતકાળસુધી એકેંદ્રિ જીવો એકેંદ્રિપણે જે રહે છે તે પણ અવિરતીનુંજ ફળ છે. તિર્યંચો (અશ્વાદિક) કોરડા, આર, ભાર વહન, વધ, બંધન વિગેરે સેંકડો દુઃખ પામે છે, તે જો પૂર્વભવમાં વિરતી કરી હોતતો પામતજ નહીં."

અવિરતી નામકર્મના ઉદયથી દેવતાઓની પેઠે ગુરૂ ઉપદેશાદિકનો યોગ છતાં પણ નવકારસી માત્રનું પચખાણ કીધું એવા શ્રેણીક રાજાએ ક્ષાયક સમકિતવંત અને

વળી ભગવંત મહાવીરસ્વામીની વારંવાર વાણી સાંભળતાં છતાં પણ કાગડા પ્રમુખના માંસ માત્રનું પચ્ચખાણ ન કીધું. પચ્ચખાણ કરવાથીજ અવિરતીને જીતાય છે. પચ્ચખાણ વળી અભ્યાસથી થાય છે. અભ્યાસથીજ સર્વ ક્રિયામાં કુશળપણું આવે છે. અનુભવસિદ્ધ છે કે, લેખનકળા, પઠનકળા, ગીતકળા, નૃત્યકળા પ્રમુખ સર્વ કળાઓ અભ્યાસ વિના સિદ્ધ થતી નથી. માટે અભ્યાસ કરવો શ્રેયસ્કર છે. કહેલું છે કેઃ—

अभ्यासेन क्रियाः सर्वा । अभ्यासात्सकलाः कलाः ॥
अभ्यासाद्धयानमौनादिः । किमभ्यासस्य दुष्करम् ॥ १ ॥

અભ્યાસથી સર્વ ક્રિયા, સર્વ કળા, અને ધ્યાન મૌનાદિક સિદ્ધ થાય છે. અભ્યાસને શું દુષ્કર છે?

નિરંતર વિરતી પરિણામનો અભ્યાસ રાખ્યો હોય તો પરલોકમાં પણ તે પાછળ આવે છે. કહેલ છે કેઃ—

जं अब्भसेइ जीवो । गुणं च दोसं च एथ्थ जम्मंमि ॥
तं पावइ परलोए । तेणय अब्भासजोएण ॥ १ ॥

ગુણ અથવા દોષનો જેવો અભ્યાસ જીવ આ ભવમાં કરે તેજ અભ્યાસ પરલોકમાં પણ તેને ઉદય આવે છે. (સાથે આવે છે.)

તે માટે પોતાની મરજી પ્રમાણે યથાશક્તિ બારવ્રતની સાથે બંધાયલા વ્રત નિયમ વિવેકી પુરૂષે અંગીકાર કરવા. અહિંયાં શ્રાવક શ્રાવિકાના યોગ્ય ઈચ્છા પરીમાણ વ્રત લેતાં પહેલાં પ્રથમથીજ ઘણો વિચાર કરવો, કે જેથી ખરેખરૂં પોતાથી પળે એવુંજ વ્રત અંગીકાર કરાય. જો એમ ન કરે તો વ્રતભંગાદિ અનેક દોષનો સંભવ થાય. જે જે નિયમ લેવા તે તે વિચારપૂર્વકજ લેવા, કે જે યથાર્થ પાળી શકીએ. સર્વ નિયમમાં "સહસાગારેણં, અન્નથ્થણા ભોગેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિઆગારેણં" એ ચાર આગાર મોકળા રાખવા. જો એમ કરેલ હોય તો કોઈ વસ્તુ થોડી મોકળી રાખી છતાં અજાણપણે વધારે વપરાઈ હોય તોપણ વ્રતના ભંગનો દોષ ન લાગે. ફકત અતિચાર માત્ર લાગે, પણ જાણીને તો એક અંશ માત્ર પણ વાપરવામાં આવે તો વ્રતભંગનું દુષણ લાગે છે. કદાપી કર્મદોષથી કે પરવશથી વ્રતભંગ થયો જાણીને પણ પાછળથી વિવેકીએ તે પોતાનો નિયમ પાળવોજ જોઈએ. જેમકેઃ— પંચમી કે ચતુર્દશી પ્રમુખ તિથિને દિવસે તિથ્યંતરની ભ્રાંતિથી (ચોથ કે તેરસ જાણીને) સચિત કે લાલોતરી ત્યાગ કરવાનો નિયમ છતાં તે વસ્તુ મુખમાં નાખ્યા પછી માલમ પડી કે આજ તો પાંચમ કે ચઉદસ છે, ત્યારે મુખમાં રહેલો એક એક અંશ માત્ર પણ ન ગળે (ખાય નહીં) કિંતુ મુખમાંથી પાછું કાઢી નાંખી અચિત્ત જળથી મુખશુદ્ધિ કરી પાંચમ, ચઉદશના નિયમના દિવસ પેઠેજ વરતે. તે દિવસે ભુલથી એવું ભોજન સંપૂર્ણ કરાયું હોય તો બીજે દિવસે દંડ નિમિત્તનો પાંચમ, ચઉદસનો તે તપ કરવો. અથવા ચોથ, તેરસ કે સાતમને દીને પાંચમ, ચઉદશ કે આઠમ જાણીને જો જે જે જેમ કરવાનું હતું તે તે તેમ કીધું હોય ને પછીથી માલમ પડે કે આજ તો પાંચમ, ચઉદસ કે આઠમ નથી પણ ચોથ, તેરસ કે સાતમ છે,

ત્યારે પાછલે દિવસે શક્તિ હોય તો તેટલોજ તપ કરવો, અને શક્તિ ન હોય તોપણ વર્દ્ધમાન કરવો (એટલે ઉપવાસ કરનારે બીજે દિવસે આંબીલ, એકાસણું, કે બેઆસણું કરવુ, પણ તપનો દિવસ ખાલી ગમાવવો નહીં; અને સચિત્ત લીલોતરી ત્યાગ વાળાએ તો સંપૂર્ણ પાળવુંજ જોઇએ) એમ કરવાથી અતિચાર માત્ર લાગે પણ વ્રત કે નિયમ ભંગ કીધો ન ગણાય. તપનો દિવસ જાણીને તો એક અંશ માત્ર પણ જો ગળે (ખાય) તો વ્રતનિયમભંગનું દુષણ લાગેજ છે, કે જેથી નરકાદિ દૂર્ગતિ થાય છે. જ્યાંસુધી દિવસનો સંશય હોય કે કલ્પનિક વસ્તુનો સંશય હોય ત્યાંસુધી જો તે ગ્રહણ કરે તોપણ દોષ લાગે છે. (જેમકે, સાતમ છે છતાં પણ આઠમની ભ્રાંતિ થઈ ત્યારે આઠમ નક્કી ન થાય ત્યાંસુધી લીલોતરી વિગેરે ન ખવાય અને ખાય તો વ્રતભંગનું દુષણ લાગે છે). અતિ મંદવાડ થયો કે ભૂતાદિ દોષના પરવશપણાથી કે સર્પદંશાદિ અસમાધિ થવાથી જો તે દિવસે તપ ન કરી શકાય તોપણ ચાર આગાર મોકળા રાખેલા હોય છે માટે વ્રતભંગ ન થાય. એમ સર્વ નિયમમાં સમજવું. કહેલું છે કે,

वयभंगे गुरुदोसो । थोवस्स विपालणा गुणकरीअ ॥
गुरुलाघवं च नेयं । धम्मंमि अओअ आगारा ॥

થોડું પણ વ્રતનું પાલન કરવું ઘણુંજ ગુણકારી છે, અને વ્રતભંગે મોટો દોષ લાગે છે, એમ વ્રતનું પાળવું કે ભાંગવું ગુરૂ લાઘવકારી (પાલન સારૂં, ભાંગવું નઠારૂં) સમજવું. નિયમ લીધાનું મોટું ફળ છે. જેમકેઃ- કોઈક વણિક્ પુત્રે પોતાના ઘરની પાસે રહેનારા કુંભારના મસ્તકની ટાલ જોયા વગર નહીં ભોજન કરૂં, એવો નિયમ કૌતક માત્રે લીધો હતો તોપણ લાભકારી થયો. એમ પુણ્યની વાંચ્છના કરનારે સ્વલ્પમાત્ર નિયમ લીધો હોય છે તે પણ તેને મહાલાભકારી થાય છે (એ કમળશેઠનો દૃષ્ટાંત આગળ કહેવાશે).

## નિયમ લેવાનો વિધિ.

પ્રથમથી મિથ્યાત્વનો ત્યાગ કરવો, જૈન ધર્મ સત્ય કરી માનવો, દરરોજ યથાશકિત ત્રણવાર કે બેવાર કે એકવાર જિનપૂજા કે જિનેશ્વર ભગવંતનાં દર્શન કરવાં કે આઠે થુઇયે કે ચારે થુઇયે ચૈત્યવંદન કરવા વિગેરેનો નિયમ લેવો. એવીરીતે કરીને જો ગુરૂની જોગવાઈ હોય તો તેમને વૃદ્ધવંદન,* લઘુવંદન (દ્વાદશાવર્ત્ત વંદન) થી વાંદવા અને ગુરૂની જોગવાઈ ન હોય તોપણ પોતાના ધર્માચાર્ય (જેનાથી ધર્મનો બોધ થયેલો હોય તે) ને તેમનું નામ દઈ દરરોજ વંદન કરવાનો નિયમ રાખવો. ચોમાસામાં પાંચ પર્વણીમાં અષ્ટપ્રકારી પૂજા અથવા સ્નાત્રપૂજા કરવાનો; યાવજ્જીવ દર વર્ષે નવું અન્ન આવે તેનું નૈવેદ્ય કરી પ્રભુ આગળ ઢોઈ (ચઢાવી) પછીથી ખાવાનો; તેમજ દરવર્ષે જે નવાં ફળ પુલ આવે તે પ્રભુને ચઢાવ્યા પછી વાપરવાનો; દરરોજ સોપારી, બદામ વિગેરે ફળ ઢોવાનો (ચઢાવવાનો); આષાઢી, કાર્તિકી અને ફાગણની પુનમ તથા દીવાળી, પર્યુષણ વિગેરે મોટી પર્વણીમાં પ્રભુ આગળ અષ્ટ મંગલિક (અક્ષતની ઢગલીઓ) ઢોવાનો; નિરંતર પર્વણીમાં કે વર્ષમાં, કેટલીકવાર કે હરેક માસે અશન, પાન, ખાદિમ, સ્વાદિમાદિક ઉત્તમ વસ્તુઓ જિનરાજની પાસે ચઢાવીને કે ગુરૂને* વહોરાવીને પછીજ ભોજન કરવાનો; દરમાસે કે દરવર્ષે કે દેરાસરની વર્ષગાંઠ

* ગુરૂનો વંદન વિધિ-આ ગ્રંથમાં આગળ કહેવામાં આવશે.

કે પ્રભુના જન્મ કલ્યાણકાદિકે દેરાસરે મોટા આડંબર મહોત્સવપૂર્વક ધ્વજા ચઢાવવાનો; પ્રતિવર્ષે સ્નાત્રપૂજા, અષ્ટપ્રકારી તથા મોટી પૂજા (અષ્ટોત્તરી પ્રમુખ) ભણાવવાનો; તેમજ રાત્રિ જાગરણ કરવાનો; નિરંતર કે ચોમાસામાં કેટલીકવાર દેરાસરમાં પ્રમાર્જન કરાવવાનો; ચુનો ધોળાવવાનો, તથા ચિત્રામણ કરાવવાનો; પ્રતિવર્ષે કે પ્રતિમાસે દેરાસરમાં અંગલુંહણા, દીવા માટે સુતર કે રૂની પુણી, દેરાસરના ગભારાની બહારના કામ માટે તેલ, ગભારાના અંદરના માટે ઘી, અને દીવાઢાંકણાં, પુંજણી, ધોતીયાં, અંતરાસણ, વાળાકુંચી, ચંદન, કેસર, અગર, અગરબત્તી વિગેરે કેટલીક વસ્તુઓ સર્વજનના સાધારણ ઉપયોગમાટે મૂકવાનો; પોષધશાળા ઉપાશ્રયમાં કેટલાંક ધોતીયાં, અંતરાસણ, મોહોપટી (મુહપત્તી), નવકારવાળી, પોછણાં, ચરવળા, સુતર ,કંદોરા, રૂ, કાંબળી પ્રમુખ મૂકવાનો; વરસાદના વખતે શ્રાવક વિગેરેને બેસવા માટે કેટલાક પાટ, પાટલા, બાજોઠ કરી શાળામાં મૂકવાનો; પ્રતિવર્ષે વસ્ત્ર આભૂષણાદિકથી કે વધારે ન બની શકે તો છેવટે સુતરની નવકારવાળીથી પણ સંઘપૂજા કરવાનો; પ્રતિવર્ષે પ્રભાવના કરીને કે પોસાતિ જમાડીને કે કેટલાક શ્રાવકને જમાડીને યથાશકિત સાધર્મિકવાત્સલ્ય કરવાનો,-કે પ્રતિવર્ષે દીન, હીન દુઃખીયા શ્રાવકને યથાશક્તિ ઉદ્ધરવાનો; દરરોજ કેટલાક લોગસ્સનો કાયોત્સર્ગ કરવાનો; નવા જ્ઞાનનો અભ્યાસ કરવાનો કે તેમ બની શકે તો ત્રણસેં પ્રમુખ નવકાર ગણવાનો; નિરંતર દિવસે નવકારસી પ્રમુખ અને રાત્રે દિવસચરિમ (ચોવીહાર) વિગેરે પચ્ચખાણ કરવાનો; બે ટંક (સવાર સાંજ)નાં પ્રતિક્રમણ કરવાનો; જ્યાંસુધી દીક્ષા અંગીકાર ન કરાય ત્યાંસુધી અમુક વસ્તુ ખાવાનો; એ વિગેરેનો નિયમ રાખવો.

ત્યારપછી જેમ બને તેમ યથાશક્તિ શ્રાવકના બારવ્રત અંગીકાર કરવાં, તેમાં સાતમા ભોગોપભોગ વ્રતમાં સચિત્ત અચિત્ત મિશ્ર વસ્તુનું યથાર્થ જાણપણું રાખવું.

## સચિત્ત અચીત્ત મીશ્ર વસ્તુનું સ્વરૂપ.

પ્રાયઃ (ઘણું કરીને) સર્વ ધાન્ય (બધી જાતના ધાન્ય), ધાણા, જીરૂ, અજમો, વરીયાળી, સુવા, રાઈ, ખસખસ, આદિક સર્વ જાતિના દાણા, સર્વ જાતિનાં ફળ, પત્ર, લુણ, ખારી (ધુળીઓ ખારો), પાપડખાર, રાતો સિંધવ, સંચળ (ખાણમાં પાકેલો પણ બનાવટનો નહીં), માટી ખડી, રમજીવાની, લીલાં દાતણ એ બધાં વ્યવહારથી સચિત્ત જાણવાં. પાણીમાં પલારેલા ચણા, ઘઉં વિગેરે કણ તથા મગ, અડદ, ચણા આદિકની દાળ પણ જો પાણીમાં પલારી હોય તો મિશ્ર જાણવા; કેમકે કેટલીક વાર પલારેલી દાળ વિગેરેમાં થોડા વખત પછી ફણસલા ફુટે છે. તેમજ પહેલાં લુણ દીધા વિના કે બાફ પ્રમુખ દીધા વિના કે રેતી વગર સેકેલા ચણા, ઘઉં, જવાર વિગેરે ધાન્ય; ખાર વિગેરે દીધા વિનાના ફક્ત શેકેલા તલ, ઓળા, પોહોંક સેકેલી ફળી, પાપડી; તેમજ મરી, રાઈ, હીંગ પ્રમુખના વધારવા માટે રાધેલાં ચીભડાં, કાકડી તથા સચિત બીજ જેમાં હોય એવાં સર્વ જાતિનાં પાકેલાં ફળ; એ બધાં મિશ્ર જાણવાં. જે દિવસે તિલવટ કરી હોય તે દિવસે મિશ્ર જાણવી. પણ રોટલી, રોટલા, પુરી

વિગેરેમાં જો તિલવટ નાંખીને શેકેલી હોયતો તે રોટલી પ્રમુખ બે ઘડી પછી અચિત્ત સમજવા. વળી દક્ષિણ દેશ કે માળવા વિગેરે દેશોમાં ઘણો ગોળ નાખીને તિલવટને ઘણો શેકી નાખે છે, તેથી તેને અચિત્ત ગણવાનો વ્યવહાર છે. વળી વૃક્ષથી તત્કાળ લીધેલા ગુંદ, લાખ, છાલ, તથા નાળિયર, લીંબુ, જાંબુ, આંબા, નારંગી, દાડમ, સેલડી વિગેરેનો તત્કાળનો કાઢેલો રસ કે પાણી; તત્કાળ કાઢેલું તલ વિગેરેનું તેલ; તત્કાળ ભાગેલ નાળિયર, સીંગોડાં, સોપારી પ્રમુખ ફળ; બીજ તત્કાળ કાઢી નાખેલાં પાકેલાં ફળ; ઘણા દબાવીને કણીયા રહિત કરેલ જીરૂ, અજમો વિગેરે; બે ઘડી વાર સુધી મિશ્ર જાણવાં, ત્યારપછી અચિત્ત થાય એવો વ્યવહાર છે. બીજા પણ કેટલાક પદાર્થ પ્રબળ અગ્નિના યોગ વિના જે પ્રાયે અચિત્ત કીધેલા હોય તે પણ બે ઘડી સુધી મિશ્ર અને ત્યારપછી અચિત્ત જાણવા એવો વ્યવહાર છે. જેમકે, કાચું પાણી, કાચાં ફળ, કાચાં ધાન્ય, એઓને ઘણું ઝીણું વાટેલું મીઠું દઈ ખુબ મર્દન કીધેલ હોય તોપણ પ્રાયે અગ્નિ વિગેરે પ્રબળ શસ્ત્ર વિના અચિત્ત નથી થતાં જે માટે 'ભગવતી સૂત્રના એકવીશમા શતકે ત્રીજા ઉદ્દેશામાં' કહેલ છે કે, "વજ્રમય શિલા ઉપર વજ્રમય વાટવાના પત્થરથી પૃથ્વીકાયનો ખંડ (કાચી માટી વિગેરેનો કટકો) બળવંત પુરૂષ એકવીસવાર જોરથી વાટે તોપણ કેટલાક જીવ ચંપાણા ને કેટલાક જીવને ખબર પણ પડી નથી." (એવું સૂક્ષ્મપણું હોય છે. માટે પ્રબળ અગ્નિના શસ્ત્ર વિના અચિત્ત થતાં નથી). વળી સો યોજનથી આવેલ હરડે, ખારેક, લાલ દ્રાક્ષ, કીસમીસ, (ઝીણી દ્રાક્ષ), ખજુર, મરી, પીપર, જાયફળ, બદામ, વાવડંગ, અખોડ, તીમજાં, જળદાળુ, પીસ્તાં, ચણકબાબ (કબાબચીની), ફટક જેવો ઉજ્વળ સિંધવ પ્રમુખ ખાર, સાજીખાર, બીડલવણ (ભઠ્ઠીમાં પાકેલો લુણ) બનાવટથી બનાવેલ હરકોઈ જાતિનો ખાર, કુંભારે મર્દન કરેલી માટી, એલચી, લવંગ, જાંવત્રી, સુકેલી મોથ, કુંકણ દેશના પાકેલાં કેળાં, ઉકાળેલાં સીંઘોડાં, સોપારી પ્રમુખ સર્વ અચિત્ત સમજવાં એવો વ્યવહાર છે.

વ્યવહાર સૂત્રમાં પણ કહેલ છે કેઃ—

जोयणसयंतुगंतु । अणाहारेण भंडसंकंतीं ॥
वायागणि धूमेणय । विद्धथ्थं होइ लोणाइं ॥ १ ॥

"લુણ વિગેરે સચિત્ત વસ્તુઓ જ્યાં ઉત્પન્ન થઇ હોય ત્યાંથી એકસો યોજન ઉપરાંત જમીન ઉલ્લંઘન કરી જાય ત્યારે પોતાની મેળે અચિત્ત બની જાય છે." અહિંયાં કોઇ એવી શંકા કરે કે, કોઈ પ્રબળ અગ્નિના શસ્ત્ર વિના માત્ર સો યોજન ઉપરાંત ગમન કરવાથીજ સચિત્ત વસ્તુઓ અચિત્ત કેમ થઈ શકે? તેને ઉત્તર કહે છે. જે સ્થાનકે જે જે જીવો ઉપજેલા છે તે તે તે દેશમાંજ જીવે છે, ત્યાંનાં હવા પાણી અદલાવાથી તેઓ વિનાશ પામે છે. વળી માર્ગમાં આવતાં આહારનો અભાવ થવાથી અચિત્ત થાય છે. તેના ઉત્પત્તિ સ્થાનકે જે તેને પુષ્ટી મળે છે તેવી તેને માર્ગમાં મળતી નથી તેથી અચિત્ત થાય છે. વળી એક સ્થાનકેથી બીજે સ્થાનકે નાખતાં પછાડતાં અથડાવા પછડાવાથી ખરેખર અચિત્ત થાય છે; અથવા એક વખારથી બીજી વખારમાં નાખતાં ઉથલપાથલ થવાથી અચિત્ત થાય છે. વળી સો યોજનઉપરથી આવતાં વચમાં ઘણા ઘણા પવનથી, તાપથી તથા ધૂમાડા વિગેરેથી અચિત્ત થાય છે.

## સર્વ વસ્તુને સામાન્યથી પરીણમવા (બદલાવા)નાં કારણ.

आरुहणे ओरुहणे । निसिअणे गोणाईणं च गाउह्मा ॥
भूमाहारेच्छेए । उवक्कमेणं च परिणामो ॥ १ ॥

ગાડાં ઉપર કે પોઠીયાની પીઠ ઉપર વારંવાર ચઢાવવા ઉતારવાથી અથવા તે કરીયાણાં ઉપર બીજા ભાર ભરવાથી કે તેના ઉપર બીજા માણસોના ચઢવા બેસવાથી તેમજ તે પોઠીયાના શરીરના બાફથી અથવા તેઓના આહારનો વિચ્છેદ થવાથી તે કીરીયાંણાંરૂપ વસ્તુઓના પરિણામ (બદલાવું) થાય છે.

જ્યારે જેને કાંઈપણ ઉપક્રમ (શસ્ત્ર) લાગે ત્યારે પરિણામાંતર થાય છે. તે શસ્ત્ર ત્રણ પ્રકારનાં હોય છે. ૧ સ્વકાય શસ્ત્ર, ૨ પરકાય શસ્ત્ર, ૩ ઉભયકાય શસ્ત્ર. સ્વકાય શસ્ત્ર–જેમકે, ખારૂ પાણી મીઠા પાણીનું શસ્ત્ર, કાળી માટી તે પીળી માટીનું શસ્ત્ર, પરકાયશસ્ત્ર–જેમકે, પાણીનું શસ્ત્ર અગ્નિનું અને અગ્નિ શસ્ત્ર પાણી. ઉભયકાય શસ્ત્ર–જેમકે, માટીમાં મળેલ પાણી નિર્મળ જળનું શસ્ત્ર. એવીરીતે સચિત્તને અચિત્ત થવાના કારણ જાણવાં. વળી પણ કહેલ છે કેઃ—

उप्पल पउमाईपुण । उन्हें दिन्नाई जाम न धरंति ॥
मोग्गरग जुहिआओ । उन्हेंच्छूढा चिरं हुंति ॥ १ ॥
मगदंति अ पुप्फाइं । उदयेच्छूढा जाम न धरंति ॥
उप्पल पउमाइपुण । उदयेच्छूढा चिरं हुंति ॥ २ ॥

ઉત્પલ કમળ ઉદક યોનીય હોવાથી એક પ્રહર માત્ર પણ આતપ (તડકા) ને સહન કરી શકતા નથી કિંતુ એક પ્રહરની અંદરજ અચિત્ત થઈ જાય છે (કરમાય છે). મોઘરો, મચકુંદ, જુઈના પુલ ઉષ્ણ યોનીક હોવાથી આતપમાં ઘણીવાર રહી શકે છે (સચિત્ત રહે છે). મોઘરાના પુલ પાણીમાં નાંખ્યા હોયતો પ્રહર માત્ર પણ રહેતા નથી, કરમાઈ જાય છે. ઉત્પલ કમળ (નીલ કમળ) પદ્મ કમળ (ચંદ્ર વિકાશી) પાણીમાં નાંખ્યા હોય તો ઘણા વખતસુધી રહે છે (સચિત્ત રહે છે પણ કરમાતા નથી). કલ્પ વ્યવહારની વૃત્તિમાં લખેલ છે કેઃ—

पत्ताणं पुप्फाणं । सरडु फलाणं तहेव हरिआणं ॥
विंटंमि मिलाणंमि । नायव्वं जीव विप्पजढं ॥ २ ॥

પત્રનાં, પુષ્પનાં, સરડુફળ (જેની કાતલી, ગોટલી, છાલ કઠણ બંધાણી ન હોય એવાં ફળ)નાં તેમજ વાથુલા પ્રમુખ સર્વ ભાજીઓનાં, અને સામાન્યથી સર્વ વનસ્પતિઓનાં બીંટ (ડાળમાંથી ઉગતો ફણુસલો), મૂળ નાળ (વચલી થડની દાંડી) કરમાઈ એટલે જાણવું કે હવે આ વનસ્પતિ અચિત્ત થઈ.

વળી શાલી પ્રમુખ ધાન્ય વાસ્તે તો ભગવતી સૂત્રના છઠા શતકે પાંચમા ઉદ્દેશમાં સચિત્ત અચિત્તના વિભાગ બતાવતાં એમ કહેલ છે કેઃ—

अहणंभंते सालीणं वीहीणं गोहुमाणं जवाणं जवजवाणं एए सिणं धन्नाणं कोट्ठाउत्ताणं पल्लाउत्ताणं मंचाउत्ताणं। मालाउत्ताणं ओलित्ताणं लित्ताणं पिहिआणं मुद्दिआणं लंछिआणं केवइयं कालं जोणीसं चिट्ठई गोयम्मा जहण्णेणं अंतोमुहुत्तं उक्कोसेण तिन्नि संवच्छराइं तेणपरं जोणि पमिलाइ विद्धंसइ वीए अवीए भवई ॥

(ભગવંતને ગૌતમે પૂછ્યું કે) "હે ભગવાન, શાલિ કમોદના ચોખા, કમળશાળી ચોખા, વ્રીહિ એટલે સામાન્યથી સર્વ જાતિના ચોખા, ઘઉં, જવ એટલે નાના જવ, જવજવ એટલે મોટા જવ, એ ધાન્યને કોઠારમાં ભરી રાખ્યાં હોય, કોઠીમાં ભરી રાખ્યાં હોય, માંચા ઉપર બાંધી રાખ્યાં હોય, માળા બાંધીને તેમાં ભરી રાખ્યાં હોય, કોઠીમાં ઘાલી કોઠીનાં મુખ લીંપી લીધાં હોય, ચોતરફથી લીંપી લીધેલ હોય, ઢાંકણાંથી મજબુત કીધેલાં હોય, મોહોર કરી મુકયાં હોય, કે ઉપર નીશાન કીધાં હોય, એવા સંચય કરી રાખેલા ધાન્યની યોનિ (ઉગવાની શક્તિ) કેટલાક વખતસુધી રહે છે?" (ત્યારે ભગવંતે ઉત્તર આપ્યો કે) "હે ગૌતમ, જઘન્યથી (ઓછામાં ઓછી) અંતર્મુહુર્ત (કાચી બે ઘડી વાર) યોનિ રહે, અને ઉત્કૃષ્ટથી ત્રણ વર્ષસુધી કોઈકમાં યોનિ રહે છે; ત્યારપછી યોનિ કરમાઈ જાય છે, નાશ પામે છે, બીજ અબીજરૂપ બની જાય છે." વળી પૂછે છે કે,

अहभंते कलाय मसूर, तिल मुग्ग मास निप्फा व कुलथ्थ अलिसंदग सइण पलिमंथग माइण एएसिणं धन्नाणं जहा साली तहा एयाणविणवरं पंच संवच्छराइं सेसं तंचेव॥

"હે ભગવન્, કલાય ( ભીડ નામનું ધાન્ય કે ત્રિપુટા નામનું ધાન્ય, કોઈક અન્યદેશમાં થાય છે તે ), મસુર, તલ, મગ, અડદ, વાલ, કુલથ્થ, ચોળા, તુવેર, એટલા ધાન્યને પૂર્વોક્તરીતે રાખી મુક્યાં હોય તો કેટલાક વખતસુધી એઓની યોનિ રહે છે?" ઉત્તર–જઘન્યથી અંતર્મુહુર્ત અને ઉત્કૃષ્ટથી પાંચ વર્ષ સુધી રહે છે, ત્યારપછી પૂર્વોક્તવત્ અચિત્ત અબીજ થઇ જાય છે.

अहभंते अयसि कुसंभग कोद्दव कंगु वरट्ट रालग कोडुसग सण सरिसव मूलवीअ माईणं धण्णाणं तहेव नवरं सत्त संवच्छराइं ॥

હે ભગવન્, અળસી, કુસુંબો, કોદરા, કાંગ, બંટી, રાલો, કોડુસગ, સણ, સરસવ, મૂળાનાં બીજ એ વિગેરે ધાન્યની યોનિ કેટલાક વર્ષ રહે છે ? ઉત્તર—હે ગૌતમ, જઘન્યથી અંતર્મુહુર્ત અને વધારેમાં વધારે રહે તો સાત વર્ષ સુધી યોનિ સચિત્ત રહે છે. ત્યારપછી બીજ અબીજરૂપ થાય છે. ( આ વિષયમાં પૂર્વાચાર્યોએ પણ ઉપર પ્રમાણેનાજ અર્થની ત્રણ ગાથાઓ બનાવેલી છે).

કપાસના બીજ (કપાસીયા) ત્રણ વર્ષસુધી સચિત્ત રહે છે. એ માટે કલ્પ વ્યવહારના ભાષ્યમાં લખેલ છે કે, सेडुगंति वरिसाइयं गिन्हंति सेडुकं त्रिवर्षातीतं विध्वस्तयोनिकमेव ग्रहितुं कलपते। सेडुक कर्प्पास इति तद्वृत्तौ ॥

કપાસિયા ત્રણ વર્ષના થયા પછી અચિત્ત થાય છે ત્યારપછી ગ્રહણ કરાય.

## આટો ( લોટ ) મિશ્ર થવાની રીતિ.

पणदिण मिस्सो लुट्टो । अचालिओ सावणे अ भद्दवए ॥
चउ आसोए कत्तिअ । मिगसिर पोसेसु तिन्नि दिणा ॥ १ ॥
पण पहर माह फग्गुणि । पहरा चत्तारिचित्त वईसाहे ॥
जिट्ठासाढे ति पहरा । तेणपरं होइ अचित्तो ॥ २ ॥

" નહિં ચાળેલો આટો શ્રાવણ અને ભાદ્રવા માસમાં પાંચ દિવસસુધી, આસો અને કાર્તિકમાં ચાર દિવસસુધી, માગસર અને પોસમાં ત્રણ દિવસસુધી, મહા અને ફાગણમાં પાંચ પોહોરસુધી, ચૈત્ર અને વૈશાખમાં ચાર પ્રહરસુધી, અને જેઠ ને અશાડમાં ત્રણ પ્રહરસુધી મિશ્ર રહે, ત્યારપછી અચિત્ત ગણાય છે. અને ચાળેલો આટો તો બે ઘડી વાર પછી અચિત્ત થઈ જાય છે."

અહિંયાં કોઈ શંકાકાર એમ પૂછે કે, અચિત્ત થએલ આટો પ્રમુખ અચિત્ત ભોજન કરનારને કેટલાક દિવસ સુધી કલ્પે ? ( ઉત્તર આપતાં ગુરૂ શ્રાવક આશ્રયિ કહે છે કે ) એમાં દિવસનો કાંઈ નિયમ નથી, પણ સિદ્ધાંતોમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ આશ્રયિ નીચે મુજબ વ્યવહાર બતાવેલ છે. " દ્રવ્યથી નવાં જુનાં ધાન્ય, ક્ષેત્રથી સારાં નરસાં ક્ષેત્રમાં ઉગેલાં ધાન્ય, કાળથી વર્ષા, શીત, ઉષ્ણ કાળનાં ઉત્પન્ન થયેલાં ધાન્ય, ભાવથી સ્વાદભ્રષ્ટ ન થયેલાં ધાન્ય, પક્ષમાસાદિકની અવધિવિના જ્યારથી જે ધાન્યનાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ બદલાયાં કે ત્યારથી તે ધાન્ય તજવા યોગ્ય સમજવાં ( એટલે જ્યાંસુધી ઈલિ પ્રમુખ જીવ ઉત્પન્ન ન થાય ત્યાંસુધી કલ્પે છે)." સાધુ આશ્રયિ તો કલ્પ વ્યવહારની વૃત્તિના ચોથા ખંડમાં નીચે મુજબ લખેલ છે કે, "જે દેશના સાથુઆમાં થોડા વખતમાં ઘણા જીવ ન પડતા હોય તેવા દેશનો સાથુઓ ( આટો ) લેવો, પણ જે દેશના સાથુઆમાં થોડા કાળે જીવ પડતા હોય તે દેશનો સાથુઓ લેવો નહીં; પરંતુ તેમ કરતાં જો સંયમ નિર્વાહ ન થાય એટલે ઘણે લાંબે પંથે જવું હોય અને માર્ગમાં શ્રાવકનાં ઘરવાળાં ગામ ન આવતાં હોય તો જેને ઘેરથી સાથુઓ લેવો પડે તો ત્યાંથી તેજ દિવસનો દળેલો સાથુઓ લે; તેમ કરતાં પણ નિર્વાહ ન થાય તો બે દિવસનો લે; તેમ કરતાં પણ ( નિર્વાહ ) ન થાય તો ત્રણ દિવશનો દળેલો લે, ચાર દિવસનો પણ લે. પણ બધા બધા જુદા જુદા રાખીને જે દિવસે વાપરવો હોય તે દિવસે નીચે લખ્યા મુજબ કરીને વાપરે. એક વસ્ત્ર નીચે પાથરે, તેના ઉપર પાત્ર કંબળ કરીને તેના ઉપર સાથુઓ પાથરે. તેમાં જો કદાપિ જીવ ઉપજેલા હોય તો તે કંબળમાં આવે તેને લઇ એક વસ્ત્રમાં ઉદ્ધરે. એમ નવ વાર જોઈ જોઇને તપાસ કરતાં જો જીવ ન દેખાય તો પછી વાપરે. કદાપિ જીવ સંભવે તો બીજી નવવાર ગવેષણા કરે. વળી જો જીવનો સંભવ લાગે તો ત્રીજીવાર ગવેષણા કરે. એમ જ્યાંસુધી જીવ સંશક્તિ સંભવ થાય ત્યાંસુધી ગવેષણા કરીને ત્યારે બીલકુલ નિર્જીવ દેખાય ત્યારે આહાર કરે. જે જીવ ઉદ્ધરેલા હોય તે જ્યાં જીવની યતના થાય, પીડા ન ઉપજે એવા સ્થાનકે પરિસ્થાપન કરવા યોગ્ય છે.

## પકવાન આશ્રયિ કાળ નિયમ.

वासासु पन्नर दिवसं । सीओ ण्ह कालेसु मास दिणवीसं ॥
ओगाहि मं जइणं । कप्पइ आरम्भ पढमदिणा ॥ १ ॥

" સર્વ જાતિનાં પકવાન વર્ષાઋતુ ( ચોમાસા ) માં બનાવ્યાથી પંદર દિવસ સુધી, શીતઋતુ ( શીયાળા )માં એક મહિનો અને ઉષ્ણકાળ ( ઉનાળા )માં વીસ દિવસસુધી કલ્પે એવો વ્યવહાર છે." આ ગાથા કયા ગ્રંથની છે એનો નિશ્ચય ન થવાથી કેટલાક આચાર્ય તો એમ કહે છે કે, જ્યાંસુધી વર્ણ, ગંધ, રસ, સ્પર્શ બદલાય નહીં ત્યાંસુધી કલ્પનીય છે, બાકી દિવસનો કાંઇપણ નિયમ નથી.

## દહિં, દુધ અને છાશનો વિનાશકાળ.

जइ मुग्ग मासप्पभई । विदलं कच्चंमि गोरसे पडई ॥
ता तस्स जीवुत्तपत्तिं । भणंति भणंति दहिए विदुदिणूवरिं ॥ २ ॥

જો કાચા ( ઉકાળેલા વગરના ) ગોરસ ( દુધ, દહિં, છાશ )માં મગ, અડદ, ચોળા, વટાણાં, વાલ, વિગેરે વિદલ પડે તો તત્કાળ તેમાં ત્રસ જીવની ઉત્પત્તિ થાય છે અને દહીં તો બે દિવસ ઉપરાંતનું થયું કે તત્કાળ તેમાં ત્રસ જીવની ઉત્પત્તિ થાય છે. दध्यहर्द्वितयातीतमिति हैमवचनात् । દહીં બે દિવસસુધી કલ્પે, ત્રીજે દિવસે ન કલ્પે માટે ત્રીજે દિવસે વર્જનીય જાણવું.

## વિદળ કોને કહેવું ?

જે ધ્યાનને પીલવાથી તેલ નીકળે અને સરખા બે ફાડચાં થઈ જાય તેને વીદળ કહે છે. બે ફાડચાં થતાં હોય પણ જેમાંથી ચીકણો રસ (તેલ) નીકળે તે વીદળ ન કહેવાય.

## અભક્ષ્ય કોને કહેવાં ?

વાસી અન્ન, વીદળ, નરમ પુરી પ્રમુખ, એકલો પાણીથી રાંધેલો ભાત પ્રમુખ બીજે દિવસે, બીજાં સર્વ જાતિનાં કોહેલાં અન્ન, જેમાં પુગ વળી ગઈ હોય એવાં અન્ન, કાળ ઉપરાંતનું પકવાન, બાવીસ અભક્ષ્ય, બત્રીસ અનંતકાય; એ સર્વનું સ્વરૂપ અમારી કરેલી વંદિતાસૂત્રની વૃત્તિથી જાણવું.

વિવેકવંત પ્રાણીએ જેમ અભક્ષ્ય વર્જવાં, તેમજ ઘણા જીવથી વ્યાપેલાં બહુ બીજ વાળાં વેંગણ, માટી, ટીંબરૂ, જાંબુ, લીલાં પીલુ, પાકા કરમદા, પાકા લાલ ગુંદા, પીચુ, મહુડાં, આંબા વિગેરેનો મોહોર, શેકેલા ઓળા, મોટાં બોર, કાચા કોઠીબડાં, ખસખસ, તલ, સચિત્ત લુણ પણ વર્જન કરવાં; તેમજ રાતા રંગવાળાં ( દેખતાં માંસ યાદ આવે એવાં ) પાકાં ગોલાં, પાકાં કંકોડા, ફણુસ ફળ, વળી જે દેશમાં જે જે વિરૂદ્ધ કહેવાતાં હોય કડવાં તુંબડાં, કોહલાં વિગેરે પણ તે દેશમાં વર્જવાં. તે દેશમાં ન વર્જે તો ફોકટ જૈનધર્મની અપભ્રાજના ( નિંદા ) થાય; અને અનંતકાય તો પારકે ઘેર રંધાઇ અચિત્ત થયા હોય તોપણ નિઃસુકતાના પ્રસંગની અથવા ખાનાર લોકોની વૃદ્ધિ થવાના ભયથી ન જ ગ્રહણ કરવાં. જૈનધર્મની નિંદા ન થવા દેવા માટે રાંધેલુ

સૂરણ, આદુ, વેંગણ વિગેરે જો કે અચિત્ત થયાં હોય અને પોતાને પચ્ચખાણ ન હોય તોપણ વર્જન જ કરવાં, અને વળી મૂળો તો પંચાંગથી તજવા યોગ્ય છે. સુંઠ, હળદર તો નામ સ્વાદના બદલાવાથી સુકાયા પછી કલ્પે છે. (વાવરવાની મનાઈ નથી).

## ઉકાળેલા પાણીની રીતિ.

ઉનાં પાણી ત્રણવાર ઉકાળા આવે ત્યાંસુધી તો મિશ્ર ગણાય છે એટલા માટે પિંડ નિર્યુક્તિમાં કહેલ છે કેઃ—

**उसिणोदग मणुवत्ते तिदंड वासेअ पडिअ मित्तंमि ॥**
**मुत्तुणा देसतिगं, चाउल उदगंवहु पसन्नं ॥ १ ॥**

જ્યાંસુધી ત્રણ વાર ઉકાળા આવ્યા ન હોય ત્યાંસુધીનું ઉનું પાણી પણ મિશ્ર ગણાય છે (ત્યારપછી અચિત્ત ગણાય). જ્યાં ઘણા માણસોની આવજાવ થયા કરતી હોય એવી ભૂમિ ઉપર પડેલું વરસાદનું પાણી જ્યાંસુધી ત્યાંની જમીનની સાથે ન પરીણમે, ત્યાંસુધી તે પાણી મિશ્ર ગણાય, ત્યારપછી સચિત્ત થઈ જાય છે; અને અરણ્ય ભૂમિ (વગડાની જમીન) ઉપર વરસાદનું જળ પડતાં માત્ર મિશ્ર છે. પછી તત્કાળ સચિત્ત બની જાય છે. ચોખાના ધોવણમાં આદેશત્રિક (આગળ કહેવાશે તે) ને મૂકીને તંડુલોદક જ્યાંલગણ ડોહોળું હોય ત્યાંલગણ મિશ્ર ગણાય છે, પણ જ્યારે નિર્મળ થાય ત્યારથી અચિત્ત ગણાય છે (આદેશત્રિક બતાવે છે). કોઇ આચાર્ય એમ કહે છે કે, ચોખાનું ધોવણ એક વાસણમાંથી બીજા વાસણમાં નાંખતાં જે છાંટા ઉડે છે, તે બીજા વાસણને લાગે તે છાંટા જ્યાંસુધી ન સુકાય ત્યાંસુધી ચોખાનું ધોવણ મિશ્ર ગણવું. બીજા કોઇક આચાર્ય એમ કહે છે કે, તે ધોવણ એક વાસણમાંથી બીજા વાસણમાં ઉંચેથી નાંખતાં પંપોટા પડે છે (પરપોટા વળે છે) તે જ્યાંસુધી ન ફુટી જાય ત્યાંસુધી મિશ્ર ગણવું. ત્રીજી રીતે કોઇ આચાર્ય એમ કહે છે કે, જ્યાં-સુધી તે ચોખા ચડે નહીં ત્યાંસુધી ચોખાનું ધોવણ મિશ્ર ગણાય છે. (આ ગ્રંથના કરનાર આચાર્યનો સંમત બતાવે છે). એ ત્રણે આદેશ પ્રમાણ ગણાય એમ નથી જણાતા; કેમકે કોઈ વાસણ કોરૂ હોય તો તેમાં ધોવણના છાંટા તત્કાળ સુકાઈ જાય, અને ચીકણાં વાસણમાં ધોવણ નાંખે તો તેને સુકાતા વધારે વાર લાગે છે, તેમજ કોઈ વાસણ પવનમાં કે અગ્નિ પાસે રાખેલું હોય તો તત્કાળ સુકાઈ જાય અને બીજું વાસણ તેમ ન હોય તો ઘણીવારે સુકાઈ શકે, માટે એ પ્રમાણ અસિદ્ધ ગણાય છે: ઘણો ઉંચેથી ધોવણ વાસણમાં નાંખે તો પંપોટા ઘણા થાય; નીચેથી નાંખે તો થોડા થાય, તે થોડા વખતમાં ફુટી જાય કે ઘણા વખતે ફુટે તેથી એ હેતુ પણ સિદ્ધ થઈ શકતો નથી તેમજ ચુલામાં અગ્નિ પ્રબળ હોય તો થોડી વારમાં ચોખા ચડે ને મંદ હોય તો ઘણી વારે ચોખા ચઢે તેથી એ હેતુ પણ અસિદ્ધ છે. કેમકે એ ત્રણે હેતુમાં કાળનો નીયમ નથી રહી શકતો માટે એ ત્રણે અસિદ્ધ સમજવા. ખરો હેતુ તો એજ છે કે, જ્યાંસુધી ચોખાનું ધોવણ નિર્મળ ન થાય ત્યાંસુધી મિશ્ર ગણવું ને ત્યારબાદ તેને અચિત્ત ગણવું. ઘણા આચાર્યોનો એજ સંમત હોવાથી એજ વ્યવહાર શુદ્ધ છે

પણી પહેલી વાર, બીજીવાર; ત્રીજી વારના ધોવણમાં થોડીવાર ચોખા પલારેલાં હોય તો મિશ્ર ને ઘણીવાર સુધી ચોખા રહેવા દીધા હોય તો અચિત્ત થાય છે. અને ચોથી વારના ધોવણમાં તો ઘણીવાર ચોખા રાખ્યા હોય તોપણ સચિત્ત જ ગણવા એવો વ્યવહાર છે. પહેલીવાર, બીજીવાર અને ત્રીજીવાર જોપણ ચોખા થોડીવાર લગણજ પાણીમાં રાખી કાઢી લીધેલા હોય તોપણ તે પાણી (ધોવણ પાણી) મલીનજ હોવાને લીધે મિશ્ર ગણાય છે, અને ચોથી વારના ધોવણમાં જોપણ ચોખા ઘણીવાર સુધી રાખેલા હોય તોપણ તે પાણી મલીન પણ બરોબર થઇ શકયું નહીં, ત્યારે મિશ્ર કયાંથી બની શકે! પણ જેવું સચિત્ત જળ છે, તેવું ને તેવુંજ રહ્યું. (આમાં સમજવાનું એ છે કે, સચિત્ત જળમાં ચોખા પલાર્યા હોય તેનું પ્રથમ ધોવણ જ્યાંસુધી મલીન થઈ રહ્યું ત્યાંસુધી મિશ્ર રહે છે અને તેજ જળ જ્યારે નીતરીને નિર્મળ થાય, ત્યારે અચિત્ત ગણાય છે. ત્યારપછી સાધુને વોહોરાવા લાયક છે, પણ જ્યાંસુધી નીતર્યું ન હોય ને મલીનજ હોય ત્યાંસુધી મિશ્ર ગણવાથી અકલ્પનીય છે. ચોથી વારનું ધોવણ જ્યારે મલીન પણ થઈ શકયું નહીં એટલે મિશ્ર પણ થઈ શકયું નહીં, ત્યારે અચિત્ત કયાંથી થઇ શકે! માટે તેને સચિત્તજ ગણાય છે. જ્યારે ચોખાનું ધોવણ જેવું પાણી હતું તેવુંજ અત્યંત નિર્મળ થાય ત્યારે તેને અચિત્ત ગણાય, પરંતુ જરાપણ મેલું હોય ત્યાંસુધી તે મિશ્ર ગણાય છે, એ વિશેષ છે).

तिव्वोदगस्स गहणं । केइ भाणेसु असुइ पडिसेहो ॥
गिहि भायणेसु गहणं । ठियवासे मीसगच्छारो ॥ १ ॥

અગ્નિ ઉપર તપાવેલા પાણીમાંથી જ્યાંસુધી ધુમાડો નીકળતો હોય ત્યાંસુધી અથવા સૂર્યનાં કીરણથી અત્યંત તાપીત થયેલું પાણી જે હોય તેને તીવ્રઉદક કહે છે. તેવા તીવ્રઉદકને જ્યારે શસ્ત્રનો વધારે સંબંધ થાય ત્યારે તે પાણી અચિત્ત થઈ જાય છે. તેને ગ્રહણ કરવામાં કંઈ વિરાધના થતી નથી. કેટલાક આચાર્ય એમ કહે છે કે ઉપર લખેલું પાણી પોતાના પાત્રમાં ગ્રહણ કરવું. આ વિષયમાં ઘણા વિચાર હોવાથી આચાર્ય ઉત્તર આપે છે. તે પાણીમાં અસુચિપણું છે માટે પોતાના પાત્રમાં લેવાનો નિષેધ છે; એટલામાટે ગ્રહસ્થની કુંડી વિગેરે ભાજનમાં લેવું. વળી વર્ષાત વર્ષતો હોય તો તે વખતે મિશ્ર ગણાવાથી તે પાણી લેવું નહીં, પરંતુ વર્ષાત રહી ગયા પછી પણ અંતર્મુહુર્તકાળ વીત્યા પછી ગ્રહણ કરવા યોગ્ય છે. જે પાણી નિઃકેવળ પ્રાસુક થયેલું છે (અચિત્ત થયેલું છે) પણ ચોમાસામાં ત્રણ પ્રહર ઉપરાંત ફરીને સચિત્ત થઇ જાય છે. એટલાજ માટે તે ત્રણ પ્રહરની અંદર પણ તે અચિત્ત જળમાં ખાર એટલે કળીચુના વિગેરે નાંખવું કે જેથી પાણી પણ નિર્મળ થઇ રહે છે.

## અચિત્ત જળ કયાંસુધી રહે તેનું કાળમાન.

પ્રાસુક જળના કાળમાન માટે પ્રવચનસારોદ્ધારના ૧૩૨માં દ્વારમાં એમ કહેલું છે કેઃ—

उसिणोदगं तिदंडु । कलियं फासुजलं जइ कप्पं ॥
नवरं गिलाणाइकए । पहर तिगोवरीं वि धरियव्वं ॥ १ ॥

जायइ सचित्तासे । गिम्हासु पहर पंचगस्सुवरिं ॥
चउपहरुवरिं सिसिरे । वासासुजलं तिपहरुवरिं ॥ २ ॥

"ત્રણ ઉકાળે ઉકાળેલું પાણી અચિત્ત અને પ્રાસુક જળ કહેવાય છે, તે સાધુજનને કલ્પનીક છે, પણ ઉષ્કાળ ઘણો લુખો હોવાથી ઉનાળાના દિવસોમાં પાંચ પ્રહર ઉપરાંત કાળ થતાં તે જળ પાછું સચિત્ત થઈ જાય છે, પણ કદાપિ રોગાદિકના કારણથી પાંચ પ્રહર ઉપરાંત પણ સાધુને રાખવું પડે તો રખાય અને શીતકાળ સ્નિગ્ધ હોવાથી શીયાળામાં તે ચાર પ્રહર ઉપરાંત સચિત્ત થઈ જાય છે. તેમજ વર્ષાકાળ અતિ સ્નિગ્ધ હોવાથી ચોમાસામાં તે ત્રણ પ્રહર ઉપરાંત સચિત્ત થાય છે. માટે ઉપર લખેલા કાળ ઉપરાંત કોઈને અચિત્ત જળ રાખવાની ઇચ્છા હોય તો તેમાં ખારપદાર્થ કે ચુનો નાખી રાખવો, કે જેથી તે અચિત્ત જળ સચિત્ત થઈ શકે નહીં." (જોકે અચિત્ત જળ ચોમાસામાં ત્રણ પ્રહર ઉપરાંત પાછું સચિત્ત થઈ જાય છે, પણ જો તેમાં ક્ષારક્ષેપ કર્યો હોય તો તે વાપરવાની કાંઈપણ મનાઈ છે એમ નથી). કોઈપણ બાહ્યશસ્ત્ર લાગ્યા વિના સ્વભાવથીજ અચિત્ત જળ છે એમ જો કેવળી, મનઃપર્યવજ્ઞાની, અવધિજ્ઞાની, મતિજ્ઞાની કે શ્રુતજ્ઞાની પોતાના જાણપણાથી જાણતા હોય તોપણ તે અન્યવ્યવસ્થાપ્રસંગના ( મર્યાદા તુટવાના ) ભયથી વાપરતા નથી, તેમ બીજા કોઇને પણ વાપરવાની આજ્ઞા આપતા નથી. વળી સંભળાય છે કે, ભગવાન વર્દ્ધમાનસ્વામીયે પોતાના જ્ઞાનથી જાણેલ છે કે, " આ દ્રહ સ્વભાવથી અચિત્ત જળ ભરેલ છે અને વળી સેવાળ કે મત્સ, કચ્છપાદિક ત્રસ જીવથી પણ રહિત છે." તે વખતે પોતાના કેટલાક શિષ્યો તૃષાથી પીડિત થયા થકા પ્રાણ સંશયમાં હતા તોપણ તે વાપરવાની આજ્ઞા ન આપી. એમજ કોઇક વખતે શિષ્યો ભૂખની પીડાથી પીડિત થયા હતા તે વખતે અચિત્ત તિલસકટ ( તલનાં ગાડાં ) નજીક છતાં પણ અનવસ્થાદોષરક્ષા ( બંદોબસ્ત રાખવા ) માટે કે શ્રુતજ્ઞાનનું પ્રમાણિકપણું બતાવવા માટે તેને વાપરવાની આજ્ઞા ન આપી. જેમકે, પૂર્વધર વિના સામાન્ય શ્રુતજ્ઞાની બાહ્યશસ્ત્રના સ્પર્શ થયા વિના પાણી પ્રમુખ અચિત્ત થયું છે એમ જાણી શકતા નથી. એટલાજ માટે બાહ્યશસ્ત્રના પ્રયોગથી વર્ણ, ગંધ, રસ, સ્પર્શ પરિણામાંતર પામ્યા કેડે પાણી પ્રમુખ અચિત્ત થયા પછીજ વાપરવાં. વળી કોરડુમગ, હરડેના કળિયા વિગેરે જો નિર્જીવ છે તોપણ તેની યોનિ નષ્ટ થઈ નથી તેને રાખવા માટે કે નિઃશુકતા પરિણામ નિવારવા માટે તેઓને દાંત વિગેરેથી (મુખમાં ઘાલી) ભાંગવાં નહીં. જે માટે ઓઘનિર્યુક્તિની પંચોતેરમી ગાથાની વૃત્તિમાં કોઇકે પ્રશ્ન કરેલ છે કે, હે મહારાજ, અચિત્ત વનસ્પતિની યતના કરવાનું શા માટે કહો છો? આચાર્યે ઉત્તર આપ્યો કે, જોપણ અચિત્ત વનસ્પતિ છે તોપણ કેટલાકની યોનિ (ઉગવાની શક્તિ) ગઈ નથી. જેમકે, ગળો કોરડુંમગ ( ગળો સુકેલી હોય તોપણ તે ઉપર પાણી સિંચીયે તો પાછી લીલી થઈ શકે છે). યોની રક્ષા નિમિત્ત અચિત્ત વનસ્પતિની યતના પાળવી પણ ફળવતી છે.

એમ સચિત્ત અચિત્તનું સ્વરૂપ સમજીને પછી સપ્તમ વ્રત ગ્રહણ કરવાના વખતે બધાનાં જુદાં જુદાં નામ દઈ સચિત્તાદિ જે જે વસ્તુ ભોગવવા યોગ્ય હોય તેનો નિશ્ચય

કરીને પછી જેમ આનંદ, કામદેવાદિક શ્રાવકોએ ગ્રહણ કીધું તેમ સપ્તમ વ્રત અંગીકાર કરવું. કદાપિ તેમ કરવાનું બની શકે નહીં તોપણ સામાન્યથી દરરોજ એક બે ચાર સચિત, દશ બાર પ્રમુખ દ્રવ્ય, એક બે ચાર વીગય પ્રમુખનો નિયમ કરવો. એમ દરરોજ સચિતાદિકનો અભિગ્રહ રાખતાં જુદા જુદા દિવસે દરરોજ ફેરવવાથી સર્વ સચિતના ત્યાગનું પણ ફળ મળી શકે છે. એકદમ સર્વ સચિતનો ત્યાગ થઈ શકતો નથી, પણ થોડા થોડા અદલબદલ ત્યાગ કરવાથી યાવજજીવ સર્વ સચિતના ત્યાગનું ફળ પામી શકાય છે.

पुप्फफलाणंच रसें । सुराइ मंसाण महिलीयाणं च ॥
जाणंता जे विरया । ते दुक्कर कारए वंदे ॥ ३ ॥

પુલ ફળના રસને, માંસ મદિરાદિકના સ્વાદને તથા સ્ત્રીસેવાની ક્રીયાને જાણતા થકા જે વૈરાગી થયા એવા દુષ્કરકારકને વંદન કરૂં છું.

સચિત વસ્તુઓમાં પણ નાગરવેલનાં પાન દુસ્તાજ્ય છે; બીજાં બધાં સચિતને અચિત કર્યાં હોય તોપણ તેનો સ્વાદ પામી શકીયે છીએ, વળી કેરીનો સ્વાદ પણ સુકાયા પછીએ પામી શકીયે છીએ, પરંતુ નાગરવેલનાં પાન તો નિરંતર પાણીમાં પલરેલાંજ રહેવાથી નીલ પુલ કંથુવાદિકની વિરાધના ઘણીજ થાય છે, માટે પાપથી ભય રાખનારા પ્રાણીએ રાત્રિએ પાન સર્વથા ખાવાં નહીં, કદાપિ કોઈને વાપરવાની જરૂર હોય તેણે આગળથી દિવસે શુદ્ધ કરી રાખવાં, શુદ્ધ કીધા શિવાય વાપરવાં નહીં. વળી પાન તો કામદેવને ઉત્પન્ન થવા માટે એક અંગરૂપ હોવાથી અને તેઓનાં પ્રત્યેક પત્રમાં અસંખ્ય જીવની વિરાધના હોવાથી બ્રહ્મચારીઓને તો ખરેખર ત્યજવા યોગ્ય છે. જે માટે આગમમાં પણ એમ લખેલું છે કેઃ—

जं भणियं पज्जत्तग । निस्साएवुक्कमंतपज्जत्ता ॥
अथ्थेगो पज्जत्तो । तथ्थ असंखा अप्पज्जत्ता ॥ ३ ॥

"જે એમ કહેલું છે કે, પર્યાપ્તાની નિશ્રાયે ( સાથેજ ) અપર્યાપ્તા ઉપજે છે, તે પણ જ્યાં એક પર્યાપ્તો ઉપજે ત્યાં અસંખ્યાતા અપર્યાપ્તા થાય છે." જ્યારે બાદર એકેંદ્રિયમાં એમ કહેલું છે તેમજ (ત્યારે) સુક્ષ્મ એકેંદ્રિયમાં પણ એમજ સમજવું એવું આચારાંગ પ્રમુખની વૃતિમાં કહેલું છે. એમ એક પત્રાદિકથી અસંખ્ય જીવની વિરાધના થાય છે, એટલુંજ નહીં પણ તે પાનને આશ્રયેલા જળમાં નીલ ફૂલનો સંભવ હોવાથી અનંત જીવનો વિઘ્રાત પણ થઈ શકે છે. કેમકે, જળ, લવણાદિક અસંખ્ય જીવાત્મકજ છે; તેમાં જો સેવાળ પ્રમુખ હોય તો અનંત જીવાત્મક પણ સમજવાં. જે માટે સિદ્ધાંતોમાં કહેલું છે કેઃ—

एगंमि उदग विंदुंमि । जे जीवा जिणवरोंहिं पण्णत्ता ॥
ते जइ सरिसव मित्ता । जंबुदीवे न मायंति ॥ १ ॥

એક પાણીના બિંદુમાં તીર્થંકરે જેટલા જીવ કહ્યા છે તે જીવો જો સરસવ પ્રમાણે શરીર ધારણ કરે તો આખા જંબુદ્વીપમાં સમાઈ શકે નહીં.

**अद्दामलग प्पमाणे । पुढवीकाए हवंति जे जीवा ॥**
**ते पारेवय मित्ता । जंबुदीवे न मायंति ॥ २ ॥**

લીલા આમળા પ્રમાણે પૃથ્વી કાયના ખંદ્ધ (ખંડ) માં જેટલા જીવ હોય છે તે કદાપિ પારેવા જેવડાં કલ્પ્યાં હોય તો આખા જંબુદ્વીપમાં સમાઈ શકે નહીં.

પૃથ્વીકાય અને અપકાયમાં એવા સુક્ષ્મ જીવ રહેલા છે માટે પાન ખાવાથી અસંખ્યાતા જીવોની વિરાધના થાય તેથી કરીને (માટે) વિવેકી પુરૂષે પાન સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે.

## સર્વ સચિતનો ત્યાગ કરવા ઉપર અંબડ પરિવ્રાજક (તાપસ) ના સાતસેં શિષ્યનો દ્રષ્ટાંત.

અંબડ નામા પરિવ્રાજકને સાતસેં શિષ્યો હતા. તેમણે શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કરતાં એવો નિયમ લીધો હતો કે, અચિત અને કોઈએ આપેલ હોય એવાં અન્ન પાણી વાપરવાં, પણ સચિત અને કોઈએ આપ્યું ન હોય એવું અન્નજળ લેવું નહીં. તેઓ એક વખત ગંગાનદીના કીનારે થઈ ઉનાળાના દિવસમાં ચાલતા કોઈક ગામ જતા હતા, તે વખતે બધાઓની પાસે પાણી ખુટી ગયું તેથી ઘણી આકરી પાણીની તૃષાથી પીડાયા પણ નદી કીનારે તડકાથી તપેલાં પાણી અચિત ભરેલાં હતાં છતાં કોઈના આપ્યા શિવાય તેમણે ઉપર જણાવ્યા પ્રમાણે વાપરવાનો નિયમ હતો તેથી તે કેમ વાપરી શકાય અર્થાત્ ન વાપરતાં તે તમામ સાતસો પરિવ્રાજકોએ ત્યાંજ અણુસણ કર્યાં. એ પ્રમાણે અદત્ત કે સચિત્ત કોઈએ વાપર્યું નહીં. છેવટે ત્યાંજ તે બધા કાળ કરી બ્રહ્મદેવલોકે (પાંચમે દેવલોકે) સામાનીક ઈંદ્રપણે ઉત્પન્ન થયા. એમ જે પ્રાણી સર્વ સચિત્તનો ત્યાગ કરે છે તે મહાત્મા મહાસુખને પામે છે.

## ચઉદ નિયમ ધારવાની વિગત.

જેણે ચૌદ નિયમ પહેલાં અંગીકાર કીધા હોય તેણે દરરોજ સંક્ષેપ કરવા જોઈએ અને જેણે ચૌદ નિયમ લીધેલા ન હોય તેણે પણ ધારીને દરરોજ સંક્ષેપ કરવા, તેની રીતિ નીચે મુજબ છેઃ—

**१ सचित्त २ दव्व ३ विगई । ४ उवाण ५ तंबोल ६ वथ्थ ७ कुसुमेसु ॥**
**८ वाहण ९ सयण १० विलेवण । ११ बंभ १२ दिसि १३ ण्हाण १४ भत्तेसु॥**

૧ સચિત્ત–મુખ્ય વૃત્તિયે સુશ્રાવકે સચિત્તનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. તેમ ન બની શકે તો સામાન્યથી એક બે ત્રણ પ્રમુખ સચિત્ત વાપરવાની છુટ રાખીને બાકીના સર્વ સચિત્તનો દરરોજ ત્યાગ કરે. કેમકે, શાસ્ત્રમાં લખેલુંજ છે કે, “પ્રમાણવંત નિર્જીવ નિરવદ્ય (પાપ રહિત) આહાર કરવાથી પોતાના આત્માનો ઉદ્ધાર કરવામાં તત્પર એવા સુશ્રાવકો હોય છે.”

૨ દ્રવ્ય–સચિત્ત અને વિગય એ બે વસ્તુ મુકીને બીજું જે કાંઈ મુખમાં નાંખવું તે સર્વ દ્રવ્યમાં ગણાય છે. જેમકે, ખીચડી, રોટલી, રોટલો, નીવીયાતાનો લાડુ, લાપસી, ચાપડી, ચુરમુ, કરંબો, પુરી, ક્ષીર, દુધપાક, એમ ઘણા પદાર્થ મળવાથી પણ જેનું

એક નામ ગણાતું હોય તે એકદ્રવ્ય ગણાય છે. વળી એક ધાન્યના ઘણા પદાર્થ બનેલા હોય તોપણ તે જુદા જુદા દ્રવ્ય ગણાય છે. જેમકે, રોટલો, રોટલી, પોળી, માંડા, ખાખરો, ઘુઘરી, ઢોકળાં, થુલી, બાંટ, કણુક, આટો, એક જાતિના ધાન્યનાં હોય છતાં પણ જુદા જુદા સ્વાદ અને નામ હોવાથી જુદા જુદા દ્રવ્ય ગણાય છે. વળી ફળાફળી એવા નામ એક છે પણ સ્વાદની ભિન્નતાથી કે પરિણામાંતર થવાથી જુદા જુદા દ્રવ્ય ગણાય છે. એમ દ્રવ્ય ગણવાની રીતિ–વિવક્ષા સંપ્રદાયના પ્રસંગથી ભિન્ન ભિન્ન હોય છે તે ગુરૂ પરંપરાથી જાણી લેવી. (એ દ્રવ્યમાંથી એક બે ચાર જે વાપરવા હોય તેની છુટ રાખી બીજા બધાનો ત્યાગ કરવો).

૩ વિગઈ (વિગય)–વિગઇઓ ખાવા યોગ્ય છ પ્રકારની છે. ૧ દૂધ, ૨ દહીં, ૩ ઘી, ૪ તેલ, ૫ ગોળ, ૬ સર્વ પ્રકારનાં પકવાન. એ છ પ્રકારની વિગઇમાંથી જે જે વિગઈ વાપરવી હોય તે છુટી રાખી બીજીનો દરરોજ ત્યાગ કરવો.

૪ ઉવાણ (ઉપાણહ)–પગમાં પહેરવાના જોડા તથા કપડાના મોજાં, અને કાષ્ટની પાવડી તો ઘણા જીવની વિરાધના થવાના ભયથી શ્રાવકને પહેરવીજ યોગ્ય નથી. તેમ છતાં (જો અણચાલતે પહેરવાની જરૂર પડે તો) જેટલી જોડ પગરખાની પહેરવી હોય તેટલીની છુટ રાખીને બીજાનો ત્યાગ કરવો.

૫ તંબોલ (તાંબૂલ)–પાન, સોપારી, ખેરસાર કે કાથાની ગોળી, એલચી, લવંગ વિગેરે સ્વાદીય વસ્તુઓનો નિયમ કરવો. જેમકે, પાનના બીડામાં જેટલી વસ્તુઓ નાંખતા હોય તેટલી વસ્તુવાળા એક, બે, ચાર કે અમુક વખત બીડું ખાવું;ઉપરાંતનો નિયમ કરવો.

૬ વથ્થ (વસ્ત્ર)–પાંચે અંગે પહેરવાના વેષ–વસ્ત્રનો પરિમાણ કરવો, ઉપરાંતનો ત્યાગ કરવો. એમાં રાત્રે પહેરવાનું પોતીઉં કે ધોતીઉં ગણવું નહીં.

૭ કુસુમ–અનેક જાતિનાં પુલ સુંઘવાનો, માળા પહેરવાનો, કે મસ્તક ઉપર ઘાલવાનો, કે સય્યામાં રાખવાનો નિયમ કરવો. (પુલનો પોતાના સુખભોગને માટે નિયમ થાય છે, પણ દેવપૂજામાં વાપરવાનો નિયમ કરાતો નથી ).

૮ વાહણ–રથ, ગાડી, અશ્વ, પાલખી, સુખપાલ. ગાડાં, પોઠીયા વિગેરે ઉપર બેસીને જવા આવવાનો નિયમ કરવો. (પોતાના તેમજ પરનાં વાહન ઉપર જેટલી વાર બેસવું પડે એમ હોય તેટલાં છુટ રાખી બીજાં બધાંનો નિયમ રાખવો).

૯ સયણ (સય્યા)–ખાટલા, પલંગ, ખુરસી, કોચ, બાંક વીગેરે ઉપર બેસવાનો નિયમ રાખવો.

૧૦ વિલેવણ (વિલેપન)–પોતાના શરીરને શોભાવવા માટે ચંદન, જવાદ, ચુઓ (અંતર), કસ્તુરી વિગેરેનો નિયમ કરવો. (નિયમ કીધા ઉપરાંત પણ દેવપૂજા પ્રમુખ તિલક કરવાં, કંકણ ધુપવાં કલ્પે છે).

૧૧ બંભ (બ્રહ્મચર્ય)–દીવસે કે રાત્રે સ્ત્રી ભોગવવાનો.

૧૨ દિસિ ( દિશા પરિમાણ)–અમુક અમુક દિશાએ અમુક બજાર સુધી કે કેટલે દૂર જવું તેનો નિયમ કરવો.

૧૩ ણ્હાણ (સ્નાન)–એક બે વખત તેલ ચોળીને ન્હાવાનો નિયમ રાખવો.

૧૪ ભાત–રાંધેલ ધાન્ય શેર બેશેર પ્રમુખનો નિયમ રાખવો.

અહિંયાં સચિત્ત કે અચિત્ત વસ્તુઓ ખાવાની જુદાં જુદાં નામ દઈ છુટ રાખવી, અથવા જેમ બની શકે એમ યથાશક્તિ નિયમ રાખવો. ઉપલક્ષણથી બીજાં પણ ફળ શાક વિગેરેનો યથાશકિત નિયમ કરવો. એવીરીતે નિયમ ધારણ કીધા પછી યથાશકિત પચખાણ કરવાં.

## પચ્ચખ્ખાણ કરવાની રીતિ.

નવકારસહી જો સૂર્યના ઉદય પહેલાં ઉચરેલી હોય તો તે પુરી થયા પછી પણ પોરસી સાઢપોરસી પ્રમુખ કાળપચખાણ પણ સર્વે કરાય છે. જે જે પચખાણનો જેટલો જેટલો કાળ છે તેની અંદર નમુકારસી ઉચ્ચાર કર્યા વગર સૂર્યના ઉદય પછી કાળપચખાણ શુદ્ધ થતું નથી. જો સૂર્યના ઉદય પહેલાં નમુકારસહી વિનાં પૌરષ્યાદિક પચખાણ કર્યા હોય તો તે પચખાણની પુર્તિ ઉપર બીજું કાળપચખાણ શુદ્ધ થતું નથી, અને તેની અંદર તો શુદ્ધ થાય છે. એવી રીતે વૃદ્ધવ્યવહાર છે. નવકારસહી પચખાણનુંપ્રમાણ મુહુર્તમાત્ર (બે ઘડી)નું છે. તેમ તેના આગાર પણ થોડાજ છે, માટે નવકારસહી પચખાણની તો શ્રાવકને જરૂરજ છે; અને બે ઘડી કાળ વિત્યા પછી પણ જો નવકાર ગણ્યા વિના ભોજન કરે છે તો તેના પંચખાણનો ભંગ થાય છે. કેમકે, **"उग्गएसुरे नमुक्कारसहिअं"** એમ પાઠમાં નવકાર ગણવાનું અંગીકાર કીધેલું છે.

પ્રમાદને ત્યાગ કરવાવાળાએ ક્ષણમાત્ર પણ પચખાણ વિના નહીંજ રહેવું. નવકાર) સહિત પ્રમુખ કાળપચખાણ પુરૂ થાય તે વખતેજ ગ્રંથીસહિતાદિ પચખાણ કરવા- ગ્રંથીસહિત પચખાણ બહુવાર ઔષધ ખાનારા તથા બાળ ગ્લાનાદિક (માંદા વિગેરે) થી પણ સુખે બની શકે એવું છે. વળી નિરંતર અપ્રમાદકાળનો નિમિત્ત હોવાથી મહાલાભકારક છે. જેમકે, નિત્ય માંસાદિકમાં આસક્ત એવા વણકરે માત્ર એકવાર ગ્રંથીસહિત પચખાણ કર્યું હતું તેથી તે કપર્દિક નામનો યક્ષ થયો. કહેલું છે કેઃ—"જે પ્રાણી નિત્ય અપ્રમાદી ગણાતા ગ્રંથીસહિત પચખાણ પારવા માટે ગ્રંથી બાંધે છે તે પ્રાણીએ સ્વર્ગ અને મોક્ષનું સુખ પોતાની ગાંઠે બાંધ્યું. જે પ્રાણીઓ અચૂક નવકાર ગણીને ગંઠસહિ પચખાણ પાળે છે (પારે છે) તેઓને ધન્ય છે; કેમકે તેઓ ગંઠસહિત પચખાણને પાળતા પોતાના કર્મની ગાંઠને પણ છોડે છે. જો મુક્તિ નગરે જવાના ઉદ્યમને વાંછતો હોય તો ગ્રંથ સહિત પચખાણ કર. કેમકે, જૈન સિદ્ધાંતના જાણ પુરૂષો ગ્રંથસહિત પચખાણનું અણસણના જેટલું પુણ્ય પામવાનું બતાવે છે."

રાત્રે ચાર પ્રકારના આહારનો ત્યાગ કરનાર એક આસને બેશી ભોજન સાથેજ તાંબુલ કે મુખવાસ વાવરી વિધિપૂર્વક મુખશુદ્ધિ કીધા પછી જે ગ્રંથીસહિત પચખાણ પાળવા ગ્રંથી બાંધે છે, તેમાં દરરોજ એકવાર ભોજન કરનારને દર માસે ઓગણત્રીસ અને બેવાર ભોજન કરનારને અઠાવીસ ચોવીહારા ઉપવાસનું ફળ મળે એવો વૃદ્ધવાદ છે. (ભોજન સાથે તાંબુલ પાણી વિગેરે વાપરતાં દરરોજ ખરેખર બે ઘડીવાર લાગે છે તેથી એકવાર ભોજન કરનારને દરેક માસે ઓગણત્રીસ ઉપવાસનું ફળ મળે છે, અને બેવાર ભોજન કરનારને દરરોજ ચાર ઘડી વાર જમતાં લાગવાથી દરેક માસે અઠાવીસ ઉપવાસનું ફળ લાગ, એમ વૃદ્ધ પુરૂષો ગણાવે છે). જે માટે રામ ચરિત્રમાં કહેલ છે કેઃ—

"જે પ્રાણી સ્વભાવથી નિરંતર બેવાર જ ભોજન કરે છે તેને દર માસે અઠાવીસ ઉપવાસનું ફળ મળે છે. જે પ્રાણી દરરોજ એક મૂહુર્ત (બે ઘડી વાર) માત્ર ચાર પ્રકારના આહારનો ત્યાગ કરે છે તેને દર માસે એક અપવાસનું ફળ સ્વર્ગલોકનું મળે છે. એમ દરરોજ એક, બે કે ત્રણ મૂહુર્તની વૃદ્ધિ કરવાથી એક ઉપવાસ, બે ઉપવાસ અને ત્રણ ઉપવાસનું ફળ બતાવ્યું છે."

એવી રીતે યથાશક્તિ જે તપ કરે તેને તેવું ફળ બતાવ્યું છે. એ યુક્તીપૂર્વક ગ્રંથીસહિત પચખાણનું ફળ ઉપર પ્રમાણે સમજવું.

જે જે પચખાણ કીધેલાં હોય તે તે વારંવાર યાદ કરવાં. તેમજ જે જે પચખાણ હોય તેનો વખત પૂરો થવાથી આ અમુક પચખાણ પુરૂ થયું એમ વિચારવું. વળી ભોજન વખતે પણ યાદ કરવું. જો ભોજન વખતે પચખાણને યાદ ન કરે તો કદાપિ પચખાણનો ભંગ થઈ જાય છે.

## અશન, પાન, ખાદિમ, સ્વાદિમનું સ્વરૂપ.

૧ અશન–અન્ન, પકવાન, માંડા, સાથુઓ વિગેરે જે ખાવાથી ક્ષુધા (ભૂખ) શમે તે અશન કહેવાય. ૨ પાન–છાસ, મદીરા, પાણી તે પાણી કે પાન કહેવાય. ૩ ખાદિમ (ખાદ્ય)–સર્વ જાતિનાં ફળ, મેવા, સુખડી, સેલડી, પોંખ, વીગેરે ખાદિમ ગણાય છે. ૪ સ્વાદિમ (સ્વાદ્ય)–સુંઠ, હરડે, પીંપર, મરી, જીરૂ, અજમો, જાયફળ, જાવંત્રી, કસેલો, કાથો, ખેરસાર, જેઠીમધ, તજ, તમાલપત્ર, એલચી, લવંગ, કુઠ, વાયડંગ, બીડલવણ, અજમોદ, કુલિંજન (પાનની જડ), પીપળીમુળ, ચણકબાબ, કચુરો, મોથ, કાંટાસેળીઓ, કપુર, સંચળ, હરડાં, બેહેડાં, કુંભઠ (કુમઠીયા), બાવળ, ધવ (ધાવડી), ખેર, ખીજડો, પુકરમૂળ, જવાસો, બાવચી, તુળસી, કપુર, સોપારી, વિગેરે વૃક્ષોની છાલ અને પત્ર એ ભાષ્ય તથા પ્રવચનસારોદ્ધારાદિકના અભિપ્રાયથી સ્વાદીમ ગણાય છે અને કલ્પવ્યવહારની વૃતિના અભિપ્રાયથી ખાદિમ ગણાય છે. કેટલાક આચાર્ય એમજ કહે છે કે અજમો એ ખાદિમજ છે.

સર્વ જાતિના સ્વાદિમ, એલચી કે કપુરથી વાસિત કરેલ પાણી દુવિહારના પચખાણમાં કલ્પે (વાપરી શકાય). વેસણ, વરીયાળી, શોવા (સુઆ), આમલગંઠી, આંબાગોટી, કોઠાપત્ર, લીંબુપત્ર, પ્રમુખ ખાદિમ હોવાથી પણ દુવિહારમાં કલ્પે નહીં. તિવિહારમાં તો ફકત પાણીજ કલ્પે છે. પણ ફુકારેલ પાણી, ઝામેલપાણી, તથા કપુર, એલચી, કાથો, ખેરસાર, સેલ્લક, વાળો, પાડળ વીગેરેથી વાસેલ પાણી નીતરેલ (સ્વચ્છ થયેલ) ગાળેલું હોય તો કલ્પે, પણ ગાળેલ ન હોય તો ન કલ્પે.

યદ્યપિ (જો પણ) કેટલાક શાસ્રોમાં મધ, ગોળ, સાકર, ખાંડ, પતાસાં, સ્વાદિમપણે ગણાવેલાં છે, અને દ્રાક્ષનું પાણી, સાકરનું પાણી, અને છાસ પાણકમાં (પાણીમાં) ગણાવેલ છે; પણ દુવિહાર પ્રમુખમાં ન કલ્પે એવો વ્યવહાર છે. નાગપુરીયગચ્છના કરેલ ભાષ્યમાં કહેલ છે કે:—

दक्खापायणई पाणं तह साइयं गुडाइम ॥
पाडिअं सुअंमि तहविहु । तित्ति जणगं ति नायरियं ॥

દ્રાક્ષનું પાણી તે પાણી ( પાન ) અને ગોળ વિગેરેને સ્વાદિમ એમ સિદ્ધાંતમાં કહેલ છે તોપણ તૃપ્તી કરનાર હોવાથી વાપરવાની આજ્ઞા નથી આપી.

સ્ત્રી સંભોગ કરવાથી ચોવીહાર ભાંગતો નથી પણ સ્ત્રી બાળક પ્રમુખના હોઠના ચાવવાથી ચોવિહાર ભાંગે છે. દુવિહારવાળાને તો ( ચુંબન ) કલ્પે છે. કેમકે, પચખાણ જે છે તે લોમ આહાર ( શરીરની ત્વચાથી શરીરમાં આહારનું પ્રવેશ થવું )થી નથી પણ ફક્ત કવળ આહાર ( કોળીયા કરી મુખમાં આહાર પ્રવેશ કરાવાય છે તે) નુંજ પચખાણ કરાય છે. જો એમ ન હોય તો ઉપવાસ, આંબિલ અને એકાસણમાં પણ શરીર ઉપર તેલ મર્દન કરવાથી કે ગાંઠ ગુમડા ઉપર આટાની પોટીસ પ્રમુખ બાંધવાથી પણ પચખાણ ભંગ થવાનો પ્રસંગ આવશે, પણ તેવો તો વ્યવહાર નથી. વળી લોભ આહારનો તો નિરંતર સંભવ થયાજ કરે છે, ત્યારે પચખાણ કરવાના અભાવનો પ્રસંગ આવશે. ( સ્નાન કરવાથી અને હવા ખાવાથી પણ શરીરને સુખ ઉપજે છે, તે લોભ આહાર ગણાય છે ).

## અણાહાર ( આહાર ન ગણાય એવી ) ચીજોનાં નામ.

લીંબડાનું પંચાંગ ( મૂળ, પત્ર, ફૂલ, ફળ, અને ડાળ ), પેસાબ, ગળો, કડુ, કરિયાતુ, અતિવશ, કડાની છાલ, ચીમેડ, ચંદન, રાખ, હળદર, રોહિણી ( એક જાત. તની વનસ્પતિ છે ), ઉપલેટ, છોડાં, ઘોડાવજ, ખુરાસાણીવજ, ત્રિફળાં ( હરડાં, બેહેડાં, આમળાં ત્રણે ભેગાં હોય તો ), બાવળીઆની છાલ ( કોઇક આચાર્ય કહે છે), ધમાસો નાવ્ય ( કોઇક દવા છે ), આસંધ, રીંગણી ( ઉભી બેઠી), એળીયો, ગુગળ, હરડેડળ, વણ ( કપાસનું ઝાડ), બોરડી, કંથેરી, કેરડા મૂળ, પુંઆડ, બોડથોડી, આછી, મજીઠ, બોળ, બીઓ ( કાષ્ઠ ), કુંઆર, ચિત્રો, કંદરૂક, વિગેરે કે જેનો સ્વાદ મુખને ગમે નહીં એવો હોય તે અણાહાર જાણવાં, તે ચઉવિહાર ઉપવાસવાળાને પણ રોગાદિક કારણે વાવરવાં કલ્પે છે. વ્યવહારકલ્પની વૃતિના ચોથા ખંડમાં પણ કહેલ છે કેઃ—

परिवासिअ आहारस्स । मग्गणा को भवे अणाहारो ॥
आहारो एगंगिओ । चउविहु जं वायइ इ तहिं ॥ १ ॥

એકાંગ ( સર્વથા ) ક્ષુધાને શમાવે તેને આહાર કહીએ. જેમકે, અશન, પાન, ખાદિમ, સ્વાદિમમાં લુણ, છીરૂ વિગેરે જે પડે તે પણ આહાર કહીએ.

कुरोनासेइ छूह एगंगी । तक्कउदगमज्जाई ॥
स्वादिम फलमंसाइ । साइम महु फणिताइाजि ॥ २ ॥

કૂર ( ભાત ) સર્વ પ્રકારે ક્ષુધા શમાવે છે; છાસ મદિરાદિક તે પાન ( પાણી ); ખાદિમ તે ફળ માંસાદિક; સ્વાદિમ તે મધ, ખાંડપ્રમુખ; એ ચાર પ્રકારનો આહાર સમજવો.

जं पुण खुहा पसमणे । असमथ्थेग गि होइ लोणाइ ॥
तं पि अहो आहारो । आहार जुअंवा विजुअंवा ॥ ३ ॥

વળી ક્ષુધા શમાવવા અસમર્થ આહારમાં મળેલ કે નહીં મળેલ હોય એવાં જે લુણ, હીંગ, છીરૂ વીગેરે સર્વ હોય તે આહાર સમજવાં.

उदए कप्पुराइ फले सुत्ताइण सिंगबेर गुडे ॥
नयताणा खविंति खुहं । उवगारित्ताओ आहारो ॥ ४ ॥

પાણીમાં કપુરાદિક અને ફળમાં હીંગ, લુણ, શંગબેર, સુંઠ, ગોળ, ખાંડ, નાખેલ હોય તે કાંઈ ક્ષુધા શમાવી શકતાં નથી પણ આહારને ઉપકાર કરનાર હોવાથી આહારમાં ગણાવેલ છે.

જેનાથી આહારને કંઇ ઉપકાર થઈ ન શકે તેને અણાહાર ગણાવેલા છે.કહેલું છે કેઃ–

अहवा जं भुंजंतो । कदम उवमाई पक्खिवई कोठे ॥
सव्वो सो आहारो । ओसह माई पुणो भईओ ॥ ५ ॥

અથવા જેમ કાદવ નાખવાથી ખાડો ભરાય તેમ ઔષધાદિક ખાવાથી કોઠો (પેટ) ભરાય તે સર્વે આહાર કહેવાય છે.

(ઔષધાદિકમાં કેટલાક સાકર પ્રમુખ હોય છે તે આહાર ગણાય છે અને સર્પ કરડેલાને મૃતિક નીંબ પત્રાદિક ઔષધ છે તે અણાહાર છે).

जं वा खुहावंतस्स। संकमाणस्स देई आसायं॥
सव्वो सो आहारो। अकाम्मणिठं च णाहारो॥ ६ ॥

અથવા જે પદાર્થ ક્ષુધાવંતને પોતાની મરજીથી ખાતાં સ્વાદ આપે છે તે સર્વે આહાર ગણાય છે, અને ક્ષુધાવંતને જે ખાતાં પોતાના મનને અપ્રિય લાગે છે તે અણાહાર કહેવાય છે.

अणाहारो मोअ छल्ली। मूलं च फलं च होइ अणाहारो ॥

અણાહાર એ મૂત્ર કે નીંબડાની છાલ કે ફળ તે, આમળાં, હરડે, બહેડાદિક, અને મૂળ તે પંચ મૂળીનો કાઢો (ઘણો કડવો હોય છે તે), એ સર્વ અણાહાર ગણવા. (ઉપર લખેલી ગાથાના એ પદનો આશય નીશીથચુર્ણીમાં એવી રીતે લખેલ છે કે, "મૂળ, છાલ, ફળ અને પત્ર એ સર્વ નીંબડાના અણાહાર સમજવાં").

## પચ્ચખ્ખાણના પાંચ સ્થાન (ભેદ).

પચખાણમાં પાંચ સ્થાન (ભેદ) કહેલા છે. તેમાં પહેલા સ્થાનમાં નવકારસહિ પોરસી વિગેરે કાળ પચખાણ ઘણું કરી ચોવીહાર કરવા. બીજા સ્થાનમાં વીગઈનું, આંબિલનું, નીવીનું, પચખાણ કરવું, તેમાં જેને વીગઈનો ત્યાગ ન કરવો હોય તેણે પણ વીગઇનું પચખાણ લેવું; કેમકે, પચખાણ કરનારને પ્રાયે મહાવીગઇ (દારૂ, માંસ, માખણ, મધ્ન)નો ત્યાગજ હોય છે, તેથી વીગઈનું પચખાણ સર્વને લેવા યોગ્યજ છે. ત્રીજા સ્થાનમાં એકાસણું, બીયાસણું (બેસણું), દુવિહાર, તિવિહાર, ચોવિહારનું પચખાણ કરવું. ચોથા સ્થાનમાં પાણસ [ પાણીના આગાર (પાઠ) લેવા ]નું પચખાણ કરવું. પાંચમાં સ્થાનમાં દેશાવગાસિકનું પચખાણ લેવું. પહેલાં ગ્રહણ કરેલા સચિત્તાદિક ચૌદ નિયમ સાંજ સવારે સંક્ષેપ કરવા રૂપ ઉપવાસ આંબિલ, નીવી, પ્રાયે તિવિહાર ચોવીહાર થાય છે, પણ અપવાદથી તો નીવી પ્રમુ પોરસી પ્રમુખનાં પચખાણ દુવિહારનાં પણ થાય છે. કહેલું છે કેઃ––

साहुणं रयणीए। नवकारसहिअ चउव्विहाहारं ॥
भव चरिम उववासो । आंबिल तिविहो चउव्विहोवावि ॥ १ ॥
सेसापच्चख्खाणा । दुह तिह चउहावि हुंति आहारे ॥
इअ पच्चख्खाणेसु । आहारविगप्पाविणेयव्वा ॥ २ ॥

"સાધુને રાત્રિને છેડે (પાછલી રાત્રે) નવકારસહિ, ભવચરિમ (અણુસણુ કરતી વખતે) ઉપવાસ ચોવિહારા, આંબિલ પચખાણુ તિવિહાર કલ્પે છે. બીજાં સર્વ પચખાણુ દુવિહાર, તિવિહાર, ચોવિહાર કલ્પે. એમ પચખાણુના ભેદ જાણુવા. નીવી તથા આંબિલ કલ્પનીય, અકલ્પનીય (અમુક ખપે, અમુક ન ખપે)નો વિચાર પોતપોતાની સામાચારી, સિદ્ધાંત, ભાષ્ય, ચુર્ણી નિર્યુક્તિ, વૃતિ, પ્રકરણુ વિગેરેથી સમજવા." તેમજ સિદ્ધાંતને અનુસારથી કે પચખાણુ ભાષ્યથી **अनाभोग** (અજાણુતાં મુખમાં પડેલ **सहस्सागारेणं**(અકસ્માત મુખમાં પડેલ) એવા પાઠનો આશય સમજવો. એમ જો ન કરે તો પચખાણુની નિર્મળતા ન થાય. (પચખાણુ ના બને તો દોષ લાગે.) (એમ **पडिक्कमिय** એ પદનો અભિપ્રાય બતાવ્યો).

## જિન પુજા કરવા માટે દ્રવ્યશુદ્ધિ.

"**सुइ पुइअ**" એ પદનું વ્યાખ્યાન બતાવે છે. શુચિ એટલે મળોત્સર્ગ (લઘુનીતિ, વડીનીતિ) કરવાં, દાતણુ કરવું, જીભની ઉલ ઉતારવી, કોગળા કરવા, સર્વ સ્નાન દેશસ્નાનાદિકે કરી પવિત્ર થવું, એ અનુવાદ છે માટે લોક પ્રસિદ્ધજ છે. એટલાજ માટે આ વિષયમાં વધારે બોલવાનું નથી તોપણુ અજાણુને જાણુ કરવા એજ શાસ્ત્રીનો પંડિતોનો આશય છે. જેમકે, જ્યાં અભિપ્રાય સમજી શકાતો ન હોય તે અર્થ શાસ્ત્રકાર સમજાવે છે. ઉદાહરણુ કે, "મલીન પુરૂષે ન નાહવું, ભુખ્યાએ ન જમવું એવા અર્થમાં શાસ્ત્રની જરૂર પડે છે." માટે લોકીક વ્યવહાર સંપૂર્ણુ ન જાણુતા હોય તેમને ઉપદેશ કરવો એ સફળ છે. એ ઉપદેશ કરનારનો ધર્મ છે પણુ આદેશ આપવાનો ધર્મ નથી. માટે ઉપદેશદ્વારે સર્વ વ્યવહાર બતાવવામાં આવશે. સાવધ આરંભમાં શાસ્ત્રકારને અનુમોદના કરવી યોગ્ય નથી પરંતુ ઉપદેશની મનાઈ નથી.જે માટે કહેલુ છે કે:–

सावज्जण वज्जाणं । वयणाणं जो न जाणइ निसेसं ॥
वोत्तुंपि तस्स न खपं । किमंगपुण देसणं काउं ॥ १ ॥

પાપ વર્જિત વચનનું અધિકું ઓછું અંતર સમજી શકે નહીં એટલે આ બોલવાથી મને પાપ લાગશે કે નહીં લાગે એવું સમજી શકે નહીં તેને બોલવું પણુ યોગ્ય નથી તો પછી ઉપદેશ આપવો કેમ યોગ્ય હોય? માટે વિવેક ધારીને ઉપદેશ કરવો જેથી પોતાને પાપ ન લાગે.

મલોત્સર્ગનો ત્યાગ મૌનધારી થઇને નિર્દુપણુ યોગ્ય સ્થાનકે વિધિપૂર્વકજ કરવો ઉચિત્ત છે. જે માટે વિવેક વિલાસમાં કહેલું છે કે:––

(મૌનપણે કરવા યોગ્ય કર્તવ્ય.)

मूत्रोत्सर्गे मलोत्सर्गे मैथुनं स्नानभोजने ॥
संध्यादिकर्म पूजा च कुर्याज्जापं च मौनवान् ॥ १ ॥

લઘુનીતિ, વડીનીતિ, મૈથુન, સ્નાન, ભોજન, સંધ્યાદિકની ક્રિયા, પૂજા અને જાપ, એટલાં મૌન થઇને કરવાં.

## લઘુનીતિ, વડીનીતિ કરવાની દીશા.

मौनीवस्त्रावृतः कुर्याद्दिनसंध्या द्वयेपि च ॥
उत्तरायां सकृन्मूत्रे रात्रौयाम्याननंपुनः ॥ २ ॥

વસ્ત્ર પેહેરી મૌનપણે દિવસે અને બન્ને સંધ્યા વખતે (સવારે સાંજે) જો મળ મૂત્ર કરવાં હોય તો ઉત્તર દિશા સન્મુખ કરવાં અને રાત્રે કરવાં હોય તો દક્ષિણદિશા સામે કરવાં.

## પ્રભાતની સંધ્યાનું લક્ષણ.

नक्षत्रेषु समग्रेषु भ्रष्टतेजस्सु भास्वतः ॥
यावदर्धोदयस्तावत्प्रातः संध्याभिधीयते ॥ ३ ॥

સર્વ નક્ષત્ર તેજ રહિત બની જાય અને જ્યાંસુધી સૂર્યનો અર્ધ ઉદય થાય ત્યાં-સુધી પ્રભાતની સંધ્યાનો કાળ ગણાય છે.

## સાયંકાળની સંધ્યાનું લક્ષણ.

अर्केर्वोस्तमिते यावन्नक्षत्राणि नभस्तले ॥
द्वित्रीणि नैव विक्ष्यंते । तावत्सायं विदुर्बुधाः ॥ ४ ॥

જે વખતે અર્ધ સૂર્ય અસ્ત થયો હોય અને આકાશતળમાં જ્યાંસુધી બે ત્રણ નક્ષત્રો દેખાયા ન હોય ત્યાંસુધી સાયંકાળ (સંધ્યા) ગણાય છે.

## મળમુત્ર કરવાના સ્થાનક.

भस्मगोमयगोस्थानवल्मीकसकृदादादिमत् ॥
उत्तमद्रुमसप्तार्चिमार्गनीराश्रयादिमत् ॥ ५ ॥
स्थानंचितादिविरुकृतं । तथाकुलकषातटं ॥
स्त्रीपूज्यगोचरंवर्ज्यं । वेगाभावेन्यथा न तु ॥ ६ ॥

રાખનો કે છાણનો ઢગલો પડયો હોય તેમાં, ગાયને બેસવા બાંધવાનાં ઠેકાણામાં, રાફડા ઉપર, ઘણાં માણસે જ્યાં મળમૂત્ર કીધા હોય તેમાં, આંબા ગુલાબ પ્રમુખનાં થડમાં, અગ્નિમાં, સૂર્ય સામે, માર્ગવચ્ચે, પાણીના સ્થાનમાં, સ્મશાન પ્રમુખ ભયંકર સ્થાનમાં, નદીને કાંઠે, નદીમાં, નદીની ભેખડમાં, સ્ત્રી તથા પોતાના પૂજ્યના દેખતાં, એટલાં ઠેકાણાં (મળમૂત્રની પીડા આકરી થઈ ન હોય તો) મૂકીને મળમૂત્ર કરવાં; પરંતુ આકરી પીડા થઈ હોય તો એટલા ઠેકાણે પણ મળમૂત્ર કરવાં પણ મળમૂત્રના રોધને રોકવા નહીં.

ઓઘ નિર્યુક્તિ પ્રમુખ આગમમાં પણ સાધુ આશ્રયિને એમ કહેલું છે કે:—

अणावाय मसंलोए। परस्साणुवघाइए ॥
समेअझुसिरेवावि। अचिरकाल कयंमिअ ॥ १ ॥
विच्छिन्न दुरमोगाढे। नासन्ने बिलवज्जिए ॥
तस्स पाणवीअ रहिए। उच्चाराईणि वोसिरे ॥ २ ॥

જ્યાં બીજો કોઈ આવી ન ચઢે તેમજ બીજો કોઈ દેખી ન શકે એવા સ્થાનકે; જ્યાં બેસતાં નિંદા ન થાય કે કોઈ સાથે લડાઈ ન થાય એવા સ્થાનકે; સરખી ભુમીમાં એટલે પડી ન જવાય એવા સ્થાનકે; ઘાસ પ્રમુખે ઢાંકેલી ભુમી વર્જિત સ્થાને, કેમકે એવી ભૂમિમાં બેસતાં ઘાસ વિગેરેમાં જો કદાપિ વીંછી, સર્પ, કીડા પ્રમુખ હોય તો વ્યાઘાતનો સંભવ થાય; થોડા કાળની કરેલી ભૂમિકામાં; વિસ્તીર્ણ ભૂમિમાં, જઘન્યથી પણ એક હાથની જમીનમાં; જઘન્યથી પણ ચાર અંગુલ જમીન અગ્નિ તાપાદિકથી અચિત્ત થઈ હોય એવા સ્થાનમાં; અતિશય આસન્ન (પાસે) નહીં (દ્રવ્યથી ધવળ ઘર આરામાદિકને નજીક નહીં અને ભાવથી આકરી પીડા થઈ હોય તો તેવા સ્થાન પાસે પણ વોસરાવે); બીલ વાર્જિત સ્થાનકે; બીજ, લીલોતરી, ત્રસ જીવ રહિત સ્થાનકે; એવાં સ્થાનકે મળમૂત્ર વોસરાવે (ત્યાગ કરે).

दिसि पवण ग्राम सूरिय। छायाई पमज्जिऊणातिखुत्तो ॥
जस्सग्गहुत्ति काऊण। वोसिरे आयमि सुद्धाए ॥ ३ ॥

દિશી, પવન, ગ્રામ, સૂર્ય, છાયા પ્રમુખના સન્મુખ વર્જિને તેમજ જમીનને પ્રમાર્જિને ત્રણ વાર "अणुज्जाणह नस्सगो" એવો પાઠ કહીને શરીરની શુદ્ધિ થવા માટે વોસરાવે.

उत्तर पुव्वा पुज्जा। जम्माए निसिअरा अहिवडंति ॥
घाणारिसाय पवणे। सूरिअ गामे अवन्नोअ ॥ ४ ॥

ઉત્તર અને પૂર્વ દિશા પૂજ્ય છે માટે તેના સન્મુખ મળમૂત્ર ન કરવો. દક્ષિણ દિશા સામે બેસતાં ભૂત પિશાચાદિકનો ભય થાય છે. પવન સન્મુખ બેસતાં નાશિકામાં પવન આવવાથી રોગાદિકની વૃદ્ધિ થાય છે. સૂર્ય તથા ગામના સન્મુખ બેસવાથી તેની આશાતના થાય છે.

संसत्तग्गहणीपुण। छायाए निग्गयाइ वोसिरई ॥
छायासइ उन्हंमिवि। वोसिरिअ मुहुत्तगं चिट्ठे ॥ ५ ॥

છાયામાં વોસરાવતાં ઘણા જીવનો સંશય રહે છે, માટે છાયા કરતાં તાપમાં વોસરાવવું સારૂં છે. તડકો છતાં પણ જ્યાં છાયા આવનારી હોય તેવા સ્થાનમાં વોસરાવે તો બે ઘડી તપાસ રાખવી.

मुत्त निरोहे चक्खु। वच्च निरोहे अ जीवियं चयई ॥
उड्ढ निरोहे कुट्ठंगे। लन्नंवा भवे तिसुवि ॥ ६ ॥

મૂત્ર રોકવાથી ચક્ષુ જાય, મળ રોકવાથી જીવિતવ્યથી રહિત થાય, શ્વાસ (ઉર્ધ્વવાયુ) ને રોકવાથી કોઢ થાય અને એ ત્રણેને રોકવાથી ગ્લાન (મંદવાડ) ની પ્રાપ્તિ થાય છે. મળમૂત્ર રોકવા નહીં એ શ્રેયકારી છે.

મળ, મૂત્ર, થૂંક, બળખો, સલેખમાદિ જ્યાં નાખવા હોય ત્યાં પહેલાંથી "अणुजाणह जस्सगो" એમ કહીને વોસરાવવો, અને વોસરાવ્યા પછી તત્કાળ વોસરે એમ ત્રણ વાર ચિંતવવું. વળી સલેખમાદિકને તો તત્કાળ ધૂળ, રાખ વિગેરેથી યત્નાપૂર્વક ઢાંકવાં. જો એમ ધૂળ વિગેરેથી ઢાંકે નહીં ને ખુલ્લાં પડયાં રહે તે તેમાં તત્કાળ અસંખ્ય સમૂચ્છિંમ (માતા પિતાના સંયોગ વિના ઉપજનારા નવ પ્રાણવાળા મનુષ્ય) તથા બેઇંદ્રિયાદિક જીવ ઉત્પન્ન થાય અને તેનો નાશ થવાનો દોષ લાગે છે. જે માટે પન્નવણા સૂત્રના પ્રથમ પદમાં કહેલું છે કે, "હે ભગવાન્ સમૂચ્છિંમ મનુષ્ય કયાં ઉપજે? (ઉત્તર) હે ગૌતમ, મનુષ્યક્ષેત્રમાં; પીસ્તાળીસ લાખ યોજનમાં, અઢીદ્વીપમાં જે દ્વીપ સમુદ્રો છે તેમાં આવેલા પંદર કર્મભૂમિ (જ્યાં અસી, મસી, કર્મ કરી લોકો આજીવીકા કરે છે)માં; છપન અંતરદ્વીપા મનુષ્ય (યુગલીયા), ગર્ભજ (ગર્ભથી ઉપજે એવા) મનુષ્યના મળમાં, પેશાબમાં, થુંક બળખામાં, નાશિકાના શલેખમમાં, વમન (ઓકેલા)માં, મુખમાંથી પિત્ત પડે છે તેમાં, વીર્યમાં, વીર્ય અને રૂધીર ભેગાં મળેલાં હોય તેમાં, વીર્ય સુકેલામાં કે વીર્ય જ્યાં પડી રહેલું હોય તેમાં, નિર્જીવ કલેવરમાં, સ્ત્રી પુરૂષના સંયોગમાં, નગરના ખાળમાં, મનુષ્ય સંબંધી સર્વ અપવિત્ર સ્થાનમાં, સમુચ્છિંમ મનુષ્ય ઉત્પન્ન થાય છે. (પણ તે કેવા ઉત્પન્ન થાય તેનો ઉત્તર) એક અંગુળનાં અસંખ્ય ભાગ માત્ર શરીરની અવગાહના (દેખાવવાળા), અસંજ્ઞી (મનવગરના), મિથ્યાત્વી, અજ્ઞાની, સર્વ પર્યાપ્તીથી અપર્યાપ્તા, અને અંતર્મુહુર્ત્તનું આયુષ્ય ભોગવી કાળ કરનારા એવા સમુચ્છિંમ જીવ ઉપજે છે, માટે બળખા શલેખમ ઉપર ધૂળ કે રાખ નાંખીને તેને જરૂર ઢાંકવાં."

દાતણ કરવું તે પણ નિર્દુષણ સ્થાનકે અચિત્ત અને જાણીતા ઝાડમાંથી થયેલા કોમળ દાતણે કરી કરવું. વળી દાંત દાઢને દૃઢ થવા માટે તર્જની આંગુળીથી ઘસવા. દાંતનો મેલ જ્યાં નાંખીએ ત્યાં તેના ઉપર ધુળ નાખીને યતનાપૂર્વકજ દરરોજ દાતણ કરવું.

વ્યવહાર શાસ્ત્રમાં પણ એમ કહેલું છે કેઃ—

दंतदाढ्याय तर्जन्या । वर्षयेद्दंतपिटिकां ॥
आदावतः परंकुर्या । दंतधावनमादरात् ॥ १ ॥

દાંત દૃઢ કરવા માટે દાંતની પીઠિકા (પેઢીયાં–પેઢાં) પ્રથમ તર્જની અંગુલીથી ઘસવી, પછી આદરપૂર્વક (જરૂર) દાતણ કરવું.

## દાતણ કરતાં શુભસુચક અગમચેતી.

यद्याद्यवारिगंडूषा, द्दिंदुरेकः प्रधावति ॥
कंठे तदा नरैर्ज्ञेयं, शीघ्रं भोजनमुत्तमं ॥ २ ॥

દાતણ કરતી વખતે જે પાણીના કોગળા કરવામાં આવે છે તેમાં પહેલો કોગળો કરતાં તેમાંથી જો એક બીંદુ (ટીંપુ) ગળામાં ઉતરી જાય તો તે દિવસે ઉત્તમ ભોજન પામે.

## દાતણનું પ્રમાણ અને તે કરવાની રીતિ.

अवक्राग्रंथिसत्कूर्चं, सूक्ष्माग्रं च दशांगुलं ॥
कनिष्ठाग्रसमं स्थौल्यं, ज्ञातवृक्ष्यं सुभूमिजं ॥ ३ ॥

कनिष्टिकानामिकयोरंतरे दंतधावनं ॥
आदाय दक्षिणां दंष्ट्रां वामा वा संस्प्टशेत्तले ॥ ४ ॥
तल्लीनमानसः स्वस्थो । दंतं मांस व्यथां त्यजन् ॥
उत्तराभिमुखः प्राची । मुखो वा निश्चलासनः ॥ ५ ॥
दंतान् मौनपरस्तेन । घर्षयेद्वर्जयेत्पुनः ॥
दुर्गंधं शुषिरं शुष्कं, स्वाद्वम्लं लवणं च तत् ॥ ६ ॥

વાંકું નહીં, વચ્ચે ગાંઠ વિનાનું, જેનો કૂચો સારો થઈ શકે એવું, જેની અણી પાતળી હોય, દશ આંગળ લાંબુ, પોતાની ટચલી આંગુળી જેવું જાડું, જાણીતા ઝાડનું, સારી જમીનમાં ઉત્પન્ન થએલાં દાતણથી ટચલી અને દેવપુજણી અંગુળીની વચ્ચે રાખીને પહેલાં ઉપલી જમણી દાઢ અને પછીથી ઉપલી ડાબી દાઢને ઘસીને પછી બન્ને નીચેની દાઢને ઘસવી. ઉત્તર કે પૂર્વ દિશા સામે સ્થિર આસને દાતણ કરવા-માંજ ચિત્ત સ્થાપીને દાંત અને પીઢિકાને કાંઈ પીડા ન થાય તેમ મૌન રહી દાત-ણના કુચાથી સુકી મસી, સ્વાદીષ્ટ મીઠું કે ખાટા પદાર્થથી દાંતોનાં પોલારને ઘસીને દાંતના મેલ કે દુર્ગંધીને દુર કરવા.

### દાતણ ન કરવા વિષે.

व्यतिपाते रविवारे, संक्रांतौ ग्रहणे न तु ॥
दंतकाष्ठं नवाष्टैक, भूतपक्षात षड्सुपु ॥ ७ ॥

વ્યતિપાતે, રવિવારે, સંક્રાંતને દિને, ગ્રહણને દિને અને પડવો, ચોથ, આઠમ, નવમી, પુનમ, અમાવાસ્યા એ છ તિથિઓને દિને દાતણ ન કરવું.

### વગર દાંતણે મુખ શુદ્ધિ કરવાનો રીતિ.

अभावे दंतकाष्ठस्य, मुखशुद्धिविद्धिः पुनः,
कार्यो द्वादशगंडूष, जिंव्होल्लेखस्तु सर्वद। ॥ ८ ॥
विलिख्य रसनां जिंव्हा, निर्लेखिन्याः शनैः शनैः;
शुचिप्रदेशे प्रक्षाल्य, दंतकाष्ठं पुरस्त्यजेत्. ॥ ९ ॥

જે દિવસે દાતણ ન કરવું હોય તે દિવસે મુખ શુદ્ધિ કરવાનો વિધિ એવો છે કે, બાર કોગળા પાણીનાં કરવા અને જીભની ઉલ્લેખ (ઉલ) તો જરૂર દરરોજ ઉતા-રવી. જીભ ઉપરથી ઉલ ઉતારવાની દાતણની ચીર કે નેત્રની કાંબડીથી જીભને ધીરે ધીરે ઘસીને તે ચીર પોતાની સન્મુખ શુચિ પ્રદેશે (પવિત્ર જગોએ) ફેંકવી.

### દાતણની ચીરી ફેંકવાથી જણાતી અગમચેતી.

सन्मुखं पतितं स्वस्य, शांतानां ककुनांचतत्,
ऊर्द्धस्थं च सुखाय स्या, दन्यथा दुखहेतवे. ॥ १० ॥
ऊर्द्ध स्थित्वा क्षणां पश्चा, त्पतत्येतद्यदा पुनः;
मिष्ठाहारस्तदादेश्या, स्तद्दिने शास्त्रकोविदैः. ॥ ११ ॥

જો દાતણની ચીર પોતાની સામે પડે તો સર્વ દિશાઓમાં સુખશાંતિ પામે. વળી દાતણની ચીર ઉભી રહે તો સુખ માટે થાય, એથી વિરૂદ્ધ હોય તો દુઃખદાયી સમજવું. ક્ષણવાર ઉભી રહીને પછી જો દાતણની ચીર પડી જાય તો શાસ્ત્ર જાણનારે એમ કહેવું જે આજે જરૂર મીષ્ટ આહાર ભોજન કરવા મળશે.

## દાતણ કરવાના નીષેધ વીષે.

कासश्वासज्वराजीर्ण, शोकतृष्णास्यपाकयुक्;
तन्न कुर्याच्छिरोनेत्र, हृत्कर्णामयवान्नपि. ॥ १२ ॥

ખાંસીનો રોગી, શ્વાસનો રોગી, અજીર્ણ રોગી, શોક રોગી, તૃષા રોગી, મુખપાક રોગી, મસ્તકરોગી, નેત્ર રોગી, હૃદય રોગી, કર્ણ રોગી, એટલા રોગવાળાઓને દાતણનો નિષેધ છે.

## વાળ સમારવા વીષે.

केशप्रसाधनं नित्यं, कारयेदथ निश्चलः;
कराभ्यांयुगपत्कुर्यात्, स्वोत्तमांगे स्वयं न तत्. ॥ १३ ॥

માથાના વાળ નિત્ય સ્થિર થઇને બે હાથથી બીજા કોઈની પાસે સાફ કરાવવા, પણ પોતાને હાથે વાળ સમારવા નહીં. (કાંસકીથી કે હાથથી બીજા પાસે વાળ સમા કરાવવા.)

## દરપણ જોવાથી અગમચેતી.

તીલક કરવાને કે મંગળ માટે દરરોજ દર્પણ જોવું, પણ દરપણમાં જે દિવસે પોતાના મસ્તક વિનાનું પોતાનું ધડ દેખાય તે દિવસથી પંદર દિવસે પોતાનું મૃત્યુ જાણવું.

જે દિવસે ઉપવાસ, આંબીલ, અને એકાસણાદિકનું પચખાણ કરેલ હોય તે દિવસે દાંતણ કે મુખશુદ્ધિ કીધા વિના પણ શુદ્ધજ સમજવું; કેમકે, તપ એજ મહાફળકારી શુદ્ધિ છે. લોકિકમાં પણ એજ વ્યવહાર છે કે, "ઉપવાસાદિક તપમાં દાતણ કીધા વિના પણ દેવપૂજા પ્રમુખ કરવી." ઉપવાસાદિકમાં દાતણનો નિષેધ લૌકીકશાસ્ત્રમાં પણ કહેલ છે. વિષ્ણુભક્તિચંદ્રોદયમાં કહેલું છે કેઃ—

प्रतिपद्दर्शषष्ठी, मध्यांते नवमीतिथौ; संक्रांतिदिवसे प्राप्ते, न कुर्याद्दंतधावनं. १
उपवासे तथा श्राद्धे, न कुर्या दंतधावनं; दंतानां काष्टसंयोगे, हंतिसप्तकुलानि वै. २
ब्रह्मचर्यमहिंसा च, सत्यमामिषवर्ज्जनं; व्रते चैतानि चत्वारि, चरितव्यानिनित्यसः ३
असकृत् जलपानानुं, तांबुलस्य च भणात्; उपवासः प्रदुष्येत, दिवास्वापाच्चमैथुनात्. ४

પડવો, અમાવાશ્યા, છઠ, નવમી, અને સંક્રાંતને દહાડે દાતણ કરવું નહીં. ઉપવાસમા કે શ્રાદ્ધમાં દાતણ ન કરવું, કેમકે દાંતને દાતણનો સંયોગ સાત કુળને હણે છે (સાત અવતાર દુરગતિ થાય) બ્રહ્મચર્ય, અહિંસા (દયા), સત્ય, માંસત્યાગ, એ ચારમાંના કોઈ પણ વ્રતમાં જરૂર પાળવાં. વારંવાર પાણી પીવાથી, તાંબુલ ખાવાથી, દિવસે સુવાથી અને મૈથુન સેવવાથી ઉપવાસનું ફળ હણાય છે (જાય છે). સ્નાન કરવું હોય તોપણ જ્યાં નીલફુલ, સેવાલ, કંથુ જીવ ઘણા થતા ન હોય, જ્યાં વિષમ ભૂમી ન હોય, જ્યાં પોલાર પ્રમુખ જમીનમાં ન હોય, એવી જમીન ઉપર,

ઉપરથી ઉડીને આવી પડતાં જીવોની યત્નાપૂર્વક પ્રમાણ કરેલા ગયણાથી ગળેલા પાણીથી સ્નાન કરવું. શ્રાવક દિનકૃત્યમાં કહેલ છે કે:—

तस्साइजीवरहिये, भूमिभागे विसुद्धए; ॥ फासुएणंतुनीरेण, इयरेण गलिएणओ. ॥

ત્રસાદિક જીવરહિત સમી (ઉંચી નીચી નહીં એવી) પવિત્ર ભુમિ ઉપર અચિત્ત અને ઉષ્ણ ગળેલા પ્રમાણવંત પાણીથી વિધિપૂર્વક સ્નાન કરે. વ્યવહારમાં કહેલું છે કે:—

नग्नार्त्तप्रोषितायातः, सचेलीभूक्तभूषितः;
नैव स्नायादनुव्रज्य, बंधुन् कृत्वा च मंगलं. ॥ १ ॥
अज्ञाते दुष्प्रवेशे च, मलिनैर्दूषितेथवा;
तरुच्छन्नेसशेवाले, न स्नानं युज्यते जले ॥ २ ॥
स्नानंकृत्वाजलैः शीतैः, भोक्तुमुष्णं न युज्यते;
जलैरूष्णैस्तथा शीतं, तैलाभ्यंगश्च सर्वदा. ॥ ३ ॥

નગ્ન થઈને, રોગી છતાં, પરદેશથી આવીને, બધા વસ્ત્ર સહિત, ભોજન કીધા પછી, આભુષણ પહેરીને, અને ભાઈ પ્રમુખ સગાં વહાલાંને મંગળ માટે વોળાવી આવીને તરત સ્નાન ન કરવું. અજાણ્યા પાણીથી, જેમાં પ્રવેશ કરવો મુશ્કેલ હોય એવા નવાણમાં પેસીને, મલીન લોકોએ મલીન કરેલા પાણીમાં, દુષિત પાણીથી, અને સેવાળ કે ઝાડના ગુચ્છથી ઢંકાયલાં પાણીમાં પેસીને સ્નાન કરવું એ યોગ્ય નથી. શીતળ જળથી સ્નાન કરીને તરત ઉષ્ણ ભોજન, તેમજ ઉષ્ણ જળથી સ્નાન કરીને તરત શીતળ અન્ન ખાવું નહીં.

## સ્નાન કરતાં જણાતો અગમચેતીઓ.

स्नातस्य विकृताच्छाया, दंतघर्षः परस्परं; देहश्च शवगंधश्चेन्मृत्युस्तद्दिवसत्रये. ॥४॥
स्नानमात्रस्यचेच्छोशो, वक्षस्यंह्रिद्वयेपि च;षष्टे दिने तदा ज्ञेयं,पंचत्वं नात्रसंशयः.॥५॥

સ્નાન કરીને ઉઠયા પછી તરતજ પોતાના શરીરની કાંતિ બદલાઈ જાય, માંહોમાંહે દાંત ઘસવા લાગી જાય, અને શરીરમાંથી મૃતકના જેવી ગંધ છુટે તો તે પુરૂષ ત્રિજે દિવસે મરણ પામે. સ્નાન કરી રહ્યા કે તરતજ જો હૃદય અને બે પગમાં શોષ થવાથી એકદમ સુકાઇ જાય તો તે છઠ્ઠે દિવસે મરણ પામે એમાં સંદેહ નહીં.

## સ્નાન કરવાનો જરૂર સમય.

रतेर्वांते चिताधूम, स्पर्शे दुःस्वप्नदर्शने;
क्षौरकर्मण्यपि स्नाया, द्गालितैःशुद्धवारिभिः. ॥६॥

મૈથુન સેવ્યા પછી, ઉલટી કીધા પછી, સ્મસાનના ધૂમ્રનો સ્પર્શ થયા પછી, નઠારૂં સ્વપ્ન દીઠા પછી અને ક્ષૌરકર્મ (હજામત કરાવ્યા) પછી ગળેલા નિર્મળ પવિત્ર જળથી જરૂર સ્નાન કરવું.

## હજામત ન કરાવવા વિષે.

अभ्यक्तस्नाताशित, भूपतयात्रारणोन्मुखैः क्षौरं ॥
विद्यादिनिशासंध्या, पर्वसु नवमेह्नो न कार्यं च ॥ १ ॥

તૈલાદિ મર્દન કીધા પછી, સ્નાન કીધા પછી, ભોજન કીધા પછી, વસ્ત્રાભૂષણ પહેર્યા પછી, પ્રયાણ કરવાને દિવસે, રણમાં જવા વખતે, વિદ્યા યંત્ર મંત્રાદિકના પ્રારંભ કરવા વખતે, રાત્રે, સંધ્યાકાળે, પર્વને દિવસે અને નવમે દિવસે ક્ષૌરકર્મ ( હજામત ) કરાવવું નહીં.

कल्पयेदेकशः पक्षे, रोमस्मश्रुक चान्नखान् ॥
न चात्मदशनाग्रेण, स्वपाणिभ्यां च नोत्तमः ॥ २ ॥

ઉત્તમ પુરૂષે દાઢી અને મુંછના વાળ તથા નખ એક પક્ષમાં એકજ વાર લેવરાવવા ( ઉતરાવવા ); અને પોતાના દાંતવડે કે હાથવડે પોતાના નખ ચાવવા કે ઉચ્છેદ કરવા નહીં.

## સ્નાન વિષે.

સ્નાન કરવું તે શરીરને પવિત્રતાનું અને સુખનું, તેમજ પરિણામશુદ્ધિને પામવાનું અને ભાવશુદ્ધિનું કારણ છે. બીજા અષ્ટક પ્રકરણમાં કહેલું છે કેઃ—

जलेन देहदेशस्य, क्षणं यच्छुद्धिकारणं ॥
प्रायो न्यानुपरोधेन, द्रव्यस्नानं तदुच्यते ॥ १ ॥

દેહદેશ એટલે શરીરના એક ભાગનેજ, ક્ષણવાર પણ ઘણી વાર નહીં, ( અતિસારાદિક રોગીઓને ક્ષણવાર પણ શુદ્ધિનું કારણ ન હોવાને લીધે) પ્રાયે કરી શુદ્ધનું કારણ છે, પણ એકાંતે શુદ્ધિનું કારણ નથી; ધોવા યોગ્ય જે શરીરનો મેલ તેને દુર કરવા રૂપ પણ કાન નાકની અંદર રહેલા મેલને દુર કરી ન શકાય એવા, પ્રાયે જળથી બીજા પ્રાણીઓનો બચાવ કરતાં જે બને છે તેને દ્રવ્ય સ્નાન (બાહ્ય સ્નાન) કહેવાય છે. (અર્થાત્ જળવડે જે ક્ષણવાર દેહદેશની શુધ્ધિનું કારણ છે તેને દ્રવ્ય સ્નાન કહેવાય છે).

कृत्वेदं यो विधानेन, देवतातिथिपूजनं ॥
करोति मलिनारंभि, तस्यैतदपि शोभनं ॥ २ ॥

જે ગૃહસ્થ ઉપર લખેલી યુક્તિપૂર્વક વિધિયે દેવ ગુરૂની પૂજા કરવા માટેજ દ્રવ્યસ્નાન કરે છે તેને તે પણ શોભનીય છે. દ્રવ્યસ્નાન શોભનીય છે, તેનો હેતુ બતાવે છે.

भावशुद्धे निमित्तत्वा, त्तथानुभवसिद्धितः ॥
कथंचिद्दोषभावेपि, तदन्यगुणभावतः ॥ ३ ॥

ભાવશુધ્ધિ (પરિણામ શુધ્ધિનું કારણ છે) તેમજ અનુભવ જ્ઞાનથી જોતાં કાંઈક અપકાય વિરાધનાદિક દોષ દેખાય છે, પણ તેથી જે દર્શન શુધ્ધ (સમકીતની પ્રાપ્તિ) થાય એજ ગુણ છે માટે ભાવથી લાભકારી છે. કહેલું છે કેઃ—

पूआए कायवहो, पडिकुट्ठो सोउ किंतु जिणपुआ ॥
सम्मत्त सुद्धि देउत्ति, भावणीआओ निरवज्जा ॥ ४ ॥

પૂજા કરવામાં અપકાયાદિનો વધ (નાશ) થાય છે એટલાજ માટે પૂજા ન કરવી એવી શંકા રાખનારાઓને ઉત્તર આપતાં ગુરૂ કહે છે કે, "પૂજા એ સમકીતની શુદ્ધિ કરનારી છે, માટે "પૂજા" એ દોષ રહિતજ ભાવવી (સમજવી)".

ઉપર લખ્યા પ્રમાણથી દેવપૂજા પ્રમુખ માટે ગૃહસ્થને દ્રવ્યસ્નાન કરવાની આજ્ઞા છે, તેથી "દ્રવ્યસ્નાનથી કાંઈપણ લાભ થતો નથી" એવું બોલવાવાળા લોકોનો મત અસત્ય છે એમ સમજવું.

તીર્થ ઉપર સ્નાન કર્યું હોય તો ફક્ત દેહની કાંઈક શુદ્ધિ થાય છે, પરંતુ આત્માની તો એક અંશ માત્ર પણ કાંઈ શુદ્ધિ થતી નથી. જે માટે સ્કંદપુરાણના કાશીખંડમાં છઠ્ઠા અધ્યાયને વિષે કહેલું છે કેઃ—

**मृदोभारसहस्रेण, जलकुंभशतेन च; न शुध्यंति दुराचाराः, स्नातास्तीर्थशतैरपि ॥ १ ॥ जायंते च म्रियंते च, जलेष्वेव जलौकसः ॥ न च गच्छंति ते स्वर्ग, मवि शुद्धमनोमलाः ॥ २ ॥ चित्तं शमादिभिः शुद्धं, वदनं सत्यभाषणैः ॥ ब्रह्मचर्यादिभिः काय, शुद्धो गंगा विनाप्यसौ ॥ ३ ॥ चित्तं रागादिभिः क्लिष्ठ, मलीकवचनैर्मुखं ॥ जीवहिंसादिभिः कायो, गंगा तस्य पराङ्मुखी ॥ ४ ॥ परदारपरद्रव्य, परद्रोहपराङ्मुखः ॥ गंगाप्याह कदागत्य, मामयं पावयिष्यति ॥५॥**

હજાર ભાર માટીથી, પાણીના ભરેલા સેંકડો ઘડાથી, કે શતગમે તીર્થના સ્નાન કરવાથી પણ દુરાચારી પુરૂષોના દુરાચાર (પાપ) શુદ્ધ થતા નથી (જતા નથી). જળજંતુઓ (મચ્છાદિક) જળમાંજ ઉત્પન્ન થાય છે અને તેમાંજ પાછા મરણ પામે છે, પણ નથી શુદ્ધ થયું મેલ રૂપ મન જેનું એવા તેઓ દેવલોક ગતિને પામતા નથી. ગંગાના સ્નાન વિના પણ સમ, દમ, સંતોશાદિકથી મન નિર્મળ થાય છે, સત્ય બોલવાથી મુખ શુદ્ધ થાય છે, બ્રહ્મચર્યાદિકથી શરીર શુદ્ધ થાય છે. રાગાદિકથી મન મલિન છે, અસત્ય બોલવાથી મુખ મલિન થાથ છે, અને જીવ હિંસાદિકથી કાયા મલિન છે, તો તેથી ગંગા પણ દુરજ રહે છે. ગંગા પણ એમજ ચહાય છે કે, પરસ્ત્રીથી, પરદ્રવ્યથી, અને પરદ્રોહથી દુર રહેનારા પુરૂષો મારી પાસે આવીને મને પાવન કરશો (કેવા પુરૂષોને ગંગા પવિત્ર કરે છે તે વિષે દૃષ્ટાંત).

## તીર્થ સ્નાન ઉપર કુળપુત્ર અને તુંબડાનો દૃષ્ટાંત.

કોઈક કુળપુત્ર ગંગા પ્રમુખ તીર્થ કરવા જવા લાગ્યો ત્યારે તેની માતાએ તેને કહ્યું કે, હે પુત્ર, આ મારૂં તુંબ (તુંબડું) તું સાથે લઇ જા અને જ્યાં જ્યાં તું સ્નાન કરે ત્યાં ત્યાં તેને પણ નવરાવજે. કુળપુત્રે માનું કહેવું માન્ય કરી જે જે તીર્થે ગયો તે તે તીર્થે તુંબડાને નવરાવ્યું. છેવટ ગંગા પ્રમુખ તીર્થની યાત્રા કરી પોતાને ઘેર આવ્યો અને માતાનું તુંબ તેને પાછું સમર્પણ કર્યું. ત્યારે તેણીએ તેજ તુંબડાનું શાક કરીને પુત્રને જ પીરસ્યું. તે મુખમાં ઘાલતાં માત્ર થુથુકાર કરવા લાગ્યો અને બોલ્યો, અરે! આટલું બધું કડવું શાક ક્યાંથી કાઢયું? માતાએ કહ્યું કે, શું હજી એની કડવાશ ગઈ નથી! અરે એ શું! તેં આટલા બધા તીર્થ ઉપર સ્નાન કરાવ્યું, તોપણ એની કડવાસ ગઇ નહીં. ત્યારે તેં એને ખરેખર સ્નાન કરાવ્યુંજ નહીં હોય. પુત્ર બોલ્યો કે, નહીં નહીં, મેં તો ખરેખર એને બધા તીર્થ ઉપર મારા પેઠેજ નવરાવ્યું હતું. માતા બોલી કે, જો એટલા બધા તીર્થ ઉપર એને સ્નાન કરાવતા

છતાં એની કડવાસ ગઈ નહીં, ત્યારે તો ખરેખર તાહારૂં પાપ પણ ગયુંજ નથી. શું એકલા તીર્થ ઉપર સ્નાન કરવાથી જ પાપ જઈ શકે છે? પાપ તો ખરેખર ધર્મક્રિયા અને જપ તપવડેજ જાય છે. જો એમ ન હોય તો આ તુંબડાનું કડવાપણું (કડવાશ) કેમ ગયું નહીં. ત્યારે તે પણ પ્રતિબોધ પામ્યો, અને જપ તપ કરવા શ્રદ્ધાવંત થયો.

સ્નાન કરવામાં અસંખ્ય જીવમય જળની અને શેવાળ પ્રમુખ જો હોય તો અનંત જંતુની વિરાધના અને અણગળીત જળમાં પોયરા (પોરા) પ્રમુખ બે ઈંદ્રિય જીવની વિરાધનાનો સંભવ હોવાથી સ્નાન કરવામાં દોષ પ્રખ્યાતજ છે.

જળ એ જીવમયજ છે એ વિષે લૌકીક શાસ્ત્રના ઉત્તર મીમાંસામાં કહ્યું છે કેઃ—

लूतास्यतंतू गलिते ये बिंदौ संति जंतवः ॥ सुक्ष्मा भ्रमरमानास्ते नैवमांति त्रिविष्टपे. ६

કરોળીઆના મુખમાં જે તંતુ છે, એવા તંતુથી બનાવેલા વસ્ત્રમાંથી ગળેલા પાણી મધ્યેના એક બીંદુમાં જેટલા જીવો છે, તે જીવોની સુક્ષ્મ ભ્રમરના પ્રમાણે કલ્પના કરી હોય તો ત્રણે જગતમાં પણ સમાઈ શકે નહીં.

## ભાવસ્નાનનું સ્વરૂપ.

ध्यानांभस्यानुर्जीवस्य, सदा यच्छुद्धिकारणं ॥
मलम् कर्म समाश्रित्य भावस्नानंतदुच्यते ॥ ७ ॥

ધ્યાનરૂપ જળે કરીને જીવને સદાય જે શુદ્ધિનું કારણ થાય અને જેનો આશ્રય લઈને કર્મરૂપ મેલ ધોવાય તેને ભાવ સ્નાન કહે છે.

## પૂજા વિષે.

જે કોઈક પ્રાણીને સ્નાન કરવાથી પણ જો ગુમડું, ચાઠું, ઘાવ વિગેરેમાંથી પરૂ કે રસી ઝરતાં બંધ ન થવાને લીધે દ્રવ્યશુદ્ધિ ન થાય તો તે પુરૂષે અંગપૂજા માટે પોતાના ફુલ ચંદનાદિક બીજા કોઈને આપીને તેની પાસે ભગવાનની પૂજા કરાવવી, અને પોતે દૂરથી અગ્રપૂજા (ધૂપ, અક્ષત, ફળ ચઢાવીને) તથા ભાવપૂજા કરવી. કેમકે, શરીર અપવિત્ર હોય ત્યારે પૂજા કરે તો લાભને બદલે આશાતનાનો સંભવ થાય છે, માટે તેને અંગપૂજા કરવાનો નિષેધ છે. કહ્યું છે કેઃ—

निःशुकत्वादशौचोपि देवपूजां तनोति यः ॥ पुष्पैर्भूपतितैर्यश्च भवतश्वपचादिमौ ॥८॥

આશાતના થવાનો ભય ન રાખતાં અપવિત્ર અંગે (શરીરના કોઇપણ ભાગમાંથી પરૂ કે રસી વિગેરે વહેતી હોય તો) દેવપૂજા કરે અથવા જમીન ઉપર પડી ગયેલાં ફુલથી પૂજા કરે, તો તે ભવાંતરમાં નીચ (ચંડાળની) ગતિને પામે.

## (પૂજામાં આશાતના કરવાથી ફળતા નબળા ફળ વિષે માતંગનો દૃષ્ટાંત.)

"કામરૂપ પટ્ટણ નગરમાં કોઈક ચંડાળને ઘેર એક પુત્ર ઉત્પન્ન થયો. તેનો જન્મ થતાંજ તેના પૂર્વભવના વૈરી વ્યંતરીક દેવતાએ ત્યાંથી હરણ કરીને તેને વનમાં મૂકયો. એ વખતે કામરૂપ પટ્ટણનો રાજા વનમાં ફરવા નીકળેલો હતો, તેણે તે બાળકને વનમાં પડેલો દેખી પોતે અપુત્રીઓ હોવાથી તેને પોતાના દરબારમાં લાવીને પુણ્યસાર એવું નામ આપી પાળીપોષીને યૌવનાવસ્થા પમાડયો. છેવટે તેને રાજ્ય આપી રાજાએ દીક્ષા

લીધી અને સંજમ પાળતાં વિચરીને કેટલેક કાળે તે કેવળજ્ઞાન પામી પાછા કામરૂપ પટ્ટણે આવ્યા, ત્યારે પુણ્યસાર રાજા તેમજ નગર લોકો તેમને વંદન કરવા આવ્યા. આવા અવસરે પુણ્યસારને જન્મ આપનારી જે તેની ચંડાળણી માતા હતી, તે પણ ત્યાં આવી સર્વ સભા સમક્ષ રાજાને દીઠો કે તરતજ તેણીના સ્તનમાંથી દુધની ધારા છુટી ધરતીપર પડવા લાગી. આ જોઈ રાજાના મનમાં ઘણી આશ્ચર્યતા લાગવાથી તે કેવળી મહારાજને પૂછવા લાગ્યો કે, હે મહારાજ, આ ચંડાળણીના સ્તનમાંથી મને દેખીને દુધની ધારા કેમ છુટી? કેવળીએ કહ્યું કે, રાજન્, એ તારી માતા છે, મેં તો તને વનમાં પડેલો દેખી ત્યાંથી ઉઠાવી લીધો હતો. રાજા પૂછવા લાગ્યો કે, સ્વામિન, શા કર્મથી હું ચંડાળના કુળમાં ઉત્પન્ન થયો? ઉત્તર આપતાં કેવળીએ જણાવ્યું કે, "પૂર્વભવમાં તું વ્યાપારી હતો. તેં એકદા જિનેશ્વરની પૂજા કરતાં પુષ્પ જમીન ઉપર પડેલું હતું તે ચઢાવવા લાયક નથી એમ જાણતાં છતાં પણ એમાં શું થયું! એમ અવજ્ઞા કરીને પ્રભુને તેં ચઢાવ્યું હતું, તેથી તું નીચ ગોત્રમાં ઉત્પન્ન થયો છું." કહેલું છે કે:—

उचिट्ठं फलकुसुमं । नेवज्जंवा जिणस्स जो देइ ॥
सो निअगोअं कम्मं । बंधइ पायन्न जंम्मंमि ॥ १ ॥

ઉચ્છિષ્ટ (અયોગ્ય) ફળ કે ફુલ કે નૈવેદ્ય ભગવાનને ચઢાવે તો તે પરલોકમાં નીચ કુળમાં ઉત્પન્ન થવાનું નીચગોત્ર બાંધે છે.

તારા પૂર્વભવની જે માતા હતી તેણીએ એક દિવસ સ્રીધર્મ (રજસ્વળા) માં આવેલી છતાં પણ દેવપૂજા કરી; તે કર્મથી એ મરણ પામ્યા પછી ચંડાળણી ઉત્પન્ન થઈ છે. આવાં વચન સાંભળીને રાજા વૈરાગ્ય પામી દીક્ષા ગ્રહણ કરી દેવલોકગતિ પામ્યો. અપવિત્ર પુષ્પથી પુજા કરવાને લીધે નીચગોત્ર બાંધ્યું તે ઉપર માતંગની કથા બતાવી.

ઉપરના દૃષ્ટાંતમાં બતાવ્યા મુજબ નીચગોત્ર બંધાય છે, માટે પડી ગયેલ પુષ્પ સુગંધીયુક્ત હોય તોપણ પ્રભુને ચઢાવવું નહીં. જરા માત્ર પણ અપવિત્ર હોય તોપણ તે પ્રભુને ચઢાવવું નહીં. સ્રીધર્મમાં આવેલી સ્રીએ તો સર્વ વસ્તુને સ્પર્શ કરવો નહીં.

## પૂજા કરતી વખતે વસ્ત્ર પહેરવાની રીતિ.

પુર્વોક્ત રીતે સ્નાન કીધા પછી પવિત્ર, સુકુમાળ, સુગંધી, રેશમી કે સુતરાઉ સુંદર વસ્ત્ર, રૂમાલ પ્રમુખથી અંગલુંહણ કરી બીજું શુદ્ધ વસ્ત્ર પહેરતાં ભીનું વસ્ત્ર યુક્તિપૂર્વક ઉતારીને ભીના પગથી મલિન જમીનને નહીં ફરસતાં પવિત્ર સ્થાનકે આવીને ઉત્તર દિશા સામે ઉભા રહીને મનોહર, નવું, ફાટેલ નહીં, સાંધેલ નહીં, પહોળું, સફેત વસ્ત્ર પહેરવું. શાસ્ત્રમાં કહેલું છે કે,

विशुद्धं वपुषः कृत्वा, यथायोगं जलादिभिः ॥ धौतवस्त्रे च सीतिद्वे, विशुद्धे धूपधूपिते ॥ १ ॥ (लोकीकमां) न कुर्यात्संधितं वस्त्रं, देवकर्मणि भूमिय ॥ न दग्धं न च वैच्छिन्नं, परस्य न तु धारयेत् ॥ २ ॥ कटिस्पष्टं तु यद्वस्त्रं, पुरीषं येन कारितं ॥ समूत्रं मैथुनं वापि, तद्वस्त्रं परिवर्जयेत् ॥ ३ ॥ एकवस्त्रो न भुजीत, न कुर्याद्देवतार्चनं; न कंचुकं विना कार्या, देवार्चा स्त्रीजनेन च ॥ ४ ॥

યથાયોગ નિર્મળ જળથી શરીરને શુદ્ધ કરીને પછી નિર્મળ ધૂપથી ધૂપેલા ધોએલાં બે વસ્ત્ર પહેરે. લોકીકમાં પણ કહેલું છે કે, હે રાજન, દેવપુજાના કાર્યમ સાંધેલું, બળેલું, ફાટેલું, કે પારકું વસ્ત્ર પહેરવું નહીં. એકવાર પણ પહેરેલું, જે પહેરીને વડીનીતિ, લઘુનીતિ કે મૈથુન કીધું હોય તેવું વસ્ત્ર ન પહેરવું. એકજ વસ્ત્ર પહેરીને ભોજન કરવું નહીં, તેમજ દેવની પુજા પણ કરવી નહીં; સ્ત્રીઓએ પણ કંચુકી (કાંચળી) પહેર્યા વિના પૂજા ન કરવી.

એવીરીતે પુરૂષને બે અને સ્ત્રીને ત્રણ વસ્ત્ર પહેર્યા વિના પૂજા કરવી કલ્પે નહીં. દેવપૂજા પ્રમુખમાં ધોએલાં વસ્ત્ર મુખ્ય વૃતિયે અતિવિશિષ્ટ (સારાં) ક્ષીરોદકાદિક ધોળાંજ. વાપરવાં. જેમ ઉદયન રાજાની રાણી પ્રભાવતી પ્રમુખે પણ ધોળાંજ વસ્ત્ર વાપર્યા છે તેમાં ધોળાં જવાપરવાં; વળી નિશીથસૂત્રમાં પણ ધોળાંજ કહેલાં છે. "सेअ वच्छनिअसणो" સફેત વસ્ત્ર પહેરીને (પુજા કરવી) એમ શ્રાવકદિનકૃત્યમાં પણ કહેલું છે.

ક્ષીરોદક વસ્ત્ર પહેરવાની શક્તિ ન હોય તો હીરાગળ (રેશમી) ધોતીયાં સુંદર વાપરવાં. પૂજાષોડશકમાં પણ "सित शुभवस्त्रेण" "સફેત શુભ વસ્ત્રો" એમ લખ્યું છે. તેની (પુજાષોડશકની) વૃતિમાં કહ્યું છે કે, सितवस्त्रेण शुभवस्त्रेण च शुभमिह सितादन्यदपि पट्टयुग्मादि रक्तपीतादि वर्ण परिगृह्यते સફેત અને શુભ વસ્ત્રો વાપરવાં, શુભ અહિંયાં કોને ગણવાં? તો કે, સફેત કરતાં જુદાં પણ પટોળાં વિગેરે કલ્પે. રાતાં પીળાં વિગેરે વર્ણવાળાં પણ ગ્રહણ કરાય છે.

## ઉત્તરાસણ કેવું વાપરવું તે વિષે.

एगसाडिअं उत्तरासंग करेइ એવા આગમના પ્રમાણથી ઉત્તરાસણ અખંડ એકજ કરવું. પણ બે ખંડ જોડીને કરેલું ન જોઈએ. તેમજ દુકુળ (હીરાગળ) પણ ભોજનાદિકમાં સર્વદા વપરાવાથી અપવિત્રજ ગણાય માટે હીરાગળ ન વાપરવું. જો પણ લોકમાં એમ માનેલું હોય કે રેશમી વસ્ત્ર, ભોજન અને મળમૂત્રાદિકથી અપવિત્ર થતું નથી, તોપણ તે લોકોકિત જિનરાજની પૂજામાં ન વાપરવી; કિંતુ અન્ય ધોતીયાની પેઠે મળ મૂત્ર અશુચિ સ્પર્શ વર્જવા પ્રમુખની યુક્તિથી દેવપુજામાં વાપરવું. અર્થાત દેવપુજામાં વાપરવાનાં વસ્ત્ર દેવપુજા સિવાય બીજે કયાંય પણ વાપરવા નહીં. દેવપુજામાં વાપરવાનાં વસ્ત્ર વારંવાર ધોવાં, ધુપવાં વિગેરે યુક્તિથી સાફ રાખવાં. વળી થોડી વારજ વાપરવાં. તેમજ પરસેવો, સલેખમ, થુંક, બળખો એ વસ્ત્રથી ન લુહવો, તેમજ વળી હાથ, પગ, મુખ, નાક, મસ્તક પણ નહીંજ લુછવાં, તેમજ પોતાના સંસારીક કામનાં વસ્ત્રની સાથે કે પારકાં બાળ, વૃદ્ધ, સ્ત્રી પ્રમુખનાં વસ્ત્રની સાથે ન મૂકવાં, તથા પ્રાયે પારકાં વસ્ત્ર પહેરવાં જ નહીં. જો વારંવાર એમ યુક્તિથી ન સાચવે તો અપવિત્ર થવાના દોષનો સંભવ થાય છે.

## કુમારપાળ રાજાએ પૂજા માટે મંગાવેલા નવા વસ્ત્ર વિષે.

આ વિષય ઉપર દૃષ્ટાંત સંભળાય છે કે, કુમારપાળ રાજાએ પ્રભુની પૂજા માટે નવું વસ્ત્ર માંગ્યું. ત્યારે મંત્રી બહાડને અંબડના નાના ભાઈ ચાહડે સંપુર્ણ નવું નહીં પણ કિંચિત્ વાપરેલું વસ્ત્ર લાવી આપ્યું. તે જોઇ રાજાએ કહ્યું—નહીં નહીં, જુનું

નહીં જોઈએ. કોઈનું પણ વાપરેલું નહીં એવું નવું જ વસ્ત્ર પ્રભુની પૂજા માટે જોઈએ તે લાવી આપ. ત્યારે તેણે કહ્યું કે, મહારાજ, એવું સાફ નવું વસ્ત્ર તો અહિંયા મળતુંજ નથી. પણ સવાલાખ દ્રવ્યના મુલથી નવા વસ્ત્ર બંબેરા નગરીમાં બને છે, પરંતુ ત્યાંનો રાજા તે એક દિવસ પહેરીને પછીજ અહિંયાં મોકલાવે છે. આવાં વચન સાંભળીને કુમારપાળ રાજાએ બંબેરા નગરીનાં અધિપતિને સવાલાખ દ્રવ્ય આપવાનું જણાવી તદ્દન નવું પહેર્યા વગરનું વસ્ત્ર મોકલવાને કહેવરાવ્યું. તેણે તે આપવાની ના પાડી તેથી કુમારપાળ રાજા તેનાપર કોપાયમાન થયો; જેથી તેણે ચાહડને બોલાવી કહ્યું કે, આપણું મોટું સૈન્ય લઈને તું બંબેરા નગરે જઈ જય કરીને ત્યાંના પટોળાં અને પટોળાંના કારીગરોને અહિંયાં લઈ આવ. તું દાનસોંડ (દાન આપવામાં ઉદાર)છું તે ખરૂં પણ વિશેષ ખરચ મ કરીશ. તે વચન અંગીકાર કરીને ત્યાંથી મોટું સૈન્ય લઈ ત્રીજે પ્રયાણે ચાહડ બંબેરે જઈ પહોંચ્યો. બંબેરાના સ્વામીએ તેની પાસે લાખ દ્રવ્ય માંગ્યું પરંતુ કુમારપાળે ના પાડેલી હોવાથી તેણે આપ્યું નહીં, અને છેવટે રાજાના ભંડારના દ્રવ્યનો વ્યય કરીને (જેણે જેમ માંગ્યું તેને તેમ આપીને) ચૌદસેં ઉટડીઓ ઉપર ચઢેલા બે બે શસ્ત્રધારી સુભટોને સાથે લઈ અકસ્માત્ રાત્રિને સમયે બંબેરા નગરને વીંટીને સંગ્રામ કરવા ધાર્યું. પણ તે રાતે ત્યાંના લોકોમાં સાતસો કન્યાઓના લગ્ન હતાં તે સાંભળીને તેઓને વિઘ્ન થાય નહીં માટે રાત્રે વિલંબ કરી સવારના પહોરમાં પોતાના સૈનીક બળથી તેણે ત્યાંના કીલ્લાના ચૂરેચૂરા કરી નાંખીને અંદર પેસી ત્યાંના અધિપતિનો દરબારનો ગઢ કીલ્લો તાબે કર્યો. પછી પોતાના રાજા કુમારપાળની આણદાણ મનાવીને ત્યાંના ખજાનામાંથી સાત કરોડ સોનામોહોર અને અગીઆરસેં ઘોડા તથા ત્યાંનાં સાતસેં સાળવીઓને સાથે લેઈ તે મોટા મહોત્સવસહિત પાટણ નગરે આવી કુમારપાળ રાજાને નમ્યો. કુમારપાળ બોલ્યો કે, તારી નજર મોટી છે તે મોટીજ રહી. કેમકે તેં તો મારા કરતાં પણ ઘણો ખરચ કીધો; એટલો ખરચ તો હું પોતે ગયો હોત તોપણ થાત નહીં. આવા વચન સાંભળીને ચાહડ બોલ્યો કે, મહારાજ, જે ખરચ થયું તે તમારીજ મોટાઈ છે. મેં જે ખર્ચ કર્યું છે, તે તમારાજ બળથી કીધું છે; કેમકે મોટા સ્વામીના કામ પણ મોટા ખર્ચથીજ થાય છે. જે ખર્ચ થાય તે મોટાનીજ મોટાઈ છે. મેં જે ખર્ચ કર્યું તે મારા માથે મોટા સ્વામી છે ત્યારેજ થયું કે નહીં? આવાં વચન સાંભળીને રાજા ઘણોજ ખુશી થયો અને પોતાના રાજ્યમાં આ તો રાજ્યને ઘરટ્ટ છે એવું બીરૂદ આપી મોટો માનશાળી કર્યો. પૂજામાં બીજા કોઈએ વાપરેલું વસ્ત્ર ન વાપરવું તેના ઉપર કુમારપાળનો દૃષ્ટાંત બતાવ્યો. (આ દૃષ્ટાંતનો તાત્પર્યાર્થ એ છે કે, પૂજાના કામને લાયક કુમારપાળને નવું વસ્ત્ર મળ્યું નહીં. તેથી બીજા રાજ્ય ઉપર ચઢાઈ મોકલીને પણ નવા ઉત્તમ વસ્ત્ર બનાવનારા કારીગરો લાવી તે તૈયાર કરાવવા માંડ્યા).

## પૂજાની દ્રવ્યસામગ્રી–શુદ્ધિ (ફુલ ફળ નૈવેદ્યાદિ લાવવા વિષે.)

સારી જમીનમાં ઉત્પન્ન થયેલાં, સારાં ગુણવાળા જાણીતા માણસ (ભરોસાદાર માળી) પાસે મંગાવેલાં, પવિત્ર વાસણમાં ભરી ઢાંકીને લાવેલાં, લાવનારને માર્ગમાં નીચ જાતિની સાથે સ્પર્શ ન થતાં ઘણી યત્નાથી લાવેલા, લાવનારને બરોબર સીરસ્તા પ્રમાણે

મૂલ્ આપી પ્રસન્ન કરીને મંગાવેલાં, (તેને અકળાવીને કે છેતરીને નહીં, કપટ કરીને ચોરી લીધેલાં ફૂલ અયોગ્ય ગણાય છે.) ફૂલ વાપરવાં (અર્થાત્ એવી યુક્તિપૂર્વક મંગાવેલાં ફૂલ પૂજામાં ભગવાનને ચઢાવવાં યોગ્ય છે). એવી રીતે પવિત્ર સ્થાનક ઉપર રાખેલાં, શોધેલાં, કેશર, કપુર (બરાસ), જાતિવંત ચંદન, ધૂપ, ગાયના ઘીનો દીવો, અખંડ અક્ષત (ચોખા), તત્કાળનાં બનાવેલાં અને ઉંદર બીલાડી આદિ હિંસક જીવે સુંઘેલાં ખાધેલાં કે સ્પર્શેલાં નહીં એવાં પકવાન પ્રમુખ નૈવેદ્ય અને તાજા મનોહર, સુસ્વાદીષ્ટ મનગમતા સચિત્ત અચિત્ત પ્રમુખ ફળ વાપરવાં. એ પ્રકારે પૂજાની દ્રવ્યથી સામગ્રી તૈયાર કરવી. એવી રીતે દ્રવ્યશુદ્ધિ સર્વ પ્રકારે રાખવી.

પૂજામાં ભાવશુદ્ધિ તે–કોઈ ઉપર રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, ઈર્ષા, સ્પર્દ્ધા (બડાઈ), આલોક પરલોકનાં સુખ, યશ અને કીર્તિની વાંછા, કૌતુક, ક્રીડા, વ્યવહાર, ચપળતા, પ્રમાદ, દેખાદેખી, વીગેરે કેટલાક લોકીક પ્રવાહ ટાળીને ચિત્તની પ્રભુભક્તિમાં એકાગ્રતા રાખીને જે પૂજા કરવી તે ભાવશુદ્ધિ કહેવાય છે. જેમકે, શાસ્ત્રમાં લખેલું છે કેઃ—

**मनो वाक्कायवस्त्रोर्वी, पूजोपकरणस्थितेः शुद्धि सप्तविधा कार्या, श्रीअर्हत्पुजनक्षणे. १**

મનની શુદ્ધિ, વચનની શુદ્ધિ, કાયાની શુદ્ધિ, વસ્ત્રની શુદ્ધિ, ભૂમિની શુદ્ધિ, પૂજાના ઉપકરણની શુદ્ધિ, એમ ભગવંતની પૂજાના અવસરે સાત પ્રકારની શુદ્ધિ કરવી. એમ દ્રવ્યથી અને ભાવથી શુદ્ધિ કરીને પવિત્રપણે દેરાસરમાં પ્રવેશ કરે.

## દેરાસરમાં પ્રવેશ કરવાનો ક્રમ.

**आश्रयन् दक्षिणां शाखां । पुमान् योषित्त्वदक्षिणां ॥**
**यतः पूर्वमविश्यांत । दक्षिणेनांहिणा ततः ॥ १ ॥**

દેરાસરની જમણી દિશાની શાખાને આશ્રયિને (જમણા પડખાથી) પુરૂષે દેરાસરમાં પ્રવેશ કરવો, અને ડાબી બાજુની શાખાને આશ્રયિને સ્ત્રીએ દેરાસરમાં પ્રવેશ કરવો. પણ દેરાસરના દરવાજા આગળનાં પહેલા પગથીયા ઉપર સ્ત્રી અથવા પુરૂષે જમણોજ પગ મૂકીને ઉપર ચઢવું. (આ અનુક્રમ સ્ત્રી પુરૂષો માટે એક સરખોજ છે.)

**सुगंधिमधुरै र्द्रव्यैः । प्राङ्मुखो वाप्युङ्मुखः ॥**
**वामनाड्यां प्रवृत्तायां । मौनवान् देवमर्चयेत् ॥ २ ॥**

પૂર્વદિશા કે ઉત્તરદિશા સામે બેસીને ચંદ્રનાડી વહેતાં સુગંધવાળા મીઠા પદાર્થોથી દેવની પૂજા કરે. સમુચ્ચયથી એવી યુક્તિપૂર્વક દેવની પૂજા કરવી તે વિધિ બતાવે છે–ત્રણ નિસ્સહિ ચિંતવવી, ત્રણ પ્રદક્ષિણા ફરવી, ત્રિકરણ (મન, વચન, કાયા) શુદ્ધિ કરવી. એ વિધિથી શુદ્ધ પવિત્ર પાટલા પ્રમુખપર પદ્માસનાદિક સુખે બેસી શકાય એવા આસને બેસીને ચંદનના વાસણમાંથી બીજા વાસણ (વાટકી) વિગેરેમાં કે હાથની હથેલીમાં ચંદન લઈને કપાળમાં તિલક કરી હાથમાં કંકણ કે નાડાછડી બાંધીને હાથની હથેલી વળી ચંદનના રસથી વિલેપનવાળી કરી ધૂપથી ધૂપી પછી ભગવંતની વક્ષ્યમાણ (આ પુસ્તકમાં આગળ કહેવાશે) વિધિપૂર્વક પૂજાદિક (અંગપૂજા, અગ્રપૂજા, ભાવપૂજા) કરીને સંવરણ કરે (પ્રભાતે ધારેલું પચખાણ પ્રભુ આગળ યથાશક્તિ કરે–દેવસાક્ષી પચખાણ કરે). (એ સર્વ પાંચમી મૂળ ગાથાનો અર્થ બતાવ્યો).

# गाथा मूल.

**विहिणा जिणं जिणगेहे । गंता मच्चेई उचिय चिंतरओ ॥**
**उच्चरई चच्चख्खाणं । दृढ पंचाचार गुरु पासे ॥ ३ ॥**

વિધિપૂર્વક જિનેશ્વર ભગવંતને દેરે જઈ વિધિપૂર્વક ઊચિત ચિંતવણા કરીને (દેરાસરની દેખરેખ કરીને) વિધિપૂર્વક જિનની પૂજા કરે. એમ સામાન્ય અર્થ બતાવી વિશેષ અર્થ બતાવે છે.

## દેરે જવાનો વિધિ.

દેરે જનાર જો રાજા પ્રમુખ મહર્દ્ધિક હોય તો **सव्वाए रिद्धिए सव्वाए दित्तिए सव्वाए जुइए सव्वबलेणं सव्वबलेणं** સર્વ ઋદ્ધિથી, સર્વ દિપ્તિ (કાંતિ)થી, સર્વ યુક્તિથી, સર્વ બળથી, સર્વ પરાક્રમથી, (એવા આગમના પાઠથી) જૈન શાસનનો મહિમા વધારવા માટે મોટી ઋદ્ધિપૂર્વક દેરે જાય. જેમ દશાર્ણભદ્ર રાજા શ્રી વીતરાગને વાંદવા ગયો હતો તેવી રીતે જાય.

### ભગવાનને વાંદવા જવા ઉપર દશાર્ણભદ્ર રાજાનો દૃષ્ટાંત.

દશાર્ણભદ્ર રાજાએ અભિમાનથી એવો વિચાર કીધો હતો કે, જેવી રીતે કોઇએ પણ વીતરાગને વાંદ્યાં ન હોય એવા ઠાઠમાઠથી હું વાંદવા જાઊં. એમ ધારી તે પોતાની સર્વ ઋદ્ધિ સહિત, પોતાના સર્વ પુરૂષોને યથાયોગ્ય શૃંગાર પહેરાવીને તથા વળી દરેક હાથીના દંતશુળ ઉપર સોના રૂપાના શૃંગાર પહેરાવીને ચતુરંગણી સેના સહિત પોતાના અંતેઉરીઓને વળી સોના રૂપાની પાલખીઓ કે અંબાડીઓમાં (હાથીના હોદ્દામાં) બેસારીને સર્વને સાથે લેઈ ઘણાજ ઠાઠથી ભગવંતને વાંદવા આવ્યો. તે વખતે તેને ઘણોજ અભિમાન થયેલો જાણી તેનો મદ ઉતારવા માટે સૌધર્મેંદ્રે શ્રીવીરને વાંદવા આવતાં દૈવીક ઋદ્ધિની વિકુર્વણા (રચના) કરી. તે વૃદ્ધ ઋષિમંડળ સ્તોત્રવૃત્તિથી અહિંયાં બતાવે છે

**चउसट्ठिं करि सहस्सा । पणसय वारस्स सिराइं पत्तेयं ॥ कुंभे अडअड दंता । दंतेसुअ वावीवि अट्ठ ॥ १ ॥ अट्ठ लख्खपत्ताइं । तासु पउमाइं हुंति पत्तेयं ॥ पत्तेपत्ते वत्तीस । वद्ध नाड्य विहि दिव्वो ॥ २ ॥ एगेग कण्णिआए । पासाय चउिसओअ पइपउमं; अग्गमहिसिंहिं सद्धि, उवगिज्जइ सोतहिं सक्को ॥३॥ एयारिस इड्ढिए, विलग्ग मेरावणंमि दट्ठु हरिं; राया दसन्न भद्दो, निख्खंतो पुण्ण सपइन्नो. ४**

દરેકને પાંચસે ને બાર મસ્તક, એવા ચોસઠ હજાર હાથી બનાવ્યા. તેના એકેક મસ્તકે (કુંભસ્થળે) આઠઆઠ દંતુશળ, એકેક દંતુશળે આઠ આઠ વાવો, એકેકી વાવમાં એક લાખ પાંખડીવાળા આઠ આઠ કમળ, દરેક કમળે અકેકી કર્ણિકા અને તેના ઉપર પ્રાસાદાવતંસક છે. એ એકેકી પાંખડીએ પાંખડીએ દરેકમાં બત્રીસબદ્ધ નાટકની સાથે ગીત ગાન થઈ રહ્યા છે, એવા નાનાપ્રકારના આશ્ચર્યકારક દેખાવથી પોતાની આઠઆઠ અગ્રમહિષીઓ (પટરાણીઓ) ની સાથે દરેકમાં એકેક રૂપે ઐરાવત

હાથી ઉપર બેઠેલા સૌધર્મેંદ્ર અત્યાનંદપૂર્વક દૈવીક બત્રીસબદ્ધ નાટક જુએ છે. આવા પ્રકારની ઘણા ઠાઠમાઠવાળી રચના કરીને જ્યારે અનેક રૂપને ધારણ કરનાર ઇંદ્ર આકાશથી ઉતરી સમવસરણની પાસે પોતાની દૈવીક મોટી ઋદ્ધિ સહિત આવીને (ભગવંતને) વાંદવા લાગ્યો, ત્યારે દશાર્ણભદ્ર રાજાનો બધો અભિમાન ઉતરી ગયો, લજવાઈ ગયો અને વિચારવા લાગ્યો કે, અહો આશ્ચર્ય! આવી મોટી ઋદ્ધિ આગળ મારી ઋદ્ધિ શી ગણત્રીમાં છે! હાહા!! મેં ફોકટ અભિમાન કીધો કે, જેવી રીતે કોઇએ પણ ભગવંતને વાંદ્યા ન હોય તેવી રીતે હું વાંદું. ખરેખર મારો પુરૂષાભિમાન ખોટોજ છે. આવા ઋદ્ધિવાનોની આગળ હું શા હિસાબમાં છું. આવો વિચાર વિચારતા તેને તત્કાળ વૈરાગ્ય ઉત્પન્ન થયો અને છેવટે ભગવંતની પાસે આવી હાથ જોડી કહેવા લાગ્યો કે, સ્વામી, આપનું આગમન સાંભળી મારા મનમાં એવી ભક્તિ ઉત્પન્ન થઇ કે, કોઈએ પણ એવી મોટી ઋદ્ધિના વિસ્તારથી આપને વાંદ્યા ન હોય તેવી મોટી ઋદ્ધિના વિસ્તારથી આપને મારે વાંદવા. એવી પ્રતિજ્ઞા કરી આવા ઠાઠમાઠથી' એટલે જેટલી મારી રાજઋદ્ધિ છે, તે સર્વ સાથે લઇ મોટા ઉત્સાહપૂર્વક આપની પાસે આવી વંદના કરી હતી; તેથી હમણાં હું એવા અભિમાનમાં આવ્યો હતો કે, આજે મેં ભગવંતને જેવા ઠાઠથી વાંદ્યા છે, તેવા ઠાઠથી કોઇપણ વાંદી શકે એમ નથી. પણ તે મારૂં માનવું ખરેખર વંધ્યાપુત્રની પેઠે અસત્યજ છે. આ ઇંદ્રિ મહારાજે આવી મોટી દૈવીક ઋદ્ધિથી આપની પાસે આવી આપને વાંદ્યા. મારી રુદ્ધિતો ખરેખર તેમની રુદ્ધિ આગળ કાંઇપિણ હિસાબમાં નથી. આ દેખાવ દેખી મારા મનના વિચાર બધા બદલાઈજ ગયા. ખરેખર આ અસાર સંસારમાં જે જે કષાય છે, તે તેજ આત્માને દુઃખદાયીજ છે. જ્યારે મેં આટલો બધો અભિમાન કર્યો, ત્યારે મને એનાજ તરફથી આટલો ખેદ કરવો પડયો. આ સંસારમાં જ્યારે કોઈ કોઈનું નથી, ત્યારે આ મારી આટલી બધી રુદ્ધિ શા કામની છે! આ મારી રાજરુધ્ધિ અને આ મારો પરિવાર બધો છેવટ દુઃખદાયી લાગવાને લીધે તેનાથી હવે હું બાહ્ય અને અભ્યંતરથી મુક્ત થવા માંગું છું, માટે સ્વામી, હવે મને આપની ચરણસેવા આપી મારો ઉધ્ધાર કરો.

ભગવંત બોલ્યા કે, હે દશાર્ણભદ્ર, આ સંસાર એવોજ છે. એનો જે ત્યાગ કરે છે, તેજ પોતાના આત્માનો ઉધ્ધાર કરે છે, માટે જો તારો ખરેખર એવોજ વિચાર થયો છે, તો હવે સંસારના કોઇપણ પ્રતિબંધમાં તું પ્રતિબંધિત થઈશ નહીં. રાજાએ "તથાસ્તુ" એમ કહીને તત્કાલ દીક્ષા લીધી. આવો દેખાવ દેખીને સૌધર્મેંદ્ર ઉઠીને દશાર્ણભદ્ર રાજઋષિને વંદના કરી બોલવા લાગ્યો કે, ખરેખર, તારો અભિમાન ઉતારવાનેજ માટે મેં આ મારી દૈવીક શક્તિથી રચના કરી તારો અભિમાન ઉતાર્યો ખરો, પણ હે મુનિરાજ, તમે જે પ્રતિજ્ઞા કરી હતી, તેજ ખરી પડી. કેમકે, તેં એવી પ્રતિજ્ઞા કરી હતી કે, કોઇએ વાંદ્યા ન હોય તેમ વાંદવા, તો તેમજ તમે કરી શકયા. તમે તમારી પ્રતિજ્ઞા સિધ્ધજ કરી. હું આવી રુધ્ધિ બનાવવા સમર્થ છું, પણ જેમ તમે આ બાહ્યાભ્યંતર પરિગ્રહનો ત્યાગ કરી દીધો, તેમ હું ત્યાગ કરવા સમર્થ થઇ શકતો નથી. માટે હે મુનિરાજ, તમને ધન્ય છે, અને તમારી પ્રતિજ્ઞાને પણ ધન્ય છે.

આ વખતે બનેલા હાથીઓના મુખની, કમળની તેમજ કમળની પાંખડીની સંખ્યા પૂર્વચાર્યોએ આવી રીતે બતાવી છે.

मुह पण सय बारूत्तर । सहस्सा चत्तारि छन्नवई दंता ॥ बत्तीस सहस्स सगसय । अडसट्ठी वावि परिमाणं ॥१॥ कमलाणं दोलख्खा । सहस्सा बासठ्ठि सइगु चोआलं ॥ कण्णिअ पासायाणं पुण । नाडयसंखा कमलसरिसा ॥२॥ छव्वीसं कोडिसया । इगवीसं कोडि लख्ख चउचत्ता ॥ इग करि कमलदलाणं । संखा सिरी सक्करायस्स ॥ ३ ॥ चउसठ्ठि करिसहस्सा । मुहाणपत्तेअ मठ्ठदंताणं ॥ पंचसय बारसूत्तर । सव्व मुहाणं च वुच्छामि ॥ ४ ॥ तिन्नेवय कोडीओ । लख्खा सगवीस सहस्स अडसट्ठी ॥ सव्व मुहाणं संखा । दंताणं तह पुणो वुच्छं ॥ ५ ॥ छव्वीसा कोडीओ । लख्खा इगवीस सहस्स चउचत्ता ॥ दंताणं सव्वसंखा । इक्किक्के अठ पुख्खरिणी ॥ ६ ॥ दुन्निय कोडि सयाइं । नवकोडिग सत्तरी तहा लख्खा ॥ बावन्नं च सहस्सा । पुख्खरणीणं इमा संखा ॥ ७ ॥ कोडि सहस्सो छस्सया कोडिओ सत्त सत्तरी कोडी ॥ बावत्तरीं च लख्खा । सोलस सहस्सा कमलसंखा ॥ ८ ॥ सोलस कोडाकोडि । सत्तत्तरी हुंति कोडि लख्खाय ॥ कोडि सहस्स बिसित्तरीं । कोडिसयं सठ्ठा कोडिओ ॥ ९ ॥ नाड्य पत्तसंखा । भणिया पभणामि नट्टरूवाणं ॥ पणसय कोडाकोडि । छत्तीसं कोडिकोडिओ ॥ १० ॥ सगसीइ कोडिलख्खा । नवकोडि सहस्स कोडि सयमेगं ॥ कोडिणं वीससंखा । आवस्सय चुन्निए भणिया ॥ ११ ॥

એકેક હાથીને પાંચસેંને બાર મુખ છે, એકેક મુખે આઠ આઠ દંતુશળ છે, એકેકે દંતુશળે આઠ આઠ વાવ છે, એકેકી વાવે આઠ આઠ કમળ છે, એકેકે કમળે એક લાખ પાંખડીઓ છે, એકેક કમળે એકેક દેવભવન છે, તે દરેકમાં એક એક ઈંદ્ર છે, એક એક ઈંદ્રને આઠ આઠ અગ્રમહિષી છે. તેની પાસે નાટક થઈ રહ્યા છે, તેની કુલ સંખ્યા આ પ્રમાણે થાય છે–તે એક હાથીને ચાર હજાર ને છન્નું દંતુશળ, બત્રીસ હજાર સાતસેં ને અડસઠ વાવો, બે લાખ બાસઠ હજાર એકસો ચુમાલીસ કમળ, અને તેટલીજ કર્ણિકા પ્રાસાદાવતંસક નાટકની સંખ્યા છવીસેં એકવીસ કરોડ ચુમાળીસ લાખ કમળની પાંખડીઓ જાણવી. એવા ચોસઠ હજાર ઐરાવણ હાથી હતા, તેના કુલ ત્રણ કરોડ સત્તાવીસ લાખ ને અડસઠ હજાર મુખની સંખ્યા સમજવી અને છવીસ કરોડ એકવીસ લાખ ચુમાલીસ હજાર કુલ દાંતની સંખ્યા જાણવી. કુલ વાવો–બસેં નવ કરોડ, ઈકોતેર લાખ બાવન હજાર; કુલ કમળ–બારસેં સીત્તોતેર કરોડ બહોંતેર લાખ સોળ હજાર; સોળસેં નાટક પાંખડી–સોળ કરોડાકોડી, સીત્તોતેર લાખ કરોડ, બહોંતર હજાર કરોડ, એકસો સાઠ કરોડ; અને કુલ નાટકમાં બનેલા રૂપની સંખ્યા પાંચસે કોડાકોડી, બત્રીસ કોડાકોડી સત્યાસી લાખ કોડી નવ હજાર કોડી સો કોડી વીસ કરોડ જાણવી. એમ આવશ્યક સૂત્રની વૃત્તિમાં કહેલું છે. વળી એકેકા પ્રાસાદાવતંસકમાં આઠ આઠ અગ્રમહિષીની પાસે તે સર્વ ઈંદ્રની સંખ્યા સર્વ કમળના બરા-

બર સમજવી, અને સર્વ ઇંદ્રાણીની સંખ્યા તેર હજાર ચારસેં એકવીસ કરોડ બીત્તોતેર લાખ અઠાવીસ હજાર જાણવી. અને એકેક નાટકમાં સર્વ સરખા શૃંગારના ધારણ કરનારા એકસો આઠ દેવકુમાર, ને એકસો આઠ કુંવરી જાણવી.

વાજિત્રની જાત તથા સંખ્યા—૧ શંખ ૨ શૃંગિકા (સીંગડી), ૩ શંખિકા (પ્રસિદ્ધ છે), ૪ પેયા, ૫ પરિપિરીકા, ૬ પણવ, ૭ પટહપડો, ૮ ભંભા, ૯ હોરંભા, ૧૦ ભેરી, ૧૧ ઝલરી, ૧૨ દુંદુભિ, ૧૩ મુરજ, ૧૪ મૃદંગ, ૧૫ નાંદી મૃદંગ, ૧૬ આલિંગ, ૧૭ કુસ્તુંબ, ૧૮ ગોમુખ, ૧૯ મરદલ, ૨૦ વિપંચી, ૨૧ વલ્લકી, ૨૨ ભ્રામરી, ૨૩ ષડ્ ભ્રામરી, ૨૪ પરિવાદિની, ૨૫ છવિશા, ૨૬ સુઘોષા, ૨૭ નંદિઘોષા, ૨૮ મહતી, ૨૯ કચ્છપી, ૩૦ ચિત્રવીણા, ૩૧ આમોટ, ૩૨ ઝંઝા, ૩૩ નકુલા, ૩૪ તુણા, ૩૫ તુંબવીણા, ૩૬ મુકુંદ ૩૭ હુડુક્કા. ૩૮ વિચિકી, ૩૯ કરટી, ૪૦ ડિંડિમ, ૪૧ કિણિત, ૪૨ કડંબા, ૪૩ દર્દરક, ૪૪ દર્દરિકા, ૪૫ કુસ્તુંબર, ૪૬ કળશિકા, ૪૭ તળ, ૪૮ તાળ, ૪૯ રિંગીકા, ૫૦ સિકા, ૫૧ મકરિકા, ૫૨ શિશુમરિકા, ૫૩ વંશ, ૫૪ દંશ, ૫૫ વાલી, ૫૬ વેણુ ૫૬ પરીલી, ૫૭ બંધુકા, એ આદિક વાજિત્રોની સમજુતી નીચે મુજબ જાણવી. દરેક વાજિત્રના વજાડનારા એકસો ને આઠ આઠ સમજવા.

૧ શંખ–એ તીક્ષ્ણ સ્વરનું વાજિત્ર છે, મોટો શંખ. ૨ શૃંગીકા (સીંગડી)–એ વાજિત્ર પ્રસિદ્ધ છે. ૩ શંખિકા–નાનો શંખ–એ ગંભીર સ્વરનું વાજિત્ર છે. ૪ પેયા—મોટી કાહલા વાજિત્ર વિશેષ છે. ૫ પરિપિરિકા એ કરોળીઆના પડની પેઠે બાહારથી ચામડું મઢેલું અને પાછળથી આલી એવું વાજિત્ર, જે લોકોમાં ડફ નામથી ઓળખાય છે. ૬-૭ પણવ તથા પટહ એ બન્ને એકજ જાતિના છે, નાનો તે પણવ અને મોટો તે પટહ ગણાય છે. પાલી જેવા લાંબા ભાજન ઉપર ચર્મ પેષ્ટિત હોય છે એને પડો વાજિત્ર કહે છે. ૮-૯-૧૦—ભંભા, હોરંભા, ભેરી, એ ત્રણ વાજિત્ર એકજ સરખા હોય છે, ઢોલના આકારે હોય છે. ૧૧ ઝલ્લરી તે ચર્મથી પેષ્ટિત વિસ્તીર્ણ વંશવાળી ઓળ આકારે હોય છે. ૧૨ દુંદુભી—તે ઢોલને આકારે સાંકડે મુખે હોય છે એ દેવવાજિત્ર છે. ૧૩ મુરજ તે મોટો મર્દલ ૧૪ મૃદંગ તે લઘુ મર્દલ ૧૫ નાંદિ મર્દલ તે એક તરફ સાંકડું મુખ અને બીજી તરફ પોહોળું મુખ અને બન્ને તરફ ચર્મ પેષ્ટિત હોય છે, એને લોકમાં મૃદંગ કહે છે. ૧૬ આલિંગ તે મોટા મૃદંગ સમજવા ૧૭ કુસ્તુંબ તે ચર્મ પેષ્ટિત ઘુડ નામનું વાજિત્ર છે. ૧૮ મર્દલ તે બન્ને તરફ સરખું હોય છે. ૧૯ વિપંચી તે ત્રણ તંતુવાળી વીણા સમજવી ૨૦ વલ્લકી તે સામાન્ય વીણા ૨૧ પરિવાદિની તે સાત તંતુવાળી વીણા ૨૨ મહતી તે સો તંતુવાળી વીણા ૨૩ તુંબવીણા તે તુંબ યુક્ત વીણા ૨૪ મુકુંદ તે મુરજથી વિશેષ છે, કે જે ઘણા લયની બતાવનારી છે. ૨૫ હુડુક્કા એવા નામનું વાજિત્ર વિશેષ છે. ૨૬ ડિંડિમ તે અવસરને જણાવનાર પણવ જેવો છે. ૨૬-૨૭-૨૮-૨૯ કડંબા, કરટિકા, દર્દરક, દર્દરિકા—એ એક સરખા દડદડી નામથી ઓળખાતાં વાજિત્ર છે. ૩૦ તળ એ હાથથી વગાડવાનું એક જાતિનું તાલ છે. ૩૧ વાલી એ મુખથી વગાડવાનું સૂરપુરાવવાનું વાજિત્ર છે. ૩૨ બંધુક એ પણ તુણને મળતું વાજિત્ર મુખથી ફુંકીને વગાડવાનું છે. ઉપર લખેલા

વાજીત્રો કોઈ કોઈ દેશમાં પ્રસિધ્ધ છે ને કોઈ કોઈ દેશમાં અપ્રસિધ્ધ પણ છે, વધારે નામ ગણાવેલાં છતાં પણ સર્વ મળી ઓગણપચાસ વાજિત્રો અંતર્ગતભેદવાળાં સમજવાં. જેમકે, વેણું, વીણા, વાલી, પરલી, બંધુકા એકજ છે; શંખ શંખિકા, શૃંગ, ખરમુખી, પેયા, પરપરીકા એ બધા ફુંકવાથી વાગે એવા એક સરખાજ વાજીત્રો છે; પટહ, પણવ, એ દાંડીથી વગાડવામાં આવે છે; ભંભા, હોરંભા એ બન્ને અફાળતાં (ઘાવ કરતાં) વાગે છે; ભેરી, ઝલ્લરી, દુંદુભી તાડના કરતાં (સામે સામે અફાળતાં) વાગે છે; મુરજ, મૃદંગ, નાંદિ, મૃદંગ એ અલાપ કરતાં આંગુળીઓથી વાગે છે; કુસુંબ, ગોમુખી, મર્દલ એ જોરથી તાડતાં આંગુળીથી વાગે છે; ભ્રામરી, ષટ્ ભ્રામરી, પરિવા-દિની એ તારને સ્પર્શ થવાથી વાગે છે; દંસિસા, સુઘોષા, નંદિઘોષા, તારના ફેરવવાથી વાગે છે; મહતી, કચ્છપી, ચિત્રવીણા એ તારને કૂટતાં વાગે છે; આમોટ, ઝંઝા, નકુલ, એ વાજિત્ર તારને મરડતાં વાગે છે; તુણવીણા–તુંબવીણા એ સ્પર્શ કરતાં વાગે છે; મુકુંદ હુડુક્કા, ચિચ્ચિકી એ મુર્ચ્છનાથી વાગે છે; કરટી, કિણત, કડંબ ઘસવાથી વાગે છે; તળ, તાળ, કાંસી તાળ એ સામસામે તાડતાં વાગે છે; રંગિસિકા, લત્તિકા મકરિકા શિશુમારીકા એ ઘસવાથી વાગે છે; વંશ, વેણુ, વાલી, પરલી, બંધુક એ ફુંકતાં વાગે છે; આ સર્વ વાજિત્ર દેવકુમાર અને દેવકુમારીઓ વગાડે છે અને ગાય છે.

**બત્રીસબધ્ધ નાટકનાં નામ**—૧ અષ્ટ મંગળિક પ્રવિભક્તિચિત્ર (સ્વસ્તિકને આકારે નાચવું, એમજ શ્રી વચ્છ, નંદાવર્ત્ત, સરાવસંપુટ, ભદ્રાસન, કળસ, મત્સ અને દર્પણ, એઓના આકારે નાટક કરવું; એને અષ્ટ મંગળિક પ્રવિભક્તિચિત્ર નામા નાટક કહે છે). ૨ વાસંતી લતા પ્રવિભક્તિચિત્ર (આવવું, જવું, પાછું જવું હારબંધ થવું; સામસામા હારબંધ થવું, સ્વસ્તિકને આકારે બની જવું, પુષ્પમાન, સરાવ સંપુટ, મત્સનું ઈંડું, મઘર મત્સનું ઈંડું, જારમાર, પુષ્પશ્રેણિ, કમળપત્ર, સાગરતરંગ). ૩ ઈહા નામા જીવ વિશેષ, મૃગ, વૃષભ, તુરગ, નર, મકર, પક્ષી, સર્પ, કિન્નર દેવ વિશેષ, નરમૃગ, ચમરી, અષ્ટાપદ, કુંજર, વનલતા, પદ્મલતા, પ્રવિભક્તિચિત્ર નામા નાટક. ૪ એક તરફ વક્ર, બીજી તરફ ખડગ, એક તરફ ચક્રવાળ, ચક્રાર્દ્ધ ચક્રવાળ પ્રવિભક્તિચિત્ર નામા નાટક. ૫ ચંદ્રાકાર, સૂર્યાકાર, તારાકાર, હંસાકાર, મુક્તાકાર, હારાકાર, કનકાવળી, રત્નાવળી, અભિનયાત્મક પ્રવિભક્તિચિત્ર નામનું નાટક. ૬–૭ ચંદ્ર ઉગવાના આકારનો દેખાવ, સૂર્ય ઉગવાના આકારનો દેખાવ તે ચંદ્ર સૂર્યોદય પ્રવિભક્તિચિત્ર નામા નાટક. ૮ ચંદ્ર સૂર્ય અવતરણ પ્રવિભક્તિચિત્ર નામા નાટક. ૯ ચંદ્ર અને સૂર્યના અસ્તના આકારના દેખાવરૂપ પ્રવિભક્તિચિત્ર નામા નાટક. ૧૦ ચંદ્ર, સૂર્ય, નાગ, યક્ષ, ભૂત, રાક્ષસ, મહોરગ, ગાંધર્વ, મંડળાકાર પ્રવિભક્તિચિત્ર નામા નાટક. ૧૧ વૃષભ સિંહનાં લલિત, ગજ અશ્વનાં વિલસિત, મદોન્મત હાથી ઘોડાનાં વિલસિત, મદોન્મત હાથી ઘોડાના વિલંબિત, રૂપ દ્રુત વિલંબિત પ્રવિભક્તિચિત્ર. ૧૨ સાગર નાગર પ્રવિભક્તિચિત્ર. ૧૩ નંદા ચંપા પ્રવિભક્તિચિત્ર. ૧૪ મત્સાંડક, મકરાંડક, જારમાર પ્રવિભક્તિચિત્ર. ૧૫ ક ખ ગ ઘ ઙ પ્રવિભક્તિચિત્ર. ૧૬ ચ છ જ ઝ ઞ પ્રવિભક્તિચિત્ર ૧૭ ટ ઠ ડ ઢ ણ પ્રવિભક્તિચિત્ર. ૧૮ ત થ દ ધ ન પ્રવિભક્તિચિત્ર. ૧૯ પ ફ બ

ભ મ પ્રવિભક્તિચિત્ર. ૨૦ અશોક, આમ્ર, જંબુ, કોશાબ, પલ્લવ પ્રવિભક્તિચિત્ર. ૨૧ પદ્મલતા, નાગલતા, અશોકલતા, ચંપકલતા, આમ્રલતા, વનલતા, અતિમુકતલતા, મશ્યાલતા પ્રવિભક્તિચિત્ર. ૨૨ દ્રુ! પ્રવિભક્તિચિત્ર. ૨૩ વિલંબિત પ્રવિભક્તિચિત્ર ૨૪ દ્રુત વિલંબિત પ્રવિભક્તિચિત્ર. ૨૫ અંચિત પ્રવિભક્તિચિત્ર. ૨૬ રેંભિત પ્રવિભક્તિચિત્ર. ૨૭ અચિત્ત રેંભિત પ્રવિભક્તિચિત્ર. ૨૮ આરભટ પ્રવિભક્તિચિત્ર. ૨૯ ભશોળ પ્રવિભક્તિચિત્ર. ૩૦ આરભટ ભશોળ પ્રવિભક્તિચિત્ર. ૩૧ ઉત્પાત, નિપાત, પ્રવૃત્ત, નિવૃત, શંકુચિત, પ્રસારિત, રેચક, રંચિત, ભ્રાંત સંભ્રાંત પ્રવિભક્તિચિત્ર. ૩૨ તીર્થંકરાદિ મહાપુરૂષ ચરિત્રાભિનય નિબધ્ધ પ્રવિભક્તિચિત્ર. (એ પ્રકારે બત્રીસબધ્ધ નાટકના નામ જાણવા).

રુધ્ધિવંત હોય તે ઉપર બતાવેલી રીતિપ્રમાણે પોતાના આડંબરસહિત દેરાસરે દર્શન કરવા જાય.

## સા૦ ૧૯. પુરૂષોને દેરાસરે જવાની વિધિ (રીતિ).

સામાન્ય સંપદાવાળા પુરૂષો ઔધ્ધતને ત્યજી વિનયવંત થઇને જતાં જેવી રીતે લોકો હાંશી ન કરે એવા પોતાના કુળાચારને કે પોતાની સંપદાને અનુસરતા વેષ (વસ્ત્ર આભુષણ) નો આડંબર કરીને પોતાના ભાઇ, મિત્ર, પુત્ર, સ્વજન સમુદાયને સાથે લઇ દેરે દર્શન કરવા જાય.

## (શ્રાવકના પંચાભિગમ).

(૧) પુષ્પ, તાંબુળ, સરસવદ્રોછરી, તરવાર પ્રમુખ સર્વ જાતીનાં શસ્ત્ર, મુકુટ, પાદુકા, પગમાં પહેરવાના જોડા, બુટ, હાથી, ઘોડા ગાડી વિગેરે સચિત્ત અચિત્ત વસ્તુઓ છાંડીને, (૨) મુકુટ મૂકીને બાકીના બીજા સર્વ આભૂષણ પ્રમુખ અચિત્ત દ્રવ્યને સાથે રાખતો થકો, (૩) એક પનાના (એકવડા) વસ્ત્રનું ઉત્તરાસણ કરીને, (૪) ભગવંતને દૃષ્ટિથી દેખતાંવાર તત્કાળ બે હાથ જોડી કાંઇક મસ્તક નમાવતે, **नमोजिणाणं** એમ બોલતો, (૫) મનની એકાગ્રતા કરતો (એક વીતરાગના સ્વરૂપમાં જ કે ગુણગ્રામમાં લીન થતો થકો).

ઉપર જણાવ્યા મુજબ પાંચ પ્રકારના અભિગમ સાચવતો થકો "નિસિહિ" એ પદને ત્રણ વાર ઉચ્ચારતો દેરામાં પેસે. જે માટે આગમમાં પણ એમજ કહેલું છે કે, **१ सचित्ताणं दव्वाणं विउसरणयाए २ अचित्ताणं दव्वाणं अविउसरणयाए ३ एगल्ल साडएणं उत्तरासंगेणं ४ चक्खुफासेणं अंजलि पग्गहेणं ५ मणसो एगत्ति करणेणं** (એ પાઠનો અર્થ ઉપર પ્રમાણેજ છે).

## (રાજાના પંચાભિગમ).

**अवहट्टु रायककुहाइं । पंच वर राय ककुहरुकाइ ॥**
**खग्गं छत्तो वाहण । मउड तह चामराओअ ॥ १ ॥**

રાજા જ્યારે દેરાસરમાં જાય ત્યારે રાજ્યનાં પાંચ ચિન્હ—૧ ખડગાદિ સર્વ શસ્ત્ર, ૨ છત્ર, ૩ વાહન, ૪ મુકુટ, અને ૫ બે ચામર; છાંડી આપે (બહાર મૂકે).

અહિંયાં એમ સમજવાનું છે કે, દેરાસરને દરવાજે શ્રાવક આવ્યો, ત્યારે મન,

વચન, કાયાથી પોતાના ઘરના વ્યાપાર (ચિંતવન) છાંડી આપે છે (છોડી દે છે). એમ જણાવવા (સમજવા). દેહેરાસરના દરવાજા આગળ ચઢતાંજ પ્રથમ નિસિહિ ત્રણ વાર કહેવી એવો વિધિ છે, પણ તેને એકજ (નિસિહિ) ગણાય છે; કેમકે, આ પ્રથમ નિસિહિથી ગૃહસ્થનો ફકત ઘરનોજ વ્યાપાર ત્યજાય છે, માટે બોલાય ત્રણ વાર પણ આ નિસિહિ એકજ ગણાય છે.

ત્યારપછી મૂળનાયકને પ્રણામ કરીને જેમ વિચક્ષણ પુરૂષો હરકોઈ પણ શુભ કાર્ય કરવું હોય તે ઘણુંકરીને તેને (જેથી લાભ મેળવવો હોય તેને) જમણે હાથે રાખીને કરે છે, તેમ પોતાને જમણે અંગે પ્રભુને રાખીને જ્ઞાન, દર્શન. ચારિત્રની પ્રાપ્તિ થવા માટે પ્રભુને ત્રણ પ્રદક્ષિણા આપે. એમ શાસ્ત્રોમાં પણ કહેલું છે કેઃ—

**तत्तो नमो जिणाणंति । भणिअ अद्धोणयं पणामंच ॥ काउं पंचांगवा । भत्तिभर निब्भरमणेणं ॥ १ ॥ पूअग पाणिपरिवार । परिगओ गुहिर महुरघोसेण ॥ पढमाणो जिणगुणगण । निवद्ध मंगल्ल थुत्ताई ॥ २ ॥ करधरिअ जोगमुद्दो । पए पए पाणि रख्खणाउत्तो ॥ दिज्जा पयाहिणतिगं । एगग्गमणो जिणगुणेसु ॥ ३ ॥ गिहचेइएसु न घडइ । इयरेसुविजइवि कारणवसेण ॥ तहवि न मुंचइ मइमं । सयावि तक्करण परिणामं ॥ ४ ॥**

ત્યારપછી **नमो जिणाणं** એવા પાઠ કરીને અર્ધો અવનત (જરા નીચો વળી) પ્રમાણ કરીને અથવા ભક્તિના સમુદાયથી અત્યંત ઉલ્લસિત થયું છે મન જેનું એવો બની પંચાંગ પ્રણામ કરીને પૂજાના ઉપકરણ જે કેસર ચંદનાદિક તે સર્વ સાથે લઈને ઘણીવાર ગંભીર મધુર ધ્વનિથી જિનેશ્વર ભગવંતના ગુણના સમુદાયથી બંધાયેલા એવા મંગળ સ્તુતિ સ્તોત્ર બોલતો બે હાથ જોડીને પગલે પગલે જીવ રક્ષાનો ઉપયોગ રાખતો જિનેશ્વર ભગવંતના ગુણમાં એકાગ્ર મનવાળો થઇને ત્રણ પ્રદક્ષિણા દીયે (દે). જોપણ પ્રદક્ષિણા દેવી એ પોતાના ઘર દેરાસરમાં ભમતી ન હોવાને લીધે ન બની શકે અથવા મોટા દેરાસરમાં પણ કોઇ કાર્યની ઉતાવળથી પ્રદક્ષિણા કરી ન શકે તે પણ બુદ્ધિવાન્ પુરૂષ સદાય તેવો વિધિ કરવાના ઉપયોગથી શૂન્ય થતો નથી.

## (પ્રદક્ષિણા દેવાની રીત).

પ્રદક્ષિણા દેતાં સમવસરણની પેઠે ચાર રૂપે શ્રી વીતરાગને ધ્યાવા. ગભારાની પાછળ તેમજ જમણા ડાબા પાસામાં ત્રણ દિશે રહ્યા ત્રણ બિંબને વંદન કરે. એટલા માટે સર્વ દેરાસરના મૂળ ગભારાને ત્રણ દિશે મૂળનાયકના નામના બિંબ ઘણુંકરી સ્થાપન કરેલા હોય છે, અને જો એમ કરેલું ન હોય તોપણ પોતાના મનમાં કલ્પના કરીને મૂળનાયકના નામથી ધ્યાન કરે. **वर्जमदर्हतः पृष्टं** (અરિહંતની દ્રષ્ટિ વર્જવી) એવું જે શાસ્ત્રવાક્ય છે તે પણ જો ભમતીમાં ત્રણ દિશે બિંબ સ્થાપન કરેલા હોય તો તે દોષ ચારે દિશામાંથી ટળે છે.

ત્યારપછી દેરાસરના નોકર ચાકર, નામા લેખાદિકની તપાસ કરવી (તેની રીતિ આગળ બતાવશે). તે યથોચિત ચિંતવણા કરીને ત્યાંથી નિવર્ત્યા પછી સમગ્ર પૂજાની સામગ્રી તૈયાર કરવી. પછી દેરાસરના કામકાજ ત્યજવારૂપ બીજી “ નિસિહિ ” દેરા-

સરના મૂળ મંડપમાં ત્રણવાર કહે. ત્યારપછી મૂળનાયકને પ્રણામ કરી પૂજા કરે. એમ ભષ્યમાં પણ કહેલું છે કે:—

**तत्तो निसीहिआए। पविसित्ता मंडवंमिजिणपुरओ ॥ महिनिहिअजाणुपाणी। करेइ विहिणा पणाम तियं ॥ १ ॥ तयणु हरिसुल्लसंतो। कयमुहकोसोजिणंदपडिमाणं॥ अवणेइ रयणिवसिअं। निम्मल्लं लोम हथ्थेणं ॥ २ ॥ जिणगिह पमज्जयंतो। करेइ कारेइ वावि अन्नागं ॥ जिग बिंवाण पुअंतो। विहिणा कुणइ जहजोगं ॥३॥**

ત્યારપછી નિસીહિ કહીને દેરાસરમાં પ્રવેશ કરીને મૂળ મંડપમાં આવી પ્રભુ આગળ પંચાંગ નમાવીને વિધિપૂર્વક ત્રણવાર પ્રણામ કરે. ત્યારપછી હર્ષનાવશથી ઉલ્લાસ પામતો મુખકોશ બાંધીને જિનરાજની પ્રતિમાના આગલા દિવસના ચઢેલા નિર્માલ્ય ઉતારે. ત્યારપછી મોરપીછીથી પ્રભુને પ્રમાર્જના કરે. ત્યારપછી જિનેશ્વર ભગવંતના દેરાસરની પ્રમાર્જના પોતે કરે તથા બીજા પાસે કરાવીને વિધિપૂર્વક યથાયોગ્ય અષ્ટપટ મુખકોશ બાંધીને જિનબિંબની પૂજા કરે. મુખનો શ્વાસ નિશ્વાસ દુર્ગંધ તથા નાસિકાના શ્વાસ નિશ્વાસ દુર્ગંધ રોકવા નિમિત્તે અષ્ટપટ મુખકોશ બાંધવાની આવશ્યકતા છે. આગલા દિવસના નિર્માલ્ય જે ઉતાર્યા હોય તે પવિત્ર નિર્જીવ સ્થાનકે નખાવવા. વર્ષાઋતુમાં કુંથુવા પ્રમુખની ઘણી ઉત્પત્તિ થાય છે. તેથી નિર્માલ્ય તથા સ્નાત્રજળ જુદા જુદા ઠેકાણે પવિત્ર સ્થંડીલે નખાવવાનો ઉપયોગ કરવો કે જેથી આશાતનાનો સંભવ ન થાય.

ઘર દેરાસરે પૂજા કરવી હોય તો પ્રતિમાને પવિત્ર ઉચ્ચ સ્થાનકે સ્થાપીને ભોજન પ્રમુખમાં ન વપરાતાં હોય એવાં પવિત્ર વાસણ, રકેબી પ્રમુખમાં પ્રભુને સ્થાપીને સન્મુખ ઉભો રહી હાથમાં ઉત્તમ અંતરાસણના વસ્ત્રથી ઢાંકેલ કળસ ધારીને શુભ પરિણામથી નીચે લખેલી ગાથા પ્રમાણે ચિંતવણા કરતો થકો અભિષેક કરે.

**बालत्तणंमिसामिअ। सुमेरुसिहरंमि कणय कलसेंहिं ॥**
**तिअसा सुरेंहिं न्हवीओ। ते धन्ना जेहिं दीठोसि ॥**

"હે સ્વામી! બાલ્યાવસ્થામાં સુંદર મેરૂશિખર ઉપર સોના પ્રમુખ આઠ જાતિનાં કળસે કરીને સુરેશ્વર જે ઇંદ્રિ તેણે તમને અભિષેક કર્યા તે વખતે જેણે તમારાં દર્શન કીધાં છે તેને ધન્ય છે." ઉપર લખેલી ગાથા બોલી તેનો અભિપ્રાય ચિંતવણા કરી મૌનપણે ભગવંતને અભિષેક કરવો, અને અભિષેક કરતાં પોતાના મનમાં જન્માભિષેક સંબંધી સર્વ ચિતાર ચિંતવવો. ત્યારપછી ઘણા યત્નથી વાળાકુંચીથી ચંદન કેસર આગળના દિવસના હોય તે સર્વ ઉતારવાં. વળી બીજી વાર પણ જળથી પખાળીને બે સુંવાળા અંગલુહણાથી પ્રભુનું અંગ નિર્જળ કરવું. સર્વાંગ નિર્જળ કરીને એક અંગ પછી બીજે અંગે એમ અનુક્રમે—

## (નવ અંગની ચંદનાદિકથી પૂજા).

બે અંગુઠા, બે ઢીંચણ, બે હાથ, બે ખભા, એક મસ્તક એમ નવ અંગે, ભગવંતની કેસર, ચંદન, બરાસ, કસ્તુરીથી પૂજા કરે. કેટલાક આચાર્ય એમ કહે છે કે પ્રથમ ભાળ સ્થળે તિલક કરી પછી બીજે અંગે પૂજા કરવી. શ્રી જીનપ્રભસૂરિકૃત પૂજાવિધિમાં તો નીચે લખેલી ગાથા પ્રમાણે અભિપ્રાય છે.

सरस सुगहि चंदणेण देवस्सदाहिणजाणु दाहिणखंध निलाड वामखंध वामजाणु लख्खणेसु पंचसु हिअएहिं सह छसुवा अंगेसु पुअं काऊण पच्चग्ग कुसुमेहिं गंधवासेहिं च पुइयं ॥

"સરસ સુગંધીવંત ચંદનાદિકે કરી દેવાધિદેવને પ્રથમ જમણા ઢીંચણે પૂજા કરવી, ત્યારપછી જમણે ખભે, ત્યારપછી નિલાડે (ભાળસ્થળે), પછી ડાબે ખભે, પછી વામ, જાનુએ (ડાબે ઢીંચણે), એ પાંચે અંગે તથા હૃદયે તિલક કરે તો છ અંગે પૂજા કરી ગણાય. એમ સર્વાંગે પૂજા કરીને તાજાં વિકસ્વર પુષ્પથી સુગંધી વાસથી પ્રભુની પૂજા કરે"

## (પહેલાંની કરેલી પૂજા કે આંગી ઉતારી પૂજા થાય કે નહીં તે વિષે).

જો વળી કોઈકે પહેલાં પૂજા કરેલી હોય કે આંગીની રચના કરેલી હોય અને તેવી પૂજા કે આંગી બની શકે એવી પૂજાની સામગ્રી પોતાની પાસે ન હોય તો તે આંગીના દર્શનનો લાભ લેવાથી ઉત્પન્ન થતા પુણ્યાનુબંધી પુણ્યના અંતરાય થવાના કારણીકપણા માટે તે પૂર્વની આંગી ઉતારે નહીં. પણ તે આંગી પૂજાને વિશેષ શોભા બની શકે એમ હોય તો પૂર્વપૂજા ઉપર વળી વિશેષ રચના કરે, પણ પૂર્વપૂજા વિછિન્ન કરે નહીં. જે માટે ભાષ્યમાં કહેલું છે કેઃ—

अह पुव्वं चिअ केणइ । हविज्ज पूआ कया सुविहवेण ॥
तंपि सविसेससोहं । जह होइ तह तहा कुज्जा ॥ १ ॥

"હવે કોઈ ભવ્યજીવે ઘણો દ્રવ્ય વ્યય કરી દેવાધિદેવની પૂજા કરેલી હોય તો તેજ પૂજાને વિશેષ શોભા થાય તેમ જો હોય તો તેમ કરે." અહિંયાં કોઈ એમ શંકા કરે કે, પૂર્વની આંગી ઉપર બીજી આંગી કરે તો પૂર્વની આંગી નિર્માલ્ય થઈ; તેનો ઉત્તર આપતાં બતાવે છે કે,

निमल्लं पि न एवं । भण्णइ निम्मल्लं लख्खणाभावा ॥
भोग विणठ्ठं दव्वं । निमल्लं विंति गीयथ्था ॥ २ ॥

"નિર્માલ્યના લક્ષણનો અહિંયાં અભાવ હોવાથી પૂર્વની આંગી ઉપર બીજી આંગી કરે તો તે પૂર્વની આંગી નિર્માલ્ય ન ગણાય." નિર્માલ્ય કોને ગણાય તે બતાવે છે—"જે પૂજા કીધા પછી વિનાશ પામ્યું, પૂજા કરવા યોગ્ય ન રહ્યું તે નિર્માલ્ય ગણાય છે, એમ સૂત્રના અર્થને જાણનાર ગીતાર્થો કહે છે."

इत्तो चेव जिणाणं । पुणरवि आरोवणं कुणांति जहा ॥
वथ्था हरणाईणं । जुगलिअ कुंडलिअ माईणं ॥ ३ ॥
कइमन्नह एगाए । कासाइए जिणंद पडिमाणं ॥
अठ्ठसयं लुहंता । विजयाई वन्नीया समए ॥ ४ ॥

જેમ એક દિવસે ચઢાવેલાં વસ્ત્ર, આભૂષણાદિક કુંડળ જોડિ તેમજ કડાં વિગેરે બીજે દિવસે પણ ફરીથી આરોપણ કરાય છે, તેમજ આંગીની રચના કે પુષ્પાદિક

પણ એકવાર ચઢાવેલાં હોય તે ઉપર ફરીથી બીજા ચઢાવવાં હોય તોપણ ચઢાવાય છે અને તે ચઢાવતાં છતાં પણ પૂર્વનાં ચઢાવેલાં પુષ્પાદિક નિર્માલ્ય ગણાતાં નથી. જો એમ ન હોય તો એકજ ગંધકાસાયિક (રેશમી વસ્ત્ર)થી એકસો આઠ જિનેશ્વર ભગવંતની પ્રતિમાને અંગ લુંછન કરનારા વિજયાદિક દેવતા જંબુદ્વીપ પન્નતીમાં કેમ વર્ણન કરેલા હોય?

## (નિર્માલ્યનું લક્ષણ).

જે કાંઈ વસ્તુ એકવાર ચઢાવી થકી શોભા રહિત થઈ જાય, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ બદલી ગયું દેખાતું હોય, દેખનારા ભવ્ય જીવોને આનંદદાયક ન થઈ શકતું હોય, તેને નિર્માલ્ય ગણવું; એમ સંઘાચારની વૃત્તિમાં બહુશ્રુત પૂર્વાચાર્યોએ કહેલું છે. વળી પ્રદ્યુમ્નસૂરિ મહારાજે કરેલા વિચારસારમાં તો એમ પણ કહેલ છે કેઃ—

चेइअदव्वं दुविहं । पूआ निम्मल्ल भेअओ इथ्थ ॥
आयाणाइ दव्वं । पूयाहिथ्थं मुणेयव्वं ॥ १ ॥
अख्खय फलबलि वच्छाई । संतिअं जं पुणो दाविण वणजायं ॥
तं निम्मल्लं वुच्चइ । जिणगिह कम्मांमि उवओगो ॥ २ ॥

દેવદ્રવ્યના બે ભેદ હોય છે. ૧ પૂજા માટે કલ્પેલું, ૨ નિર્માલ્ય થયેલું. ૧ જિન પૂજા કરવા માટે ચંદન, કેસર, પુષ્પ, પ્રમુખ તૈયાર કીધેલું દ્રવ્ય પૂજા માટે કલ્પેલું કહેવાય છે, એટલે પૂજા માટે કલ્પ્યા પછી બીજા ઉપયોગમાં વપરાય નહીં, પણ દેવની પૂજામાં ઉપયોગી છે. ૨ અક્ષત, ફળ (બદામ), નૈવેદ્ય, વસ્ત્રાદિક જો એકવાર પૂજાના ઉપયોગમાં આવી ગયું એવો દ્રવ્યનો સમુદાય તે પૂજા કર્યા પછી નિર્માલ્ય ગણાય છે, અને તે દ્રવ્યનો દેરાસરમાં ઉપયોગ થાય છે.

અહિંયાં પ્રભુ આગળ ચઢાવેલા ચોખા, બદામ પણ નિર્માલ્ય થાય એમ કહ્યું, પણ બીજા કોઈપણ આગમમાં કે પ્રકરણમાં કે ચરિત્રોમાં એવો આશય ક્યાંયપણ બતાવેલ નથી, તેમજ વૃદ્ધ પુરૂષોનો સંપ્રદાય પણ તેવો કોઈપણ ગચ્છમાં દેખાતો નથી. જે કોઈ ગામમાં આવકનો ઉપાય ન હોય, ત્યાં અક્ષત, બદામ ફળાદિકથી ઉત્પન્ન થયેલ દ્રવ્યથી પ્રતિમાની પૂજા કરાવવાનો પણ વિધિ છે. જો અક્ષતાદિકને પણ નિર્માલ્યત્વ સિદ્ધ થતું હોય તો તેનાથી ઉત્પન્ન થયેલા દ્રવ્યથી જિન પૂજા પણ કેમ થાય? માટે અમો આગળ લખી ગયા છીએ કે, જે વાપરવા યોગ્ય ન રહ્યું તેજ નિર્માલ્ય છે, એજ ઉક્તિ ખરી ઠરે છે, કેમકે, શાસ્ત્રોમાં લખેલજ છે કે, **भोग विणठं दव्वं । निम्मल्लं विंति गीयथ्था,** એ પાઠ ઉપરથી દેખાય છે કે, જે વાપરવા યોગ્ય ન રહ્યું તે નિર્માલ્ય સમજવું. એ ઉપરાંત વિશેષ તત્વ તો સર્વજ્ઞ જાણે.

કેસર, ચંદન, પુષ્પાદિક પૂજા પણ એવી રીતે જ કરવી કે જેથી ચક્ષુ, મુખ પ્રમુખ આચ્છાદન ન થાય અને શોભાની વૃદ્ધિ થાય. વળી દર્શન કરનારને અત્યંત આલ્હાદ થવાથી પુણ્યવૃદ્ધિનું કારણ બની શકે, માટે અંગપૂજા, અગ્રપૂજા ભાવપૂજા એમ ત્રણ પ્રકારની પૂજા કરવી; તેમાં પ્રથમથી નિર્માલ્ય દૂર કરવાં, પ્રમાર્જના કરવી,

જીણહાને જીણવરહ, ન મળ્યા તારોતાર;
( જો એમ ન હોય તો )જિણે કરી જિનવર પુજિયે, તે કિમ મારણહાર. ૧

ચારણનું આવું બોલવું સાંભળીને જીણહાક લજવાઈ ગયો, અને તેનો ગુન્હો માફ કરી છોડી દેઇને તેને કહ્યું કે, હવે પછી આવી ચોરી કરીશ નહીં. તે સાંભળી ચારણ બોલ્યો કે,

એક્કા ચોરી સા કીયા, જા ખોલડે ન માઈ;
બીજી ચોરી કિમ કરે, ચારણ ચોર ન થાઈ. ૨

આવાં વાક્ય તેનાં સાંભળીને, આતો ચારણ છે એમ ધારી તત્કાળ તેને બહુમાન આપીને પુછ્યું કે, આ તું શું બોલે છે. તેણે જણાવ્યું કે ચોર હોય તે ઊંટની ચોરી કરે ? કદાપિ કરે તો શું તેને પોતાને ખોલડે એટલે ઝુંપડે બાંધે ? આતો મેં તારી પાસે દાન લેવાનેજ યુક્તિ કરી છે. ત્યારે તેણે ખુશી થઈને તેને દાન આપી વિદાય કર્યો. ત્યારપછી જીણહાક તીર્થયાત્રા, ચૈત્ય, પુસ્તક, ભંડાર પ્રમુખ ઘણાં શુભ કૃત્યો કરી, માથે પોટલી ઉપાડે તેનું દાણ વર્જન કરી છેવટે સુભગતિને ભાજન થયો.

મૂળ બિંબની પૂજા કીધા પછી અનુક્રમે જેને જેમ ઘટે તેમ યથાશક્તિ સર્વ બિંબની પુજા કરવી.

## ( દ્વારબિંબ અને સમવસરણ બિંબપૂજા. )

દ્વારબિંબ અને સમવસરણબિંબ ( દરવાજા ઉપરની અને ચોમુખ પ્રતિમા) નીં પૂજા મૂળનાયકની અને બીજા બિંબોની પૂજા કીધા પછીજ કરવી સંભવે છે, પણ ગભારામાં પ્રવેશ કરતાં સંભવતી નથી. કદાપિ ગભારામાં પ્રવેશ કરતાંજ દ્વારબિંબની પૂજા કરે અને ત્યાર પછી જેમ જેમ પ્રતિમાઓ અનુક્રમે હોય તેમ તેમ તેમની પૂજા કરતો જાય તો મોટા દેરાસરમાં ઘણો પરિવાર હોય તેથી ઘણા બિંબની પૂજા કરતાં પુષ્પ, ચંદન, ધૂપાદિક સર્વ પૂજન સામગ્રી સમાપ્ત થઈ જાય, ત્યારે મૂળનાયકની પ્રતિમાની પૂજા તો પૂજન દ્રવ્યસામગ્રી રહી ( બચી ) હોય તો થાય અને થઈ રહી હોય તો રહીપણ જાય. તેમ જો શત્રુંજય, ગીરનાર પ્રમુખ તીર્થે એમ કરવામાં આવે એટલે જે જે દેરાસર આવે ત્યાં ત્યાં પૂજા કરતો આગળ જાય તો છેવટે તીર્થનાયકના દેરાસરે પહોંચતાં સર્વ સામગ્રી ખલાસ થઇ જાય, ત્યારે તીર્થનાયકની પૂજા કેમ કરી શકાય. વખતે મૂળનાયકની પૂજા કરીને યથાયોગ્ય પૂજા કરતા જવું યોગ્ય છે, વળી ઉપર લખ્યા પ્રમાણે જો કરે તો ઉપાશ્રયમાં પ્રવેશ કરતાં જે જે સાધુઓ યથાનુક્રમે બેઠા દેખે તેઓને ખમાસમણ દઇ વાંદતો જાય તો છેવટ આચાર્ય પ્રમુખ આગળ પહોંચતાં કેટલો બધો વખત થાય, મતલબ કે ઘણો વખત લાગે અને જો થાક પ્રમુખ થઈ જાય તો છેવટે આચાર્ય પ્રમુખને વંદના કરી શકવાનો પણ અભાવ થાય, માટે ઉપાશ્રયમાં પ્રવેશ કરતાં જે જે સાધુઓ આવે કે બેઠા હોય તેમને માત્ર પ્રણામ કરતા જવું અને પ્રથમ આચાર્યાદિકને વંદન કરીને પછી યથાનુક્રમે સર્વ સાધુને યથાશક્તિયે વંદન કરવું જેમ યોગ્ય છે, તેમજ દેરાસરમાં પણ પ્રથમ મૂળનાયકની પૂજા કીધા પછી સર્વ પરિકર કે પરિવારની પૂજા કરવી સમુચિત છે. કેમકે, જીવાભિગમ સૂત્રમાં

કહેલી રીતિ પ્રમાણેજ સંઘાચારમાં કહેલી વિજયદેવની વકતવ્યતાને વિષે પણ દ્વારબિંબની અને સમવસરણબિંબની પૂજા સર્વથી છેલ્લીજ બતાવેલી છે. તે બતાવે છે કે,

तो गंतुं सुहम्मसहं, जिणेस कहा दंसणंमि पणामित्ता ॥
उघ्घाडितुं समग्गे, पमज्जए लोमहथ्थेणं ॥ १ ॥
सुराहे जलेणिगवीसं, वारं पख्खलि आणु लिंपित्ता ॥
गोसीसचंदणेणं, तो कुसुमाइंहि अच्चेइ ॥ २ ॥
तो दार पडिमपूअं, सहासु पंचसुवि करेइ पूव्वं च ॥
दारच्चणाइ सेसं, तइआ उवंगाओ नायव्वं ॥ ३ ॥

(ત્યારપછી) સુધર્માસભામાં જઈ ત્યાં જિનેશ્વર ભગવંતની દાઢાઓને દેખી પ્રણામ કરીને પછી ડાભડા ઉઘાડી મોરપીંછીથી પ્રમાર્જન કરે. ત્યારપછી સુગંધ જળથી એકવીશ વાર પખાળીને ગોશીર્ષચંદન અને ફુલથી પુજા કરે. એમ પાંચે સભામાં પુજા કરીને પછી ત્યાંની દ્વારપ્રતિમાની પુજા કરે એમ જીવાભિગમ સૂત્રમાં સ્પષ્ટાક્ષરથી કહેલુ છે. માટે દ્વારપ્રતિમાની પુજા જેમ સર્વથી છેલ્લી કરવી તેમ મૂળનાયકની પુજા સર્વથી પહેલાં અને સર્વથી વિશેષ કરવી. શાસ્ત્રમાં પણ કહેલુ છે કે,

उचिअत्तं पूआए, विसेस करणं तु मूलबिंबस्स;
जंपडइ तथ्थपढमं, जणस दीट्ठी सहमणेणं ॥ १ ॥

પૂજા કરતાં વિશેષ પૂજા તો મૂળનાયકબિંબની ઘટે છે, કેમકે, દેરાસરમાં પેસતાં પ્રથમથીજ મૂળનાયકપર સર્વ લોકની દૃષ્ટી અને મનની એકતા થાય છે (સર્વ લોકની નજર પ્રથમથી મૂળનાયક ઉપર પડે છે).

## (મૂળ નાયકનો પ્રથમ પૂજા કરવા સંબંધે શંકાકારનો પ્રશ્ન).

पूआ वंदणमाइ, काउणेगस्स सेसकरणंमि; नायक सेवक भावो, होइ कओ लोगनाहाणं ॥ १ ॥ एगस्सायर सारा, कीरइ पूआवरेसिं थोवयरी; एसाविमहावन्ना, लख्खिज्जइ निउण वुद्धीहिं ॥ २ ॥

શંકાકાર પ્રશ્ન કરતાં પુછે છે કે, જો મૂળનાયકની પુજા પ્રથમ કરવી અને બીજા પરિવારની પુજા પછી કરવી એમ છે તો બધા તીર્થંકર તો સરખાજ છે,ત્યારે પ્રતિમામાં સ્વામી સેવક ભાવ કેમ હોવો જોઈએ? જેમકે, એક બિંબની આદર, ભક્તિ, બહુમાનથી પુજા કરવી અને બીજા બિંબની થોડી પુજા કરવી, જો એમજ હોય તો આ મોટી આશાતના છે; એમ નિપુણ બુદ્ધિવાળાના મનમાં આવ્યા વિના રહે જ નહીં, જો એમ કોઇ સમજે તો તેને ગુરૂ ઉત્તર આપે છે.

## (મૂળનાયકની પહેલી પૂજા કરવામાં દોષ ન હોવા સંબંધી ઉત્તર.)

नायक सेवक वुद्धी, नहोई एएसु जाणगजणस्स;पिच्छंतस्स समाणं,परिवारं पारिहेराइं ३ व्यवहारो पुण पढमं, पइट्टिओ मूलनायगोएसो; अवणिज्जइ सेसाणं, नायग-

भावो निरणतेण. ४ वंदण पूआवलि, ढोयणेसु एगस्स कीरमाणेसु, आशायणा न दीठा, उचिय पवत्तस्स पुरिसस्स. ५ जह मिम्मय पडिमाणं, पुआ पुप्फाइएहिं खलु उचिआ; कणगाइ निम्मियाणं, उचियतमा मज्जणाइवि. ६ कल्लाणगाइ कज्जा, एगस्स विसेस पूअ क णेवि; नावन्ना परिणामो, जह धम्मि जणस्स सेसेसु. ७ उचिअ पवित्तीएवं, जहा वुणंतस्स होइ नावन्ना; तहमूल विंबपूआ, विसेस करणेवि तं न त्थि. ८ जिणभवण विंबपूआ, कीरंति जिणाण नो कए किंतु; सुह भावणा निमित्तं, बुहाण इयराण बोहथ्थं ९ चेइ हरेण केइ, पसंत रूवेण केइ विंवेण; पूयाइ सया अन्ने, अन्ने बुझ्झंति उवएसा ॥ १० ॥

મૂળનાયક અને બીજા જિનબિંબ એ સર્વ તીર્થંકર જોતાં થકાં સરખા જ છે, માટે બુદ્ધિવંત પ્રાણીને સ્વામી સેવકભાવની બુદ્ધિ થતી જ નથી. નાયક ભાવે તો સર્વ તીર્થંકરો સમાન છતાં પણ સ્થાપન સમયે એવી કલ્પના કરી છે કે, આ તીર્થંકરને મૂળનાયક ગણવા, ત્યારે એજ વ્યવહારથી મૂળનાયક પ્રથમ પુજાય છે, પરંતુ બીજા તીર્થંકરોની અવજ્ઞા (આશાતના) કરવાની બુદ્ધિ બીલકુલ છે જ નહીં. એક તીર્થંકરની પાસે વંદના, સ્તવના, પુજા કરવાથી કે નૈવેદ્ય ચઢાવવાથી પણ ઉચિત પ્રવૃત્તિમાં પ્રવર્તતા પુરૂષોની આશાતના કાંઇ જ્ઞાનીએ દીઠી નથી. જેમ માટીની પ્રતિમાની પુજા ખરેખર અક્ષત, પુષ્પાદિકથીજ કરવી ઉચિત સમજાય છે, પણ જળ, ચંદનાદિકથી કરવી ઉચિત સમજાતી નથી; અને સોના રૂપાદિક ધાતુની કે રત્ન પાષાણની પ્રતિમાની પુજા જળ, ચંદન, પૂષ્પાદિકથી કરવી સમુચિત સમજાય છે, તેવાજ પ્રકારે મુળનાયકની પ્રતિમાની પુજા પ્રથમ કરવી પણ સમુચિત સમજાય છે. 'જેમ ધર્મવંત પ્રાણીની પૂજા કરતાં બીજા લોકોનું અપમાન કર્યું ગણાતું નથી તેમ જે ભગવંતનું જે દિવસે કલ્યાણક હોય તે દિવસે તે ભગવંતના વિશેષ પુજા કરતાં કાંઈ બીજા ભગવંતની પ્રતિમાઓનું અપમાન થતું નથી; કેમકે, બીજાની આશાતના કરવાનો પરિણામ નથી. ઉચિત પ્રવૃત્તિ કરતાં બીજા લોકોનું અપમાન ગણાતું નથી તેમ મુળનાયકની વિશેષ પૂજા કરતાં બીજા જિનબિંબની અવજ્ઞા (આશાતના) થતી નથી.

ભગવંતના દેરાસર તથા બિંબની પુજા જે કરે છે તે તેઓને માટે નથી પણ શુભભાવનાના નિમિત્ત માટેજ કરે છે. જિનભવનાદિ નિમિત્તથી આત્માનું ઉપાદાન યાદ આવે છે. વળી અબોધ જીવને બોધની પ્રાપ્તિ થાય છે. વળી કેટલાક પ્રાણી દેરાસરની સુંદર રચના દેખી બોધ પામે છે. કેટલાક જિનેશ્વર ભગવંતની પ્રશાંત મુદ્રા દેખી બોધ પામે છે. કેટલાએક પૂજા આંગીનો મહિમા દેખીને અને સ્તવનાદિક સ્તવવાથી અને કેટલાએક ઉપદેશની પ્રેરણાથી પ્રતિબોધ પામે છે.

("સર્વ પ્રતિમાઓ એકસરખી પ્રશાંત મુદ્રાવાળી હોતી નથી, પણ મુળનાયકની પ્રતિમા તો વિશેષે કરી પ્રશાંત મુદ્રાવાળી જ હોય છે તેથી ઝટ બોધ પામી શકાય છે, માટે પ્રથમ મુળનાયકની જ પુજા કરવી એજ યોગ્ય છે"). એટલાજ માટે ચૈત્ય (દેરાસર) કે ઘરદેરાસરની પ્રતિમા દેશકાળની અપેક્ષાયે જેમ બને તેમ યથાશક્તિયે

અતિશય વિશિષ્ટ સુંદરાકારવાળીજ ભરાવવી. ઘરદેરાસરમાંહે તો પીતળ, તાંબા, રૂપા પ્રમુખનાં જિનઘર (સિંહાસન) હમણાં પણ કરાવી શકાય છે. પણ તેમ ન બની શકે તો હાથીદાંતનાં કે આરસનાં ઘણીજ શોભાયમાન લાગે એવી કોરણી ચિત્રામણવાળાં કરાવવાં. તેમ ન બને તોપણ પીતળની જાળી પટીવાળી, હીંગળોક પ્રમુખ વિચિત્ર રંગ ચિત્રામણથી અત્યંત શોભાયમાન, અત્યુત્તમ કાષ્ટનાં પણ કરાવવાં. તેમજ દેરાસર તથા ઘરદેરાસરે વારંવાર પ્રમાર્જના કરાવવી, ચુનો ધોળાવવો, રંગ રોગાન કરાવવા, વિચિત્ર ચિત્રામણ કરાવવાં. વળી જિનનાં કે મુળનાયકના જન્માદિક કલ્યાણ કે વિશિષ્ટ પૂજા રચના પ્રમુખ કરાવવી. પુજાનાં ઉપકરણો ઘણી ઘણી જાતિનાં સમારેલાં સ્વચ્છ રાખવાં. તેમજ પરિચય, પડદા, ચંદરવા, પુંઠીયાં પ્રમુખ દરરોજના કે મહોત્સવાદિકના એવા બાંધવા કે જેથી વિશિષ્ટ શોભાની અધિકતા થાય. ઘરદેરાસર ઉપર પોતાનાં પહેરવાનાં ધોતીયાં કે વાપરવાનાં વસ્ત્ર પ્રમુખ મૂકવાં નહીં. મોટા દેરાસરની પેઠે ઘરદેરાસરની પણ .ચોરાશી આશાતના ટાળવી. પીતળ, પાષાણની પ્રતિમાઓના અભિષેક કીધા પછી એક અંગલુહણેથી લુહ્યા પછી (નિર્જળ કીધા પછી) પણ બીજી વાર કોરા સ્વચ્છ અંગલુહણાથી સર્વ પ્રતિમાને લુહવા; એમ કરતાં સર્વ પ્રતિમાઓ ઉજ્વળ રહે. જ્યાં જ્યાં જરામાત્ર પણ પાણી રહી જાય તો પ્રતિમાને શ્યામતા લાગે છે, માટે સર્વથા નિર્જળ કરીને પછીજ કેસર ઘણું અને ચંદન થોડું એવા ચંદનથી વારંવાર પુજા કરતાં પણ પ્રતિમાની અધિક ઉજ્વળતા થાય છે.

વળી એમ ધારવુંજ નહીં કે ચોવીશવટો અને પંચતીર્થી પ્રતિમાનાં સ્નાત્ર કરતાં સ્નાત્રજળનો અરસપરસ સ્પર્શ થવાથી કાંઇ દોષ લાગે છે, કેમકે, જો એમ દોષ લાગતો હોય તો ચોવીશવટામાં કે પંચતીર્થીમાં ઉપર નીચેની પ્રતિમાઓના અભિષેક કરતાં એક બીજાના જળનો જરૂર સ્પર્શ થાયજ છે. રાયપસેણી સૂત્રમાં કહ્યું છે કેઃ—

**रायप्पसेणाइज्जे, सोहम्मे सुरियाभदेवस्स; जीवाभिगमेविजया, पूरीइ विजयाइ देवाणं. १ भिंगार लोमहथ्थय, लूहया धूव दहण माइअं; पडिमाणं सकहाणय पूआए इक्कयं भणियं. २ निव्वुअ जिणंद सकहा, सग्ग समुग्गेसु तिसुविलोएसु; अनोन्नं संलग्गा, नवण जलाइंहि संपुट्ठा. ३ पुव्वधर कालविहिआ, पडिमाइ संति केसुविपुरेसु; वत्तख्खा खेतख्खा, महख्खया गंथ दिट्ठाय. ४ मालाधराइआण वि, धुवण जलाइ फुसेइ जिण बिंबे; पुथ्थय पत्ताइणवि, उवरुवरिं फरिसणाइअ. ५ ता न ज्जइ नो दोसो, करणे चउव्विसं वट्टयाइणं; आयरणाजुत्तीओ, गंथेसु अदिस्स माणत्ता. ६**

રાયપસેણીસૂત્રમાં સૂર્યાભદેવનો અધિકાર છે, અને જીવાભિગમસૂત્ર તથા જંબુદ્વીપપન્નતિ સૂત્રમાં વિજયાપુરી રાજધાની પોળીયાદેવનો અને વિજયાદિક દેવતાનો અધિકાર છે. (ત્યાં) નાના કળશ, મોરપીંછી, અંગલુહણા, ધૂપધાણા વિગેરે ઉપકરણ સર્વ જિનપ્રતિમા અને સર્વ જિનની દાઢાઓની પુજા કરવા માટે એકેકાજ કહ્યા છે. મોક્ષ પામ્યા જે જિનવર, તેઓની દાઢા ઇંદ્ર લઇને દેવલોકમાં રહેલા સીકામાં ડાબડાઓમાં અને વળી ત્રણ લોકમાં જ્યાં જ્યાં જિનની દાઢાઓ છે તે સર્વ ઉપરા ઉપર

भावो निरुणतेण. ४ वंदण पूआवालि, ढोयणेसु एगस्स कीरमाणेसु, आसायणा न दीठा, उचिय पवत्तस्स पुरिसस्स. ५ जह मिम्मय पडिमाणं, पुआ पुप्फाइएहिं खलु उचिआ; कणगाइ निम्मियाणं, उचियतमा मज्जणाइवि. ६ कल्लाणगाइ कज्जा, एगस्स विसेस पूअ क णेवि; नावन्ना परिणामो, जह धम्मि जणस्स सेसेसु. ७ उचिअ पवित्तीएवं, जहा वुणंतस्स होइ नावन्ना; तहमूल बिंवपूआ, विसेस कराणेवि तं न त्थिं. ८ जिणभवण बिंवपूआ, कीरंति जिणाण नो कए किंतु; सुह भावणा निमित्तं, वुहाण इयराण वोहथ्थं ९ चेइ हरेण केइ, पसंत रूवेण केइ बिंवेण; पूयाइ सया अन्ने, अन्ने वुझंति उवएसा ॥ १० ॥

મૂળનાયક અને બીજા જિનબિંબ એ સર્વ તીર્થંકર જોતાં થકાં સરખા જ છે, માટે બુદ્ધિવંત પ્રાણીને સ્વામી સેવકભાવની બુદ્ધિ થતી જ નથી. નાયક ભાવે તે સર્વ તીર્થંકરો સમાન છતાં પણ સ્થાપન સમયે એવી કલ્પના કરી છે કે, આ તીર્થંકરને મૂળનાયક ગણવા, ત્યારે એજ વ્યવહારથી મૂળનાયક પ્રથમ પુજાય છે, પરંતુ બીજા તીર્થંકરોની અવજ્ઞા (આશાતના) કરવાની બુદ્ધિ બીલકુલ છે જ નહીં. એક તીર્થંકરની પાસે વંદના, સ્તવના, પુજા કરવાથી કે નૈવેદ્ય ચઢાવવાથી પણ ઉચિત પ્રવૃત્તિમાં પ્રવર્તતા પુરૂષોની આશાતના કાંઇ જ્ઞાનીએ દીઠી નથી. જેમ માટીની પ્રતિમાની પુજા ખરેખર અક્ષત, પુષ્પાદિકથીજ કરવી ઉચિત સમજાય છે, પણ જળ, ચંદનાદિકથી કરવી ઉચિત સમજાતી નથી; અને સોના રૂપાદિક ધાતુની કે રત્ન પાષાણની પ્રતિમાની પુજા જળ, ચંદન, પૂષ્પાદિકથી કરવી સમુચિત સમજાય છે, તેવાજ પ્રકારે મુળનાયકની પ્રતિમાની પુજા પ્રથમ કરવી પણ સમુચિત સમજાય છે. જેમ ધર્મવંત પ્રાણીની પૂજા કરતાં બીજા લોકોનું અપમાન કર્યું ગણાતું નથી તેમ જે ભગવંતનું જે દિવસે કલ્યાણક હોય તે દિવસે તે ભગવંતના વિશેષ પુજા કરતાં કાંઈ બીજા ભગવંતની પ્રતિમાઓનું અપમાન થતું નથી; કેમકે, બીજાની આશાતના કરવાનો પરિણામ નથી. ઉચિત પ્રવૃત્તિ કરતાં બીજા લોકોનું અપમાન ગણાતું નથી તેમ મુળનાયકની વિશેષ પૂજા કરતાં બીજા જિનબિંબની અવજ્ઞા (આશાતના) થતી નથી.

ભગવંતના દેરાસર તથા બિંબની પુજા જે કરે છે તે તેઓને માટે નથી પણ શુભભાવનાના નિમિત્ત માટેજ કરે છે. જિનભવનાદિ નિમિત્તથી આત્માનું ઉપાદાન યાદ આવે છે. વળી અબોધ જીવને બોધની પ્રાપ્તિ થાય છે. વળી કેટલાક પ્રાણી દેરાસરની સુંદર રચના દેખી બોધ પામે છે. કેટલાક જિનેશ્વર ભગવંતની પ્રશાંત મુદ્રા દેખી બોધ પામે છે. કેટલાએક પૂજા આંગીનો મહિમા દેખીને અને સ્તવનાદિક સ્તવવાથી અને કેટલાએક ઉપદેશની પ્રેરણાથી પ્રતિબોધ પામે છે.

("સર્વ પ્રતિમાઓ એકસરખી પ્રશાંત મુદ્રાવાળી હોતી નથી, પણ મુળનાયકની પ્રતિમા તો વિશેષે કરી પ્રશાંત મુદ્રાવાળી જ હોય છે તેથી ઝટ બોધ પામી શકાય છે, માટે પ્રથમ મુળનાયકની જ પુજા કરવી એજ યોગ્ય છે"). એટલાજ માટે ચૈત્ય (દેરાસર) કે ઘરદેરાસરની પ્રતિમા દેશકાળની અપેક્ષાયે જેમ બને તેમ યથાશક્તિયે

અતિશય વિશિષ્ટ સુંદરાકારવાળી જ ભરાવવી. ઘરદેરાસરમાંહે તો પીતળ, તાંબા, રૂપા પ્રમુખનાં જિનઘર (સિંહાસન) હમણાં પણ કરાવી શકાય છે. પણ તેમ ન બની શકે તો હાથીદાંતનાં કે આરસનાં ઘણીજ શોભાયમાન લાગે એવી કોરણી ચિત્રામણવાળાં કરાવવાં. તેમ ન બને તોપણ પીતળની જાળી પટીવાળી, હીંગળોક પ્રમુખ વિચિત્ર રંગ ચિત્રામણથી અત્યંત શોભાયમાન, અત્યુત્તમ કાષ્ટનાં પણ કરાવવાં. તેમજ દેરાસર તથા ઘરદેરાસરે વારંવાર પ્રમાર્જના કરાવવી, ચુનો ધોળાવવો, રંગ રોગાન કરાવવા, વિચિત્ર ચિત્રામણ કરાવવાં. વળી જિનનાં કે મુળનાયકના જન્માદિક કલ્યાણ કે વિશિષ્ટ પૂજા રચના પ્રમુખ કરાવવી. પુજાનાં ઉપકરણો ઘણી ઘણી જાતિનાં સમારેલાં સ્વચ્છ રાખવાં. તેમજ પરિચય, પડદા, ચંદરવા, પુંઠીયાં પ્રમુખ દરરોજના કે મહોત્સવાદિકના એવા બાંધવા કે જેથી વિશિષ્ટ શોભાની અધિકતા થાય. ઘરદેરાસર ઉપર પોતાનાં પહેરવાનાં ધોતીયાં કે વાપરવાનાં વસ્ત્ર પ્રમુખ મૂકવાં નહીં. મોટા દેરાસરની પેઠે ઘરદેરાસરની પણ ચોરાશી આશાતના ટાળવી. પીતળ, પાષાણની પ્રતિમાઓના અભિષેક કીધા પછી એક અંગલુહણેથી લુહ્યા પછી (નિર્જળ કીધા પછી) પણ બીજી વાર કોરા સ્વચ્છ અંગલુહણાથી સર્વ પ્રતિમાને લુહવા; એમ કરતાં સર્વ પ્રતિમાઓ ઉજ્વળ રહે. જ્યાં જ્યાં જરામાત્ર પણ પાણી રહી જાય તો પ્રતિમાને શ્યામતા લાગે છે, માટે સર્વથા નિર્જળ કરીને પછી જ કેસર ઘણું અને ચંદન થોડું એવા ચંદનથી વારંવાર પુજા કરતાં પણ પ્રતિમાની અધિક ઉજ્વળતા થાય છે.

વળી એમ ધારવુંજ નહીં કે ચોવીશવટો અને પંચતીર્થી પ્રતિમાનાં સ્નાત્ર કરતાં સ્નાત્રજળનો અરસપરસ સ્પર્શ થવાથી કાંઇ દોષ લાગે છે, કેમકે, જો એમ દોષ લાગતો હોય તો ચોવીશવટામાં કે પંચતીર્થીમાં ઉપર નીચેની પ્રતિમાઓના અભિષેક કરતાં એક બીજાના જળનો જરૂર સ્પર્શ થાયજ છે. રાયપસેણી સૂત્રમાં કહ્યું છે કેઃ—

**रायप्पसेणाइज्जे, सोहम्मे सुरियाभदेवस्स; जीवाभिगमेविजया, पूरीइ विजयाइ देवाणं. १ भिंगार लोमहथ्थय, लूहया धूव दहण माइअं; पडिमाणं सकहाणय पूआए इक्कयं भणियं. २ निव्वुअ जिणंद सकहा, सग्ग समुग्गेसु तिसुविलोएसु; अनोन्नं संलग्गा, नवण जलाइंहि संपुट्ठा. ३ पुव्वधर कालविहिआ, पडिमाई संति केसुत्रिपुरेसु; वत्त-ख्खा खेतख्खा, महख्खया गंथ दिठ्ठाय. ४ मालाधराइआण वि, धुवण जलाइ फुसेइ जिण बिंबे; पुथ्थय पत्ताइणावि, उवरुवरिं फरिसणाइअ. ५ ता न ज्जइ नो दोसो, करणे चउव्विसं वट्टयाइणं; आयरणाजुत्तीओ, गंथेसु अदिस्स माणत्ता. ६**

રાયપસેણીસૂત્રમાં સૂર્યાભદેવનો અધિકાર છે, અને જીવાભિગમસૂત્ર તથા જંબુંદ્વીપપન્નતિ સૂત્રમાં વિજયાપુરી રાજધાની પોળીયાદેવનો અને વિજયાદિક દેવતાનો અધિકાર છે. (ત્યાં) નાના કળશ, મોરપીંછી, અંગલુહણા, ધૂપધાણા વિગેરે ઉપકરણ સર્વ જિનપ્રતિમા અને સર્વ જિનની દાઢાઓની પુજા કરવા માટે એકેકાજ કહ્યા છે. મોક્ષ પામ્યા જે જિનવર, તેઓની દાઢા ઇંદ્ર લઇને દેવલોકમાં રહેલા સીકામાં ડાબડાઓમાં અને વળી ત્રણ લોકમાં જ્યાં જ્યાં જિનની દાઢાઓ છે તે સર્વ ઉપરા ઉપર

મુકાય છે, એક બીજાં માંહે માંહે સંલગ્ન છે તેઓને એક બીજાઓને જળાદિકનો સ્પર્શ, અંગલુહણાનો સ્પર્શ એક બીજાને થયા પછી થાય છે ( ઉપરની દાઢાને સ્પર્શેલું પાણી નીચલી દાઢાને લાગે છે). પૂર્વધર પુર્વાચાર્યોએ પૂર્વકાળમાં પ્રતિષ્ઠા કરેલી એવી પ્રતિમા કેટલાએક ગ્રામ, નગર, તીર્થાદિક ઉપર છે તેમાં કેટલીક વકતા ( એકજ અરિહંતની ) નામે, અને બીજી ક્ષેત્રા ( એક પાષાણ કે ધાતુમય પટ્ટક ઉપર ચોવીસ પ્રતિમા ભરત ક્ષેત્ર, ઐરાવર્ત્ત ક્ષેત્રની પ્રતિમાઓ કરી હોય તે ) નામે, વળી મહાખ્યા ( ઉત્કૃષ્ટા કાળની અપેક્ષાયે એકસો સીતેર પ્રતિમાઓ એકજ પટ્ટક ઉપર કરી હોય તે) નામે, એમ ત્રણે પ્રકારની પ્રતિમાઓ શાસ્ત્રોમાં પ્રસિદ્ધજ છે. વળી પંચતીર્થી પ્રતિમાઓમાં ફૂલની વૃષ્ટિ કરનારા માળાધર દેવતાનાં રૂપ કરેલાં હોય છે, તે પ્રતિમાઓને, અભિષેક કરતાં માળાધર દેવતાને સ્પર્શેલું પાણી જિનબિંબ ઉપર પડે છે; પુસ્તકમાં જે જે પ્રતિમા હોય છે તે પણ એકેક ઉપર રહે છે; ચિત્રામણની પ્રતિમાઓ એક એક ઉપર રહે છે; (વળી ઘણા ઘરદેરાસરમાં એક ગભારા ઉપર બીજાં પણ ગભારા હોય છે તેની પ્રતિમાઓ એકેક ઉપર ઉપર થાય છે) વળી પુસ્તકમાં પાનાં ઉપરા ઉપરી રહે છે, પરસ્પર સંલગ્ન હોય છે, તેનો પણ દોષ લાગવો જોઇયે, પણ તેમ કાંઈ દોષ લાગતો નથી. તે માટે માળાધર દેવનું સ્પર્શેલું પાણી જિન ઉપર પડે તો- પણ દોષ નથી લાગતો, એમ ચોવીસવટ્ટામાં પણ ઉપરના જિનબિંબને સ્પર્શેલું પાણી નીચેના જિનબિંબને સ્પર્શે છે, તેમાં કાંઇ પુજા કરનારને કે પ્રતિમા ભરાવનારને નિર્માલ્યતા પ્રમુખનો દોષ લાગતો નથી. એમ આચરણા અને યુક્તિઓ શાસ્ત્રોમાં દેખાય છે, તેથી મૂળનાયકની પ્રતિમાની પૂજા બીજા બિંબ કરતાં પહેલી કરવામાં પણ કાંઇ દોષ લાગતો નથી અને સ્વામી સેવક ભાવ પણ ગણાતો નથી.વળી વૃહત્ ભાષ્યમાં પણ કહેલું છેકેઃ—

**जिणरिद्धिदंसणथ्थं, एकं कारेइ कोइ भत्तिजुओ ॥ पायाडिय पाडिहरं, देवागम सोहयं चेव ॥ १ ॥ दंसण नाण चरित्ता, राहण कज्जे जिणात्तिअ कोइ ॥ परमेट्ठी नमोक्कारं, उज्जमिउं कोइ पंचजिणे ॥ २ ॥ कल्लाणयतवमहवा, उज्जमिउं भरहवास भावीत्ति ॥ वहुमाण विसेसाओ, केइ कारेइ चउव्वीसं ॥ ३ ॥ उक्कोस सत्तरि सयं, नरलोए विरइत्ति भत्तिए ॥ सत्तरिसयंवि कोइ, बिंवाण कारइ घणड्ढो ॥ ४ ॥**

કોઈક ભક્તિવંત શ્રાવક જિનેશ્વર ભગવંતની અશોકાદિક અષ્ટ મહાપ્રાતિહાર્યની ઋદ્ધિ દેખાડવા માટે અષ્ટ મહાપ્રાતિહાર્યના ચિત્ર સહિત પ્રતિમા ભરાવે છે. વળ દેવતાઓના આવાગમનનો પણ દેખાવ દેખાડી પ્રતિમા ભરાવે છે. વળી કોઇક દર્શન, જ્ઞાન ચારિત્રના આરાધન નિમિત્તે એક પટ્ટકમાં ત્રણ પ્રતિમા ભરાવે છે. કોઈક પંચપરમેષ્ટીના આરાધન નિમિત્તે એક પટ્ટક ઉપર પંચતીર્થી અથવા પંચપરમેષ્ટીની પ્રતિમા ભરાવે છે, અથવા કોઈક નવકારનું ઉદ્યાપન કરવા નિમિત્તે પંચપરમેષ્ટીની પ્રતિમા ભરાવે છે. કોઈક વળી ચોવીસ તીર્થંકરના કલ્યાણક તપના આરાધન નિમિત્તે એક પટ્ટક ઉપર ચોવીસે તીર્થંકરની ચોવીસી ભરાવે છે. વળી ભકિતના બહુમાનથી ભરતક્ષેત્રમાં થયેલા, થનારા અને વર્તમાન તીર્થંકરોની ત્રણે ચોવીસીની પ્રતિમા ભરાવે

છે. કોઈક વળી અત્યંત ભક્તિની તીવ્રતાથી અઢીદ્વીપમાં ઉત્કૃષ્ટ કાળે વર્ત્તતા એકસો સીતેર તીર્થંકરની પ્રતિમા એકજ પટ્ટક ઉપર ધનવંત હોય તે ભરાવે છે.

તે માટે ત્રણતીર્થી, પંચતીર્થી, ચોવીસી પ્રમુખમાં ઘણા તીર્થંકરોની પ્રતિમા હોય, તેઓનું નમણ જળ એક બીજાને સ્પર્શતાં કાંઈ આશાતનાનો સંભવ થતો નથી, તેમ મૂળનાયકની (પ્રથમ) પૂજા કરતાં પણ બીજા જિનબિંબોની આશાતના થતી નથી એ સિદ્ધજ છે, અને એવી તીર્થંકરોની પ્રતિમાઓ પણ ભરાવવી ઉચિતજ છે. એ અંગપૂજાનો અધિકાર સમાપ્ત થયો.

## અગ્રપૂજા અધિકાર.

સોના રૂપાના અક્ષત કરાવીને તેથી, કે ઉજ્વળ શાળી પ્રમુખના અખંડ ચોખાથી અથવા સફેત સરસવથી પ્રભુ આગળ અષ્ટ મંગળીકનો આલેખ કરવો (રચના કરવી). જેમ શ્રેણીક રાજાને દરરોજ સોનાના યવથી શ્રીવીર પ્રભુના સન્મુખ જઈ સ્વસ્તિક કરવાનો નિયમ હતો તેમ કરવા; અથવા રત્નત્રયી (જ્ઞાન, દર્શન, ચારિત્ર)ના આરાધન નિમિત્તે પ્રભુ આગળ પુંજ (ઢગલી) ત્રણ કરીને ઉત્તમ પટ્ટક (પાટલા) ઉપર ઉત્તમ અક્ષત ઢોવા.

તેમજ વિવિધ પ્રકારનાં ભાત પ્રમુખ રાંધેલા અશન, સાકરનું પાણી, ગોળનું પાણી, ગુલાબજળ, કેવડાજળ, વીગેરે પાણી, પકવાન, ફળાદિક ખાદિમ, તંબોળ પાનનાં બીડાં પ્રમુખ સ્વાદિમ, એમ ચાર પ્રકારના આહાર પવિત્ર હોય તે દરરોજ પ્રભુ આગળ ઢોવા. તેમજ ગોશીર્ષચંદનના રસ કરી પંચાંગુળીના મંડળ તથા ફૂલના પગર ભરવાં, આરતી ઉતારવી, મંગળદીપક કરવો, એ સર્વે અગ્રપુજામાં ગણાય છે, જે માટે ભાષ્યમાં કહેલ છે કેઃ—

गंधव्व नट्ट वाइअ, लवणं जलारत्ति आई दीवाई ॥
जं किच्चं तं सव्वंपि, अवअरइ अग्गपूआए ॥ १ ॥

ગાયન કરવું, નાટક કરવું, વાજિત્ર વગાડવા, લુણ ઉતારવું, પાણી ઉતારવું, આરતી ઉતારવી, દીવા કરવા, એવી જે જે કરણીઓ છે તે સર્વ અગ્રપુજામાં અવતરે છે (ગણાય છે).

**(નૈવેદ્યપૂજા દરરોજ પોતાને ઘેર રાંધેલા અન્નથી પણ કરવા વિષે).**

નૈવેદ્યપુજા દરરોજ કરવી, કેમકે, એ સુખથી પણ થઈ શકે છે અને મહાફળદાયક છે. રાંધેલું અન્ન આખા જગતનું જીવન હોવાથી સર્વથી ઉત્કૃષ્ટ રત્ન ગણાય છે, એટલાજ માટે વનવાસથી આવીને શ્રી રામચંદ્રજીએ પોતાના મહાજનને અન્નનું કુશળપણું પૂછ્યું. વળી કલહની નિવૃત્તિ અને પ્રીતિની પરસ્પર વૃદ્ધિ પણ રાંધેલા અન્નનાં ભોજનથી થાય છે,. રાંધેલા અન્નના નૈવેદ્યથી દેવતા પણ પ્રાયે પ્રસન્ન થાય છે. સંભળાય પણ છે કે, આગીયોવૈતાળ દેવતા દરરોજના સો મુડા અન્નના પકવાનના આપવાથી રાજા શ્રી વીરવીક્રમને વશ થયો હતો. ભુત પ્રેતાદિક પણ રાંધેલા ખીર, ખીચડા, વડાં પ્રમુખનાં ભોજન કરવા માટેજ ઉતારણાની યાચના કરે છે. તેમજ દિકપાળાદિકને બળીદાન દેવાય છે. તીર્થંકરની દેશના થઈ રહ્યા પછી પણ ગ્રામાધિપતિ સુકા ધાન્યની બળી કરી ઊછાળે છે, કે જે બળીના દાણા સર્વ શ્રોતાજનો

ઉપરથી પડતાં અધર ગ્રહણ કરી પોતાની પાસે રાખે છે, કે જેથી તેઓને શાંતિક પૌષ્ટિક થાય છે.

## ( નૈવેદ્યપૂજાના ફળ ઉપર દ્રષ્ટાંત. )

એક સાધુના ઉપદેશથી એક નિર્ધન ખેડુતે એવો નિયમ લીધો હતો કે, આ ( અમુક ) ખેતરની નજીક આવેલા દેરાસરમાં દરરોજ નૈવદ્ય ચઢાવ્યા પછીજ ભોજન કરીશ. કેટલોક કાળ પોતાના દ્રઢ નિયમથી વિત્યા પછી એક દિવસ નૈવદ્ય ચઢાવવાને અસુરે ( મોડું ) થઈ ગયાથી અને ભોજનનો સમય થઇ જવાથી તેને ઉતાવળથી નૈવદ્ય ચઢાવવા આવતાં માર્ગમાં સિંહ સામો મળ્યો. તેને અવગણી ( ન ગણકારતાં ) આગળ ચાલ્યો, પણ પાછો ફર્યો નહીં. એમ તે દેરાસરના અધિષ્ટાયકે ચાર વાર પરિક્ષા કરી પણ તે ખેડુત પોતાના દ્રઢ નિયમથી ચળ્યો નહીં, તે દેખીને તે અધિષ્ટાયક તેનાપર તુષ્ટમાન થઈ બોલવા લાગ્યો કે, “ જા, તને આજથી સાતમે દિવસે રાજ્યની પ્રાપ્તિ થશે. ” સાતમે દિવસે તે ગામના રાજાની કન્યાનો સ્વયંવર મંડપ હતો, તેથી તે ખેડુત ત્યાં ગયો એટલે દૈવીક પ્રભાવથી સ્વયંવરાએ તેનેજ વર્યો, ( કન્યા તેને વરી ) તેથી ઘણા રાજાઓ તેની સાથે યુદ્ધ કરવા લાગ્યા. છેવટે તેણે દૈવીક પ્રભાવથી સર્વને જીતી તે ગામના અપુત્રિયા રાજાનું રાજ્ય મેળવ્યું. લોકોમાં પણ કહેવાય છે કેઃ—

> धूपो दहति पापानि, दीपो मृत्योर्विनाशकः ॥
> नैवेद्यैर्विपुलं राज्यं, सिद्धिदात्री प्रदक्षिणा ॥ २ ॥

ધૂપપૂજાથી પાપ બળી જાય છે, દીપપૂજાથી અમર થાય છે, નૈવદ્યથી રાજ્ય પામે છે, અને પ્રદક્ષિણાથી સિદ્ધિ પમાય છે.

અન્નાદિક સર્વ વસ્તુની ઉત્પત્તિના કારણરૂપ અને પકવાનાદિક ભોજનથી પણ અધિક અતિશયવાળું પાણી પણ જરૂર દરરોજ પ્રભુ આગળ બની શકે તો વાસણમ ભરીને ચઢાવવું.

## ( નૈવેદ્ય ચઢાવવા સંબંધી શાસ્ત્રોનાં પ્રમાણ. )

આવશ્યક નિર્યુક્તિમાં કહેલ છે કે, कीरइवली બળી ( નૈવેદ્ય ) કરે.

નિસીથમાં પણ કહેલું છે કેઃ—तओ पभावइए देवीए सव्वं बली माइ काउं भणियं देवाहिदेवो वद्धमाण सामी तस्स पडिमा कीरउ त्ति वाहिओ कुहाडो दुहा जायं पिच्छइ सव्वालंकार विभूसिअं भयवओ पडिमं ( ત્યાર પછી ) પ્રભાવતી રાણીએ સર્વે બળી આદિક ( નૈવેદ્ય વિગેરે આદિ શબ્દના ગ્રહણથી ધૂપ, દીપ, જળ, ચંદન ) તૈયાર કરાવીને ( તે કાષ્ટના સન્મુખ મૂકીને ) ‘ દેવાધિદેવ વર્દ્ધમાન સ્વામીની પ્રતિમા પ્રગટ થાઓ,’ એમ કહીને ત્રણવાર ( કાષ્ઠપર ) કુહાડો માર્યો. ત્યારપછી તે કાષ્ઠના બે ભાગ થવાથી સર્વાલંકાર વિભૂષિત ભગવંતની પ્રતિમા દીઠી.

નિસીથ સૂત્રની પીઠિકામાં પણ કહેલ છે કેઃ—वलीत्ति असिवोव समनिमित्तं कुरो क्विज्जइ બળી એટલે અશિવની ઉપશાંતિ નિમિત્તે કૂર કરે ( ભાત ચઢાવે ).

નિશીથની ચૂર્ણિમાં પણ કહેલ છે કેઃ—**संपइराया रहग्गओ विविहफले खज्जग भुज्जगेअ कवडग वच्छमाइ उक्किरणे करेइ** સંપ્રતિ રાજા તે રથજાત્રા આગળ વિવિધ પ્રકારનાં ફળ, શાળ, દાળ, શાક, કવડક (કોડાં) વસ્ત્ર આદિનું ભેટણું કરે.

વૃહતુકલ્પમાં પણ કહેલ છે કેઃ—**साहम्मिओ न सत्था। तस्सकयं तेणकप्पइ जइणं॥ जंपुण पाडिमाणकए। तस्सकहाकाअ जीवत्ता॥** સાધુ શ્રાવકના સાધર્મિક નથી (શ્રાવકના સાધર્મિ શ્રાવક હોય) પણ સાધુને અર્થે કરેલો આહાર સાધુને જ્યારે ન કલ્પે, ત્યારે પ્રતિમાને માટે કરેલા બળી નૈવેદ્યની તો શી વાત! અર્થાત્ પ્રતિમા સારૂ કરેલો નૈવેદ્ય સાધુને સર્વથા કલ્પેજ નહીં.

પ્રતિષ્ઠાપાહુડાથી શ્રીપાદલિપ્ત સૂરીએ ઉદ્ધરેલી પ્રતિષ્ટાપદ્ધતિમાં કહેલ છે કેઃ—**आरत्तिअ मवयारण। मंगल दीवंच निम्मिउं पच्छा॥ चउनारिहिं निविज्जं। च्चिणं विहिणाओ कायव्वं॥** આરતી ઉતારીને મંગળદીવો કર્યા પછી ચાર ઉત્તમ સ્ત્રીઓએ મળી નિત્ય નૈવેદ્ય કરવો.

મહાનિસીથના ત્રીજા અધ્યયનમાં પણ કહેલ છે કેઃ—**अरिहंताणं भगवंताणं गंध-मल्ल पईव समजिणो विलेवण विचित्तवली वच्छ धूवाइएहिं पुआसक्कारेहिं पइदिणम भमच्चणंपि कुव्वाणा तित्थूप्पणं करेमोत्ति॥** અરિહંતને ભગવંતને બરાસ, ફૂલમાળા, દીવો, મોરપીંછીથી પ્રમાર્જન, ચંદનાદિકે વિલેપન, વિવિધ પ્રકારના બલિ (નૈવેદ્ય) વસ્ત્ર, ધૂપાદિકે કરીને, તે પુજા સત્કારે કરીને, પ્રતિદિન પુજા કરતાં થકાં પણ તીર્થની ઉન્નતી કરીશું. એમ અગ્રપુજાનો અધિકાર સમાપ્ત થયો.

## ભાવપૂજા અધિકાર.

ભાવપુજાતો જિનેશ્વર ભગવંતની દ્રવ્યપુજાના વ્યાપાર નિષેધરૂપ ત્રીજી "નિસિહિ" કરવાપુર્વક કરવી. જિનેશ્વર ભગવંતને દક્ષિણ (જમણી) તરફ પુરૂષોએ અને વામ (ડાબી) તરફ સ્ત્રીઓએ આશાતના દૂર કરવા માટે જઘન્યથી (ઓછામાં ઓછું) પણ ઘરદેરાસરમાં એક હાથ કે અરધ હાથ અને મોટા દેરાસરમાં નવ હાથ અને વિશેષથી તો સાઠ હાથ તેમજ મધ્યમ ભેદ તો દશ હાથથી માંડી ઓગણસાઠ હાથનો અવગ્રહ રાખીને (એટલી જમીન પડતર રાખીને) ચૈત્યવંદન કરવા બેસવું. (જો એટલે દૂર બેસે તોજ કાવ્ય, શ્લોક, સ્તુતિ, સ્તોત્ર બોલવાં ઠીક પડે, માટે દૂર બેસવાનો વ્યવહાર છે). શાસ્ત્રમાં કહેલું છે કેઃ—

**तइयाओ भाव पूआ, ठाउं चिइवंदणरे चिएदेसे॥**
**जहसत्ति चित्तथुइ, थुत्तमाइणा देववंदणयं॥ १॥**

ત્રીજી ભાવપુજામાં ચૈત્યવંદન કરવાના ઉચિત પ્રદેશે (અવગ્રહ રાખી) બેશીને યથાશક્તિ સ્તુતિ, સ્તોત્ર સ્તવને કરી ચૈત્યવંદન કરે.

નિસીથસૂત્રમાં કહેલ છે કેઃ—**सोउ गंधार सावओ थय थुइएभणंतो तथ्थ गिरि-गुहाए अहोरत्तं निवसिओ** તે ગંધાર શ્રાવક સ્તવન સ્તુતિઓને ભણતો તે ગિરિ-ગુફામાં રાતદિવસ રહ્યો.

વસુદેવહિંડમાં પણ કહેલું છે કેઃ-**वसुदेवो पच्चुसे कयसमत्त सावय सामाइयाइं नियमो गहिय पच्चख्खाणो कय काउस्सग्ग थुई वंदणोत्ति** વસુદેવ પ્રાતઃકાળે સમ્યક્તની શુદ્ધિ કરીને શ્રાવકના સામાયકાદિક બારવ્રત ધારી, નિયમ ( અભિગ્રહ ) પચખાણ કરી, કર્યા છે કાઉસગ્ગ થુઈ દેવવંદન તે જેણે એવો થઈ વિચરે છે. એમ અનેક શ્રાવકાદિકે કાયોત્સર્ગ સ્તુતિ કરીને ચૈત્યવંદન કીધા કહ્યા છે.

## ( ચૈત્યવંદનના ભેદ. )

જઘન્યાદિ ભેદથી ચૈત્યવંદનના ભેદ ત્રણ કહ્યા છે. ભાષ્યમાં કહેલું છે કે,:—

**नमुक्कारेण जहन्ना, चिइ वंदण मज्झदंड थुइजुअला ॥**
**पणदंड थूइ चउक्कग, थयप्पणिहाणेहिं उक्कोसा ॥ १ ॥**

બે હાથ જોડી **नमो जिणाणं** એમ કહી પ્રભુને નમસ્કાર કરવો તે; અથવા **नमो अरिहंताणं** એમ આખો નવકાર કહીને અથવા એક શ્લોક સ્તવન વિગેરે કહેવાથી, જાતિના દેખાડવાથી ઘણા પ્રકારે પણ થાય; અથવા પ્રણિપાત એવું નામ **नमुथ्थुणं**નું હોવાથી એકવાર **नमुथ्थुणं** જેમાં આવે એવું ચૈત્યવંદન (સર્વ સામાન્ય શ્રાવકો જેમ કરે છે તેમ) એ જઘન્ય ચૈત્યવંદન કહેવાય છે.

મધ્યમ ચૈત્યવંદન તે પ્રથમથી **अरिहंत चेईयाणं** થી માંડી કાઊસ્સગ્ગ કરી એક થોઈ પહેલી પ્રગટપણે કહેવી. ફરીને ચૈત્યવંદન કરીને એક થોઈ છેલી કહેવી તે જઘન્ય ચૈત્યવંદન કહેવાય છે.

પંચદંડક તે,-૧ શક્રસ્તવ (નમુથ્થુણં), ૨ ચૈત્યસ્તવ (અરિહંત ચેઈયાણં), ૩ નામસ્તવ (લોગસ્સ), ૪ શ્રુતસ્તવ (પુખ્ખરવરદી), ૫ સિદ્ધસ્તવ (સિદ્ધાણં બુદ્ધાણં), એ પાંચ દંડક જેમાં આવે એવું જયવિયરાય સહિત જે પ્રણિધાન (સિદ્ધાંતોમાં બતાવેલી રીતિ પ્રમાણે બનેલું અનુષ્ટાન) તે ઉત્કૃષ્ટ ચૈત્યવંદન કહેવાય છે.

કેટલાક આચાર્યો એમ કહે છે કે, એક શક્રસ્તવે કરી જઘન્ય ચૈત્યવંદના કહેવાય છે; અને બે ત્રણ વાર શક્રસ્તવ જેમાં આવે ત્યારે તે મધ્યમ ચૈત્યવંદના કહેવાય; તેમજ ચાર વાર કે પાંચ વાર શક્રસ્તવ આવે ત્યારે તે ઉત્કૃષ્ટ ચૈત્યવંદના કહેવાય છે. ઈરિયાવહી પહેલી પડિકમીને, અથવા છેડે પ્રણિધાન તે જયવિયરાય, નમુથ્થુણં કહી, પછી બમણું ચૈત્યવંદન કરે; ફરી ચૈત્યવંદન કહી નમુથ્થુણં કહે, વળી અરિહંત ચેઈયાણં કહી ચાર થુઈયે દેવ વાંદે, એટલે ફરી નમુથ્થુણં કહે તેમાં ત્રણ વાર નમુથ્થુણં આવે એ મધ્યમ ચૈત્યવંદના કહેવાય છે. એક વાર દેવ વાંદે તેમાં શક્રસ્તવ બે વાર આવે, એક પહેલું અને એક છેલું, એમ સર્વ મળી ચાર શક્રસ્તવ થયા; એમ બે વાર કરવાથી તો આઠ શક્રસ્તવ આવે છે, પણ ચારજ ગણાય છે, એ પ્રમાણે ચૈત્યવંદન કરવાથી ઉત્કૃષ્ટ ચૈત્યવંદના કરી કહેવાય છે. શક્રસ્તવ કહેવો, વળી ઈરિયાવહી પડિકમીને એક શક્રસ્તવ, એ બે વાર ચૈત્યવંદના કરે ત્યાં ત્રણ શક્રસ્તવ થાય, ફરી ચૈત્યવંદન કહી, નમુથ્થુણં કહી, અરિહંત ચેઈયાણં કહી, ચાર થોઈ કહે, ફરી ચૈત્યવંદન નમુથ્થુણં કહી, ચાર થોઈ કહી, બેસી નમુથ્થુણં કહી સ્તવન કહીને જય-

વિચશય કહે. એમ પાંચ શક્રસ્તવ થવાથી ઉત્કૃષ્ટ ચૈત્યવંદના કહેવાય છે.

ચૈત્યવંદન સાત વાર દરરોજ સાધુને કરવાનું મહાનિસીથ સૂત્રમાં કહેલું છે, તેમજ શ્રાવકને પણ સાતવારનું ભાષ્યમાં કહેલ છે, તે બતાવે છે.

पडिक्कमणे चेइय जिमण, चरिमपडिक्कमण सुअण पडिबोहे ॥
चेइवंदण इयजइणो, सत्तवेलाओ अहोरत्ते ॥ १ ॥
पडिक्कमगओ गिहिणोविहु, सगवेला पंचवेल इयरस्स ॥
पूआसुअ तिसंझ्झासुअ, होइ तिवेला जहन्नेणं ॥ २ ॥

(૧) રાઇપિડિકમણામાં, (૨) દેરે, (૩) ભોજન પહેલાં (પચખાણ પારવાનું), (૪) દિવસ ચરિમનો, (૫) દેવસીપડિકમણામાં, (૬) સયન સમયે (સંથારા પોરસી ભણાવવાનું) (૭) જાગીને, એમ દરરોજ સાધુને સાત વાર ચૈત્યવંદન કરવાં કહ્યાં છે. તેમજ શ્રાવકને પણ સાત વાર સમજવાં; તે નીચે મુજબઃ—જે શ્રાવક બે વાર પ્રતિક્રમણ કરનાર હોય તેને ઉપર લખેલી રીતિ પ્રમાણે અથવા બે વખતના આવશ્યકના સુવા જાગવાના તથા ત્રિકાળ દેવવંદનના મળી સાત વાર થાય છે. એક વાર પડિકમણું કરનાર હોય તેને છ ચૈત્યવંદના થાય, સુવાની વખતે ન કરે તેને પાંચ વાર થાય, અને જાગવાની વખતે પણ ન કરે તેને ચાર વાર થાય. ઘણા દેરાસરના જુહાર કરનારને તો વળી ઘણીવાર ચૈત્યવંદના થાય છે. જેનાથી બીજા ન બને તથા જિનપુજા પણ કરવાની જે દિવસે અડચણ હોય તોપણ ત્રિકાળ દેવ તો જરૂર વાંદવા. શ્રાવકને માટે આગમમાં કહેલું છે કેઃ—

भोभो देवाणप्पिआ अज्जप्पभिइए । जावज्जीवं तिक्कालिअं अव्वक्खित्ता चलेगग्गचित्तेणं । चेइए वंदिअव्वे इणमेव भोमणुअत्ताओ असुइ असासय खणभंगुराओ सारंति । तथ्थ पुव्वण्हे ताव उदग पाणं न कायव्वं । जाव चेइए साहुअन वंदिए त्तहा मझ्झणे ताव असण किरिअं न कायव्वं जाव चेइए न वंदिए त्तहा अवरणे चेव त्तहा कायव्वं जहा अवंदिएहिं चइएहिंनो सिज्जायल मइक्कमिज्जइत्ति ।

અહો અહો દેવુનાપ્રિયે ! આજથી માંડીને જાવજીવ સુધી ત્રિકાળ, અચૂક, નિશ્ચલ, એકાગ્રચિત્તે કરી દેવ વાંદવા. એટલુંજ અહો પ્રાણીઓ ! અપવિત્ર, આશાશ્વત, ક્ષણભંગુર, એવા આ મનુષ્ય શરીરથી સાર છે. તેમાં પેહેલા પોહોરે જ્યાંસુધી દેવને અને સાધુને વંદાય નહીં ત્યાંસુધી પાણી પણ પીવું નહીં. તેમજ મધાન્હે જ્યાંસુધી દેવ ન વાંદ્યા હોય ત્યાંસુધી ભોજન પણ ન કરવું. તેમજ પાછલે પોહોરે ખરેખર તેમજ કરવું. જ્યાંસુધી દેવ ન વાંદ્યા હોય ત્યાંસુધી રાત્રિયે શય્યા ઉપર સુવું પણ નહીં.

सुप्पभाए समणो वासगस्स, पाणंवि न कप्पए पाउं ॥
नोजावचेइयाएहिं, साहुवि अवंदिया विहिणा ॥ १ ॥
मझ्झण्हेपुणरावि, वंदिउण नियमेय कप्पइ भोत्तुं ॥
पुण वंदिउणताइं, पओस समयंमितो सुयइ ॥ २ ॥

આ બે ગાથાનો અભિપ્રાય ઉપર પ્રમાણેજ હોવાથી લખ્યો નથી. ગીત, નૃત્ય, વાજિત્ર, સ્તુતિ, સ્તોત્ર, એ અગ્રપુજામાં ગણાવેલા પણ ભાવપુજામાં પણ અવતરે છે. વળી એ મહાફળદાયી હોવાથી બને ત્યાંસુધી પોતેજ કરવાં અને એમ'જો ન બને તો બીજા પાસે પણ કરાવવાથી પોતાને તથા બીજા પણ ઘણા જીવોને મહા લાભની પ્રાપ્તિ થવાનો સંભવ છે.

નિસીથ ચૂર્ણિમાં કહેલું છે કેઃ--**पभावई न्हाया कय कौउयमंगल पायच्छित्ता सुकिल्लवासपरिहिआ जाव अट्ठमिचउदसीसुअ भत्तिराएण सयमेव राओ नट्टोवयारं करेइ । रायावि तयाणुवित्तिए मुरयंवाएई इति ।** સ્નાન કરીને કર્યાં છે કૌતુકમંગળ જેણે એવી પ્રભાવતી રાણી સફેત વસ્ત્ર પહેરીને યાવત્ આઠમ ચૌદશના દિવસે ભક્તિ રાગે કરી પોતેજ નાટક કરે અને રાજા પણ તેની મરજી પ્રમાણે હોવાથી મૃદંગ વગાડે.

જિનપુજા કરવાના અવસરે અરિહંતની છદ્મસ્થ, કેવળી અને સિદ્ધ, એવી ત્રણ અવસ્થા ભાવવી. જે માટે ભાષ્યમાં કહેલું છે કેઃ--

**न्हवणच्चगेहिं छउमथ्था । वत्था पडिहारगेहिं केवलिअं ॥**
**पलिअं कुस्सग्गेहिअ । जिणस्सभाविज्ज सिद्धत्तं ॥ १ ॥**

ભગવંતને સ્નાન કરાવનારે, ભગવંતના પાસે રહેલા પરિકર ઉપર ઘડેલા હાથી ઉપર ચઢેલા દેવના હાથમાં રહેલા કળસના દેખાવથી, તથા વળી પરિકરમાં રહેલા માળાધારી દેવના રૂપે કરી, ભગવંતની છદ્મસ્થાવસ્થા ભાવવી. ( છદ્મસ્થાવસ્થા એટલે કેવળજ્ઞાન પામ્યા પહેલાંની અવસ્થા ).

છદ્મસ્થાવસ્થા ત્રણ પ્રકારની જાણવી. ( ૧ ) જન્મની અવસ્થા, ( ૨ ) રાજ્ય અવસ્થા, ( ૩ ) સાધુપણાની અવસ્થા. તેમાં ન્હવણ કરવા વખતે જન્માવસ્થા ભાવવી, માળાધારક દેવતાના રૂપ દેખી ફૂલમાળા પેહેરવાના રૂપ દેખવાથી રાજ્યાવસ્થા ભાવવી, અને કેશ રહિત મસ્તક અને મુખ દેખવાથી સાધુપણાની અવસ્થા ભાવવી. પ્રાતિહાર્યમાં પરિકરના ઉપરના ભાગે કળસના બે તરફ રહેલા પત્રના આકારને દેખી અશોકવૃક્ષ ભાવના, માળાધારી દેવના દેખવાથી પુષ્પ વૃષ્ટી ભાવવી. પ્રતિમાની બે પાસે રહેલા બન્ને દેવતાના હાથમાં રહેલી બંસી વીણાના આકાર દેખી દિવ્ય ધ્વનીની ભાવના કરવી. માળાધર દેવના બીજા હાથમાં રહેલા ચામરને દેખી ચામર પ્રાતિહાર્યની રચના ભાવવી. એમ બીજી પણ યથાયોગ્ય સર્વ ભાવના પ્રગટપણેજ થઇ શકે એમ છે માટે તેની ભાવના કરવી.

**पंचोवयारजुत्ता । पुआ अट्ठो वयार कलियाय ॥ रिद्धि विसेसेणपुणो । नेयासव्वोवयारावि ॥ १ ॥ [ त हि पंचुवयारा । कुसुमख्खय गंधधूवदीवेहिं ] कुसुमख्खय गंध पईव । धूव नेवेज्ज फलजलेहिं पुणो ॥ अट्ठविह कम्महणनी । अट्ठुवयारा हवइपूआ ॥ २ ॥ सव्वो वयारपूआ । न्हवणच्चण वच्छ भूसणाईहिं ॥ फलबलि दीवाइ नट्ट । गीअ आरत्ती आइहिं ॥ ३ ॥**

( ૧ ) પંચ ઊપચારિકી પુજા, ( ૨ ) અષ્ટ ઊપચારિકી પુજા, અને ઋદ્ધિવંતને કરવા યોગ્ય ( ૩ ) સર્વોપચારિકી પુજા, એમ ત્રણ પ્રકારની પુજા શાસ્ત્રોમાં ગણાવી છે.

## ( પંચોપચારિકી પુજા ).

પુષ્પપુજા, અક્ષતપુજા, ધૂપપુજા, દીપપુજા, ચંદનપુજા, એમ પંચોપચારિકી પુજા સમજવી.

## (અષ્ટોપચારિકી પુજા ).

જળપુજા, ચંદનપુજા, પુષ્પપુજા, દીપપુજા, ધૂપપુજા, ફળપુજા, નૈવેદ્યપુજા, અક્ષતપુજા, એ અષ્ટ પ્રકારના કર્મને હણનારી હોવાથી અષ્ટોપચારિકી પૂજા ગણાય છે.

## ( સર્વોપચારિકી પુજા).

જળપુજા, ચંદનપુજા, વસ્ત્રપુજા, આભૂષણપુજા, ફળપુજા, નૈવેદ્યપુજા, દીપપુજા, નાટકપુજા, ગીત પુજા, વાજીત્રપુજા, આરતી ઊતારવી, સત્તરભેદી પ્રમુખપુજા, તે સર્વોપચારિકી પુજા સમજવી. એમ વૃહત્‌ભાષ્યમાં ઉપર બતાવ્યા પ્રમાણે ત્રણ પ્રકારની પુજા કહેલી છે. વળી કહેલું છે કેઃ–

પોતે પોતાને હાથે પુજાના ઉપગરણા તૈયાર કરે તે પ્રથમ પુજા, બીજા પાસે પુજાના ઉપગરણ તૈયાર કરાવે તે બીજી પુજા, અને મનથી પોતે ફળ ફૂલ પ્રમુખ પુજા કરવાને મંગાવવાનો વિચાર કરવારૂપે ત્રીજી પુજા સમજવી. અથવા એ ત્રણ પ્રકારને વળી કરવી, કરાવવી અને અનુમોદવી, એમ પણ ત્રણ પ્રકાર થાય છે. તથા

લલિત વિસ્તારા ( નમુથ્થુણની વૃત્તિ ) માં કહેલું છે કેઃ––**पूअंमि पुप्फामि सथुई । पडिवत्तिमे अओ चउविहंपि ॥ जहासत्ति एकुज्जा । पुष्पामिषस्तोत्रमतिपत्ति पूजानां यथोत्तरं प्रधान्यमित्युक्तं । तत्रामिषं प्रधानमशनादिभोग्यवस्तुः ॥ उक्तं गौडकोशे । उक्तोचे पललेनस्त्री आमिषं भोग्यवस्तुनि ॥** પૂજામાં પૂષ્પપૂજા, આમિષ [ નૈવેદ્ય પૂજા, સ્તુતિ ( ગાયન ), પ્રતિપત્તિ ( આજ્ઞારાધન અથવા વિધિ પ્રતિપાલના), એ ચાર વસ્તુ ઓ યથોત્તર ( અનુક્રમથી ) અધિક પ્રધાન છે. એમાં આમિષ શબ્દથી પ્રધાન અશનાદિ ભોગ્ય વસ્તુ સમજવી. જે માટે ગૌડકોશમાં લખેલ છે કે, આમિષ શબ્દથી ભોગવવા યોગ્ય અશનાદિક વસ્તુ સમજવી.

**प्रतिपत्तिः पुनरविकलाप्तोपदेशपरिपालन** પ્રતિપત્તિ એ સર્વજ્ઞના વચનને યથાર્થ પાલન કરવું તે. જે માટે આગમમાં પુજાના ભેદ ચાર પ્રકારે પણ કહેલા છે.

જિનેશ્વર ભગવંતની પુજા બે પ્રકારની છે. એક દ્રવ્યપુજા અને બીજી ભાવપૂજા. તેમાં દ્રવ્યપુજા તે શુભ દ્રવ્યથી પુજા કરવી અને ભાવપુજા તે જિનેશ્વર ભગવંતની આજ્ઞા પાળવી. એમ બે પ્રકારની પૂજામાં સર્વપૂજા સમાય છે. જેમકે, **पुष्फारोहणं** ફૂલ ચઢાવવાં **गंधारोहणं** સુગંધ વાસ ચઢાવવો, એ આદિક સત્તર ભેદ સમજવા. વળીસ્નાત્રપૂજા, એ આદિક એકવીસ પ્રકારની પૂજા પણ થાય છે. વળી અંગપૂજા, અગ્રપૂજા, ભાવપૂજા, એમ પૂજાના ત્રણ ભેદ ગણવાથી સર્વ પૂજાના ભેદ અંતર્ભૂત થાય છે.

## (પૂજાના સત્તર ભેદ.)

૧ સ્નાત્રપૂજા, વિલેપનપૂજા, ૨ ચક્ષુ જુગલપૂજા (બે ચક્ષુ ચઢાવવી), વાસપૂજા, ૩ ફૂલપૂજા, ૪ પુષ્પમાળપૂજા, ૫ પંચરંગી છુટાં ફૂલ ચઢાવવાની પૂજા, ૬ ચુર્ણપૂજા

(બરાસનું ચુરણ ચઢાવવું), ૬ ધ્વજપૂજા, ૭ આભરણ (મુગટ) પૂજા, ૮ પુષ્પગૃહપૂજા (ફૂલનું ઘર ચઢાવવું), ૯ પુષ્પપ્રગરપૂજા (છુટાં ફૂલનો ઢગલો કરવો), ૧૦ આરતી ઊતારવી, મંગળદીવો કરવો, અષ્ટમંગળીક સ્થાપવા, ૧૧ દીપકપુજા, ૧૨ ધૂપપુજા, ૧૩ નૈવેદ્યપૂજા, ૧૪ ફળપુજા, ૧૫ ગીતપુજા, ૧૬ નાટકપુજા, ૧૭ વાજિત્રપુજા.

## એકવીશ પ્રકારી પૂજાનો વિધિ.

ઉમાસ્વાતી વાચકે પુજા પ્રકરણમાં એકવીસ પ્રકારી પુજાનો વિધિ નીચે મુજબ લખેલ છે.

"પુર્વદિશા સન્મુખ સ્નાન કરવું, પશ્ચિમદિશા સન્મુખ દાતણ કરવું, ઉત્તર દિશા સન્મુખ શ્વેત વસ્ત્ર પહેરવાં, પુર્વ કે ઉત્તર દિશા સન્મુખ ઉભા રહી ભગવંતની પુજા કરવી. ઘરમાં પેસતાં ડાબે ભાગે સલ્ય રહિત પોતાના ઘરના ઓટલાથી દોઢ હાથ ઉંચી જમીન ઉપર ઘરદેરાસર કરવું. પોતાના ઘરથી નીચી જમીન ઉપર ઘરદેરાસર કે દેરાસર કરે તો દિનપર દિન તેના વંશની અને સંતતિ–પુત્ર પૌત્રાદિકની પરંપરા પણ સદાય નીચી પદ્ધતિને પામે છે. પુજા કરનાર પુરૂષ પુર્વ કે ઉત્તર દિશા સન્મુખ ઉભા રહી પુજા કરે, દક્ષિણદિશા વર્જન કરવી અને વિદિશા તો સર્વથા વર્જનજ કરવી યોગ્ય છે. જો પશ્ચિમદિશા સન્મુખ ઉભા રહી ભગવંતની મૂર્ત્તિની પુજા કરે તો ચોથી સંતતિથી (ચોથી પેઢીથી) વંશનો ઉચ્છેદ થાય, અને દક્ષિણદિશા સન્મુખ ઉભો રહી પુજા કરે તો તેને સંતતિજ ન થાય (નિર્વંશ થાય). અગ્નિકોણમાં ઉભો રહી પુજા કરે તો દિનદિન ધનની હાની થાય, વાયવ્યકોણમાં ઉભો રહી પુજા કરે તો તેને પુત્રજ ન હોય (થાય), નૈઋત્યકોણમાં ઉભા રહી પુજા કરવાથી કુળનો ક્ષય થાય, અને ઈશાનકોણમાં ઉભો રહી પૂજા કરે તો તે એક સ્થાનકે સુખે ઠરીને બેસી શકે નહીં.

બે અંગુઠે, બે ઢીંચણે, બે હાથે, બે ખભે, એક મસ્તકે, એમ નવે અંગે પુજા કરવી. ચંદન વિના કોઈપણ વખતે પુજા કરવી નહીં. કપાળે, કંઠે, હૃદયકમળે, ઉદરે એ ચાર સ્થાનકે તિલક કરવાં. નવસ્થાનકે (૧ બે અંગુઠા, ૨ બે ઢીંચણ, ૩ બે હાથ, ૪ બે ખભે, ૫ મસ્તકે, ૬ કપાળે, ૭ કંઠે, ૮ હૃદયકમળે, ૯ ઉદરે) તિલક કરીને દરરોજ પુજા કરવી. વિચક્ષણ પુરૂષે પ્રભાતે વાસપુજા, મધ્યાહ્નકાળે ફૂલપુજા અને સંધ્યાકાળે ધૂપ દીપ પુજા કરવી. ભગવંતની ડાબી તરફ ધૂપ કરવો અને પાસે મુકવાની વસ્તુઓ સન્મુખ મુકવી તથા જમણી તરફ દીવો મુકવો, અને ચૈત્યવંદન કે ધ્યાન પણ ભગવંતથી જમણી તરફ બેસીને કરવાં.

"હાથથી લેતાં અથડાઇને પડી ગયેલું, જમીન ઉપર પડેલું, પગ પ્રમુખ કોઈપણ અશુચિ અંગે લાગી ગયેલું, માથા ઉપર ઉપાડેલું, મલીન વસ્ત્રમાં રાખેલું, નાભિથી નીચે રાખેલું, દુષ્ટ લોક કે હિંસા કરનાર કોઈપણ જીવે સ્પર્શેલું, ઘણાક ઠેકાણે હણાયેલું (ચુંથાયેલું), કીડા પ્રમુખે કરડેલું, એવું ફુલ, ફળ કે પત્ર ભક્તિવંત પ્રાણીએ ભગવંતને ચઢાવવું નહીં. એક ફુલના બે ભાગ કરવા નહીં; કળીને પણ છેદવી નહીં, ચંપાના કે કમળના ફુલને જો ભાંગે તો તેથી પણ મોટો દોષ લાગે છે. ગંધ, ધૂપ, અક્ષત, ફુલમાળા, દીપ, નૈવેદ્ય, જળ અને ઉત્તમ ફળથી ભગવંતની પુજા કરવી.

"શાંતિક કાર્યમાં શ્વેત, લાભકારી કાર્યમાં પીળાં, શત્રુના જયમાં શ્યામ, મંગળ કાર્યમાં રક્ત, એમ પાંચ વર્ણનાં વસ્ત્ર પ્રસિદ્ધ કાર્યે વાપરવાં; તેમજ પુષ્પમાળા પણ

ઉપેર કહેલાં રંગ પ્રમાણેજ વાપરવી. પંચામૃતનો અભિષેક કરવો, ઘી તથા ગોળનો દીવો કરવો, અગ્નિમાં લુણ નિક્ષેપ કરવું, એ શાંતિક પૌષ્ટિક કાર્યમાં ઉત્તમ જાણવાં. ફાટેલાં, સાંધેલાં, છેદેલાં, રાતા રંગવાળા, દેખીતાં ભયંકર વસ્ત્ર પહેરવાથી દાન, પૂજા, તપ, જપ, હોમ, સામાયક પ્રતિક્રમણ પ્રમુખ સાધ્ય કૃત્ય નિષ્ફળ થાય છે. પદ્માસને સુખે બેશી શકાય એવા સુખાસને બેશી નાશિકાના અગ્રભાગે નયન સ્થાપી વસ્ત્રથી (સુખકોશથી) મુખ ઢાંકીને મૌનપણે ભગવંતની પૂજા કરવી.

## (એકવીસ પ્રકારી પૂજાનાં નામ).

"૧ સ્નાત્ર પુજા, ૨ વિલેપન પુજા, ૩ આભુષણ પુજા ૪ પુષ્પ પુજા, ૫ વાસક્ષેપ પુજા, ૬ ધુપ પુજા, ૭ દીપ પુજા, ૮ ફળ પુજા, ૯ તંદુલ (અક્ષત) પુજા, ૧૦ નાગરવેલના પાનની પુજા, ૧૧ સોપારી પુજા, ૧૨ નૈવેદ્ય પુજા, ૧૩ જળ પુજા, ૧૪ વસ્ત્ર પુજા, ૧૫ ચામર પુજા, ૧૬ છત્ર પુજા, ૧૭ વાજિત્ર પુજા, ૧૮ ગીત પુજા, ૧૯ નાટક પુજા, ૨૦ સ્તુતિ પુજા, ૨૧ ભંડારવર્ધન પુજા."

"એમ એકવીશ પ્રકારની જિનરાજની પુજા, સુરાસુરના સમુદાયે કરેલી સદાય પ્રસિદ્ધ છે, તેને કાળકાળના યોગથી કુમતિલોકે ખંડન કરી છે, પણ જે જે વસ્તુ જેને પ્રિય હોય, તેને ભાવની વૃદ્ધિ માટે પુજામાં યોજવી."

તેમજ "एसान्यां च देवतागृहं" ઈશાન દિશાએ દેવગૃહ હોય એમ વિવેકવિલાસમાં કહેલુ છે. વળી વિવેકવિલાસમાં કહ્યું છે કે:—

"વિષમાસને બેશી, પગ ઉપર બેશી, ઉત્કૃષ્ટ આસને બેશી, ડાબો પગ ઉંચો રાખી, ડાબા હાથથી પુજા કરવી નહીં, સુકેલાં જમીન પર પડેલાં પાંખડીઓ જેની વીખરાઈ ગઈ હોય, જેને નીચ લોકો સ્પર્શેલાં હોય, વિકસ્વર થયેલાં ન હોય, એવાં પુષ્પથી પૂજા કરવી નહીં. કીડા પડેલ, કીડે ખાધેલ, ડોડાથી છુટું પડેલ. એક બીજાના લાગવાથી વિંધાએલ, સડેલ, વાસી, કરોળીઓ લાગેલ નાભિને સ્પર્શેલું હીન જાતિનું, દુર્ગંધવાળું, સુગંધ વિનાનું, ખાટી ગંધવાળું, મળમૂત્રવાળી જમીનમાં ઉત્પન્ન થયેલ, બીજા કોઈ પદાર્થથી અપવિત્ર થયેલ હોય એવાં ફૂલ વર્જવાં."

વિસ્તારથી પુજા ભણાવવાના અવસરે અથવા દરરોજ કે હરકોઈ દિવસે મંગળીક માટે ત્રણ, પાંચ, સાત, કુસુમાંજલી ચઢાવવાપૂર્વક ભગવંતની સ્નાત્રપુજા ભણાવવી.

## સ્નાત્રપુજા ભણાવવાની રીતિ.

પ્રથમથી નિર્માલ્ય ઉતારવાં, પખાલ કરવો, સંક્ષેપથી પુજા કરવી, આરતી, મંગળદીવો ભરી તૈયાર કરી રાખવો, કેસર વાસિત જળે ભરેલા કળશ સન્મુખ સ્થાપન કરવા. ત્યારપછી હાથ જોડીને,

**मुक्तालंकारविकार, सारसौम्यत्वकांतिकमनीयं ॥**
**सहजनिजरूप विनिर्ज्जित, जगत्रयं पातु जिनबिंबं ॥ १ ॥**

"વિભાવ દશાનાં (સંસારીક અવસ્થાનાં) અલંકાર અને ક્રોધાદિક વિકાર જેણે મૂકેલા છે એટલાજ માટે સાર અને સૌમ્યત્વ એટલે સર્વ જગજ્જંતુને વલ્લભતા તેની

કાંતિ જે સમતામય મુદ્રા તેથી મનોહર, વળી સ્વભાવ દશાનું (આત્માનું) રૂપ જે નિરાવરણ કેવળજ્ઞાન તેથી જિત્યા છે ત્રણ જગતના કામક્રોધાદિક જેણે એવું જિનબિંબ પવિત્ર કરો." એમ કહીને અલંકાર આભૂષણ ઉતારવાં. ત્યારપછી હાથ જોડીને,

अवणिय कुसुमाहरणं, पयइ पइट्ठीय मणोहरच्छायं ॥

जिणरूव मज्जणपीढ, संठिअं वो सिवं दिसओ ॥ २ ॥

"ઉતાર્યાં છે કુસુમ અને આભૂષણ જેનાં એવું, અને વળી સહજ સ્વભાવથી પ્રગટ થયેલ છે ભવ્ય જીવનાં મનને હરનારી મનોહર શોભા જેની એવું સ્નાત્ર કરવાના બાજોઠ ઉપર રહેલું વીતરાગનું રૂપ તમને મોક્ષ આપો." એમ કહીને નિર્માલ્ય ઉતારવું. ત્યારપછી પ્રથમથી તૈયાર રાખેલો કળશ કરવો, અંગલુહણ કરી સંક્ષિપ્તથી પુંજા કરવી. ત્યારપછી નિર્મળ જળથી ધોયેલા અને ધૂપથી ધુપેલા કળશમાં સ્નાત્ર કરવા યોગ્ય સુગંધિ જળ ભરી તે કળશોને શ્રેણીબંધ પ્રભુની સન્મુખ શુદ્ધ નિર્મળ વસ્ત્રે ઢાંકીને પાટલા ઉપર સ્થાપન કરવા. ત્યારપછી પોતાના નિમિત્તનું ચંદન હાથમાં લઈને તિલક કરી હાથ ધોઈ પોતાના નિમિત્તના ચંદનથી હાથ લેપીને હાથે કંકણ બાંધી હાથ ધુપીને શ્રેણીબદ્ધ સ્નાત્ર કરનાર શ્રાવક કુસુમાંજલિ (કેસરથી વાસિત છુટાં પુલ) ભરેલી રકેબી હાથમાં લઈ ઉભો રહી કુસુમાંજલિનો પાઠ ઉચ્ચાર કરે.

सयवत्त कुंद मालइ । वहुविह कुसुमाइं पंचवन्नाइं ॥

जिणनाह न्हवणकाले । दिति सुरा कुसुमंलीहिठा ॥ ३ ॥

"સેવંત્રા, મચકુંદ, માલતી વિગેરે પંચવર્ણા ઘણા પ્રકારનાં પુલની કુસુમાંજલિ સ્નાત્રના અવસરે દેવાધિદેવને હર્ષિત થયેલા દેવતા સમર્પણ કરે છે." એમ કહીને પરમેશ્વરને મસ્તકે ફુલ ચઢાવવાં.

गंधाय ड्डिअ महुयर । मणहर झंकार सद्द संगीआ ॥

जिण चलणो वरि मुक्का । हरओ तुम्ह कुसुमंजली दुरिअं ॥ ४ ॥

"સુગંધના લોભથી ખેંચાઇ આવેલા ભમરાઓના ઝંકાર શબ્દથી ગાયન થતી જિનેશ્વર ભગવંતના ચરણ ઉપર મૂકેલી કુસુમાંજલિ તમારા પાપને દુર કરો." એમ એ ગાથા ભણીને પ્રભુના ચરણકમળે દરેક શ્રાવક કુસુમાંજલિ પ્રક્ષેપ કરે. એવી રીતે કુસુમાંજલિએ તિલક, ધુપ, પાન, પ્રમુખનો આડંબર કરવો. ત્યાર પછી મધુર અને ઉચ્ચ સ્વરે જે જિનેશ્વર પધરાવ્યા હોય તેમના નામનો જન્માભિષેકના કળશનો પાઠ બોલવો. ત્યારપછી ઘી, શેલડીનો રસ, દુધ, દહી, સુગંધી જળ, એ પંચામૃતથી અભિષેક કરવો. પખાલ કરતાં વચમાં ધૂપ દેવો અને પખાલ કરતાં ભગવંતનું મસ્તક ફુલથી ઢાંકેલું રાખવું, પણ ઉઘાડું રાખવું નહીં, જે માટે વાદી વૈહાળ શ્રી શાંતિસૂરીયે કહેલ છે કે, "સ્નાત્રજળની ધારા જ્યાંસુધી પડે, ત્યાંસુધી મસ્તક સૂન્ય ન રખાય, માટે મસ્તક ઉપર પુષ્પ ઢાંકી રાખવું." સ્નાત્ર કરતાં (પખાલ કરતાં) ચામર વીંઝવા, ગીત વાજિત્રનો યથાશક્તિ આડંબર કરવો. સ્નાત્ર કીધા પછી જો ફરીને સ્નાત્ર કરવી હોય તો શુદ્ધ જળથી પાઠ ઉચ્ચારતાં ધારા દેવી.

अभिषेक तोय धारा । धारेव ध्यानमंडलाग्रस्य ॥
भवभवनभित्तिभागान् । भूयोपि भिनत्तु भागवती ॥ १ ॥

"ધ્યાનરૂપ મંડળના અગ્રભાગની ધારા હોય જ નહીં શુ! એવી ભગવંતના અભિષેકના જળની જે ધારા છે તે સંસારરૂપ ઘરની ભીંતોના ભાગને ફરીને પણ ભેદ કરો." એમ કહીને ધારા દેવી. ત્યારપછી અંગલુહણુ કરી વિલેપન આભૂષણુ પ્રમુખથી આંગીની રચના કરી પહેલાં પૂજા કરી હતી તેથી પણુ અધિક કરવી. સર્વ પ્રકારનાં ધાન્ય, પકવાન, શાક, વિગય, ઘી, ગોળ, સાકર, ફળાદિક બલિદાન ચઢાવવું. જ્ઞાનાદિક રત્નત્રયીની આરાધના નિમિત્તે અક્ષતની ત્રણ ઢગલી કરવી. સ્નાત્ર કરવામાં લઘુ વૃદ્ધ વ્યવહાર ઉલ્લંઘન કરવો નહીં (વૃદ્ધ પુરૂષ પ્રથમ સ્નાત્ર કરે, ત્યારપછી બીજા સર્વ કરે અને સ્ત્રીયો શ્રાવક પછી કરે). કેમકે, જિનેશ્વર ભગવંતના જન્માભિષેક વખતે પણ પ્રથમ અચ્યુતેંદ્ર, ત્યારપછી યથાનુક્રમથી છેલ્લાં સૌધર્મેંદ્ર અભિષેક કરે છે. સ્નાત્ર થયા પછી અભિષેક જળ શેષની પેઠે મસ્તકે લગાડે તો તેમાં કાંઈપણ દોષ લાગવાનો સંભવ થતો નથી. જે માટે—

હેમચંદ્રાચાર્યે શ્રી વીરચરિત્રમાં કહેલું છે કેઃ–દેવ, મનુષ્ય, અસુર અને નાગકુમાર દેવતાઓ પણ અભિષેક જળને વંદના કરીને વારંવાર પોતાને સર્વે અંગે હર્ષ સહિત સ્પર્શ કરાવતા હતા.

રામ ચરિત્રના ઓગણત્રીસમા ઉદ્દેશામાં અશાડ સુદ ૮ થી આરંભીને દશરથ રાજાએ કરાવેલા અષ્ટાહ્નિકા (અઠ્ઠાઇ) મહોત્સવના અધિકારમાં કહેલ છે કેઃ–તે ન્હવણ શાંતિજળ, રાજાએ પોતાને મસ્તકે લગાડીને પછી તે તરૂણ સ્ત્રીઓ પાસે પોતાની રાણીઓને મોકલાવ્યું. તરૂણ સ્ત્રીઓએ વૃદ્ધ કંચુકી સાથે મોકલાવ્યાથી તેને જતાં વાર લાગવાને લીધે પટરાણીઓ શોક અને ક્રોધ પામવા લાગી. એટલામાં ઘણીવારે પણ વૃદ્ધ કંચુકીએ નમણજળ લાવીને પટરાણીને આપ્યું, અને કહેવા લાગ્યો કે, હું વૃદ્ધ છું તેથી વાર લાગી; તે માફ કરો. ત્યારપછી તે પટરાણીએ તે શાંતિજળ પોતાને મસ્તકે લગાડયું. તેથી તેનો માનરૂપી અગ્નિ શમી ગયો અને ત્યારપછી હૃદયમાં પ્રસન્નભાવને પામી.

વળી મોટી શાંતિમાં પણ કહેલ છે કે, शांतिपानीयं मस्तके दातव्यं શાંતિજળ મસ્તકે લગાડવું. વળી પણ સંભળાય છે કે, પ્રતિવાસુદેવ જરાસંઘે મૂકેલી જરાના ઉપદ્રવથી પોતાના સૈન્યને મુકાવવા શ્રી નેમિનાથના વચનથી શ્રીકૃષ્ણ મહારાજે અઠ્ઠમનો તપ કરી આરાધન કરેલા ધરણેંદ્ર પાસે પાતાળલોકમાંથી શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમા સંખેશ્વર ગામમાં અણાવી, અને તે પાર્શ્વનાથના ન્હવણ જળથી ઉપદ્રવ શાંત થયો; અને એટલાજ માટે શ્રી સંખેશ્વર પાર્શ્વનાથના નામથી તે પ્રતિમા સંખેશ્વર ગામમાં પ્રખ્યાતપણે થઈ ઓળખાય છે. વળી જિનેશ્વર ભગવંતની દેશના થઈ રહ્યા પછી તે ભુમિના અધિપતિ પ્રમુખે ત્યાં ઉછાળેલી અક્ષતરૂપ બલિ અરધી ધરતી ઉપર નહીં પડતાંજ પ્રથમથી દેવતા લઈ જાય છે અને તેમાંથી અર્ધ રાજા લે છે, બાકીની સર્વ જન લેછે. બળિ મસ્તક ઉપર નાખવાના પ્રભાવથી પણ રોગોપદ્રવની શાંતિ થાય છે, એટલુંજ નહિં પણ આવતા છ માસ સુધી તેને નવો રોગ પણ ઉત્પન્ન થતો નથી એમ આગમમાં પણ પ્રસિદ્ધ

છે. તે માટે સદ્‌ગુરૂ પ્રતિષ્ઠિત મોટા મહોત્સવ કરી લાવેલા હીરાગળ પ્રમુખના ધ્વજ પતાકાને દેરાસરને ત્રણ પ્રદક્ષિણા દેવરાવી દિક્‌પાળાદિકને બળીદાન આપી ચતુર્વિધ શ્રીસંઘ સહિત વાજિંત્ર વાજતે ધ્વજ ચઢાવવો. પછી યથાશક્તિ શ્રીસંઘને પહીરામણી સાહામીવાત્સલ્ય પ્રભાવના કરી, પ્રભુ આગળ શેષ નૈવેદ્ય ફળ પ્રમુખ મુકવાં. હવે આરતી ઉતારવા પ્રથમથી મંગળદીવો પ્રભુની સન્મુખ પ્રગટાવવો. મંગળદીવાની પાસે એક અગ્નિનું પાત્ર ભરીને મુકવું. તેમાં લવણ જળ નાંખવાને માટે હાથમાં ફૂલ લઈ ત્રણ વાર પ્રદક્ષિણા ભ્રમણ કરાવતાં નીચે લખેલી ગાથા બોલવી.

उवणेउमंगलंवो । जिणाणमुहलांलिजाल आवलिआ ॥
तिथ्थपवत्तणसमए । तिअसविमुक्का कुसुमवुट्ठी ॥

"કેવળજ્ઞાન ઉત્પન્ન થતી વખતે અને ચતુર્વિધ શ્રીસંઘની સ્થાપના કરતી વખતે જિનેશ્વર ભગવંતના મુખને સન્મુખ ઝંકાર શબ્દ કરતી ભ્રમરની પંક્તિ જેમાં છે એવી દેવતાની મુકેલી (આકાશથી પડતી) કુસુમવૃષ્ટિ, (ફૂલની વૃષ્ટિ) શ્રીસંઘને અધ્યાત્મયોગ નિર્મળ કરવાને મંગળ પમાડો."

એમ કહીને પ્રભુના સન્મુખ પ્રથમ પુષ્પવૃષ્ટિ કરવી. ત્યારપછી લવણ, જળ, ફૂલ, હાથમાં લઈ પ્રદક્ષિણા ભ્રમણ કરાવતાં આ નીચે લખેલી ગાથા બોલવી.

उअह पडिभग्ग पसरं । पयाहिणं मुणिवइ करिउणं ॥
पडइ सलोणत्तण । लज्जिअं च लोणंहु अवहंमि ॥ १ ॥

"સર્વ પ્રકારે ભાગ્યો છે સંસારનો પ્રસારા જેથી એવી પ્રદક્ષિણા કરી શ્રી જિનરાજ ભગવંતના શરીરની અનુપમ લાવણ્યતા દેખીને લજવાયુંજ હોય નહીં! એવું લુણ અગ્નિમાં પડી બળી મરે છે તે જુવો."

ઉપરની ગાથા કહીને જિનેશ્વર ભગવંતને ત્રણ વાર પુષ્પ સહિત લવણ જળ ઉતારવું. ત્યારપછી આરતીની પૂજા કરી, ધૂપ ઉખેવી, એક શ્રાવક મુખકોસ બાંધી થાળમાં મુકેલી આરતીનો થાળ હાથમાં લઈ આરતી ઉતારે. એક ઉત્તમ શ્રાવક પવિત્ર જળથી કળશ ભરી એક થાળમાં ધારા કરે, અને બીજા શ્રાવક વાજિંત્ર વગાડે, વળી છુટાં ફુલની વૃષ્ટિ કરે. તે વખતે આરતીની ગાથા બોલવી તે આ નીચે મુજબ છે.

मरगयमणि घडिअविसाल । थालिमाणिक्कमंडिअ पइव्वं ॥
न्हवणकार करूख्खित्तं । भमओ जिणारत्तिओ तुह्म ॥ २ ॥

"મરકતરત્નના ઘડેલા વિશાળ થાળમાં માણકનાં મંડિત મંગળદીવાને સ્નાત્ર કરનારના હાથથી જેમ ભમાડાય છે, તેમ ભવ્ય પ્રાણી-જીવોની ભવની આરતી (ચિંતા) ભમો (દૂર થાઓ)." એમ પાઠ ઉચ્ચારતાં ઉત્તમ પાત્રમાં રાખેલી આરતી ત્રણ વાર ઉતારવી.

એમ ત્રિષષ્ટી શલાકા પુરૂષના ચરિત્રમાં પણ કહેલું છે કેઃ—કરવા યોગ્ય કરણી કરીને કૃત કૃત્ય થઇને ઇંદ્રે હવે કાંઇક પાછા ખશીને વળી ત્રણ જગતના નાથની આરતી ઉતારવા માટે હાથમાં આરતી ગ્રહણ કરી. જ્યોતિવંત ઔષધીઓના સમુદાયવાળા

શિખરથી જેમ મેરૂપર્વત શોભે તેમ તે આરતીના દીપકની કાંતીથી ઈંદ્ર પણ પોતે દીપવા લાગ્યો. શ્રદ્ધાળુ એવાં જે બીજા ઈંદ્રોએ જે વખતે છુટાં ફુલોનો સમુદાય વિખેર્યો છે તે વખતે સૌધર્મેંદ્રે પોતે ત્રણ જગતના નાયકની ત્રણ વાર આરતી ઉતારી.

ત્યારપછી મંગળદીવો પણ આરતીની પેઠે પૂજવો, અને નીચે લખેલી ગાથાઓ બોલવી.

कोसंबि संठियस्सव । पयाहिणं कुणई मउलिअ पयावो ॥
जिणसोमदंसणे दिणयरूव्व तुह मंगल पईवो ॥ १ ॥
भामिज्जंतो सुदरीहिं । तुहनाह मंगल पईवो ॥
कणयायलस्स नज्जई । भाणुव्व पयाहिणं दिंतो ॥ २ ॥

"ચંદ્ર સમાન સૌમ્ય છે દર્શન જેનું એવા હે નાથ, તમે જ્યારે કૌસંબી નગરીયે વિચરતા હુતા, ત્યારે અંકોચાઇ ગયો છે પ્રતાપ જેનો એવો સૂર્ય પોતાના શાશ્વતા વિમાનથી આપના દર્શન કરવા આવ્યો ત્યારે તમને જેમ પ્રદક્ષિણા કરતો હતો તેમ મંગળદીવો પણ તમારી પ્રદક્ષિણા કરે છે. મેરૂપર્વતને પ્રદક્ષિણા કરતાં જેમ સૂર્ય શોભે છે તેમ હે નાથ, સુરસુંદરીયે સંચરિત (પ્રદક્ષિણા કરતાં ભમાડેલો) આ મંગળદીપક પણ પ્રદક્ષિણા કરતો શોભે છે."

એમ પાઠ ઉચ્ચાર કરતાં ત્રણ વાર મંગળદીવો ઉતારી, પ્રભુના ચરણકમળ આગળ દીપાયમાન લાગે એમ સન્મુખ મુકવો. મંગળદીવો ઉતારતાં આરતી જો ઓલવાઈ જાય તો કાંઈ દોષ લાગતો નથી. આરતી મંગળદીવામાં મુખ્ય વૃત્તિએ (ઘણું કરી) ઘી, ગોળ, કપુર મેલવો. જેથી મહાલાભ પમાય છે. લૌકીક શાસ્ત્રમાં કહેલ છે કેઃ-

प्रज्वाल्य देवदेवस्य । कर्पूरेणतुदीपकं ॥ अश्वमेधमवाप्नोति । कुलं चैव समुद्धरेत् ॥ १ ॥

પરમેશ્વરની પાસે કપુરથી દીવો કરે તો અશ્વમેધ યજ્ઞનું ફળ પામે, અને તેન કુળનો પણ ઉદ્ધાર થાય છે.

" હરિભદ્ર સૂરિએ કરેલા શમરાદિત્ય કેવળીના ચરિત્રની આદિમાં '**उवणेउमंगलंवा**' એવો પાઠ દેખાય છે તેથી આ સ્નાત્રવિધાનમાં દર્શાવેલી '**मुक्तालंकार**' એ ગાથા તેમની ( હરિભદ્ર સૂરિની ) કરેલી સંભવે છે." આ સ્નાત્રવિધાનમાં જે જે ગાથા આવેલી છે તે બધી તપાગચ્છમાં પ્રસિદ્ધ છે તે માટે લખી નથી. પણ સ્નાત્રપૂજાના પાઠથી જોઇ લેવી.

વળી સ્નાત્રાદિકમાં સામાચારિના ભેદથી વિવિધ પ્રકારનો વિધિમાં પણ ભેદ દેખાય છે તોપણ તેમાં કાંઇ મુંઝાઈ જવું નહીં ( તેમાં કાંઇ વાતે તકરાર પણ કરવી નહીં ), કેમકે, અરિહંતની ભકિતથી સર્વને સામાન્ય મોક્ષફળનું સાધ્ય એકજ છે. વળી ગણધરાદિકની સામાચારીમાં પણ દરેકને પરસ્પર ભેદ હોય છે. તે માટે જે જે કાર્ય, ધર્મકાર્યમાં વિરોધ ન પડે એવી અર્હંતની ભકિતમાં આચારણા ફેર હોય તોપણ કોઈ આચાર્યને અસંમત નથી. એમ સર્વ ધર્મકૃત્યમાં સમજી લેવું.

અહિંયા જિનપૂજાના અધિકારમાં આરતી ઉતારવી, મંગળદીવો ઉતારવો, લુણ ઉતારવું, એ વિગેરે કેટલીક કરણીઓ કેટલાક સંપ્રદાયથી સર્વ ગચ્છમાં એક એકની દેખાદેખીથી પરદર્શનની પેઠે ચાલી આવી છે એમ દેખાય છે.

શ્રી જિનપ્રભસૂરિ કૃત પૂજાવિધિમાં તો એવી રીતે સ્પષ્ટાક્ષરથી લખેલું છે કેઃ—

लवणाई उतारणं पायलित्तसूरियाई पुव्वपुरिसेहिं ॥
साहारेण अणन्नयंपि संपयं सिढ्ढिए कारिज्जई ॥

લવણ આરતીનું ઉતારવું પાદલિપ્ત સૂરિ આદિક પૂર્વ પુરૂષોએ એકવાર કરવું આજ્ઞાકારી છે, પણ હમણા તો (सिढ्ढिए) દેખાદેખીયે કેડાકેડ કરી કરાવીએ છીએ.

સ્નાત્ર કરવામાં સર્વ પ્રકારે વિસ્તારથી પૂજા પ્રભાવનાદિકના સંભવથી પરલોકના ફળની પ્રાપ્તિ સ્પષ્ટપણે દેખાય છે. વળી જિન જન્માદિ સ્નાત્ર ચોસઠ ઇંદ્રો પણ કરતા હતા તેમની પેઠે આપણે પણ કરીએ તે તેમને અનુસારે કર્યું કહેવાય તેથી આલોકના ફળની પણ પ્રાપ્તિ જરૂર થાયજ છે એમ સમજવું.

## (કેવી પ્રતિમા પૂજવી).

પ્રતિમાઓ વિવિધ પ્રકારની હોય છે તેના ભેદ પૂજાવિધિ સમ્યકત પ્રકરણમાં કહેલ છે.

गुरुकारिआई कई । अन्ने सय कारिआइ तंविंति ॥
विहिकारिआइ अन्ने । पडिमाए पूअण विहाणं ॥ १ ॥

કેટલાક આચાર્યો એમ કહે છે કે 'ગુરૂકારિતા'—"ગુરૂ જે માતા પિતા દાદા પડદાદા પ્રમુખ તેણે ભરાવેલી (કરાવેલી) પ્રતિમા પૂજવી," કોઈક આચાર્ય એમ કહે છે કે "પોતે વિધિપૂર્વક પ્રતિમા ભરાવીને પ્રતિષ્ટા કરાવીને પૂજવી," વળી કેટલાક આચાર્ય એમ કહે છે કે "વિધિપૂર્વક પ્રતિષ્ટા થઈ હોય એવી પ્રતિમાની પૂજા કરવી." એવી પ્રતિમાની, પૂજા કરવાની રીતિમાં બતાવેલી વિધિપૂર્વક પૂજા કરવી.

માતા પિતા પ્રમુખે કરાવેલી પ્રતિમાજ પૂજવી એવો વિચાર ચિત્તમાં ધારવો નહીં. મમકાર કે આગ્રહ રાખીને અમુકજ પ્રતિમા પૂજવી એવો આશય રાખવો નહીં. જ્યાં જ્યાં પ્રભુમુદ્રા સમ આકાર વાળી દેખાય ત્યાં ત્યાં તે પ્રતિમા પૂજવી. કેમકે, સર્વ પ્રતિમામાં તિર્થંકરનો આકાર દેખાવાથી પરમેશ્વરની બુદ્ધિ ઉત્પન્ન થાય છે માટે, અને જો એમ ન હોય તો ખરેખર પોતાનો હઠવાદ કરવાથી અર્હત બિંબને અવગણના કરવાથી અનંત સંસાર પરિભ્રમણ કરવાનો બળાત્કારથી તેના ઉપર દંડ આવી પડે. વળી કોઇના મનમાં એવો વિચાર આવે કે, અવિધિકૃત પ્રતિમા પૂજનથી ઉલટો દોષ લાગે છે, પણ એમ ધારવું નહીં કે અવિધિની અનુમોદનાના પ્રકારથી આજ્ઞાભંગનો દોષ લાગે. અવિધિકૃત પ્રતિમા પૂજનથી પણ કાંઈ દોષ લાગતો નથી એમ આગમમાં લખેલ છે. જે માટે કલ્પવ્યવહાર ભાષ્યમાં કહેલ છે કેઃ—

निस्सकड मनिस्सकडे । चेइए सव्वेहिं थुइ तिन्नि ॥
वेलं च केई आणिय । नाउं इक्किक्किआवावि ॥ १ ॥

નિશ્રાકૃત તે કોઇક ગચ્છનું ચૈત્ય, અનિશ્રાકૃત તે ગચ્છ વગરનું (સર્વને સાધારણ) ચૈત્ય, એવા બન્ને પ્રકારનાં ચૈત્યે ત્રણ સ્તુતિ કહેવી. એમ કરતાં જો ઘણી વાર લાગે અથવા ઘણા ચૈત્ય હોય અને તે બધામાં ત્રણ ત્રણ સ્તુતિ કહેતાં ઘણી વાર લાગે, તેટલી વાર ટકી શકાય એમ ન હોય તો એકેક થોય (સ્તુતિ) કહેવી.

પજ જે જે દેરે ગયા ત્યાં સ્તુતિ કહ્યા વિના પાછું ન ફરવું માટે વિધિકૃત હોય કે ન હોય પણ જરૂર પૂજવાં.

## (દેરામાંથી કરોળીયા જાળાં કાઢવા વિષે.)

सीलह मंख फलए । इअरे चोइंति तं तुमाइसु ॥
अभिओइंतिसविंत्तिसु । अणिच्छ फेडंत दीसंता ॥ २ ॥

જે દેરાસરની સાર સંભાળ કરનારા શ્રાવક પ્રમુખ ન હોય એવા દેરાસરને અસંવિજ્ઞ દેવકુળિકા કહીયે. તેમાં (અસંવિજ્ઞ દેવકુળિકા–દેરાસરમાં) જો કરોળીયાએ જાળ બાંધેલ હોય, ધુળ જામી ગઈ હોય તો તે દેરાસરના સેવકોને સાધુ પ્રેરણા કરે કે મંખ ચિત્રામણના પાટીયાં પેટીમાં રાખીને તે ચિત્રામણનાં પાટીયાં બાળકોને દેખાડીને પૈસા લેનારા લોકોની જેમ તેના પાટીયાં રંગ બેરંગી વીચિત્ર દેખાવના હોવાથી તેની આજીવીકા સુખે ચાલે છે તેમ તમે પણ જો દેરાસરની સાર સંભાળ સારી રાખીને વર્તશો તો તમારૂં માન સત્કાર થશે. વળી તે સેવકો એટલે દેરાસરના ચાકરો જો દેરાનો પગાર ખાતા હોય તથા તે દેરાસરની પાછળ ગામની લાગત (લાગી) ખાતા હોય કે ગામ ગરાસ જમીન ભોગવતા હોય તો તેને નિર્ભત્સના પણ કરે (ઠપકો આપે) કે તમે દેરાસરની લાગત ખાઓ છો છતાં પણ તેની (દેરાસરની) સારસંભાળ સારી રાખતા નથી. એમ ઠપકો આપવાથી પણ તેની યતના (સેવકો) ન કરે તો તેમાં દેખીતા જ્યારે જીવ ન હોય ત્યારે તે કરોળીયાના પડને સાધુ પોતાને હાથે ઉખેડી નાખે તો તેમાં તેને દોષ નથી. એમ વિનાશ પામતાં ચૈત્ય જ્યારે સાધુએ પણ ઉવેખવાં નહીં ત્યારે શ્રાવકની શી વાત (અર્થાત્ શ્રાવકોએ દેરાસરોની પુરતી સાર સંભાળ રાખવીજ જોઈએ અને તેમાં કોઈપણ પ્રકારે આશાતના થવા દેવી જોઇએ નહીં, કેમકે ઉપર બતાવ્યા મુજબ સાધુને પણ શ્રાવક પ્રમુખના અભાવે છુટ આપવામાં આવેલી છે તો તે કૃત્ય શ્રાવકનું છતાં શ્રાવકે કદીપણ વીસારી મુકવું નહીં, જરૂર યથાશક્તિ દેરાની સારસંભાળ કરવી જોઇએ. આ સર્વે પણ પૂજાનો અધિકાર હોવાથી પ્રસંગથી આવેલો અધિકાર બતાવ્યો.

ઉપર લખેલી સ્નાત્રાદિકની વિધિનો વિસ્તાર તો ધનવાન શ્રાવકથીજ બની શકે એવો છે પણ ધન રહિત શ્રાવક તો સામાયક લઇને જો કોઈની પણ સાથે તકરાર પ્રમુખ કે પોતાને માથે ઋણ (કરજ) ન હોય તો ઈર્યા સમિતિ પ્રમુખનાં ઉપયોગ સહિત સાધુની પેઠે ત્રણ નિસીહિ પ્રમુખ ભાવપૂજાની રીતિ પ્રમાણે દેરે આવે, ત્યાં જો કદાચિત્ કોઈ ગ્રહસ્થનું દેવપૂજાની સામગ્રીનું કાર્ય હોય તો સામાયક પારીને તે પુલ ગુંથવા પ્રમુખ કાર્યમાં પ્રવર્તે. કેમકે, એવી દ્રવ્યપૂજાની સામગ્રી પોતાની પાસે હોય નહીં અને એટલો ખર્ચ પોતાના નિર્ધનપણાને લીધે થઈ શકે એમ નથી તો પારકી સામગ્રીથી તેનો લાભ લઈ લે. અહિંયાં કોઈ એવો પ્રશ્ન કરે કે, સામાયક ત્યાગીને દ્રવ્યસ્તવ કરવું કેમ ઘટમાન હોય? તેનો ઉત્તર એમ છે કેઃ–સામાયક તો પોતાને સ્વાધિન છે. તે તો જ્યારે ધારે ત્યારે બની શકે એમ છે. પરંતુ દેરાસરમાં આ ફુલ પ્રમુખ કૃત્ય તો પરાધિન છે, સમુદાયીક કામ છે, પોતાને સ્વાધિન નથી, અને કોઇક

વખતે બીજો કોઈક દ્રવ્ય ખરચ કરનાર હોય, ત્યારેજ બની શકે એમ છે. માટે સામાયક કરતાં પણ એના આશયથી મહાલાભની પ્રાપ્તિ થતી હોવાથી સામાયક છાંડીને પણ દ્રવ્યસ્તવમાં પ્રવર્તવાથી કાંઇ દોષ લાગતો નથી. તે માટે શાસ્ત્રમાં કહેલ છે કેઃ—

जीवाणं बोहिलाभो । सम्मदीट्ठीण होई पीअकरणं ॥
आणा जिणंदभत्ती । तित्थस्स पभावणा चेव ॥ १ ॥

સમ્યક્તદૃષ્ટિ જીવને બોધીબીજની પ્રાપ્તિ થાય, સમ્યક્તને હિતકારી થાય, આજ્ઞાનું પાલન થાય, ભગવંતની ભક્તિ થાય, જૈનશાસનની ઉન્નતિ થાય એને આદિ લઇને અનેક ગુણની પ્રાપ્તિ થાય છે, માટે નિર્ધન શ્રાવકે સામાયક છાંડીને પણ દ્રવ્યસ્તવ કરવું.

દીનકૃત્યસૂત્રમાં પણ કહેલું છે કેઃ—એવા પ્રકારે આ સર્વ વિધિ ઋદ્ધિવંતને માટે કહ્યો અને ધન રહિત શ્રાવક પોતાના ઘરમાં સામાયક લઈ જો કોઈ માર્ગમાં લેણદાર કે કોઈની સાથે તકરાર ન હોય તો સુસાધુની પેઠે ઉપયોગવંત થઇને જિનમંદિરે જાય. ત્યાં જિનમંદિરમાં જો કાંઇક કાયાથીજ બની શકે એવું દ્રવ્યસ્તવરૂપ કામ હોય તો સામાયક મૂકીને તે દ્રવ્યસ્તવરૂપ કરણી કરે.

આ શ્રાદ્ધવિધિની મૂળ ગાથામાં "विहिणा" (વિધિપૂર્વક) એ પદથી દશત્રિક, પાંચ અભિગમ પ્રમુખ ચોવીસ મૂળદ્વારે કરી બે હજાર ચુમોતેર બાબતો જે ભાષ્યમાં ગણાવી છે; તે સર્વ બાબતો ધારવી. તે સંક્ષેપથી બતાવે છે.

## પૂજામાં ધારવા યોગ્ય બે હજાર ચુમોતેર બાબતો.

(૧) ત્રણ ઠેકાણે ત્રણ વાર નિસીહિનું કહેવું, (૨) ત્રણ વાર પ્રદક્ષિણા દેવી, (૩) ત્રણ વાર પ્રણામ કરવા, (૪) ત્રણ પ્રકારની પૂજા કરવી, (૫) બીંબની ત્રણ પ્રકારની અવસ્થા વિચારવી, (૬) ત્રણ દિશામાં જોવાનો ત્યાગ કરવો, (૭) પગ મૂકવાની ભુમિ ત્રણ વાર પુંજવી, (૮) વર્ણાદિક ત્રણ આલંબવા, (૯) ત્રણ પ્રકારની મુદ્રાઓ કરવી, (૧૦) ત્રણ પ્રકારનું પ્રણિધાન, એ દશત્રિક ગણાય છે. ઇત્યાદિક સર્વ બાબતો ધારીને પછી જો દેવવંદનાદિક ધર્માનુષ્ઠાન કરે તો મહાફળની પ્રાપ્તિ થાય છે, (અવિધિથી કરતાં થતું અલ્પ ફળ) અને જો એમ ન બને તો કદાપિ અતિચાર લાગવાથી કે અવિધિ થવાથી પરલોકમાં કષ્ટની પ્રાપ્તિનો હેતુ પણ થાય છે. જે માટે શાસ્ત્રમાં કહેલ છે કેઃ—

धर्मानुष्ठा नवै तथ्यात् । प्रत्यपायो महान् भवेत् ॥
रौद्रदुःखौघजननो । दुष्प्रयुक्तादि वौषधात् ॥ १ ॥

જેમ ઔષધ અપથ્યથી ખાવામાં આવે તો તેથી મરણાદિક મહા કષ્ટની દેખીતી પ્રાપ્તિ થાય છે, તેમ ધર્માનુષ્ઠાન પણ જો વિપરીત કરવામાં આવે તો તેથી ભયંકર મહા કષ્ટની પરંપરા થાય છે.

ચૈત્યવંદનાદિક જો અવિધિથી થાય તો તેને ઉલટું પ્રાયશ્ચિત આવે છે. જે માટે મહાનીસીથ સૂત્રના સાતમાં અધ્યયનમાં કહેલું પણ છે કેઃ—

अविहिए चेइआइं वंदिज्जा । तस्सणं पायच्छित्तं उवइसिज्जाजओ अविहिए चेइआइं वंदमाणो अन्नेसिं असद्धं जणेइ इई काऊणं ॥

અવિધિથી ચૈત્યોને વાંદતાં બીજા ભવ્યજીવોને અશ્રદ્ધા (જિન શાસનની અપ્રતીત, અસત્યપણું) ઉત્પન્ન કરે છે, એજ કારણ માટે અવિધિથી ચૈત્યને વાંદે, તેને પ્રાયશ્ચિત આપવું.

દેવતા, વિદ્યા અને મંત્રાદિક પણ વિધિપૂર્વક આરાધે તોજ તેનું સિદ્ધ ફળ થાય એમ જો ન થાય તો અન્યથા તેને તત્કાળ અનર્થની પ્રાપ્તિનો હેતુ થાય છે. તે ઉપર

## (ચિત્રકારનો દૃષ્ટાંત.)

અયોધ્યા નગરીમાં સુરપ્રિય નામા યક્ષ હતો, તેની દર વર્ષે વર્ષગાંઠની યાત્રા ભરાતી હતી તેમાં એટલું આશ્ચર્ય હતું કે, જે દિવસે તેની યાત્રા ભરાવવાની હોય, તે દિવસે એક ચિતારો તેના દેરામાં જઈ તેની મૂર્ત્તિ આલેખે, કે તત્કાળ તે ચિતારો મરણ પામે. જો કોઇ વરસે યાત્રાના દિવસે કોઇપણ ચિતારો ત્યાં મૂર્ત્તિ ચિતરવા ન જાય તો તે વર્ષે તે ગામના ઘણા લોકોને મરણ પમાડે. એથી કેટલાક ચિતારા તે ગામ મૂકી નાશવા લાગ્યા, તેથી તે ઉપદ્રવ ગામના સર્વ લોકને સહન કરવો પડશે એવું જાણી નગરના રાજા પાસે આવી કેટલાક લોકે રાવ કરી તેથી જેમ સાંકળમાં બાંધી જ રાખ્યા હોયની શું! એમ તે રાજાએ બધા ચિતારાઓને પકડી અનુક્રમથી તેમના નામ ઉતારી લઇ તેની દરેકના નામની ચીઠી કરી એક ગોળામાં ભરી રાખી અને એવો ઠરાવ કર્યો કે, દર વર્ષે એક ચીઠી કાઢવી. તેમાં જે નામની ચીઠી આવે તે ચિતારો તે વર્ષે ચિતરવા જાય. એમ કરતાં કેટલાંક વર્ષ વીતી ગયા. બાદ એક વર્ષે એક વૃદ્ધાસ્ત્રીને એકજ પુત્ર હતો, તેના નામની ચીઠી નીકળવાથી તેને જવાનો વારો આવ્યો. ત્યારે તે વૃદ્ધા કકળવા લાગી, જેથી તે વૃદ્ધાસ્ત્રીને ઘેર એક ચિત્રકાર કે જે તેના ધણીનીજ પાસે ચિત્રકારની કળા શીખેલો હોવાથી તે વૃદ્ધાના પુત્રને પોતાના ભાઈ સમાન ગણીને તેને ફક્ત મળવા માટે જ આવેલો હતો, તેણે તે કારણ જાણીને વિચાર કીધો કે, ખરેખર આ બધા ચિત્રકાર અવિધિથી યક્ષની મૂર્ત્તિ ચિતરે છે કે જેથી તેનાપર કોપાયમાન થઇને તે યક્ષ તેનો પ્રાણ લે છે. માટે આ વર્ષને વારે હું જ ત્યાં જઉં અને તે યક્ષની મૂર્ત્તિ યથાવિધિ કરૂં (ચીતરૂં), જેથી મારા આ ગુરૂભાઇને બચાવી શકીશ અને જો મારી કલ્પના ખરી ઠરશે તો હું પણ બચીશ અને વળી તેથી આ ગામના બધા ચીતારાઓનું ચિરંકાળનું કષ્ટ કદાપિ કાપી નાખીશ. એમ ધારીને વૃધ્ધાસ્ત્રીને કહેવા લાગ્યો કે, હે માતા, જો તને તારા પુત્ર માટે આટલું બધું દુઃખ થાય છે, તો આ વર્ષે તારા પુત્રને બદલે હુંજ પોતે યક્ષની મૂર્ત્તિ ચિતરવા જઈશ. તેણીએ તેને ઘણું સમજાવ્યો, પરંતુ તેણે માન્યું નહીં. છેવટે જ્યારે ચિતરવાનો દિવસ આવ્યો, ત્યારે તે ચિતારાએ પ્રથમથી છઠ તપ કર્યો અને શરીર સ્નાન કરી શુધ્ધ કર્યું. વળી શુધ્ધ વસ્ત્ર પેહેરી ધુપ, દીપ, નૈવેદ્ય, બળીદાન, રંગ, રોગાન, પીંછી, બધાં શુધ્ધમાન લઈ ત્યાં ગયો. અષ્ટપટનો મુખકોશ બાંધી પ્રથમથી દેરાસરની જમીનને નિર્મળ જળથી ધોવરાવી, પવિત્ર મૃતિકા (માટી) અને ગૌના છાણથી લીંપાવીને તેને ઉત્તમ ધુપથી ધુપીને મન, વચન, કાયા સ્થિર કરી સુભ નિમિત્ત કરીને પછી યક્ષને નમસ્કાર કરી સન્મુખ બેશીને યક્ષની મૂર્ત્તિ આલેખી

ત્યારપછી ફળ, ફૂલ, નૈવેદ્ય, ધૂપ, દીપ પ્રમુખથી પૂજા કરી નમસ્કાર કરતો ખમાવવા લાગ્યો કે, "હે યક્ષરાજ, આ તમારી મૂર્ત્તિ, આલેખતાં જો કાંઈ મારી ભૂલ થઈ હોય તો ક્ષમા કરશો." તે વખતે યક્ષે આશ્ચર્ય પામીને પ્રસન્ન થઈ તેને કહ્યું કે, 'માંગ, માંગ, હું તારા ઉપર તુષ્ટમાન છું,' ત્યારે તે હાથ જોડીને બોલ્યો કે, 'યક્ષરાજ, જો તમે મારા ઉપર તુષ્ટમાન છો, તો આજ પછી કોઈપણ ચિતારાને મારવો નહીં.' તેણે તે કબુલ કરી કહ્યું કે, 'એ તો તેં પરોપકાર માટે માંગ્યું, પણ હવે તું તારા માટે કાંઈ માંગ,' તેને ફરીથી માંગ્યું નહીં. ત્યારે પ્રસન્ન થઇને યક્ષે કહ્યું કે, જેનું તેં એક અંશ અંગ દીઠું હશે, તેનું આખું અંગ તું ચીતરી શકીશ. એવી કળાની શક્તિ તને આપું છું. ત્યારપછી ચિતારો તેને પ્રણામ કરીને પોતાને સ્થાનકે ગયો. એક વખતે તે કોશંબીના રાજાની સભામાં ગયેલો તે વખતે રાજાની રાણીનો એક અંગુઠો જાળી વિગેરેમાંથી દીઠેલ હતો, તેથી તેણે તે મૃગાવતી રાણીનું આખું રૂપ ચીતર્યું અને તે રાજાને ભેટ કર્યું. રાજા તે જોઈ ખુશી થયો, પણ છબી તપાસતાં રાણીની જંઘા ઉપર તિલક હતું, તે પણ તેમાં દેખીને તત્કાળ શંકા ઉત્પન્ન થવાથી તેને મારી નાખવાની આજ્ઞા આપી. ત્યારે તે ગામના સર્વ ચીતારા ભેગા થઈ રાજા પાસે આવી કહેવા લાગ્યા કે, સ્વામી, એને યક્ષે વરદાન આપ્યું છે, તેથી જેનું એક અંશ અંગ તેણે દીઠું હોય, તેનું આખું અંગ ચીતરી આપે છે. પછી રાજાએ તેની પરીક્ષા કરવા સારૂ એક કુબડી દાસીનો પડદામાંથી પગનો અંગુઠો દેખાડી તેનું ચિત્ર કરી લાવવા કહ્યું. તેણે તે ચીતરી આપ્યું, તોપણ રાજાએ તેનો જમણો હાથ કાપી નાખવાની આજ્ઞા આપી, જેથી તે જમણા હાથ રહિત થયો. પછી તેણે તેજ યક્ષની પાસે જઈ ડાબા હાથથી ચીતરવાની કળા માંગી. યક્ષે તેને તે પણ આપી. ત્યારપછી તેણે પોતાનો હાથ કાપવાનું વેર વાળવા માટે ડાબા હાથથી મૃગાવતી રાણીની છબી ચીતરીને ચંડપ્રદ્યોતન રાજાને દેખાડી. તે જોઇ તેને વશ થઇને તેણે કોશંબીના શંતાનીક રાજાને દૂત મોકલી કહેવરાવ્યું કે, તારી મૃગાવતી રાણી મને આપ, નહીં તો જબરજસ્તીથી લઈશ. તેણે તે ન માન્યું. છેવટે ચંડપ્રદ્યોતન રાજા લશ્કર લઈ આવી કોશંબી નગરીને વીંટીને પડ્યો, પછી શંતાનીક રાજા મરણ પામ્યો, ત્યારે ચંડપ્રદ્યોતને મૃગાવતી રાણીને કહેવરાવ્યું કે, 'હવે તું મારી સાથે પ્રીતિ કર.' તેણીએ કહેવરાવ્યું કે, "હું તારે વશજ છું, પણ તારા સૈનીકોએ મારી નગરીનો કીલ્લો તોડી નાંખ્યો છે, તે ઉજ્જયિની નગરીથી ઈંટો મંગાવીને પાછો તૈયાર કરી આપે અને મારી નગરીમાં અન્ન પાણીની સગવડ કરી આપે તો હું તારી પાસે આવું." ત્યારે તેણે બહાર રહી તેમ કરી આપ્યું. એવામાં ભગવાન મહાવીર સ્વામી ત્યાં સમોસર્યા. તે જાણી મૃગાવતી રાણી, ચંડપ્રદ્યોતન રાજા પ્રમુખ વાંદવા આવ્યા. આ વખતે એક ભીલે આવી ભગવંતને પૂછ્યું કે, "**યામા**" ભગવંતે ઉત્તર વાળ્યો કે, "**સામા**" ત્યારપછી આશ્ચર્ય પામી તેણે સંબંધ પૂછ્યો. ભગવંતે યથાવસ્થિત સંબંધ કહ્યો. તે સાંભળી વૈરાગ્ય પામી મૃગાવતી, અંગારવતી, તથા પ્રદ્યોતનની આઠે રાણીઓએ ભગવંત પાસે દીક્ષા લીધી.

જયારે અવિધિથી કરવાથી આવો અનર્થ થાય છે, ત્યારે તો તેના કરતાં ન કરવું એજ સારૂં છે એમ ધારવું નહીં. કેમકે શાસ્ત્રમાં કહેલું છે કે,

अविहिकया वरमकयं । असुय वयणं भणंति समयन्नु ॥
पायच्छित्तं अकए गरुअं । वितहं कए लहुयं ॥ १ ॥

અવિધિથી કરવું તેના કરતાં ન કરવું એ સારૂં છે, એમ જે બોલે છે, તેણે જૈનસાસ્ત્રનો અભિપ્રાય જાણ્યો નથી તેથીજ એમ બોલે છે. કેમકે, પ્રાયશ્ચિત્ વિધાનમાં તો એમ છે કે, જેણે બીલકુલ નથી કીધું, તેને ભારે પ્રાયશ્ચિત્ આવે છે અને જેણે કીધું, પણ અવિધિથી કીધું છે, તો તેને હલકું પ્રાયશ્ચિત્ આવે છે, માટે સર્વથા ન કરવું તેના કરતાં અવિધિથી પણ કરવું સારૂં છે. માટે ધર્માનુષ્ઠાન દરરોજ કરતાંજ રહેવું અને કરતાં કરતાં જેમ બને તેમ વિધિયુક્ત થાય તેવો ઉદ્યમ કરવો એ શ્રેયસ્કર છે. એજ શ્રદ્ધાવંતનું લક્ષણ છે. જે માટે શાસ્ત્રમાં કહેલ છે કે,

विहिसारं चिअ सेवई । सद्धालु सत्तिमं अणुट्ठाणं ॥
दव्वाई दोस निहओ । विपक्खवायं वहइ तंमि ॥ १ ॥

શ્રદ્ધાવંત શ્રાવક યથાશકિત વિધિમાર્ગને સેવવાના ઉદ્યમથી અનુષ્ઠાન કરતો રહે, નહિંતો કોઈક દ્રવ્યાદિક દોષથી હણાયો થકો ધર્મક્રિયામાં શત્રુભાવ પામે છે (શ્રદ્ધા ઉઠી જાય).

धन्नाणं विहिजोगो । विहिपक्खाराहगा सया धन्ना ॥
विहि बहुमाणी धन्ना । विहि पक्खा अदुसगा धन्ना ॥ २ ॥

જેની ક્રિયા વિધિસંયુક્ત હોય તેમને ધન્ય છે, વિધિસંયુક્ત કરવા ધારતા હોય તેમને ધન્ય છે, વિધિમાર્ગના ઉપર આદર બહુમાન રાખનારને ધન્ય છે, વિધિમાર્ગને નિંદે નહીં એવા પુરૂષને પણ ધન્ય છે.

आसन्न सिद्धिआणं । विहि परिणामोउहोइ सयकालं ॥
विहिचाओ विहिभत्ती । अभव्व जीवाण दुर भव्वाणं ॥ ३ ॥

થોડા ભવમાં મોક્ષપદ પામનારને વિધિ સંયુક્ત કરવાનો પરિણામ સદાકાળ હોય છે, અને અભવ્ય તથા દુર્ભવ્ય (ઘણા ભવે મોક્ષપદ પામનાર) ને વિધિમાર્ગનો ત્યાગ અને અવિધિમાર્ગનું આસેવન ઘણુંજ પ્રિય હોય છે.

ખેતીવાડી, વ્યાપાર, નોકરી, ભોજન, શયન, ઉપવેશન, ગમન, આગમન, વચન વિગેરે પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ પ્રમુખથી વિચારીને વિધિપુર્વક (રીતિમુજબ) સેવન કરે તો સંપુર્ણ ફળદાયક થાય છે, અને જો વિધિ ઉલ્લંઘન કરીને સેવન કરે તો કેટલીક વખત અલ્પ લાભકારી થાય છે.

### (અવિધિથી થતા અલ્પ લાભ ઉપર દૃષ્ટાંત).

સંભળાય છે કે, દ્રવ્યાર્થી કોઈ બે પુરૂષ દેશાંતરે જઈ કોઇક સિદ્ધપુરૂષની સેવા કરતા હતા. ઘણી સેવાથી તેઓના ઉપર તુષ્ટમાન થઈને સિદ્ધપુરૂષે તેઓને દેવાધિષ્ઠિત મહિમાવંત તુંબફળના બીજ આપી તેની આમ્નાય બતાવી કે, સો વાર ખેડેલા ખેતરમાં મંડપની છાયા કરી અમુક નક્ષત્ર, વાર, યોગે એને વાવવાં. જ્યારે તેનો વેલો ઉત્પન્ન થાય, ત્યારે પ્રથમથી ફળનાં બીજ લઇ સંગ્રહ કરી રાખવો અને

પછી પત્ર, પુષ્પ, ફળ, ડાંખળી સહિત તે વેલાને ખેતરમાં જ એમને એમ રાખી નીચે એવો કાંઇક સંસ્કાર કરવો કે જેથી એના ઉપર પડેલી રાખ વ્યર્થ ન જાય. પછી તે સુકેલા વેલાને બાળી નાંખવો. તેની જે રાખ થાય તે સિદ્ધભસ્મ ગણાય છે. ચોસઠ તોલા તામ્ર ગાળી તેમાં એક રતી સિદ્ધભસ્મ નાંખવી કે જેથી તે તત્કાળ સુવર્ણ બની જશે. એમ બંને જણને સરખી રીતે શિખવી રજા આપી. તે બંને જણ પોતપોતાને ઘેર ગયા. તે બેમાંથી એક જણે યથાવિધિ કરવાથી તેને તેના કહ્યા પ્રમાણે સુવર્ણ થયું અને બીજાએ તેની વિધિમાં કાંઇક ચુક કરી તેથી તેને સુવર્ણને બદલે ચાંદી થઈ, પણ સુવર્ણ ન થયું. માટે જે જે કાર્ય છે, તે બધાં યથાવિધિ થાય તોજ સંપુર્ણ ફળદાયક (લાભકારક) નીવડે છે.

હરકોઈ પણ ધર્માનુષ્ઠાન પોતાની શક્તિ પ્રમાણે યથાવિધિ કરીને છેવટે અજાણતાં બનેલી અવિધિ આશાતનાનો દોષ દૂર કરવા માટે મિચ્છામિ દુક્કડ દેવું (માફી માગવી), કે જેથી તેનો વધારે દોષ લાગતો નથી.

## (ત્રણ પ્રકારની પૂજાનું ફળ)

**विग्घो वसामिगेगा । अभ्भुदय पसाहणी भवे वीआ ॥**
**निव्वई करणी तइया । फलाओ जहथ्थ नामोंहिं ॥ १ ॥**

પહેલી અંગપુજા વિઘ્નોપશામિની (વિઘ્ન દુર કરનારી); બીજી અગ્રપુજા અભ્યુદય પ્રસાધની (મોટો લાભ આપનારી); અને ત્રીજી ભાવપુજા નિર્વૃતિ કારિણી (મોક્ષપદ આપનારી); એમ ત્રણેના અનુક્રમે નામથી ગુણ યથાર્થ જાણવા.

અહિં આગળ કહી ગયા છીએ કે, અંગપુજા, અગ્રપુજા, દેરાસર કરાવવાં, બિંબ ભરાવવાં, સંઘયાત્રા પ્રમુખનું કરવું એ બધાં દ્રવ્યસ્તવ છે. એ વિષે શાસ્ત્રમાં લખેલ છે કેઃ—

**जिण भवण बिंव ठावण । जत्ता पूआई सुत्तओ विहिणा ॥**
**दव्वथ्थ ओत्तिनेयं । भावथ्थय कारणत्तेण ॥ १ ॥**

સૂત્રમાં બતાવેલી વિધિ પ્રમાણે દેરાસર કરાવવાં, બિંબ ભરાવવાં, પ્રતિષ્ટા સ્થાપના કરાવવી, તીર્થયાત્રા કરવી, પુજા કરવી, એ દ્રવ્યસ્તવ છે એમ જાણવું. કેમકે એ સર્વ ભાવસ્તવનાં કારણ છે, માટે દ્રવ્યસ્તવ ગણાય છે.

**णिच्चं चिअ संपुन्ना । जइविहु एसा न तीरए काउं ॥**
**तहवि अणु चिठ्ठि अव्वा । अख्खय दीवाइ दाणेण ॥ २ ॥**

જોપણ દરરોજ ખરેખર (જરૂર) સંપુર્ણ પૂજા ન કરી શકાય, તોપણ તે તે દિવસે અક્ષતપુજા, દીપપુજા, કરીને પણ તે પુજાને આચરણ કરવી.

**एगंपि उदग विंदुए । जहपख्खित्तं महासमुद्दंम्मि ॥**
**जायई अख्खयमेवं । पूआविहु वीयरागेसु ॥ ३ ॥**

જો મહાસમુદ્રમાં એક પાણીનો બિંદુ નાંખ્યો હોય તો તે અક્ષયપણે રહે છે, તેમ વીતરાગની પુજા પણ જો ભાવથી થોડી પણ કરી હોય તોપણ લાભકારી થાય છે.

एएणं बीएणं । दुख्खाई अयाविऊण भवगहणे ॥
अच्चंतदारभोए । भो त्तुं सिझ्झंति सव्व जीआ ॥ ४ ॥

એ જિનપૂજાના કારણથી સંસારરૂપ અટવીમાં દુઃખાદિક ભોગવ્યા વિના અત્યંત સ્ત્રીભોગ ભોગવીને સર્વ જીવ સિદ્ધિને પામે છે.

पूआए मणसंती । मणसंतीए अ उत्तमं झ्झाणं ॥
सुह झ्झाणेणयमुख्खो । मुख्खे मुख्खं निराबाहं ॥ ५ ॥

પૂજા કરવાથી મન શાંત થાય છે, મન શાંત થવાથી વળી ઉત્તમ ધ્યાન થાય છે, ઉત્તમ ધ્યાનથી મોક્ષ મળે છે, વળી મોક્ષમાં નિરાબાધિત સુખ છે.

पुष्पाद्यर्चा तदाज्ञा च । तद्द्रव्यपरिरक्षणं ॥
उत्सवा तीर्थयात्रा च । भक्तिः पंचविधा जिने ॥ ६ ॥

પુષ્પાદિકથી પૂજા કરવી, તીર્થંકરની આજ્ઞા પાળવી, દેવદ્રવ્યનું રક્ષણ કરવું, ઉત્સવ કરવા, તીર્થયાત્રા કરવી, એમ પાંચ પ્રકારે તીર્થંકરની ભક્તિ થાય છે.

## ( દ્રવ્યસ્તવના બે ભેદ. )

(૧) આભોગ-જેના ગુણ જાણેલા હોય તે આભોગ દ્રવ્યસ્તવ,૨ અનાભોગ-જેના ગુણથી જાણીતા ન હોઇએ તોપણ તે કામ (ક્રિયા) કર્યા કરવી તે અનાભોગ દ્રવ્ય-સ્તવના ભેદ શાસ્ત્રોમાં કહેલા છે. જે માટે કહેલું છે કેઃ—

देवगुण परिन्नाणी । तभ्भावाणुगय मुत्तमं विहिणा ॥ आयारसार जिणपूअणेण आभोग दव्वथओ ॥ १ ॥ इत्तो चरित्त लाभो । होइ लहूसयल कम्म निद्दलगो ॥ ता एथ्थ सम्ममेवहि । पयदिव्वं सुदिठ्ठीहिं ॥ २ ॥

વીતરાગના ગુણને જાણીને તે ગુણના યોગ્ય ઉત્તમ વિધિએ કરીને જે વીતરાગની પૂજા આચરવામાં આવે તે "આભોગ દ્રવ્યસ્તવ" ગણાય છે. એ આભોગ દ્રવ્ય-સ્તવથી સકળ કર્મનું નિર્દલન કરનાર ચારિત્રનો લાભ થાય છે, માટે 'આભોગ દ્રવ્ય-સ્તવ' કરવામાં સમ્યકદૃષ્ટિ પુરૂષોએ રૂડે પ્રકારે ઉદ્યમ કરવો.

पूअ । विहिविरहाओ । अन्नाणाओ जिणगयगुणाणं ॥ सुहपरिणाम कयत्ता । एसो णाभोग दव्वथवो ॥ ३ ॥ गुणठाण ठाणगत्ता । एसोएवंपि गुणकरोचेव ॥ सुहसुहयर भाव । विसुद्धिहेउओ बोहिलाभाओ ॥ ४ ॥ असुह ख्खएणधणिअं । धन्नाणं आगमेसिभद्दाणं अमुणिय गुणे विनूणं । विसए पीइ समुच्छलई ॥ ५ ॥

પૂજાની વિધિ જાણતો નથી તેમજ શુભ પરિણામને ઉત્પન્ન કરાવનાર જિનેશ્વર ભગવંતમાં રહેલા ગુણના સમુદાયને પણ જાણતો નથી, એવા જે પુરૂષો દેખાદેખીથી જિનપૂજા કરે છે તે 'અનાભોગ દ્રવ્યસ્તવ' કહીયે. જોકે નીચત્વનાં સ્થાનકરૂપ અનાભોગ દ્રવ્યસ્તવ છે, તોપણ શુભ શુભતર પરિણામની નિર્મળતાનો હેતુ હોવાથી કોઇક વખત બોધિલાભની પ્રાપ્તિ કરાવનારો હોય છે. અશુભ કર્મના ક્ષય થવાથી આવતા ભવમાં કલ્યાણ (મોક્ષ) પામનારા કેટલાક ભવ્ય જીવોને વીતરાગના ગુણ જાણેલા નથી તોપણ કોઇક પોપટના જોડલાને જિનબિંબ ઉપર પ્રીતિ ઉત્પન્ન થઈ તેમ ગુણ ઉપર પ્રીતિ ઉછળે છે (ઉત્પન્ન થાય છે).

होइ पओसो विसहे । गुरुकम्माणं भवाभिनंदीणं ॥ पथ्थंमि आउरा एव उवाहि एनिच्छिएमरणे ॥ ६ ॥ एत्तोच्चिय तत्तन्नु । जिणबिंबे जिणंद धम्मेवा ॥ असुहब्भास भयाओ । पओस लेसंपि वज्जंति ॥ ७ ॥

જેનું મરણ ખરેખર પાસેજ આવેલું હોય એવા રોગીપુરૂષને પથ્ય ભોજન ઉપર જેમ દ્વેષ ઉપજે છે, તેમ ભારેકર્મી કે ભવાભિનંદી (જેને સંસાર વધારવાનું વાલું હોય એવા) જીવોને ધર્મ ઉપર પણ આકરો દ્વેષ હોય છે. એટલાજ માટે ખરેખર તત્વના જાણપુરૂષો જિનબિંબ ઉપર કે જિન પ્રણીત ધર્મ ઉપર અનાદિકાળના અશુભ અભ્યાસના ભયથી દ્વેષનો લેશ પણ વર્જે છે (કરતા નથી).

## (પૂજા ઉપર દ્વેષ રાખવા સંબંધી કુંતલા રાણીનો દૃષ્ટાંત.)

પૃથ્વીપુર નામે નગરમાં જીતશત્રુ રાજા રાજ્ય કરતો હતો. તેને કુંતલારાણી નામે પટરાણી હતી. તે અત્યંત ધર્મવંતી ધર્મીષ્ઠા હતી અને વળી બીજી રાણીઓને પણ વારંવાર ધર્મના કામમાં યોજનારી હતી. તેના ઉપદેશથી તેની સર્વ શોકયો પણ ધર્મીષ્ઠ થઈને તેને પોતાના ઉપકારીપણા માટે તથા રાજાની બહુ માનીતી અને સર્વમાં અગ્રણી હોવાથી તેને પોતાની ગુરૂણી તરીકે માન આપતી હતી.

એક વખતે રાણીઓએ પોતપોતાનાં નામનાં દેરાં, દેરીઓ, પ્રતિમાઓ ભરાવીને, તેની પ્રતિષ્ટાના મહોત્સવ કરવા શરૂ કીધા. તેમાં દરરોજ ગીત, ગાયન, પ્રભાવના સ્વામીવાત્સલ્ય ઘણી ઘણી અધિકતાથી થવા લાગ્યાં. તે દેખી પટરાણી શોકય સ્વભાવથી પોતાના મનમાં ઘણી અદેખાઈ કરવા લાગી. પોતે પણ નવીન દેરાસર સર્વથી અધિક રચનાવંત કરાવેલ હોવાથી તેનો સર્વથી અધિક ઠાઠમાઠ કરાવે છે, પણ જ્યારે કોઇપિણ શોકયોનાં દેરાં, દેરીઓનાં બહુમાન કે પ્રશંસા કરે, ત્યારે તે ઘણી અદેખાઈ કરે છે. પોતાનાં દેરાંની પ્રશંસા કરે તે સાંભળી પ્રમોદ (હર્ષ) પામે, પણ શોકયોનાં દેરાંની કે મહોત્સવની કોઇપણ પ્રશંસા કરે તો તેથી તે બળી મરે છે. અહોહો! મત્સરની દુરંતતા! ધર્મ ઉપર પણ આટલો બધો દ્વેષ! આવા દ્વેષનો પાર પણ પામવો અતિ દુઃસહ છે. એટલાજ માટે પૂર્વાચાર્યોએ શાસ્ત્રોમાં કહ્યું છે કેઃ—

पोता अपि निमज्जंति । मत्सरे मकराकरे ॥
तत्तत्र मज्जन्नन्येषां । दृपदा मिव किं नवं ॥ १ ॥
विद्या वाणिज्यविज्ञान । वृद्धि रुद्धि गुणा दिषु ॥
जातौ ख्यातौ च औनत्यौ । धिक् धिक् धर्मोपि मत्सरः ॥ २ ॥

મત્સર રૂપ મકરાકરમાં (સમુદ્રમાં) વાહાણ પણ બુડી જાય છે, ત્યારે તેમાં બીજા પાષાણ જેવાં બુડે તેમાં શું નવાઇ છે? વિદ્યામાં, વ્યાપારમાં, વિશેષ જ્ઞાનની વૃદ્ધિમાં, સંપદામાં, રૂપાદિક ગુણોમાં, જાતિમાં, પ્રખ્યાતિમાં ઉન્નતિમાં, મોટાઈમાં, એટલામાં લોકોને મત્સર હોય છે. પણ ધિક્કાર છે કે ધર્મનાં કાર્યમાં પણ મત્સર ધરે છે!

બીજી રાણીઓ તો બિચારી સરળ સ્વભાવી હોવાથી પટરાણીનાં કૃત્યની અનુમોદના વારંવાર કરે છે, પણ આના (પટરાણીના) મનમાંથી મત્સરભાવ જતો નથી.

એમ મત્સરમાં ને મત્સરમાં રહેતાં તેને એવો કોઇક દુર્નિવાર રોગ ઉત્પન્ન થયો કે જેથી તે સર્વથા જીવવાની આશાથી નિરાશ થઈ. છેવટે રાજાએ પણ તેનાં સર્વ આભૂષણ સાર સાર વસ્તુ લઇ લીધાં તેથી શોકય ઉપરના દ્વેષભાવથી અત્યંત દુર્ધ્યાનમાં મરણ પામીને શોકયોનાં દેરાં, પ્રતિમા, મહોત્સવ, ગીતાદિકનાં મત્સર કરવાથી પોતાના બનાવેલા દેરાસરના બારણા આગળ કુતરીપણે ઉત્પન્ન થઈ. તે પૂર્વના અભ્યાસથી દેરાના દરવાજા આગળજ બેશી રહે. તેને દેરાના નોકરો મારે કૂટે તોપણ દેરાસર મુકે નહીં. પાછી ફ્રી ફ્રીને ત્યાંને ત્યાંજ આવીને બેસે. આમ કેટલોક કાળ વીત્યા પછી ત્યાં કોઈક કેવળજ્ઞાની આવ્યા, ત્યારે તેમને તે રાણીઓએ મળી પૂછયું કે, કુંતલા મહારાણી મરણ પામી કયાં ઉત્પન્ન થયાં? ત્યારે કેવળી મહારાજે યથાવસ્થિત સ્વરૂપ કહ્યું. તે સાંભળી સર્વ રાણીઓ પરમ વૈરાગ્ય પામીને તે કુતરીને દરરોજ ખાવાનું નાખી પરમ સ્નેહથી કહેવા લાગી કે, હે મહાભાગ્યા, તું પૂર્વભવે અમારી ધર્મદાત્રી મહા ધર્માત્મા હતી. હાહા! તેં ફોકટ અમારી કરણી ઉપર દ્વેષ કર્યો તેથી તું અહીં કુતરી ઉત્પન્ન થઈ છું. તે સાંભળીને ચૈત્યાદિક દેખવાથી તેને જાતિસ્મરણ જ્ઞાન થવાથી તે કુતરી વૈરાગ્ય પામી સિદ્ધાદિક સમક્ષ પોતે પોતાના દ્વેષભાવના કર્મને ખમાવી આલોવીને અણસણ આદરી છેવટે શુભધ્યાનથી મરણ પામી વૈમાનીક દેવી થઇ. માટે ધર્મ ઉપર દ્વેષ ન કરવો.

## ( ભાવસ્તવનો અધિકાર ).

અહિંયાં પુજાના અધિકારમાં ભાવપુજા–જિનાજ્ઞા પાળવી, એ ભાવસ્તવમાં ગણાય છે. જિનાજ્ઞા બે પ્રકારની છે–(૧) સ્વિકારરૂપ, (૨) પરીહારરૂપ. સ્વિકારરૂપ એટલે શુભ કરણીનું આસેવન કરવું (આચરવુ). અને પરીહારરૂપ એટલે નિષિધનો ત્યાગ કરવો. સ્વિકારપક્ષ કરતાં નિષિધંપક્ષ ઘણો લાભ કારી છે. કેમકે, જે જે તીર્થંકરે નિષેધ કરેલા કારણો છે, તેને સેવન કરતાં ઘણા સુકૃતનું આચરણ કરે તોપણ વિશેષ લાભકારી થતું નથી. જેમકે, વ્યાધિ દુર કરવાના ઉપાય સ્વિકાર અને પરીહાર એમ બે પ્રકારના છે, એટલે કેટલાક ઔષધાદિકના સ્વિકારથી અને કેટલાક કુપથ્યોને દૂર કરવાથી રોગ જાય છે. તેમાં ઔષધ કરતાં પણ કુપથ્યનો ત્યાગ ન કરે તો કાંઈ રોગ જઈ શકતો નથી, તેમ શુભ કરણી ચાહે તેટલી કરે, પણ જ્યાંસુધી ત્યજવા યોગ્ય કરણીઓ ત્યાગે નહીં, ત્યાંસુધી જેવું જોઇએ તેવું લાભકારક ફળ મળી શકતું નથી.

**औषधेन विना व्याधिः । पथ्यादेव निवर्तते ॥**
**न तु पथ्यविहिनस्य । औषधानां शतैरपि ॥ १ ॥**

ઔષધ વગર પણ વ્યાધિ ફકત કુપથ્યના ત્યાગ કરવાથી જઈ શકે છે, પણ કુપથ્યનો ત્યાગ કર્યા વગર સેંકડો ગમે તે ઔષધો કરે, તોપણ તે રોગની શાંતિથતી નથી.

એવી રીતેભક્તિ ચાહે એટલી કરે, પણ કુશીલ, આશાતના પ્રમુખ તજે નહીં, તો વિશેષ લાભ મળી શકે નહીં. વળી નિષિધનો ત્યાગ કરે તોપણ લાભ મેળવી શકાય છે, એટલે ચાહે તો ભક્તિ ન કરતો હોય, પણ કુશીલ, આશાતના ન કરે તોપણ લાભકારી થઈ શકે છે; અને ભક્તિ કરે ને આશાતના કુશીલનો પણ ત્યાગ કરે તો મહાલાભકારી સમજવું. જે માટે શ્રી હેમચંદ્રાચાર્યે પણ કહેલું છે કે:—

हे वीतराग सपर्यात्र । स्तवाज्ञापालनं परं ॥ आज्ञाराधाद्विराधाच्च । शिवाय भवाय च ॥ १ ॥ आकालमियमाज्ञा ते । हेयोपादेयगोचरा ॥ आश्रवः सर्वथा हेय । उपादेयश्च संवरः ॥ २ ॥

હે વીતરાગ, તારી પૂજા કરતાં પણ તારી આજ્ઞા પાળવી મહાલાભકારી છે. કેમકે, તારી આજ્ઞા પાળવી અને વિરાધવી એ બેમાંથી એક મોક્ષ અને બીજી સંસાર માટે છે. સર્વકાળ તમારી આજ્ઞા હેય (છાંડવા યોગ્ય) અને ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) છે. તેમાં આશ્રવ છે તે સર્વથા તજવા યોગ્ય છે, અને સંવર છે તે સદા આદરવા યોગ્ય છે.

**(શાસ્ત્રકારે બતાવેલું દ્રવ્ય અને ભાવસ્તવનું ફળ).**

उक्कोसं दव्व थयं । आराहिअं जाई च्चुअं जाव ॥
भावथ्थएण पावई । अंतमुहुत्तेण निवाणं ॥ १ ॥

ઉત્કૃષ્ટ દ્રવ્યસ્તવનો આરાધના કરનારો વધારેમાં વધારે ઉંચે બારમાં દેવલોકે જાય, અને ભાવસ્તવથી તો કોઇક પ્રાણી અંતર્મુહુર્તમાં પણ નિર્વાણપદને પામે છે.

**(દ્રવ્યસ્તવમાં થતો આશ્રવ ગણવા લાયક નથી.)**

દ્રવ્યસ્તવમાં જોકે ષટ્કાયના ઉપમર્દનરૂપ વિરાધન દેખાય છે, તોપણ કુપકના દૃષ્ટાંતથી તે કરવો ઉચિતજ છે. કેમકે તેમાં અલાભ કરતાં લાભ વધારે છે (દ્રવ્યસ્તવના કરનારને અગણ્ય પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે, માટે આશ્રવ ગણવા લાયક નથી). જેમ કોઇક નવા વસેલા ગામમાં સ્નાન પાનને માટે લોકોને કુવો ખોદતાં તરસ, થાક, અંગમલીન થવું, ઇત્યાદિક થાય, પણ કુવામાંથી પાણી નીકળ્યા પછી તેમને કે બીજા લોકોને તે કુપક સ્નાન, પાન, અંગશુચિ, તરસ, થાક, અંગની મલીનતા વિગેરે ઉપશમાવી સર્વકાળ સર્વ પ્રકારનાં સુખનો આપનાર થઇ પડે છે, તેમ દ્રવ્યસ્તવથી પણ સમજવું. તેમજ આવશ્યકનિર્યુક્તિમાં પણ કહેલ છે કેઃ–'સંપૂર્ણ માર્ગ સેવન નહીં કરી શકનારા, વિરતાવિરતી જે દેશવિરતી (શ્રાવક) તેઓને એ દ્રવ્યસ્તવ કરવો ઘટમાન છે. કેમકે, સંસાર પાતળો પાડવા માટે દ્રવ્યસ્તવના વિષયમાં કુવાનો દૃષ્ટાંત બસ છે.' બીજે ઠેકાણે પણ કહેલ છે કેઃ–'આરંભમાં પ્રસકત (આરંભને વળગી રહેલા), છ કાયના જીવના વધનો ત્યાગ કરી શકેલા નહીં એવા, સંસારરૂપ અટવીમાં પડેલા ગ્રહસ્થોને દ્રવ્યસ્તવ જ આલંબન (આધાર) છે. (છકાયના વધ કર્યા સિવાય તેનાથી ધર્મકરણી સાધી શકાતી નથી).

स्थैर्यो वायुचलेन निवृत्तिकरं निर्वाणनिर्घातिना ।
स्वायत्तं बहुनायकेन सुबहु स्वल्पेन सारं परं ॥
निसारेण धनेन पुण्यममलं कृत्वाजिनाभ्यर्चनं ।
यो गृण्हाति विणिक् स एव निपुणो वाणिज्यकर्मण्यलं ॥

વાયુના જેવા ચપળ, મોક્ષપદનો ઘાત કરનાર, ઘણા છે સ્વામી જેનાં, એવા સાર વગરના થોડા ધનથી જિનેશ્વર ભગવંતની પૂજા કરીને જે વાણિયો સારમાં સાર મોક્ષપદને આપનાર, નિર્મળ પુણ્ય ગ્રહણ કરે છે, તેજ વાણિયો વ્યાપારના કામમાં નિપુણ ગણાય છે.

## (પૂજાના મનોરથથી પણ થતાં પુણ્ય વિષે.)

यास्याम्यायतनं जिनस्य लभते ध्यायंश्चतुर्थं फलं ।
षष्ठं चोत्थित उद्यतोऽष्टममथो गंतुं प्रवृत्तोऽध्वनि ॥
श्रद्धालुर्दशमं बहिर्जिनगृहात्प्राप्तस्ततो द्वादशं ।
मध्ये पाक्षिकमीक्षिते जिनपतौ मासोपवासं फलं ॥ १ ॥

દેરે પૂજા કરવા જઉં એવું ચિંતવન કરતાં ચોથભક્ત (એક ઉપવાસ)નું ફળ, અને જવાને ઉઠે તો છઠનું ફળ, ત્યાંથી ઉઠી પગલું ભરતાં અઠમનું ફળ, માર્ગમાં ચાલતાં શ્રદ્ધાલુને દશમ (ચાર ઉપવાસ)નું ફળ, દેરાસરને દરવાજે આવે ત્યારે પાંચ ઉપવાસનું ફળ, દેરાસરમાં આવે ત્યારે પાક્ષિક (પન્નર ઉપવાસ)નું ફળ, અને જિનેશ્વર ભગવંતને પોતાની દૃષ્ટિથી દેખતાં (દર્શન કરતાં) એક મહિનાના ઉપવાસનું ફળ પ્રાણી પામે છે.

પદ્મપ્રભ ચરિત્રમાં પણ ઉપર પ્રમાણે કહેલું છે અને વિશેષ એટલુંજ છે કેઃ—જિનેશ્વર ભગવંતના દેરાસરમાં ગયાથી છ માસના ઉપવાસનું ફળ, ગભારાનાં દરવાજા આગળ ઉભા રહેતાં એક વર્ષના ઉપવાસનું ફળ, પ્રદક્ષિણા કરતાં સો વર્ષના ઉપવાસનું ફળ, અને ત્યારપછી ભગવંતની પૂજા કરતાં એક હજાર વર્ષના ઉપવાસનું ફળ અને સ્તવન કહેવાથી અનંત ઉપવાસનું ફળ પુરૂષને મળે છે એમ ગણાવેલ છે.

પ્રસ્તાવિક બીજા શાસ્ત્રમાં પણ કહેલ છે કેઃ—પ્રભુને નિર્માલ્ય ઉતારી પ્રમાર્જના કરતાં સો ઉપવાસનું, ચંદનાદિકથી વિલેપન કરતાં હજાર ઉપવાસનું, માળા આરોપણ કરવાથી લાખ ઉપવાસનું ફળ પમાય છે. ગીત વાજીત્ર કરતાં અનંત ઉપવાસનું ફળ થાય છે.

જિનેશ્વર ભગવંતની પૂજા ત્રણ સંધ્યાએ કરવી કહી છે. કહ્યું છે કેઃ—

जिनस्य पूजनं हंति । प्रातः पापनिशाभवं ॥ आजन्मविहितं मध्ये । सप्तजन्मकृतं निशि ॥ १ ॥ जलाहारौषधस्वाप । विद्योत्सर्गकृषीक्रियाः ॥ सत्फलाः स्वस्वकालेस्यु । रेवं पूजा जिनेश्वरे ॥ २ ॥

પ્રાતઃકાળે જિનેશ્વર ભગવંતની વાસ પ્રક્ષેપ પૂજા રાત્રીમાં કરેલા પાપને હણે છે, મધ્યાન્હકાળે ચંદનાદિકથી કરેલી પૂજા આજન્મથી કરેલા પાપો હણી નાંખે છે, રાત્રિના સમયમાં ધુપ દીપાદિક પૂજા સાત જન્મના પાપ દૂર કરે છે. જળપાન, આહાર, ઔષધ, શયન, વિદ્યા, મળમૂત્રનો ત્યાગ, ખેતીવાડી, પ્રમુખ એ સર્વેકાળ પ્રમાણે સેવન કરેલાં હોય તોજ સત્ફળના આપનાર હોય છે, તેમજ જિનેશ્વર ભગવંતની પૂજા પણ કાળે કરી હોય તો ફળ આપે છે.

જિનેશ્વર ભગવંતની પૂજા ત્રણે સંધ્યાએ કરતાં પ્રાણી સમ્યક્તને શોભાવે છે, તેમજ તીર્થંકરનામ ગોત્રકર્મ શ્રેણિક રાજાની પેઠે બાંધે છે. ગયા છે દોષ જેનાં એવી જિનેશ્વર ભગવંતની સદા ત્રિકાળ પૂજા કરે છે, તે પ્રાણી ત્રીજે ભવે અથવા સાતમે કે આઠમે ભવે સિદ્ધિપદને પામે છે. સર્વ આદરથી પૂજા કરવાને કદાપિ દેવેંદ્ર પ્રવર્તે તોપણ પૂજી ન શકે, કેમકે તીર્થંકરના અનંત ગુણ છે. એક એક ગુણને જુદા જુદા

हे वीतराग सपर्यात्र । स्तवाज्ञापालनं परं ॥ आज्ञाराधाद्विराधाच्च । शिवाय भवाय च ॥ १ ॥ आकालमियमाज्ञा ते । हेयोपादेयगोचरा ॥ आश्रवः सर्वथा हेय । उपादेयश्च संवरः ॥ २ ॥

હે વીતરાગ, તારી પૂજા કરતાં પણ તારી આજ્ઞા પાળવી મહાલાભકારી છે. કેમકે, તારી આજ્ઞા પાળવી અને વિરાધવી એ બેમાંથી એક મોક્ષ અને બીજી સંસાર માટે છે. સર્વકાળ તમારી આજ્ઞા હોય (છાંડવા યોગ્ય) અને ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) છે. તેમાં આશ્રવ છે તે સર્વથા તજવા યોગ્ય છે, અને સંવર છે તે સદા આદરવા યોગ્ય છે.

(શાસ્ત્રકારે બતાવેલું-દ્રવ્ય અને ભાવસ્તવનું ફળ).

उक्कोसं दव्व थयं । आराहिअं जाई च्चुअं जाव ॥
भावथ्थएण पावई । अंतमुहुत्तेण निवार्णं ॥ १ ॥

ઉત્કૃષ્ટ દ્રવ્યસ્તવનો આરાધના કરનારો વધારેમાં વધારે ઉંચે બારમાં દેવલોકે જાય, અને ભાવસ્તવથી તો કોઇક પ્રાણી અંતર્મુહુર્ત્તમાં પણ નિર્વાણપદને પામે છે.

(દ્રવ્યસ્તવમાં થતો આશ્રવ ગણવા લાયક નથી.)

દ્રવ્યસ્તવમાં જોકે ષટ્કાયના ઉપમર્દનરૂપ વિરાધન દેખાય છે, તોપણ કુપકના દૃષ્ટાંતથી તે કરવો ઉચિતજ છે. કેમકે તેમાં અલાભ કરતાં લાભ વધારે છે (દ્રવ્યસ્તવના કરનારને અગણ્ય પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે, માટે આશ્રવ ગણવા લાયક નથી). જેમ કોઇક નવા વસેલા ગામમાં સ્નાન પાનને માટે લોકોને કુવો ખોદતાં તરસ, થાક, અંગમલીન થવું, ઈત્યાદિક થાય, પણ કુવામાંથી પાણી નીકળ્યા પછી તેમને કે બીજા લોકોને તે કુપક સ્નાન, પાન, અંગશુચિ, તરસ, થાક, અંગની મલીનતા વિગેરે ઉપશમાવી સર્વકાળ સર્વ પ્રકારનાં સુખનો આપનાર થઇ પડે છે, તેમ દ્રવ્યસ્તવથી પણ સમજવું. તેમજ આવશ્યકનિર્યુક્તિમાં પણ કહેલ છે કે:–'સંપૂર્ણ માર્ગ સેવન નહીં કરી શકનારા, વિરતાવિરતી જે દેશવિરતી (શ્રાવક) તેઓને એ દ્રવ્યસ્તવ કરવો ઘટમાન છે. કેમકે, સંસાર પાતળો પાડવા માટે દ્રવ્યસ્તવના વિષયમાં કુવાનો દૃષ્ટાંત બસ છે.' બીજે ઠેકાણે પણ કહેલ છે કે:–'આરંભમાં પ્રસકત (આરંભને વળગી રહેલા), છ કાયના જીવના વધનો ત્યાગ કરી શકેલા નહીં એવા, સંસારરૂપ અટવીમાં પડેલા ગ્રહસ્થોને દ્રવ્યસ્તવ જ આલંબન (આધાર) છે. (છકાયના વધ કર્યા સિવાય તેનાથી ધર્મકરણી સાધી શકાતી નથી).

स्थेयो वायुचलेन निर्वृत्तिकरं निर्वाणनिर्घातिना ।
स्वायत्तं बहुनायकेन सुबहु स्वल्पेन सारं परं ॥
निसारेण धनेन पुण्यममलं कृत्वाजिनाभ्यर्चनं ।
यो गृण्हाति विणिक् स एव निपुणो वाणिज्यकर्मण्यलं ॥

વાયુના જેવા ચપળ, મોક્ષપદનો ઘાત કરનાર, ઘણા છે સ્વામી જેનાં, એવા સાર વગરના થોડા ધનથી જિનેશ્વર ભગવંતની પૂજા કરીને જે વાણિયો સારમાં સાર મોક્ષપદને આપનાર, નિર્મળ પુણ્ય ગ્રહણ કરે છે, તેજ વાણિયો વ્યાપારના કામમાં નિપુણ ગણાય છે.

## (પૂજાના મનોરથથી પણ થતાં પુણ્ય વિષે.)

यास्याम्यायतनं जिनस्य लभते ध्यायंश्चतुर्थं फलं ।
षष्ठं चोत्थित उद्यतोऽष्टममथो गंतुं प्रवृत्तोऽध्वनि ॥
श्रद्धालुर्दशमं बहिर्जिनगृहात्प्राप्तस्ततो द्वादशं ।
मध्ये पाक्षिकमीक्षिते जिनपतौ मासोपवासं फलं ॥ १ ॥

દેરે પૂજા કરવા જઉં એવું ચિંતવન કરતાં ચોથભક્ત (એક ઉપવાસ)નું ફળ, અને જવાને ઉઠે તો છઠનું ફળ, ત્યાંથી ઉઠી પગલું ભરતાં અઠમનું ફળ, માર્ગમાં ચાલતાં શ્રધ્ધાલુને દશમ (ચાર ઉપવાસ)નું ફળ, દેરાસરને દરવાજે આવે ત્યારે પાંચ ઉપવાસનું ફળ, દેરાસરમાં આવે ત્યારે પાક્ષિક (પન્નર ઉપવાસ)નું ફળ, અને જિનેશ્વર ભગવંતને પોતાની દૃષ્ટિથી દેખતાં (દર્શન કરતાં) એક મહિનાના ઉપવાસનું ફળ પ્રાણી પામે છે.

પદ્મપ્રભ ચરિત્રમાં પણ ઉપર પ્રમાણે કહેલું છે અને વિશેષ એટલુંજ છે કેઃ– જિનેશ્વર ભગવંતના દેરાસરમાં ગયાથી છ માસના ઉપવાસનું ફળ, ગભારાનાં દરવાજા આગળ ઉભા રહેતાં એક વર્ષના ઉપવાસનું ફળ, પ્રદક્ષિણા કરતાં સો વર્ષના ઉપવાસનું ફળ, અને ત્યારપછી ભગવંતની પૂજા કરતાં એક હજાર વર્ષના ઉપવાસનું ફળ અને સ્તવન કહેવાથી અનંત ઉપવાસનું ફળ પુરૂષને મળે છે એમ ગણાવેલ છે.

પ્રસ્તાવિક બીજા શાસ્ત્રમાં પણ કહેલ છે કેઃ—પ્રભુને નિર્માલ્ય ઉતારી પ્રમાર્જના કરતાં સો ઉપવાસનું, ચંદનાદિકથી વિલેપન કરતાં હજાર ઉપવાસનું, માળા આરોપણ કરવાથી લાખ ઉપવાસનું ફળ પમાય છે. ગીત વાજીત્ર કરતાં અનંત ઉપવાસનું ફળ થાય છે.

જિનેશ્વર ભગવંતની પૂજા ત્રણ સંધ્યાયે કરવી કહી છે. કહ્યું છે કેઃ—

जिनस्य पूजनं हंति । प्रातः पापनिशाभवं ॥ आजन्मविहितं मध्ये । सप्तजन्मकृतं निशि ॥ १ ॥ जलाहारौषधस्वाप । विद्योत्सर्गकृषीक्रियाः ॥ सत्फलाः स्वस्वकालेस्यु । रेवं पूजा जिनेश्वरे ॥ २ ॥

પ્રાતઃકાળે જિનેશ્વર ભગવંતની વાસ પ્રક્ષેપ પૂજા રાત્રીમાં કરેલા પાપને હણે છે, મધ્યાન્હકાળે ચંદનાદિકથી કરેલી પૂજા આજન્મથી કરેલા પાપો હણી નાંખે છે, રાત્રિના સમયમાં ધુપ દીપાદિક પૂજા સાત જન્મના પાપ દૂર કરે છે. જળપાન, આહાર, ઔષધ, શયન, વિદ્યા, મળમૂત્રનો ત્યાગ, ખેતીવાડી, પ્રમુખ એ સર્વેકાળ પ્રમાણે સેવન કરેલાં હોય તોજ સત્ફળના આપનાર હોય છે, તેમજ જિનેશ્વર ભગવંતની પૂજા પણ કાળે કરી હોય તો ફળ આપે છે.

જિનેશ્વર ભગવંતની પૂજા ત્રણે સંધ્યાએ કરતાં પ્રાણી સમ્યક્તને શોભાવે છે, તેમજ તીર્થંકરનામ ગોત્રકર્મ શ્રેણિક રાજાની પેઠે બાંધે છે. ગયા છે દોષ જેનાં એવી જિનેશ્વર ભગવંતની સદા ત્રિકાળ પૂજા કરે છે, તે પ્રાણી ત્રીજે ભવે અથવા સાતમે કે આઠમે ભવે સિદ્ધિપદને પામે છે. સર્વ આદરથી પૂજા કરવાને કદાપિ દેવેંદ્ર પ્રવર્તે તોપણ પૂજી ન શકે; કેમકે તીર્થંકરના અનંત ગુણ છે. એક એક ગુણને જુદા જુદા

ગણીને પૂજા કરે તો આયુષ્ય સમાપ્તિપર્યંમ પણ પૂજાનો કે ગુણનો અંત આવે નહીં. માટે સર્વ પ્રકારથી પૂજા કરવા કોઈ સમર્થ નથી, પણ યથાશક્તિ સર્વજન પૂજા કરે એમ બની શકે છે. હે પ્રભુ, તમે અદૃશ્ય છો એટલે આંખથી દેખાતા નથી, સર્વ પ્રકારે તમારી પૂજા કરવા ચાહિયે તો બની શકતી નથી, ત્યારે તો અત્યંત બહુમાનથી તમારા વચનને પરિપાલન કરવું એજ શ્રેયકારી છે.

## પૂજામાં વિધિ બહુમાન ઉપર ચોભંગી.

જિનેશ્વર ભગવંતની પૂજામાં યથાયોગ્ય બહુમાન અને સમ્યક્ વિધિ એ બન્ને હોય તોજ તે પૂજા મહાલાભકારી થાય છે. તે ઉપર ચોભંગી બતાવે છે.

૧ સાચું રૂપું અને સાચી મોહોર છાપ, ૨ સાચું રૂપું અને ખોટી મોહોર છાપ, ૩ સાચી મોહોર છાપ, પણ ખોટું રૂપું, ૪ ખોટી મોહોર છાપ અને રૂપું પણ ખોટું.

૧ દેવપૂજામાં પણ (૧) સાચું બહુમાન અને (૨) સાચો વિધિ. એ પહેલો ભાંગો સમજવો.
૨ સાચું બહુમાન છે, પણ વિધિ સાચો નથી એ બીજો ભાંગો સમજવો.
૩ સાચો વિધિ છે, પણ સમ્યગ્ બહુમાન નથી, આદર નથી એ ત્રીજો ભાંગો સમજવો.
૪ સાચો વિધિ પણ નથી અને સમ્યગ્ બહુમાન પણ નથી એ ચોથો ભાંગો સમજવો.

ઉપર લખેલા ભાંગામાંથી પ્રથમ અને દ્વિતીય યથાનુક્રમ લાભકારી છે અને ત્રીજો અને ચોથો ભાંગો બીલકુલ સેવન કરવા લાયક નથી.

એટલાજ માટે વૃહત્ભાષ્યમાં કહેલ છે કેઃ–વાંદણાના અધિકારમાં (ભાવપૂજામાં) રૂપા સમાન મનથી બહુમાન સમજવું અને મોહોર છાપ સમાન સર્વ બહારની ક્રિયાઓ સમજવી. બહુમાન અને ક્રિયા એ બન્નેનાં સંયોગ મળવાથી વંદના સત્ય જાણવી; જેમ રૂપું અને મોહોર સત્ય હોય તે રૂપીઓ બરોબર ચાલે છે, તેમ વંદના પણ બહુમાન અને ક્રિયા એ બન્ને હોવાથી સત્ય સમજવી. બીજા ભાંગા સરખી વંદના પ્રમાદિની ક્રિયા બહુમાન અત્યંત હોય પણ ક્રિયા શુદ્ધ નથી તે પણ માનવા યોગ્ય છે. બહુમાન છે તેજ ક્રિયા શુદ્ધ કરાવી શકે છે. એ બીજા ભાંગા સરખી સમજવી. કોઇક વસ્તુની લાભના નિમિત્તથી ક્રિયા અખંડ કરે, પણ અંતરંગ બહુમાન નથી તેથી ત્રીજા ભાંગાની વંદના કશા કામની નથી. કેમકે, ભાવ વિનાની કેવળ ક્રિયા શા કામની છે! એતો કેવળ લોકને દેખાડવા રૂપજ ગણાય છે, એ નામનીજ ક્રિયા છે, તેથી આત્માને કાંઈ ફળીભુત થતી નથી. ચોથો ભાંગો પણ કશા કામનો નથી, કેમકે અંતરંગ બહુમાન પણ નથી અને ક્રિયા પણ શુદ્ધ નથી. એ ચોથા ભાંગાને તત્વથી વિચારીયે તો વંદનાજ ન ગણાય. દેશ, કાળને આશ્રિને થોડો અથવા ઘણો વિધિ અને બહુમાન સંયુક્ત એવો ભાવસ્તવ કરવો. વળી જિનશાસનમાં ૧ પ્રીતિઅનુષ્ઠાન, ૨ ભક્તિઅનુષ્ઠાન, ૩ વચનઅનુષ્ઠાન, ૪ અસંગઅનુષ્ઠાન, એમ ચાર પ્રકારના અનુષ્ઠાન કહેલાં છે. ભદ્રકપ્રકૃતિ સ્વભાવવાળા જીવને જે કાંઈ કામ કરતાં પ્રીતિનો સ્વાદ ઉત્પન્ન થાય છે, બાળકાદિકને જેમ રત્ન ઉપર પ્રીતિ ઉપજે છે, તેમ પ્રીતિઅનુષ્ઠાન સમજવું. શુદ્ધ વિવેકવંત ભવ્યજીવને જે ક્રિયા ઉપર અધિક બહુમાન થવાથી

ભકિત સહિત પ્રીતિ ઉત્પન્ન થાય છે, તેને ભકિતઅનુષ્ઠાન પુર્વાચાર્યો કહે છે. બંનેમાં (પ્રીતિ અને ભકિત–અનુષ્ઠાનમાં) પરિપાલણા (લેવા દેવાની ક્રીયા) સરખી છે, પણ જેમ સ્રીમાં પ્રીતિરાગ અને માતામાં ભકિતરાગ એમ બંનેમાં રાગ ભિન્ન ભિન્ન જાતિનો હોય છે, તેમ પ્રીતિ અને ભકિત–અનુષ્ઠાનમાં પણ એટલોજ તફાવત સમજવો. સૂત્રમાં કહેલી વિધિ પ્રમાણેજ જિનેશ્વર ભગવંતના ગુણ જાણે તથા વખાણે, ચૈત્યવંદન, દેવવંદન, પ્રમુખ સર્વ સૂત્રમાં કહેલી રીતિ મુજબ કરે,તેને વચનાનુષ્ઠાન કહેવાય; પણ આ વચનાનુષ્ઠાન પ્રાયે ચારિત્રવંતનેજ હોય છે.સૂત્ર,સિદ્ધાંતના સંભાર્યા વિના પણ કેવળ અભ્યાસના એકતાનથી ફળની ચાહના રાખ્યા વગર ક્રિયા થયા કરે, જિનકલ્પી કે વીતરાગ સંયમીના જેવા, તે અસંગાનુષ્ઠાન નિપુણ બુદ્ધિવાળાએ જાણવું. કુંભકારના ચક્રનું જે ભ્રમણ છે, તેમાં પ્રથમ દંડની પ્રેરણા હોય છે, તે વચનાનુષ્ઠાન સમજવું અને દંડની પ્રેરણા થયા પછી તરતજ ચક્રમાંથી દંડ કાઢી લઈ જે ચક્ર ભમ્યા કરે છે, તેમાં કાંઈ દંડનો પ્રયોગ નથી તે અસંગાનુષ્ઠાન સમજવું. એમ કોઈપણ વસ્તુની પ્રેરણાથી જે ક્રિયા કરાય તે વચનાનુષ્ઠાનમાં ગણાય છે, અને પૂર્વ પ્રયોગના સંબંધથી વગર પ્રયોગે પણ જે અંતર્ભાવરૂપ ક્રિયા થયા કરે છે, તેને અસંગાનુષ્ઠાન સમજવું. એમ આ બે (વચન અને અસંગ) અનુષ્ઠાન દૃષ્ટાંતથી ભિન્ન ભિન્ન સમજી લેવાં. બાળકની પેઠે પ્રથમથી પ્રીતિભાવ આવવાથી પ્રથમ પ્રતિઅનુષ્ઠાન થાય છે, પછી ભક્તિઅનુષ્ઠાન, પછી વચનાનુષ્ઠાન, ત્યારપછી અસંગાનુષ્ઠાન થાય, એમ એક એકથી અધિક ગુણની પ્રાપ્તિ થવાથી અનુષ્ઠાન પણ થાય છે, તેટલા માટે ચાર પ્રકારનું અનુષ્ઠાન પણ પ્રથમ રૂપીયાના સરખું સમજવું. વિધિ અને બહુમાન એ બન્નેના સંયોગથી અનુષ્ઠાન પણ સમજવાં, જે માટે મુનિ મહારાજે એ અનુષ્ઠાન પરમપદ પામવાના નિબંધ (કારણ) પણે બતાવેલ છે. બીજા ભાંગાના રૂપીયા સમાન (સાચું રૂપું પણ ખોટી મોહોર) અનુષ્ઠાન પણ સત્ય છે, તેટલા માટે પુર્વાચાર્યોએ તેને એકાંતે દુષ્ટ ગણાવ્યું નથી. જ્ઞાનવંત પુરૂષોની ક્રિયા જોકે અતિચારથી મલીન હોય, તોપણ શુદ્ધતાનું કારણ છે. જેમકે, રત્ન ઉપર મેલ લાગેલો હોય, પણ જો અંદરથી શુદ્ધ છે, તો બાહારનો મેલ સુખે કરી દૂર કરી શકાય છે. ત્રીજા ભાંગા સરખી ક્રિયા (મોહોર છાપ સાચી પણ રૂપું ખોટું) માયા મૃષાદિક દોષથી બનેલી છે. જેમકે, મુગ્ધ (ભોળા) લોકને ઠગવા માટે કોઈ ધૂર્ત શાહુકારનો વેષ લઈ વંચના જાળ માંડી હોય, તેની ક્રિયા બાહારથી દેખાવમાં ઘણીજ આશ્ચર્યકારક હોય, પણ મનમાં અધ્યવસાય અશુદ્ધ હોય, તેથી કદાપી ઈહિલોકમાં માન, યશ, કીર્તિ, ધન પ્રમુખનો તેને (ધુર્તને) લાભ થાય પણ તે પરલોકમાં દુર્ગતિનેજ પામે છે, માટે એ ક્રિયા બાહારના દેખાવરૂપ જ હોવાથી ગ્રહણ કરવા યોગ્ય જ નથી. ચોથા ભાંગા જેવી ક્રિયા (બંને ખોટાં) પ્રાયે અજ્ઞાનપણાથી, અશ્રદ્ધાનપણાથી, કર્મના ભારેપણાથી, ચોઠાણીયા રસથી કાંઈપણ ઓછો ન થવાથી ભવાભિનંદી જીવોને હોય છે (એ ક્રિયા સર્વથા અગ્રાહ્ય છે) શુદ્ધ અને અશુદ્ધ એ બન્નેથી રહિત એવી ક્રિયા ખરેખર આરાધના વિરાધના એ બન્નેથી શુન્ય છે, પણ ધર્મના અભ્યાસ કરવાના ગુણથી કોઈક વખત શુભ નિમિત્તપણે થાય છે (કોઈક વખતે લાભ-

કારક બની આવે છે). જેમકે, કોઇ શ્રાવકનો પુત્ર ઘણીવાર જિન બિંબના દર્શન કરવાનાં ગુણથી, જોકે ભવમાં કાંઈ સુકૃત્ય કર્યાં નહોતાં, તોપણ મરણ પામીને મત્સના ભવમાં સમકીત પામ્યો.

ઉપર બતાવેલી રીતિ પ્રમાણે એકાગ્ર ચિત્તથી બહુમાનપૂર્વક અને વિધિપૂર્વક જો દેવની પુજા થાય તો યથોકત ફળની પ્રાપ્તિ થાય છે. માટે ઉપર જણાવેલા કારણમાં જરૂર ઉદ્યમ કરવો. આ વિષય ઉપર ધર્મદત્ત નૃપની કથા બતાવે છે.

## વિધિ અને બહુમાન ઉપર ધર્મદત્ત નૃપની કથા.

દેદીપ્યમાન સોના રૂપાના દેરાં જે નગરમાં વિદ્યમાન (હયાત) છે, એવા રાજપુર નામના નગરમાં જેમ ચંદ્રવિકાસી કમળને પ્રફુલ્લિત કરનાર ચંદ્ર હોય તેમ પૃથ્વી મંડળને ખીલાવનાર અને પ્રજાજનને ચંદ્ર સમાન રાજ્યંધર નામનો રાજા રાજ્ય કરતાં શોભતો હતો. દેવાંગનાનાં રૂપની સંપદાને સ્થાપન કરવાનું સ્થાનજ હોયની શું! એવી રૂપવંતી પાણીગ્રહણ કરેલી પ્રીતિમતી આદિક પાંચસે રાણીઓ તે રાજાને હતી. રાજાની પ્રીતિ પ્રીતિમતી ઉપર અત્યંત હોવાથીજ પ્રીતિમતિનું નામ સાર્થક થયું છે, માટે તેને નહીં, પણ બીજી રાણીઓના ઉપર રાજાની તેવી પ્રીતિ હોય તો ઠીક તેથી જાણે થયા હોય નહીં શું! એમ એક પ્રીતિમતી શિવાયની બાકી સર્વ રાણીઓને એકેકો જગત્ જનને આનંદ આપનારા જ હોય નહીં શું! એવા પુત્ર ઉત્પન્ન થયા છે. વાંઝણીની પેઠે પોતે હજી વાંઝણીજ રહી, તેથી તે પ્રીતિમતિને વારંવાર પોતાના હૃદયમાં અત્યંત અને દુસ્સહ ખેદ થયા કરે છે; કેમકે, એક તો સર્વ કરતાં પોતે મોટી અને તેમાં વળી પંક્તિનો ભેદ (સર્વ રાણીઓમાં પોતે એકલીજ અપુત્રણી છે, માટે પુત્રવાળીની પંક્તિમાં ગણાય નહીં એવી) કેમ સહન કરી શકાય! દૈવાધિન વસ્તુમાં ખેદ કરવો શા કામનો છે! પણ તે ચિંતામાં ને ચિંતામાં રહે છે, તેથીજ તે મૂઢ પ્રાણીઓમાં અગ્રેસરી ગણવા લાયક બની ગઈ, માટે ધિઃકાર છે મૂર્ખ પ્રાણીને! તે પ્રીતિમતી પુત્રની પ્રાપ્તિ માટે અનેક ઉપાય કરવા લાગી, ઘણા ઘણા દેવતાઓની માનતા કીધી, ઘણા ઘણા ઔષધોપચાર કીધા, પણ જેમ જેમ ઉપાય કરે છે, તેમ તેમ તે ચિંતાની વૃદ્ધિના કારણ થયા, પરંતુ ચિંતાના નાશકારક કારણ નીવડ્યાં નહીં. કેમકે જેની વાંચ્છા છે, તેજ વસ્તુની તેનાથી પ્રાપ્તિ (ઉપાયથી) થાય ત્યારેજ ઉપાયની યોજના કરી સાર્થક થઈ ગણાય. તે ન થતાં નિરૂપાય બની ગયેલી રાણીનું ચિત્ત કોઈપણ પ્રકારથી પ્રસન્ન થતું નથી, પણ જેમ તેમ કરીને મનને શાંત રાખવું, નહીંતર અત્યંત ચિંતાના સબબથી શરીર પણ સોસાઇ જાય છે, એટલાજ માટે હોયની શું! એમ એક વખતે મધ્ય રાત્રે તે રાણીને સ્વપ્નમાં જોવામાં આવ્યું કે, જાણે પોતાનુંજ બાળક હોય નહીં શું! એમ એક હંસનું બાળ પોતાના મનની પ્રસન્નતા માટે નિર્ભય તેણીએ પોતાના હાથમાં લીધું. તેને જોઇને જ્યાં પોતે કાંઈક પોતાનું વિકાસિત મુખ કરે છે, તેવામાં તે હંસનું બાળ પ્રગટપણે જેમ મનુષ્યજ બોલતો હોય નહીં! તેમ મનુષ્યની ભાષાથી તેને (રાણીને) કહેવા લાગ્યું કેઃ—

"હે કલ્યાણિ, તું આવી વિચક્ષણા થઈને આ શું કરે છે? હું મારી મરજીથી અહિં આવ્યો છું અને પોતાની ઇચ્છાથી ફરૂં છું. જે પ્રાણી પોતાની વાંચ્છાથી મરજી પ્રમાણે વિચરનાર હોય, તેને આવી રીતે પોતાના વિનોદ માટે હાથમાં લઈ લે, તે તો તેને મરણ જેવું દુઃખદાયક થઇ પડે, તેમજ મને તું હાથમાં લઈ કનડ નહીં ને છોડી દે; કેમકે, એક તો તું વાંઝણીપણું ભોગવે છે અને વળી પાછું એવું નીચકર્મ ધાય એવું કામ કરે છે. મારા જેવા પામર પ્રાણીને તેં પુર્વભવમાં પુત્રાદિકના વિયોગ દીધેલા છે, તેથીજ તું આવું વાંઝણીપણું ભોગવે છે, નહીં તો તને પુત્ર કેમ ન હોય? જ્યારે શુભકર્મ કરવાથી ધર્મ પ્રાપ્ત થાય છે અને ધર્મથીજ મન વાંચ્છિતની સિદ્ધિ મળે છે અને તે તો તારામાં નથી, ત્યારે તું શાની પુત્રવંતી થઈશ?"

આવાં તેનાં વચન સાંભળીને ભય અને વિસ્મય પામેલી રાણી તત્કાળ તેને છોડી દઈને કહેવા લાગી કે, 'હે વિચક્ષણમાં શિરોમણી, આ તું શું બોલે છે? જો કે તું અયોગ્ય વચન બોલવાથી મારો અપરાધી છે, તોપણ તને છોડી દઇ જે કાંઈક પુછવા માંગું છું, તેનો હે વિચક્ષણમાં અગ્રગામી, તું સત્વર ઉત્તર આપ. મેં ઘણા દેવની પૂજા કીધી, દાન દીધાં, ઘણાં શુભકર્મ કીધાં, તોપણ મને સંસારમાં સારભૂત એવો, કોઈક મહાપુરૂષનો શ્રાપ લાગેલો હોય તેને જેમ ન થાય, તેમ પુત્ર કેમ ન થયો. એનો ઉત્તર પછી આપીશ તો ચાલશે, પરંતુ તેના પહેલાં તું એટલું તો જરૂર બતાવી આપ કે, હું પુત્રની વાંચ્છા અને ચિંતાવાળી છું, એમ તને ક્યાંથી ખબર પડી. વળી તું મનુષ્યની ભાષાથી કેમ બોલી શકે છે?' હંસ કહેવા લાગ્યો કે, મારી વાત તને કહું તેથી તને શો ફાયદો છે પણ જે તારી હિતકારી વાત છે તે તને હું કહું છું તે તું સાંભળ:—

प्राक्कृत कर्माधिना । धनतनयसुखादि संपदः सकलाः ॥
विघ्नोपशमनिमित्तं । त्वत्रापि कृतं भवेत्सुकृतं ॥ १ ॥

ધન, પુત્ર, સુખ ઈત્યાદિક સંપદા છે, તે સર્વની પ્રાપ્તિ પૂર્વભવમાં કરેલાં કર્મને આધિન છે, પણ અંતરાય ઉદય થયો હોય તેને ઉપશમાવવા માટે જો આલોકમાં કાંઈપણ સુકૃત કરે તો તેને લાભ મળે છે.

'તેં કેટલાક દેવતા પ્રમુખની પુજા કરી તે ફોકટની છે, કેમકે પુત્રની પ્રાપ્તિ માટે દેવી દેવલાંની માનતા કરવી એ કેવળ અજ્ઞાનીનું કામ છે. એથી તો ઉલટા મિથ્યાત્વની પ્રાપ્તિ થાય છે; માટે જો તને પુત્રની વાંચ્છા હોય તો આલોક અને પરલોક એ બંને લોકમાં વાંચ્છિત સુખને આપનાર વીતરાગ પ્રણીત ધર્મનું સેવન કર. જો જિન પ્રણીત ધર્મનું સેવન કરવાથી તારા અતરાય કર્મનો ઉપશમ ન થયો, તો બીજાં દેવી દેવલાંની માનતાથી ક્યાંથી થશે? જો સૂર્યથી અંધકારનો નાશ ન થયો, તો પછી બીજો કોણ ટાળવા સમર્થ થઈ શકશે? માટે તું કુપથ્યની પેઠે મિથ્યાત્વને તજીને સુપથ્યના જેવા અર્હત સંબંધી ધર્મનું સેવન કર કે જેથી પરલોકમાં તો સુખની પ્રાપ્તિ થશે જ અને આલોકમાં પણ મનોવાંચ્છિત પામીશ.' એમ કહીને સફેદ પાંખોવાળો હંસબાળ પારાની પેઠે કોણ જાણે ક્યાંય તત્કાળ ઉડી ગયો.

તે દેખી જાગીને કિંચિત્ હાસ્યવંત થયું છે મુખ જેનું એવી તે રાણી અત્યંત આશ્ચર્ય પામીને વિચારવા લાગી કે, ખરેખર એણે બતાવેલા ઉપાયથી મને જરૂર પુત્રની પ્રાપ્તિ થશે. એવી આશા બંધાવાથી ધર્મના ઉપર તેને આસ્તા થઈ, કેમકે કાંઈપણ સંસારીક કાર્યની વાંચ્છા હોય છે ત્યારે તે પ્રાણીને પ્રાયે ધર્મના ઉપર પણ દ્રઢતા સત્વરથી થાય છે. તેથી તે દિવસથી તેણી કોઈ સુગુરૂના ચરણકમળ સેવન કરીને શ્રાવક ધર્મના આચાર વિચાર શીખી. ત્રિકાળ જિનપૂજન કરવામાં અને સમકીતધારીપણામાં તો ખરેખર સુલસા શ્રાવિકાના જેવીજ શોભવા લાગી. અનુક્રમે તે રાણી ખરેખર મોટા લાભની ભજનારી થઈ. અહો આશ્ચર્ય છે કે, આ પણ એક હંસની વાણીનો ગુણ છે.

એક દિવસે તે રાજ્યંધર રાજાના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે, હજી સુધી પટરાણીને પુત્ર ઉત્પન્ન થયો નથી અને સર્વ રાણીઓને તો પુત્ર ઉત્પન્ન થઈ ગયા છે, ત્યારે ઘણા પુત્રોમાંથી રાજ્યના યોગ્ય કોણ થશે! એવો વિચાર કરતા રાજા ચિંતામાં સુઇ ગયો છે, એટલામાં મધ્યરાત્રિયે તેણે સ્વપ્નમાં એક સાક્ષાત્ પુરૂષ આવેલો દીઠો. તે પુરૂષ રાજાને કહેવા લાગ્યો કે, હે રાજન્, રાજ્યના યોગ્ય પુત્રની ચિંતા શા માટે કરે છે? આ જગતમાં એકજ ચિંતિત ફળના દાતાર એવા જૈનધર્મનું સેવન કર, કે જેથી આલોકમાં તારા મનવાંચ્છિતની સિદ્ધિ થશે અને પરલોકમાં પણ અત્યંત સુખની પ્રાપ્તિ થશે. આવું સ્વપ્ન દેખીને જાગ્યા પછી રાજા જૈન ધર્મના ઉપર અત્યંત હર્ષથી આદરવંત થયો, કેમકે આવું ઉત્તમ સ્વપ્ન દેખીને તેજ બતાવેલા ઉપાય કરવા માટે કોણ એવો મૂર્ખ હોય કે તેમાં આળસ કરે! ત્યારબાદ તે પ્રીતિમતી રાણીના ઉદરરૂપ સરોવરમાં હંસજ જેમ ઉપજે તેમ અર્હંત સ્વપ્ન દેખવાથી કોઈક ઉત્તમ જીવ આવીને ઉત્પન્ન થયો. ગર્ભના ઉદયથી રાણીને એવા મનોરથ થવા લાગ્યા કે, મણિમય જિનબિંબ કે દેરાસર કરાવી તેમાં પ્રતિમા પધરાવી નાનાપ્રકારની પુજા ભણાવું. જેવું ફળ ઉત્પન્ન થનાર હોય, તેવુંજ પુષ્પ હોય. ત્યારબાદ તે મનોરથની સિદ્ધિ કરવા માટે રાજાએ તૈયારી કરાવવા માંડી, કેમકે દેવતાને મનથીજ કાર્યની સિદ્ધિ થાય છે, રાજાને વચનથી કાર્યની સિદ્ધિ થાય છે, અને ધનવંતને ધનથી કાર્યની સિદ્ધિ થાય છે અને બીજા સામાન્ય જનોને પોતાના શરીરથી કાર્યની સિદ્ધિ થાય છે, માટે રાજાએ વચનથી તે કામ કરવાનો હુકમ કીધો. રાજાએ તેણીનાં (પ્રીતિમતીનાં) અત્યંત વિકટ અને દુઃપૂર (પુરા કરવા કઠણ પડે એવા) સર્વ દોહદ (મનોરથ) ઘણા હર્ષથી પૂરા કરાવ્યાં. ત્યારપછી મેરૂપર્વત જેમ કલ્પવૃક્ષને ઉત્પન્ન કરે છે, તેમ તે રાણીએ નવ માસ પૂર્ણ થયે અત્યંત મહિમાવંત પુત્ર જણ્યો. તેનો જન્મ થતાંજ રાજાએ એવો મહોત્સવ કરાવ્યો કે, કોઈ બીજી રાણીના પુત્રના જન્મ વખતે તેવો મહોત્સવ થયો ન હોય. વળી એ પુત્ર ધર્મના પસાયથી પ્રાપ્ત થયેલો હોવાથી સગાંવહાલાંએ મળી તેનું 'ધર્મદત્ત' એવું સાર્થક નામ પાડયું. કેટલાક દિન વિત્યા પછી એક દિવસે અત્યંત આનંદ સહિત નવીન કરાવેલા દેરાસરમાં તે પુત્રરત્નને દર્શન કરાવવા મોટા મહોત્સવથી જઈને પ્રભુ આગળ ભેટજ કરતાં હોય નહીં! એમ તેને નવા નવા પ્રકારથી પ્રણામ કરાવીને પોતાની સખીઓ પાસે રાણી બોલવા લાગી કે, હે સખી, ખરેખર આશ્ચર્યકારી અને મહાભાગ્યશાળી આ કોઈક

હંસનો મને ઉપકાર થયો છે. તે હંસના વચનના આરાધનથી, નિર્ધન પુરૂષને જેમ નિધાન મળે, તેમ દુષ્પ્રાપ્ય અને ઉત્કૃષ્ટ એવા શ્રી જિનપ્રણીત ધર્મરત્ન અને આ પુત્રરત્ન એ બંનેની મને પ્રાપ્તિ થઇ. આવાં હર્ષનાં વચનો બોલી રહી કે તરતજ અકસ્માત્ જેમ કોઈ રોગીપુરૂષ અકસ્માત્ અવાચક થાય, તેમ તે પુત્ર મૂર્છા ખાઇને અવાચક થયો. તેના દુઃખથી રાણી પણ તત્કાળ તદ્ગતિજ કરતી હોય નહીં શું! એમ તે રાણી પણ મૂર્છા ખાઈ ગઈ. આવો દેખાવ દેખતાંજ અત્યંત ખેદ સહિત પાસે રહેલા દાસદાસી પ્રમુખ સજ્જનવર્ગ હાહા! હાય હાય! આ શું થયું! આતે શું ભૂતદોષ છે કે પ્રેતદોષ છે! દૃષ્ટિદોષ છે કે શું થયુ! એમ પોકાર કરવા લાગ્યાં. આ વાતની ખબર પડતાંજ તત્કાળ રાજા, દિવાન પ્રમુખ રાજવર્ગી લોકો ત્યાં આવી મળ્યા અને ત્વરાથી બાવના ચંદનાદિકના શીતલોપચાર કરવાથી તે બાળક અકસ્માત્ ચેતનતા પામ્યો, તેમ તેની માતા પણ ચૈતન્યતાને પામી. અહો આશ્ચર્ય! જુઓ તો ખરા, કેવો એ બનાવ બન્યો કે, અનુક્રમે બંને મૂર્છા પામ્યા અને બંને ચેતનતા પણ પામ્યા. ત્યારે ફરીને વળી સર્વ લોક હર્ષિત થયા અને મોટા મહોત્સવપૂર્વક તે બાળકને રાજભુવને લઈ ગયા, ત્યારથી આખો દિવસ રમવું, ધાવવું વિગેરેથી પૂર્વની પેઠે તે બાળક વીચરવા લાગ્યો. પણ જ્યારે બીજે દિવસ થયો. ત્યારે સવારથીજ જાણે ચારે આહારનાં પચ્ચખ્ખાણ હોય તેમાં ઔષધ પ્રમુખ પણ કલ્પતું ન હોય, અથવા અરૂચિજ ઉત્પન્ન થઈ ન હોય, તેમ તે રાજકુમાર શરીરે સાજે તાજે છતાં પણ સ્તન્યદૂધ માત્ર પીતો નથી. તેનાં ઘણા ઉપચાર (ઉપાય) કર્યા, પરંતુ બળાત્કારથી પણ કાંઈ વસ્તુ મુખે માંડતો નથી (મુખમાં ઘાલતો નથી). તેથી રાજા, રાણી, રાજવર્ગી તેમજ નગરના લોકો અત્યંત દુઃખિત થવા લાગ્યા અને જ્યારે મધ્યાન્હ થયો ત્યારે તે સર્વ લોકનાં પુણ્યથી ખેંચાઈને આવતા હોય નહીં શું! એમ અકસ્માત્ એક મુનિમહારાજ આકાશમાર્ગથી આવી પહોંચ્યા.

પ્રથમ તે બાળક રાજકુમારે મુનિને વંદન કર્યું, ત્યારપછી રાજા, રાણી પ્રમુખ સર્વને પણ વંદન કર્યું. મુનિમહારાજને અત્યંત સત્કારપૂર્વક એક ઉચ્ચ આસન ઉપર બેસાડી રાજા પ્રમુખ પૂછવા લાગ્યા કે, હે સ્વામી, જેના દુઃખથી અમે સર્વ દુઃખી થઇ રહ્યા છીએ એવો આ બાળક આજે ધાવતો નથી, તેનું શું કારણ છે? ત્યારે મુનિ મહારાજ સ્પષ્ટપણે કહેવા લાગ્યા કે, આમાં બીજો કોઈપણ દોષ નથી, પણ હમણાં એને તમે જિનેશ્વર ભગવંતના દર્શન કરાવો કે તત્કાળ એ બાળક પોતાનીજ મેળે ધાવન માગવાની સંજ્ઞા કરશે. આવાં વચન સાંભળીને તત્કાળ તે બાળકને તેજ દેરાસરમાં દર્શન કરાવવા લઈ ગયા અને દર્શન કરાવીને જ્યારે દરબારમાં લાવ્યા, ત્યારે પોતાનીજ મેળે તે બાળક ધાવવા લાગ્યો. તે જોઈ સર્વ લોકો આશ્ચર્ય પામ્યા, તેથી રાજાએ હાથ જોડીને મુનિમહારાજને પૂછયું કે, હે મુનિશ્રેષ્ઠ, આ આશ્ચર્યનું શું કારણ છે? ત્યારે મુનિમહારાજે કહ્યું કે, એનો પૂર્વભવ સાંભળવાથી સ્પષ્ટપણે સર્વ સમજાઈ આવશે.

દુષ્ટ પુરૂષોથી રહીત અને સજ્જન પુરૂષોથી ભરેલી કોઇક કાપુરિકા નામની નગરી હતી. તેમાં દીન, હીન અને દુઃખી લોકો ઉપર દયાવંત અને શત્રુઓ ઉપર

નિર્દય એવો કૃપ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને ઇંદ્રના પ્રધાનમિત્રની બુદ્ધિ જેવી બુધ્ધિવાળો ચિત્રમતી નામનો એક શેઠ મિત્ર હતો અને તે શેઠને ત્યાં સુમિત્ર નામનો વાણોતર હતો. ખરેખર આ યોગ્યજ છે, કે, જેમ વાણોતર શેઠના ધન કરતાં ઓછા ધનવંતજ હોય છે, તેમજ આ વસુમિત્ર નામના શેઠનો સુમિત્ર નામનો વાણોતર નામથી પણ એક અક્ષર ઓછો છે, કેમકે શેઠનું નામ ચાર અક્ષરનું છે અને વાણોતરનું નામ ત્રણ અક્ષરનું છે એ ઘટમાનજ છે. સુમિત્ર વાણોતરે કોઈ ધન્ના નામના કુળપુત્રને (સારા કુળમાં ઉત્પન્ન થયેલો) પોતાના પુત્રપણે ગણી પોતાના ઘરમાં ચાકર રાખ્યો છે. તે એક દિવસે એક મોટા કમળવાળા સરોવરમાં સ્નાન કરવા ગયો. ત્યાં હાથીબાળની પેઠે જળ ક્રીડા કરતાં તેમાંથી (કમળના આગરમાંથી) તેને દૈવીકજ હોય નહિં શું એવું અત્યંત પરિમળવાળું (સુગંધવાળું) અને સહસ્ર પાંખડીયોવાળું એક કમળ અકસ્માત્ મળી આવ્યું. તે કમળ પોતાની સાથે લઈ સરોવરથી બહાર નીકળીને પોતાને ઘેર આવે છે, એવામાં માર્ગ વચ્ચે પુલ વીણીને આવતી અને પોતાની પૂર્વની પરિચિતવાળી ચાર માળીની કન્યાઓ તેને સામી મળી. તે કન્યાઓ તેને કહેવા લાગી કે, હે કલ્યાણવંત, જેમ ભદ્રશાળવૃક્ષનું ફુલ અત્યંત દુર્લભ છે, તેમ આ કમળ પણ અત્યંત દુર્લભ છે; માટે આવા અમૂલ્ય કમળને જ્યાં ત્યાં નાંખી દઈશ માં. આ ઉત્તમ કમળની તો કોઈક ઉત્તમ સ્થાન ઉપર યોજના કરજે, અગર તો કોઈક રાજા જેવા મહાપુરૂષને સમર્પણ કરજે કે જેથી તને મહાલાભ થશે. ધન્નાએ ઉત્તર વાળતાં જણાવ્યું કે, જ્યારે એમ છે, ત્યારે તો ઉત્તમ પુરૂષના કાર્યમાં કે કોઇક રાજાના મસ્તક ઉપર જેમ મુગટ શોભે તેમ તેવાના મસ્તક ઉપર આ કમળની હું પણ યોજના કરીશ. એમ કહીને ત્યાંથી આગળ ચાલતાં વિચારવા લાગ્યો કે, મારે પૂજવા યોગ્ય તો મારો સુમિત્ર નામનો શેઠ છે, કેમકે જેના તરફથી આજીવિતપર્યંત આજીવિકા ચાલે છે તો એના કરતાં મારે શું અધિક છે. એમ વિચારીને તે ભદ્રક પ્રકૃતિવાળા ધન્નાએ પોતાના શેઠ સુમિત્રની પાસે આવી વિનયથી નમન કરીને તેને તે કમળ ભેટ કરી તેની અમૂલ્યતા કહી સંભળાવી. ત્યારપછી તે સુમિત્ર પણ વિચારવા લાગ્યો કે, આવું અમૂલ્ય કમળ મારે શા કામનું છે? મારો વસુમિત્ર શેઠ અત્યંત સજ્જન છે અને તેણે મને એટલો બધો ઉપકાર કીધો છે કે, જો હું આજીવિત સુધી તેની વગર પગારે નોકરી કરૂં તોપણ તેણે કરેલા ઉપકારનો બદલો વાળવા હું સમર્થ થઈ શકું નહીં, ત્યારે આ અનાયાસે (વગર મહેનતે) આવી મળેલું કમળજ ભેટ કરીને કૃતકૃત્ય થાઉં નહીં! આવો વિચાર કરી તે સુમિત્રે પોતાના શેઠ વસુમિત્રની પાસે જઈ અત્યંત બહુમાનથી તેને ભેટ કરી તેની તારીફ કહી બતાવી. ત્યારપછી તે કમળ લઇને વસુમિત્ર શેઠ પણ વિચારવા લાગ્યો કે, ખરેખર મારે આવા દુર્લભ કમળને વાપરી નાંખવાની શી જરૂર છે! મારો અત્યંત હિતવત્સળ તો ચિત્રમતી પ્રધાનજ છે, કેમકે તેના પસાયે આ નગરમાં હું મોટો ગણાઉં છું. માટે આવા અમૂલ્ય કમળની તેનેજ ભેટ કરૂં તો તેનો મારા ઉપર ઘણો સ્નેહ વધશે. આવો વિચાર કરીને વસુમિત્ર શેઠે પણ તે કમળ ચિત્રમતી દિવાનને ભેટ કરી તેની

પ્રશંસા કરી. ત્યારે તેણે પણ લઇને વિચાર કીધો કે, આવું અમૂલ્ય કમળ મારે વાપરીને શું કરવું છે ! હું પણ સર્વોત્તમ ઉપકારી આ ગામના રાજાને ભેટ કરીશ કે જેથી મારા ઉપર તેનો સ્નેહભાવ વૃદ્ધિ પામશે. કેમકે,

स्रष्टुरिव यस्य दृष्टे । रपि प्रभावोद्भूतोभुवि यथाद्राक् ॥
सर्वलघुः सर्वगुरोः सर्वगुरुः स्याच्च सर्वलघो ॥ १ ॥

'બ્રહ્માની પેઠે રાજાની દ્રષ્ટિના પસાયથી પણ જગતમાં મોટો મહિમા થાય છે, જે સર્વલઘુ (સર્વથી નાનો) હોય તે સર્વગુરૂ (સર્વથી મોટો) થાય છે અને સર્વગુરૂ (સર્વથી મોટો) હોય તે સર્વલઘુ (સર્વથી નાનો) થઈ જાય છે.' એવો એની દ્રષ્ટિનો પ્રભાવ છે, ત્યારે મારે ઉપકાર કેમ ન માનવો જોઈએ ! એવો વિચાર કરીને તે કમળ લઈ રાજ્યંધર રાજાને ભેટ કર્યું અને તેનું વર્ણન કરી કહ્યું કે, આ ઉત્તમ જાતિનું કમળ અત્યંત દુષ્પ્રાપ્ય છે. તે સાંભળી રાજા પણ બોલવા લાગ્યો કે, જેના ચરણકમળમાં હું પણ ભ્રમર સમાન થઇ રહું છું એવા સદ્ગુરૂ જો આ સમયે આવી ચઢે તો તેને આ કમળ સમર્પણ કરૂં; કેમકે આવા ઉત્તમ પદાર્થથી એવા પુરૂષોની સેવા કરી હોય તો તે અત્યંત લાભકારક થઈ પડે છે. પરંતુ એવા સદ્ગુરૂનો યોગ સ્વાતીનક્ષત્રના વર્ષાતની પેઠે અત્યંત દુષ્કર અને સ્વલ્પ જ હોય છે. આ કમળ જ્યાંસુધી અમ્લાન છે, તેટલામાં જો તેવા સદ્ગુરૂનો યોગ બની આવે તો સોનું અને સુગંધની માફક કેવું લાભકારક થઈ પડે ! આવી વાત રાજા દિવાનની સાથે કરે છે, તેવામાં આકાશમાર્ગથી જાણે જાજ્વલ્યમાન સૂર્યનું મંડળજ ઉતરતું હોય નહીં ! એવા તેજસ્વી ચારણર્ષિ મુનિમહારાજ આકાશમાર્ગથી અવતર્યા. અહો આશ્ચર્ય ! વાંચ્છા કરનારની સફળતા તો જુઓ ! મનમાં ધાર્યું કે તત્કાળ તેજ મળ્યા. પ્રથમ મુનિમહારાજના બહુમાન કર્યા પછી આસનપ્રદાન કરી વંદના કરીને ત્યાં મળેલા ઘણા લોકોના સમુદાય વચ્ચે પોતાના હર્ષનો પુંજ જ હોય નહીં શું એવું અત્યંત પરિમળથી સર્વ સભાને પ્રમુદિત કરતું તે સહસ્ર પાંખડીનું કમળ મુનિને ભેટ કર્યું. મુનિએ પણ તે દેખીને રાજાને કહ્યું કે, 'હે રાજેંદ્ર, આ જગતમાં જે જે પદાર્થ છે, તે સર્વ તરતમ ભાવયુક્ત (એકેકથી ઓછાં વધતાં) હોય છે, કોઈ કોઇ કરતાં કોઈક વધારે હોયજ છે. જ્યારે તમે મને અધિક ગુણવંત જાણી આ અત્યુત્તમ કમળ ભેટ કરો છો, ત્યારે મારા કરતાં પણ જે અલૌકીક આત્યંતીક ગુણવંત હોય, તેમને ભેટ કેમ કરતા નથી ! જે જે અત્યુત્તમ પદાર્થ હોય, તે અત્યુત્તમ પુરૂષનેજ ભેટ કરાય છે. માટે આવું અત્યંત મનોહર કમળ શ્રી દેવાધિદેવને ચઢાવવાથી મારા કરતાં પણ અધિક ફળની પ્રાપ્તિ તમો મેળવી શકશો. મને ભેટ કરવાથી તમારૂં ચિત્ત જેટલું શાંત થાય છે, તેના કરતાં વિશ્વના વિશ્વ એટલે આખા જગતના જીવનરૂપ જિનરાજને ચઢાવવાથી અત્યંત અધિકતર વિશ્રાંતિને પામશો. ત્રણ જગતમાં અત્યુત્તમ કામધેનુ સમાન મનોવાંચ્છિત આપનારી આખા જગતમાં એકજ શ્રી વીતરાગની પૂજા વિના બીજી કોઈ નથી.' આવાં મુનિનાં વાક્યથી મુદિત થયેલો ભદ્રકપ્રકૃતિવાળો રાજા ભાવસહિત દેરે જઇને ભગવંત પૂજામાં પ્રવર્તે છે, તેવા અવસરે ધન્નો પણ સ્નાન કરીને ત્યાંજ આવેલો છે. તે કમળનો

મુખ્ય લાવનાર ધન્નો છે, એમ જાણી તે ધન્નાને ચઢાવવા દીધું; તેથી અત્યંત બહુમાનપૂર્વક તે કમળ પ્રભુના મસ્તક ઉપર રહેલા મુકુટ (મુગટ) ઉપર ચઢાવતાં સાક્ષાત્ સહસ્ર કીરણના કીરણજ ઝળકતાં હોય નહીં શું ! એમ તે કમળ પ્રભુનામસ્તકપર છત્રસમાન શોભવા લાગ્યું. તે જોઈ ધન્ના વિગેરેએ એકાગ્રચિત્તથી પ્રભુનું ધ્યાન ધર્યું. વળી ધન્નો એકાગ્રચિત્તે પ્રભુના ધ્યાનમાં એકતાનથી લીન બનીને ઉભો છે, એટલામાં રસ્તામાં મળેલી માળીની ચાર કન્યાઓ પણ જે પ્રભુના દેરાંમાં ફુલ વેચવાને આવેલી હતી, તે પ્રભુના મસ્તક ઉપર ચઢેલું કમળ દેખી અત્યંત મુદિત થઇ વિચારવા લાગી કે, ખરેખર આ કમળ ધન્નાએજ ચઢાવેલ દેખાય છે. ધન્ના પાસે જે કમળ આપણે જોયું હતું, તેજ આ કમળ છે. એમ ધારી કેટલીક અનુમોદના પણ કરીને જાણે સંપદાનું બીજજ હોય નહિ શું ! એવાં કેટલાંક ફુલ પોતાના તરફથી ચઢાવવા આપ્યાં. કેમકે,

पुण्ये पापे पाठे । दानादानादनान्यमानादौ ॥
देवगृहादि कृत्ये । प्वापि प्रवृत्तिर्हि दर्शनता ॥

પુણ્યના કામમાં, પાપના કામમાં, દેવામાં, લેવામાં, ખાવામાં, પરને માન દેવામાં, દેરાસર પ્રમુખની કરણીમાં, એટલા કામમાં જે પ્રવૃત્તિ કરાય છે, તે દેખાદેખીથી થાય છે.

જો ધન્નાએ કમળથી પૂજા કરી તો અમે પણ અમારા પુલથી પૂજા કેમ ન કરીયે, એમ ધારીને પોતાનાં કેટલાંક પુલથી બીજા કોઈની પાસે પૂજા કરાવીને અનુમોદના કરી. પોતાના આત્માને ધન્ય ધન્ય માનતા ધન્નો અને માળીની ચાર કન્યાઓ ત્યાંથી પોતપોતાને ઘેર ગયાં, અને તે દિવસથી ધન્નો પોતાથી બની શકે ત્યારે દેરે દર્શન કરવા આવવા લાગ્યો. વળી વીચારવા લાગ્યો કે, ધિઃકાર છે મને, પ્રતિદિન જિનદર્શન કરવાનો પણ મારે નિયમ નથી: અરે પશુની પેઠે એવો હું રંક અને અસમર્થ છું કે, એટલા નિયમથી પણ ગયો ! એમ દરરોજ આત્મનિંદા કરે છે. હવે રાજા ( રાજ્યંધર ), ચિત્રમતી પ્રધાન, વસુમિત્ર શેઠ, સુમિત્ર વાણેતર એ સર્વ ચારણ મહર્ષિની વાણીથી શ્રાવકધર્મ પામી આરાધન કરીને છેવટ કાળ કરીને સૌધર્મ દેવલોકે દેવતાપણે ઉત્પન્ન થયા. ધન્નો પણ અર્હંતની ભક્તિના પસાયથી મહર્ધિક દેવતા થયો અને વળી તે ચાર કન્યાઓ પણ તેજ દેવલોકે ધન્નાદેવના મિત્રદેવતા થયા, રાજ્યંધરદેવ દેવલોકથી ચવીને વૈતાઢય પર્વત ઉપર ગગનવલ્લભપુર નગરે ઇંદ્રના જેવો રૂદ્ધિવંત ચિત્રગતિ નામનો વિદ્યાધરરાજા ઉત્પન્ન થયો. ચિત્રમતિ દિવાન દેવતાનો જીવ ચિત્રગતિ રાજાનો અત્યંત વલ્લભ વિચિત્રગતિ નામનો પુત્ર થયો, પણ તે પિતાના કરતાં અધિક પરાક્રમી થયો છે. છેવટે તેણે પોતાના પિતાનું રાજ્ય લઈ લેવાની બુદ્ધિથી પિતાને મારી નાખવાની જાળ રચી રાખી છે. બે ચાર દિવસમાં પોતાના ધાર્યા પ્રમાણે જ કરી નાખીશું એમ ધારી સ્થિર થઇ રહ્યો છે. ધિઃકાર થાઓ પુત્રોની લોભાંધતાને કે જેણે પોતાના પિતાના ઉપર પણ આવો વિચાર કીધો ! આવો મૂઢ વિચાર કરી અનેક પ્રકારની જાળ ગુંથી રાખેલી છે, પરંતુ તેનો ફેરફાર હવે કાંઈપણ થઈ શકે એમ નથી. આવા વખતે તે રાજ્યની ગોત્રદેવી કે ભાગ્યદેવીએ રાત્ર સમયે આવી રાજાને સર્વ વૃત્તાંત સુવચન કર્યો અને છેવટે જણાવ્યું કે, હવે બીજો કાંઈપણ તારે

બચવાનો ઉપાય નથી. આવી વાત સાંભળતાંજ રાજા અકસ્માત્ અત્યંત સંભ્રાંત થઈને વિચારવા લાગ્યો કે, જ્યારે મારી ભાગ્યદેવીજ એમ કહે છે કે હવે કાંઈ બચવાનો બીજો ઉપાય નથી, ત્યારે હવે મારે બીજા ઉપાય શા માટે કરવા જોઈએ. બસ, હવે મારે મારા આત્માનોજ ઉદ્ધાર કરવો લાયક છે. આમ વિચારવાથી વૈરાગ્ય પામ્યો, પણ છેવટ વળી વિચારવા લાગ્યો કે, હાહા! હવે હું શું કરૂં, કોનું શરણ કરૂં, કોની પાસે જઈ મારૂં દુઃખ નિવેદન કરૂં! અરે! અરે!! મહા અનર્થની વાત બની કે, આટલા દિવસમાં મેં મારા આત્માની સુગતિ થવા કાંઈપણ સુકૃત્ય કીધું નથી. માટે હવે શું કરૂં! એમ આલોચના (વિચારણા) કરતાં છેવટ ખરેખર એમજ ઠરતાં પોતાના મસ્તકે પંચમુષ્ટી લોચ કરી દીધો, જેથી દેવતાએ તત્કાળ મુનિવેષ તેને સમર્પણ કર્યો અને તે દ્રવ્ય, ભાવ ચારિત્રવંત પાંચ મહાવ્રતધારી થયો. અકસ્માત્ બનેલા આવા સમાચાર સાંભળીને તેના વિચિત્રગતિ પુત્રે તેમજ સ્ત્રી પરિગ્રહ રાજવર્ગી પરિવારે રાજ્ય સંભાળવાની ઘણી ઘણી પ્રાર્થના કરી, પણ કોઈનું માન્ય ન કરતાં સંસારથી સંબંધ છોડીને પવનની માફક અપ્રતિબંધ વિહારી થઇ વિચરવા લાગ્યો. પછી સાધુની ક્રિયામાં વિવિધ પ્રકારનાં દુષ્કર તપ તપતાં અનુક્રમે અવધિજ્ઞાન પ્રાપ્ત થયું. ત્યારપછી જાણે ઈર્ષાથીજ આવતું હોયની! એમ થોડાજ વખતમાં ચોથું મનઃપર્યવજ્ઞાન પણ ઉત્પન્ન થયું. જ્ઞાનના પસાયથી સર્વ અધિકાર જાણી તેજ હું પોતે ચિત્રગતિ વિદ્યાધરર્ષિ તમો પ્રમુખને ઉપકાર થવા માટે અહિંયાં હમણાં આવ્યો છું. આ વિષયમાં હજી પણ બાકી અધિકાર જણાવવાનો રહ્યો છે તે બધો કહી સંભળાવું છું.

વસુમિત્ર શેઠનો જીવ દેવ થયો હતો તે દેવલોકથી ચવીને તું રાજ્યંધર નામનો રાજા થયો છું. વસુમિત્ર શેઠનો વાણોતર (નોકર) સુમિત્ર જ્યારે વિદ્યાધર રાજર્ષિના તરફથી ઉપદેશ પામીને શ્રાવક થયો ત્યારે તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે, આ નગરમાં શ્રાવકવર્ગ છે તેમાં હું અધિક ગણાઊં તો ઠીક; એમધારી તે અનેક પ્રકારના કપટથી શ્રાવકપણાનો આડંબર કરતો. એટલાજ માત્ર કપટથી સ્ત્રીગોત્ર બાંધીને મરણ પામી તે (સુમિત્ર વાણોતરનો જીવ) જે દેવ થયો હતો તે પુર્વભવમાં આચરેલા કપટના પ્રભાવથી આ તારી પ્રીતિમતી રાણી થઈ. ધિઃકાર છે અજ્ઞાનતાને, કે જ્યારે અજ્ઞાનદશા પ્રાણીના હૃદયમાં ઝુલે છે, ત્યારે હિતાહિતનો કાંઈ વિચાર કરી શકતો નથી. જેમકે, એ સુમિત્રના ભવમાં તેણે પ્રથમ એવો વિચાર કીધો હતો કે જ્યાંસુધી મારી સ્ત્રીને પુત્ર ન થાય ત્યાંસુધી મારા બીજા લઘુ બાંધવોને ઘેર પુત્ર ન થાય તો ઠીક. એવો માત્ર વિચાર કરવાથીજ તેને અંતરાય કર્મ બંધાયેલ હતું, તે આ ભવમાં ઉદય આવવાથી (જે તેનો જીવ) આ પ્રીતિમતી રાણીને સર્વ રાણીયો કરતાં વિલંબ કરીને (મોડો) પાછળથી પુત્ર થયો. કેમકે, એકવાર પણ વિચાર કીધો હોય તો તેનો ઉદય પણ છેવટ ભોગવ્યા વિના જતો નથી. સામાન્ય વિચાર કરતાં પણ જો તેમાં તીવ્રતા થઈ જાય અને તેની અનુમોદના થઈ આવે તો તેથી કર્મ નિકાચિત બંધાઈ જાય છે તેથી તેનો ઉદય આવે ત્યારે અવશ્ય ભોગવવું પડે છે.

એક વખતે નવમા સુવિધિનાથ તીર્થંકર ભગવંતને વાંદવા ગયેલા ધન્ના નામના દેવતાએ (ધન્નો જેણે કમળ ચઢાવ્યું હતું તેણે) 'હું દેવભવથી ચવીને ક્યાં ઉત્પન્ન

થઈશ' એમ પુછ્યું; ત્યારે સુવિધિનાથ તીર્થંકરે તમારા બન્નેનો પુત્ર થવાનું બતાવ્યું; ધન્નાદેવે વિચાર્યું જે રાજ્યંધર રાજા અને પ્રીતિમતી રાણી એ બન્ને પુન્યવિના ક્યાંથી પુત્રરૂપ સંપદા પામશે. જો કુવામાં પાણી હોય તો હવાડામાં પણ પાણી આવે તેમ જો ધર્મવંત હશે તો તેના પસાયથી પુત્રની પ્રાપ્તિ થશે અને હું પણ ત્યાં ઉત્પન્ન થઈશ ત્યારે મને પણ બોધિબીજની પ્રાપ્તિ થશે. આવું મનમાં વિચારીને ધન્ના દેવતા પોતે હંસનું રૂપ બનાવી પ્રીતિમતી રાણીને સ્વપ્નમાં ધર્મનો ઉપદેશ કરી ગયો; તેથી આ તારી રાણી અને તું બન્ને ધર્મવંત થયાં છો. અહો આશ્ચર્ય છે કે, આ જીવ કેવો ઉદ્યમી છે, કે જેણે દેવના ભવમાં પણ પોતાના પરભવ માટે બોધિબીજ પ્રાપ્તિનો ઉદ્યમ કર્યો અને એવા પણ અજ્ઞાની પ્રાણીઓ છે, કે મનુષ્યોનો ભવ પામીને પણ ચિંતામણી રત્ન જેવા અમૂલ્ય ધર્મરત્નને પ્રમાદથી વ્યર્થ ખુએ છે. સમ્યગ્દૃષ્ટિ દેવતા ધન્નાનો જીવ આ તમારો પુત્ર થયો છે, કે જેના પ્રભાવથી રાણીયે સારાં સ્વપ્ન દીઠાં અને સારા મનોરથ પણ એના પસાયથી ઉપજ્યા. છાયા જેમ કાયાને, સતી જેમ ભર્તારને, ચંદ્રકાંતી જેમ ચંદ્રમાને, જ્યોતિ જેમ સૂર્યને, વીજળી જેમ જળધરને, અનુસરે છે (સાથે આવે છે) તેમ જિનભક્તિ પણ જીવને સાથે આવે છે. ગયેકાલ જ્યારે તમે આ બાળકને અર્હંતને દેરે લઇ ગયા હતા ત્યાં જિનેશ્વર ભગવંતને નમાડીને "આ બધો હંસનો ઉપકાર છે" એ પ્રમુખ રાણીની વાણી થઇ તે સાંભળીને તત્કાળ તે જાતિસ્મરણ જ્ઞાન પામ્યો; તેથી પુર્વભવમાં જે ધર્મકૃત્ય કીધાં હતાં તે સર્વ યાદ આવવાથી ત્યાંજ એણે એવો નિયમ લીધો હતો કે, " જ્યાંસુધી દરરોજ પ્રભુનાં દર્શન નહીં કરૂં ત્યાંસુધી કાંઈ પણ મુખમાં નાંખીશ નહીં. " એવો જાવજીવ સુધીનો નિયમ લીધો હતો, તેથીજ આજે સ્તનપાન બંધ કર્યું હતું. એ પ્રકારે જાવજીવ સુધીના અર્હંતની સાખે લીધેલા નિયમને પોતાના મનેકરીને પાળવામાં ઉદ્યમ કર્યો પણ જ્યારે જે નિયમ લે છે ત્યારે તે નિયમના ફળની અધિકતા નહીં લીધેલા ( નિયમ ) કરતાં અનંતગુણી થાય છે. તેજ બતાવે છે કે, ધર્મ બે પ્રકારનો થાય છે. એક નિયમ લીધેલો અને બીજો નિયમ વગરનો. તેમાં નિયમ વગર ધર્મ ઘણો કાળ પાળેલ હોય તોપણ કોઈકને ફળદાયક થાય ને કોઈકને ના પણ થાય. બીજો સનિયમ ધર્મ તે તો થોડો કરેલો હોય તોપણ વગર લીધેલા કરતાં ખરેખર અનંતગુણ ફળ આપનાર થઇ શકે છે. જેમકે, કોઈકને આપણા તરફથી કેટલાક રૂપીઆ વ્યાજ કહ્યા વગર આપેલા હોય તો તે રૂપીઆ જ્યારે પાછા લઈએ ત્યારે તેનું કાંઈ વ્યાજ મળતું નથી. પણ જો વ્યાજ કહીને આપેલા હોય તો સદાય વ્યાજ વધ્યાં કરે છે અને જ્યારે પાછા લઇએ ત્યારે વ્યાજ સહિત પાછા મળે છે. કોઇક એવા પણ ભવ્યજીવ શ્રેણિકાદિ જેવા હોય છે કે જેને અવિરતીપણાનો ઉદય હોવાથી તે કાંઇપણ સનિયમ ધર્મ આરાધન કરી શકતો નથી, પણ એવો તે દૃઢધર્મી હોય છે કે, સનિયમવાળા કરતાં પણ કષ્ટના વખત ઉપર એવો પ્રયત્ન કરે છે કે તેના કરતાં પણ વધારે નિયમવાનના જેવું ફળ મેળવે છે. આવા જે જીવો હોય છે તે " આસન્નસિદ્ધિક " કહેવાય છે. પુર્વભવમાં એણે પ્રભુને કમળ ચઢાવ્યું તે દિનથી જોપણ એ સનિયમી ન હતો તોપણ સનિયમવાળા કરતાં પણ અધિકતર ઉલ્લાસ પામીને સનિયમના પેઠેજ પાળેલ હતું.

એક માસની વયવાળા એ બાળકે ગયે કાલે જે નિયમ લીધેલો તે દર્શનનો નિયમ પાળવાથી ગઇ કાલ તેણે સ્તનપાન કર્યું હતું, પણ આજ દિને દર્શનનો યોગ ન બનવાથી લીધેલો નિયમ તૂટવાના ભયથી ભૂખ્યો થયેલ હતો તોપણ સ્તનપાન કીધું નહીં, અને અમારા વચનથી દર્શન કરાવ્યા પછી એણે સ્તનપાન કીધું. કેમકે, એને જે અભિગ્રહ હતો તે પુરો થયો એટલે પછી સ્તનપાન કરવાની શી હરકત છે ? પુર્વભવમાં જે કાંઈ શુભ અશુભ કર્મ કર્યું હોય, તે આવતા જન્મમાં પણ ખરેખર જાણે પહેલાંથીજ પસ્તાનું મોકલ્યું હોયની ! એમ સાથે આવે છે. પુર્વભવમાં જે ભક્તિ કરી તે અજાણપણાની હતી, પણ તેનાજ મહિમાથી આ ભવમાં વળી જાણપણા સહિત ભક્તિ પ્રગટ થઇ છે, તો તે એને સર્વ પ્રકારની ઋદ્ધિ સંપદા આપનારી થશે. જે ચાર માલણ કન્યાઓ મળી હતી, તે દેવપણું ભોગવીને વળી કોઈક મોટા રાજાના કુળમાં રાજ્યકન્યાપણે ઉત્પન્ન થઈ છે, તે પણ આ કુમારની સ્ત્રીઓ થનારી છે; કેમકે સાથે પુણ્ય કીધેલાં હોય છે, તને તેના ઉદય પણ સાથેજ ભોગવવા પડે છે.

આવા પ્રકારની મુનિ મહારાજની વાણી, અને તેવા લઘુ બાળકને પણ તેવો આશ્ચર્યકારક કોઇક નિયમ અને નિયમનું તેવું કોઈક અલૌકીક ફળ જાણીને રાજા, રાણી પ્રમુખ સર્વ નિયમ પાળવામાં અગ્રેસરીપણું ધરાવવા નિરંતર ઉદ્યમવંત થયા. ત્યારપછી મુનિ બોલ્યા કે, હવે હું મારા સંસારપક્ષના પુત્રને પ્રતિબોધ પમાડવાને ઉદ્યમ કરીશ. એમ કહીને મુનિ આકાશમાર્ગે ગરૂડની પેઠે ઉપડી ગયા. તે દિવસથી આશ્ચર્યકારક જાતિસ્મરણ જ્ઞાનવંત ધર્મદત્ત પોતાના દૃઢ નિયમને મુનિ મહારાજની પેઠે સાત્વિક થઈ પોતાના રૂપ, ગુણ, સંપદાની વૃદ્ધિ પામવાની પેઠે પ્રવર્ધમાન ભાવથી પાળવા લાગ્યો. તે દિવસથી નિરંતર પ્રવર્ધમાન શરીરની પેઠે તેની ઈર્ષાથીજ જાણે વધતાં હોય નહીં એમ પ્રતિદિન તે લઘુ રાજકુમારના લોકોત્તર ગુણનો સમુદાય પણ વધવા લાગ્યો. ધર્મદત્તકુમાર ધર્મના પસાયથી જે જે ગુણ પામે છે, તે સર્વ પસાર પામી જાય એવા (વૃદ્ધિ પામે એવા) થતા જાય છે. એવા નિયમ પાળતાં વળી જ્યારે તે ત્રણ વર્ષનો થયો, ત્યારથી નાનાપ્રકારની કળામાં પણ અભ્યાસ કરવા લાગ્યો. પુરૂષોની લખવાની કળા, ગણિતની કળા, વિગેરે જે બહોતેર કળા છે, તે તો તેણે જાણે પૂર્વે ભણીને મૂકેલી હોય તે પાછી યાદ કરવાથી આવડી જતી હોય તેમ થવા લાગી. અહો આશ્ચર્ય ! જુઓ તો ખરા, પુણ્યનો મહિમા કેવો આશ્ચર્યકારક છે ! પુણ્યાનુબંધી પુણ્યના પસાયથી પુણ્ય પરભવમાં પણ સાથેજ આવે છે, એટલાજ માટે શીખી તૈયાર કરતો હોય નહીં એમ સદ્ગુરૂનો યોગ બનવાથી તે ધર્મદત્તકુમાર લઘુવયથીજ શ્રાવકનાં વ્રત અંગીકાર કરવા લાગ્યો. જિનેશ્વર ભગવંતની પૂજા વિધિપૂર્વક જ કરવામાં આવે તોજ સંપૂર્ણ ફળ આપે છે. વિધિ સંપૂર્ણ ન હોય તો તેવું સંપૂર્ણ ફળ પામી શકાતું નથી. એટલાજ માટે ગુરૂ પાસેથી જે જે ધારણ કરવા યોગ્ય છે, તે સંપૂર્ણ વિધિ ધારણ કરીને વિધિપૂર્વક ત્રિકાળ જિનપૂજા કરવાને પોતે પ્રવર્ત્તે છે; કેમકે શ્રાવકનો એજ આચાર છે, કે પ્રથમથી શુદ્ધ વિધિ ધારણ કર્યા પછીજ તેમાં પ્રવૃત્તિ કરે છે, કે જેથી ફળમાં જરામાત્ર ખામી ન આવે. હીનપણાનો તો જેને પરિણામ છેજ નહીં એવો કુમાર જેમ શેલડીના દંડ (સાંઠા)નો મધ્યમ ભાગ (વચલો ભાગ) અત્યંત મધુર હે ।

છે, તેમ સર્વ લોકને પ્રિયકારી એવાં તારૂણ્ય વય (જુવાન અવસ્થા)ના ધુરંધરપણાને પામ્યો (જુવાન થયો). એક દિવસે કોઈક અજાણ્યા પરદેશીએ આવી રાજાને ધર્મદત્તકુમાર માટે સૂર્યના ઘોડા જેવો એક અશ્વરત્ન (ઉત્તમ ઘોડો) ભેટ કર્યો. ત્યારે ધર્મદત્તકુમાર જેમ પોતે અદ્વિતીય છે (તેના જેવો બીજો કોઈ નથી), તેમ આ અદ્વિતીય ઘોડો પણ મારા યોગ્યજ છે, એમ જાણીનેજ જાણે તૈયાર થતો હોય નહીં એમ તેનાપર ચઢવાને ઉત્સુક થયો, જ્યારે તેના પિતાએ પણ તે વિષે આજ્ઞા આપી. અહો જુઓ તો ખરા, કેવો મોહ કે જેના મનના મનોરથનું પિતાએ પણ ઉલ્લંઘન કર્યું નહીં!

ઘોડા ઉપર સ્વારી કરતાંજ તે તત્કાળ પોતાની ગતિનું અતિશાયીપણું દેખાડવાનેજ જાણે ઉદ્યમ કરતો હોય નહીં! એમ અને જાણે ઈંદ્રનો ઘોડો હોય તે પોતાના ઈંદ્રને મળવા માટેજ ઉતાવળથી જતો હોય નહીં! એમ તે અશ્વ આકાશ માર્ગે એકદમ ઉડયો (આકાશમાર્ગે કાંઇ ઉડી ગયો નથી, પોતે તો પોતાની ઉતાવળી ચાલથીજ ચાલે છે, પણ એની એવી ઉતાવળી ગતિ છે કે, દૂરથી દેખનારને એમજ લાગે કે, આ આકાશે ઉંચો જાય છે). એક ક્ષણવારમાં તેણે એવી તો આકાશગતિ કરી કે, અદૃશ્ય થઇ જતાં તે એક હજાર યોજનની વિકટ અટવી જાણે હોય નહીં! એવી એક ભયાનક અટવીમાં આવી પહોંચ્યો, જેમાં મોટા મોટા સર્પો ફુંફવાટા કરી રહ્યા છે, સ્થાને સ્થાને વાંદરાઓ વારંવાર હીંકાર કરી રહ્યા છે, ભુંડ સુવર ઘુરઘુરાટ કરી રહ્યા છે, ચિત્રા ચીચીકાર કરી રહ્યા છે, ચમરીગાયોના ચિત્કાર થઇ રહ્યા છે, શિયાળના ઘણાં ઘણાં ફેત્કાર થઇ રહ્યા છે. જોકે ત્યાંનો આવો ભયંકર દેખાવ દેખાય છે, તોપણ તે સ્વભાવથીજ ધૈર્યને ધારણ કરનાર રાજકુમાર જરામાત્ર ભયને સ્વાધીન થયો નહીં; કેમકે જે ધીરપુરૂષો હોય છે, તેના ઉપર ચહાય તેવાં વિકટ સંકટ આવી પડે, તો તેમાં ભય, અને ચહાય તેવી સંપદાની વૃદ્ધિ થઈ હોય તોપણ તેનો ઉન્માદ (અભિમાન) પામતા નથી, એટલુંજ નહીં પણ શુન્ય વનમાં તેનું ચિત્ત શુન્ય થતું નથી. ઉજડ અટવીમાં પણ પોતાના બાગબગીચાની માફક બેઠેલો હોય, તેમ તે કુમાર જેમ કોઈ વનમાં કરીંદ્ર જ હોય નહીં! એવો સ્વૈર વિહારી નિર્ભયપણે ફરે છે. વનમાં કોઈ વાતની જાણે અચરતિ ભોગવતોજ હોય નહીં! એમ તે મનમાં માને છે, પણ એટલું તો ખરૂં કે, તે દિવસે તેને જિનપૂજા કરવાનું બની શકેલ ન હોવાથી વનમાં ઘણી જાતનાં વનફળ ખાવા યોગ્ય તૈયાર હોવા છતાં પણ તે દિવસે સર્વ પાપને ક્ષય કરનાર ચોવિહારો ઉપવાસ કરવાની જરૂર પડી. એટલુંજ નહીં પણ જ્યાં શીતળ જળ ઘણાં ભરેલાં છે અને અનેક ઉત્તમ જાતિનાં સુસ્વાદિષ્ટ ફળ ઠેકાણે ઠેકાણે દેખાતાં છતાં, તેમજ પેટમાં ભૂખથી ઉત્પન્ન થયેલી અત્યંત પીડાને સહન કરતાં છતાં પણ અહો આશ્ચર્ય કે, પોતાનો દૃઢ નિયમ પાળવામાં જેનું ચિત્ત એવું નિર્મળ રહ્યું કે, જરામાત્ર મનથી પણ જેણે ચાહના કરી ન હોય. એમ ત્રણ દિવસ સુધી તેણે ઉપવાસ કર્યો. ખરેખર વિશેષ આશ્ચર્યકારક છે કે, અત્યંત તાપ, તડકા અને પવનથી અને લૂના વા વાવાથી જેમ માલતીનું ફુલ કરમાઈ જવાથી નિર્માલ્ય થઇ જાય એમ આ રાજકુમારના શરીરનો બહારનો દેખાવ બધો બદલાઈ ગયો, પરંતુ મન તો જેનું જરામાત્ર કરમાયુંજ નથી (ઉદાસ થયું નથી) તેથી પ્રસન્ન થઇને એક દેવતા અકસ્માત્ પ્રગટ થયો.

પ્રત્યક્ષ જાજ્વલ્યમાન દેખાવથી પ્રગટ થઈને પ્રશંસા કરતો બોલવા લાગ્યો કે, ધન્ય, ધન્ય, હે ધૈર્યવંત, તને ધન્ય છે, કે દુસ્સહ એવા આ કષ્ટના વખતે પણ આવું દુઃસાધ્ય ધૈર્ય ધારણ કરી પોતાના જીવિતની પણ અપેક્ષા કરવી છોડી દઈ પોતાના ધારણ કરેલા દૃઢ નિયમને ધારણ કરે છે. ખરેખર યોગ્યજ છે કે, ઇંદ્ર મહારાજે સર્વ દેવતા વચ્ચે પોતાની સભામાં તારી એવી અત્યંત પ્રશંસા કરી કે, રાજ્યંધર રાજાનો ધર્મદત્તકુમાર વર્તમાનકાળે પોતાના લીધેલા નિયમને એટલી બધી દૃઢતાથી પાળે છે કે, જો કોઈ દેવતા આવી તેને તેના સત્વથી ચળાવવા માંગે, તોપણ જ્યાંસુધી પ્રાણાંત ઉપસર્ગ હોય ત્યાંસુધી તે પોતાના નિયમથી ભ્રષ્ટ થાય નહીં. એવી પ્રશંસા ઇંદ્રિ મહારાજે કરી, પણ તે સાંભળી હું સહન કરી શક્યો નહીં તેથી હું તારી પરીક્ષા કરવા ઘોડા ઉપર બેસાડી અહીંઆં તને હરણ કરી લાવ્યો. આવા ભયંકર વનમાં પણ તું તારા દૃઢ નિયમની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયો નહીં તેથી હું બહુ આશ્ચર્યતાપૂર્વક તારા ઉપર પ્રસન્ન થયો છું, માટે શિષ્ટમતિ ( સારીબુદ્ધિવાળા ), તારે ઇચ્છિત હોય તે માંગ. તેણે કરેલી પ્રશંસાથી નીચું કર્યું છે મુખ જેણે એવો બની વળી કાંઇક વિચાર કરીને કુમાર બોલવા લાગ્યો કે, “ જ્યારે હું તને યાદ કરૂં ત્યારે પાછો આવી જે હું કહું તે મારૂં કાર્ય કરી આપજે. ” દેવતા બોલ્યો કે–હે અદ્‌ભૂત ભાગ્યના નિધાન, ખરેખર જે તેં માંગ્યું તે મારે પ્રમાણ છે; કેમકે તું અલૌકીક ભાગ્યનાં નિધાન સમાન હોવાથી હું તારે વશ છું, માટે જ્યારે તું યાદ કરીશ ત્યારે આવી જે તું કહીશ તે તારૂં કામ કરી આપીશ. એમ કહીને તે દેવતા અંતર્ધ્યાન થયો. ત્યારબાદ ધર્મદત્તકુમાર મનમાં વિચારવા લાગ્યો કે, મને અહિંયાં હરણ કરી લાવનાર દેવ તો ગયો, હવે હું મારા રાજભુવને શી રીતે જઇ શકીશ; એમ જ્યાં વિચારે છે એટલામાં તો અકસ્માત્ પોતે પોતાના આત્માને પોતાના રાજભવનમાં ઉભોજ છું એમ દેખવા લાગ્યો. આવો દેખાવ દેખતાં તે વિચારે છે કે, ખરેખર આ પણ દેવકૃત્યજ છે. ત્યારપછી તે રાજકુમાર પોતાના માતપિતા તેમજ પોતાના પરિવાર પરિજન સગાં વહાલાં વિગેરેને મળ્યો તેથી તેઓ પણ પ્રસન્ન થયાં. આજ તે ત્રણ દિવસનો ઉપવાસી હતો અને તેને અઠમનું પારણું કરવાનું હતું તોપણ તેમાં જરામાત્ર ઉત્સુકતા નહીં કરતાં તેણે પોતાની જિનપૂજા કરવાની જે જે વિધિ છે તેમાં સંપૂર્ણ ઉપયોગ રાખીને તેજ વિધિ પ્રમાણે જિનપૂજા કરી. અહો આશ્ચર્ય ! જુઓ તો ખરા કેવી એની વિધિ ઉપર પ્રીતી ! યથાવિધિ પૂજાદિકે વિધાન કીધા પછી પારણું કરી સુખસમાધિપૂર્વક પહેલાંની પેઠે પોતે પોતાના સુખવિલાસથી દિન ગુજારવા લાગ્યો.

પૂર્વાદિક દિશામાં રાજકરતા ચાર રાજાઓને ઘણા પુત્ર ઉપર તે ચાર માળીની કન્યાઓ પુત્રીપણે ઉત્પન્ન થઈ છે. ધર્મરતિ, ધર્મમતિ, ધર્મશ્રી, અને ધર્મીણી, એ ચાર નામવાળી તે કન્યાઓ જાણે સાક્ષાત્ લક્ષ્મીજ ન હોય એવી યુવાવસ્થાની સન્મુખ થતી શોભવા લાગી. તે ચારે કન્યાઓ એક દિવસ કૌતુક જોવા નિમિત્તે અનેક પ્રકારના પુણ્યસમુદાયના અને મહોત્સવના સ્થાનરૂપ જિનમંદિરમાં દર્શન કરવા આવી. ત્યાં પ્રતિમાને દેખતાંજ તે ચારે જણીઓને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થવાથી પોતાના પૂર્વ ભવનો વૃત્તાંત સર્વ જાણીને તેણીઓએ જિનપુજા દર્શન કીધા વિના મુખમાં પાણી માત્ર ઘાલવું નહીં એવો નિયમ લીધો. વળી સમકાળે એવીજ પ્રતિજ્ઞા કરવા લાગી કે, આપણા પૂર્વભવનો મીલાપી ધન્નોમિત્ર જ્યારે મળે ત્યારે તેનેજ આપણે પરણવું,

તે વિના બીજા કોઇને પરણવું જ નહીં. એવી સર્વે જણીઓએ પ્રાતજ્ઞા કરી જાણીને તેણીઓના પિતાઓએ પોત પોતાની પુત્રીને પરણાવવા માટે સ્વયંવર મંડપની રચના કરી સર્વ દેશના રાજકુમારોને આમંત્રણ કરાવ્યાં. તેમાં રાજ્યંધર રાજાને પુત્ર સહિત આમંત્રણ કરાવ્યું હતું, પરંતુ ધર્મદત્તકુમાર ત્યાં જવા તૈયાર થયો નહીં ને ઉલટો બોલવા લાગ્યો કે, એવા સંદેહવાળા કાર્યમાં સદબુદ્ધિવાન્ કોણ ઉદ્યમ કરે ?

હવે પોતાના પિતા ચિત્રગતિ વિદ્યાધરના ઉપદેશથી દીક્ષા લેવાને ઉજમાળ થયેલો, વિચિત્રગતિ વિદ્યાધર (ચિત્રગતિ વિદ્યાધર સાધુનો પુત્ર.) વિચારવા લાગ્યો કે, આ મારા રાજ્ય અને આ મારી એકજ પુત્રીનો સ્વામી કોણ થશે ? માટે પ્રજ્ઞપ્તિ વિદ્યાને બોલાવી પૂછી જોઉં. પછી પ્રજ્ઞપ્તિ વિદ્યાનું આવ્હાહન કરીને તેને પૂછવા લાગ્યો કે, આ મારી રાજઋદ્ધિ અને મારી પુત્રીનો સ્વામી થવા યોગ્ય પુરૂષરત્ન કોણ છે? તે બોલી કે, તારૂં રાજ્ય અને પુત્રી એ બન્ને રાજ્યંધર રાજાના પુત્ર ધર્મદત્તકુમારને આપવા યોગ્ય છે. તે સાંભળી પ્રસન્ન થઇને વિચિત્રગતિ વિદ્યાધર ધર્મદત્તકુમારને બોલાવવા માટે પોતે રાજપુરનગરે આવ્યો. ત્યાં તે કુમારના મુખથી સ્વયંવરના આમંત્રણનો વૃત્તાંત સાંભળી તેને અદ્રશરૂપ ધારણ કરાવી સાથે લઇને વિચિત્રગતિ વિદ્યાધર પોતે પણ અદ્રશરૂપ ધારણ કરીને સ્વયંવર મંડપે આવ્યો. ત્યાં ઘણા રાજાઓ વચ્ચે જઈ તેણે પોતાની વિદ્યાના બળથી સ્વયંવર મંડપમાં બેઠેલા તમામ રાજા અને રાજકુમારોનાં મુખ કાળાંશામ બનાવી દીધાં; તેથી સર્વ રાજા તથા રાજકુમારો મનમાં વિચારવા લાગ્યા કે, અહો આ શું થઈ ગયું ! હવે શું થશે ! આ કોણે કર્યું ! એમ જ્યાં વિચારે છે એટલામાં તો સાક્ષાત્ નવો ઉગતો જાણે સૂર્યજ હોય નહીં એવો ધર્મદત્તકુમાર સ્વયંવરા કન્યાએ દીઠો કે તત્કાળ પૂર્વભવની પ્રીતિની પ્રેરણાથી તેણીયે તેને રોહિણીયે જેમ વસુદેવને વર્યો તેમ વર્યો. વળી ત્રણ દિશાના રાજા પણ ત્યાં આવેલા હતા તેઓની પણ પોતાની કન્યાઓ ધર્મદત્તની સાથેજ પરણાવી આપવાની મરજી તેઓના પૂર્વભવના પ્રેમના સંબંધથી થઈ ગઈ તેથી તેઓએ વિચિત્રગતિ વિદ્યાધરની વિદ્યાના બળથી પોતપોતાની કન્યાઓને પણ ત્યાંજ બોલાવી. પછી વિચિત્રગતિ વિદ્યાધરે વિદ્યાના યોગે કરી આપેલ અતિ મનોહર સહાયતાથી ત્યાંજ તે ચારે કન્યાઓની સાથે ધર્મદત્તનાં લગ્ન થયાં.

ત્યારપછી તે વિચિત્રગતિ વિદ્યાધર સર્વરાજાના સમુદાય સહિત ધર્મદત્તકુમારને પોતાના વૈતાઢ્ય પર્વત ઉપર આવેલા રાજ્યમાં લઈ ગયો. ત્યાં પોતાની રાજ્યઋદ્ધિ સહિત પોતાની કન્યા તેને પરણાવી અને વળી એક હજાર સિદ્ધવિદ્યાઓ પણ આપી. આવો ભાગ્યશાળી વળી ક્યાંથી મળે ! એવું જાણીને બીજા પણ પાંચસો વિદ્યાધરોએ પોતપોતાને ગામે ધર્મદત્તને લઈ જઈ તેમની પાંચસો કન્યાઓ પરણાવી. આવી મોટી રાજ્યઋદ્ધિ અને પાંચસો ઉપર પાંચ રાણીઓ સહિત ધર્મદત્તકુમાર પોતાના પિતાને મળવા માટે આવ્યો. ત્યારે તેના પિતાએ પણ પ્રસન્ન થઇને જેમ ઉત્તમ વલ્લી ઉત્તમ ક્ષેત્રમાંજ વવાય છે તેમ પોતાની ચારસો નવાણું રાણીઓના જે જે પુત્રો હતા તેઓનાં મન મનાવીને પોતાનું રાજ્ય તેનેજ સમર્પણ કર્યું. પછી પોતાના સર્વ પુત્રો તથા રાણીઓની રજા લઈ પોતાની પટરાણી પ્રીતિમતી સહિત રાજ્યંધર રાજાએ ચિત્રગતિ

વિદ્યાધર ઋષિની પાસે દીક્ષા લીધી. કેમકે પોતાના રાજ્યના ભારને ઉપાડનાર ધુરંધર પુત્ર મળ્યો ત્યારે પછી કોણ મૂર્ખ હોય કે પોતાના આત્માનો ઉદ્ધાર કરવાનો અવસર ચુકે. વિચિત્રગતિ વિદ્યાધરે પણ ધર્મદત્તની રજા લઈને પોતાના પિતા પાસે દીક્ષા લીધી. ચિત્રગતી, વિચિત્રગતિ, રત્નાંધર અને પ્રીતિમતિ, એ ચારે જણ શુદ્ધ સંયમ આરાધી સંપૂર્ણ કર્મ ખપાવીને તેજ ભવમાં મોક્ષપદને પામ્યા.

ધર્મદત્ત રાજા થયા પછી એક હજાર દેશના રાજાઓને પોતાને તાબે કર્યા. છેવટે તે દશ હજાર હાથી, દશ હજાર રથ, દશ લાખ ઘોડા અને કરોડ પાયદળની સાહેબી-વાળો રાજાધિરાજ થયો. ઘણા પ્રકારની વિદ્યાવાળા મદોન્મત સહસ્રોગમે વિદ્યાધરોને પણ તેણે વશ કર્યા. છેવટે દેવેંદ્રની પેઠે અખંડ મોટા રાજ્યનું સુખ ભોગવતાં તેનાપર પૂર્વે જે દેવ પ્રસન્ન થયો હતો અને જેણે વરદાન આપેલું હતું, તે દેવનું કાંઈપણ કાર્ય ન પડવાથી જ્યારે તેને કોઈપણ વખત યાદ કરવામાં આવ્યો નહીં, ત્યારે તે દેવે પોતાની મેળે આવી દેવકુરૂક્ષેત્રની ભૂમિની પેઠે તે રાજાની જેટલામાં (જે જે ભૂમિમાં) આણદાણ માન્ય થાય છે તે દેશોમાં અને એના સામંત રાજા તેમજ એને ખંડણી આપનારા રાજાઓના દેશોમાં મારી વિગેરે સર્વ ઉપદ્રવ નિવાર્યા, જેથી કરીને તે સર્વ દેશોની પ્રજા સર્વ પ્રકારે સુખમાંજ રહેતી હતી. પૂર્વભવમાં એક લાખ પાંખડીવાળું કમળ ભગવંતને ચઢાવેલ હોવાથી આવી મોટી રાજ્યસંપદા પામ્યો છે, તેપણ ત્રિકાળ પૂજા કરનારા પુરૂષોમાં ધોરીપણું ધારણ કરેલું છે તેમાં એક પણ દિવસ ચુક પડે એવી વર્તણુંક કરવાની તેને જરા ઇચ્છા થઈ નથી. એટલુંજ નહીં પણ જે પોતાના ઉપકારી હોય તેમનું અધિક સન્માન કરવું યોગ્ય જાણીને તેણે તે ત્રિકાળ પૂજામાં વધારો કર્યો, ઘણાં દેરાસર કર્યા, વળી ઘણી સંઘયાત્રા કરી. ઘણી રથયાત્રા, તીર્થયાત્રા, સ્નાત્રાદિક મહોત્સવ કરીને ઘણા ઘણા પ્રકારે તેણે પોતાના ઉપકારી ધર્મનું સેવન કર્યું તેથી તે દિવસે દિવસે અધિક અધિક સર્વ પ્રકારની ઋદ્ધિ સંપદા પામતો ગયો. "**यथा राजा तथा प्रजा**" જેવો રાજા તેવીજ પ્રજા પણ થાય એવો ન્યાય હોવાથી તેના દેશોની અઢારે વર્ણની પ્રજા પણ અત્યંત નીતિમાર્ગને અનુસરતી આશ્ચર્ય પમાડે એવી જૈન-ધર્મી થવાથી તે પણ દિન પરદિન સર્વ પ્રકારે અધિક અધિક કળા કૌશલ્યતા અને ઋદ્ધિ સમૃદ્ધિવાળી થવા લાગી. ધર્મદત્ત રાજાએ યોગ્ય સમયે પોતાના વડા પુત્રને રાજ્ય સમર્પણ કરી પોતાની કેટલીક રાણીઓ સહિત સદગુરૂ પાસે દીક્ષા લઈ અર્હતની ભક્તિમાં અત્યંત લીન થઈ વર્તવાથી છેવટે તીર્થંકરગોત્ર ઉપાર્જન કર્યું. તે પોતાનું સર્વાયુ બેલાખ પૂર્વનું પૂર્ણ ભોગવી છેવટે સમાધિ મરણ પામીને સહસ્રાર નામા દેવ-લોકે મહર્ધિક દેવ ઉત્પન્ન થયો, એટલુંજ નહીં પણ તેની ચાર મુખ્ય રાણીઓ શુદ્ધ સંયમ પાળીને તેજ તીર્થંકરના ગણધર થવાનું શુભકર્મ નિકાચિત બંધન કરીને કાળ કરી તેજ દેવલોકમાં મિત્રદેવપણે ઉત્પન્ન થઈ. એ પાંચે જીવો ત્યાંથી ચવીને મહાવીદેહ ક્ષેત્રમાં તીર્થંકર ગણધર પદ ભોગવીને સાથેને સાથેજ મોક્ષપદને પામ્યાં. અહો આશ્ચર્ય કે સાથે સાધેલા ધર્મના સાધનથી મોક્ષપદ પામ્યા સુધી પણ સર્વ પ્રકારના સંયોગ સાથેજ થયા.

આ પ્રકારે શ્રી જિનરાજ મહારાજની વિધિપુર્વક બહુમાનથી કરેલી પુજાનું ફળ પ્રકાશિત થયું, તેવું જાણી જે પુરૂષો એવા શુભકાર્યોમાં વિધિ અને બહુમાનથી જિનરાજની પુજામાં ઉદ્યમ કરે તે પણ એવાજ ઉત્તમ ફળ પામે. એ વિધિ સહિત દેવપુજા કરવા ઉપર દૃષ્ટાંત બતાવવા ધર્મદત્ત નૃપની કથા કહી દેખાડી.

## દેરાસરની ઊચિત ચિંતા–સારસંભાળ.

હવે **"उचिअ चित रओ"** ( ઉચિત ચિંતામાં રકત રહે ) એ પદનું વાખ્યાન બતાવે છે. દેરાસરની ઊચિત ચિંતા એટલે દેરાસરની પ્રમાર્જના કરવી કરાવવી; વિનાશ પામતા દેરાંના ખુણા ખોચરા તથા પુજાના ઉપકરણ, થાળી, વાટકા, રકેબી, કુંડી, લોટા, કળશ વિગેરેને સમારવા. સંજાવવા, શુદ્ધ કરાવવા; પ્રતિમા, પ્રતિમાના પરિકરને ઊગટણાં કરાવી નિર્મળ કરવા; દીવા દીવીઓ પ્રમુખ ચોખ્ખા ( સાફ ) કરાવવા; આગળ કહેવાશે એવી આશાતના વર્જન કરવી; દેરાસરના બદામ, ચોખા, નૈવેદ્યને સંભાળવા, રાખવા, વેચવાની યોજના કરવી; તેનાં નામાં લેખાં લખાવવાં; ચંદન, કેશર, ધુપ, ઘી, તેલ પ્રમુખનો સંગ્રહ કરવો; આગળ યુકિત કહેવાશે એવી ચૈત્યદ્રવ્યની રક્ષા (સંભાળ) કરવી; ત્રણ ચાર અગર તેથી અધિક શ્રાવકને વચ્ચે સાક્ષી રાખીને દેરાસરનાં નામાં લેખાં અને ઉઘરાણી કરવી કરાવવી; તે દ્રવ્ય યતનાથી સર્વનો સંમત થાય એવા ઉત્તમ સ્થાનકે સ્થાપન કરવાં; તે દેવદ્રવ્યની આવક અને ખર્ચ વિગેરેનું સાફ ચોખ્ખી રીતે નામું લેખું કરવું કરાવવું; પોતે જઇને કરવું તથા દેવના કામ માટે રાખેલા ચાકરોને મોકલી દેવદ્રવ્ય વસુલ કરાવવાં; તેમાં દેવદ્રવ્ય ખોટું ન થાય તેમ યતના કરવી; તે કામમાં યોગ્ય પુરૂષોને રાખવા; ઉઘરાણીના યોગ્ય, દેવદ્રવ્ય સાચવવા યોગ્ય, દેવકા કામ કરવા યોગ્ય (મજુર) પુરૂષોને રાખી તેની તપાસ કરવી. એ સર્વે દેરાસરની ઉચિત ચિંતા ગણાય છે, તેમાં નિરંતર યત્ન કરવો. એ ચિંતા (સાર સંભાળ) અનેક પ્રકારની છે. જે સંપદાવંત શ્રાવક હોય તે પોતે તથા પોતાના દ્રવ્યથી તેમજ પોતાના નોકરોથી સુખે કરી તપાસ રખાવે અને દ્રવ્ય રહિત જે શ્રાવક હોય તે પોતાના શરીરથી દેરાસરનાં જે કાંઇપણ કામ બની શકે તે કરે અથવા પોતાના કુટુંબમાંથી કોઇકિની પાસે કરાવવા યોગ્ય હોય તો તેની પાસે કરાવી આપે. જેવું સામર્થ્ય હોય તે પ્રમાણે કરીને કામ કરાવી આપે પણ યથાશકિતને ઉલ્લંઘન ન કરે. થોડા વખતમાં બની શકે એવું કાંઈ કામ દેરાસરનું હોય તો તે બીજી નિસીહિ પહેલાં કરી લે, અને થોડા વખતમાં બની શકે એમ ન હોય તો બીજી નિસીહિની ક્રિયા કરી લીધા પછી યથાયોગ્ય યથાશકિત કરે. એવીજ રીતે ધર્મશાળા, પોષધશાળા, ગુરૂજ્ઞાન વિગેરેની સારસંભાળ પણ દરરોજ યથાશકિતયે કરવામાં ઉદ્યમ કરવો. કેમકે દેવ, ગુરૂ, ધર્મના કામની સારસંભાળ શ્રાવક વિના બીજો કોણ કરી શકે એમ છે; માટે શ્રાવકેજ જરૂર કરવી. પણ ચાર બ્રાહ્મણ વચ્ચે મળેલી એક સારણગૌની પેઠે આળસમાં ઉવેખવાપણું કરવું નહીં. કેમકે દેવ, ગુરૂ, ધર્મનાં કામને ઉવેખી નાંખે અને તેની બનતી મહેનતે સારસંભાળ ન કરે તો સમકીતમાં પણ દુષણ લાગે છે. જ્યારે ધર્મના કામમાં આશાતના થતી હોય તોપણ તેને ટાળવા તૈયાર ન થાય અથવા આશાતના થતી જોઇને જેનું મન દુખાય નહીં, ત્યારે તેને અર્હંત

ઉપર ભક્તિ છે એમ કેમ કહેવાય. લોકીકમાં પણ એક દૃષ્ટાંત સંભળાય છે કે, "કોઈક મહાદેવની મૂર્ત્તિ હતી તેમાંથી કોઈકે આંખ કાઢી નાખેલી તેના ભક્ત ભીલે દેખી મનમાં અત્યંત દુઃખ લાવીને તત્કાળ પોતાની આંખ કાઢીને તેમાં ચોડી." તે માટે પોતાનાં સગાં વહાલાંનાં કામ હોય તેના કરતાં પણ અત્યંત આદરપૂર્વક દેરાસર પ્રમુખનાં કામમાં નિત્ય પ્રવૃતમાન રહેવું યોગ્ય છે. કહેલ છે કેઃ—

देहे द्रव्ये कुटुंबे च सर्व साधारणारति ॥
जिने जिनमते संघे पुनर्मोक्षाभिलाषिणां ॥ १ ॥

શરીર ઉપર, દ્રવ્ય ઉપર અને કુટુંબ ઉપર, સર્વ પ્રાણીઓને સાધારણ પ્રીતિ રહે છે; પણ મોક્ષાભિલાષી પુરૂષોને તો તીર્થંકર ઉપર, જિનશાસન ઉપર, અને સંઘ ઉપર અત્યંત પ્રીતિ હોય છે.

## આશાતનાના પ્રકાર.

જ્ઞાનની, દેવની અને ગુરૂની, એ ત્રણેની આશાતના જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ પ્રકારની હોય છે.

### (જ્ઞાનની આશાતના)

જ્ઞાનની જઘન્ય આશાતના—પુસ્તક, પાટી, ટીપણ, જપમાળા પ્રમુખને મુખમાંથી નિકળેલું થુંક લગાડવાથી; અક્ષરોના હિનાધિક ઉચ્ચાર કરવાથી; જ્ઞાન ઉપકરણ પોતાની પાસે છતાં અધોવાયુ સરવાથી થાય છે. એ સર્વ પ્રકારની જ્ઞાનની જઘન્ય આશાતના સમજવી. જ્ઞાનની મધ્યમ આશાતના—અકાળે પઠન, પાઠન, શ્રવણ, મનન કરવું; ઉપધાન, યોગ વહ્યા વિના સૂત્રનું અધ્યયન કરવું; ભ્રાંતિથી અશુદ્ધ અર્થની કલ્પના કરવી; પુસ્તકાદિકને પ્રમાદથી પગ પ્રમુખનું લગાડવું, જમીન ઉપર પાડવું; જ્ઞાનનાં ઉપકરણ પોતાની પાસે છતાં આહાર ભોજન કરવું, કે લઘુનિતિ કરવી; એ સર્વ પ્રકારની મધ્યમ આશાતના જ્ઞાનની જાણવી. જ્ઞાનની ઉત્કૃષ્ટ આશાતના—પાટી ઉપર લખેલા અક્ષરોને થુંક લગાડી પ્રમાર્જન કરવા; જ્ઞાન અથવા જ્ઞાનના ઉપકરણ ઉપર બેસવું, સુવું; જ્ઞાન અથવા જ્ઞાનના ઉપકરણ પોતાની પાસે છતાં વડીનીતિ કરવી; જ્ઞાનની અથવા જ્ઞાનીની નિંદા કરવી, તેના સામા થવું; જ્ઞાનનો, જ્ઞાનીનો નાશ કરવો; ઉત્સૂત્ર ભાષણ કરવું; એ સર્વ જ્ઞાનની ઉત્કૃષ્ઠ આશાતના ગણાય છે.

### (દેવની આશાતના)

દેવની જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ, એમ ત્રણ પ્રકારની આશાતના છે. જઘન્ય આશાતના તે વાસખેપની, બરાસની, અને કેસરની ડબી તથા રકેબી, કળસ પ્રમુખ ભગવંતને અફાળવાં અથવા નાશિકા, મુખને ફરસેલાં વસ્ત્ર પ્રભુને અડકાડવાં. મધ્યમ આશાતના તે મુખકોશ બાંધ્યા વિના કે ઉત્તમ નિર્મળ ધોતીયાં પહેર્યાં વિના પ્રભુની પૂજા કરવી, પ્રભુની પ્રતિમા જમીન ઉપર પાડવી, અશુદ્ધ પુજનદ્રવ્ય પ્રભુને ચઢાવવાં, પૂજાની વિધિનો અનુક્રમ ઉલ્લંઘન કરવો. ઉત્કૃષ્ટ આશાતના તે પ્રભુની પ્રતિમાને પગ લગાડવો; શલેખમ, બળખો, થુંક વિગેરેનો છાંટો ઉડાડવો; નાશિકાના સલેખમથી

મલીન થયેલા હાથ પ્રભુને લગાડવા; પ્રતિમા પોતાના હાથેથી ભાગવી, ચોરવી, ચોરાવવી; વચનથી પ્રતિમાના અવર્ણવાદ બોલવા વિગેરે.

બીજી રીતે દેરાસરની જઘન્યથી ૧૦ ભેદે, મધ્યમથી ૪૦ ભેદે, અને ઉત્કૃષ્ટથી ૮૪ ભેદે આશાતના વર્જવી તે બતાવે છે.

## ( દેવ (દેરાસર) ની જઘન્ય ૧૦ આશાતના )

દેરાસરમાં તંબોળ (પાન સોપારી) ખાવું, પાણી પીવું, ભોજન કરવું, જોડા બુટ પહેરીને જવું, સ્ત્રીભોગ કરવો, શયન કરવું, થુંકવું, પેશાબ કરવો, વડીનીતિ કરવી, જુગાર વિગેરે રમત કરવી. એ પ્રકારે દેરાસરની અંદરની દશ જઘન્ય આશાતના વર્જવી.

## ( દેવ (દેરાસર) ની મધ્યમ ૪૦ આશાતના )

૧ દેરાસરમાં પેશાબ કરવો, ૨ વડીનીતિ કરવી, ૩ જોડા બુટ પહેરવા, ૪ પાણી પીવું, ૫ ભોજન કરવું, ૬ શયન કરવું, ૭ સ્ત્રીસંભોગ કરવો, ૮ તંબોળ ખાવું, ૯ થુંકવું, ૧૦ જુગાર રમવું, ૧૧ જુ માકણ જોવા વીણવા, ૧૨ વિકથા કરવી, ૧૩ પલાંઠી બાંધીને બેસવું, ૧૪ જુદા જુદા પગ લાંબા કરીને બેસવું, ૧૫ પરસ્પર વિવાદ કરવો (લડાઈ કરવી), ૧૬ કોઈની હાંશી (મશકરી) કરવી, ૧૭ કોઈપર ઈર્ષા કરવી, ૧૮ સિંહાસન, પાટ, બાજોઠ વિગેરે ઉંચા આસન ઉપર બેસવું, ૧૯ કેશ શરીરની વિભુષા (શોભા) કરવી, ૨૦ છત્ર ધારવું, ૨૧ ખડગનું ધરવું (કોઈપણ જાતિના શસ્ત્ર રાખવાં), ૨૨ મુગટ રાખવો, ૨૩ ચામર ધરાવવા, ૨૪ ધરણું નાખવું (કોઈની પાસે માંગતા હોઈએ તેને દેરાસરમાં પકડવો), ૨૫ સ્ત્રીઓની સાથે કામવિકાર તથા હાશ્ય વિનોદ કરવાં (માત્ર વચનથી હાશ્ય કરવો), ૨૬ કોઈપણ જાતિની ક્રીડા કરવી (પાનાં, ગંજીફા વીગેરે રમવાં), ૨૭ મુખકોશ બાંધ્યા વિના પૂજા કરવી, ૨૮ મલીન વસ્ત્રે કે શરીરે પૂજા કરવી, ૨૯ ભગવંતની પૂજા વખતે પણ ચિત્તને ચપળ રાખવું, ૩૦ દેરામાં પ્રવેશ કરતી વખતે સચિત્ત વસ્તુને દૂર છાંડે નહીં, ૩૧ અચિત્ત પદાર્થ શોભાકારી હોય તેને દૂર મૂકવા (નિરંતર પહેરવાના દાગીના ઉતારી નાખવા), ૩૨ એક સાટિક (અખંડ વસ્ત્ર)નું ઉતરાસણ કર્યા વિના દેરામાં જવું, ૩૩ પ્રભુની પ્રતિમા દીઠે થકે પણ બે હાથ ન જોડવા, ૩૪ છતી શકિતએ પ્રભુની પુજા ન કરે, ૩૫ પ્રભુને ચઢાવવા યોગ્ય ન હોય એવા પદાર્થ પ્રભુને ચઢાવવા, ૩૬ પુજા કરે પણ તેમાં અનાદરપણું રાખે, ભકિત બહુમાન ન રાખવા, ૩૭ ભગવંતની નિંદા કરનાર પુરૂષોને અટકાવે નહીં, ૩૮ દેવદ્રવ્યનો વિનાશ થતો દેખી ઉવેખે, ૩૯ છતી શકિતયે દેરે જતાં વાહન ઉપર બેસે, ૪૦ દેરામાં વડેરાથી પહેલાં ચૈત્યવંદન કે પુજા કરે. જિનભવનમાં રહેતાં ઉપર લખેલાં કારણમાંથી હરકોઈ પણ કારણને સેવે તો મધ્યમ આશાતના થાય છે તે વર્જવી.

## ( દેવ (દેરાસર) ની ઉત્કૃષ્ટ ૮૪ આશાતના )

૧ ખેલ તે નાશિકાનું લીંટ દેરાસરમાં નાખે, ૨ જુગાર, ગંજીફા, શેત્રંજ, ચોપટ વિગેરેની રમત દેરામાં કરે, ૩ દેરામાં લડાઈ કરે, ૪ કળા તે ધનુષ વિગેરેની (કળા) દેરામાં શીખે, ૫ કોગળા કરે, ૬ તંબોળ ખાય, ૭ તંબોળ ખાઈને કુચો દેરામાં નાખે,

૮ દેરામાં કોઇને ગાળ આપે (દે), ૯ દેરામાં લઘુનીતિ વડીનીતિ કરે, ૧૦ હાથ પગ મુખ શરીર દેરામાં ધુવે, ૧૧ કેશ સમારે. ૧૨ નખ ઉતારે, ૧૩ લોહી પાડે, ૧૪ સુખડી વિગેરે દેરામાં ખાય, ૧૫ ગુમડાં ચાઠાં વિગેરેની છાલ ચામડી ઉખેડી દેરામાં નાખે, ૧૬ પિત્ત તે મુખમાંથી નિકળેલું પિત્ત (ધાતુ) દેરામાં નાખે, ૧૭ દેરામાં ઉલટી કરે,૧૮ દાંત પડી જાય તે દેરામાં પડવા દે, ૧૯ દેરામાં વિશ્રામ કરે(વિસામો લે),૨૦ ગાય, બળદ, ભેંસ, ઉંટ, ઘોડા, બકરાં, ઘેટાં, વિગેરે દેરામાં બાંધે, ૨૧ દાંતનો મેલ પાડે, ૨૨ આંખનો મેલ પાડે, ૨૩ નખ પાડે, ૨૪ ગાલ વગાડે, ૨૫ નાશિકાનો મેલ નાખે, ૨૬ મસ્તકનો મેલ નાખે, ૨૭ કાનનો મેલ નાખે, ૨૮ શરીરનો મેલ નાખે, ૨૯ મંત્ર તે ભૂતાદિક નિગ્રહના મંત્રસાધન દેરામાં કરે અથવા રાજ્ય પ્રમુખના કાર્યને વિચાર કરવા દેરાસરમાં પંચ ભેળા થઈ બેસે, ૩૦ વિવાહ વિગેરેનાં સંસારીક કાર્ય માટે દેરાસરમાં પંચ મળે, ૩૧ દેરાસરમાં બેસીને પોતાના ઘરના કે વેપારનાં નામ લેખાં લખે, ૩૨ રાજાના વિભાગનો કર અથવા પોતાના સગાં વહાલાંઓને આપવા યોગ્ય વિભાગની વેહેંચણી દેરાસરમાં કરે, ૩૩ પોતાના ઘરનો દ્રવ્ય દેરાસરમાં મુકે અથવા દેરાસરના ભંડારમાં પોતાનો દ્રવ્ય સાથે રાખે, ૩૪ પગ ઉપર પગ રાખી (ચઢાવી) દેરાસરમાં બેસે, ૩૫ દેરાસરની ભીંત, ઓટલા, જમીન ઉપર છાણાં થાપે સુકાવે, ૩૬ પોતાનાં વસ્ત્ર દેરાસરમાં સુકાવે, ૩૭ મગ, ચણા, મઠ, તુએરની દાળ કરવા દેરાસરમાં સુકાવે, ૩૮ પાપડ, ૩૯ વડી, ખેરો, શાક, અથાણા વિગેરે કરવા હરકોઈ પણ પદાર્થ સુકાવે, ૪૦ રાજા વિગેરેના ભયથી દેરાસરના ગભારા, ભોંયરા, ભંડાર વિગેરેમાં સંતાવું, ૪૧ દેરાસરમાં બેઠા થકા પોતાના કોઇપણ સંબંધીનું મરણ સાંભળી રૂદન કરવું, ૪૨ સ્ત્રીકથા, રાજકથા, દેશકથા, ભોજનકથા, વિકથા દેરાસરમાં કરવી, ૪૩ પોતાના ઘરકામ સારૂ કોઈ પ્રકારના યંત્ર ઘાણી વિગેરે શસ્ત્ર અસ્તરા વિગેરે દેરાસરમાં ઘડાવવા તૈયાર કરાવવા, ૪૪ ગૌ, ભેંસ, બળદ, ઘોડા, ઊંટ વિગેરે દેરાસરમાં પુરી રાખવાં, ૪૫ તાઢ પ્રમુખના કારણથી દેરાસરમાં બેસી તાપણી પ્રમુખનું સેવન કરવું, ૪૬ દેરાસરમાં પોતાના સંસારીક કાર્ય માટે રંધન કરવું, ૪૭ દેરાસરમાં બેસી રૂપીઆ, મોહોર, ચાંદી, સોનું, રત્ન વિગેરેની પરિક્ષા કરવી, ૪૮ દેરાસરમાં પેસતાં નિકળતાં નિસીહિ આવસહિ કહેવું ભુલી જવું, ૪૯ છત્ર, ૫૦ પગરખાં, ૫૧ શસ્ત્ર ચામર એ વસ્તુઓ દેરાસરમાં લાવવી, ૫૨ મનને એકાગ્રતા ન રાખવું, ૫૩ તેલ પ્રમુખનું દેરાસરમાં ચોળાવવું, ૫૪ સચિત પુલ વિગેરે જે કાંઈ હોય તે દેરાસરથી બહાર ન કાઢી નાખવાં, ૫૫ દરરોજ પહેરવાના દાગીના દેરે જતાં ન પહેરવા, જેથી આશાતના થાય કેમકે લોકમાં પણ નિંદા થાય કે જુઓ આ કેવો ધર્મ કે દરરોજ પહેરવાના દાગીના પણ દેરે જતાં પહેરવાની જેમાં મનાઈ છે, ૫૬ જિનપ્રતિમા દેખીને બે હાથ ન જોડવા, ૫૭ એક પનાવાળા ઉત્તમ વસ્ત્રનું ઉતરાસણ કીધા વિના દેરામાં જાય, ૫૮ મુકુટ મસ્તકે બાંધી રાખે, ૫૯ માથા ઉપર મોલી વીંટી રાખે (વસ્ત્ર વીંટી રાખે). ૬૦ માથામાં પાઘડી વિગેરે ઉપર ઘાલેલું પુલ કાઢી ન નાંખે, ૬૧ હોડપાડે (શરત કરે) જેમકે એક મુઠીએ નાળીયર ભાગી આપે તો અમુક આપું, ૬૨ દેરાસરમાં દડાગેડીથી રમત કરવી, ૬૩ દેરાસરમાં કોઇપણ મોટા માણસને જુહાર

(સલામ) કરવી, ૬૪ દેરાસરમાં જેમ લોક હસી પડે એવી કોઈપણ જાતની ભાંડચેષ્ટા કરવી, જેમકે, આંખો મચકોડવી કે કાખ વગાડવી કે હાથના આમતેમ લેંહેકા કરવા, ૬૫ કોઈને તિરસ્કાર વચન બોલવું, જેમકે, અરે! અલ્યા, દુષ્ટ ચોર એમ બોલવું, ૬૬ કોઈની પાસે લેહેણું હોય તેને દેરાસર વિગેરેમાં પકડવો અથવા દેરાસરમાં લંઘન કરી તેની પાસેથી દ્રવ્ય લેવું, ૬૭ દેરાસરે રણસંગ્રામ કરવો, ૬૮ દેરાસરમાં ચોટલી વાળ ઓળવા, ૬૯ દેરાસરમાં પલાંઠી બાંધીને બેસવું, ૭૦ પગ સાફ રાખવા માટે દેરાસરમાં કાષ્ટની પાવડી પહેરવી, ૭૧ દેરાસરમાં બીજા લોકોની અડચણની અવગણના કરીને પગ લાંબા કરી બેસવું, ૭૨ શરીરના સુખ માટે પગે પડપડી દેવરાવે (પગચંપી કરાવે), ૭૩ હાથ પગ ધોવા વિગેરે કારણથી દેરાસરમાં ઘણું પાણી ઢોળી દેરામાં જતાં જવાના માર્ગમાં કીચડ કરે, ૭૪ ધુળવાળા પગથી આવી દેરાસરમાં પગ ઝાટકે જેથી દેરામાં ધુળ ધુળ કરે–ધુળ ઉડાડે, ૭૫ દેરાસરમાં મૈથુન સેવે–કામકેલી કરે, ૭૬ માથા ઉપર પહેરેલી પાઘડીમાંથી કે લુગડાંમાંથી માંકણ જુ પ્રમુખ વીણીને દેરામાં નાખે અથવા વીણે, ૭૭ દેરાસરમાં બેસી ભોજન કરે, ૭૮ ગુહ્યસ્થાન બરોબર ઢાંકયા વિના જેમ તેમ બેસી લોકને (ગુહ્યસ્થાન) દેખાડે તથા દેરામાં દૃષ્ટિયુદ્ધ તથા બાહુયુદ્ધ કરે, ૭૯ દેરામાં બેસી વૈદુ કરે (ઔષધ વિગેરે દેરામાં કોઈને બતાવે), ૮૦ દેરાસરમાં વેચવું સાટવું કરે, ૮૧ દેરામાં સય્યા કરી સુવે, ૮૨ દેરાસરમાં પાણી પીયે અથવા દેરાસરની અગાશી યા પરનાળથી પડતાં પાણી ઝીલે, ૮૩ દેરાસરમાં સ્નાન કરે, ૮૪ દેરાસરમાં સ્થિતી કરે (રહે).

## વૃહત્‌ભાષ્યમાં તો માત્ર નીચે મુજબ પાંચ જ આશાતના બતાવી છે.

૧ કોઈપણ પ્રકારે દેરાસરમાં અવજ્ઞા કરવી, ૨ પુજામાં આદર ન રાખવો, ૩ દેવદ્રવ્યનો ભોગ, ૪ દુષ્ટ પ્રણિધાન કરવાં, ૫ અનુચિત પ્રવૃત્તિ કરવી. એમ પાંચે પ્રકારથી આશાતના થાય છે.

૧ અવજ્ઞા આશાતના તે–પલાંઠી બાંધીને બેસવું, પ્રભુને પુંઠ કરવી, પુડપુડી દેવી (પગચંપી કરવી), પગ પસારવા, પ્રભુની સામે દુષ્ટ આસને બેસવું.

૨ આદર ન રાખવો (અનાદર આશાતના) તે–જેવા તેવા વેષથી પુજા કરવી, જેવે તેવે વખતે પુજા કરવી, શુન્યચિત્તે પુજા કરવી.

૩ દેવદ્રવ્યનો ભોગ (ભોગ આશાતના) તે–દેરાસરમાં તંબોળ ખાવો. જેથી અવશ્ય પ્રભુની આશાતના કરી કહેવાય; કેમકે તંબોળ ખાતાં જ્ઞાનાદિકના લાભનો નાશ કીધો માટે આશાતના કહેવાય છે.

૪ દુષ્ટ પ્રણિધાન તે–રાગદ્વેષ મોહથી મનોવૃત્તિ મલીન થઈ હોય એવા વખતે જે ક્રિયા કરવામાં આવે તેવું કાર્ય પ્રભુપૂજામાં ન કરવું.

૫ અનુચિત પ્રવૃત્તિ તે–કોઈના ઉપર ધરણું નાખવું, સંગ્રામ કરવો, રૂદન કરવું, વિકથા કરવી, જનાવર બાંધવાં, રાંધવું, ભોજન કરવું, ઘરની કાંઈપણ ક્રિયા કરવી, ગાળ દેવી, વૈદુ કરવું, વ્યાપાર કરવો. એટલાં વાનાંમાંથી હરકોઈ કામ કરવું તેને અનુચિત પ્રવૃત્તિ નામની આશાતના કહેવાય છે તે તજવા યોગ્ય છે.

ઉપર લખેલી સર્વ પ્રકારની આશાતનાવિષયમાં અત્યંત લોભી, અવિરતી, અપચ્ચખાણી એવા દેવતા પણ નિત્ય વર્જે છે. જે માટે કહેલું છે કે,

देव हरयंमि देवा विसयविस । विमोहिआवि न कयावि ॥
अच्छर साहिं पिस महा । संखिड्डाई वि कुणंति ॥

વિષયરૂપ વિષથી મોહિત થઈ ગયેલા દેવતા પણ દેવાલયમાં કોઇપણ વખતે અપ્સરાઓની સાથે હાસ્યવિનોદ માત્ર આશાતના થવાના ભયથી કરતા નથી.

( ગુરૂની તેત્રીસ આશાતના )

૧ ગુરૂની આગળ ચાલે તો આશાતના થાય, કેમકે માર્ગ દેખાડવા વિગેરે કોઇપણ કામ વિના ગુરૂની આગળ ચાલવાથી અવિનયનો દોષ લાગે છે, માટે યોગ્ય નથી.
૨ ગુરૂના બે પાસે બરોબર ચાલે તો અવિનયીજ ગણાય માટે આશાતના થાય છે.
૩ ગુરૂની નજીક પછવાડે ચાલતાં પણ ખાંસી છીંક વગેરે આવે તો તેમાંથી ઉછળેલા સલેખમ બળખાનો છાંટો ગુરૂને લાગવાના દોષનો સંભવ થવાથી આશાતના થાય છે
૪ ગુરૂને પીઠ કરી બેસે તો અવિનય દોષ લાગવાથી આશાતના સમજવી.
૫ ગુરૂને બે પડખે બરોબર બેસે તોપણ અવિનયનો દોષ લાગવાથી આશાતના સમજવી.
૬ ગુરૂની પાછળ બેસવાથી થુંક બળખાના દોષનો સંભવ હોવાથી આશાતના થાય છે.
૭ ગુરૂની આગળ ઉભા રહે તો દર્શન કરનારને અડચણ થવાથી આશાતના સમજવી.
૮ ગુરૂની બે બાજુમાં ઉભા રહેવાથી સમાસન થાય તે અવિનય છે માટે આશાતના સમજવી.
૯ ગુરૂની પાછળ ઉભા રહેવાથી થુંક બળખો લાગવાનો સંભવ થવાથી આશાતના થાય છે.
૧૦ આહારપાણી કરતાં ગુરૂથી પહેલાં ચળુ કરી ઉઠી જાય તો આશાતના ગણાય.
૧૧ ગમનાગમનની ગુરૂથી પહેલાં આલોયણા લે તો આશાતના સમજવી.
૧૨ રાતે સુતા પછી ગુરૂ બોલે કે, કોઈ જાગે છે ? એમ પુછે થકે પોતે કાંઈક જાગતો હોય પણ આળસથી ઉત્તર ન અપાય તો આશાતના લાગે.
૧૩ ગુરૂ કાંઈક કહેતાજ હોય તે પહેલાં પોતે બોલી ઉઠે તો આશાતના લાગે.
૧૪ આહારપાણી લાવી પ્રથમ બીજા સાધુઓને કહી પછી ગુરૂને કહે તો આશાતના લાગે.
૧૫ આહારપાણી લાવી પ્રથમ બીજા સાધુઓને દેખાડી પછી ગુરૂને દેખાડે તો આશાતના સમજવી.
૧૬ આહારપાણીની નિમંત્રણા પ્રથમ બીજા સાધુઓને કરી પછી ગુરૂને કરે તો આશાતના લાગે.
૧૭ ગુરૂને પુછયા વિના પોતાની મરજીથી સ્નિગ્ધ મધુર આહાર બીજા સાધુને આપે તો આશાતના લાગે.
૧૮ ગુરૂને આપ્યા પછી સ્નિગ્ધાદિક આહાર વગર પુછે ભોજન કરી લે તો આશાતના લાગે.

૧૯ ગુરૂનું બોલ્યું સાંભળ્યું અણસાંભળ્યું કરી જવાબ ન આપે તો આશાતના સમજવી.
૨૦ ગુરૂના સામે કઠણ કે ઊચ્ચ સ્વરથી બોલે-જવાબ આપે તો આશાતના લાગે.
૨૧ ગુરૂએ બોલાવે થકે પણ પોતાને સ્થાનકેજ બેઠાં ઉત્તર આપે તો આશાતના લાગે.
૨૨ ગુરૂએ કંઈ કામ માટે બોલાવે થકે શું કહો છો ? એમ ઉત્તર કરે તો આ-
શાતના લાગે.
૨૩ ગુરૂએ કંઈ કહે થકે તેજ વચનથી જવાબ કરે કે તેમજ કરોની ! તો આશાતના લાગે.
૨૪ ગુરૂનું વ્યાખ્યાન સાંભળીને મનમાં રાજી ન થતાં ઉલટો મનમાં દુઃખ પામે તો
આશાતના લાગે.
૨૫ ગુરૂ કાંઇક કહેતા હોય તે વચ્ચે બોલવા લાગી જાય કે એ એમ નથી, હું કહું
છું તેમ છે, એમ કહી ગુરૂ કરતાં અધિક વિસ્તારથી બોલવા મંડી જાય તો
આશાતના સમજવી.
૨૬ ગુરૂ કથા કહેતા હોય તેમાં ભંગાણ પાડીને પોતે વાત કહેવા મંડી જાય તે
આશાતના લાગે.
૨૭ ગુરૂની પર્ષદા ( પરખદા ) ભાંગી નાંખે, જેમકે હવે ગોચરીનો વખત થયો કે
પડીલેહણ વેળા થઈ એમ કહી સર્વને ઉઠાડી મુકે તો ગુરૂનું અપમાન કર્યું
કહેવાય તેથી પણ આશાતના લાગે.
૨૮ ગુરૂએ કથા કહ્યા પછી પોતાનું ડાહાપણ જણાવવા માટે તે કથાને વિસ્તાર
કરીને પોતે બોલવા મંડી જાય તોપણ અપમાન કીધું ગણાવાથી આશાતના સમજવી.
૨૯ ગુરૂની શય્યા ( આસન ) ને પગ લગાડવાથી આશાતના થાય.
૩૦ ગુરૂના સંથારા ( સુવાના બીછાના ) ને પગ લગાડવાથી આશાતના થાય છે.
૩૧ ગુરૂના આસન ઉપર પોતેજ બેસી જાય તો પણ આશાતના ગણાય છે.
૩૨ ગુરૂથી ઊંચા આશને બેસે તો આશાતના થાય.
૩૩ ગુરૂથી સરખે આસને બેશે તોપણ આશાતના થાય.

આવશ્યકચૂર્ણીમાં તો " ગુરૂ કહેતા હોય તે સાંભળી વચમાંજ પોતે બોલે કે હા એમ છે " તોપણ આશાતના થાય. એ એક આશાતના વધી પણ તેના બદલામાં તેમાં ઉચ્ચાસણ અને સમાસન ( બત્રીસ અને તેત્રીસમી ) એ બે આશાતનાની એક ગણાવી તેત્રીસજ રાખી જણાય છે.

ગુરૂની વળી જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ પ્રકારની આશાતના છે.

૧ ગુરૂને પગ પ્રમુખથી સંઘટ્ટન કરવું તે જઘન્ય આશાતના; ૨ સળેખમ, બળ-ખો અને થુંકનો છાંટો અડકાડવો એ મધ્યમ આશાતના; અને ૩ ગુરૂનો આદેશ માનેજ નહીં, અથવા માન્ય કરે તોપણ વિપરીત કરે, કહેલું સાંભળેજ નહીં, અને સાંભળ્યું તો પાછો ઉત્તર વાળે કે અપમાનપૂર્વક બોલે તે ઉત્કૃષ્ટ આશાતના.

## ( સ્થાપનાચાર્યની આશાતના )

સ્થાપનાચાર્યની આશાતના પણ ત્રણ પ્રકારની છે, જ્યાં સ્થાપેલ હોય ત્યાંથી

ચગાવવા, વસ્ત્રસ્પર્શ કે અંગસ્પર્શ કે પગનો સ્પર્શ કરવો તે જઘન્ય આશાતના; ૨ ભુમિપર પાડવા, જેમ તેમ મુકવા, અવગણના કરવી વિગેરેથી મધ્યમ આશાતના સમજવી. ૩ સ્થાપનાચાર્ય ગમાવે, ભાંગે તો ઉત્કૃષ્ટ આશાતના સમજવી.

એવી રીતે જ્ઞાનના ઉપકરણની પેઠે દર્શન ચારિત્રના ઉપકરણની આશાતના પણ વર્જવી. જેમકે, રજોહરણ ( ઓઘો ), મુખપટ્ટી, દાંડો, દાંડી પ્રમુખ પણ ( " **अहवानाणा इति अं** અથવા જ્ઞાનાદિક ત્રણના ઉપકરણો પણ સ્થાપનાચાર્યને સ્થાનકે સ્થપાય " એ વચનથી ) જો વધારે રાખે તો આશાતના થાય માટે યથા યોગ્યજ રાખવાં પણ વધારે રાખવાં નહીં, તેમજ જેમ તેમ રખડતાં મુકવાં નહીં, કેમકે રખડતાં મુકતાં આશાતના લાગે છે અને તેની પાછી આલોયણા લેવી પડે છે. જે માટે મહાનિશીથસૂત્રમાં કહેલું છે કેઃ—**अवि हिए निअं सणुत्तरिअं रयहरणं दंडगंवा परिभुंजे चउथ्थं** " અવિધિથી ઉપર ઓઢવાનો કપડો ( કપડું ), રજોહરણ, દાંડો, જો વાવરે તો ચોથ ( ઉપવાસ )ની આલોયણ આવે છે. " માટે શ્રાવકે ચરવલો, મોહપટ્ટી પ્રમુખ વિધિપૂર્વકજ વાપરવાં, અને વાપરીને પાછાં યોગ્ય સ્થાનકે રાખવાં. જો અવિધિએ વાપરે અથવા જ્યાં ત્યાં રખડતાં મુકે તો ચારિત્રના ઉપકરણની અવગણના કરી કહેવાય અને આશાતના લાગે વિગેરે દોષ નિ ઉત્પત્તિ થાય, માટે વિવેકપૂર્વક વિચાર કરી વાપરવાં.

### ( ઉત્સૂત્ર ભાષણ આશાતના વિષે )

આશાતનાના વિષયમાં ઉત્સૂત્રમ ( સૂત્રમાં કહેલા આશયથી વિરૂદ્ધ ) ભાષણ કરવાથી અરિહંતની કે ગુરૂની અવગણના કરવી એ મોટી આશાતનાઓ અનંત સંસારની હેતુ છે. જેમકે ઉત્સૂત્ર પ્રરૂપણાથી સાવદ્યાચાર્ય, મરીચી, જમાલિ, કુળવાલુઓ સાધુ વિગેરે ઘણાક જીવો અનંત સંસારી થયા છે. કહ્યું છે કેઃ —

**उत्सूत्त भासगाणं । बोहिनासो अणंत संसारो ॥**
**पाणच्चए विधिरा । उस्सुत्तं ता न भासंति ॥ १ ॥**
**तिथ्थयर पवयण सूअं । आयरियं गणहरं महट्ठीअं ॥**
**आसायंतो बहुसो । अणंत संसारीओ होई ॥ २ ॥**

ઉત્સૂત્રના ભાષકને બોધિબીજનો નાશ થાય છે અને અનંત સંસારની વૃદ્ધિ થાય છે, માટે પ્રાણ જતાં ત્રણ ધીર પુરૂષો ઉત્સૂત્ર વચન બોલતા નથી. તીર્થંકર, પ્રવચન ( જૈનશાસન ), જ્ઞાન, આચાર્ય, ગણધર, ઉપાધ્યાય, જ્ઞાનાદિકથી મહર્દ્ધિક સાધુ ( સાધુ ), એઓની આશાતના કરતાં પ્રાણી ઘણુંકરી અનંત સંસારી થાય છે.

### ( દેવદ્રવ્યાદિનો નાશ—આશાતના કરવાનું ફળ)

એવીજ રીતે દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણદ્રવ્ય, તથા ગુરૂદ્રવ્ય ( વસ્ત્ર પાત્રાદિક ) નો નાશ કરવાથી કે તેને ઉવેખવાથી ( અવગણના કરવાથી ) પણ મોટી આશાતના થાય છે. જે માટે કહેલું છે કેઃ—

चेइअ दव्वविणासे । इसिवाण पवयणस्सउड्डाहे ॥
संजइ चउथ्थभंगे । मूलग्गी बोहिलाभस्स ॥

દેવદ્રવ્યનો વિનાશ કરે, સાધુનો ઘાત કરે, જૈનશાસનની નિંદા કરાવે, સાધવીનું ચોથું વ્રત ભંગાવે, તો તેના બોધિલાભ ( ધર્મની પ્રાપ્તિ ) રૂપ મૂળમાં . અગ્નિ લાગે છે. ( ઉપરનાં ચાર કારણ કરનારને આવતા ભવમાં ( ધર્મની પ્રાપ્તિ થતી નથી.) દેવદ્રવ્યાદિકનો નાશ ભક્ષણ કરવાથી કે અવગણના કરવાથી સમજવો.

શ્રાવકદિનકૃત્ય અને દર્શનશુદ્ધિ પ્રકરણમાં તો એમ કહેલું છે કેઃ—

चेइअ दव्वं साहारणं च । जो दुहइ मोहिअ मइओ ॥
धम्मं सो न याणाइ । अहवा बद्धाउओ नरए ॥

ચૈત્યદ્રવ્ય ( દેવદ્રવ્ય ), સાધારણદ્રવ્યનો જે મૂર્ખમતિ વિનાશ કરે, તે ધર્મ ન પામે અથવા નરકનું આયુષ્ય બાંધે છે. ( નરકનું આયુષ્ય જેણે બાંધ્યું હોય તથા ધર્મ ન જાણતો હોય ને જેની મોહમુંઝાએલ મતી હોય, એવો પુરૂષ દેવદ્રવ્ય ભક્ષણ કરે છે.)

## (સાધારણ દ્રવ્યનું લક્ષણ )

દેવદ્રવ્ય તો પ્રસિદ્ધજ છે, પણ સાધારણદ્રવ્ય તે-દેરૂં, પુસ્તક, નિર્ધનશ્રાવક વગેરેને ઉદ્ધરવાને ( સાહાય કરવાને ) યોગ્ય દ્રવ્ય ઋદ્ધિવંત શ્રાવકોએ મળી મેળવ્યું હોય તેનો વિનાશ કરવો, તે વ્યાજે આપેલા કે વ્યાપાર કરવા આપેલાનો ઉપયોગ કરવો, તે સાધારણદ્રવ્યનો વિનાશ કર્યો કહેવાય છે. કહેલું છે કેઃ—

## દેવદ્રવ્યનો વિનાશ થતો અટકાવવા સંબંધે સાધુ શ્રાવકનો ધર્મ.

चेइअ दव्व विणासे । तद्दव्व विणासणे दुविहभेए ॥
साहुओ विख्खमाणो । अणंत संसारिओ होई ॥

જેના બે બે પ્રકારના ભેદની કલ્પના કરાય છે, એવા દ્રવ્યદેવનો નાશ થતે, દેખી સાધુ પણ જો ઉવેખણા કરે તો અનંત સંસારી થાય છે. અહિંયાં દેવદ્રવ્યનાં બે બે ભેદની કલ્પના કેમ કરવી તે બતાવે છે. દેવદ્રવ્ય કાષ્ટ, પાષાણ, ઈંટ, નળીયાં વિગેરે જે હોય ( જે દેવદ્રવ્ય કહેવાય ) તેનો વિનાશ, તેના પણ બે ભેદ છે. એક યોગ્ય અને બીજો અતીતભાવ. યોગ્ય તે નવાં લાવેલાં અને અતીતભાવ તે દેરાસરમાં લગાડેલાં, તેના પણ મૂળ અને ઉત્તર નામના બે ભેદ છે. મુળ તે થંભ કુંભી વિગેરે, ઉત્તર તે છાજ નળીયાં વિગેરે, તેના પણ સ્વપક્ષ અને પરપક્ષ નામના બે ભેદ છે. સ્વપક્ષ તે શ્રાવકાદિકોએ કરેલો વિનાશ, અને પરપક્ષ તે મિથ્યાત્વી વિગેરે લોકોએ કરેલો વિનાશ. એમ દેવદ્રવ્યના ભેદની કલ્પના અનેક પ્રકારની થાય છે. ઉપર લખેલી ગાથામાં " અપિ " ગ્રહણ કરેલ છે તેથી શ્રાવક પણ ગ્રહણ કરવા એટલે શ્રાવક કે સાધુ જો દેવદ્રવ્યનો વિનાશ થતો ઉવેખે તો અનંત સંસારી થાય છે.

અહિંયાં કોઇક એમ પૂછે કે, મન, વચન, કાયાથી સાવદ્ય ( પાપનાં કામ ) કરવાં, કરાવવાં, અનુમોદવાનાં પણ જેને ત્યાગ છે એવા સાધુઓએ દેવદ્રવ્યની રક્ષ

શા માટે કરવી જોઇએ? (દેવદ્રવ્યનું રક્ષણ કરતાં શું સાધુને પાપ ન લાગે?) ઉત્તર આપતાં આચાર્ય કહે છે કે, સાધુ જો કોઇક રાજા, દીવાન, શેઠ પ્રમુખની પાસેથી યાચના કરી ઘર, હાટ, ગામ, ગરાસ લઈ તેના દ્રવ્યથી જો નવું દેરાસર બંધાવે, તો તમે કહો છો તેમ દોષ લાગે; પણ કોઇક ભદ્રક જીવોએ તૈયાર બનાવેલું દેરાસર ધર્મ પ્રમુખની વૃદ્ધિને માટે સાધુને આપેલું હોય અથવા જીર્ણ દેરાસર વિનાશ પામતું હોય તેનું રક્ષણ કરે, તો તેમાં કાંઇ સાધુને પોતાના ચારિત્રની હાનિ થતી નથી, પણ અધિક વૃદ્ધિ થાય છે, કેમકે ભગવંતની આજ્ઞાનું પાલન કરેલું ગણાય છે માટે. જો દેરાસર નવીન બંધાવતા ન હોય પણ પૂર્વે કરાવેલાનો કે દેરાસર દ્વેષીનો તેને કષ્ટ આપીને પણ બચાવ કરવો તેમાં કાંઇ પ્રાયશ્ચિત આવતું નથી તેમ કાંઇ પ્રતિજ્ઞા પણ ભંગ થતી નથી. આગમમાં પણ એમજ કહેલું છે કેઃ—

चीएइ चेइआणं । खित्त हिरन्ने अ गाम गोवाइ ॥ लग्गं तस्सउ जईणो । तिगरणो सोहि कहंतु भवे ॥ १ ॥ भन्नई इथ्थावि भासा । जो एयाइं सयं वि मग्गिज्जा ॥ तस्स न होई सोही । अहकोई हरिज्ज एयाइं ॥ २ ॥ तथ्थ करंतु उवेहं । साजा भणिआओ तिगरण विसोहि ॥ सायन होई अभत्ती । अवस्स तस्हा निवारिज्जा ॥ ३ ॥ सव्वथ्थामेणतोहिं । संवेणय होई लग्गि अव्वं तु ॥ सचरित्त चरित्तीणय । सव्वेसि होई कज्जंतु ॥ ४ ॥

દેરાસરના કામને માટે દેવદ્રવ્યની વૃદ્ધિ કરતાં ખેત્ર, સુવર્ણ ચાંદી, ગામ, ગરાસ, ગાય, બળદ, વિગેરે દેરાસરના નિમિત્તે ઉપજાવનાર સાધુને ત્રિકરણયોગ (મન, વચન, કાયા)ની શુદ્ધિ કયાંથી હોય? એમ પ્રશ્ન કરવાથી આચાર્ય ઉત્તર આપે છે કે, ઉપર લખેલાં કારણ જો પોતે કરે એટલે દેવદ્રવ્યની વૃદ્ધિ માટે પોતે યાચના કરે તો તેને ચારિત્રની શુદ્ધિ ન કહેવાય; પણ તે દેવદ્રવ્યની (ક્ષેત્ર, ગામ, ગરાસ વિગેરેની) કોઇ ચોરી કરે, તે ખાઇ જાય, કે લઇ લેતો હોય તો તેને ઉવેખે (અવગણના કરે) તો ત્રિકરણ વિશુદ્ધિ ન કહેવાય; છતી શક્તિયે જો ન નિવારે તો અભકિત ગણાય છે માટે જો દેવદ્રવ્યનો કોઇ વિનાશ કરતો હોય તો તેને સાધુ અવશ્ય નિવારે—અટકાવે; ન નિવારે તો દોષ લાગે છે. દેવદ્રવ્યના ભક્ષણ કરનાર પાસેથી દ્રવ્ય પાછું લેવાના કાર્યમાં કદાપિ સર્વ સંઘનું કામ પડે તો સાધુ શ્રાવકે પણ તે કાર્યમાં લાગીને (તે કાર્ય) પાર પાડવું, પણ ઉવેખવું નહીં. વળી બીજા ગ્રંથોમાં પણ કહેલું છે કેઃ—

## દેવદ્રવ્યનું ભક્ષણ કરવાનું તથા ભક્ષણ કરનારને ઉવેખવાનું ફળ.

भख्खेइ जो उवेख्खेइ । जिणदव्वं तु सावओ ॥
पन्नाहीणो भवे जोअ । लिप्पए पावकम्मुणा ॥ १ ॥

દેવદ્રવ્યનું ભક્ષણ કરે કે ભક્ષણ કરનારને ઉવેખે તથા પ્રજ્ઞાહીનપણાથી દેવદ્રવ્યનો ઉપયોગ કરે તોપણ પાપકર્મથી લેપાય છે. પ્રજ્ઞાહીનપણું એટલે દેવદ્રવ્ય કોઇકને અંગઉધાર આપે, થોડા મૂલ્યવાળા દાગીના રાખી વધારે દેવદ્રવ્ય આપે, આ પુરૂષ પાસેથી દેવદ્રવ્ય પાછું અમુક કારણથી વસુલ કરાવી શકીશું એવો વિચાર

કર્યા વિનાજ આપે. આ કારણોથી દેવદ્રવ્યનો છેવટ વિનાશ થાય તે પ્રજ્ઞાહીનપણું જણાય છે. પ્રજ્ઞાહીનપણું તે ખરેખરો વિચાર કીધા વિના આપે તે. જેથી છેવટ દેવદ્રવ્યનો વિનાશ થાય તે પ્રજ્ઞાહીન કહેવાય છે.

आयाणं जो भंजई । पडिवन्न धणं न देई देवस्स ॥
नस्संतो समुवेख्खई । सोविहु परिभमई संसारे ॥ २ ॥

જે શ્રાવક દેરાસરની આવકને ભાંગે, દેવદ્રવ્યમાં આપવું કબુલ કરીને પછી આપેજ નહીં, દેવદ્રવ્યનો નાશ થતો દેખી ઉવેખી નાખે ( શરમથી લઇ શકે નહીં ) તો તે પણ બહુળ સંસારમાં પરિભ્રમણ કરે છે.

जिणपवयण वुड्ढीकरं । पभ्भावगं नाणदंसण गुणाणं ॥
भख्खंतो जिणदव्वं । अणंत संसारीओ होई ॥ ३ ॥

જિન પ્રવચનની વૃદ્ધિ કરાવનારૂં (દેવદ્રવ્યથી દેરાસરમાં વારંવાર શોભાકારી કાર્યો થાય છે, મોટી પૂજા ભણાવાય છે તેમાં દેવદ્રવ્યનો સામાન કળસાદિક ઉપયોગી થઈ પડે છે, જે દેરાસરમાં દેવદ્રવ્યનો સામાન ઘણો હોય ત્યાં ઘણા લોકો આવવાથી ઘણાના મનમાં દર્શનઉત્સાહ વધે છે), જ્ઞાન દર્શન ચારિત્ર વિગેરે ગુણોની વૃદ્ધિ કરાવનારૂં (દેરાસરમાં ઘણા સાધુ મુનિઓ આવવાથી તેના ઉપદેશાદિક સાંભળીને ઘણા ભવ્યજીવોને જ્ઞાનદર્શનની વૃદ્ધિ થાય છે), એવું જે દેવદ્રવ્ય છે તેનું જે પ્રાણી ભક્ષણ કરે તે અનંત સંસારી થાય છે.

### દેવદ્રવ્યનું રક્ષણ તથા વૃદ્ધિ કરવાનું ફળ.

जिण पवयण वुड्ढी करं । पभ्भावगं नाणदंसण गुणाणं ॥
रख्खंतो जिणदव्वं । परित संसारीओ होई ॥ ४ ॥

જિન પ્રવચનની વૃદ્ધિ કરાવનારૂં, જ્ઞાનદર્શન ગુણને દીપાવનારૂં જે દેવદ્રવ્ય છે તેનું જે પ્રાણી રક્ષણ કરે છે તે અલ્પભવમાં મોક્ષપદને પામનાર થાય છે.

जिण पवयण वुड्ढीकरं । पभ्भावगं नाणदंसण गुणाणं ॥
वुड्ढंतो जिणदव्वं । तिथ्थयरत्तं लहइ जीवो ॥ ५ ॥

જિનપ્રવચનની વૃદ્ધિ કરાવનારૂં, જ્ઞાનદર્શનગુણને દીપાવનારૂં એવું જે દેવદ્રવ્ય છે તેની જે પ્રાણી વૃદ્ધિ (જુનાનું રક્ષણ કરવું અને નવું વધારવું) કરે છે તે તીર્થંકરપદને પામે છે. (દર્શનશુદ્ધિ પ્રકરણમાં એ પદની વૃત્તિમાં લખેલ છે કે, દેવદ્રવ્યના વધારનારને અર્હંત ઉપર ઘણીજ ભક્તિ હોય છે તેથી તેને તીર્થંકરગોત્ર બંધાય છે.)

### (દેવદ્રવ્યની વૃદ્ધિ કેવી રીતે કરવી)

પંદર કર્માદાનના કુવ્યાપાર છે, તેમાં દેવદ્રવ્યની ધીરધાર કરવી કહીં, પણ ખરા માલની લેવડદેવડ કરનારા સદ્વ્યાપારીઓના દાગીના રાખી તે ઉપર દેવદ્રવ્ય વ્યાજે આપીને વૃદ્ધિ વિધિપૂર્વક કરવી. જેમ તેમ અથવા વગર દાગીના રાખે કે પંદર કર્માદાનના વ્યાપારના કરનારને આપી દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી નહીં. જે માટે શાસ્ત્રકારે લખેલ છે કેઃ—

जिणवर आणा रहियं । वद्धारंतावि केवि जिगदव्वं ॥
बुड्डंति भवसमुद्दे । मूढा मोहेण अन्नाणी ॥

જિનેશ્વર ભગવંતની આજ્ઞાનું ખંડન જેમાં થાય એવી રીતે દેવદ્રવ્યની વૃદ્ધિ કરનારા પણ કેટલાક મૂર્ખ મોહમાં મુંઝાએલા અજ્ઞાની જીવો ભવસમુદ્રમાં બુડે છે.

કેટલાક આચાર્ય તો એમ કહે છે કે, શ્રાવક વગર બીજા કોઈને દેવદ્રવ્ય ધીરવું હોય તો અધિક મુલવાળા દાગીના રાખીનેજ વ્યાજે આપેલા દેવદ્રવ્યથી દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી ઉચિત છે, પણ દાગીના વગર આપવું ઉચિત નથી. વળી સમ્યકત પચીસીની વૃત્તિમાં આવેલી શંકા શેઠની કથામાં પણ દાગીના ઉપર દેવદ્રવ્ય વૃદ્ધિ કરવાનું લખેલ છે.

## દેવદ્રવ્ય ભક્ષણ કરવા ઉપર સાગર શેઠનું દૃષ્ટાંત.

સાકેતન નગરમાં સાગરશેઠ નામનો પરમ દૃઢધર્મી શ્રાવક હતો, તેને તે ગામના બીજા બધા શ્રાવકોએ મળી કેટલુંક દેવદ્રવ્ય આપ્યું, અને કહ્યું કે દેરાસરના સુતાર, કડીયા, મજુરને આ દ્રવ્યમાંથી આપતા રહેજો ને તેનો હીસાબ લખીને અમને દેખાડજો. પછી સાગરશેઠ લોભાંધ થઈને સુતાર વિગેરેને રોકડ દ્રવ્ય ન આપતાં દેવદ્રવ્ય (પૈસા) થી સોઘાં મૂલનાં ધાન્ય, ઘી, ગોળ, તેલ, વસ્ત્ર વિગેરે વેચતાં લેઈને આપે અને વચ્ચે જે લાભ રહે તે પોતાના ઘરમાં રાખે. એમ કરવાથી એક રૂપીયાની એંસી કાંકણી* થાય છે એવી એક હજારકાંકણીનો લાભ તેણે પોતાના ઘરમાં રાખ્યો. ફક્ત એટલાજ દેવદ્રવ્યના ઉપભોગથી તેણે અત્યંત ઘોરતર દુષ્કર્મ ઉપાર્જન કર્યું. વળી તે દુષ્કર્મને આલોવ્યા વિના મરણ પામીને સમુદ્રમાં જળમાણસપણે ઉત્પન્ન થયો. ત્યાં લાખો ગમે જળજંતુઓનો ભક્ષણ કરતા હોવાથી તે જળજંતુઓના બચાવ માટે અને તે (જળમાણસ) ના મસ્તકમાં રહેલ ગોળીરૂપ રત્ન લેવા માટે તેને ઘણા પ્રપંચ કરી પકડીને સમુદ્રને કાંઠે રહેનારા પરમાધામી જેવા નિર્દય લોકોએ મોટી વજ્રના જેવી કઠણ ઘંટીમાં ઘાલી ઘાણીની પેઠે પીલવાથી ઉત્પન્ન થતી અત્યંત વેદનાને ભોગવી મરણ પામી છેવટે ત્રીજી નરકે નારકીપણે ઉત્પન્ન થયો. વેદાંતમાં કહેલ છે કેઃ—

देवद्रव्येण या वृद्धि । गुरु द्रव्येण यद्धनं ॥
तद्धनं कुलनाशाय । मृतोपि नरकं व्रजेत् ॥

"દેવદ્રવ્યથી જે પોતાના દ્રવ્યની વૃદ્ધિ કરે છે, ગુરૂદ્રવ્યનો જે પોતાના ઘરમાં સંચય કરે છે, તે બન્ને પ્રકારનાં ધન, કુળનો નાશ કરનાર હોવાથી જો તેનો ઉપભોગ કરે તો તે મરણ પામીને પણ નરકમાંજ ઉત્પન્ન થાય છે."

ત્યારપછી તે સાગરશેઠનો જીવ નરકમાંથી નિકળીને મોટા સમુદ્રમાં પાંચસો ધનુષ્ય પ્રમાણ મોટા શરીરવાળો મત્સપણે ઉત્પન્ન થયો. તેને માછીલોકોએ પકડી અંગોઅંગ છેદન કરી મહાકદર્થના ઉપજાવી તે મહાદુઃખથી સહન કરી મરણ પામી છેવટે ચોથી નરકે નારકીપણે ઉત્પન્ન થયો. એ અનુક્રમથી વચ્ચે એકેકો તિર્યંચનો ભવ

*કાંકણી-તે વખતે ચાલતું કાંઈક ચલણ છે.

કરીને પાંચમી, . છઠ્ઠી અને સાતમી નરકે બે બે વાર ઉત્પન્ન થયો. ત્યારપછી વળી દેવદ્રવ્યનું માત્ર એક હજાર કાંકણી જેટલુંજ દ્રવ્ય ભોગવેલ હોવાથી તે એક હજાર ભવ ગાડરમાં ઉત્પન્ન થયો, હજાર વાર સસલો થયો, હજાર વાર મૃગલો થયો. હજાર વાર સાબર થયો, હજાર વાર શીયાળ થયો, હજાર વાર બીલાડો થયો, હજાર વાર ઊંદર થયો, હજાર વાર નોળીયો થયો, હજાર વાર ઘરનો કોળ થયો, હજાર વાર ગરોળી થયો, હજાર વાર પાટલાઘો થયો, હજાર વાર સર્પ થયો, હજાર વાર વીંછી થયો, હજાર વાર વીષ્ટામાં કીડો થયો, એમ વળી હજાર હજાર ભવની સંખ્યાએ પૃથ્વીમાં, પાણીમાં, અગ્નિમાં, વાયુમાં, વનસ્પતિમાં, શંખમાં, છીપમાં, જળોમાં, કીડામાં, પતંગીઆમાં, માખીમાં, ભમરામાં, મત્સમાં, કાચબામાં, ભેંસોમાં, બળદમાં, ઉંટમાં, ખચ્ચરમાં, ઘોડામાં, હાથી વિગેરેમાં લાખો ગમે ભવ કરીને પ્રાયે સર્વ ભવમાં શસ્ત્રાઘાત વિગેરેથી થતી મહાવેદના ભોગવી મરણ પામ્યો. એમ કરતાં જ્યારે ઘણાં કર્મ ભોગવાઈ ખપી ગયાં ત્યારે વસંતપુર નગરે કોટીશ્વર વસુદત્ત શેઠ અને તેની વસુમતી સ્ત્રીનો પુત્ર થયો; પણ ગર્ભમાં આવી ઉત્પન્ન થતાં થતાંજ તેના માતાપિતાનું ધન સર્વ જતું રહ્યું અને જન્મતાંજ પિતા મરણ પામ્યો. પાંચમે વર્ષે માતા પણ મરણ પામી, જેથી લોકોએ મળી તેનું "નિઃપુણ્યક" એવું નામ આપ્યું. રાંકડાની પેઠે ભીખારીની વૃત્તિથી કાંઈક યુવાવસ્થાના સન્મુખ થયો ત્યારે તેનો મામો મળ્યો તે તેને દેખીને દયા આવવાથી પોતાને ઘેર લઈ ગયો. પણ તે એવો કમનસીબ કે જે દિવસે મામો તેને પોતાને ઘેર લાવ્યો તેજ દિવસે રાત્રે તેના (મામાના) ઘરમાં ચોર પેઠા અને જે હતું તે બધું લઈ ગયા. તેણે જાણ્યું કે, ખરેખર 'યથાનામા તથા ગુણા' એમ આજ અભાગીયો છે તેથી તેને ઘર બહાર કાઢી મુકયો. એવીજ રીતે આ નિઃપુણ્યક જ્યાં જ્યાં જેને ઘેર જઇ એક રાતનો કે દિવસનો વાસો વસે ત્યાં ત્યાં ચોર, અગ્નિ, રાજવિપ્લવ વિગેરે કોઇપણ ઉપદ્રવ ઘરધણીપર અકસ્માત્ આવી પડે, જેથી છેવટ આ નિપુણ્યકના પગલાંનાજ પસાય છે એમ તેઓને માલમ પડવાથી તેને ધક્કા મળે. આમ થવાથી રીસે બળતા લોકોએ મળી વળી તેનાં "બળ ગાડર" "મુર્તિમાન્ ઉત્પાત" "દેખીતું દુઃખનું ઝાડ" એવાં નામ પાડયાં. લોકો આવી નિંદા કરવા લાગ્યાથી એ બિચારો ઉદ્વેગ પામીને છેવટે તે દેશ મુકી પરદેશ ચાલ્યો ગયો. તામલીપ્તી પુરીમાં એક વિનયંધર શેઠને ઘેર નોકર રહ્યો, ત્યાંપણ તેજ દિવસે એ શેઠનું ઘર સળગી ઉઠયું આ, આ ભાઈનાંજ પગલાંના પ્રતાપ છે એમ જાણી તેને હડકાયા કુતરાંની પેઠે ઘરમાંથી કાઢયો. અહિંયાં પણ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં એમજ થવા લાગ્યું જેથી તે બિચારો વિચારે છે કે હવે શું કરવું; કોઈ ઉપાય ઉદર પુરણાનો પણ લાગતો નથી, તેથી પોતાના દુઃકર્મને નિંદવા લાગ્યો. કેમકે,

कम्मं कुणंति सवसा । तस्सूदयंमिअ परवसाहुंति ॥
सूरुखं दुरुहइ सवसो । निवडेई परव्वसो तत्तो ॥

જેમ વૃક્ષ ઉપર ચડનારી વેલ પોતાની મરજી પ્રમાણે સહેલાઇથી ચઢે છે પણ જ્યારે પડે છે ત્યારે કોઇકનો ધક્કો કે આઘાત લાગવાથી કે પરવશ્યથી જ પડે છે

તેમ પ્રાણીઓ કર્મ કરે છે તે પોતાની મરજી પ્રમાણે કરે છે પણ તેનો જે પાછો ઉદય આવે છે તે ખરેખર પરવશપણેજ ભોગવવો પડે છે. તેમ આ નિઃપુણ્યક મનમાં લાવીને છેવટે વિચારવા લાગ્યો કે, આ સ્થાનકે મને કાંઈપણ સુખનું સાધન મળી શકતું નથી, તો આ સ્થાન બદલી કોઈક બીજા સ્થાનકે જઉં, જેથી મને કાંઈક પણ આશ્રય મળવાથી હું સુખનો દિવસ દેખીશ. એમ વિચારતાં ત્યાં પાસે આવેલા સમુદ્રને કાંઠે ગયો. તેજ વખતે ત્યાંથી કોઈક વહાણ પરદેશ લાંબી મુસાફરી જતું હતું તેમાં ધનાવહ નામનો શેઠ હતો, તેણે તેને નોકરપણે રાખીને સાથે લીધો. સારા ભાગ્યે વહાણ ચાલ્યાં અને છેવટે જ્યાં જવું હતું ત્યાં જઈ પહોંચ્યાં. આ નિઃપુણ્યક વિચારવા લાગ્યો કે, ખરેખર મારો ભાગ્યોદય થયો; કેમકે મારા બેઠાં થકાં પણ વહાણ ભાગ્યું નહીં, અથવા દૈવ પણ હમણાં મને ભુલી ગયો હશે? જેમ આવતાં મારા સામે દુરદૈવે જોયું નહીં તેમજ પાછા ફરતાં પણ દુરદૈવ મારા સામે નજર ન કરે તો ઠીક થાય. આમ વિચારમાં ને વિચારમાં ત્યાં કેટલાક દિવસ વિત્યા. જોકે ત્યાં બીજો કાંઈ ઉદ્યમ નહીં કરવાથી કાંઈ અલભ્ય લાભ પામી શકયો નહીં પરંતુ તેના સારા નશીબે એનાં પગલાંથી કાંઇપણ ઉપદ્રવ થયો નહીં. આએ એક મોટી ભાગ્ય ખીલવાની વાત છે. પોતાના નિર્ભાગ્યપણાની વાર્તા કાંઈ પોતે ભુલીજ શકતો નથી તેમ પોતાને પણ ખાતરીજ છે કે આ ભાગ્યશાળીનાં પગલાં આવતી વખતે પાધરાં થયાં નહીં પણ વળતી વખતે તો ખુલ્લાં થયાં વિના રહે એમ મને લાગતું નથી. પરંતુ 'ન બોલ્યામાં નવ ગુણ.' જો બોલ્યો તો મને અહિંયાંથી પાછો કોઈ લઈ જશે નહીં, માટે હું આવો ભાગ્યશાળી છું એવું કોઈને જણાવવુંજ નહીં; એમ ધારી અણબોલ્યો ને અણબોલ્યેજ પાછા વળતાં શેઠના વહાણમાં ચઢી બેઠો, તથાપિ તેના મનની ધારતી કાંઇ ગઈજ નહીં. છેવટે તેની ચિંતાએજ જાણે તેમ કીધું ન હોય? એમ અકસ્માત્ એકના જેમ સોખંડજ થયા હોય નહીં! એમ વહાણ ભાંગ્યું. બધા સમુદ્રમાં પડયા. ભાગ્યશાળીઓના હાથમાં પાટીયાં આવવાથી તેઓ બહાર નિકળ્યા. તેમજ સારા નસીબે નિઃપુણ્યકને પણ એક પાટીયું મળવાથી તે પાસે આવેલા કિનારાપર આવી નિકળ્યો. પછી ત્યાં નજીકમાં આવેલા કોઇક ગામડીયા ઠાકોરને ત્યાં નોકરી રહ્યો. તેજ દિવસે નહિ પણ બે ચાર દિવસ પછી અકસ્માત્ મોટી ધાડ આવી પડવાથી તે ઠાકોર લુંટાણો. અરે એટલુંજ નહીં પણ તે ધાડના લુટારા લોકો આ ઠાકોરનોજ પુત્ર છે એમ ધારી તેને પકડી ગયા. ભિલ લોકોએ (ધાડપડુ) આ ઠાકોરનો માલ લુટયો ધારી બીજો કોઈ તેમનો શત્રુ ધાડપાડુ ધાડ લઈ ત્યાં આવી પહોંચ્યો અને ધાડ પાડી લાવેલ ધનના તો હજુ ભાગ પાડયા નહોતા દરમીયાન તે બધું ધન લુંટી ગયો, તેથી તે બધા પલ્લીપતીઓએ (પ્રથમના ધાડપાડુઓએ) ખરેખર આ ભાગ્યશાળીના પસાયથીજ આમ બન્યું એમ ધારી આ નિર્ભાગ્યશેખરને ત્યાંથી પણ વિદાય કર્યો. કહેલ છે કેઃ—

खल्वाटो दिवसेश्वरस्य किरणैः संतापितो मस्तके ॥
वाञ्छन् स्थानमनातपं विधिवसात् बील्वस्य मूलंगतः ॥

तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः ॥
प्रायो गच्छति यत्र दैवहतकस्तत्रैव यान्त्यापदः ॥

સૂર્યના તાપે તપી ગયું છે મસ્તક જેનું એવો કોઈક ખલ્વાટ (જેના માથામાં તાળ પડી છે તેવો પુરૂષ) જ્યાં તાપ ન લાગે એવા સ્થાનને વાંચ્છતો એક બીલના ઝાડની છાયા તળે જઈ ઉભો રહ્યો. પણ નસીબ નબળાં હોવાથી બીલાના ઝાડ ઉપરથી તેના મસ્તકપર તડાક શબ્દ કરતું એક મોટું બીલું આવી પડયું, જેથી તેનું માથું ભાંગી ગયું. માટે ખરૂં છે કે કર્મહીણ પુરૂષો જ્યાં જાય ત્યાં તેને આપદાઓ આવી ઉભી રહે છે.

એમ નવસો નવાણું ઠેકાણે જ્યાં જ્યાં તે ગયો ત્યાં પ્રાયે ચોર, અગ્નિ, સ્વચક્ર (ગામના રાજાનો ભય), પરચક્ર (કોઈ બીજા ગામના રાજાનો અકસ્માત્ ઉત્પન્ન થયેલો ભય), મરકી વિગેરે અનેક ઉપદ્રવ થવાથી ધક્કા મારી કાઢી મુકવાને લીધે તે મહાદુઃખ ભોગવતો છેવટે મહા અટવીમાં આવેલા મહા મહીમાવંત એક શેલ્લક નામના યક્ષના દેરામાં જઈ એકાગ્રચિત્તથી તેનું આરાધન કરવા લાગ્યો. પોતાનું દુઃખ નિવેદન કરીને તેનું ધ્યાન ધરી બેઠે જ્યારે એકવીસ ઉપવાસ થયા ત્યારે તે યક્ષ તુષ્ટમાન થયો અને કહેવા લાગ્યો કે, જ્યારે તું ધનનો અર્થી છું ત્યારે હે કલ્યાણવંત આ મારા દેરાસરની પાછળ દરરોજ એક સુવર્ણમયુર (સોનાની પાંખવાળો મોર) સંધ્યા સમયે નૃત્ય કરશે તે પોતાના સુવર્ણનાં પીછાં ધરતીપર નાખશે તે તું લઈ લેજે, જેથી તારૂં દારિદ્ર દૂર થશે. આવી વાણી સાંભળી તે ઘણોજ ખુશી થયો, પછી સંધ્યા સમયે દેરાની પાછળ ગયો અને જેટલા સુવર્ણનાં પીછાં ગળી (ખરી) પડેલાં હતાં તે બધાં લઈ લીધાં એમ દરરોજ ત્યાં સંધ્યા સમયે હાજર રહે. મોરનું એક એક પીછું જે ગળી પડે તે તે લઈ ભેળાં કરતો રહે. એમ કરતાં જ્યારે નવસો પીછાં ભેગાં થયાં ત્યારે કુબુદ્ધિ આવવાથી (સુજવાથી) એમ વિચારવા લાગ્યો કે, હજી એકસો પીછાં આમાં દેખાય છે તે પડતાં તો ત્રણ મહીના જોઇએ. હવે હું અહિંયાં કેટલાક દિવસ જંગલમાં બેસી રહું. આ બધાં પીછાં મારેજ માટે છે તો મને લેવાને શી અડચણ છે. આજે તો એકજ મુઠીથી બધાં પીછાં ઉખેડી લઉં. આવો વિચાર કરી એક મુઠીથી બધાં પીછાં ઉખેડી લેવાની બુદ્ધિથી જેટલામાં તેની પાસે ઉઠીને આવે છે એટલામાં તે સુવર્ણમયૂર કાળો કાગડો બનીને ઉડી ગયો, અને પહેલાં ગ્રહણ કરી રાખેલાં પીછાં પણ જઇને જુએ તો તે પણ ન મળે. કહેલું છે કેઃ—

दैवमुल्लंघ्य यत्कार्यं । क्रियते फलवन्नतत् ॥
सरोंभश्चातकेनात्तं । गलरंध्रेण गच्छति ॥

"નસીબના સામા થઇને જે કાંઈ કાર્ય કરીયે તેમાં કાંઈપણ ફળ મળી શકતું નથી. તેના ઉપર દૃષ્ટાંત કે—તળાવમાંથી ચાતક પાણી પીયે પરંતુ જેટલું પીયે તેટલું બધું (તેના) ગળામાં રહેલા છીદ્રથી નિકળી જાય છે."

ત્યારે તે વિચારવા લાગ્યો કે, ધિઃક્કાર થાઓ મને કે મેં ફોકટ ઉતાવળ કરી; નહીં તો બધાં સોનાનાં પીછાં મળત. પણ હવે શું થાય? એમ ઉદાસ થઈને આમ તેમ રખડતાં તેને એક જ્ઞાની ગુરૂ મળ્યા. તેઓને નમીને પોતાના પૂર્વભવમાં કરેલા કર્મનું સ્વરૂપ પૂછવા લાગ્યો. મુનિમહારાજે સાગરશેઠના ભવથી માંડીને સર્વ યથાનુભૂત સ્વરૂપ કહી સંભળાવ્યું. તેણે અત્યંત પશ્ચાતાપપૂર્વક દેવદ્રવ્ય ભક્ષણ કરેલાનું આલોયણ પ્રાયશ્ચિત માંગ્યું. મુનિમહારાજે કહ્યું કે, જેટલું દેવદ્રવ્ય તેં ભક્ષણ કીધેલું છે તેના કરતાં કેટલુંક અધિક પાછું આપ. અને હવે પછી દેવદ્રવ્યનું યથાવિધિ સાવધાનપણે રક્ષણ કર. વળી દેવદ્રવ્ય વિગેરેની જેમ વૃદ્ધિ થાય તેમ પ્રવૃત્તિ કર, જેથી તારૂં સર્વ કર્મ જતું રહેશે. સર્વ પ્રકારના સુખભોગની સંપદાની તને પ્રાપ્તિ થશે, એજ ઉપાય છે, બીજો નથી. ત્યારપછી તેણે જેટલું દ્રવ્ય ભક્ષણ કર્યું હતું તેના કરતાં એક હજારઘણું અધિક જ્યાંસુધી પાછું આપી ન શકું ત્યાંસુધી નિર્વાહ માત્ર ભોજન વસ્ત્ર ઉપરાંત કાંઈપણ અધિક પાસે રાખવું નહીં એવો નિયમ મુનિ સમક્ષ ગ્રહણ કર્યો, અને નિર્મળ શ્રાવકવ્રત ગ્રહણ કીધાં. ત્યારપછી જ્યાં જ્યાં જઈને વ્યાપાર કરે ત્યાં ત્યાં સર્વ પ્રકારે લાભ થવા લાગ્યો. જેમ જેમ દ્રવ્યનો લાભ થાય છે તેમ તેમ તે દેવદ્રવ્યના દેવામાં સમર્પણ કરતો જાય છે. એમ હજાર કાંકણી જેટલુંજ દેવદ્રવ્ય ભક્ષણ કીધેલું હતું તેના બદલામાં તે દસ લાખ કાંકણી જેટલું દ્રવ્ય સમર્પણ કરી દેવદ્રવ્યના દેણાથી સર્વથા મુકત થયો. અનુક્રમે જેમ જેમ વ્યાપાર કરે તેમ તેમ તે અધિકતર દ્રવ્ય ઉપાર્જન કરતાં અત્યંત ધનાઢય થયો ત્યારે સ્વદેશ ગયો. ત્યાંના સર્વ વ્યાપારી કરતાં તે અત્યંત ધનપાત્ર તેમજ સર્વ પ્રકારના વ્યાપારમાં અધિક હોવાથી તેને રાજાએ ઘણું સન્માન આપ્યું. ત્યાં તેણે સર્વ ગ્રામ નગરમાં પોતાના દ્રવ્યથી સર્વત્ર નવાં જૈનમંદીર કરાવ્યાં, અને તેની સારસંભાળ કરવી, દેવદ્રવ્યની વૃધ્ધિ કરવી, નિત્ય મહોત્સવ પ્રમુખ કરવા, વિગેરે કૃત્યોથી અત્યંત જિનશાસનની ઉન્નતિ કરવા કરાવવામાં સર્વથી અગ્રેસરી બની સર્વ દીનહીન દુઃખી જનોનાં દુઃખ દુર કરી ઘણા કાળ પર્યંત પોતે ઉપાર્જન કરેલી લક્ષ્મીનો સદુપભોગ કરનો નાનાપ્રકારની સત્ કરણીઓ કરી અર્હત પદની ભક્તિમાં લીન થઈને તીર્થંકર નામ કર્મ ઉપાર્જન કીધું. તેને ઘણી સ્ત્રીઓ તથા પુત્ર પૌત્રાદિક થયા, જેથી તે આલોકમાં પણ સર્વ પ્રકારે ઇંદ્ર સમાન સુખ ભોકતા થયો. તેણે ઘણા વ્રત પચ્ચખાણ પાળી, તીર્થયાત્રા પ્રમુખ શુભ કૃત્યો કરી, આલોકમાં કૃતકૃત્ય બની, છેવટે સમય ઉપર દીક્ષા અંગીકાર કરી, ગીતાર્થની વૈય્યાવચ્ચ કરી પોતે પણ ગીતાર્થ થઈ, યથાયોગ્ય ઘણા ભવ્યજીવોને ધર્મદેશના દઈ, અધિક અધિક દેવભકિતમાં ઘણા ભવ્ય પ્રાણીઓને યોજના કરી, અત્યંત દેવભકિતના અતિશયપણાથી વીશસ્થાનક મધ્યેના પ્રથમ સ્થાનકને અત્યંતપણે સેવન કરવાથી તીર્થંકર નામ કર્મને દ્રઢપણે નિકાચિત કર્યું. ત્યાંથી તે કાળધર્મ પામી સર્વાર્થસિધ્ધ વિમાનમાં દેવર્દ્ધિ ભોગવીને મહાવિદેહ ક્ષેત્રમાં તિર્થંઋધ્ધિ ભોગવી ઘણા ભવ્ય જીવોને અનહદ ઉપકાર કરી શાસ્વત સુખમયી થયા. જે પ્રાણી દેવદ્રવ્ય ભક્ષણ કરવામાં પ્રવૃતિ કરે તેના ઉપર બતાવ્યા એવા હવાલ થાય છે. જ્યાંસુધી આલોયણ લીધી

ન હોય ત્યાંસુધી તેનો કોઈપણ પ્રકારે ઉદ્ધાર થતોજ નથી. માટે દેવદ્રવ્યના કાર્યમાં સાવધપણાથી કામ લેવામાં પ્રવૃત્તિ કરવી. પ્રમાદાદિકથી પણ દેવદ્રવ્ય દુષણનો જેમ સ્પર્શ ન થાય તેમ યથાવિધિ ઉપયોગ કરવા ચુકવું નહીં.

**(જ્ઞાનદ્રવ્ય અને સાધારણદ્રવ્ય ઉપર કર્મસાર અને પુણ્યસારનું દૃષ્ટાંત)**

ભોગપુર નામના નગરમાં ચોવીસ ક્રોડ સોનૈયાનો સ્વામી ધન્નાવહ નામનો શેઠ અને તેની ધનવતી નામે સ્ત્રી રહેતાં હતાં. તેઓને જોડલે જન્મેલા કર્મસાર તથા પુણ્યસાર નામના બે ભાગ્યશાળી પુત્રો હતા. એક વખત કોઈક નિમિત્તિયો આવ્યો તેને ધન્નાવહ શેઠે પુછ્યું કે, “આ મારા બન્ને પુત્રો કેવા ભાગ્યશાળી થશે”? નિમિત્તિઆએ કહ્યું-“કર્મસાર જડપ્રકૃતિ, અતિશય વાંકી બુદ્ધિવાળો હોવાથી ઘણો પ્રયાસ કરતાં પણ પૂર્વનું દ્રવ્ય ગમાવી, નવું દ્રવ્ય નહીંજ ઉપાર્જન કરી શકવાથી પારકી ચાકરી કરવા વિગેરે મહાદુઃખનો ભાગીદાર થશે. પુણ્યસાર પણ પોતાનું પૂર્વનું અને નવું ઉપાર્જન કરેલું દ્રવ્ય વારંવાર ગુમાવીને મોટા ભાઈ (કર્મસાર) ની પેઠેજ દુઃખી થશે. તથાપી વ્યાપારાદિકમાં સર્વ પ્રકારે કળાકુશળ થશે. પાછળથી વૃદ્ધાવસ્થામાં બન્ને ભાઈઓ ધનસંપદા અને પુત્રપૌત્રાદિકથી વળી સુખી થઇને પોતાનો છેલ્લી વયનો કાળ સુધારશે.” આવી રીતે કહીને ગયા પછી ધન્નાવહ શેઠે બન્ને બાળકો સારા ઉપાધ્યાયને શીખવા સોંપ્યા. પુણ્યસાર સ્થિરબુદ્ધિ હોવાથી થોડા વખતમાં વ્યવહારીક સર્વ કળા સુખમાં ને સુખમાં સીખી ગયો, અને કર્મસાર તો ઘણો ઉદ્યમ કરતાં પણ ચપળબુદ્ધિ હોવાથી અક્ષરમાત્ર શીખી શકયો નહીં. એટલુંજ નહીં પણ તેને પોતાના ઘરના કામ જેટલું નામું લેખું લખવા જેટલી પણ કળા આવડી નહીં. તેથી “આતો સાક્ષાત્ પશુ જેવોજ છે” એમ ધારી સીખવનારે પણ સીખાવવું બંધ કીધું; જ્યારે બન્ને જણા યુવાવસ્થાના સન્મુખ થવા લાગ્યા ત્યારે તેમના પિતાયે પોતે ઋદ્ધિપાત્ર હોવાથી તેઓને મોટા મહોત્સવપૂર્વક પરણાવી દીધા, અને આગળ જતાં બન્નેને માંહોમાંહે લડાઈ થાય નહીં એટલા માટે બાર ક્રોડ સોનૈયા વેહેંચી આપીને જુદા જુદા ઘરમાં તેઓને રાખ્યા. છેવટે સર્વ પ્રકારની સોંપણી કરીને ધન્નાવહ અને ધનવતી દીક્ષા લઈ પોતાના આત્માનો ઉધ્ધાર કરી સ્વર્ગગામી થયા.

હવે કર્મસાર તેના સગા વહાલાં સર્વ વારે તોપણ તેવા તેવા કુવ્યાપાર કરે કે જેમાં તેને છેવટ ધનની હાનીજ થયા કરે. એમ કરવાથી થોડાજ વખતમાં તેના પિતાએ આપેલા બાર ક્રોડ સોનૈયા પૂરા થયા. પુણ્યસારનું ધનતો તેના ઘરમાં ચોરોયે ખાતર પાડી સર્વ હરી લીધું, છેવટે બન્ને ભાઈ એકસરખા દરીદ્રી થયા. સગાં વહાલાં કુટુંબી લોકોમાં પણ અણમાનીતા થયા સ્ત્રીયો પણ ભુખે મરવા લાગી તેથી તેનાં પીયરીયાઓએ તેડાવી લીધી. નીતિ શાસ્ત્રમાં લખેલજ છે કે,

अलिअंपिजणो धणवंतस्स सयणत्तणं पयासई ॥
आसन्नबंधवेणवि । लज्जिजइ खीण विहवेण ॥ १ ॥

ધનવંત જો સગો ન હોય તોપણ તાણીતુસીને લોકો તેમાં સગાઇ જણાવે છે, અને દરીદ્ર જો પાસેનો સગો હોય તોપણ તેથી લોકો લજ્જા પામે છે.

गुणवंतोपि निगुणचिअ । गणिज्जए परिणेण गय विहवो ॥
दख्खत्ताइ गुणेहिं । अलिएहिं त्रिगिज्झए सधणो ॥ २ ॥

દાસ દાસી નોકર સરખા પણ ગુણવંતનિર્ધનને ખરેખર નિર્ગુણ ગણે છે, અને ધનવાન જો નિર્ગુણ હોય તોપણ તેમાં ગુણનો આરોપ કરીને પણ ગુણવંત કહે છે.

ત્યારપછી આ બન્ને " નિર્બુદ્ધિ અને નિર્ભાગ્યશેખર " છે, એવાં લોકોએ તેઓનાં નામ પાડયાં. જેથી તે બીચારા લજવાઈને પરદેશ ચાલ્યા ગયા. ત્યાં બીજો કાંઇ વ્યાપારનો ઉપાય નહીં લાગવાથી જુદા જુદા કોઈક શેઠને ઘેર ચાકરી રહ્યા. જેને ઘેર કર્મસાર રહ્યો છે, તે જુઠો વ્યાપારી અને વળી લોભી હોવાથી તેને ચડેલ મહિનાનો પગાર પણ આપતો નહોતો. આજ કાલ કરતાં તેને માત્ર ખાવા જેટલુંજ આપીને ઠગ્યા કરતો તેથી કેટલાક વર્ષ વીતી ગયા તથાપિ તેને તો કાંઈપણ ધન મળ્યું નહીં. પુણ્યસારે તો કાંઈક પેદા કર્યું પણ તેને ધુર્ત મળ્યા તેથી તે જેટલું કમાયો હતો તેટલું બધું તે લઈ ગયા. એમજ ઘણા ઘણા ઠેકાણે નોકરી કરી, કીમીયાગરી કરી, રત્નની ખાણની તપાસણી કરી, સિદ્ધપુરૂષને મળી તેના સાધક થયા, રોહણાચળ પર્વત પર ગયા, મંત્ર તંત્ર સાધ્યા, રૌદ્રવંતી ઔષધી પણ મેળવી, વિગેરે કારણોથી અગીઆર વાર ઘણા ઉદ્યમથી યત્કિંચિત્ દ્રવ્ય કમાઈ કમાઈને કોઈ વખત કુબુદ્ધિથી, કોઇ વખત ઠગ મળવાથી, કોઈ વખત ચોરીમાં ગમાવવાથી, કે વીપરીત કામ બની જવાથી; કર્મસારે મળ્યું હતું તે ખોઇ નાખ્યું. એટલુંજ નહીં પણ તેણે જે જે કામ કર્યા તેમાં તેને છેવટે દુઃખજ સહન કરવું પડયું. પુણ્યસારે તો અગીઆર વાર દ્રવ્ય સારી રીતે પેદા કીધેલું, પણ કોઇ વખતે પ્રમાદથી કે કોઈ વખત દુર્બુદ્ધિથી તેણે પણ પોતાનું સર્વસ્વ ગમાવ્યું. તેથી બન્ને જણ ઉદ્વેગ પામી ગયા. છેવટે બન્ને જણા વહાણમાં બેસીને રત્નદ્વીપે કમાવા ગયા. ત્યાં પણ ઘણા ઉદ્યમથીએ કાંઇ મળ્યું નહીં ત્યારે ત્યાંની મહિમાવંતી રત્નાદેવીને મંદીરે જઈ મરણિયા થઇને અન્ન પાણીનો ત્યાગ કરી બેઠા; જ્યારે આઠ ઉપવાસ થયા ત્યારે રત્નાદેવી આવી બોલવા લાગી કે, તમે શા માટે ભુખે મરો છો ? તમારા નસીબમાં કાંઈ નથી. આ સાંભળી કર્મસાર તો ઉઠી ગયો, પણ પુણ્યસાર તો ત્યાંજ બેઠો રહ્યો, અને એકવીસ કડાકા ( ઉપવાસ ) કર્યા; ત્યારે રત્નાદેવીયે તેને એક ચિંતામણીરત્ન આપ્યું. તે દેખી કર્મસાર પશ્ચાતાપ કરવા લાગ્યો ત્યારે પુણ્યસારે કહ્યું–ભાઈ, તું શા માટે વિષાદ કરે છે, આ ચિંતામણીથી તારૂં પણ દારિદ્ર દૂર કરી આપીશ. પછી બન્ને જણા ખુશી થઇને ત્યાંથી પાછા વળ્યા, અને વાહાણમાં ચડયા. વાહાણ ચાલ્યા જતાં મહાસમુદ્રમાં આવ્યા ત્યારે રાત્રી સમયનો, પૂર્ણિમાનો પૂર્ણ ચંદ્ર દેખી મોટા ભાઈ કર્મસારે કહ્યું, ભાઈ ચિંતામણીરત્ન કાઢતો ખરો, સરખામણી કરી જોઇએ, કે, " આ ચંદ્રનું તેજ અધિક છે કે ચિંતામણીરત્નનું તેજ અધિક છે ! " કમનસીબના સબબને લીધે બન્ને જણાને તેજ વિચાર થવાથી તેઓ સમુદ્રમાં ચાલ્યા જતા વહાણના કીનારા ( કોરાણ ) પાસે સાથે ઉભા રહીને ચિંતામણીરત્ન કાઢી જોવા લાગ્યા. ઘડીકમાં ચંદ્ર સામું અને ઘડીકમાં રત્ન સામું જુવે છે. એમ જોતાં જોતાં તે ચિંતામણીરત્ન હાથમાંથી અકસ્માત્ સમુદ્રમાં તેઓના મનોરથની

લઈનેજ પડયુ' હોય નહીં! એમ પડી ગયુ'. તેથી બન્ને જણા રોવા કકળવા લાગ્યા અને ઘણા પશ્ચાતાપપૂર્વક નિર્ધન ને લાચાર બની ગયેલા પાછા પોતાના દેશમાં આવ્યા. ત્યાં કોઇક જ્ઞાની ગુરૂ મળ્યા તેને પોતાનું નસીબ પુછયુ'. મુની મહારાજે કહ્યું કેઃ—

"તમે પૂર્વભવમાં ચ'દ્રપુર નગરે જીનદત્ત અને જીનદાસ નામના બે પરમ શ્રાવક હતા. એક વખતે તે ગામના શ્રાવકોએ મળી તમને ઉત્તમ શ્રાવક જાણી જીનદત્તને જ્ઞાનદ્રવ્ય અને જીનદાસને સાધારણ દ્રવ્ય સાચવવા સોંપ્યુ'. તમે બન્ને જણા તે દ્રવ્યની સારી રીતે સાચવણુ કરતા હતા. એક વખત જીનદત્તને પોતાના કામ માટે એક પુસ્તક લખાવવાની જરૂર પડવાથી લહીયા પાસે લખાવી લીધુ'. પર'તુ તેના પૈસા આપવાનો પોતાની પાસે બીજો યોગ ન બનવાથી મનમાં વિચાર્યું કે, આ પણ જ્ઞાનજ લખાવ્યુ' છે, તો જ્ઞાનદ્રવ્યમાંથી આપવાની શી હરકત છે! એમ ધારી પોતાના કાર્ય માટે લખાવેલા પુસ્તકના ફક્ત બાર રૂપીઆ જ્ઞાનદ્રવ્યમાંથી આપી દીધા. જીનદાસે પણ એક વખત પોતાને ખરેખરી અડચણ હતી ત્યારે વિચાર કીધો કે, આ સાધારણ-દ્રવ્ય સાત ક્ષેત્રમાં વાપરવા લાયક હોવાથી હુ' પણ નિર્ધનશ્રાવક છુ' તો મને લેવાને શી અડચણ છે; એમ ધારી સાધારણની કોથળીમાંથી તેણે એકજ વખત ફક્ત બાર રૂપીઆ લઈ પોતાના ઘરકામમાં વાપર્યા. એમ તમે બન્ને જણાએ કોઇને કહ્યા વિના જ્ઞાનદ્રવ્ય અને સાધારણદ્રવ્ય લીધેલુ' તેથી ત્યાંથી કાળ ધર્મ પામીને પહેલી નરકમાં નારકીપણે ઉત્પન્ન થયા હતા. વેદાંતમાં પણ કહેલ છે કેઃ—

प्रभासे मामति कुर्या । स्प्राणैः कंठ गतैरापि ॥
अग्निदग्धा प्ररोहंति । प्रभादग्धा न रोहति ॥ १ ॥
प्रभासं ब्रह्महत्या च । दरिद्रस्य च यद्धनं ॥
गुरुपत्नी देवद्रव्यं च । स्वर्गस्थ मपिपातयेत् ॥ २ ॥

ક'ઠગત પ્રાણ થાય તોપણ સાધારણદ્રવ્ય ઉપર નજર ન ઘાલવી. અગ્નિથી દગ્ધ થયેલા પાછા ઉગે છે પણ સાધારણદ્રવ્ય ભક્ષક પાછો મનુષ્યજન્મ પામતો નથી. સાધારણદ્રવ્ય, બ્રહ્મહત્યા, દરીદ્રીનુ' ધન, ગુરૂની સ્ત્રી સાથે કરેલા સ'યોગ, દેવદ્રવ્ય, એટલા પદાર્થ સ્વર્ગથી પણ પ્રાણીને પાડે છે. પ્રભાસ એવુ' નામ સાધારણદ્રવ્યનું' છે.

"નરકથી નીકળીને તમે બન્ને સર્પ થયા. વળી મરણ પામી બીજી નરકે ગયા. ત્યાંથી નીકળી ગીધપ'ખી થયા, વળી ત્રીજી નરકે ગયા. એમ એક ભવ તીર્યંચ વળી નરક એમ સાતે નરકે ભમ્યા. ત્યારપછી એકે'દ્રી, બેઈંદ્રી, તેર'દ્રિ ચોર'દ્રિ, તીર્યંચ-પ'ચે'દ્રી. એમ બાર હજાર ભવમાં ઘણુ' ઘણુ' દુઃખ ભોગવી ઘણાં કર્મ ખપાવીને તમે બન્ને જણા પાછા મનુષ્ય થયા છો. તમે બન્ને જણાએ બાર રૂપીઆનો ઉપભોગ કીધો હતો તેથી બાર હજાર ભવ સુધી એવાં વિકટ દુઃખ ભોગવ્યાં. આભવમાં પણ બાર ક્રોડ સોનૈયા પામીને પાછા ખોયા. ત્યારપછી પણ અગીઆર વાર ધન પામી પામીને પાછુ' ખોયુ'. વળી ઘણીવાર દાસકર્મ કર્યા. કર્મસારે પુર્વભવમાં જ્ઞાનદ્રવ્યનો ઉપભોગ કીધેલો હોવાથી તેને આભવમાં અતિશય મ'દમતિપણાની ને નિર્બુદ્ધિપણાની પ્રાપ્તિ થઇ."

ઉપર મુજબ મુનીનાં વચન સાંભળી બન્ને જણા ખેદ કરવા લાગ્યા. મુનીએ ધર્મોપદેશ દીધો જેથી બોધ પામીને જ્ઞાનદ્રવ્ય અને સાધારણદ્રવ્ય ભક્ષણ કીધેલા બાર બાર રૂપીઆને બદલે બાર બાર હજાર રૂપીઆ જયાંસુધી અમો જ્ઞાનદ્રવ્ય અને સાધારણદ્રવ્યમાં ન આપીયે ત્યાંસુધી અન્ન વસ્ત્ર વિના બીજું સર્વસ્વ કમાઇને એમાં આપીશું એવો મુનિપાસે નિયમ ગ્રહણ કરી શ્રાવકધર્મ અંગીકાર કરી વ્યાપાર કરવા લાગ્યા. બન્ને જણાને કરેલા કર્મનો ક્ષય થઈ ગએલ હોવાથી વ્યાપાર વિગેરેમાં ધનની પ્રાપ્તિ થઇ, અને બાર બાર રૂપીઆના બદલામાં બાર બાર હજાર સોનૈયા આપીને જ્ઞાનદ્રવ્ય અને સાધારણદ્રવ્યના કરજથી બન્ને જણા મુક્ત થયા. અનુક્રમે બાર બાર ક્રોડ સોનૈયાની ઋદ્ધિ ફરીથી પામ્યા. ત્યારપછી સુશ્રાવકપણું પાળતાં જ્ઞાનદ્રવ્ય અને સાધારણદ્રવ્યનું રક્ષણ અને વૃદ્ધિ કરવા લાગ્યા. વળી વારંવાર જ્ઞાનના અને જ્ઞાનીના મહોત્સવ કરવા વિગેરે શુભકરણીઓ કરી શ્રાવકધર્મને યથાશક્તિ બહુમાન પાળીને છેવટે ઘણા પુત્ર પૌત્રાદિક સંપદા મુકી દીક્ષા અંગીકાર કરી તે બન્ને ભાઈ સિદ્ધિપદને પ્રાપ્ત થયા.

## દેવ-ગુરૂ-જ્ઞાન અને સાધારણ દ્રવ્ય વિશે વિશેષ વિચાર.

એમ જ્ઞાનદ્રવ્ય અને સાધારણદ્રવ્યના ભક્ષણ ઉપર ક્રમે કર્મસાર અને પુણ્યસારનું દૃષ્ટાંત સાંભળીને-વાંચીને જ્ઞાનની આશાતના ટાળવામાં કે જ્ઞાનદ્રવ્ય, સાધારણદ્રવ્યનું ભક્ષણ કરતાને ઉપેક્ષણા ન કરવામાં સાવધાન થવું એજ વિવેકી પુરૂષોને યુકત છે. જ્ઞાનદ્રવ્ય પણ દેવદ્રવ્યની પેઠે નજ કલ્પે. એમ સાધારણદ્રવ્ય શ્રાવકને સંઘે આપેલુંજ કલ્પે, સંઘના કે ઉપરીના આપ્યા વિના નજ કલ્પે. શ્રીસંઘે સાધારણદ્રવ્ય સાત ક્ષેત્રમાંજ વાપરવું, માંગણ પ્રમુખને આપવું નહીં. વળી ગુરૂ પ્રમુખને લુંછણું કરેલું દ્રવ્ય જો સાધારણમાં ગણે તો તેવું દ્રવ્ય શ્રાવક શ્રાવિકાયે પોતાના ઉપયોગમાં લેવું યોગ્ય નથી. ધર્મશાળા, ઉપાશ્રય પ્રમુખમાં વાપરવું યોગ્ય લાગે છે. જ્ઞાન સંબંધી કાગળ પત્ર પ્રમુખ સાધુને આપેલ હોય તે પણ શ્રાવકે પોતાના ઘરકામમાં ન વાપરવું, પોતાની પોથીમાં પણ ન રાખવું. મુખપટીના મૂલ્ય કરતાં કાંઇક (વધારે) મૂલ્ય આપ્યા વિના સાધુની મુહપતિ વિગેરે પણ શ્રાવકે લેવી લાયક નથી. કેમકે તે સર્વ ગુરૂદ્રવ્યમાં ગણાય છે. સ્થાપનાચાર્ય, નવકારવાળી વિગેરે તો ગુરૂનાં પણ વાપરવાં યોગ્ય છે. કેમકે જ્યારે ગુરૂને એ વસ્તુઓ વહોરાવવામાં આવે છે. ત્યારે વહોરાવનાર સર્વને ઉપયોગમાં આવશે એવી કલ્પનાપૂર્વકજ વહોરાવે છે. તથા સાધુ પણ સર્વને ઉપયોગી થવા માટેજ વહોરે છે. માટે સાધુની ગુરૂસ્થાપના તથા નવકારવાળી સર્વને કલ્પે પરંતુ મુહપતિ કલ્પતી નથી.

ગુરૂની આજ્ઞા વિના સાધુ સાધવીયે લહીયા પાસે પુસ્તક લખાવવું કે સુતર કે વસ્ત્ર પણ વહોરાવવા કલ્પતા નથી. એવી કેટલીક બાબતો બહુ ધ્યાનમાં રાખવાની છે. જરાસાત્ર દેવદ્રવ્ય જો પોતાના ઉપભોગમાં લીધું હોય તો તેટલાજ માત્રથી અત્યંત દારણ દુઃખ ભોગવવાં પડે છે. માટે વિવેકી પુરૂષે સર્વથા પ્રકારે તે વાપરવાનો વિચાર પણ રાખવો નહીં. એટલાજ માટે માળ ઉજવવાનો, માળ પહેરવાનો, કે લુંછણા વિગેરેમાં જે દ્રવ્ય આપવું હોય તે તેજ વેળાએ આપી દેવું. તેમ જો કદાપી

ન બને તોપણ જેમ સીઘ્રતર આપી દેવાય તેમ ઉપયોગ કરવો. તેથી અધિક ગુણ થાય છે. જો વિલંબ કરે તો પાછળથી આપવાની શકિત ન રહે કે કદાપિ મરણ પામી જવાય તો દેણું રહી જવાથી પરલોકમાં દુર્ગતિની પ્રાપ્તિ થાય. અત્યંત દુર્નિવાર્ય થાય છે.

## ( દેણુ માથે રાખવાથી લાગતા દોષ વિષે મહિષનો દ્રષ્ટાંત )

સંભળાય છે કે મહાપુર નગરે મોટો ધનાઢ્ય વ્યાપારી ઋષભદત નામે શેઠ પરમ શ્રાવક હતો. તે પર્વને દિવસે દેરે ગયો હતો, ત્યાં તેની પાસે તે વખતે રોકડું દ્રવ્ય નહોતું, તેથી ઉધ્ધાર કરી પ્રભાવના કરી. ઘેર આવ્યા પછી પોતાના ઘરના કામની વ્યગ્રતાથી તે દ્રવ્ય આપી શકાયું નહીં. એક વખત નસીબ જોગથી તેને ઘેર ધાડુ પડયું તેથી તેનું સર્વ લુટાઈ ગયું. વળી પોતે હાથમાં હથીયાર લઈ સામે ધાયો, તેથી તે લુટારાઓએ તેને મારી નાખ્યો. શસ્ત્રાઘાતથી આર્તધ્યાનમાં મરણ પામી તેજ નગરમાં એક નિર્દય અને દરિદ્રિ પખાલીને ઘેર પાડો થયો. તે દરરોજ પાણી વહેવા પ્રમુખ ભાર ઉપાડે છે. તે ગામ ઘણું ઊંચું અને ત્યાંની નદી ઘણી નીચી હોવાથી પાણી ઉંચે ચડાવવામાં તેને રાત દહાડો નિરંતર ઘણોજ પ્રયાસ થાય છે. વળી ભુખ તરસ અને કોરડાના ઘાવ નિર્દયપણે મારે છે તે સર્વે સહન કરવા પડે છે. એમ કરતાં ઘણો કાળ વ્યતીત થયો. એક વખત નવીન તૈયાર થયેલા દેરાસરનો કોટકીલ્લો બંધાતો હતો તે કામ માટે પાણી લાવવાને આવતાં જતાં દેરાસરની પ્રતિમા પ્રમુખને દેખીને તેને જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું. તેને ઘણો મારે કુટે છે તોપણ પૂર્વભવ યાદ આવવાથી તે દેરાસરનો દરવાજો નહીં મુકતાં ત્યાંનેત્યાંજ ઉભો રહેવા લાગ્યો, આથી ત્યાં ( દેરાસરના દરવાજા પાસે ) ઉભા રહેલા તે પાડાને મારકુટ કરતા હતા તે દેખી કોઈ જ્ઞાની સાધુએ તેના પૂર્વના સર્વ સમાચાર સંભળાવ્યા તેથી તેના પુત્ર-પોત્રાદિક આવી પખાલીને પોતાના પિતાના જીવ મહીષનું ધન આપી છોડાવ્યો; અને પૂર્વભવનું જેટલું કરજ હતું તેથી હજાર ગણું આપીને તેને કરજથી મુકત કર્યો. પછી અણસણ આરાધીને તે ( ઋષભદત્ત ) નો જીવ સ્વર્ગે ગયો. અનુક્રમે મોક્ષપદ પામશે માટે પોતાને માથે કરજ રાખવું નહીં. વિલંબ કરવાથી એવી આપત્તિઓ આવી પડે છે.

## દેવનું, જ્ઞાનનું અને સાધારણનું દેણું ન રાખવા વિષે.

દેવનું, જ્ઞાનનું, અને સાધારણ વિગેરે ધર્મ સંબંધીનું દેણું તો ક્ષણવાર પણ રાખવું નહીં. જ્યારે બીજા કોઈનું દેણું આપતાં વિવેકીયે વિલંબ ન કરવી જોઈએ ત્યારે દેવનું, જ્ઞાનનું કે સાધારણ વિગેરેનું દેણું આપતાં વિલંબ કરવી કેમ ઉચિત હોય. જે વખતે દેવનું કબુલ કીધું તે વખતથીજ તે દ્રવ્ય તેનું થઈ ચુકયું. પછી જેટલી વાર લગાડે તેટલું વ્યાજનું દ્રવ્ય આપવું જોઈએ. એમ ન કરે તો જેટલું વ્યાજ થયું તેટલું દ્રવ્ય તેમાંથી ભોગવ્યાનું દુષણ લાગે છે. માટે જે આપવાનું કબુલ કીધું તે તરતજ આપી દેવું. કદાપિ એમ ન બની શકે એવું ન હોય અને કેટલાક દિવસ પછી આપી શકાય એમ હોય તો તે કબુલ કરતી વખતેજ પ્રથમથી સાફ એમ કહી દેવુ જોઈએ કે હું આટલા દિવસમાં કે આટલા પખવાડીયામાં કે આટલા માસમાં

આપી દઈશ. કબુલ કરેલી અવધિની અંદર આપી દેવાય તો સારૂં, અને તેમ ન બની શકે તો છેવટે અવધિ આવે તુરત આપી દેવું યોગ્ય છે. કહેલી મુદત ઉલ્લંઘન કરે તો દેવદ્રવ્યનો દોષ લાગે છે. દેરાસરની સારસંભાળ રાખનારે ઉઘરાણી પણ સીધ્રતર પોતાના ઘરની ઊઘરાણીની પેઠેજ વસુલ કરાવવી. જો એમ ન કરે તો ઘણા દિવસ થઈ જવાથી દુકાળ પડે કે કોઇ મોટો ઉપદ્રવ આવી પડે તો પછી ઘણા પ્રયાસથી પણ તે દેવદ્રવ્યના દેણામાંથી દેણદાર મુક્ત થવો મુશ્કેલ થઈ પડે છે, માટે દેવદ્રવ્યના દેણામાંથી સીધ્રતર સર્વને મુક્ત કરવા. જો એમ ન થાય તો પરંપરાથી સારસંભાળ, કરનારને તેમજ બીજા પણ સર્વને મહાદોષની પ્રાપ્તિ થાય છે.

## ( દેવદ્રવ્યના સંભાળનારને દોષ લાગવા ઉપર દ્રષ્ટાંત )

મહેંદ્રપુર નગરના પ્રભુના દેરાસર સંબંધી ચંદન, પુષ્પ, ફળ, નૈવેદ્ય, ઘી, દીવા માટે તેલ, દેરા, ભંડાર અને પૂજાના ઉપગરણ સાચવવાં, દેરાસર રંગાવવાં, કચરા કઢાવવાં, નોકર રાખવા, નોકરો સંભાળવા, ઉઘરાણી કરાવવી, ઉઘરાણી જમે કરાવવી, ખાતાં પડાવવાં, ખાતાં વસુલ કરાવવાં, હીસાબ કરવા કરાવવા, ઉઘરાણી આવે તેનાં ધન સાચવવાં, તેની આવક ખરચનાં નામાં ઠામાં કરવાં, તથા નવાં કામ કરાવવાંનું જુદું જુદું કામ ચાર જણાને સોંપ્યું હતું. વળી તેનો એક ઉપરી ઠરાવ્યો હતો. શ્રીસંઘની સોંપણી પૂર્વક ચાર જણા સરખી રીતે સાચવણી કરતા હતા. એમ કરતાં એક વખતે દેરાસરની સારસંભાળ કરનાર મોટો સર્વનો ઉપરી ઉઘરાણી કરવામાં ઘણા લોકોનાં જેમ તેમ વચનો સાંભળવાથી પોતાના મનમાં દુઃખ લાગતાં ઉઘરાણી વિગેરે-ના કામમાં નિરાદર થયો. તેથી તેની નીચેના ચાર જણા પણ શીથલાદર થઇ ગયા. તેવામાં કોઇક મોટા ઉપદ્રવ તે દેશમાં થવાથી સર્વ લોક નાશી ગયા, તેથી કેટલુંક દેવદ્રવ્ય નષ્ટ થઈ ગયું. તેના પાપથી તે અસંખ્ય ભવ ભમ્યા એટલા માટે ધર્માદા કામમાં શીથીલાદર સર્વથા રહેવું યોગ્ય નથી.

## ( દેવ, જ્ઞાન અને સાધારણની કાંઇપણ ચીજ ન વાપરવા વિષે. )

દેવકા વિગેરે દેણામાં ખરૂં નાણું આપવું તથા દેવની આગળ મુકવું તે પણ ખરૂં નાણું મુકવું. ઘાસેલું કે ખોટું નાણું આપવું કે મુકવું નહીં. જો ખોટું આપે તો દેવદ્રવ્યના ઉપભોગનો દોષ લાગે છે. વળી દેવ સંબંધી, જ્ઞાનસંબંધી અને સાધાર-ણ સંબંધી જે કાંઇ ઘર, હાટ ( દુકાન ), ખેતર, વાડી, પાષાણ, ઇંટ, લાકડાં, વાંસ, નળીયાં, માટી, ખડી, ચુનો, રંગ, રોગાન, ચંદન, કેસર, બરાસ, ફૂલ, છાબડી, રકેબી, ધુપધાણા, કળશ, વાશકુંપી, વાળાકુંચી, છત્ર, સિંહાસન, ધ્વજા, ચામર, ચંદરવા, ઝાલર, નગારાં, મૃદંગ, વાજાં, સમાપણા ( કોડીયાં ), સરાવલાં, પડદા, કાંબળીયો, વસ્ત્ર, પાટ, પાટલા, બાજોઠ, કુંભ, આરસી, દીવાઢાંકણાં, દીવાથી પડેલું કાજળ, દીવા, દેરાની અગાસીપર નાળથી પડતાં પાણી, વિગેરે કાંઇપણ પોતાના ઘરકામના ઉપયોગમાં વાપરવાં નહીં. જેમ દેવદ્રવ્ય વાપરવા યોગ્ય નથી તેમ ઉપર લખેલા પદાર્થના જરામાત્ર અંશનો પણ ઉપયોગ એક વાર કે વારંવાર થવાથી પણ દેવદ્રવ્યના ઉપભોગનો દોષ જરૂર લાગે છે. માટે ઉપર

આપી દઈશ. કબુલ કરેલી અવધિની અંદર આપી દેવાય તો સારૂ, અને તેમ ન બની શકે તો છેવટે અવધિ આવે તુરત આપી દેવું યોગ્ય છે. કહેલી મુદત ઉલ્લંઘન કરે તો દેવદ્રવ્યનો દોષ લાગે છે. દેરાસરની સારસંભાળ રાખનારે ઉઘરાણી પણ સીધ્રતર પોતાના ઘરની ઉઘરાણીની પેઠેજ વસુલ કરાવવી. જો એમ ન કરે તો ઘણા દિવસ થઈ જવાથી દુકાળ પડે કે કોઇ મોટો ઉપદ્રવ આવી પડે તો પછી ઘણા પ્રયાસથી પણ તે દેવદ્રવ્યના દેણામાંથી દેણદાર મુક્ત થવો મુસ્કેલ થઈ પડે છે, માટે દેવદ્રવ્યના દેણામાંથી સીધ્રતર સર્વને મુક્ત કરવા. જો એમ ન થાય તો પરંપરાથી સારસંભાળ, કરનારને તેમજ બીજા પણ સર્વને મહાદોષની પ્રાપ્તિ થાય છે.

## ( દેવદ્રવ્યના સંભાળનારને દોષ લાગવા ઉપર દ્રષ્ટાંત )

મહેંદ્રપુર નગરના પ્રભુના દેરાસર સંબંધી ચંદન, પુષ્પ, ફળ, નૈવેદ્ય, ઘી, દીવા માટે તેલ, દેરા, ભંડાર અને પૂજાના ઉપગરણ સાચવવાં, દેરાસર રંગાવવાં, કચરા કઢાવવાં, નોકર રાખવા, નોકરો સંભાળવા, ઉઘરાણી કરાવવી, ઉઘરાણી જમે કરાવવી, ખાતાં પડાવવાં, ખાતાં વસુલ કરાવવાં, હીસાબ કરવા કરાવવા, ઉઘરાણી આવે તેનાં ધન સાચવવાં, તેની આવક ખરચનાં નામાં ઠામાં કરવાં, તથા નવાં કામ કરાવવાંનું જુદું જુદું કામ ચાર જણાને સોંપ્યું હતું. વળી તેનો એક ઉપરી ઠરાવ્યો હતો. શ્રીસંઘની સોંપણી પૂર્વક ચાર જણા સરખી રીતે સાચવણી કરતા હતા. એમ કરતાં એક વખતે દેરાસરની સારસંભાળ કરનાર મોટો સર્વનો ઉપરી ઉઘરાણી કરવામાં ઘણા લોકોનાં જેમ તેમ વચનો સાંભળવાથી પોતાના મનમાં દુઃખ લાગતાં ઉઘરાણી વિગેરે-ના કામમાં નિરાદર થયો. તેથી તેની નીચેના ચાર જણા પણ શીથલાદર થઇ ગયા. તેવામાં કોઇક મોટા ઉપદ્રવ તે દેશમાં થવાથી સર્વ લોક નાશી ગયા, તેથી કેટલુંક દેવદ્રવ્ય નષ્ટ થઈ ગયું. તેના પાપથી તે અસંખ્ય ભવ ભમ્યા એટલા માટે ધર્માદા કામમાં શીથીલાદર સર્વથા રહેવું યોગ્ય નથી.

## ( દેવ, જ્ઞાન અને સાધારણની કાંઇપણ ચીજ ન વાપરવા વિષે. )

દેવકા વિગેરે દેણામાં ખરૂં નાણું આપવું તથા દેવની આગળ મુકવું તે પણ ખરૂં નાણું મુકવું. ઘાસેલું કે ખોટું નાણું આપવું કે મુકવું નહીં. જો ખોટું આપે તો દેવદ્રવ્યના ઉપભોગનો દોષ લાગે છે. વળી દેવ સંબંધી, જ્ઞાનસંબંધી અને સાધારણ સંબંધી જે કાંઇ ઘર, હાટ ( દુકાન ), ખેતર, વાડી, પાષાણ, ઈંટ, લાકડાં, વાંસ, નળીયાં, માટી, ખડી, ચુનો, રંગ, રોગાન, ચંદન, કેસર, બરાસ, ફૂલ, છાબડી, રકેબી, ધુપધાણા, કળશ, વાશકુંપી, વાળાકુંચી, છત્ર, સિંહાસન, ધ્વજા, ચામર, ચંદરવા, ઝાલર, નગારાં, મૃદંગ, વાજાં, સમાપણા ( કોડીયાં ), સરાવલાં, પડદા, કાંબળીયો, વસ્ત્ર, પાટ, પાટલા, બાજોઠ, કુંભ, આરસી, દીવાઢાંકણાં, દીવાથી પડેલું કાજળ, દીવા, દેરાની અગાસીપર નાળથી પડતાં પાણી, વિગેરે કાંઇપણ પોતાના ઘરકામના ઉપયોગમાં વાપરવાં નહીં. જેમ દેવદ્રવ્ય વાપરવા યોગ્ય નથી તેમ ઉપર લખેલા પદાર્થના જરામાત્ર અંશનો પણ ઉપયોગ એક વાર કે વારંવાર થવાથી પણ દેવદ્રવ્યના ઉપભોગનો દોષ જરૂર લાગે છે. માટે ઉપર

લખેલા (દેરાસરના) પદાર્થ પોતાના કામમાં વાપરવા નહીં. ચામર, છત્ર, સિંહાસન, સમીઆણા વિગેરે દેરાસરની કોઈ વસ્તુ પોતાના હાથથી મલીન થાય કે ભાંગી જાય, ત્રુટી જાય, ફુટી જાય, તો ઘણો દોષ લાગે છે. ઉપર લખેલી દેરાસરની કાંઈપણ વસ્તુ કલ્પે નહીં. એટલાજ માટે કહેલ છે કે:—

**विधाय दीपं देवानां । पुरस्ते न पुनर्नहि ॥**
**गृह कार्या कार्याणि । तीर्यचोपि भवेद्यतः ॥**

ઘરદેરાસરમાં પણ દેવની પાસે દીવો કીધા પછી તે દીવાથી કાંઈપણ ઘરનાં કામ કરવાં નહીં. જો કરે તો તે પ્રાણી મરણ પામીને તીર્યંચ થાય છે.

## (દેવદીપકથી ઘરકામ ન કરવું તે ઉપર ઉંટડીનું દૃષ્ટાંત).

ઇંદ્રિપુર નગરમાં દેવશેન નામનો એક ગૃહસ્થ રહેતો હતો. તેનો ધનસેન નામે ઊંટ સંભાળનારો નોકર હતો. તે ધનસેનને ઘેરથી એક ઊંટડી દરરોજ દેવસેનને ઘેર-આવી ઉભી રહેતી. ધનસેન તેને ઘણું મારે કુટે પણ દેવસેનનું ઘર છોડે નહીં. કદાપિ મારી કુટીને ધનસેન તેને પોતાને ઘેર લઈ જઈ ચહાય તેવા બંધનથી બાંધે તો તે તોડાવીને પણ પાછી દેવસેનને ઘેર આવી ઉભી રહે. કદાચિત તેમ ન બની શકે તો ધનસેનને ઘેર કાંઈપણ ખાય નહીં ને બુમરાડ કરી મુકે. છેવટે દેવસેનને ઘેર આવે ત્યારેજ છુટકો થાય (નિરાંતે રહે). આવો દેખાવ દેખીને દેવસેને તેનું મૂલ આપી તેને પોતાના ઘરના આંગણા આગળ બાંધી રાખી. તે દેવસેનને દેખી ઘણીજ ખુશી થતી. એમ કરતાં બન્નેને અરસપરસ પ્રીતિ થઇ. કોઇક વખતે જ્ઞાની ગુરૂ મળ્યા ત્યારે દેવ-સેને પુછયું–મહારાજ, આ ઊંટડીને મારી સાથે શું સંબંધ છે કે એ મારૂં ઘર છોડ-તીજ નથી, અને મને દેખીને રાજી થાય છે. ગુરૂએ ઉત્તર આપતાં જણાવ્યું કે, પૂર્વભવે એ તારી માતા હતી, તેં દેરાસરમાં પ્રભુ આગળ દીવો કર્યો હતો તે દીવાના ઉદ્યોતથી એણે પોતાના ઘરનાં કામ કર્યાં હતાં, વળી ધુપધાણામાં બળતા અંગારાથી એણે એક વખત ચૂલો સંધરૂકયો હતો. તે કર્મથી એ મરણ પામીને ઊંટડી ઉત્પન્ન થઈ છે; તેથી તારા ઉપર સ્નેહ રાખે છે. કહ્યું છે કે,

**जो जिणवराणहेउं । दीव धुवं च करिअ निअ कज्जं ॥**
**मोहेण कुणई मूढो । तिरिअत्तं सो लहइ बहुसो ॥**

જે પ્રાણી અજ્ઞાનપણાથી પણ જિનેશ્વર ભગવંતની પાસે કરેલા દીવાથી કે ધુપ ધાણામાં રહેલા અગ્નિથી પોતાના ઘરનાં કામ કરે છે તે ઘણુંકરી તીર્યંચ થાય છે.

એટલાજ માટે દેવના દીવાથી ઘરનો કાગળ પણ ન વાંચવો, ઘરનાં કામ પણ ન કરવાં, નાણું પણ પરખવું નહીં, દીવો પણ કરવો નહીં, દેવ માટે ઘસેલા ચંદનથી પોતાના કપાળે તીલક પણ કરવો નહીં. દેવના પખાળ કરવા માટે ભરેલા કળશના પાણીથી હાથ પણ ધોવા નહીં, દેવની શેષા (નમણ) પણ નીચે પડેલું કે પડતું સ્વલ્પ માત્રજ લેવું પરંતુ પ્રભુના શરીરથી પોતાને હાથે ઉતારીને લેવું નહીં, દેવ સંબંધી ઝાલર વાજીત્ર પણ ગુરૂની પાસે કે શ્રી સંઘની પાસે વગાડવાં નહીં. કેટલાક આચાર્ય

તો વળી એમ કહે છે કે, પુષ્ટાલંબન હોય (જિનશાસનની વધારે ઉન્નતિ પ્રમુખનું કારણ હોય) તો દેવ સંબંધી ઝાલર વાજીત્ર જો તેના નકરો પ્રથમથીજ આપવો કબુલ કીધેલ હોય કે આપેલ હોય તોજ વગાડી શકાય– વગાડવું કલ્પે અન્યથા કલ્પે નહીં. કહેલું છે કે,

मूलं विणा जिणाणं । उवगरणं छत्त चमर कलसाई ॥
जो वावरेइ मूढो । निय कज्जे सो हवइ दुहिओ ॥

નકરો આપ્યા વિના છત્ર, ચામર, કળસ વિગેરે દેવદ્રવ્ય પોતાના ઘરકામ માટે જે મૂર્ખ વાપરે તે પ્રાણી પરભવમાં ઘણોજ દુઃખી થાય છે.

નકરો આપીને પણ ઝાલર વિગેરે જો લાવ્યા હોય છતાં તે કદાપિ ભાંગે તુટે કે ખોવાય તો તેની નુકશાનીના પૈસા ભરી આપવા.

પોતાના ઘરકામ માટે કરેલો દીવો દેરે જતાં અજવાળા માટે જો સાથે લીધો હોય તો તે દેવ પાસે જઈ આવેલો દીવો (છતાં) કંઈ દેવદ્રવ્યમાં ગણાઈ શકાતો નથી.

ફકત દીપક પૂજા કરવા માટે કરી મુકેલો દીવો દેવદીપક ગણાય છે.

ખરા વિચાર પ્રમાણે દેવના દીવા કરવાનાં કોડિયાં, દીવી, ગલાસ, જુદાજ રાખવાં. કદાપિ સાધારણનાં દીવી, કોડિયાં વિગેરેમાં જો દેવને માટે દીવો કીધો હોય તો તેમાં જ્યાંસુધી ઘી તેલ બળતું હોય ત્યાંસુધી શ્રાવકે પોતાના ઉપયોગમાં વાપરવું નહીં. તે ઘી તેલ બળી રહ્યા પછીજ સાધારણના કામમાં વાપરવું.

જો કોઇએ પૂજા કરનારને હાથ પગ ધોવા માટે પાણી ભરી દેરે મુકેલું હોય તો તે વાપરવાથી દેવદ્રવ્યનો ઉપભોગ કર્યો ગણાતો નથી.

કળસ, છાબડી, રકેબી, ઓરસીયો, ચંદન, કેસર, બરાસ, કસ્તુરી પ્રમુખ પોતાના દ્રવ્યથી લાવેલ હોય તેવડે પૂજા કરવી, પણ દેવસંબંધી નાણાંથી લાવેલા પદાર્થથી પૂજા કરવી નહીં. પૂજા કરવા માટે લાવેલા પદાર્થ “આથી ફકત પૂજાજ કરવી છે” એવી કલ્પના ન કીધી હોય તો તે પોતાના ઘરકામમાં પણ વાપરી શકાય છે. એમ ઝાલર વાજિત્ર વિગેરે સર્વ ઉપકરણો સાધારણના દ્રવ્યથી કરી દેરામાં રાખેલાં હોય તો સર્વ ધર્મનાં કામમાં વાપરવાં કલ્પે છે.

પોતાના ઘર માટે કરાવેલા સમીઆણા, પરીચછ, પડદા, પાટલા વિગેરે જો કેટલાક દિવસ દેરાસરના પ્રયોજને વાપરવા દીધા હોય તો તે પાછા લેતાં દેવદ્રવ્ય ગણવામાં આવતાં નથી. કેમકે દેવદ્રવ્યમાં આપવાના અભિપ્રાયથીજ આપેલું દ્રવ્ય દેવદ્રવ્યપણે ગણાય, બીજાં ગણાય નહીં. એમ જો ન હોય તો પોતાના વાસણમાં નૈવેદ્ય લાવીને દેરાસરમાં મુકયું હોય તે વાસણ પણ દેવદ્રવ્ય સંબંધી ગણવું પડવાનો પ્રસંગ આવશે. (પણ તેમ કાંઇ બની શકતું નથી).

**(દેરાસરનું, જ્ઞાનદ્રવ્યનું કે સાધારણનું ઘરહાટ ભાડે રાખવા વિષે)**

દેરાસરનું કે જ્ઞાનદ્રવ્યનું ઘરહાટ પણ શ્રાવકે નિઃશુકતા થવાના સબબથી પોતાના કામ માટે ભાડે રાખવું નહીં. સાધારણના દ્રવ્ય સંબંધી ઘરહાટ શ્રી

સંઘની અનુમતીથી કદાપિ ભાડે રાખવું હોય તો લોક વ્યવહારથી ભાડું ઓછું આપવું નહીં, અને તે ભાડું ઠરાવ કરેલા દિવસ પહેલાં વગર માંગે આપી જવું. વળી તે ઘરહાટની ભીત પ્રમુખ જો પડતી હોય ને તે કદાપિ સમરાવવી પડે તો તેમાં લાગેલા દામ વાળીને બાકીનું ભાડું આપવું. પણ લૌકીક વ્યવહાર કરતાં પોતાનાજ માટે પોતાનેજ કામ આવી શકે એવું તે ઘરહાટમાં જો નવો માલ કે કાંઇ ખાનગી બાંધકામ કરવું પડે તો તેમાં લાગેલા દ્રવ્ય સાધારણદ્રવ્ય ભક્ષણ કીધાનો દોષ લાગવાના સબબથી ભાડામાં વાળી લેવું નહીં. સીદાતો ( શકતી વિનાનો ) શ્રાવક શ્રીસંઘની આજ્ઞાથી સાધારણનાં ઘરહાટમાં વગર ભાડે પણ રહે તો તેને કાંઈ દોષ લાગતો નથી.

તીર્થાદિકમાં જો ઘણા દિવસ રહેવા વિગેરેનું કાર્ય હોય અને ત્યાં બીજું કોઇ સ્થાન ઉતરવાનું ન હોય તો તે વાપરવા માટે લોકવ્યવહારની રીતી પ્રમાણે બરોબર નકરો આપવો જોઈયે. લોકવ્યવહારની રીતીથી જો ભાડું થોડું આપે તોપણ દોષ લાગવાનો સંભવ થાય છે.

## દેવ, જ્ઞાન અને સાધારણની ચીજનો નકરો આપવા વીષે.

એમ બરોબર નકરો આપ્યા વિના દેવ, જ્ઞાન, સાધારણ સંબંધી કપડો, વસ્ત્ર, શ્રીફળ, સોનું, રૂપું, પાટો, કળસ, ફૂલ, પકવાન, સુખડી વિગેરે ખાનગી પોતાના ઘરના ઉજમણામાં કે જ્ઞાનની પૂજામાં મુકવાં નહીં. કેમકે ઘણા ઠાઠમાઠથી પોતાના નામનું જે ઉજમણું માંડયું હોય તેમાં થોડો નકરો આપી દેરાસરમાંથી લીધેલાં ઉપગરણાં વડે લોકોમાં ઘણી પ્રશંસા થવાથી ઉલટો દોષનો સંભવ થાય છે. વધારે નકરો આપીને લીધેલાં હોય તો તેમાં કાંઇ દોષનો સંભવ થતો નથી.

## ( થેડા નકરાથી કરેલા ઉજમણા ઉપર લક્ષ્મીવતીનો દૃષ્ટાંત. )

લક્ષ્મીવતી નામની શ્રાવિકાએ અત્યંત ઋદ્ધિપાત્ર છતાં પણ લોકોમાં ઘણી પ્રશંસા કરાવવા માટે થોડાક નકરાથી દેવજ્ઞાનના ઉપગરણા લેઈ ઘણા આડંબરના કેટલીક વાર પુણ્ય કાર્ય કર્યાં. આમ કરવાથી દેવજ્ઞાનદ્રવ્યનો હું ઘણો વધારો કરૂંછું અને જૈનશાસનની અત્યંત ઉન્નતિ થાય છે એવી બુદ્ધિથી તેણે વળી બીજા પણ ઘણા લોકોને પ્રેરણા કરી તેમજ કેટલીક વાર પોતે અગ્રેશરી બની પુણ્ય કાર્યો કરાવ્યાં. પરંતુ થોડા દ્રવ્યથી ઘણી પ્રશંસા કરાવવી એ બુદ્ધિ પણ હીનબુદ્ધિ ગણાય છે; તેવો વિચાર ન કરતાં કેટલીક વાર એવીજ કરણીઓ કરી શ્રાવિકાપણું આરાધી કાળધર્મ પામીને દેવગતી પામી, પણ પોતાની પુણ્ય કરણીઓમાં હીનબુદ્ધિ વાપરેલી હોવાથી હીનશકિતવાળી દેવી થઈ. દેવભવથી ચવીને જેને ઘેર આગળ બીલકુલ પુત્ર થયોજ નથી એવા એક મોટા વેપારી શેઠને ત્યાં પુત્રીપણે ઉત્પન્ન થઈ. તથાપિ તે એવી કમનસીબ થઇ કે તેના માતા પિતાના મનમાં ધારેલા મનોરથ મનમાંજ રહી ગયા, તેનો લાભ લઇ શકયાજ નહીં. જેમકે, જ્યારે તે બાળિકા ગર્ભમાં આવ્યાને પાંચ મહિના થયા ત્યારે તેની માતાનો પંચમાસી શ્રીમંતનો મહોત્સવ ઘણા આડંબરથી કરવાનો તેના પિતાનો વિચાર હતો; પરંતુ અકસ્માત્ તે વખતે પરચક્રનો ( બીજા

કોઇક ગામના રાજાનો ) ભય આવી પડ્યો તેથી તે કરી શકયો નહીં. તેમજ જન્મનો, છઠ્ઠીનો, નાસસ્થાપનનો, મુંડન કરાવવાનો, અન્ન પ્રાસનનો, કર્ણવેધનનો, નિશાળગરણાનો એ બધા મહોત્સવ ઘણા ઠાઠમાઠથી કરવા ધારેલા તથા તે માટે આગળથી કેટલીક જાતની તૈયારીઓ કરી રાખેલી, કેટલાક નવા મણિમુકતાફળના નવસરાહાર, હીરા રત્નથી જડેલા કેટલાક નવા આભૂષણો તેમજ કેટલાક નવી નવી જાતિનાં ઉત્તમ વસ્ત્ર તૈયાર કરાવેલાં; વળી કેટલીક જાતનાં વાજિત્ર વિગેરેની તૈયારી આગળથી કરી રાખેલી છતાં મહોત્સવના દિવસે કમનસીએ કોઈ વખત રાજદરબારમાં અકસ્માત્ શોક આવી પડવાથી, કોઇ વખત દીવાનને ઘેર શોક આવી પડવાથી, કોઇ વખત નગરશેઠને ઘેર શોક આવી પડવાથી, કોઇ વખત પોતાના પીત્રાઈમાં શોક આવી પડવાથી, કે કોઇક વખત પોતાના ઘરમાંજ કાંઈક અકસ્માત્ ઉત્પન્ન થવાથી તે મહોત્સવમાંનું એક ચિન્હ માત્ર બની શકયું નહીં. એટલુંજ નહીં પણ તે બાળિકાના મહોત્સવ કરવા માતા પિતાએ જે જે દિવસો ધારેલા તે તે દિવસો તેઓને ખરેખર ઉદાસીના જ નીવડ્યા. વળી તે બાળિકાને પહેરવા માટે નવાં બનાવેલાં વસ્ત્ર આભૂષણો જેમ બનાવ્યાં તેમ તે પેટીમાં ને પેટીમાંજ રાખવાં પડ્યાં. તે પહેરાવીને માતા પિતાના મનોરથ પૂરા થાય એવો એક પણ દિવસ આવી શકયો નહીં. આ બાળિકા તેના માતા તેમજ કેટલાક સગા સંબંધીઓને પાર વિનાની માનીતી હતી. તેના સગા સંબંધીઓ તે બાળિકાને માન આપવાને પોતાને ઘેર તેડવાને ઘણાં તલપી રહ્યા હતા પણ તેમાંનું કાંઈજ બની શકયું નહીં. ત્યારે આમાં શું સમજવું, કે ખરેખર આ બાળિકાના પૂર્વભવના કરેલા અંતરાયનો જ પ્રસંગ સમજવો, શાસ્ત્રમાં કોઇક નીતિના જાણ પુરૂષે લખેલ છે કે:—

सायर तुझ्झ न दोसो अम्हाण पुव्व कम्माण ॥

હે રત્નાકર તારામાં રત્નનો સમુદાય ભરેલોજ છે, પરંતુ મેં તારામાં હાથ ઘાલી રત્ન કાઢી લેવાનો ઉદ્યમ કર્યો છતાં પણ મારા હાથમાં રત્નને બદલે ઉલટો પથ્થર આવ્યો; તેથી હું ધારૂં છું કે એ તારો દોષ નથી પણ મારા પૂર્વભવના કરેલા કર્મનોજ દોષ છે.

માટે આ સર્વ એ બાળિકાના કર્મનોજ વાંક છે એમ ધારવામાં આવે છે. આ બાળિકાનું નામ લક્ષ્મીવતી આપેલું છે. જ્યારે તેના માતા પિતાના સર્વ મનોરથ રદ્દ ગયા ત્યારે છેવટે તેઓએ એવો વિચાર નિરધાર્યો કે આપણા આ સર્વ મનોરથ રદ્દ થયા તો શું થયું; હવે સર્વ મનોરથને પૂરા પાડનાર લક્ષ્મીવતીનાં લગ્ન ખરેખર ઠાઠમાઠથી કરી બધા મનોરથ પૂરા પડ્યા માનીશું. એમ ધારીને લગ્ન આવવાના સમય આગમચ કોઇક મહા શ્રીમંત ગૃહસ્થના પુત્રની સાથે એનાં લગ્ન કરવાં નિરધારીને લગ્નની સર્વ પ્રકારની તૈયારી કરવા માંડી. સર્વ મનોરથ પૂરા પાડવાની આશાથી તૈયારીમાં કંઈ કંઇ વિચાર કીધા છે, એવા લગ્નના મહોત્સવનો આડંબર આગળથી અત્યંત કરવા માંડ્યો. પરંતુ માંડવા મુહુર્ત થયા પછી તરતજ તે લક્ષ્મીવતીની માતા અકસ્માત્ મરણ પામી. જેથી અત્યંત આડંબરની તો શી વાત પણ

છેવટે તેનું સુગેસુગુ મહોત્સવ રહિત પાણીગ્રહણ માત્ર જ લગ્ન કરવું પડ્યું. તેનો સસરો ઘણો દાતાર, ધનાઢ્ય હોવાથી તેણે પણ ઘણા ઠાઠથી લગ્ન કરવા ધારેલું પણ શું થાય ? તેના પણ સર્વ મનોરથ લક્ષ્મીવતીના માતા પિતાની પેઠે બધા પાણીમાં ગયા. પછી આ લક્ષ્મીવતીને સાસરે વોળાવતી વખતે ખરેખરો ઠાઠમાઠ કરીશું એમ ધારીને તેનો બાપ રહેલ હતો, તે વખત આવતાં પણ કોઈ કોઈ વખત અનેક પ્રકારના શોક મંદવાડ વિગેરે આપત્તિઓ આવી નડવાથી તેમાંનું કાંઈપણ નહીં બનતાં સુગેસુગુ બન્યું. સાસરે પણ જ્યારે જ્યારે ગઈ ત્યારે ત્યારે ત્યાં પણ કોઇ વખત કંઈ તો કોઇ વખત કંઇ, એમ ઉપરાઉપર આપત્તિઓ આવી પડવાથી તેણીને પોતાના ભર્તારથી ખરેખર સંસારસુખનો સંયોગ ખરોખર અધિક વૃદ્ધિ પામતો પ્રેમ છતાં બની શકવાનો વખત ન આવ્યો. તેથી તે પોતે પણ ખરેખર ઉદ્વેગ પામી ગઈ. આખરે એક જ્ઞાની ગુરૂ મળ્યા તેમની પાસે જઈ તેણીએ પોતાનું નસીબ પુછ્યું. જ્ઞાની ગુરૂએ કહ્યું—હે કલ્યાણવતી, તેં પૂર્વભવમાં થોડો નકરો આપી ઉજમણા વિગેરે ઘણી પુણ્યકરણીયોમાં ઘણો આડંબર કરી દેખાડેલો, તે હીનબુદ્ધિથી તેં જે કર્મ ઉપાર્જન કરેલું તેનું આ પરિણામ છે. આવી વાણી સાંભળી અત્યંત ખેદ પામવા લાગી ત્યારે ગુરૂ બોલ્યા કે, આમ ખેદ કરવાથી પાપ કંઈ જતું નથી. એ પાપની તો આત્મ સાથે નિંદા કરવી. પછી તેણીએ તે ગુરૂની પાસે તે કર્મ આલોયણ પ્રાયશ્ચિત લીધું; ત્યારપછી દીક્ષા અંગીકાર કરી અનુક્રમે સર્વ કર્મનો ક્ષય કરી સિદ્ધિપદને પ્રાપ્ત થઈ.

તે માટે ઉજમણા વિગેરેમાં મુકવા યોગ્ય જે જે પદાર્થ લીધા હોય તે તે પદાર્થનું જેટલું મૂલ્ય હોય તેટલું અથવા તે કરતાં પણ કાંઈક અધિક મૂલ્ય (દ્રવ્ય) આપવું. એમ કરવાથી નકરાની શુદ્ધિ થાય છે. વળી એમાં એટલું સમજવાનું કે, કોઇએ પોતાના નામનું વિસ્તારથી ઉદ્યાપન માંડેલું હોય, તેમાં જે જે પદાર્થો દેરાસરના વાપરવા લેવાની જરૂર હોય તેનો બરોબર નકરો આપવાની શકિત ના હોય તો તેનો આચાર પૂરો પાડવા માટે જેટલી ચીજોનો નકરો પૂપૂરેરો આપી શકાય તેટલીજ ચીજો મુકીને ઉજમણું પુરૂં કરે તો તેને (ઉજમણું કરનારને) કંઇ દોષ લાગતો નથી.

## ઘરદેરાસરમાં ચઢાવેલા ચોખા વિગેરે તથા તેના દ્રવ્યની વ્યવસ્થા વિશે.

પોતાના ઘરદેરાસરમાં ચઢાવેલા ચોખા, સોપારી, ફળ, નૈવેદ્ય, વિગેરે વેચી નાખવાથી ઉપજેલા દ્રવ્યનાં લીધેલાં ફૂલ વિગેરે પોતાના ઘરદેરાસરમાં પુજા કરવાના કામમાં વાપરવાં નહીં, તેમ ગામના મોટા દેરાસરમાં જઇને પણ વગર કહે પોતાને હાથે ચઢાવવાં નહીં. ત્યારે શું કરવું ? એ પ્રશ્નનો ખુલાસો જે—ખરેખરૂં સ્વરૂપ કહીને એટલે ઘરદેરાસરમાં ચઢાવેલા નૈવેદ્યાદિકથી ઉપજેલા પૈસાના લીધેલાં આ ફૂલ છે, એમ સ્પષ્ટ સર્વ જનને જણાવી પુજારા વિગેરેને ચઢાવવા આપવાં, તેમ ન બને તો પોતાને હાથે ચઢાવવાં, પણ ફોકટ લોકો પાસે પ્રશંસા કરાવવાનો દોષ લાગવાના સબબથી વગર બોલે ચઢાવી દેવાં નહીં. (જો વગર બોલે ચઢાવ્યાં હોય તો તે દેખી લોકો પ્રશંસા કરે કે, અહો, આ કેવો ભાવીક છે, કે પોતાના દ્રવ્યથી આટલાં બધાં ફૂલ ચઢાવે છે, એમ ફોકટ પ્રશંસા કરાવવાથી દોષ લાગે છે.) ઘરદેરાસરમાં મુકેલા નૈવે.

દ્યાદિક, ફૂલ વિગેરે લાવી આપનાર માળી વિગેરેને ઠરાવેલા માસીક પગારમાં આપવું નહીં. પહેલાંથીજ એવો ઠરાવ કર્યો હોય કે, તારે આટલું કામ આ ઘરદેરાસરનું કરવું, જેના બદલામાં તને દરરોજનું ચઢેલું નૈવેદ્યાદિક આપીશું; તો તે આપવાથી કંઈ દોષ લાગતો નથી. ખરી બાબત તો એજ છે કે, જે માસીક પગાર આપવો તે જુદોજ આપવો, તેના બદલામાં નૈવેદ્યાદિક આપવું નહીં. વળી ખરૂં વિચારતાં તો ઘરદેરાસરમાં ચઢાવેલા ચોખા, ફળ, નૈવાદ્યાદિક સર્વે મોટા દેરાસરે મોકલી આપવા ઠીક લાગે છે. જો એમ ન કરે ને નૈવેદ્યાદિકથી ઉપજેલા દ્રવ્યવડે પોતાના ઘરદેરાસરમાં પુજા કરે તો દેવદ્રવ્યથી પુજા કરી ગણાય, અને અનાદર અણગણતી પ્રમુખનો દોષ લાગે છે. ગૃહસ્થ પોતે પોતાના ઘરના ખરચમાં કેટલુંક ખરચ ખાય છે, ત્યારે દેવની પુજામાં કેટલું દ્રવ્યનું ખરચ વધી જવાનું છે? કે યથાશકિત પોતાના ઘરદેરાસરમાં પણ ખરચી ન શકે. માટે પોતાના ઘરદેરાસરમાં મુકેલા નૈવેદ્યાદિકથી મંગાવેલાં પુષ્પાદિક વડે પોતાના ઘરદેરાસરમાં પૂજા પૂર્વે કહેલ દોષ લાગવાનો સંભવ હોવાથી ન કરવી; તેમજ પોતાના ઘરદેરાસરમાં ચઢાવેલા નૈવેદ્યાદિક વેચવાથી આવેલું દ્રવ્ય પોતાના ઘરમાં પોતાની નિશ્રાએ રાખવું પણ નહીં. વળી તે જેમ તેમ વેચી નાંખવું નહીં, યથાશક્તિથી જેમ દેવદ્રવ્યની વૃદ્ધિ થાય તેમ વેચવું. તેમ જ્યાં ત્યાં નાખતાં પણ ન ફરવું (આડુ અવળુ બીગાડ થાય તેમ નાખવું-મુકવું નહી), કેમકે એમ કરવાથી પણ દેવદ્રવ્યના વિનાશ કરવાનો દોષ લાગવાનો સંભવ છે. સર્વ પ્રકારે યત્ન કરી રાખતાં છતાં પણ કદાપિ કોઇ ચોર, અગ્નિ પ્રમુખથી તે વિનાશ પામી જાય તો રાખનારને કંઇ દોષ લાગતો નથી; કેમકે અવશ્ય ભાવીભાવને રાખવા કોણ સમર્થ થઇ શકે છે.

## (પારકું દ્રવ્ય વાપરવા વિશે)

દેવ, ગુરૂ, યાત્રા, તીર્થ સ્વામીવાત્સલ્ય, સ્નાત્ર, પૂજા, મહોત્સવ, પ્રભાવના, સિદ્ધાંત લખાવવાં, પુસ્તક લેવાં, વિગેરેમાં ખરચવાના કારણ માટે જો પારકું ધન લેવું હોય તો વચમાં ચાર પાંચ જણાને સાક્ષી રાખીનેજ લેવું; અને તે ખરચવાના વખતે ગુરૂ, સંઘ વિગેરે પાસે સ્પષ્ટપણે કહી દેવું કે, આ દ્રવ્ય અમુકનું છે કે પારકું છે, કહ્યા બોલ્યાવિના રહેવું નહીં. વગર બોલે ખરચે તો તેથી પણ પુર્વોકત દોષ લાગવાનો પ્રસંગ આવે છે.

તીર્થે ગયા હોય ત્યાં પૂજામાં, સ્નાત્રમાં, ધ્વજા ચઢાવવામાં, પેરામણીમાં, પ્રભાવનામાં, વિગેરે તીર્થ ઉપર અવશ્ય કૃત્યોમાં પારકું દ્રવ્ય ભેળવવું નહીં. કદાપિ કોઈએ તીર્થ ઉપર વાપરવાને દ્રવ્ય આપેલું હોય તે પારકું દ્રવ્ય ત્યાં વાપરવું હોય તો, 'પ્રથમથી આ પારકું છે' એમ કહીને વચ્ચે બીજા કોઈકને સાક્ષી રાખીને જુદું વાપરવું, પણ પોતાના દ્રવ્યની સાથે વાપરવું નહીં. કેમકે તેથી ફોકટ લોકમાં પ્રશંસા કરાવવાનો દોષ લાગે; પાછળથી કોઈને માલમ પડે તો માયાવી અને લોકાપહાસ્યાદિકનો દોષ લાગે છે.

છેવટે તેનું સુગેમુગુ મહોત્સવ રહિત પાણીગ્રહણ માત્ર જ લગ્ન કરવું પડયું. તેને સસરો ઘણો દાતાર, ધનાઢ્ય હોવાથી તેણે પણ ઘણા ઠાઠથી લગ્ન કરવા ધારેલું પણ શું થાય ? તેના પણ સર્વ મનોરથ લક્ષ્મીવતીના માતા પિતાની પેઠે બધા પાણીમાં ગયા. પછી આ લક્ષ્મીવતીને સાસરે વોળાવતી વખતે ખરેખરો ઠાઠમાઠ કરીશું એમ ધારીને તેનો બાપ રહેલ હતો, તે વખત આવતાં પણ કોઈ કોઈ વખત અનેક પ્રકારના શોક મંદવાડ વિગેરે આપત્તિઓ આવી નડવાથી તેમાંનું કાંઈપણ નહીં બનતાં સુગેમુગુ બન્યું. સાસરે પણ જ્યારે જ્યારે ગઈ ત્યારે ત્યારે ત્યાં પણ કોઇ વખત કંઈ તો કોઇ વખત કંઇ, એમ ઉપરાઉપર આપત્તિઓ આવી પડવાથી તેણીને પોતાના ભર્તારથી ખરેખર સંસારસુખનો સંયોગ બરોબર અધિક વૃદ્ધિ પામતો પ્રેમ છતાં બની શકવાનો વખત ન આવ્યો. તેથી તે પોતે પણ ખરેખર ઉદ્વેગ પામી ગઈ. આખરે એક જ્ઞાની ગુરૂ મળ્યા તેમની પાસે જઈ તેણીએ પોતાનું નસીબ પુછયું. જ્ઞાની ગુરૂએ કહ્યું–હે કલ્યાણવતી, તેં પૂર્વભવમાં થોડો નકરો આપી ઉજમણા વિગેરે ઘણી પુણ્યકરણીયોમાં ઘણો આડંબર કરી દેખાડેલો, તે હીનબુદ્ધિથી તેં જે કર્મ ઉપાર્જન કરેલું તેનું આ પરિણામ છે. આવી વાણી સાંભળી અત્યંત ખેદ પામવા લાગી ત્યારે ગુરૂ બોલ્યા કે, આમ ખેદ કરવાથી પાપ કંઈ જતું નથી. એ પાપની તો આત્મ સાથે નિંદા કરવી. પછી તેણીએ તે ગુરૂની પાસે તે કર્મ આલોયણ પ્રાયશ્ચિત લીધું; ત્યારપછી દીક્ષા અંગીકાર કરી અનુક્રમે સર્વ કર્મનો ક્ષય કરી સિધ્ધિપદને પ્રાપ્ત થઈ.

તે માટે ઉજમણા વિગેરેમાં મુકવા યોગ્ય જે જે પદાર્થ લીધા હોય તે તે પદાર્થનું જેટલું મૂલ્ય હોય તેટલું અથવા તે કરતાં પણ કાંઈક અધિક મૂલ્ય (દ્રવ્ય) આપવું. એમ કરવાથી નકરાની શુધ્ધિ થાય છે. વળી એમાં એટલું સમજવાનું કે, કોઈએ પોતાના નામનું વિસ્તારથી ઉદ્યાપન માંડેલું હોય, તેમાં જે જે પદાર્થો દેરાસરના વાપરવા લેવાની જરૂર હોય તેનો બરોબર નકરો આપવાની શકિત ના હોય તો તેનો આચાર પૂરો પાડવા માટે જેટલી ચીજોનો નકરો પૂરેપૂરો આપી શકાય તેટલીજ ચીજો મુકીને ઉજમણું પુરૂં કરે તો તેને (ઉજમણું કરનારને) કંઈ દોષ લાગતો નથી.

## ઘરદેરાસરમાં ચઢાવેલા ચોખા વિગેરે તથા તેના દ્રવ્યની વ્યવસ્થા વિશે.

પોતાના ઘરદેરાસરમાં ચઢાવેલા ચોખા, સોપારી, ફળ, નૈવેદ્ય, વિગેરે વેચી નાખવાથી ઉપજેલા દ્રવ્યનાં લીધેલાં ફૂલ વિગેરે પોતાના ઘરદેરાસરમાં પુજા કરવાના કામમાં વાપરવાં નહીં, તેમ ગામના મોટા દેરાસરમાં જઇને પણ વગર કહે પોતાને હાથે ચઢાવવાં નહીં. ત્યારે શું કરવું ? એ પ્રશ્નનો ખુલાસો જે—ખરેખરૂં સ્વરૂપ કહીને એટલે ઘરદેરાસરમાં ચઢાવેલા નૈવેદ્યાદિકથી ઉપજેલા પૈસાના લીધેલાં આ ફૂલ છે, એમ સ્પષ્ટ સર્વ જનને જણાવી પુજારા વિગેરેને ચઢાવવા આપવાં, તેમ ન બને તો પોતાને હાથે ચઢાવવાં, પણ ફોકટ લોકો પાસે પ્રશંસા કરાવવાનો દોષ લાગવાના સબબથી વગર બોલે ચઢાવી દેવાં નહીં. (જો વગર બોલે ચઢાવ્યાં હોય તો તે દેખી લોકો પ્રશંસા કરે કે, અહો, આ કેવો ભાવીક છે, કે પોતાના દ્રવ્યથી આટલાં બધાં ફૂલ ચઢાવે છે, એમ ફોકટ પ્રશંસા કરાવવાથી દોષ લાગે છે.) ઘરદેરાસરમાં મુકેલા નૈવે.

ધાદિક, ફૂલ વિગેરે લાવી આપનાર માળી વિગેરેને ઠરાવેલા માસીક પગારમાં આપવું નહીં. પહેલાંથીજ એવો ઠરાવ કર્યો હોય કે, તારે આટલું કામ આ ઘરદેરાસરનું કરવું, જેના બદલામાં તને દરરોજનું ચઢેલું નૈવેદ્યાદિક આપીશું; તો તે આપવાથી કંઈ દોષ લાગતો નથી. ખરી બાબત તો એજ છે કે, જે માસીક પગાર આપવો તે જુદોજ આપવો, તેના બદલામાં નૈવેદ્યાદિક આપવું નહીં. વળી ખરૂં વિચારતાં તો ઘરદેરાસરમાં ચઢાવેલા ચોખા, ફળ, નૈવાદ્યાદિક સર્વ મોટા દેરાસરે મોકલી આપવા ઠીક લાગે છે. જો એમ ન કરે ને નૈવેદ્યાદિકથી ઉપજેલા દ્રવ્યવડે પોતાના ઘરદેરાસરમાં પુજા કરે તો દેવદ્રવ્યથી પુજા કરી ગણાય, અને અનાદર અણગણતી પ્રમુખનો દોષ લાગે છે. ગૃહસ્થ પોતે પોતાના ઘરના ખરચમાં કેટલુંક ખરચ ખાય છે, ત્યારે દેવની પુજામાં કેટલું દ્રવ્યનું ખરચ વધી જવાનું છે? કે યથાશક્તિ પોતાના ઘરદેરાસરમાં પણ ખરચી ન શકે. માટે પોતાના ઘરદેરાસરમાં મુકેલા નૈવેદ્યાદિકથી મંગાવેલાં પુષ્પાદિક વડે પોતાના ઘરદેરાસરમાં પૂજા પૂર્વે કહેલ દોષ લાગવાનો સંભવ હોવાથી ન કરવી; તેમજ પોતાના ઘરદેરાસરમાં ચઢાવેલા નૈવેદ્યાદિક વેચવાથી આવેલું દ્રવ્ય પોતાના ઘરમાં પોતાની નિશ્રાએ રાખવું પણ નહીં. વળી તે જેમ તેમ વેચી નાંખવું નહીં, યથાશક્તિથી જેમ દેવદ્રવ્યની વૃદ્ધિ થાય તેમ વેચવું. તેમ જ્યાં ત્યાં નાખતાં પણ ન ફરવું (આડું અવળું બીગાડ થાય તેમ નાખવું-મુકવું નહી), કેમકે એમ કરવાથી પણ દેવદ્રવ્યના વિનાશ કરવાનો દોષ લાગવાનો સંભવ છે. સર્વ પ્રકારે યત્ન કરી રાખતાં છતાં પણ કદાપિ કોઇ ચોર, અગ્નિ પ્રમુખથી તે વિનાશ પામી જાય તો રાખનારને કંઇ દોષ લાગતો નથી; કેમકે અવશ્ય ભાવીભાવને રાખવા કોણ સમર્થ થઇ શકે છે.

## (પારકું દ્રવ્ય વાપરવા વિશે)

દેવ, ગુરૂ, યાત્રા, તીર્થ સ્વામીવાત્સલ્ય, સ્નાત્ર, પૂજા, મહોત્સવ, પ્રભાવના, સિદ્ધાંત લખાવવાં, પુસ્તક લેવાં, વિગેરેમાં ખરચવાના કારણ માટે જો પારકું ધન લેવું હોય તો વચમાં ચાર પાંચ જણાને સાક્ષી રાખીનેજ લેવું; અને તે ખરચવાના વખતે ગુરૂ, સંઘ વિગેરે પાસે સ્પષ્ટપણે કહી દેવું કે, આ દ્રવ્ય અમુકનું છે કે પારકું છે, કહ્યા બોલ્યાવિના રહેવું નહીં. વગર બોલે ખરચે તો તેથી પણ પુર્વોક્ત દોષ લાગવાનો પ્રસંગ આવે છે.

તીર્થે ગયા હોય ત્યાં પૂજામાં, સ્નાત્રમાં, ધ્વજા ચઢાવવામાં, પેરામણીમાં, પ્રભાવનામાં, વિગેરે તીર્થ ઉપર અવશ્ય કૃત્યોમાં પારકું દ્રવ્ય ભેળવવું નહીં. કદાપિ કોઈએ તીર્થ ઉપર વાપરવાને દ્રવ્ય આપેલું હોય તે પારકું દ્રવ્ય ત્યાં વાપરવું હોય તો, 'પ્રથમથી આ પારકું છે' એમ કહીને વચ્ચે બીજા કોઈકને સાક્ષી રાખીને જુદું વાપરવું, પણ પોતાના દ્રવ્યની સાથે વાપરવું નહીં, કેમકે તેથી ફોકટ લોકમાં પ્રશંસા કરાવવાનો દોષ લાગે; પાછળથી કોઈને માલમ પડે તો માયાવી અને લોકોપહાસ્યાદિકનો દોષ લાગે છે.

કોઈ વખત એવો પ્રસંગ આવે કે, ઘણા જણ ભેળા થઈને સ્વામીવત્સલ્ય, સંઘપુજા, પ્રભાવના વિગેરે કરવી હોય તો જેનો જેટલો ભાગ હોય તે સર્વ પ્રથમથી કહી આપવો. જો એમ ન કરે તો પુન્યકરણીના કામમાં ખરચવામાં ચોરી કરવાના દોષનો ભાગીદાર થાય છે.

અંત અવસ્થામાં આવેલા માતા, પિતા, બેન, પુત્ર, વિગેરેને માટે જે ખરચવું હોય તે તેના સાવધાનપણા વખતેજ ગુરૂ, શ્રાવક, સગાં વહાલાં સમક્ષજ કહીદેવું કે "અમો તમારા પુન્ય માટે આટલા દિવસમાં આટલું દ્રવ્ય અમુક અમુક કાર્ય કરી ખરચીશું તેની તમે અનુમોદના કરજો." એમ કહીને માનેલું દ્રવ્ય ઠરાવેલી મુદતમાં સર્વ સમક્ષ તેનું નામ દઈને જણાવવું કે, અમુક જણની પાછળ માનેલું દ્રવ્ય આ ખરચીયે છીયે. એમ ન કરે તો તે પણ પુન્યકરણીમાં ચોરી ગણાય છે. પારકાના નામના કરેલા દ્રવ્યથી પોતાના નામે જશ મેળવી પુન્યકરણી કરે તોપણ મહા અનર્થ થાય છે. પુન્યના કામમાં જે કાંઈ ચોરી કરવી તેથી મોટા પુરૂષની મહત્વતા ગુણની હાની થાય છે. જેમાટે ગણધરભગવંતે લખેલું છે કેઃ--

तव तेणे वय तेणे । रूव तेणे अ जे नरे ॥
आयार भाव तेणेअ । कुव्वई देव किव्विसं ॥

તપની, વ્રતની, રૂપની, આચારભાવની, જે ચોરી કરે તે પ્રાણી કીલ્વીષીયા દેવનું આયુષ બાંધે છે.

## ( સાધારણ દ્રવ્ય ખરચવા વિશે. )

ધર્મમાં જો કાંઈ ખરચવાની મરજી થાય તો ઘણુંકરી સાધારણના નામથીજ ખરચવું. પછી જેમ જેમ યોગ્ય લાગે તેમ તેમ તેમાં ખરચવું. સાધારણદ્રવ્ય ખરચવાનાં સાત ક્ષેત્ર છે. તેમાંથી જે જે ક્ષેત્ર સીદાતું હોય તે તે ક્ષેત્રમાં ઘણુંકરી ખરચવું. જેમાં થોડું ખરચતાં વધારે લાભ દેખાતો હોય તેમાં ખરચવું. સીદાતા ક્ષેત્રમાં ખરચવાથી ઘણોજ લાભ થાય છે; કેમકે, કોઈક શ્રાવક સીદાતો હોય તેને આધાર આપ્યો હોય તો તે આશ્રય પામીને પછી જ્યારે શ્રીમંત થાય ત્યારે તેજ ક્ષેત્રમાં તે ઘણો આશ્રય આપનાર થાય છે. કારણ કે, જેનાથી ઉપકાર થયો હોય તે ઉપકારીને તે પુરૂષ પાછો ભૂલતો નથી. છેવટે તે તેને સહાયકારક બની શકે છે. માટે સીદાતામાં વાપરવું મહા લાભ ભરેલું છે. લોકીકમાં પણ કહેલુ છે કેઃ—

दरिद्रं भर राजेंद्र । मासमृद्धं कदाचन ।
व्याधित स्यौपधं पथ्यं । निरोगस्य किमौपधं ॥

હે રાજેંદ્ર દરિદ્રીને ( નિર્ધનને ) આપ, ઋદ્ધિવંતને કોઇ વખત આપીશ નહીં. વ્યાધિવાળાને ઔષધી હિતકારક થાય છે, પણ નિરોગીને ઔષધ આપવાનું શું પ્રયોજન છે.

એટલાજ માટે પ્રભાવના, સંઘને પહેરામણી, સમકીતના મોદક, લેહેણી કરવી, વિગેરે નિર્ધનશ્રાવકને વિશેષ આપવા યોગ્ય છે. એમ જો ન કરે તો ધર્મના અનાદર નિંદા પ્રમુખ દોષનો સંભવ થાય છે. સગાં વહાલાં કરતાં કે ધનાઢયનાં કરતાં નિર્ધન-

શ્રાવકને વધારે આપવું એ યુક્ત જ છે. છતાં જો એમ ન બની શકે તેમ હોય તો સર્વને સરખું આપવું, પણ નિર્ધનને ઓછું ન આપવું. " સંભળાય છે કે, યમુનાપુર નગરે ઠક્કર જીનદાસ શ્રાવકે સમકીતના મોદક ( લાડુ ) ની લાહાણી કરવાના પ્રસંગે સર્વના મોદકમાં એકેક સોનૈયો ઘાલ્યો હતો, અને નિર્ધનશ્રાવકને આપવાના મોદકમાં બે બે સોનૈયા ઘાલ્યા હતા."

## (માતાપિતાદિક પાછળ કરવાના પુન્ય વિશે)

ઘણુંકરી પુત્ર પૌત્રાદિકે પોતાના માતા પિતા, કાકા પ્રમુખને માટે ખરચવાનું માનવું તે પ્રથમથીજ (તાકીદથી) કરવું. કેમકે, કોણ જાણે કયો ક્યારે મરશે, કેને પહેલું અને કેનું પછી મરણ થશે. વળી જેણે જેણે જેટલું જેટલું જેના પાછળ ધરમ માટે ખરચવાનું કબુલ કીધું હોય તેણે તે સઘળું જુદુંજ વાપરવું. પોતાને માટે પોતે જે દાનાદિક કરીયે તેમાં તે ન ગણવું. (પોતાના ખરચમાં ભેળશેળ ન માંડવું ) તેમ કરવાથી ફોકટ ધર્મને સ્થાને દોષની પ્રાપ્તિ થાય છે.

## ( તીર્થે ખરચવા માનેલા દ્રવ્ય વિશે. )

શ્રાવકે તીર્થયાત્રા કરવા જાય ત્યારે ભોજનખરચ, ગાડીભાડું વિગેરે તીર્થે ખરચવા માનેલા દ્રવ્યમાં ન ગણવાં. તીર્થમાંજ જેટલું પુન્યકાર્યમાં ખરચ્યું હોય તેટલુંજ તેમાં ગણવા યોગ્ય છે. કેમકે, યાત્રા માટે જે માન્યું તેતો દેવાદિકદ્રવ્ય થયું, ત્યારે તે દ્રવ્યમાં પોતાનું ભોજન તથા ગાડીભાડા વિગેરેનું ખરચ ગણવું કેમ લાયક (યોગ્ય) હોય ? એતો કેવળ દેવદ્રવ્યનો ઉપભોગ કરવાના દોષનો ભજનાર થયો. એ પ્રમાણે અજ્ઞાનપણાથી કે બુદ્ધિમાં ખરેખર સમજણમાં ન આવવાથી જો કંઈ કોઈ કોઈ વખતે દેવાદિકદ્રવ્યનો ઉપભોગ થયો હોય તેના પ્રાયશ્ચિતને સ્થાનકે જેટલું ઉપભોગ કરવામાં આવ્યું હોય તેના અનુસારે કેટલુંક કેટલુંક જુદુ જુદુ દેવદ્રવ્યમાં, જ્ઞાનદ્રવ્યમાં, અને સાધારણદ્રવ્યમાં, ફરીથી વાપરે, અને છેવટ અવસ્થામાં તો વિશેષથી એમ ખરચવું કે, પુર્વે જે ધર્મકૃત્ય કર્યાં છે તેમાં જો કદાપિ ભૂલચૂકથી કોઈ કોઈ ક્ષેત્રનું દ્રવ્ય કોઈ કોઈ ક્ષેત્રમાં (એક ક્ષેત્રનું દ્રવ્ય બીજા ક્ષેત્રમાં) કે પોતાના ઉપભોગમાં વપરાણું હોય તો તેના બદલામાં આટલું દ્રવ્ય દેવદ્રવ્યમાં, આટલું દ્રવ્ય જ્ઞાનદ્રવ્યમાં અને આટલું દ્રવ્ય સાધારણદ્રવ્યમાં આપું છું. ધર્મના સ્થાનકે તેમજ બીજા સ્થાનકે કદાપિ વધારે વાપરવાની શક્તિ ન હોય તો થોડું થોડું વાપરવું. પણ સંસારીક ધાર્મિક ઋણ તો માથા ઉપર રાખવુંજ નહીં. સંસારીક ઋણ કરતાં પણ ધાર્મિક ઋણ પ્રથમથીજ આપવું. સાધારણ ધાર્મિક કરતાં વળી દેવાદિક ઋણ તો વિશેષથી પ્રથમ પ્રથમ આપી દેવું. કહેલ છે કે,

## ઋણ (દેવું) ન રાખવા વિશે.

ऋणं ह्येकक्षणं नैव । धार्यमाणेन कुत्र चित् ॥
देवादि विषयं तंतु । कः कुर्यादति दुःसहं ॥

"જ્યારે ક્યાંકપણ માથા ઉપર ઋણ તો ક્ષણવાર પણ રાખવું નહીં, ત્યારે અત્યંત દુઃસહ એવું દેવનું, જ્ઞાનનું, સાધારણનું, અને ગુરૂનું ઋણ તો કોણ મૂર્ખ

હોય કે ધારણ કરે ?" તે માટે સર્વ ધર્મના કાર્યમાં વિવેકથી વહેંચણ કરીને જે જે પોતાના ઉપર કરજ હોય તે આપી દેવાં. એવાં કાર્ય વિવેક વિના બનતાં નથી. જે માટે કહેલું છે કે,

प्रतिपच्चंद्रं सुरभी । नकुलीं नकुलः पयश्च कलहंसः ॥
चित्रक वल्लीं पक्षी । सुक्ष्मं धर्म सुधीर्वेत्ति ॥

પડવાના (એમના) ચંદ્રને ગાય, નોળીઆની સ્ત્રીને નોળીઓ, દુગ્ધને રાજહંસ, ચિત્રાવેલને પંખી, જેમ જાણી શકે છે; તેમ સુક્ષ્મધર્મને વિવેકીજ જાણી શકે છે. મૂર્ખ જાણી શકતા નથી.

આ બધી બાબતો પ્રસંગ આવ્યાથી જણાવી છે. ( હવે ગાથાના પાછળના પદની વ્યાખ્યા કરે છે ).

## ( પચ્ચખાણનો વિધ. )

ઉપર બતાવી ગયા એવી રીતિ મુજબ જિનેશ્વર ભગવંતની પૂજા કરીને પછી શિથિલ નહીં એવા પંચાચારવંત ગુરૂ જે આચાર્ય, તેમની પાસે જઈને વિધિપૂર્વક પચ્ચખાણ કરે. પંચાચાર તે જ્ઞાનાચારાદિક कालेविणए बहुमाणे ઈત્યાદિક આગમમાં કહ્યા છે, તે પંચાચારનું સ્વરૂપ અમારા કરેલા આચારપ્રદીપ નામના ગ્રંથથી જાણી લેવું.

પચ્ચખાણ– આત્મસાક્ષિક, દેવસાક્ષિક ગુરૂસાક્ષિક, એમ ત્રણ પ્રકારે કરવું, તેનો વિધિ બતાવે છે. દેરે દેવાધિદેવને વાંદવા આવેલા, સ્નાત્રાદિકના દર્શન નિમિત્તે આવેલા, ધર્મ દેશના કરવા આવેલા, અથવા દેરાની પાસે રહેલા ઉપાશ્રય પ્રમુખમાં આવી રહેલા સદ્ગુરૂ (આચાર્ય)ની પાસે દેરાસરમાં પેસતાં સાચવવાની ત્રણ નિસીહીની પેઠે ગુરૂના ઉપાશ્રયમાં પેસતાં પણ ત્રણ નિસીહિ અને પંચઅભિગમ ( પંચાભિગમ આગળ બતાવ્યાં છે તે ) સાચવીને યથાવિધ આવીને ધર્મોપદેશના પહેલાં કે ધર્મોપદેશ થઇ રહ્યા પછી ( પચખાણ લેવું વચ્ચે પચખાણ લેવું નહીં ) યથાવિધિ પચીશ આવશ્યક સાચવીને દ્વાદશવંદને વાંદણા દેવાં. એમ વાંદણાં દેવાથી મહા લાભ થાય છે. જે માટે શાસ્ત્રમાં કહેલું છે કે,

## (ગુરૂવંદન વિધિ.)

नीआ गोअं खवे कम्मं । उच्चा गोअं निबंधए ॥
सिढिलं कम्म गंठितु । वंदणेण नरो करे ॥

ગુરૂને વંદન કરવાથી પ્રાણી નીચગોત્રને ખપાવે છે, ઉચ્ચ ગોત્રનો બંધ કરે છે. અને નિકાચિત કર્મગ્રંથીને ભેદન કરતાં શિથિલ બંધરૂપ કરી નાખે છે.

तिथ्थयरत्तं समत्तं । खाईअं सत्तमीई तइआए ॥
आउं वंदणएणं । वद्धंच दसारसींहेण ॥

દસારસિંહે ( શ્રીકૃષ્ણે ) શ્રી નેમનાથ સ્વામીને વંદના કરીને શું કર્યું, તે બતાવે છે. તીર્થંકર ગોત્ર બાંધ્યું, ક્ષાયક સમ્યક્ત્વની પ્રાપ્તિ કરી, સાતમી નરકનો બંધ તોડી

ત્રીજી નરકનું આયુષ કરી નાખ્યું. જેમ શીતલાચાર્યને વંદના કરવાને આવનારા ચારે સગા ભાણેજો રાતે દરવાજો બંધ થઈ જવાથી બાહાર ન જતાં દરવાજા આગળજ રહ્યાં છે. તેમાં એક જણાને ગુરૂ વંદનાના હર્ષના વશથી ભાવના ભાવતાં ત્યાંજ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, અને ત્રણ જણા તો માંહોમાંહે પ્રથમ વંદના કરવાની ઈર્ષાથી જેમ જેમ વહેલા ઉઠ્યા તેમ તેમ વંદના કરવા ઉતાવળથી ગયા ને દ્રવ્યવંદના કરી. ત્યાર પછી ચોથો કેવળી આવ્યો, ત્યારે પેલા ત્રણે જણે ગુરૂને પુછ્યું કે, સ્વામી, અમારા ચાર જણાની વંદનામાંથી વધારે લાભની પ્રાપ્તિ કોને થઈ. શીતળાચાર્યે કહ્યું, છેલ્લા આવ્યા તેને. તે સાંભળી ત્રણે જણ બોલ્યા કે, એમ કેમ? ગુરૂ બોલ્યા, એને રાત્રે દરવાજા આગળ ભાવના ભવતાંજ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે. પછી ત્રણે જણે ઉઠીને ચોથાને વાંદ્યાં. ત્યારપછી તેની ભાવના કરતાં તે ત્રણેને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. એમ દ્રવ્યવંદના કરતાં ભાવવંદના કરવામાં વધારે લાભ જરૂર થાય છે.

વળી વંદનાભાષ્યમાં ત્રણ પ્રકારની વંદના કહી છે. તે નીચે મુજબઃ—

गुरुवंदण महति तिहं । तं फिट्टा छोभ बारसावत्तं ॥
सिर नमणाइ सुपढमं । पुन्न खमासमणदुगिबिअं ॥ १ ॥
तईअंतु वंदण दुगे । तथ्थमिहो आइमं सयल संघे ॥
बीयतुं दंसणीणय । पयठियाणं च तइयंतु ॥ २ ॥

ગુરૂવંદના ત્રણ પ્રકારની છે. પ્રથમ ફેટાવંદના, બીજી છોભવંદના, અને ત્રીજી દ્વાદશાવર્તવંદના. મસ્તક નમાવવાથી અને બે હાથ જોડવાથી પહેલી ફેટાવંદના ગણાય છે. સંપુર્ણ બે ખમાસમણ દેઈને વંદના કરવી તે બીજી છોભવંદના ગણાય છે. ત્રીજી દ્વાદર્શાવર્ત વંદનાનો વિધિ નીચે મુજબ છે. પરંતુ વંદના કરવાના અધિકારી બતાવે છે કે, પહેલી ફેટાવંદના સર્વ શ્રીસંઘને કરાય છે. બીજી છોભવંદના દર્શની કહેતાં સર્વ જૈન સાધુને કરાય છે. ત્રીજી દ્વાદશાવર્તવંદના આચાર્ય, ઉપાધ્યાય પદસ્થને કરાય છે.

### (દ્વાદશાવર્તવંદના વિધિ)

જેણે ગુરૂ પાસે પ્રભાતનું પ્રતિક્રમણ કીધું ન હોય તેણે પ્રાતઃકાળે ગુરૂ (આચાર્ય ઉપાધ્યાય) પાસે આવી વિધિપુર્વક (દ્વાદશાવર્ત્ત) વંદના કરવી એમ ભાષ્યમાં કહેલું છે.

### ( પ્રાતઃકાળનો દ્વાદશવર્તવંદના વિધિ )

इरि आकुसुमिणुसगो । चिइ वंदण पुत्ति वंदणालोअं ॥
वंदण खागण वंदण । संवर चउ छोभ दुसज्झाओ ॥ १ ॥

પ્રથમ ઈર્યાવહી પડીકમવી. કુસુમિણ દુસુમિણનો ચાર લોગસ્સનો કાઉસગ્ગ કરવો. પછી લોગસ્સ કહી ચૈત્યવંદના કરી ખમાસમણ દેઈ આદેશ માંગીને મુહપતી પડીલેહવી. પછી બે વાંદણાં દેવાં. ત્યારપછી ઈચ્છાકારેણ કહી આદેશ માંગીને રાઈ આલોવવું. ફરી બે વાંદણાં દેવાં પછી અભુઠ્ઠીઓ ખામવો અને બે વાંદણાં દેવાં. પછી ઉભા થઈ આદેશ માંગીને પચખાણ કરવું. પછી ચાર ખમાસમણ દેઈ ભગવાન આદિ ચારને વાંદવા. ત્યારપછી ખમાસમણ દેઇ સઝાય સંદિસાઉં, સઝાય કરૂં. એમ કહી બે ખમાસમણ દઈ સઝાય કહેવી ( નવકાર ગણવો ). ( એ પ્રભાતનો વંદના વિધિ કહ્યો ).

## ( મધ્યાન્હ થયા પછી દ્વાદશાવર્તવંદના કરવાનો વિધિ )

इरिआ चिइ वंदण । पुत्ति वंदणं चरम वंदणा लोअं ॥
वंदण खामण चउ छोभ । दिवसुसग्गो दुगइज्झाओ ॥ २ ॥

પ્રથમ ઇર્યાવહી પડીકમીને ચૈત્યવંદન કરી ખમાસમણ દઈ આદેશ માંગીને મુહપતી પડીલેહવી. બે વાંદણા દેવાં. ખમાસમણ દઈ આદેશ માંગી દિવસચરિમ પચખાણ કરવું. બે વાંદણા દેવાં. ઇચ્છાકારેણ કહી દેવસી આલોવવું. બે વાંદણા દેવાં. ખમાસમણ દઈ અભુઠ્ઠીઓ ખામવો. પછી ચાર છોભવંદન કરી ભગવાન આદિક ચારને વાંદવા. ત્યારપછી દેવશીઅપાયચ્છિતનો કાઉસગ્ગ કરવો. ખમાસમણ દઈ સઝાય સંદિસાઉ સઝાય કરૂં ( એ સાંજનો વંદના વિધિ.

## હર કોઇ વખતે ગુરૂને વાંદવાનો વિધિ.

જ્યારે ગુરૂ કોઈક કાર્યની વ્યગ્રતામાં હોય ત્યારે દ્વાદશાવર્ત વંદનાથી વાંદી શકાય એમ ન હોય તે વખતે છોભવંદના ( બે વાંદણા ) કરીને પણ વંદાય છે.

ઉપર લખેલી રીતિ પ્રમાણે ગુરૂને વાંદીને શ્રાવક પચખાણ કરે. કહ્યું છે કે,

प्रत्याख्यानं यदासीत्त । त्कारोति गुरु साक्षिकं ।
विशेपेणाथ गृह्णाति । धर्मोसौ गुरु साक्षिकः ॥

પચખાણ કરવાનો જે વખત છે તે વખતેજ પચખાણ કરવું. પણ ધર્મ તે ગુરૂસાક્ષિક હોવાથી વિશેષ ફળદાયક થાય છે માટે ફરીથી ગુરૂસાક્ષી પચખાણ કરવું. ગુરૂની સાખે કરેલું ધર્મકૃત્ય દૃઢ થાય છે. "गुरु सक्खिओहुधम्मो" "ધર્મ કરવો તે ગુરૂ સાખેજ કરવો" એથી જિનાજ્ઞાનું આરાધન થાય છે. વળી ગુરૂ વાકયથી શુભ પરિણામ અધિક થાય છે. શુભ પરિણામના અધિક થવાથી ક્ષયોપશમ અધિક થાય છે. ક્ષયોપશમના અધિક થવાથી અધિક સંવરની પ્રાપ્તિ થાય છે. સંવર છે તેજ ધર્મ છે. ઇત્યાદિક પરંપરાથી ગુણની અને લાભની પણ વૃદ્ધિ થાય છે. જે માટે શ્રાવકપ્રજ્ઞપ્તિમાં કહ્યું છે કેઃ—

संतंमि वि परिणामे । गुरुमूल पवज्जणंमि एसगुणो ॥
दढया आणाकरणं । कम्मखओ वसमवुड्ढीअ ॥

પચખાણ કરવાના પરિણામ છતાં ગુરૂની પાસે કરવાથી અધિક ગુણની પ્રાપ્તિ થાય છે, તે બતાવે છે. દૃઢતા થાય, આજ્ઞા પાલન થાય, કર્મ વધારે ખપે ( છુટે ), પરિણામની શુદ્ધિ થાય. ( એ ગુણ ગુરૂ પાસે પચખાણ કરવાથી થાય છે ).

એટલાજ માટે દિવસના અને ચોમાસીના નિયમ પ્રમુખ ગુરૂની જોગવાઈ હોય ત્યારે ગુરૂસાક્ષિકજ ગ્રહણ કરવા. એમ ( સર્વ ) કાર્યમાં સમજી લેવું.

અહિંયા દ્વાદશાવર્તવંદના કરવાનો વિધિ બતાવ્યો પણ તેમાં પાંચ વંદનાનાં નામ હોવાથી મૂલગાથાદ્વારે બાવીસ વંદનામાં ચારસેં ને બાણું પ્રતિદ્વારના સ્વરૂપથી

પચખાણનો વિધિ અને દશ પચખાણના નવ દ્વારે કરી નેવુ પ્રતિદ્વારમય પચખાણનો સર્વ વિધિ ભાષ્યથી જાણવો.

પચખાણનું સ્વરૂપ તો પ્રથમથી કાંઇક કહ્યું છે, અને પચખાણના ફળ ઉપર તો અવિચ્છિન્ન છ માસ પર્યંત આંબિલનો તપ કરવાથી મોટા વેપારીઓની, રાજાની, અને વિદ્યાધરની મોટી ઋદ્ધિ સહિત બત્રીસ કન્યાઓનું પાણીગ્રહણ કરનાર ધમ્મીલ કુમારાદિકની પેઠે આલોકનું ફળ અને પરલોકનાં ફળ પામનાર તથા મહાહત્યા કરનાર પાપીયે પણ છ માસ પર્યંત અવિચ્છિન્ન નિયમથી તપ કીધો તેથી તેજ ભવમાં સિદ્ધિપદના પામનાર દૃઢપ્રહારીના જેવા કેટલાક દ્રષ્ટાંત પ્રસિદ્ધજ છે. શાસ્ત્રોમાં લખેલજ છે કે,

પચખાણ કરવાથી આશ્રવ ( પાપ ) દ્વાર ( દરવાજા ) ખરેખર બંધ થઈ જાય છે. આશ્રવદ્વારના રોકાવાથી આશ્રવનો ઉચ્છેદ ( અભાવ ) થાય છે. આશ્રવનો ઉચ્છેદ થવાથી તૃષ્ણા ( ઈચ્છા ) નો ઉચ્છેદ ( નાશ ) થાય છે. તૃષ્ણાનો ઉચ્છેદ થવાથી પ્રાણીને ઘણો સમતાભાવ આવે છે. સમતાભાવ આવવાથી પચખાણ શુદ્ધ થાય છે. પચખાણના શુદ્ધ થવાથી ચારિત્રધર્મની પ્રાપ્તિ થાય છે. ચારિત્રધર્મની પ્રાપ્તિ થવાથી કર્મનો વિવેક ( નિર્જરા ) થાય છે. કર્મની નિર્જરા થવાથી પહેલાં કોઇ વખત પામેલા નહીં એવા કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. કેવળજ્ઞાનની પ્રાપ્તિ થવાથી સદાય જેમાં સુખ છે એવું મોક્ષપદ પમાય છે. તે માટે ગુરૂને વંદના કરે; સાધુ, સાધવી, શ્રાવક, શ્રાવિકા, એમ ચતુર્વિધ શ્રીસંઘને વાંદે. દેરાસર પ્રમુખને વિષે જ્યારે ગુરૂ આવે ત્યારે શ્રાવકે ઉભા થવા વિગેરેથી માન આપવું. જે માટે શાસ્ત્રમાં લખેલું છે કે,

अभ्युथानं तदालोके । भियानं च तदागमे ॥
शिरस्यं जलिसं श्लेषः । स्वयमासनढोकनं ॥

આચાર્યાદિકને આવતા દેખીને ઉભા થવું, સન્મુખ જવું, મસ્તકે અંજળીબદ્ધ પ્રણામ કરવો, તેઓને આશન આપવું, તેઓના બેઠા પછી સન્મુખ બેસવું.

## ( ગુરૂ પાસે બેસવા વિષે )

ગુરૂને બરોબર પડખે બેસવાથી અવિનય થાય છે માટે ગુરૂના બે પડખામાંથી હરકોઈ પણ એક પાસે બરોબર ન બેસવું, ગુરૂથી આગળ ન બેસવું, ગુરૂને પુંઠ કરીને ન બેસવું, પગ ઉપર પગ ચઢાવીને ન બેસવું, ગુરૂ સામે પલાંઠીવાળીને ન બેસવું ( જે પલાંઠીમાં પગ ઉપર પગ ચઢાવાય છે એવી પલાંઠી ગુરૂ સામે વાળીને બેસવું નહીં ), બે હાથથી કે વસ્ત્રથી પણ બાંધીને બેસવું નહીં, પગ લાંબા કરી ગુરૂ સામે બેસવું નહીં, વિનયપૂર્વક બેસવું. કેમકે શાસ્ત્રમાં લખેલ છે કે,

पर्यस्तिका अवष्टंभं । तथा पाद प्रसारणं ॥
विकथा प्रबलं हास्यं । वर्जये द्गुरु सन्निधौ ॥

પલાંઠી, થાંભલા કે ભીંત વિગેરેનું અવષ્ટંભ ( ઓઠું ), પગનું પસારવું, વિકથા તેમજ ઘણું હસવું, એટલાં વાનાં ગુરૂ પાસે બેસતાં વર્જવાં જોઇએ.

## ( દેશના સાંભળવાની રીતિ )

નિંદ્રા, વિકથા મુકીને, મન વચન કાયાની એકાગ્રતા રાખી, બે હાથ જોડી

ઉપયોગવંત થઈ ( ધ્યાન રાખી ), ભકિત બહુમાનપૂર્વક સાંભળવું. આગમમાં બતાવેલી રીતિ પ્રમાણે આશાતના તજવા માટે ગુરૂથી સાડાત્રણ હાથ અવગ્રહણ ક્ષેત્રથી બહાર રહી નિર્જીવ સ્થાનકે બેશી દેશના સાંભળવી. કહેલ છે કે,

## ( દેશના સાંભળવાથી થતા લાભવિષે )

धन्यसो परिनिपत । त्यहित समाचरण धर्म निर्वापी ॥
वरु वदनमलय निःसृत । वचन रसश्चांदन स्पर्शः ॥

અહિત ( નઠારાં ) કાર્યનાં સમાચરણ કરવાથી ઉત્પન્ન થયેલા પાપરૂપ તાપને સમાવનાર, અને ચંદનના સ્પર્શ સમાન શીતળ, ગુરૂના મુખરૂપ મળયાગરથી નીકળેલ વચનરૂપ રસ પ્રશંસાપાત્ર પ્રાણીઓના ઉપર પડે છે.

ધર્મોપદેશ સાંભળવાથી અજ્ઞાન અને મિથ્યાત્વ ( વિપરીત સમજ ) નો નાશ; સત્ય તત્વોની, નિઃસંશયપણાની, તેમજ ધર્મ ઉપર દૃઢતાની પ્રાપ્તિ; સપ્તવ્યસનરૂપ ઉન્માર્ગથી નિવૃતિ અને સન્માર્ગની પ્રવૃતિ; કષાયાદિક દોષોનો ઉપશમ; વિનય, વિવેક, શ્રુત, તપ, સુશીલાદિક ગુણ ઉપાર્જન કરવાનો ઉદ્યમ; કુસંસર્ગનો પરિહાર અને સુસંસર્ગનો ( સારાની સંગતીનો ) સ્વીકાર; અસાર અને પારાવાર સંસારનો ત્યાગ અને વસ્તુમાત્ર ઉપર વૈરાગ; ખરા અંતઃકર્ણથી સાધુ અથવા શ્રાવકધર્મને આગ્રહપૂર્વક પાળવાની અભિરૂચી; આ જગતમાં સર્વથી સારભૂત એવા ધર્મનેજ એકાગ્રતાથી આરાધન કરવાનો આગ્રહ; ઈત્યાદિક અનેક ગુણની પ્રાપ્તિ; નાસ્તિકવાદી પ્રદેશી રાજા, શ્રીમંત આમરાજ, કુમારપાળ ભૂપાળ, થાવચ્ચાપુત્રાદિકોને જેમ એકેક વાર ધર્મ સાંભળવાથી થઈ તેમ જે સાંભળે તેને લાભની પ્રાપ્તિ થાય છે. જે માટે શાસ્ત્રમાં કહેલ છે કે,

मोहंधियो हरति कापथ मुच्छिनात्ति । संवेग मुन्नमयाति प्रशमं तनोति ॥
सुते विराग मधिकं मुद माद्धाति । जैनं वचःश्रवणतःकिमुयन्नदत्ते ॥ १ ॥

મોહથી મુંજાયલી બુદ્ધિ દૂર કરે છે, ઉન્માર્ગને દૂર કરે છે, સંવેગ ( મોક્ષાભિલાષ ) ઉત્પન્ન કરે છે, શાંત પરિણામને વિસ્તારે છે, અધિક વૈરાગને ઉત્પન્ન કરાવે છે, ચિત્તમાં હર્ષને અધિક ઉપજાવે છે, માટે એવું આ જગતમાં શું અધિક છે કે, જે જિનરાજનું વચન સાંભળતાં મળી શકતું ન હોય ? ( આપી શકતું ન હોય? )

पिंड. पाती बंधवो बंधभूताः । सूतेनर्थानर्थ संप द्विचित्रान् ॥
संवेगाद्याः जैन वाक्यप्रसूताः किं किं कुर्युनोपकारं नराणां ॥ २ ॥

શરીર છેવટ પડનારજ છે, કુટુંબ બધું બંધનભૂતજ છે, અર્થસંપદા ( લક્ષ્મી ) વિચિત્ર પ્રકારના અનર્થ ઉપજાવનાર છે, એમ જણાવી આપનારા જિનરાજની વાણીથી પ્રગટ થયેલા સંવેગાદિક ગુણો પ્રાણીયોને શું શું ઉપકાર કરી શકતા નથી ?

## ( ટુંકમાં પ્રદેશી રાજાનો દૃષ્ટાંત. )

શ્વેતાંબીકા નગરીમા પ્રદેશી રાજા રાજ્ય કરતો હતો. તેનો ચિત્રસારથી નામે પ્રધાન કોઈક રાજકીય કાર્યના પ્રસંગથી સાવસ્તી નગરે આવેલો હતો. ત્યાં તે ચાર જ્ઞાનનાં ધારણ કરનાર શ્રીકેશિનામા ગણધરની વાણી સાંભળીને શ્રાવક થયો. પછી

પોતાના નગર ભણી જતાં તેણે શ્રીકેશિ ગણધરને વિનંતી કરી કે, સ્વામી, પ્રદેશી રાજા નાસ્તિક છે માટે તમે જો ત્યાં આવી તેને ઉપદેશ કરશો તો તેથી ઘણો લાભ થશે. ત્યારપછી કેટલેક દિવશે વિચરતા વિચરતા શ્રીકેશિ ગણધર શ્વેતાંબીકા નગરીના બહારના ઉદ્યાનમાં આવી ઉતર્યા. તે જાણ્યા પછી ચિત્રસારથી પ્રધાને પ્રદેશી રાજાને ઘોડા ફેરવવાના મિસથી ગુરૂની પાસે આણ્યો.

જૈનમુનીયોને દેખી ગર્વથી રાજા તેમના સામે આવી બોલવા લાગ્યો કે, હે મહર્ષી. ધર્મ તો છેજ નહી, જીવ છેજ નહીં, પરલોક છેજ નહીં, ત્યારે તમે આ ફોકટ કષ્ટાનુષ્ઠાન શા માટે કરો છો ? જો ધર્મ હોય, જીવ હોય, પરલોક હોય, તો મારી માહામાતા શ્રાવિકા હતી અને મારો દાદો નાસ્તીક હતો, તેઓને મેં અંત વખતે કહ્યું હતું કે, તમે જો સ્વર્ગમાં અને નર્કમાં જાઓ તો પછી મને ત્યાંથી આવીને કહી જજો કે અમો સ્વર્ગમાં અને નર્કમાં ગયા; જેથી હું પણ સ્વર્ગ અને નર્ક છે, એમ માન્ય કરીશ. તેઓને હું ઘણોજ વલ્લભ હતો તથાપિ તેઓ મને કંઈ કહેવા આવ્યા નહીં. તેથી હું ધારૂં છું કે, સ્વર્ગ અને નર્ક, એ બેમાંનું કંઈ નથ. મેં એક ચોરના રાઈ રાઈ જેવડા કડકા કરી જોયા, પરંતુ તેમાં ક્યાંયપણ આત્મા દીઠામાં આવ્યો નહીં; એક ચોરને જીવતાં તોળીને માર્યા પછી તોળી જોયો, પણ બન્નેમાં વજન બરોબરજ થયું. જો આત્મા હોય તો જીવતાં થયેલા તોલ કરતાં મરેલાને તોળતાં વજન કમી કેમ ન થયું ? એક ચોરને પકડીને છીદ્ર વગરની કોઠીમાં ઘાલી મુકી તેના ઉપર મજબુત ઢાંકણું દેવાથી તે અંદરજ મરણ પામ્યો. જો આત્મા હોત તો છીદ્ર પડયા વિના શી રીતે બહાર નીકળી શકયો ? વળી તેના કળેવરમાં ઘણા-અસંખ્ય કીડા પડેલા જોવામાં આવ્યા, તે કયાંથી પેઠા ? એમ ઘણા પ્રકારથી મેં પરીક્ષા કરી જોઈ છે; પરંતુ કયાંયપણ આત્મા નજરે દીઠો નહીં. તેથી હું ખરેખર એમજ ધારૂં છુ કે, "આત્મા, પુન્ય, પાપ, કાંઈ છેજ નહીં."

ગુરૂ બોલ્યા કે —રાજા, તેં ખરેખર તપાસ કરવામાં ભૂલ ખાધી છે. આત્મા અરૂપી હોવાથી એમ પ્રત્યક્ષ ચરમચક્ષુથી દેખાતો નથી, કારણાંતર જાણી શકાય છે. માટે આત્મા છે, તેમજ પુન્ય અને પાપ પણ છે. તારી મોટીમાતા જો દેવતા થઈ સો ત્યાંના સુખમાં લીન થઈ ગઈ તેથી તે તને પાછી કહેવા આવી શકી નહીં. તારો દાદો નર્કે ગયો તો ત્યાંના દુઃખોમાંથી નહીં છુટી શકતાં તને પાછો કહેવા આવી શકયો નહીં. પરમાધામીના પરવશપણાથી તે તને કહેવા શી રીતે આવી શકે ? અરણીના લાકડાંમાં અગ્નિ છે પણ તે કેમ આવતો જતો દેખાતા નથી ? એમજ શરીરના કડકા થાય તેટલા કરો પણ તેમાં આત્મા છે તોપણ અરૂપિ હોવાને લીધે જતો આત્મા કેમ દેખી શકાય ? એક ધમણમાં પવન ભર્યા વગર તે તોળીને પછી પવન ભરીને તોળી જોતાં કાંઈ તેનો ભાર હલકો ભારી થઈ શકતો નથી; તેમજ જીવતા અને મરણ પામેલાને તોળતાં તેમાં આત્માના અરૂપિપણાથી ભારી હલકાપણું હોયજ નહી. એક કોઠીમાં કોઈક પુરૂષને ઉભો રાખીને તેનું મુખ બંધ કરી દીધું હોય, તે અંદર રહેલો પુરૂષ જો શંખાદિક વાજીત્ર વગાડે તો તેનો શબ્દ સાંભળવામાં આવી શકે છે. તે શબ્દ છીદ્ર વિના કેમ બહાર નીકળી શકયો ? એમજ કોઠીમાં ઘાલેલા પુરૂષનો આત્મા બહાર નીકળી જાય એમાં શું

સંશય છે. જેમ કોઠીમાંથી શબ્દ બહાર નીકળી શકયો, તેમ અંદર પણ પ્રવેશ કરી શકે છે. તેમજ કોઠીની અંદર ઘાલેલ પુરૂષના કળેવરમાં બહારથી અંદર જીવ જઇને ઉત્પન્ન થયા એમ સમજવામાં શી અડચણ છે. આવ જા કરતાં પણ ચરમચક્ષુવાળા કોઇ દેખી ન શકે એવા અરૂપી જીવને કોઠીમાં જવા આવવાને કોણ રોકાણ કરી શકે એમ છે. માટે હે રાજન્, તારાં કહેલાં દૃષ્ટાંતોનાં અમારા આપેલા ઉત્તર પ્રમાણે વિચાર કરી જો, કે આત્મા છે કે નહીં.

એવી રીતે ગુરૂયે બોધ આપ્યો એટલે રાજા બોલ્યો કે, સ્વામીન્, તમે કહો છો તે પ્રમાણે તો આત્મા, અને પુન્ય, પાપ, ઠરે છે; તે મને પણ ખરૂં લાગે છે. પરંતુ મારા કુળ પરંપરાથી ચાલતો આવેલો નાસ્તિક મત કેમ મુકી શકું ?

ગુરૂ બોલ્યા કે—જો દુઃખ દારિદ્ર કુળ પરંપરાથી ચાલ્યું હોય તો તે શું ત્યજવા યોગ્ય નથી ? જ્યારે દુઃખ દારિદ્ર ત્યજવા યોગ્ય જ છે ત્યારે જેનાથી આત્મા-અનંતભવ સુધી દુઃખી થાય એવો મત કેમ મુકવા યોગ્ય ન હોય ?

આવાં વચન સાંભળી રાજા બોધ પામી શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કરી વિચરવા લાગ્યો. કેટલાક વર્ષ વિત્યા પછી એક વખત પ્રદેશી રાજા પોષધ લઈ પોષધશાળામાં બેઠો હતો, તે વખતે તેની સૂર્યકાતાં રાણી પરપુરૂષ સાથે આસક્ત થયેલી હોવાથી તેને ભોજનમાં ઝેર ઘાલી આપી ગઈ. તેની તેને માલમ પડવાથી તે ચિત્ર-સારથીના વચનથી તેજ વખતે અણસણ કરી સમાધીમરણ પામી સૌધર્મ દેવલોકે સૂર્યાભનામા વિમાનમાં સૂર્યાભ નામે દેવ ઉત્પન્ન થયો. ઝેર આપનારી સૂર્યકાંતા રાણી, આ મારી વાર્તા જાહેરમાં આવી કે શું ? એમ ભયભીત થઈ થકી વનમાં ગઈ ત્યાં અકસ્માત્ સર્પના દંશ થવાથી દુર્ધ્યાનથી મરણ પામી નરકે નારકીપણે ઉત્પન્ન થઈ.

આમળકલ્પા નામની નગરી બહાર શ્રી મહાવીર સ્વામી સમોસર્યા હતા. ત્યાં સૂર્યાભદેવ વાંદવા ગયો, અને જમણી ડાબી ભૂજાઓમાંથી દૈવીક શક્તિથી એકસો આઠ દેવકુમાર દેવકુમારી પ્રગટ કરી ભગવંત પાસે બત્રીસબદ્ધ નાટક કરી જેમ આવ્યો હતો તેમ પાછો સ્વર્ગે ગયો. ત્યારબાદ ગૌતમ સ્વામીયે તેનો સંબંધ પુછયો. તેથી ઉપર લખ્યા પ્રમાણે સર્વ અધિકાર કહી છેવટે જણાવ્યું કે, એ મહાવિદેહે સિદ્ધપદને પ્રાપ્ત થશે.

શ્રીઆમ નામા રાજા બપ્પભટ્ટ સૂરીના અને શ્રી કુમારપાળ રાજા શ્રી હેમાચાર્યના સદુપદેશથી બોધ પામ્યા હતા. એ બન્નેનાં દૃષ્ટાંત પ્રસિદ્ધજ છે.

## (થાવચ્ચાપુત્રનો સંક્ષિપ્ત દૃષ્ટાંત)

થાવચ્ચાપુત્ર દ્વારિકા નગરીમાં મ્હોટી ઋદ્ધિવંતી થાવચ્ચા સાર્થવાહી (સેઠાણી) નો પુત્ર, અને બત્રીસ સ્ત્રીયોનો પતિ હતો. તે શ્રી નેમનાથ સ્વામીની વાણી સાંભળી બોધ પામ્યો. તેની માતાયે ઘણો વાર્યો, પણ ન રહ્યો, ત્યારે તેની દીક્ષાનો મહોત્સવ કરવા માટે તે શ્રીકૃષ્ણ વાસુદેવ પાસે છત્ર ચામર, મુકુટ વિગેરે માંગવા ગઈ. શ્રીકૃષ્ણ તેને ઘેર આવી થાવચ્ચાકુમારને કહેવા લાગ્યા કે, તું આ યૌવનાવસ્થામાં કાં દીક્ષા લેછે ? ભક્તભોગી થઈ પછી દીક્ષા લેજે. તેણે કહ્યું–ભય પામેલાને ભોગસુખ સ્વાદ આપતા નથી. શ્રીકૃષ્ણે પુછયું–મારા બેઠાં તને શાનો ભય છે. તેણે કહ્યું–મૃત્યુનો ભય છે. આવાં વચનથી તેનો ખરેખરો આગ્રહ જાણીને શ્રીકૃષ્ણે પોતે તેનો દીક્ષામહોત્સવ કર્યો. થાવચ્ચાપુત્રે એક હજાર વ્યાપારીના પુત્રો સાથે ભગવંત પાસે દીક્ષા લીધી. પછી ચૌદ-

પૂર્વી થઈ પાંચસો દીવાન સહિત સેલ્લક રાજાને શ્રાવક કરી એ સૌગંધિકાપુરીયે આવ્યા. તે વખતે ત્યાં ૧ ત્રિદંડ, ૨ કુંડિકા, ૩ છત્ર, ૪ છ નળાવાળો તાપસનો ખપ્પર, ૫ અંકુશ, ૬ પવિત્રી, ૭ કેશરી હાથમાં લઈ ગેરૂના રંગેલા લાલ વસ્ત્રના વેષનો ધારણ કરનાર, શાંખ્ય શાસ્ત્રના પરમાર્થનો ધારણ અને ઉપદેશ કરનાર, પ્રાણાતિપાતાવિરમણાદિક પાંચ, અને ૬ શૌચયમ, ૭ સંતોષયમ, ૮ તપોયમ, ૯ સ્વાધ્યાયયમ, ૧૦ ઈશ્વર પ્રણિધાનયમ, એ પાંચયમમય દશ પ્રકારનું શૌચમૂળ પરિવ્રાજકનો ધર્મ પાળનાર અને દાનાદિક ધર્મની પ્રરૂપણા કરનાર, એક હજાર શિષ્યોના પરિવારથી પરિવરેલો વ્યાસનો પુત્ર શુક નામનો પરિવ્રાજક હતો. તેણે પ્રથમથી શૌચમૂળધર્મ અંગીકાર કરાવેલા સુદર્શન નામના નગરશેઠને થાવચ્ચાપુત્રાચાર્યે વિનય અને સમ્યકતમૂળ શ્રાવકધર્મ અંગીકાર કરાવ્યો. ત્યારે શુકપરિવ્રાજકે થાવચ્ચાપુત્રાચાર્યને પ્રશ્ન પુછયો કેઃ—

"सरिसवया भंते भक्खा अभक्खा" તેના ઉત્તરમાં થાવચ્ચા પુત્રાચાર્યે જણાવ્યું કેઃ—

। ते दुविहा मित्तसरिसवया। धन्नसरिसवया । पढमा तिविहा सहजाया सहवड्ढिया सहपंसुकीलिया । एए समणाणं अभक्खा ॥ धन्नसरिसवया दुव्विहा । सथ्थ परिणया इयरेअ पढमा दुविहा फासुआ अन्नेअफासुआवि जाइआ अजाइआय । जाइआवि एसणिज्झा अन्नेअ । एसणिज्झावि लद्धा अलद्धाय विइअ सव्वथा अभक्खा पढमांभक्खा एवं कुलथ्था वि मासावि नवरं मासा तिविहा काल अथ्थ धन्न त आ॥

પ્રશ્ન–હે મહારાજ, સરિસવય ભક્ષ્ય છે કે અભક્ષ્ય છે? ઉત્તરમાં થાવચ્ચાપુત્રાચાર્યે કહ્યું કે–સરિસવય બે પ્રકારના હોય છે. એક મિત્ર સરિસવય અને બીજા ધાન્ય સરિસવય. અહિંયાં આચાર્યે સરિસવયના બે અર્થ ગણ્યા છે. એક તો સરિસવય (સરખી અવસ્થાવાળા) અને બીજા સરસવ (સરસવ નામનું ધાન્ય). તેમાં મિત્ર સરિસવય ત્રણ પ્રકારના હોય છે; એક સાથે જન્મેલા, બીજા સાથે વૃધ્ધિ પામેલા, ત્રીજા સાથે રમવાની ક્રીડા કીધેલી હોય એવા. એ ત્રણે પ્રકારના સાધુને અભક્ષ્ય છે. ધાન્ય સરસવ બે પ્રકારના હોય છે; એક શસ્ત્રપરિણત (ઝાડથી કાપેલા કે છોડાં દૂર કીધેલાં), બીજા અશસ્ત્રપરિણત (ઝાડે લાગેલાં કે છોડાવાળાં), શસ્ત્રપરિણત બે પ્રકારના હોય છે; એક યાચેલા, બીજા અયાચેલા. યાચેલા પણ બે પ્રકારના હોય છે; એક એષણીય (બેતાળીશ દોષ વગરના) અને બીજા અનેષણીય (દોષવાળા). તેમાં એષણીય પણ બે પ્રકારના હોય છે; એક લાધેલા (વોરાવેલા), બીજા અલાધેલા (તેના ઘરમાંજ પડેલા–તેના હાથમાં રહેલા). આ ધાન્ય સરસવમાં પાછળ પાછળના પ્રકારવાળા સર્વ અભક્ષ્ય અને પહેલા પહેલાના ભેદવાળા સર્વ સાધુને ભક્ષ્ય છે. એમ કુલથ્થના પણ ભેદ સમજવા. માસના પણ ભેદ સમજવા. માસ એટલે અડદ. પણ સામાન્ય માસ શબ્દના ત્રણ ભેદ કલ્પ્યા. એક કાળમાસ (મહીનો), અર્થમાસ (માંસ), ધાન્યમાસ (અડદ). એ ત્રણ ભેદ કલ્પીને તેમાંથી "ધાન્યમાસ" ભક્ષ્ય ગણાવ્યા છે.

એવા કેટલાક અર્થના ખુલાસા પુછીને શુકપરિવ્રાજકે બોધ પામી એક હજાર શિષ્ય સહિત થાવચ્ચાપુત્રાચાર્ય પાસે દીક્ષા લીધી. થાવચ્ચાપુત્રાચાર્ય શુકપરિવ્રાજકને આચાર્ય પદવી આપી શત્રુંજય તીર્થ જઈ સિદ્ધપદને પામ્યા. હજાર શિષ્ય સહિત

શુકાચાર્ય પણ સેલ્લકપુરના સેલ્લકનામા રાજાને પંથકાદિક પાંચસો પ્રધાન સહિત દીક્ષા આપી, સેલ્લકમુનીને આચાર્યપદ આપીને સિદ્ધાચળ ઉપર સિદ્ધપદને પામ્યા.

સેલ્લકાચાર્ય અગીઆર અંગ ભણીને પંથકાદિક પાંચસેં શિષ્યોને સાથે લઈ વિચરતા વિચરતા લુખા શુકા આહાર કરવાથી શરીરમાં ખરજ પિત્તાદિક રોગો ઉત્પન્ન થયા હતા તેથી તેના ઔષધ ઉપચાર કરાવવા સેલ્લકપુરે આવ્યા. ત્યાં તેમનો પુત્ર મંડુકરાજા રાજ્ય કરતો હતો. તેણે પોતાના ઘોડા બાંધવાની યાનશાળામાં તેઓને ઉતરવાની જગા આપી અને વૈદ્યોને બોલાવી ઔષધોપચાર કરાવ્યા, તેથી તેમના શરીરના સર્વ રોગોની ઉપશાંતિ થઇ ગઇ છતાં પણ સ્નેહવાળા સરસ આહારની લાલચથી ત્યાંથી વિહાર કરવાની તેમની મરજી થતી નથી. જેથી ગુરૂની રજા લઈ તેમની વૈયાવચ્ચ કરવા પંથકમુનીને ત્યાં રાખી બીજા બધા શિષ્યો વિહાર કરી ગયા. એકદા સમયે કાર્તિકપુનમની ચોમાસીનો દિવસ હોવા છતાં પણ યથેચ્છ આહાર કરી સેલ્લકાચાર્ય સુઈ રહ્યા હતા. પ્રતિક્રમણ વેળા થયા છતાં પણ જ્યારે ગુરૂ ઉઠયા નહીં ત્યારે પંથકમુનીએ પ્રતિક્રમણ કરતાં ચોમાસીખામણા ખામવાના વખતે અવગ્રહમાં આવી ગુરૂના પગને પોતાનું મસ્તક ફરસાવ્યું. તત્કાળ ગુરૂ જાગીને કોપાયમાન થયા ત્યારે પંથક બોલ્યા કે—સ્વામી, આજે ચોમાસીદિન હોવાથી ચોમાસીપ્રતિક્રમણ કરતાં ચાર માસમાં થએલા અપરાધને ખમાવવા તમારા પગને મસ્તક અડકાડયું છે. આવાં વચન સાંભળી સેલ્લકાચાર્ય વૈરાગ પામી વિચારવા લાગ્યા કે, ધિઃકાર થાઓ મને, કે આજે ચોમાસીદિન છે તેની મને માલમ પણ નથી; સરસ આહારની લાલચથી હું એટલો બધો પ્રમાદિ બની ગયો છું. પછી ત્યાંથી વિહાર કર્યો. માર્ગમાં બીજા પણ શિષ્યો મળ્યા. છેવટે શત્રુંજય પર્વત ઉપર ચઢીને પોતાના શિષ્યો સહિત ત્યાંજ સિદ્ધિપદને પામ્યા.

## ( ક્રિયા અને જ્ઞાન વિશે. )

તે માટે દરરોજ ગુરૂ પાસે ધર્મોપદેશ સાંભળે. સાંભળીને તેજ પ્રમાણે યથાશક્તિ ઉદ્યમ કરવામાં પ્રવૃત થાય. કેમકે, ઔષધક્રિયાને સમજનાર વૈદ્ય પણ રોગોપશાંતિ માટે જ્યાંસુધી ઉપાય ન કરે ત્યાંસુધી કંઈ જાણવામાત્રેકરી રોગોપશાંતિ થતી નથી. ક્રિયા કરવાથીજ થાય છે. જે માટે શાસ્ત્રકારે પણ કહેલું છે કે,

> क्रियैव फलदापुंसां । नज्ञानं फलदं मतं ॥
> यत स्त्री भक्ष्य भोगज्ञो । न ज्ञानात्सुखभाग् भवेत ॥ १ ॥

ક્રિયાજ ફળદાયક થાય છે, કેવળ જાણપણું ફળદાયક થઇ શકતું નથી. જેમકે, સ્ત્રી, ભક્ષ્ય, અને ભોગને જાણવાથી ( મનુષ્ય ) તેના સુખનો ભાગી થઇ શકતો નથી પણ ભોગવવાથી થાય છે.

> जाणंतो विहुतरिउं । काईअ जोगं न जुंजई नईए ॥
> सो वुडइ सोएणं । एवंनाणी चरणहीणो ॥ २ ॥

તરવાની ક્રિયા જાણનાર હોય તોપણ નદીમાં જો હાથ હલાવે નહીં તો તે બુડીજ જાય છે અને પાછળથી પશ્ચાતાપ પામે છે, એમ જ્ઞાની પણ ક્રિયાવિના બની જાય છે.

દશાસ્કંધની ચૂર્ણિમાં પણ કહેલ છે કે—जो अकिरिआवाईसो भविओअभविआवा नियमा किण्हपक्खिओ किरिआवाई नियमाभविओ नियमासुक्कपक्खिओ अंतो-

पुग्गलपारि अट्टस्स निअमा सिझ्झई समदिठ्ठीमिच्छादिठ्ठी वाहुज्ज ॥ જે અક્રિયાવાદિ છે તે ભવી પણ હોય ને અભવી પણ હોય, પરંતુ નિશ્ચયથી કૃષ્ણપક્ષીય ગણાય છે. ક્રિયાવાદિ તો નિશ્ચયથી ભવીજ હોય, નિશ્ચયથી સુકલપક્ષીજ હોય, ને સમ્યકતી હોય કે મિથ્યાત્વી હોય પણ અર્દ્ધ પુદ્ગળ પરાવર્તમાંહેજ સિદ્ધિપદને પ્રાપ્ત થાય છે. માટે ક્રિયા કરવી શ્રેયકારી છે.

જ્ઞાનવિના ક્રિયા પણ પરિણામે ફળદાયક નીવડતી નથી. જે માટે કહેલું છે કે,

अन्नाण कम्मक्खओ । जायई मंडुक चुन्नतुल्लत्ति ॥
सम्मकिरिआइ सोपुण । नेओ तच्छार सारिच्छो ॥ १ ॥

અજ્ઞાનથી કર્મક્ષય થયો હતો તે મંડકુ ( ડેડકા ) નાં ચૂર્ણ સરખો જાણવો. ( જેમ કોઈ ડેડકો મરણ પામ્યા પછી સુકાઈ ગયેલો છતાં તેનાં કળેવરનું જો ચુર્ણ કીધું હોય તો તેનાથી હજારો હજારો ડેડકાં થઈ શકે છે. તે ચુરણ પાણીમાં નાંખવાથી હજારો ડેડકાં તત્કાળ ઉત્પન્ન થઈ જાય છે. એટલે અજ્ઞાનથી કર્મક્ષય થાય તેમાં ભવપરંપરા વધી જાય છે ), અને સમ્યક્ જ્ઞાન સહિત ક્રિયા તો મંડુકના ચુરણની રાખના સરખી છે ( એટલે તેનાથી પાછી ભવની પરંપરાની વૃદ્ધિ થઈ શકતી નથી).

जं अन्नाणी कम्मं । खवेई वहु आहिं वासकोडिहिं ॥
तं नाणी तिहिंगुत्तो । खवेइ उसास मित्तेण ॥ २ ॥

જેટલાં કર્મ ઘણા ક્રોડો વર્ષ તપ કરવાથી અજ્ઞાની ખપાવે છે, એટલાં (કર્મ) મન વચન કાયાની ગુપ્તિવાળો જ્ઞાની એક શ્વાસોશ્વાસમાં ખપાદી દે છે. એટલાજ માટે તામલી, પૂરણાદિક તાપસ વિગેરેને ઘણા તપક્લેશ કરતાં પણ ઈશાનેંદ્ર અને ચમરેંદ્રપણારૂપ અલ્પ ફળનીજ પ્રાપ્તિ થઈ. તેમજ શ્રદ્ધા વિના એકલા જ્ઞાનવાળા અંગારમદેકાચાર્યની પેઠે સમ્યગ્ ક્રિયાની પ્રવૃત્તિ થાય નહીં. જે માટે કહેવાય છે કે,

यज्ञस्य शक्तिरसमर्थ विधनिवोध । स्तौचारूचेरियममूतुदतीन किंचित् ॥
अंघांहिहीन हतवाञ्छित मानसानां । दृष्टानजातु हितवृत्तिरनंतराया ॥ १ ॥

અજ્ઞની ( આંધળાની ) શક્તિ, (ક્રિયા) અને અસમર્થ પરાક્રમવાળાનું (પાંગળાનું) જ્ઞાન, એ બન્નેને જો મેળાપ હોય, તો તેઓને ઈચ્છિત નગરે જઈ પહોંચવાને કાંઈ પણ હરકત પડતી નથી; પણ એકલા અંધકે પાંગળાનાં મનોવાંચ્છિત પૂર્ણ થવામાં કંઈપણ નડતર થયા વગર તેઓ પોતાના ધારેલા નગરે જઈ પહોંચે તેમ ક્યાંકપણ જોવામાં આવતું નથી. ( અહિંયાં અંધ સમાન ક્રિયા, અને પાંગળા સમાન જ્ઞાન હોવાથી, બન્નેનો સંયોગ થવાથીજ ઇચ્છિત નગરે જઈ શકાય છે. તેમજ જ્ઞાન અને ક્રિયા, એ બન્નેનો સંયોગ થવાથીજ મોક્ષપદની પ્રાપ્તિ થાય છે. એકલા જ્ઞાનથી કે ક્રિયાથી મોક્ષપદની પ્રાપ્તિ થઈ શકતી નથી. )

ઉપર બતાવ્યા કારણ પ્રમાણે જ્ઞાન, દર્શન ( સમકીત ), ચારિત્ર, એ ત્રણેનો સંયોગ થવાથીજ મોક્ષની પ્રાપ્તિ થાય છે. માટે એ ત્રણેની આરાધના કરવાનો ઉદ્યમ કરવો એ રહસ્ય છે.

## ( સાધુને સુખશાતા પુછવા તથા વોહોરાવવા વિગેરે વિષે )

એવી રીતે ગુરૂની વાણી સાંભળીને ઉઠતી વખતે સાધુના કાર્યને નિર્વાહ કરનાર શ્રાવક એમ પુછે કે—હે સ્વામી, આપને સંયમયાત્રા સુખે વર્તે છે ? અને ગઈ રાત્રી નિરાબાધ સુખે વરતી ? આપના શરીરમાં કાંઈ પીડાતો નથી ? આપના શરીરમાં કંઇ વ્યાધિ તો નથી? કાંઈ વૈદ્ય કે ઔષધાદિકનું પ્રયોજન છે ? આજે આપને કાંઇ આહાર વિષયમાં પથ્થ રાખવા જેવું છે ? એમ પ્રશ્ન કરવાથી (પુછવાથી) મહા નિર્જરા થાય છે. કહેલું છે કે,

**अभिगमणवंदण नमंसणेन । पडिपुच्छणेण साहूणं ॥**
**चिरसंचिआंपिकम्मं । खणेण विरलत्तण मुवेई ॥**

ગુરૂને સામા જવું, વંદન કરવું, નમસ્કાર કરવું, સુખશાતાનું પુછવું, એટલાં વાનાં કરવાથી ઘણાં વર્ષનાં કરેલાં પણ કર્મ એક ક્ષણ વારમાં વિખરાઇ જાય છે.

ગુરૂને પહેલી વંદના બતાવ્યા પ્રમાણે સામાન્યથી કીધા પછી વિશેષથી કરવી. જેમકે, "સુહરાઇ સુહદેવસી સુખ તપ નિરાબાધ ઇત્યાદિક" બોલી શાતા પુછવાથી વિશેષ લાભ થાય છે. આ પ્રશ્ન ગુરૂના સમ્યક્ સ્વરૂપ જાણવા માટેનું છે તથા તેના ઉપાયની યોજના કરનાર શ્રાવકને માટે છે. ત્યારપછી પગે લાગીને, **इच्छाकारी भगवन् पसाय करी फासुएणं एसणिज्जेणं असण पाण खाइम साइमेणं वथ्थ पडिग्गह कंबल पायपुच्छणेणं पाडिहारिअ पीठफलगसिज्जा संथारएणं ओसह भेसज्जेणं भवयं अणुग्गहो कायव्वो** હે ઇચ્છાકારી ભગવન મારા ઉપર દયા કરી અચિત્ત અને સુઝતા આહાર, પાણી, ખાદિમ (સુખડી વિગેરે), સ્વાદિમ (મુખવાસ), વસ્ત્ર, પાત્ર, કંબળ, પાય પુંછણું (કટાસણું), પ્રાતિહાર્ય તે સર્વ કામમાં વાપરવા યોગ્ય બાજોઠ, પાછળ મુકવાનું પાટીયું, સજ્જા (જેમાં પગ પસારીને સુવાય તે), સંથારો (સજ્જાથી કાંઇક નાનો), ઔષધ (એક વસાણાનું), વેસડ (ઘણાવસાણાવાળું), તેણે કરીને હે ભગવન્ મારા ઉપર અનુગ્રહ કરવો (મારી પાસેથી લેવું જોઈએ), એમ પ્રગટ પણે નિમંત્રણા કરવી. આવી નિમંત્રણા તો વર્ત્તમાનકાળે વૃહત્‌વંદન કીધા પછી શ્રાવકો કરે છે. પણ જેણે ગુરૂની સાથે પ્રતિક્રમણ કર્યું હોય તે તો સૂર્ય ઉગ્યા પછી જ્યારે પોતાને ઘેર જાય ત્યારે નિમંત્રણા કરે જેને ગુરૂની પાસે પ્રતિક્રમણ કરવાનો યોગ બન્યો ન હોય તેણે તો જ્યારે ગુરૂને વાંદવા આવવાનું બની શકે ત્યારે આવી ઉપર લખ્યા પ્રમાણે નિમંત્રણા કરવી. ઘણેભાગે તો જ્યારે દેરાસરમાં જિનપૂજા કરી નૈવેદ્ય ચઢાવી ઘેર ભોજન કરવા જવાના અવસરે ફરી ગુરૂ પાસે ઉપાશ્રયે આવી નિમંત્રણા કરવી; એમ શ્રાદ્ધદિનકૃત્યમાં લખેલ છે. પછી યથાવસરે જો ચિકિત્સા (રોગની પરીક્ષા) કરાવવી હોય તો વૈદ્યાદિકનો ઉપયોગ કરાવી આપે. ઔષધાદિક વોહોરાવે. જેમ યોગ્ય હોય એમ પથ્યાદિકની સાર કરે (જોગવાઈ કરાવી આપે), જે જે કાંઇ કાર્ય હોય તે કરાવી આપે. જે માટે કહેલું છે કે,

**दाणं आहाराई । ओ सह वथ्थाई जस्स जं जोगो ॥**
**णाणाईण गुणाणं । उवहं भणहेउ साहूणं ॥**

જ્ઞાનદિક ગુણવાળા સાધુઓને આશ્રયકારક આહારાદિક ઔષધ સ્વાદિમ વિગેરે જે જે જેમ યોગ્ય લાગે તેમ દાન આપવું.

જ્યારે પોતાને ઘેર સાધુ વોહોરવા આવે ત્યારે હમેશાં તેમના યોગ્ય જે જે પદાર્થો તૈયાર હોય તે તે નામ દઈ દઈને વહોરાવે. જો એમ ન કરેતો ઉપાશ્રયે નિમંત્રણા કરી આવેલાનો ભંગ થાય છે, અને નામ દઈને વહોરાવતાં પણ જો સાધુ વોહોરે નહીં તો પણ લાભ છે તે બીજા શાસ્ત્રમાં કહી ગયા છીએ કે,

मनसापि भवेत्पुण्यं । वचसाच विशेषतः ॥
कर्त्तव्येनापि तद्योगे । स्वर्द्रुमो भूत्फले ग्राहि ॥

મનથી પણ પુન્ય થાય છે, વળી વચનથી ( નિમંત્રણા કરવાથી ) વધારે પુન્ય થાય છે, અને કાયાયે તેની જોગવાઇ મેળવી આપવાથી પણ પુન્ય થાય છે; માટે દાન તો કલ્પવૃક્ષના જેમ ફળ દાયકજ છે.

ગુરૂને જો નિમંત્રણા ન કરીયે તો આપણા ઘરમાં તે પદાર્થ નજરે દેખતાં છતાં પણ સાધુ તેને લોભી જાણી યાચતા નથી, માટે નિમંત્રણા ન કરવાથી મ્હોટી હાની થાય છે.

દરરોજ સાધુને નિમંત્રણા કરતાં પણ જો આપણે ઘેર વોહરવા ન આવે તો-પણ તેથી પુન્યજ થાય છે. વળી ભાવની અધિકતાથી અધિક પુન્ય થાય છે.

## ( દાનની નિમંત્રણા ઉપર જીર્ણશેઠનો દૃષ્ટાંત )

જેમ વિશાળા નગરે છદ્મસ્થ અવસ્થામાં ચાર મહીનાના ઉપવાસ ધારણ કરી કાઉસગ્ગે ઉભા રહેલા ભગવાન મહાવીર સ્વામીને દરરોજ પારણાની નિમંત્રણા કરનાર જીર્ણશેઠ ચોમાસીને પારણે આજે તો જરૂરજ પારણું કરશે એમ ધારી ઘણી નિમંત્રણા કરી પોતાને ઘેર આવી, ઘર આંગણે બેસી ધ્યાવા લાગ્યો કે, અહો ધન્ય છું હું, આજે મારે ઘેર સ્વામી પધારશે, પારણું કરશે, ઇત્યાદિક ભાવના ભાવતાંજ તેણે અચ્યુતસ્વર્ગનું આયુષ્ય બાંધ્યું, અને પારણું તો પ્રભુયે મિથ્યાદૃષ્ટિ કોઇક (પુર્ણશેઠ) ને ઘેર ભીક્ષાચરની રીતે દાસીને હાથે અપાવેલા અડદના બાકળાથી કીધું. ત્યાં પંચદીવ્ય થયા, એટલોજ માત્ર તેને લાભ થયો. બાકી તે વખતે જો જીર્ણશેઠ દેવદુંદુભિનો શબ્દ ન સાંભળત તો તેને કેવળજ્ઞાન ઉત્પન્ન થાત, એમ જ્ઞાનીયે કહ્યું. માટે ભાવનાથી અધિકતર ફળની પ્રાપ્તિ થાય છે.

આહારાદિક વોહોરાવવા ઉપર શાળીભદ્રનું દ્રષ્ટાંત તથા ઔષધના દાન ઉપર મહાવીર સ્વામીને ઔષધ આપવાથી તીર્થંકરગોત્રની બાંધનારી રેવતી શ્રાવિકાનું દ્રષ્ટાંત પ્રસિદ્ધ જ હોવાથી અહિં ગ્રંથ વધી જવાના ભયથી નથી લખ્યાં.

## ( ગ્લાન—સાધુની વૈયાવચ્ચ વિષે )

ગ્લાન ( માંદા ) સાધુની વૈયાવચ્ચ કરવામાં મહા લાભ છે. જે માટે આગમમાં કહેલું છે કે, गोअम्मा जे गिलाणाणं पडिचरई । सेमं दंसणेण पडिइवज्जई । जेमं दंसणेणं पडिवज्जई सेगिलाणाणं पडिअरई । आणाकरणं सारं खु अरहंताणं दंसणं । હે ગૌતમ, જે ગ્લાન સાધુની સેવા કરે છે, તે મારા દર્શનને અંગીકાર કરે છે, જે મારા દર્શનને અંગીકાર કરે છે તે ગ્લાનની સેવા કર્યા વગર રહેજ નહીં. અર્હંતના દર્શનનું સાર એ છે કે, જિન આણા પાળવી.

ગ્લાનની સેવા કરવા ઉપર કીડા અને કોઢથી પીડિત થયેલા સાધુનો ઉપાય કરનાર ઋષભદેવનો જીવ જીવાનંદ નામા વૈદ્યનો દ્રષ્ટાંત સમજવો. તેમજ સુસ્થાનકે સાધુને ઊતરવા માટે ઉપાશ્રય વિગેરે આપે. જે માટે શાસ્ત્રમાં લખેલ છે કે,

## સાધુને ઉતરવા ઉપાશ્રય વિગેરે આપવા વિષે.

वसहिसयणासण । भत्तपाण भेसज्ज वथ्थतत्ताई ॥

जइविनपज्जत्त धणो । थोवाविहु थोवयदेई ॥ १ ॥

વસતિ ( ઉપાશ્રય ), સુવાનું આસન, ભાત પાણી, ઔષધ, વસ્ત્ર. પાત્રાદિક, જોપણ અધિક ધન ન હોય તોપણ થોડામાંથી થોડું પણ આપે ( સાધુને વહોરાવે).

जयंती वंकचूलाद्याः कोशाचाश्रयदानतः ।

अवंतिसुकुमालश्च । तीर्णाः संसार सागरं ॥ २ ॥

સાધુને ઉપાશ્રય આપવાથી જયંતી શ્રાવિકા, વંકચુલ પ્રમુખ, અવંતીસુકુમાલ, કોશા શ્રાવિકા, સંસારરૂપ સમુદ્રને તર્યા છે.

## ( જૈનના દ્રેષી અને સાધુનિંદકને શિક્ષા આપવા વિષે )

શ્રાવક સર્વ પ્રકારના ઉદ્યમથી જિનપ્રવચનના પ્રત્યનીકો ( જૈનના દ્રેષી )ને નિવારે અથવા સાધુ વિગેરેની નિંદા કરનારાઓને પણ યથાયોગ્ય શિક્ષા આપે. જે માટે કહેલું છે કે,

तम्हा सइसामथ्थे । आणाभठ्ठं मिनो खलु उवेहो ॥

अनुकुलेहिअ इअरेहिंअ । अणुसठ्ठी होई दायव्वा ॥ ३ ॥

છતિ શક્તિયે આજ્ઞા ભંગ કરનારને નીશ્ચયથી નહીં ઊવેખતાં મીઠાં વચનથી અથવા કઠણ વચનથી પણ તેઓને સીખામણ આપવી.

જેમ અભયકુમારે પોતાની બુદ્ધિથી જૈનમુની પાસે દીક્ષા લેનાર એક ભીખારીની નિંદા કરનારાઓને નિવાર્યા હતા તેમ વારવા.

## ( સાધ્વીને સુખશાતા પુછવા વિગેરે વિષે )

જેમ સાધુને સુખશાતા પુછવાનું બતાવ્યું તેમજ ( સાધુની પેઠે ) સાધ્વીને પણ સુખશાતા પુછવી. વળી સાધવીમાં એટલું વિશેષ વિચારવાનું છે કે, તેમને કુશીલીયા અને નાસ્તિકોથી ગોપવવાં. પોતાના ઘરની પાસે ચોતરફથી ગુપ્ત અને ગુપ્ત દરવાજાવાળા ઘરમાં વસવાને ઉપાશ્રય આપવો. પોતાની સ્ત્રીયો પાસે સાધવીની સેવા ભક્તિ કરાવવી. પોતાની દીકરીયો પ્રમુખને તેમની પાસે નવા અભ્યાસ વિગેરે કરવા રાખવી; તથા વ્રતની સન્મુખ થએલી સ્ત્રી, પુત્રી, ભગિની પ્રમુખને તેઓની પાસે શિષ્યણીપણે સમર્પવી. વિસ્મૃત થઇ ગયેલી કરણીયો તેઓને સ્મરણ કરાવી આપવી. અન્યાયની પ્રવૃત્તીથી તેઓને બચાવવાં. એક વાર અયોગ્ય વર્તણુક થયાનું જાણ્યું કે તત્કાળ તેમને સીખામણ આપીને વારવાં; બીજી વાર અયોગ્ય વર્તણુક થાય તો કઠણ નિષ્ઠુર વચન કહીને ધમકાવવાં; તેમ કરતાં પણ જો ન માને તો પછી ખરવાક્ય કહીને પણ તાડન તર્જના કરવી. ઊચિત સેવા ભક્તિમાં ઊચિત વસ્તુઓ આપીને તેમને સદાય વિશેષ પ્રસન્ન રાખવાં.

## ( ગુરૂ પાસે અભ્યાસ કરવા વિશે )

ગુરૂ પાસે નિત્ય અપૂર્વ અભ્યાસ કરવો. જે માટે શાસ્ત્રમાં કહ્યું છે કે,

अंजनस्य क्षयं दृष्ट्वा । वल्मीकस्य च वर्द्धनं ॥
अवंध्यं दिवसं कुर्या । दानाध्ययन कर्मसु ॥ १ ॥

આંખમાંથી અંજન ગયું તથા રાફડાનું વધવું દેખીને (એટલે સવાર થયો જાણીને) દાન આપવું, અને નવો અભ્યાસ કરવો, એવી કરણીયો કરવામાં વાંઝીયો ન થાય તેવો દિવસ કરવો. (અભ્યાસ ન કરાય તે દિવસ વાંઝીયો ગંણાય છે.)

संतोष स्त्रिषु कर्त्तव्यः । स्वदारे भोजने धने ॥
त्रिषु चैव न कर्त्तव्यो । दाने चाध्ययने तपे ॥ २ ॥

પોતાની સ્ત્રી, ભોજન અને ધન, એ ત્રણ પદાર્થમાં સંતોષ કરવો. પણ દાન, અધ્યયન, અને તપમાં સંતોષ કરવોજ નહીં. (એ જેમ જેમ વધારે થાય તેમ સારૂં.)

गृहीत इव केशेषु । मृत्युना धर्म माचरेत् ॥
अजरामरवत्प्राज्ञो । विद्यामर्थं च चिंतयेत् ॥ ३ ॥

ધર્મ સાધન કરવા વખતે એવી બુદ્ધિ રાખવી કે, જાણે યમરાજે મારા મસ્તકના કેશ પકડી લીધા છે તે છોડનાર નથી માટે જેટલું થાય તેટલું ત્વરાથી કરી લેઊં; અને વિદ્યા તથા દ્રવ્ય ઉપાર્જન કરવા વખતે એવી બુદ્ધિ રાખવી કે, હું તો અજર અને અમર છું માટે જેટલું સીખાય એટલું સીખેજ જવું. એવી બુદ્ધિ ન રાખે તો સીખીજ શકાય નહીં.

जहजह सुअमवगाहई । अइसयरसापसरसंजुअमपुव्वं ॥
तहतह पल्हाइमुणी । नवनव संवेग सद्धाए ॥ ४ ॥

અતિશય રસ (સ્વાદ)ના વિસ્તારથી ભરેલું, અને આગળ કોઈ દિવસ સીખેલા નહીં એવા નવીન જ્ઞાનના અભ્યાસમાં જેમ જેમ પ્રવેશ કરે છે તેમ તેમ તે નવા અભ્યાસનો કરનાર મુની નવા નવા પ્રકારના સંવેગ (વૈરાગ) અને શ્રદ્ધાથી આનંદિત થાય છે.

जोरह पढई अपुव्वं । स लहई तित्थयरत्त मन्न भवे ॥
जोपुण पढिई परं । सम्मसुअं तस्स किं भणियो ॥ ५ ॥

જે પ્રાણી આલોકમાં અપૂર્વ અભ્યાસ નિરંતર કરે છે તે પ્રાણી આવતા ભવમાં તીર્થંકર પદને પામે છે; અને જે વળી પોતે બીજા શિષ્યાદિકને સમ્યક્ત પમાય એવું જ્ઞાન ભણાવે છે તેને તે કેટલો બધો લાભ થશે તેનું શું કહીયે ?

જોપણ ઘણીજ થોડી બુદ્ધિ હતી તોપણ નવા અભ્યાસ કરવામાં ઊદ્યમ રાખવાથી માષતુષાદિક મુનીઓની પેઠે તેજ ભવમાં કેવળજ્ઞાનાદિકનો લાભ પામી શકાય છે. માટે નવા અભ્યાસ કરવામાં નિરંતર પ્રવૃત્તિ રાખવી એજ શ્રેયસ્કર છે.

## દ્રવ્ય ઉપાર્જન વિધી.

જિનપૂજા કરી ભોજન કર્યા પછી જો રાજા પ્રમુખ હોય તો કચેરીમાં, દીવાન

પ્રમુખ મ્હોટો હોદ્દાદાર હોય તો રાજ સભામાં, વ્યાપારી પ્રમુખ હોય તો બજાર કે હાટ દુકાને, અથવા પોતપોતાના યોગ્ય સ્થાનકે આવી ધર્મમાં બાધા ન ઉપજે (ધર્મમાં વિરોધ ન પડે) એવી રીતે દ્રવ્ય ઉપાર્જનનો વિચાર કરે. રાજાઓએ આ દરિદ્રી છે કે ઈશ્વર છે (ધનવાન છે), આ માન્ય છે કે અમાન્ય છે, તથા ઉત્તમ, મધ્યમ, અધમ જાતિકુળ સ્વભાવનો વિચાર કરીને (સર્વની સાથે એકસરખો ખરેખર) ન્યાય કરવો.

## (ન્યાય અન્યાય ઉપર દૃષ્ટાંત)

કલ્યાણકટકપુર નગરને વિષે યશોવર્મા રાજા રાજ્ય કરતો હતો તે ન્યાયમાં એક નિષ્ટાવંત (ખરો ન્યાય આપનાર છે એવી પ્રતીતવાળો) હોવાથી તેણે પોતાના ન્યાય કરવાના મહેલની આગળ એક ન્યાયઘંટા બાંધી હતી. એક વખતે તેની રાજ્યઅધિષ્ટાયકા દેવીને એવો વિચાર ઉત્પન્ન થયો કે, "આ રાજાએ જે ન્યાયઘંટા બાંધી છે, તે ખરી છે કે ખોટી છે તેની પરિક્ષા કરવી જોઇયે." એમ ધારીને પોતેજ ગાયનું રૂપ ધારણ કરી તત્કાળ ઉત્પન્ન થયેલા વત્સની સાથે ક્રીમોહ ક્રીડા કરતી રાજમાર્ગ વચ્ચે ઊભી રહી. એવા અવસરમાં તેજ રાજાનો પુત્ર અત્યંતપુરથી દોડતા ઘોડાવાળી ગાડીમાં બેસી અતિશય ઉતાવળ કરતો તેજ માર્ગે આવ્યો. ઘણાજ પુરથી આવતી ઘોડાગાડીના ચોંધાટથી માર્ગમાં ઉભા રહેલા અને આવ જા કરતા લોકો તો બધા ખસી ગયા, પણ ગાય કંઈ ખસી નહીં, તેથી તેના વાછડાના પગ ઉપર ઘોડાગાડીનું ચક્ર ફરી જવાથી તે વાછડો તત્કાળ ત્યાંજ મરણ પામ્યો; જેથી ગાય પોકાર કરવા લાગી અને જેમ રોતી હોય એમ આમ તેમ જોવા લાગી, તેને આવ જા કરતા કોઈક પુરૂષે કહ્યું કે, રાજ દરબારમાં જઈ તારો ન્યાય કરાવ. ત્યારે તે ગાય ચાલતી ચાલતી દરબાર આગળ જ્યાં ન્યાયઘંટા બાંધેલી છે ત્યાં આવી, અને પોતાનાં શીંગડાંના અગ્રભાગથી તે ઘંટાને હલાવીને વગાડી. આ વખતે રાજા ભોજન કરવા બેસતો હતો, છતાં તે ઘંટાનો શબ્દ સાંભળીને બોલ્યો કે, અરે! કોણ ઘંટા વગાડે છે. ને કરોએ તપાસ કરી કહ્યું કે, સ્વામી, કોઈ નથી, તમો સુખેથી ભોજન કરો. રાજા બોલ્યો, આ વાતનો નિર્ણય થયા વિના કેમ ભોજન કરાય? એમ કહી ભોજન કરવાનો થાળ એમજ પડતો મુકી પોતે ઉઠીને દરવાજા આગળ આવી જુવે છે તો ત્યાં બીજા કોઇને ન દેખતાં ગાયને દેખી તેને કહેવા લાગ્યો કે, શું કોઇયે તને પીડા ઉપજાવી છે? તેણીયે માથું ધુણાવીને હા કહ્યાથી રાજા બોલ્યો.–ચાલ મને તે દેખાડ કોણ છે? આવું વચન સાંભળી ગાય ચાલવા લાગી. રાજા પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. જે જગાએ વાછડાનું કલેવર પડેલું હતું ત્યાં આવી ગાયે તે બતાવ્યું, ત્યારે તેના પર ચક્ર ફરી ગયેલું દેખી રાજાએ નોકરોને હુકમ કર્યો કે, જેણે આ વાછડા ઉપર ગાડીનું ચક્કર ચલાવ્યું હોય તેને પકડી લાવો. આ હકીકત કેટલાક લોકો જાણતા હતા પરંતુ તે (વાછડા ઉપર ગાડીનું ચક્કર ચલાવનાર) રાજપુત્ર હોવાથી તેને રાજા પાસે કોણ લાવી આપે, એવું સમજી કોઇ બોલ્યું નહીં. તેથી રાજા બોલ્યો કે, જ્યારે આ વાતનો નિર્ણય અને ન્યાય થશે ત્યારેજ હું ભોજન કરનાર છું. તોપણ કોઈ બોલ્યું નહીં. જ્યારે રાજાને ત્યાંને ત્યાંજ ઉભાં એક બે લાંઘણ થઇ તથાપિ કોઈ બોલ્યું નહીં ત્યારે રાજપુત્ર પોતેજ આવી રાજાને કહેવા લાગ્યો કે, "સ્વામી, હું એના ઉપર ચક્કર

ચલાવનાર છું માટે જે દંડ કરવાનો હોય તે મારો કરો." રાજાયે તેજ વખતે સ્મૃતિઓના (અહન્નીતિ વિગેરે કાયદાઓના) જાણનારાઓને બોલાવી પુછયું કે, આ ગુન્હાનો શો દંડ કરવો? તેઓ બોલ્યા કે, સ્વામી, રાજપદના યોગ્ય એકજ આ પુત્ર હોવાથી એને શો દંડ દેવાય? રાજા બોલ્યો કે, કોનું રાજ્ય? કોનો પુત્ર? મારે તો ન્યાયની સાથે સંબંધ છે. મારે એ ન્યાયજ પ્રાધાન્ય છે. હું કંઇ પુત્રને કે રાજ્યને માટે ખચકાઉ એમ નથી. નીતિમાં કહ્યું છે કે,

दुष्टस्यदंडः स्वजनस्यपूजा। न्यायेन कोशस्यच संप्रवृद्धिः ॥
अपक्षपातो रिपुराष्ट्ररक्षा। पंचैवयज्ञाः कथिताः नृपाणां ॥

દુષ્ટનો દંડ, સજ્જનનો સત્કાર, ન્યાયમાર્ગથી ભંડારની વૃદ્ધિ, અપક્ષપાત, શત્રુંઓથી પોતાના રાજ્યની રક્ષા, એ પાંચ પ્રકારનાજ યજ્ઞ રાજાઓને માટે કહેલા છે.

સોમનીતિમાં પણ કહેલું છે કે, अपराधानुरूपोहि दंडः पुत्रेपि प्रणेतव्यः ॥ "અપરાધનાજ જેવો દંડ પુત્ર ઉપર પણ કરવો" માટે આને શું દંડ આપવો યોગ્ય લાગે છે તે કહો? તોપણ તે કાયદાજાણ પુરૂષો કોઇ પણ બોલ્યા નહીં—અણબોલ્યા રહ્યા. રાજા બોલ્યો—આમાં કોઇનો કંઇપણ પક્ષપાત રાખવાની જરૂર નથી. कृतेप्रतिकृतं कुर्यात एन્યાયથી જેણે જેવો અપરાધ કીધેલો હોય તેને તેવો દંડ આપવો. માટે જો આણે આ વાછડા ઉપર ચક્કર ફેરવ્યું છે તો એના ઉપર પણ ચક્કરજ ફેરવવું યોગ્ય છે. એમ કહી રાજાએ ત્યાં ઘોડાગાડી મંગાવી પુત્રને કહ્યું કે, અહિયાં તું સુઈજા. ત્યારે તેણે પણ તેમજ કર્યું. ઘોડાગાડી હાંકનારને રાજાએ કહ્યું કે, એના ઉપર ગાડીનું ચક્કર ચલાવો. પણ તેણે ગાડી ચલાવી નહીં; ત્યારે બધા લોકો ના પાડતા છતાં પણ રાજા પોતે તે ગાડી હાંકનારને દૂર કરી ગાડી ઉપર ચઢીને તે ગાડીને ચલાવવા માટે ઘોડાને ચાબુક મારી તેના ઉપર ચક્કર લાવવા ઉદ્યમ કરે છે તેજ વખતે તે ગાય બદલી જઈ રાજ્યાધિષ્ટાયકા દેવીયે (બનેલી ગાયને બદલે ખરી દેવીયે) જય જય શબ્દ કરતાં તેના ઉપર પુષ્પોની વૃષ્ટિ કરી કહ્યું કે, રાજન્, ધન્ય છે તને–તું આવો ન્યાયનીષ્ટ છે, કે જેણે પોતાના પ્રાણપ્રિય એકજ પુત્રની દરકાર ન કરતાં તેનાથી પણ ન્યાય અધિક પ્રિયતમ ગણ્યો. માટે ધન્ય છે તને, ચિરંકાળ પર્યંત નિર્વિઘ્ન રાજ્ય કર. હું ગાય કે વાછડો કંઈ નથી, પણ તારા રાજ્યની અધિષ્ટાયકા દેવી છું. તારા ન્યાયની પરિક્ષા કરવા આવી હતી. તું એવુંજ ચિરંકાળ રાજ્ય નિર્વિઘ્ન ચલાવજે. એમ કહી દેવી વિસર્જન થઈ.

## ( રાજ કારભારી કેવોજોઇએ ? )

રાજાના કારભારીયે તો જેમ રાજા અને પ્રજાનો અર્થ સાધન થઈશકે અને ધર્મમાં પણ વિરોધ ન આવે તેમ અભયકુમાર તથા ચાણાયકાદિકની પેઠે ન્યાય કરવો કહ્યું છે કે,

नरपति हितकर्त्ता द्वेष्यतां यातिलोके। जनपद हितकर्त्ता मुच्यतेपार्थिवेन ॥
इतिमाहति विरोधेवर्तमानेसमाने। नृपति जनपदानां दुर्लभः कार्यकर्त्ता ॥

રાજાનું હિત કરતાં લોકોથી (પ્રજાથી) વિરોધ થાય, લોકોનું હિત કરતાં રાજા રજા આપી દે, એમ બન્નેને રાજી રાખવામાં મ્હોટો વિરોધ થાય (બન્નેને રાજી રાખવા મુશ્કેલ છે) પણ રાજા અને પ્રજા, એ બન્નેના હિતના કાર્યનો કરનાર મળવો મુશ્કેલ છે. એમ બન્નેના હિતકારક બની પોતાનો ધર્મ સાચવીને ન્યાય કરવો.

## ( વ્યાપાર વિધિ )

વ્યાપારીઓને ધર્મનો અવિરોધ તે વ્યવહારશુદ્ધિ વિગેરેથી થાય છે. વ્યાપારમાં નિર્મળતા હોય (સત્યતાથી વ્યાપાર કરવામાં આવે ) તો તેને ધર્મમાં વિરોધ થતો નથી. જે માટે શાસ્ત્રમાં લખેલ છે કે,

**ववहार सुद्धि देसाइ । विरुद्धचाय उचिअ चरणेहि ॥**
**तो कुणई अथ्थ चिंतं । निव्वाहिंतो निअं धम्मं ॥**

વ્યવહારશુદ્ધિથી, દેશાદિકના વિરૂદ્ધના ત્યાગ કરવાથી, ઉચિત આચરણ ॥ આચરણ કરવાથી, પોતાના ધર્મનો નિર્વાહ કરતાં ત્રણ પ્રકારે દ્રવ્યોપાર્જન ચિંતા કરે. વ્યવહારશુદ્ધિમાં ખરેખર વિચારતાં મન વચન કાયાની નિર્મળતા (સરળતા) છે તેજ નિર્દોષ વ્યાપાર છે. માટે વ્યાપારમાં મનથી, વચનથી, અને કાયાથી કપટ રાખવું નહીં, અસત્યતા રાખવી નહીં, અદેખાઈ રાખવી નહીં આથી વ્યવહાર શુદ્ધિ થાય છે તેથી તે રાખવાં નહી. વળી દેશાદિક વિરૂદ્ધનો ત્યાગ કરીને વ્યાપાર કરતાં પણ જે દ્રવ્ય ઉપાર્જન કરાય છે તે પણ ન્યાયોપાર્જિત વિત્ત ગણાય છે. ઉચિત આચારના સેવન કરવાથી એટલે લેવડ દેવડમાં જરામાત્ર કપટ ન રાખતાં જે દ્રવ્ય ઉપાર્જન થાય તે પણ ન્યાયોપાર્જિત વિત્ત ગણાય છે. ઉપર લખેલા ત્રણ કારણથી પોતાનો ધર્મ બચાવીને એટલે પોતે અંગીકાર કરેલા વ્રત પચખાણ અભિગ્રહનો બચાવ કરતાં ધન ઉપાર્જન કરવું, પણ ધર્મને દૂર મુકીને ધન ઉપાર્જન કરવું નહીં. લોભમાં મુંઝાઈ જઇને પોતે લીધેલાં નિયમ વ્રત પચખાણ ભૂલી જતાં ધન કમાવાની દ્રષ્ટિ રાખવી નહીં, કેમકે ઘણા જણને પ્રાયે વ્યાપાર વખતે એમજ વિચાર આવી જાય છે. જે માટે કહેલ છે કે, (લોભીષ્ટ પુરૂષો બોલે છે કે )–

**नाहितद्विद्यते किंचि । यदर्थेन न सिध्यति ॥**
**यत्नेन मतिमांस्तस्मा । दर्थमेकं प्रसाधयेत् ॥**

એવું જગતમાં કંઈ નથી, કે જે ધનથી સાધી શકાતું ન હોય તેટલાજ માટે બુદ્ધિવાન પુરૂષે ઘણાજ પ્રયત્નથી એક દ્રવ્ય ઉપાર્જનજ કરવું. (એકલા એવા વિચારમાં આવી પોતાનાં વ્રત પચખાણાદિકને ભૂલવાં નહીં).

## (ધન-ઉપાર્જન કરવા કરતાં પણ પહેલાં ધર્મ ઉપાર્જન કરવાની જરૂર)

**निव्वाहंतो निअं धम्मं** એ ગાથાના પદમાં બતાવ્યા પ્રમાણે વિચાર કરતાં એમજ સમજાય છે કે,

**अत्रार्थचिंतामित्यनुवाद्यं । तस्याः स्वयं सिद्धत्वात् ॥**
**धर्मनिर्वाहयन्नितितु । विधेयमप्राप्तत्वात् ॥**

અર્થચિંતા (ધનઉપાર્જન) એ અનુવાદ્ય છે (પાછળ કરવા યોગ્ય છે). કેમકે, અર્થચિંતા તો પોતાની મેળેજ નીપજે છે. માટે ધર્મનિર્વાહ કરતો થકો ધન ઉપાર્જન કરે; એમ પદની યોજના કરવી. ધન મળેલું નથી માટે ધર્મ કરવું ઘટે છે. જો ધર્મ ઉપાર્જન કરેલ હોત તો ધનની ચિંતા હોયજ કેમ! કેમકે ધન એ ધર્મને સ્વાધીન

છે. જો ધર્મ હોય તોજ ધનની પ્રાપ્તિ થાય છે; તે વિના થતી નથી. માટે ધન કરતા ધર્મને પ્રથમ સેવન કરવાથી ધનની પ્રાપ્તી સહેલાઇથી થઈ શકશે. જે માટે કહેલું છે કેઃ—

इहलोइअंमिकज्जे । सव्वारंभेण जहजणोजणई ॥
तहजइलक्खंसेणावि । धम्मे ता किं न पज्जतं ॥

આલોકમાં લૈકીક કાર્ય માટે જેટલો ઉદ્યમ કરીને લોકો પ્રયાશ કરે છે તેનો એક લાખમો અંસ પણ જો ધર્મમાં ઉદ્યમ કરતા હોય તો શું ન મળી શકે? સર્વ મળે. માટે ધનના ઉદ્યમ કરતાં પણ ધર્મના ઉદ્યમની પહેલ કરવાની ઘણીજ જરૂર રાખવાની છે. તે ધ્યાનમાં રાખીં વ્યાપારાદિકમાં ધર્મ હારીને વ્યવહાર કરવો નહીં.

## (આજીવીકા ચલાવવાના સાત ઉપાય)

૧ વ્યાપારથી, ૨ વિદ્યાથી, ૩ ખેતીથી, ૪ પશુઓના પાળવાથી (પશુપાળ), ૫ શીલ્પથી (સુતાર ચિત્રકારાદિ), ૬ ચાકરીથી, ૭ ભીક્ષાથી.

## (આજીવીકા ચલાવવાના ઉપાય—પહેલો વ્યાપાર, બીજો વિદ્યા)

૧ વ્યાપાર તે,—ઘી, તેલ, કપાસ, સુતર, વસ્ત્ર, ધાતુ, ઝવેરાત, મોતી, નાણાવટી, વહાણવટી, વિગેરેના વ્યાપારના અનેક પ્રકારના ભેદ છે. તેના વળી ભેદ પ્રભેદની કલ્પના કરે તો તેની ગણત્રી પણ આવી શકતી નથી. વળી લૌકીકમાં કોઈક ગ્રંથે ત્રણસેં સાઠ કીરીયાણા ગણાવી વ્યાપાર ગણાવ્યા છે; પણ ભેદ પ્રભેદ ગણતાં તેના કરતાં વધારે થયા વિના રહેતા નથી. ૨ વિદ્યાથી તે,—વૈદ્ય, જોતિષી, પૌરાણીં, પંડિત, વકીલાત, મંત્ર, તંત્ર, મેહેતાગરી. ૩ ખેતીથી તે,—કણબી, પટેલ, દેશાઇ વિગેરે (જમીન ખેડી ધાન્ય વિગેરે ઉત્પન્ન કરનાર) ૪ પશુપાળ તે,—ગોવાળ, ભરવાડ, ઘોડાવાળા, ઊંટવાળા વિગેરે. ૫ શિલ્પથી તે,—ચીતારા, સોનાર, છીપા, દરજી સઇ, વિગેરે (કારીગરીનું કામ કરનાર). ૬ નોકરી તે પ્રસિદ્ધજ છે. ૭ ભીક્ષા તે,—અપમાનપૂર્વક માગી ખાવું.

વ્યાજના અને ધીરધારના વ્યાપારી પણ વ્યાપારી—નાણાવટીમાંજ ગણાય છે. વિદ્યા પણ એક જાતની નથી. ઔષધ, રસાયણ, ધાતુમારણ, ચુરણ, અંજન વાસ્તુશાસ્ત્રનું જાણવું, શકુનશાસ્ત્રનું જાણવુ, નિમિત્તશાસ્ત્ર, સામુદ્રશાસ્ત્ર, મુહુર્ત્તશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર, અંકશાસ્ત્ર, વિગેરે અનેક પ્રકારની છે.

## (ગંધીઆણા અને વૈદ્યના વ્યાપાર વિષે)

ગાંધી તથા વૈદ્યને જોપણ ધનવંત માંદા પડે તેથી ઘણો લાભ થાય છતાં પણ વૈદ્યકનો અને ગાંધીનો વ્યાપાર પ્રાયે દુર્ધ્યાનના સંભવ હોવાથી વિશેષકરી લાભકારક નથી (એથી ઘણા માંદા પડે તો ઠીક, એવો દુર્ધ્યાન થયા વિના પ્રાયે રહે તો નથી), વળી વૈદ્યના બહુમાન થાય. કહ્યું છે કે,

रोगीणां सुन्हदो वैद्याः । प्रभूणां चाटुकारिणः ॥
मुनयो दुःखदग्धानां । गणकाः क्षीणसंपदा ॥

રોગીને વૈદ્ય, શ્રીમંતને તેના કહ્યા પ્રમાણે વર્ત્તનારા અથવા મીષ્ટવચન બોલનારા, દુઃખથી દાઝેલાને મુની, અને નિર્ધનપુરૂષોને જોતિષી, મિત્ર સમાન ગણવામાં આવે છે.

पण्यानां गांधिकं पण्यं । किमन्यैः कांचनादिकैः ॥
यत्रैकेन गृहीतंय । तत्सहस्रेण दीयते ॥

કીરીયાણામાં કીરીયાણું (માલમાં માલ) ગંધીયાણુંજ પ્રસંસવા યોગ્ય છે. સોના-રૂપા વિગેરેથી શો લાભ છે? કેમકે, જે ગંધીયાણું એક રૂપીયાથી લીધું હોય તે હજાર રૂપીયાથી વેચી શકાય છે.

વૈદ્ય અને ગાંધીના વ્યાપાર—ઉપર લખ્યા પ્રમાણે જોપણ લાભ કારી છે તોપણ અધ્યવસાયની મલીનતાના કારણથી તો મટનાર નથીજ. (એ ધંધામાં) અધ્યવસાય બગડ્યા વિના રહેજ નહીં. કહ્યું છે કે,

विग्रह मिच्छंति भटाः । वैद्याश्च व्याधीपीडितं लोकं ॥
मृतक बहुलं विप्रा । क्षेम सुभिक्षंच निर्ग्रंथाः ॥ १ ॥

સુભટ લોકો લડાઈને, વૈદ્યલોકો વ્યાધીથી પીડિત થયેલા લોકોને, બ્રાહ્મણો ઘણા શ્રીમંતના મરણને, અને નિર્ગ્રંથમુની ક્ષેમ એટલે લોકોની સુખાકારી અને સુગાળને ઈચ્છે છે.

योऽव्याधिभि र्ध्यायतिवाध्यमानं । जनौघमादातुमना धनानि ॥
व्याधिर्विरुद्धौषधतोस्यवृद्धिं । नयेत्कृपातत्रकुतोस्तुवैद्ये ॥ २ ॥

જે વ્યાધીથી પીડિત થતા લોકોનાં ધન લઈ લેવા માટે ચાહે છે, વળી પ્રથમથી રોગને શાંત કરી ફરીથી વિરૂદ્ધ ઐાષધ આપી રોગની વૃદ્ધિ પમાડે છે, એવા વૈદ્યના વ્યાપારમાં દયાનો લેશ માત્ર ક્યાં છે? (ઉપર લખેલા કારણથી વૈદ્યવ્યાપાર કનીષ્ટ ગણાય છે.)

વળી કેટલાક વૈદ્યો, દીન, હીન, દુખી, ભીક્ષુક, અસ્વામીક, એવાલોકો પાસેથી અથવા કષ્ટના વખતે અત્યંત અંત્યના રોગી પાસેથી પણ જબરજસ્તીથી ધન લેવા ચાહે છે વળી અભક્ષ ઐાષધો વિગેરે કરે છે, કરાવે છે. ઐાષધ તયાર કરવામાં ઘણાં પત્ર, મૂળ, ત્વચા, સાખા, ફૂલ, ફળ, બીજ, હરીતકાય લીલાં સુકાં વાપરવાથી મહા આરંભ સમારંભ કરે છે. વળી વિવિધ પ્રકારનાં ઐાષધોથી કપટ કરી ઘણા ભદ્રક લોકોને દ્વારીકા નગરીમાં વસતા અભવ્ય વૈદ્ય ધન્વંતરીના જેમ વારંવાર વિપ્રતારે છે (ઠગે છે), તેથી એ વ્યાપાર અયોગ્યમાં પણ અત્યંત અયાગ્ય છે. જે વળી સારી પ્રકૃતિવાળા હોય, અત્યંત લોભી ન હોય, પરોપકાર બુદ્ધિવાળા હોય, તેવા વૈદ્યોની વૈદવિદ્યા, શ્રી ઋષભદેવજીનો જીવ જીવાનંદ વૈદ્યના જેવાઓની પેઠે આલોક અને પરલોકમાં લાભકારક પણ થાય છે.

### (આજીવીકા ચલાવવાનો ઉપાય ત્રીજો ખેતીવાડી)

ખેતીવાડીની આજીવીકા—વર્ષાતના જળથી, કુવાના જળથી વર્ષા અને કુવાના જળથી, એમ ત્રણ પ્રકારની છે. તે આરંભ સમારંભના બહુળપણાથી શ્રાવક જનોને અયોગ્ય ગણાય છે.

### (આજીવીકા ચલાવવાનો ઉપાય ચોથો પશુપાળ)

ચોથી પશુપાળથી આજીવિકા—ગાય, ભેંસ, બોકડા, ઘેટાં, ઊંટ, બળદ, ઘોડા, હાથી વિગેરેથી આજીવીકા કરવી તે અનેક પ્રકારની છે. જેવી જેવી જેની કળા બુદ્ધિ તેવા પ્રકારથી તે બની શકે છે. પશુપાળ અને કૃષી એ બે આજીવીકા વિવેકી જનને કરવી યોગ્ય લાગતી નથી. જે માટે કહેલું છે કેઃ—

रायाणं दंतिदंते । वईल्ल खंधेसु पामर जणाणं ॥
सुहडाण मंडलग्गे । वेसाणं पओहरे लच्छी ॥

રાજાઓને સંગ્રામમાં લડતાં હાથીના દંતુસળ ઉપર, વણઝારા વિગેરે પામર લોકોને બેલ બળદના ખંધ ઉપર, સુભટ સીપાઇને તરવારની અણી ઉપર, અને વેશ્યાને (ગણીકાને) પોતાના પુષ્ટ સ્તન ઉપર લક્ષ્મી નિવાસ કરે છે. (ઉપર લખેલા કારણથી આજીવીકા ચાલે છે.) માટે પાશુપાલ્યઆજીવીકા પામર જનને ઉચિત છે. જો બીજા કોઈ ઉપાયથી આજીવીકા ચાલી શકે એમ ન હોય તો કૃષી આજીવીકા પણ કરે, ત્યારે તેણે વાવવા વિગેરેના કાર્યમાં જેમ બને તેમ દયાળુતા ધારણ કરવી, પણ ઓઘબુદ્ધિ ન રાખવી. કહેલું છે કે,

वापकालं विजानाति । भूमिभागं च कर्षकः ॥
कृषिसाध्या पथिक्षेत्रं । यश्चोज्जाति सवर्द्धते ॥

જે કર્ષક વાવવાનો કાળ જાણતો હોય, સારી નરતી ભૂમીભાગને જાણતો હોય, ખેડ્યા વિના વવાય નહીં એવું અને ચાલવા હાલવાના માર્ગ વચ્ચેનું જે ક્ષેત્ર હોય તે ત્યજી આપે, તે કર્ષક સર્વ પ્રકારે વૃદ્ધિ પામે છે.

पाशुपाल्यं श्रियो वृध्यै । कुर्वन्नोज्जेत् दयालुतां ॥
तत्कृत्येषु स्वयंजाग्र । च्छविच्छेदादि वर्जयेत् ॥

આજીવીકા ચલાવવા માટે જો કદાપિ પાશુપાલ્યવૃતિ કરે તોપણ તે કાર્યમાં દયાળુતા ત્યજે નહીં, તે બાંધવાં છોડવાંનાં કાર્ય પોતે તપાસતો રહે અને તે પશુઓમાં બળદ વિગેરેનાં નાક, કાન, અંડ, પુંછડાં, ચર્મ, નખ વિગેરે પોતે છેદન કરે નહીં.

## (આજીવીકા ચલાવવાનો ઉપાય પાંચમો શીલ્પ)

પાંચમી શિલ્પ (કળા)થી આજીવીકા સો પ્રકારની છે તે બતાવે છે.

पंचेवय सिप्पाइ । घण लोहे चित्तऽणंतकासवए ॥
इक्किक्कस्सयइत्तो । वीसंवीस भवेभेया ॥

કુંભકાર, લોહાર, ચિત્રકાર, વણકર, નાઈ (હજામ), એ પાંચ પ્રકારનાં શિલ્પ છે. એમાં એકેકના વીસ વીસ ભેદ હોવાથી સો શિલ્પ થાય છે. વ્યક્તિની વ્યવસ્થા કરી હોય તો એનાથી પણ અધિક શિલ્પ થઈ શકે છે. અહિંયાં " आचार्योपदेशजं शिल्पं ગુરૂના બનાવ્યાથી જે કાંઈ કાર્ય થાય તે શિલ્પ" કહેવાય છે. કેમકે, ઋષભદેવ સ્વામીએ પોતેજ ઉપર બતાવેલાં પાંચ શિલ્પ દેખાડેલા હોવાથી એને શિલ્પ ગણાય છે. આચાર્યના (ગુરૂ, ઉસ્તાદના) બતાવ્યા વિના પરંપરાથી જે ખેતી, વ્યાપાર વિગેરે કાર્ય કરાય છે તેને કર્મ કહેવાય છે. એટલાજ માટે શાસ્ત્રમાં લખેલ છે કેઃ—

कम्मं जमणायरिओ । वएसं सिपमन्नहा भिहिअं ॥
किसिवाणिज्जाईअं । घडलोहाराइभेअंच ॥

જે કર્મ છે તે અનાચાર્યોપદેશિત હોય છે (આચાર્યોપદેશિત હોતાં નથી), શિલ્પ તે આચાર્યોપદેશિત હોય છે, તેમાં કૃષી વાણીજ્યાદિક તે કર્મ અને કુંભાર, લોહાર, ચિત્રકાર, સુત્રકાર, તથા નાઈ, એ પાંચે જાતનાં શિલ્પ ગણવામાં આવે છે. અહિંયાં ખેતીવાડી, પાશુપાલ્ય, વિદ્યા અને વ્યાપાર એ બતાવ્યાં. બીજાં કર્મ તો પ્રાયે સર્વ શિલ્પ વિગેરેમાં સમાઈ જાય છે. સ્ત્રી પુરૂષની કળાઓ તો અનેક પ્રકારથી સર્વ વિદ્યામાં સમાઈ જાય છે. પણ સામાન્યથી ગણીએ તો કર્મ ચાર પ્રકારનાં બતાવેલાં છે તે કહે છે.

उत्तमा बुद्धि कर्माणः । करकर्माच मध्यमाः ॥
अधमाः पादकर्माणः । शिरः कर्माधमाधमाः ॥

બુદ્ધિથી જે કાર્ય કરે છે તે ઉત્તમ પુરૂષ છે, હાથથી જે કાર્ય કરે છે તે મધ્યમ છે, પગથી જે કાર્ય કરે છે તે અધમ છે, અને મસ્તકથી જે કાર્ય કરે છે તે અધમમાં અધમ છે. એટલે બુદ્ધિથી જે કમાઈ ખાય છે તે ઉત્તમ, હાથથી મહેનત કરી કમાઈ ખાય તે મધ્યમ, પગથી ચાલીને નોકરી વિગેરે કરે તે અધમ, અને માથે ભાર ઉપાડી કમાય તે અધમાધમ.

## (બુદ્ધિથી કમાવનારા ઊપર દ્રષ્ટાંત)

ચંપા નામની નગરીમાં ધનાવહ શેઠનો પુત્ર મદનસુંદર નામે હતો. તે એક વખત બજારમાં ફરતાં બુદ્ધિ વેચનારની દુકાન ઉપર ગયો હતો. ત્યાંથી તેણે પાંચસો રૂપીઆ આપીને "જ્યાં બે જણા લડતા હોય ત્યાં ઉભા ન રહેવું" એવી એક બુદ્ધિ લીધી. પોતાને ઘેર આવી મિત્રની પાસે તે વાત કરતાં એ હાંસી કરવા લાગ્યો. છેવટે તેના પિતાએ જ્યારે જાણ્યું ત્યારે તેણે મારકુટ કરવા માંડી, અને કહ્યું કે, અમારે એવી બુદ્ધિનું કાંઈ કામ નથી, અમારા પાંચસેં રૂપીઆ પાછા લઈ આવ. મદનસુંદર શરમાતો શરમાતો બુધ્ધિવાળાની દુકાને જઈ કહેવા લાગ્યો કે, મારે તમારી બુધ્ધિ નથી જોઈતી, માટે પાછી લો ને મારા પાંચસેં રૂપીઆ મને પાછા આપો. કેમકે, મારા ઘરમાં કલેશ થાય છે. બુધ્ધિવાળો બોલ્યો કે, તને પાંચસેં રૂપીઆ પાછા આપું, પણ જ્યારે કોઇપણ ઠેકાણે બે જણા લડતા હોય ત્યાંથી તું નીકળે તો તારે ત્યાં ઉભુંજ રહેવું પડશે, અને જો ઉભો નહીં રહે તો અમારી બુદ્ધિ પ્રમાણે વર્ત્યો ગણાશે, તેથી તે દિવસે તારે મને પાંચસેં રૂપીયાના (બદલે) એક હજાર રૂપીયા આપવા પડશે, તે તારે કબુલ છે? તેણે હા કહી અને પાંચસેં રૂપીયા લઈ પોતાના બાપને પાછા આપ્યા. કેટલાક વર્ષ મહીના વીત્યા પછી એક ઠેકાણે રાજાના બે સીપાઈ કાંઈક વાંધો પડવાથી રસ્તામાં લડતા હતા ત્યાંથી મદનસુંદર નીકળ્યો. ત્યારે તેણે વિચાર્યું કે, જો હું અહિંથી ચાલ્યો જઇશ તો પેલા બુદ્ધિવાળાનો ગુન્હેગાર થઈશ અને તેને એક હજાર રૂપીઆ આપવા પડશે. તેથી ત્યાં જરા ઉભો રહ્યો, એટલામાં તે બન્ને સીપાઈ તેને સાક્ષીદાર કરી ચાલ્યા ગયા. રાતે એક સીપાઈ તેના બાપ પાસે આવી કહેવા લાગ્યો કે, તમારા મદનસુંદરને અમે બન્ને જણે સાક્ષી કર્યો છે, તેથી તે દરબારમાં જ્યારે સાક્ષી પુરવા આવે ત્યારે જો મારા લાભમાં નહીં બોલે તો પછી એમ જાણજો કે તમારો પુત્રજ નહોતો. એમ કહી તે ગયા પછી વળી બીજો સીપાઈ પણ આવીને શેઠને કહેવા લાગ્યો કે, મારા લાભમાં જો તમારો પુત્ર બોલશે નહીં તો પછી

એમજ સમજજો કે એનો પુનર્જન્મ પાસેજ આવ્યો છે. કેમકે, હું એને ઠાર મારી નાખીશ, એવી ધમકી આપીને ચાલ્યો ગયો. આ બન્નેમાંથી કેના પક્ષમાં બોલવું અને કેના પક્ષમાં નહીં, જેના પક્ષમાં બોલશું તેની સામેના બીજા તરફથી ખરેખર આપણને તો મ્હોટો ભય આવી પડશે. આવા વિચારથી શેઠના તો હોસ ઉડી ગયા અને ગાભરો થઈ જઇ બોલવા લાગ્યો કે, હાહા! હવે શું કરવું? ખરેખરૂં આ તો વગર ફોકટનું કષ્ટ આવી પડયું. છેવટે લાચાર બની જઇને તેજ બુદ્ધિવાળાની દુકાને આવી શેઠ કહેવા લાગ્યા કે, આ તો બધા તમારાજ છાંટા ઉડ્યા દેખાય છે, પણ હવે શી રીતે છુટકો થાય, તેનો કાંઇ ઉપાય? મારે એકનો એકજ છોકરો છે અને જીવતદાન દીધા જેટલું પુન્ય થશે, તમે કહો તે હું તમને આપું, પણ મારો છોકરો બચી જાય તેમ કરો. બુદ્ધિધન બોલ્યો કે, કેમ! પાંચસેં પાછા ન લીધા હોત તો કાંઇ આમ થાત? તમે એવાજ લાગના લોભી છો. વારૂ! એને બચાવી દઉં તો શું આપશો? શેઠ બોલ્યો–એક લાખ રૂપીયા. બુદ્ધિધન–નહીં નહી, એટલામાં તો કાંઈ બચે નહીં, એક કરોડ લઇશ. છેવટ હામાં કરીને દશ લાખ રૂપીયા ઠરાવી મદનસુંદરને પાસે બોલાવી સીખાવ્યું કે, “જ્યારે તને દરબારમાં સાક્ષી પુરવાને ઊભો કરે ત્યારે તને જે પ્રથમ પુછે તેના ઉત્તરમાં તું એમજ બોલજે કે, આજે તો મેં કાંઇ ખાધું નથી. વળી ફરીને પુછે ત્યારે કહેજે કે, હજી તો પાણીયે પીધું નથી. ત્યારે તને કહેશે કે, અરે મૂર્ખ! આ શું તું બકે છે. જે પુછીયે છીયે તેનો ઉત્તર કાં નથી આપતો? ત્યારે પણ કાંઈ અરડ ને બરડ બકવા મંડી જજે. તને જે જે સવાલ કરે તેનો તું કાંઇ પણ (સીધો) ઉત્તર આપીશજ માં. જાણે આતો કાંઇ સમજતોજ નથી એવો બની જજે. જો કાંઇ પણ તેના સવાલનો ઉત્તર આપીશ તો પછી તું ગુન્હેગાર ઠરી જઇશ. માટે ગાંડાના જેવો ડોળ બતાવવાથી તને બેવકુફ જાણીને તત્કાળ છોડી આપશે (છોડશે).” ધનાવહ શેઠ બોલ્યો કે, એ તો ઠીક, તથાપિ એમ કરતાં પણ જો કાંઈ બોલતાં બંધાઈ ગયો તો પછી? બુદ્ધિધન બોલ્યો કે, તો શી અડચણ છે. ફરી ફ્રી ભરશો તો તેનો પણ ઉપાય બતાવીશ. એમાં શી મોટી વાત છે. પછી મદનસુંદરને જેમ તેમ સમજાવીને દરબારમાં મોકલ્યો. છેવટ બુદ્ધિધને બતાવ્યા ઉપાય પ્રમાણે કરવાથી તે બચી ગયો. માટે એવી બુદ્ધિથી જે કમાઈ ખાય છે તે “વિદ્યા નામની આજીવીકા” કહેવાય છે, અને તે કમાઇના ઉપાયમાં ઉત્તમ ઉપાય ગણાય છે.

## (આજીવીકા ચલાવવાનો ઉપાય છઠ્ઠો ચાકરી.)

કરકર્મકારી તે હાથથી લેવડ દેવડ કરનારા વ્યાપારી. પાદકર્મકારી તે દુતાદિક. શિરકર્મા તે ભારવાહકાદિક (ભાર ઉપાડનારા સમજવા). સેવા (ચાકરી) નામની જે આજીવીકા તે ૧ રાજાની, ૨ દીવાનની, ૩ શ્રીમંત વ્યાપારીની, ૪ લોકની (સામાન્ય પુરૂષોની), એમ ચાર પ્રકારની છે. રાજા પ્રમુખની સેવા, એ નિત્ય પરવશ રહેવા વિગેરે કારણને લીધે જેવાતેવા માણસથી બની શકવી મુશ્કેલ છે. કેમકે શાસ્ત્રમાં કહેલું છે કેઃ–

मौनान्मूकः प्रवचनपटु । र्वातुलो जल्पकोवा ॥
धृष्टः पार्श्वे भवतिच तथा दूरतश्चा प्रगल्भः ॥

क्षांत्या भीरूर्यादिन सहते प्रायशो नाभिजातः ॥
सेवाधर्मः परमगहनो योगिना मप्यगम्यः ॥ १ ॥

ચાકર જો વધારે બોલે નહીં તો શેઠ કહેશે કે, એ તો મુંગોજ છે કે બોલતોજ નથી; જો વધારે બોલે તો શેઠ કહેશે કે, અરે ! એ તો વાયડો છે કે બહુ બોલકો છે; શેઠની પાસે જો ચાકર બેસે તો શેઠ કહેશે કે, જુવો તો ખરા, કંઇ શરમ છે, એ તો ધીઠો છે; આઘો બેસે તો કહેશે કે, અરે ! એ તો અણસમજુ છે, મૂર્ખ છે, જુવો તો ખરા ક્યાં જઈ બેઠો છે, કામ પડે ત્યારે કોણ એનો બાપ બોલાવવા એટલે બધે દૂર આવશે; જે કંઇ કહેવામાં આવે તે બધું સહન કરી બેસી રહે તો કહેશે કે, એ તો બીકણ છે બીકણ, જુવો તો ખરા કાંઈ ઉત્તર આપી શકે છે ? સામો જવાબ આપતો હોય તો કહેશે કે, જુવો તો ખરા, કંઈ કહી શકાય છે ? કેવા સવાલ જવાબ કરે છે ? ખરેખર જેવી જાત હોય તેવી ભાત પડે ( હલકી જાતનો છે ); માટે યોગીપુરૂષોને પણ ગમ ન પડે એવો “ ચાકરધર્મ ” છે. ( કેમકે સ્થુળબુદ્ધિવાળા કેમ જાણી શકે કે આ વખત શેઠનું આવું મન છે. )

प्रणमात्युन्नतिहेतो । जीवितहेतो र्विमुंचति प्राणान् ॥
दुःखीयाति सुखहेतोः को मूर्खः सेवकादन्यः ॥ २ ॥

મને માન મળશે કે શેઠ ખુશી થશે, એટલા માટે શેઠને ઊઠીને પ્રણામ કરે છે; જીવતાં સુધી નોકરી મળશે, એટલા માટે પોતાના પ્રાણ પણ શેઠના કામ માટે વખતે ખુએ છે; સુખી થઈશ, એટલા માટે અપાર એવા શેઠના તરફથી કેટલાંક દુઃખ વેઠે છે; માટે સેવક વિના બીજો કોણ મૂર્ખ હોય કે આ દુસ્સહ્ય કામ કરે. ( ખરેખર પારકી ચાકરી કરવી એ મૂર્ખાઇ છે. )

सेवाश्व वृत्ति यैरूक्ता । नतैः सम्यगुदाऽहतं ॥
श्वानः कुर्वति पुच्छेन । चाटुमुर्ध्नातु सेवकः ३

પારકી ચાકરી કરીને આજીવીકા ચલાવવી એમ જે કહ્યું છે, તેઓએ ઠીક નથી કહ્યું; કેમકે, કુતરા સરખા પણ પોતાના પુંછડાવડે સ્વામીને પ્રસન્ન કરે છે, પરંતુ સેવકલોકો તો માથુ નમાવીને સ્વામીને પ્રસન્ન રાખે છે. (કુતરા કરતાં પણ સેવક હલકાછે)

માટે બને ત્યાંસુધી પારકી ચાકરી કરી આજીવીકા ચલાવવી નહીં. પણ જો બીજા કોઈ ઉપાયથી આજીવીકા ન ચાલે તો પછી છેવટે પારકી ચાકરી કરીને નિર્વાહ કરવો. જે માટે શાસ્ત્રમાં કહેલું છે કેઃ—

धणवं तवाणिज्जेणं । थोवधणोकारिसणेण निव्वहई ॥
सेवा वित्तिइपुणो । तुदे सयलंमि ववमाए ॥

ધનવાન વ્યાપાર કરીને, થોડા ધનવાળો ખેતીવાડી કરીને, વળી બીજા કોઇ પણ વ્યવસાય ન લાગે ત્યારે પારકી ચાકરી કરી, આજીવીકાનો નિર્વાહ કરે.

## ( સ્વામી—શેઠ કેવો જોઇયે ? )

વિશેષ સમજનાર, કરેલા ગુણને જાણનાર, બીજાની વાત સાંભળી ઉભગી નહીં જનાર, વિગેરે જેનામાં ગુણ હોય એવા સ્વામીની પાસે ચાકરી રહેવું. કહેલ છે કે’

अकर्ण दुर्बलः शूरः । कृतज्ञः सात्विको गुणी ॥
वदान्यो गुणरागीच । प्रभुः पुण्यैरवाप्यते ॥ १ ॥

કાનનો કાચો ( પારકી વાત સાંભળી ઊભગી જનાર ) ન હોય, શૂરવીર હોય, કરેલા ગુણનો જાણ હોય, સાત્વિક ( ધૈર્યવાન્ ), ગંભીર, બુદ્ધિવાન, ઉદારતા ગુણવાળો, ભોગી નહીં, ગુણ દેખી ખુશી થનાર, એવો શેઠ પુન્યથીજ મળે છે.

क्रूरं व्यसनिनं लुब्ध । मप्रगल्भं सदामयं ॥
मूर्खमन्याय कर्त्तारं । नाधिपत्ये नियोजयेत् ॥ २ ॥

ક્રુર (આકળી પ્રકૃતિવાળો), વ્યસની (કોઈ પણ જાતના લાંછનવાળો કે કુટેવવાળો), લોભી, વગર સમજવાળો, જન્મરોગી (સદાય રોગમાંજ વ્યથિત), મૂર્ખ, સદાય અન્યાયમાં વર્તનાર, એવાને સ્વામી ન કરવો ( એવા પાસે ચાકરી ન રહેવું ).

अविवेकिनि भूपाले । करोत्याशा समृद्धये ॥
योजनानां शतं गत्वा । करोत्याशा समृद्धये ॥ ३ ॥

અવિવેકી રાજા પાસેથી સમૃદ્ધિ પામવાની આશા રાખવી એતો સો યોજન દૂર જઇને સમૃદ્ધિ પામવાની આશાના જેવીજ સમજવી. કામંદકીય નીતિસારમાં કહેલું છે કે:—

वृद्धोपसवीनृपतिः । सतां भवति संमतं ॥
प्रेर्यमाणोप्यसद्वृत्तै । र्नाकार्येषु प्रवर्तते ॥

વૃદ્ધ પુરૂષોયે સેવાયલો રાજા સજ્જન પુરૂષોને સેવવો સંમત છે ( યોગ્ય છે ). કેમકે, કોઇક દુષ્ટે ( દ્વેષી પ્રમુખે ) તેને ભંભેરયો હોય તોપણ તે વિચારયા વિના પગ ભરતો નથી.

માટે ઉપર લખેલા ગુણવાળા સ્વામીની ચાકરી સજ્જનપુરૂષે કરવી. સ્વામીયે પણ સેવકને યોગ્ય માન સન્માન આદર પ્રમુખ આપવું. જે માટે નીતિમાં કહેલું છે કે:—

निर्विशेषं यदा राजा । समं भृत्येषुवर्त्तते ॥
तदोद्यम समर्थाना । मुत्साहः परिहीयते ॥ १ ॥

અધિક કાર્ય કરનાર અને અધિક કાર્ય નહી કરનાર એવા બન્ને ઉપર જ્યારે સ્વામી સરખીજ રીતે વર્ત્તે ત્યારે ઉદ્યમ કરનારનો ઉમંગ હણાઇ જાય છે. ( માટે સ્વામીયે અધિક ઉદ્યમ કરનારને અધિક માન અને અધિક પગાર આપવો યોગ્ય છે. વળી સેવકે પણ ભક્તિ અને વિચક્ષણુતા સહિત કાર્યમાં પ્રવૃત થવું.) જે માટે કહેલ છે કે:—

अप्रज्ञेनचकातरेणच गुणः स्यात्सानुरागेणकः ॥
प्रज्ञा विक्रमशालिनोपि हिभवेत्किंभक्ति हीनात्फलं ॥
प्रज्ञा विक्रम भक्तयः समुदिताः येषांगुणाः भूतये ॥
ते भृत्याः नृपतेः कलत्र मितरे संपत्सु चापत्सुच ॥ २ ॥

નોકર જ્યારે મૂર્ખ અને આળસુ હોય ત્યારે સ્વામી તેને કયા ગુણથી માન આપે ? માન ન જ આપે. બુદ્ધિવંત અને પરાક્રમી ( ઉદ્યમી ) છતાં જ્યારે નમ્રતા ન હોય ત્યારે કયાંથી ફળ પામે ? ન પામે. માટે બુદ્ધિ, પરાક્રમ, નમ્રતા, એટલા ગુણ જેમાં હોય તેવાજ સેવકોને સારૂં માન અને લાભ મળે છે. ભૃત્ય, રાજાઓને નોકર સમાન ગણવા લાયક છે અને બીજા એટલા ગુણથી અધિક ગુણવાળા સંપદામાં અને આપદામાં સાથે રહેનારા પોતાની સ્ત્રી સમાન મિત્ર જેવા જાણવા.

राजा तुष्टोपि भृत्यानां । मानमात्रं प्रयच्छति ॥
तेतु सन्मानितास्तस्य । प्राणैरप्युप कुर्वते ॥ ३ ॥

જ્યારે રાજા તુષ્ટમાન થાય ત્યારે સેવકને માત્ર માન આપે છે, પણ એટલા માત્ર માન આપવાથી સ્વામીને પોતાના પ્રાણ આપીને પણ તે ઉપકાર કરે છે.

વળી સેવા કરવી તે નિરંતર અપ્રમાદી થઈને કરવી, જેથી લાભ મળે છે. જે માટે લખેલ છે કે,

सर्पान् व्याघ्रान् गजान् सिंहान् । दृष्टो पायै र्वशीकृतान् ॥
राजेति कियतिमात्रा । धीमता मप्रमादिनां ॥ ४ ॥

સર્પ, વ્યાઘ્ર, હસ્તિ, સિંહ, એવા બળિયાઓને પણ જ્યારે ઉપાયથી વશ્ય કરી શકે છે ત્યારે અપ્રમાદી એવા બુદ્ધિમાનોને રાજા વશ્ય કરવો એ શું માત્ર (મોટીવાત) છે.

## (રાજા કે સ્વામીની પાસે બેસવાની રીતો નીતિ.)

બેઠેલા સ્વામીની પાસે તેના મુખ સામે જોઈ બે હાથ જોડીને સામે બેસવું. સ્વામીના સ્વભાવને જાણીને સ્વામી સાથે વાતચીત કરવી. સ્વામી જ્યારે ઘણા માણસની સભામાં બેઠા હોય ત્યારે તેની અતિશય પાસે બેસવું નહીં, અત્યંત દૂર બેસવું નહીં, બરોબર ( જોડે ) બેસવું નહીં, પછવાડે બેસવું નહીં, આગળ બેસવું નહીં; કેમકે, સ્વામીને બરોબર પાસે બેસે તો તેને સંકડાશ થાય છે, ઘણા દૂર બેસવાથી કાંઇ ડહાપણ ગણાતું નથી, આગળ બેસવાથી કોઇકને તથા સ્વામીને ક્રોધ ઉત્પન્ન થાય કે અપમાન ગણાય છે, ઘણું પાછળ બેસવાથી સ્વામીને માલુમ ન રહે કે બેઠો છે કે કયાંય જતો રહ્યો. માટે સ્વામીની પાસે સામે નજર આગળ બેસવું ઠીક છે.

## (સ્વામીની પાસે અરજ ન કરવાનો વખત)

થાકયા, ભુખ્યા, ક્રોધાયમાન થયેલા, ઉદાસી વખતે, સુવાની તૈયારી કરતી વખતે, તરસ લાગેલી હોય તે વખતે, બીજા કોઇયે અરજ કરેલી હોય તે વખતે, પોતે પોતાના સ્વામીને કોઈ પણ અરજ કરવી નહીં. કેમકે, એવા વખતે અરજ કરવાથી તે અરજ મારી જાય છે. તે કામ બનતું નથી.

## (રાજાના જેવા કોને માનવા)

રાજાની માતા, રાણી, કુમાર (રાજપુત્ર), રાજ્યમાન પ્રધાન (દીવાન), રાજગુરૂ, અને દરવાન, એટલાઓની સાથે રાજાના જેમજ વર્તવું. ( એટલાનો હુકમ માનવો. )

( રાજાનો વિશ્વાસ ન રાખવા વિષે દીપકોક્તિ )

आदौ मयैवाय मदिपिनूनं । नतद्दहेन्मा मवहीलितोपि ॥
इतिभ्रमा दंगुली पर्वगापि । स्पृशेननो दीप इवावनीपः ॥

આ દીપક મેં જ પ્રથમથી ખરેખર પ્રગટાવેલ છે તેથી જો હું એની અવગણના કરીશ તોપણ એ મને કંઈ અડચણ કરનાર (દઝાડનાર) નથી, એવા વહેમથી આંગળી માત્રથી પણ તેને સ્પર્શ કરવો નહીં જ. તેમ આ રાજાને પણ પ્રથમથી મેં પૂર્ણ પ્રસન્ન કીધેલ છે તેથી હવે એ મને કોઈ પણ પ્રકારે અડચણ કરશે નહીં, એવો વિચાર રાખી કોઈ પણ વખત રાજાને અવગણવો નહીં જ. કેમકે, રાજાનો વિચાર ઘડીજ વારમાં બદલાઈ જાય છે તેથી કોણ જાણે કઈ વખતે શું કરશે. માટે સર્વ સમય પોતે જાગૃતજ રહેવું શ્રેય છે.

(અભિમાન ન કરવા વિષે)

રાજાનું માન પામેલા હોય તોપણ (તેણે) બીલકુલ અભિમાન રાખવોજ નહીં. કેમકે, નીતિમાં લખેલ છે કે, "गव्वो मूल विणासस्स વિનાશનું મૂળ ગર્વ છે". માટે ગર્વ કરવો નહીંજ. જેના ઉપર દૃષ્ટાંત સંભળાય છે કે, "દીલ્લીમાં રાજ્યમાન્ય એક દીવાન હતો. તેણે 'મારાથીજ રાજ્યનું કામકાજ ચાલે છે' એમ કોઈકની પાસે કહેલું હતું. તે વાતની જાણ થવાથી બાદશાહે તેનો તે ઓધ્ધો છીનાવી લઈ તેની પાસે રહેનારા ચમાર લોકોનો ઉપરી કરી રાખ્યો અને તેના સહી સીક્કા માટે ચમાર લોકોના રાંપડી નામના શસ્ત્રના આકાર જેવું રાખવામાં આવ્યું. છેવટે તેના નામની યાદી પણ રાંપડી નામથીજ રાખવામાં આવી હતી. માટે રાજ્યમાન્ય છતાં પણ અભિમાન રાખવો લાયક નથી. ઉપર લખેલી રીતિ પ્રમાણે ચાકરી કરતાં રાજ્યમાન અને ઐશ્વર્યતા પ્રમુખનો લાભ થવો પણ કંઈ અસંભવિત નથી. જે માટે કહેલ છે કે:—

इक्षुक्षेत्रं समुद्रश्च । योनि पोपण मेवच ॥
प्रासादोभूभुजां चैव । सद्योघ्नंति दारिद्रतां ॥

સેલડીનું ક્ષેત્ર, વાહાણવટી વેપાર, ઘોડા વિગેરે પશુયોનીનું પોષણ, રાજાની મેહેરબાની એટલાં જ્યારેનેત્યારે પણ તેનું (કરનારનું—મેળવનારનું) દારિદ્ર દૂર કરી નાખે છે.

(રાજકીય સેવાની શ્રેષ્ટતા)

निंदंतु मानिनः सेवां । राजादीनां सुखैपिण ॥
स्वजनाऽस्वजनोद्धार । संहारौन विना तया ॥

નિર્ભય સુખની ઇચ્છા રાખનારા અભિમાની પુરૂષો કદાપિ રાજા વિગેરેની સેવાને નિંદે તો નિંદવા દ્યો, પણ-સ્વજન અને દુર્જન પુરૂષોનો ક્રમથી ઉધ્ધાર સંહાર એ કંઈ રાજાની સેવા કર્યા શિવાય કરી શકાતું નથી.

( રાજકીય સેવાથી થતા લાભ ઉપર દૃષ્ટાંત )

કુમારપાળ રાજા પોતાના રાજ્યનું વલણ કેવું ચાલે છે તેની તપાસ કરવા માટે રાત્રિ સમયે ગુપ્તપણે નીકળ્યો હતો. તે વખતે પ્રજાએ કરેલા વખાણ ઉપરથી રાજ-

કીય સેવા ખરેખરી આણેજ બજાવેલી છે એવું ધારી તેણે ( કુમારપાળે ) એક વોસીર નામના વિપ્રને તુષ્ટમાન થઈ લાટદેશનું રાજ્ય આપી દીધું.

જીતશત્રુ રાજાયે પોતાના પુત્રને સર્પના ભયથી બચાવનાર દેવરાજ નામના રાત્રિના ચોકીદારને તુષ્ટમાન થઈ પોતાનું રાજ્ય આપી દીક્ષા લઈ મોક્ષપદની પ્રાપ્તિ કરી.

એમ ખરેખરી ભક્તિથી જેણે રાજકીય સેવા બજાવી હોય તેને અલભ્ય લાભ મળ્યા વિના રહેતો નથી.

## (રાજકીય સેવાથી થતા અનર્થ વિષે)

દીવાનપદવી, સેનાપતીપદવી, નગરશેઠપદવી, વિગેરે સર્વ પ્રકારની પદવીઓ રાજકીય સેવા ગણાય છે. એ રાજકીય વ્યાપાર સર્વ દેખીતાં બહુ આડંબર માનતા હોય છે, પણ તે ખરેખર પાપમય, અસત્યમય, અને છેવટે તેમાંથી દેખાતા અસારપણાના દેખાવથી (છેવટે કેદમાં નાંખે, લુંટી લે, અપયશ કરે, એવા અનર્થ દેખાવાથી) ઘણુંકરીને શ્રાવકે વર્જવા યોગ્યજ છે. કેમકે, જે માટે શાસ્ત્રકારે એમ લખેલ છે કેઃ—

नियोगीयत्र योमुक्त । स्तत्र स्तेयं करोतिसः ॥
किंनाम रजकः क्रीत्वा । वासांसि परिधास्यति ॥ १ ॥
अधिकाधिकाधिकाराः । काराएवाग्रतः प्रवर्त्तत ॥
प्रथमं नवं धनं तदनु । बंधन नृपति नियोगजुषां ॥ २ ॥

જે અધિકાર ઉપર જેને યોજેલો (જોડેલો) હોય તેજ તેમાંથી ચોરી કરે છે. જેમકે, તમારાં મેલાં લુગડાં ધોનારો રજક (ધોબી) શું વેચાથી લાવીને વસ્ત્ર પહેરશે? અહિંયાં રાજના કારભારના અધિક અધિક અધિકારો (કારભારો) એ ખરેખર દેખીતાજ કેદખાના જેવા છે. (જેમ જેમ મ્હોટે દરજ્જે ચડે છે તેમ તેમ વધારે કેદખાનાનું કારણ છે). જેમકે, પ્રથમ તો નવા નવા ધનની પ્રાપ્તિ કરાવે છે પણ પાછળથી કેદખાના સાથે દોરાવે છે.

## ( સર્વથા વર્જવા યોગ રાજવ્યાપાર )

જોપણ સર્વથા રાજકીય વ્યાપાર મુકી શકાય નહીં તોપણ ગુપ્તિપાળ ( નગરની રખવાળી ), કોટવાળ, સીમાપાળ ( દેશાઈ ), પટેલાત, વિગેરેની પદવીઓ અત્યંત પાપમય, નિર્દયલોકનાજ યોગ્ય હોવાથી સર્વથા શ્રાવકે વર્જવા યોગ છે. કહેલ છે કે,

गःदेव करणारक्ष । तलावर्त्तक पादकाः ॥
ग्रामोत्तरश्च न प्राय । सुखायप्रभवंत्यमी ॥

દીવાન, કોટવાળ, ફોજદાર, તલાવર્તક ( દેશાઈ ), પટેલ, પુરોહિત, એટલા અધિકાર માંહેનો કોઈપણ અધિકાર પ્રાણીને પ્રાયઃ સુખને માટે છેવટે બની શકતો નથી. ઉપર લખેલા કોટવાળ, નગરરખવાળ, સીમાપાળ, પટેલાત વિગેરે કેટલાક દરબારીક પદવીનાં બીજાં પદ જો કદાપિ કોઈ સ્વીકાર કરે તો તે મંત્રી વસ્તુપાળ, સાહશ્રી પૃથ્વીધર વિગેરેની પેઠે પોતાની કીર્તિ જેમ વધે એમ પુણ્યકીર્તિરૂપ કાર્ય કરે. પણ અન્યાયપણે વર્તવાથી જેમ પાછળથી જૈનધર્મની નિંદા થાય એમ કાર્યભાર ન કરે. જે માટે કહ્યું છે કેઃ—

नृपव्यापार पापेभ्यः । स्वीकृतं सुकृतं न यैः ॥
तान् धूलिधावकेभ्योपि । मन्ये मूढ तरान् नरान्॥ २ ॥

પાપમય એવા રાજવ્યાપારથી પણ જેણે પોતાનું સુકૃત ન કર્યું તો હું ધારૂં છું કે, ધૂળના ધોનારા કરતાં પણ અત્યંત તે પ્રાણી મૂર્ખનો સરદાર છે.

प्रभोः प्रसादे प्राज्येपि । प्रकृतिर्नैव कोपयेत् ॥
व्यापारितश्च कार्येषु । याचेनाध्यक्षपुरुषं ॥ ३ ॥

રાજાનો મ્હોટો માન પામેલો હોય તોપણ તેણે અભિમાનમાં આવી જવું નહીં. કોઇ કાર્યમાં સ્વતંત્ર યોજેલો હોય તોપણ તેના અધિકારી પુરૂષોને પુછીને કાર્ય કરવું, જેથી બગડયા સુધર્યાનો તે પણ જવાબદાર થઇ શકે.

ઉપર યુકિત બતાવી ગયા તેવી રીતિ પ્રમાણે ચાકરી કરવી, પણ જે રાજા જૈની હોય તેનીજ ચાકરી કરવી. મિથ્યાત્વિની ન કરવી. જે માટે શાસ્ત્રમાં કહેલ છે કેઃ—

सावय घरंमि वरहुज्ज, चेडओनाण दंसण समेओ;
मिच्छत्तमोहिअमई, माराया चक्कवट्टीवि. १

જ્ઞાન દર્શન સંયુકત શ્રાવકના ઘરમાં નોકર થઇને રહેવું ઘણું સારૂં છે, પરંતુ મિથ્યાત્વથી મુંઝાઇ ગઇ છે મતિ જેની એવો ચક્રવર્ત્તી રાજા પણ કંઇ કામનો નથી.

બીજા કોઇ ઉપાયથી આજીવિકા ન ચાલે તો સમ્યકત ગ્રહણ કરતાં वित्तिकंत्तारेणं [આજીવિકારૂપ કંતાર (અટવી) તદ્રુપ દુઃખ દૂર કરવાને માટે જો મિથ્યાત્વીની સેવા ચાકરી કરવી પડે તોપણ સમ્યકત ન ભાંગે એવા પાઠની છૂટ રાખેલ હોવાથી] કદાપિ મિથ્યાત્વીની સેવા બજાવવી પડે તો તે કરવી, તોપણ યથાશકિત ધર્મમાં પીડા (ખામી) ન આવવા દેવી. જોપણ મિથ્યાત્વીમાંથી વધારે લાભ થતો હોય અને શ્રાવક શેઠને ત્યાંથી થોડો પણ લાભ મળતાં પોતાનો નિર્વાહ થતો હોય તો મિથ્યાત્વીની ચાકરી ન કરવી. કેમકે, મીથ્યાત્વીની ચાકરી કરતાં તેની દાક્ષીણ્યતા રાખવા વિગેરેની ઘણીજ જરૂર પડે છે તેથી તેને (ચાકરી કરનારને) કેટલીક વાતે પોતાના વ્રતમાં દુષણ લાગ્યા વિના રહેતાંજ નથી. એ છઠ્ઠી આજીવીકા.

## (આજીવીકા ચલાવવાનો ઉપાય સાતમો ભીક્ષા.)

સાતમી આજીવિકા ભીક્ષાવૃત્તિ–ધાતુની (પૈ, પૈસાની), રાંધેલા ધાન્યની, વસ્ત્રની, એ વિગેરેની ભીક્ષાથી અનેક ભેદ ગણાય છે. તેમાં પણ ધર્મોપષ્ટંભ માત્ર માટેજ (ધર્મને આશરો દેવા માટે અને શરીર બચાવવા માટેજ) આહાર, વસ્ત્ર, પાત્રાદિકની ભીક્ષા, સંસારનો સર્વ પ્રકારે જેણે ત્યાગ કર્યો હોય અને વૈરાગ્યવંત હોય તેને ઉચિત્ત છે. કેમકે, જે માટે શાસ્ત્રમાં લખેલ છે કે,

प्रतिदिन मयत्नलभ्ये, भिक्षुकजन जननि साधु कल्पलते;
नृपनमानि नरकवारिणि, भगवति भिक्षे नमस्तुभ्यं.

નિરંતર વગર પ્રયાશથી મળી શકે છે, ઉત્તમ લોકોને માતા સમાન હિતકારિણિ છે, ઉત્તમ લોકોને સદા કલ્પલતા સમાન છે, રાજાને પણ નમાવી શકે છે, નરકનાં દુઃખ

દૂર કરાવનારી છે, એવી હે ભગવતી (હે ઐશ્વર્યવતી) ભીક્ષા, તને નમસ્કાર છે. બીજી ભીક્ષા (પ્રતીમાધર શ્રાવક તથા જૈનમુની શિવાય બીજાની ભીક્ષા) તો અત્યંત નીચ અને હલકી છે. જે માટે કહેલ છે કે:—

**तारूवं ताव गुणा, लज्जा सच्च कुलक्कमोताव;**
**तावच्चिअ अभिमाणं, देहीतिन जंपएजाव. १**

મનુષ્ય રૂપ, લજ્જા, સત્ય, કુલક્રમ, પુરૂષાભિમાન, ત્યાંસુધીજ રાખી શકે છે, કે, જ્યાંસુધી તે " દેહી " એવા બે અક્ષર બોલતો નથી.

**तृणं लघु तृणात्तूलं, तूलादपिहि याचकः;**
**वायुना किं न नीतोसौ, मामपियाच यिष्यति. २**

સર્વથી તૃણ (તણખલું) હલકામાં હલકું છે, તેથી પણ આકડાના રૂનું પુમડું હલકું ગણાય છે, તેનાથી પણ યાચક હલકો છે. આથી કોઇ શંકા કરે છે કે, જ્યારે સર્વથી હલકો યાચક (માંગણ) છે ત્યારે તેને વાયુ કેમ ઉડાડતો નથી ? (કેમકે જે જે હલકા પદાર્થ છે તેને વાયુ હલકા ગણીને આકાશે ઉડાડે છે ત્યારે યાચકને કેમ ઉડાડતો નથી ?) તેનો ઉત્તર આપે છે કે, વાયુને પણ યાચકનો ભય લાગ્યો તેથી. (વાયુયે એમ વિચાર્યું કે, જો હું એને ઉડાડીશ તો મારી પાસેથી પણ કંઇક એ માંગશે. કેમ કે, જે યાચક હોય છે તેને યાચના કરવાની કંઇ શરમ નથી તેથી જેની તેની પાસે કંઇ પણ માગ્યા વિના રહેતોજ નથી.)

**रोगी च्चिर प्रवासी, परान्नभोजी च परवसः शायीः**
**यज्जीवति तन्मरणं, यन्मरणं सोथ तस्य विश्रामः ३**

રોગી, ચીરપ્રવાસી (કાસીદ, દૂત વિગેરે, કે જેની સદાય ફરવાથીજ આજીવિકા છે એવા લોકો), પરાન્નભોજી (પારકે ઘેરથી માંગી ખાનારા), પારકે વશ્ય સુઇ રહેનાર (પારકી તાબેદારીથી સુનારો), એટલા જણા જોકે જીવે છે તોપણ તેને મરણ પામ્યા જેવાજ સમજવા. તેને મરણ થાય તેજ વિશ્રામ છે; કેમકે, એમ દુઃખે પેટ ભરવું તેના કરતા મરવું શ્રેયસ્કર છે.

ભીક્ષાભોજી જે છે તે ઘણુંકરીને નિશ્ચિંત હોવાથી તેને આલસ્ય ઘણી હોય છે, ભૂખ ઘણી હોય છે, ઘણું ખાય છે, નિંદ્રા ઘણી હોય છે, લાજ મર્યાદા થોડી હોયછે, વિગેરે કેટલાંક કારણથી વિશેષેકરી તે કંઇ કામ પણ કરી શકતો નથી. ભીક્ષા માગનારને કામ ન સુજે પણ ઉપર લખેલા અવગુણ તો જરૂરજ થાય છે.

## (ભીક્ષાનું ખાવાથી થતા અવગુણ વિષે.)

કોઇક કાપાળીક (યોગી) માંગવાનું ખપ્પર હાથમાં લઇ, સ્કંધે ઝોળી લટકાવી ભીક્ષા માંગતો માંગતો એક ઘાંચીની ઘાણી ફરતી હતી તે ઉપર જઇ બેઠો. ત્યારે તેની ઝોળીમાં બળદે મોં ઘાલી તેમાંથી ટુકડા લઇ ખાવા માંડ્યા, તે દેખી હા હા ! કરતો કાપાળીક ઉઠીને તેના મોંમાંથી ખુંચાવવા લાગ્યો. તે જોઇ ઘાંચી બોલ્યો, માહારાજ ! ભીખને શી ભૂખ છે ? કે એટલા ટુકડા ઉપર તમારો જીવ લલચાઇ જાય છે,

કે પાછો લઈ લેવા દોડી પડો છો. કાપાળીક બોલ્યો કે, ભીખને કંઇ ભૂખ નથી, એટલે મને તો ટુકડા ઘણાય મળે છે ને મળશે, પણ આ બળદ ભીખનો ટુકડો ખાવા લાગ્યો તેથી રખે એ આળસુ થઈ જાય નહીં, કેમકે, ભીખનું ખાનારનાં ગુડા ગળી જાય છે; એટલાજ માટે મને દુઃખ લાગે છે કે, આ બળદ જો ભીખના ટુકડા ખાશે તો બિચારો આળસુ બની જવાથી કામ નહીં કરી શકે. જો કામ નહીં કરી શકે તો પછી તું પણ એને શાનો ખાવા આપે. તેથી એ છેવટે દુઃખી થઇ જઈ મરી જશે. એટલાજ માટે હું એને ના પાડું છું. મને બીજું કંઈ દુઃખ લાગતું નથી. ભીખનું ખાવાથી ઉપર લખેલા અવગુણ જરૂર આવે છે માટે ભીખનું ખાવુંજ નહીં.

## (ત્રણ પ્રકારની ભીક્ષા.)

હરીભદ્ર સૂરીયે પાંચમા અષ્ટકમાં નીચે મુજબ ભીક્ષા ત્રણ પ્રકારની કહી છે.

सर्व संपत्करी चैका । पौरूषघ्नी तथापरा ॥
वृत्तिभिक्षाच तत्वज्ञै । रितिभिक्षा त्रिधोदिता. १

પહેલી સર્વ સંપત્‌કરી (સર્વ સંપદાની ઉત્પન્ન કરાવનારી), બીજી પૌરૂષઘ્ની, ત્રીજી વૃત્તિ–ભીક્ષા, એમ તત્વના જાણ પુરૂષોયે ત્રણ પ્રકારની ભીક્ષા કહી છે. તે આ રીતેઃ–

यति ध्यानादियुक्तोयो । गुर्वाज्ञायां व्यवस्थितः;
सदानारंभिणस्तस्य । सर्व संपत्करीमता. २

જે જીતેંદ્રિય હોય, ધ્યાનાદિકથી યુકત હોય, ગુરૂની આજ્ઞામાં રહેલો હોય, સદાય આરંભથી રહિત હોય, એવા પુરૂષોની ભીક્ષા તે " સર્વ સંપત્‌કરી " કહી છે.

प्रव्रज्यां प्रतिपन्नोय । स्तद्विरोधेन वर्त्तते;
असदारंभिणस्तस्य । पौरुषघ्नी तु कीर्त्तिता. ३

પ્રથમથી દીક્ષા ગ્રહણ કરીને પછી તે દીક્ષાથી વિરૂદ્ધ વર્ત્તણુંક કરનાર, અને નઠારા આરંભના કરનાર (ગૃહસ્થના આચારે છકાયનો આરંભ કરનાર)ની ભીક્ષા " પૌરૂષઘ્ની " કહેલી છે.

धर्म लाघवकृन्मूढो । भिक्षयोदर पूरणं;
करोति दैन्यात्पीनांगः । पौरूषं हंति केवलं. ४

જે પુરૂષ ધર્મની લઘુતા કરાવનાર, મૂર્ખ, અજ્ઞાની, શરીરે પુષ્ટ છતાં પણ દીનતાથી ભીખ માંગી પેટ ભરાઇ કરે છે તે પુરૂષ કેવળ (ફકત) પોતાના પુરૂષાકાર આત્મશકિતના હણનાર છે.

निःस्वांध पंगवो येतु । न शक्ता वै क्रियांतरे;
भिक्षा मटंति वृत्त्यर्थं, वृतिभिक्षेयमुच्यते. ५

નિર્ધન, આંધળાં, પાંગળાં, લુલાં, લંગડાં, વિગેરે જે બીજા કોઈ આજીવિકા ચલાવવાના ઉપાય કરી શકે એવા રહ્યાજ નથી તે પોતાના ઉદરપુરણ કરવા માટે જે ભિક્ષા કરે તેને " વૃત્તિભિક્ષા " કહેવાય છે.

દૂર કરાવનારી છે, એવી હે ભગવતી (હે ઐશ્વર્યવતી) ભીક્ષા, તને નમસ્કાર છે. બીજી ભીક્ષા (પ્રતીમાધર શ્રાવક તથા જૈનમુની શિવાય બીજાની ભીક્ષા) તો અત્યંત નીચ અને હલકી છે. જે માટે કહેલ છે કેઃ—

**तारूवं ताव गुणा, लज्जा सच्च कुलक्कम्मोताव;**
**तावच्चिअ अभिमाणं, देहीतिन जंपएजाव. १**

મનુષ્ય રૂપ, લજ્જા, સત્ય, કુલક્રમ, પુરૂષાભિમાન, ત્યાંસુધીજ રાખી શકે છે, કે, જ્યાંસુધી તે " દેહી " એવા બે અક્ષર બોલતો નથી.

**तृणं लघु तृणात्तूलं, तूलादपिहि याचकः;**
**वायुना किं न नीतोसौ, मामपियाच यिष्यति. २**

સર્વથી તૃણ (તણખલું) હલકામાં હલકું છે, તેથી પણ આકડાના રૂનું પુમડું હલકું ગણાય છે, તેનાથી પણ યાચક હલકો છે. આથી કોઇ શંકા કરે છે કે, જ્યારે સર્વથી હલકો યાચક (માંગણ) છે ત્યારે તેને વાયુ કેમ ઉડાડતો નથી ? (કેમકે જે જે હલકા પદાર્થ છે તેને વાયુ હલકા ગણીને આકાશે ઉડાડે છે ત્યારે યાચકને કેમ ઉડાડતો નથી ?) તેનો ઉત્તર આપે છે કે, વાયુને પણ યાચકનો ભય લાગ્યો તેથી. (વાયુયે એમ વિચાર્યું કે, જો હું એને ઉડાડીશ તો મારી પાસેથી પણ કંઇક એ માંગશે. કેમ કે, જે યાચક હોય છે તેને યાચના કરવાની કંઇ શરમ નથી તેથી જેની તેની પાસે કંઇ પણ માગ્યા વિના રહેતોજ નથી.)

**रोगी चिर प्रवासी, परान्नभोजी च परवसः शायी;**
**यज्जीवति तन्मरणं, यन्मरणं सोथ तस्य विश्रामः ३**

રોગી, ચીરપ્રવાસી (કાસીદ, દૂત વિગેરે, કે જેની સદાય ફરવાથીજ આજીવિકા છે એવા લોકો), પરાન્નભોજી (પારકે ઘેરથી માંગી ખાનારા), પારકે વશ્ય સુઇ રહેનાર (પારકી તાબેદારીથી સુનારો), એટલા જણા જોકે જીવે છે તોપણ તેને મરણ પામ્યા જેવાજ સમજવા. તેને મરણ થાય તેજ વિશ્રામ છે; કેમકે, એમ દુઃખે પેટ ભરવું તેના કરતા મરવું શ્રેયસ્કર છે.

ભીક્ષાભોજી જે છે તે ઘણુંકરીને નિશ્ચિંત હોવાથી તેને આલસ્ય ઘણી હોય છે, ભૂખ ઘણી હોય છે, ઘણું ખાય છે, નિંદ્રા ઘણી હોય છે, લાજ મર્યાદા થોડી હોયછે, વિગેરે કેટલાંક કારણથી વિશેષેકરી તે કંઇ કામ પણ કરી શકતો નથી. ભીક્ષા માગનારને કામ ન સુજે પણ ઉપર લખેલા અવગુણ તો જરૂરજ થાય છે.

## (ભીક્ષાનું ખાવાથી થતા અવગુણ વિષે.)

કોઇક કાપાળીક (યોગી) માંગવાનું ખપ્પર હાથમાં લઇ, સ્કંધે ઝોળી લટકાવી ભીક્ષા માંગતો માંગતો એક ઘાંચીની ઘાણી ફરતી હતી તે ઉપર જઇ બેઠો. ત્યારે તેની ઝોળીમાં બળદે મોં ઘાલી તેમાંથી ટુકડા લઇ ખાવા માંડ્યા, તે દેખી હા હા ! કરતો કાપાળીક ઉઠીને તેના મોંમાંથી ખુંચાવવા લાગ્યો. તે જોઇ ઘાંચી બોલ્યો, માહારાજ ! ભીખને શી ભૂખ છે ? કે એટલા ટુકડા ઉપર તમારો જીવ લલચાઇ જાય છે,

કે પાછો લઈ લેવા દોડી પડો છો. કાપાળીક બોલ્યો કે, ભીખને કંઇ ભૂખ નથી, એટલે મને તો ટુકડા ઘણાય મળે છે ને મળશે, પણ આ બળદ ભીખનો ટુકડો ખાવા લાગ્યો તેથી રખે એ આળસુ થઈ જાય નહીં, કેમકે, ભીખનું ખાનારના ગુડા ગળી જાય છે; એટલાજ માટે મને દુઃખ લાગે છે કે, આ બળદ જો ભીખના ટુકડા ખાશે તો બિચારો આળસુ બની જવાથી કામ નહીં કરી શકે. જો કામ નહીં કરી શકે તો પછી તું પણ એને શાનો ખાવા આપે. તેથી એ છેવટે દુઃખી થઇ જઈ મરી જશે. એટલાજ માટે હું એને ના પાડું છું. મને બીજું કંઈ દુઃખ લાગતું નથી. ભીખનું ખાવાથી ઉપર લખેલા અવગુણ જરૂર આવે છે માટે ભીખનું ખાવુંજ નહીં.

## (ત્રણ પ્રકારની ભીક્ષા.)

હરીભદ્ર સૂરીયે પાંચમા અષ્ટકમાં નીચે મુજબ ભીક્ષા ત્રણ પ્રકારની કહી છે.

सर्व संपत्करी चैका । पौरूषघ्नी तथापरा ॥
वृत्तिभिक्षाच तत्वज्ञै । रितिभिक्षा त्रिधोदिता. १

પહેલી સર્વ સંપત્કરી (સર્વ સંપદાની ઉત્પન્ન કરાવનારી), બીજી પૌરૂષઘ્ની, ત્રીજી વૃત્તિ–ભીક્ષા, એમ તત્વના જાણ પુરૂષોયે ત્રણ પ્રકારની ભીક્ષા કહી છે. તે આ રીતેઃ–

यति ध्यानादियुक्तोयो । गुर्वाज्ञायां व्यवस्थितः;
सदानारंभिणस्तस्य । सर्व संपत्करीमता. २

જે જીતેંદ્રિય હોય, ધ્યાનાદિકથી યુકત હોય, ગુરૂની આજ્ઞામાં રહેલો હોય, સદાય આરંભથી રહિત હોય, એવા પુરૂષોની ભીક્ષા તે " સર્વ સંપત્કરી " કહી છે.

प्रव्रज्यां प्रतिपन्नोय । स्तद्विरोधेन वर्त्तते;
असदारंभिणस्तस्य । पौरुषघ्नी तु कीर्त्तिता. ३

પ્રથમથી દીક્ષા ગ્રહણ કરીને પછી તે દીક્ષાથી વિરૂદ્ધ વર્ત્તણુંક કરનાર, અને નઠારા આરંભના કરનાર (ગૃહસ્થના આચારે છકાયનો આરંભ કરનાર)ની ભીક્ષા "પૌરૂષઘ્ની" કહેલી છે.

धर्म लाघवकृन्मूढो । भिक्षयोदर पूरणं;
करोति दैन्यात्पीनांगः । पौरूषं हंति कव्रलं. ४

જે પુરૂષ ધર્મની લઘુતા કરાવનાર, મૂર્ખ, અજ્ઞાની, શરીરે પુષ્ટ છતાં પણ દીનતાથી ભીખ માંગી પેટ ભરાઇ કરે છે તે પુરૂષ કેવળ (ફકત) પોતાના પુરૂષાકાર આત્મશકિતના હણનાર છે.

निःस्वांध पंगवो येतु । न शक्ता वै क्रियांतरे;
भिक्षा मटंति वृत्त्यर्थं, वृत्तिभिक्षेयमुच्यते. ५

નિર્ધન, આંધળાં, પાંગળાં, હુલાં, લંગડાં, વિગેરે જે બીજા કોઈ આજીવિકા ચલાવવાના ઉપાય કરી શકે એવા રહ્યાજ નથી તે પોતાના ઉદરપુરણ કરવા માટે જે ભિક્ષા કરે તેને " વૃત્તિભિક્ષા " કહેવાય છે.

નિધન, અંધ વિગેરેને ધર્મની લઘુતા (હલકાઇ) કરાવવાના અભાવથી અનુકંપાન નિમિત્ત હોવાથી, તેઓને વૃત્તિ નામની ભિક્ષા અત્યંત દુષ્ટ નથી. એટલાજ માટે ગૃહસ્થે ભિક્ષાવૃત્તિનો ત્યાગ કરવો. ધર્મવંત ગૃહસ્થે તો જરૂર ત્યાગ કરવો. જેમકે, વિશેષેકરી ધર્માનુષ્ટાનની નીંદા ન થવા દેવા માટે દુર્જન પુરૂષ સજ્જનનો દેખાવ કરીને ધારેલું કામ પાર પાડી લે અને ત્યારપછી તેનું કપટ ખુલ્લું થયાથી તે જેમ નિંદા અપવાદના લાયક ઠરે છે; તેમ જો ધર્મવંત થઇને ગુપ્ત ભિક્ષાથી આજીવિકા ચલાવે તો તેનું જ્યારે પોગળ પાધરૂ (ઉઘાડુ) થાય ત્યારે તે ખરેખર ધર્મની નિંદા કરાવનાર થઇ શકે છે. વિશેષેકરી ધર્માનુષ્ટાનની નિંદા અપવાદ ન થવા દેવા માટે દુર્જન સજ્જનની પેઠે અવશ્ય ભીખ માંગવીજ નહીં. જો ધર્મનિંદાનો નિમિત્ત પોતે થાય તો તેથી તેને પરભવમાં ધર્મપ્રાપ્તિ પણ થવી દુર્લભ થાય છે. તેમજ એ આદિ લઇ બીજા પણ કેટલાક દોષની પ્રાપ્તિ થાય છે. જે માટે ઓઘનિર્યુકિતમાં સાધુ આશ્રયિક કહેલ છે કેઃ—

छक्काय दयावंतोवि । संजओ दुल्लहं कुणई बोहिं ॥
आहारे निहारे । दुगंछिए पिंड गहणेय ॥ १ ॥

જે સાધુ છ કાયની દયા પાળનાર છતાં પણ જો દુર્ગંચ્છ નીચકુળ (વાણીયા, બ્રાહ્મણ વિના છીપા કણબી વિગેરેના કુળ) નો આહાર પાણી વિગેરે પીંડ ગ્રહણ કરે છે તે પોતાના આત્માને બોધિ બીજની પ્રાપ્તિ દુર્લભ કરે છે.

ભિક્ષાથી કોઇને લક્ષ્મીનાં સુખ વિગેરેની પ્રાપ્તિ થતી નથી. જે માટે કહેલ છે કેઃ-

लक्ष्मी र्वसति वाणिज्ये । किंचिदस्तिच कर्षणे ॥
अस्तिनास्तिच सेवायां । भिक्षायां न कदाचन ॥

લક્ષ્મી વ્યાપારથી મળે છે, કંઇ કંઇ ખેતીવાડીથી પણ મળે છે, નોકરી કરવાથી તો મળે અથવા ન મળે, અને ભિક્ષાથી તો કોઇ વખત પણ લક્ષ્મીનો સંગ્રહ થઇ શકે નહીં.

ઉદરપૂરણ માત્ર તો ભિક્ષાથી પણ થાય છે, પરંતુ અધિક ધનની પ્રાપ્તિ ન થાય, તે ભિક્ષાવૃત્તિનો ઉપાય મનુસ્મૃતિના ચોથા અધ્યાયમાં નીચે પ્રમાણે કહેલ છેઃ—

ऋताऽमृताभ्यांजीवेत । मृतेन प्रमृतेन वा ॥
सत्यानृतेन चैवापि । न श्ववृत्त्या कथंचन ॥ १ ॥

ઉત્તમ પ્રાણીયે ઋત અને અમૃત, એ બે પ્રકારની આજીવિકા કરવી; વળી મૃત અને પ્રમૃત નામની આજીવિકા પણ કરવી; છેવટે સત્યાનૃત આજીવિકા કરીને ચલાવવું; પરંતુ શ્વવૃત્તિ તો કરવીજ નહીં. એટલે શ્વાનવૃત્તિ કરવી નહીં.

જેમ ગાય ચરે તેમ ભિક્ષા લેવી તે ઋત, માગ્યા વગર બહુમાન કરી આપે તે અમૃત, માગી લેવાય તે મૃત, ખેતીવાડી કરી આજીવિકા ચલાવવી તે પ્રમૃત, વ્યાપાર કરી આજીવિકા ચલાવવી તે સત્યાનૃત, એટલા પ્રકારથી પણ આજીવિકા ચલાવવી. પરંતુ પારકી સેવા (ચાકરી નોકરી) કરી આજીવિકા ચલાવવી તે શ્વવૃતિ ગણાય છે. માટે પારકી નોકરી કરી આજીવિકા ચલાવવી નહીં.

## ( વ્યાપાર વિષે )

એ પાંચ પ્રકારની આજીવિકામાંથી વ્યાપારી લોકોને દ્રવ્યઉપાર્જન કરવાનો ઉપાય મુખ્યકરીને વ્યાપારજ છે. લક્ષ્મીનિવાસ વિષે કહેલ છે કેઃ–

महूमहणस्सयवच्छे । नचेव कमलायरे सिरिवसई ॥
किंतु पुरिसाण ववसाय । सायरे तीई सुहठाणं ॥

મધુ નામના દૈત્યનો મથન કરનાર જે કૃષ્ણ, તેના વક્ષસ્થળ ઉપર લક્ષ્મી નથી વસતી; વળી કમળાકર (પદ્મસરોવર) માં કંઇ લક્ષ્મી રહેતી નથી, ત્યારે ક્યાં રહે છે? પુરૂષોના વ્યવસાય (વ્યાપાર) રૂપ સમુદ્રમાં લક્ષ્મીને રહેવાનું સ્થાન છે.

વ્યાપાર કરવો તે પણ ૧ સહાયકારક, ૨ મુંડી (દ્રવ્યની છુટ), ૩ બળ (હીંમત), ૪ ભાગ્યોદય, ૫ દેશ, ૬ કાળ, ૭ ક્ષેત્ર, વિગેરેનો વિચાર કરીને કરવો. પ્રથમથી સહાયકારક જોઈ કરવો, પોતાની પુંજીનું બળ જોઇને કરવો, મારો ભાગ્યોદય ચડતો છે કે પડતો છે તે વિચારીને કરવો; દેશ તે ક્ષેત્ર જોવો, કે આ દેશમાં આ અમુક વ્યાપારથી લાભ થશે કે નહીં તેનો વિચાર કરવો; વળી કાળ જોવો, જેમકે આ કાળમાં આ વ્યાપાર કરવાથી લાભ થશે કે કેમ તેનો વિચાર કરવો. એવા કેટલાક વિચાર કરવાના છે તે કરીને જો વ્યાપાર કરવામાં આવે તો લાભની પ્રાપ્તિ થાય, અને તે જો વિચાર કર્યા વગર કરવામાં આવે તો લાભને બદલે અલાભની પ્રાપ્તિ (નુકશાની) જરૂર ખમવી પડે એમ છે. જેમાટે અમોએ કહેલ છે કેઃ–

स्वशक्त्यानु रूपंहि । प्रकुर्यात्कार्य्यमार्यधीः ॥
नोचेदासिद्धि र्ह्रीहास्य । हीला श्री वलहानयः ॥ १ ॥

આર્યબુદ્ધિવાન પુરૂષ પોતાની શકિતને અનુસારે જો કંઈ કાર્ય કરે તો તે કાર્યની વખતે સિદ્ધિ થાય અને પોતાની શકિતનો વિચાર કર્યા વગર જો કરે તો લાભને બદલે હાની થાય, લાજ જાય, હાંશી થાય, નિંદા થાય, લક્ષ્મી હોય તે પણ જાય, બળ જાય, એટલાં વાનાંની હાની પ્રગટપણે થાય છે. બીજા શાસ્ત્રમાં પણ કહેલ છે કેઃ–

कोदेशः कानि मित्राणि । कः कालः कौ व्ययागमौ ॥
कश्चाहं काचमे शक्ति । रिति चिंत्यं मुहुर्मुहुः ॥ २ ॥

કયો દેશ છે ? કયા મિત્રો છે ? કયો કાળ છે ? શું મને આયપદ છે ? શું મને ખરચ છે ? હું કેનો છું ? મારી શકિત શી છે ? એમ વારંવાર વિચાર કરવો.

लघुथ्थानान्य विघ्नानि । संभवत्सा धनानि च ॥
कथयंति पुरः सिद्धिः । कारणान्येव कर्मणां ॥

શરૂઆતમાં વ્યાપારનો નાનો ડોળ રાખી, જ્યારે તેમાં કંઈપણ નડતર ન થાય ત્યારપછી તેમાં (સારો) સંભવ થતાં મ્હોટા વ્યાપારનો ડોલ ઘાલે. વ્યાપારમાં લાભ મેળવવાનું એજ લક્ષણ છે. એટલે જે વ્યાપાર છે તેનાં જે કારણ છે તેજ કાર્યની સિદ્ધિને આગળથીજ જણાવી આપે છે કે આ કાર્ય સારૂં નીવડશે કે નહીં નીવડે.

उभवांतिह् विनायत्न । मभवांति चयत्नतः ॥
लक्ष्मीरेव समाख्याति । विशेषं पुण्यपापयोः ॥

લક્ષ્મી એમ કહે છે કે, હું પુણ્યપાપને સ્વાધીન છું. એટલે ઉદ્યમ કર્યા વગર પણ પુન્યવાનને હું આવી મળું છું અને પાપીને તો ઉદ્યમ કરવાથી પણ મળી શકતી નથી. (પુણ્યના ઉદયથી હું થઉં છું અને પાપના ઉદયથી હું જઉં છું)

## ( વ્યાપારમાં વ્યવહારશુદ્ધિ )

વ્યાપાર કરવામાં વ્યવહારશુદ્ધિ ચાર પ્રકારથી કરવી જોઇયે, તેનાં નામ. ૧ દ્રવ્યશુદ્ધિ, ૨ ક્ષેત્રશુદ્ધિ, ૩ કાળશુદ્ધિ, ૪ ભાવશુદ્ધિ. તેમાં દ્રવ્યશુદ્ધિ બતાવે છે.

## ( દ્રવ્યશુદ્ધિ વ્યાપાર વિષે )

દ્રવ્યશુધ્ધિ તે પંનર કર્માદાનના વ્યાપારનો, પન્નર કર્માદાનના કારણરૂપ કિરીયાણાનો વ્યાપાર સર્વથા ત્યજવો. કેમકે શાસ્ત્રમાં લખેલ છે કેઃ—

धर्मबाधाकरं यच्च । यच्च स्यादयशस्करं ॥
भूरिलाभमपि ग्राह्यं । पण्यं पुणार्थि भिर्नतत् ॥

જે વ્યાપારથી ધર્મ સચવાય નહીં એવું અને અપકીર્તિ થાય એવું કીરીયાણું (માલ) વધારે લાભ થતો હોય તોપણ પુણ્યાર્થી પ્રાણીયે લેવું નહીં. (એવા કીરીયાણાનો વ્યાપાર શ્રાવકે સર્વથા કરવો નહીં.)

તૈયાર થયેલા વસ્ત્રનો, સુત્રનો, નાણાનો, સોનાનો, રૂપાનો, વિગેરે વ્યાપાર ઘણું-કરી નિર્દોષ હોય છે; તોપણ તે જાતના વ્યાપારમાં જેમ જેમ વધારે આરંભ ન થાય તેમ તેમ ઉદ્યમ કરવો.

દુષ્કાળ વિગેરેનાં કારણ હોય અને બીજા (વ્યાપાર)થી નિર્વાહ ન થાય તો બહુ આરંભવાળા કે પંનર કર્માદાનના વ્યાપાર કરવાની જરૂર પડે તોપણ અનીચ્છાથી, પોતાના આત્માની નિંદા કરવાથી, અને વારંવાર ખેદ કરવારૂપે કરી કરે; પણ નિર્દય થઇ ચાલે તેમ ચાલવા દ્યો, એમ કરી ન કરે. જે માટે ભાવશ્રાવકનાં લક્ષણ બતાવતાં કહેલ છે કેઃ—

वज्जई तिव्वारंभं । कुणई अकाम अनिव्वहंतो उ ॥
थुणई निरारंभजणं दयालुओ सव्वजीवेसु ॥ १ ॥
धन्ना हु महामुणिणो । मणसावि करंतिजेन परपीडं ॥
आरंभ पाय विरया । भुंजंति तिकोडि परिसुद्धं ॥ २ ॥

બહુ આરંભવાળો વ્યાપાર ન કરે, પંનર કર્માદાનનો વ્યાપાર ન કરે, બીજા કોઇ (વ્યાપાર)થી નિર્વાહ ન થાય તો કર્માદાનનો વ્યાપાર કરે, પણ નિરારંભી વ્યાપાર કરનારાઓની સ્તવના કરે, અને સર્વ જીવ ઉપર દયાવંત થઈ વ્યાપાર ચલાવે. દયા દૂર મુકીને વ્યાપાર ન કરે. વળી એવો વિચાર કરે કે, ધન્ય છે તેવા મહાત્મા મહા-મુનીઓને, કે જે ખરેખર મનથી પણ પરજીવને પીડાકારક વિચાર માત્ર કરતા નથી, અને સર્વ પાપવ્યાપારથી રહિત બનીને મન વચન કાયાથી બનેલા પાપથી પણ રહિત એવા ત્રણ કોટી વિશુદ્ધજ આહાર ગ્રહણ કરે છે.

## ( કેવા માલનો વ્યાપાર ન કરવો તે વિષે )

નહીં દીઠેલા (માલના પાક થયા પહેલાં સાટું કરે છે તે), નહીં પરિક્ષા કરેલ (ન તપાસેલા), માલનો વ્યાપાર (સટ્ટો) ન કરવો. તૈયાર થયેલા, તપાસેલા માલ લેવા પણ શંકાવાળા (વાયદાના) ઉઘડા માલ લેવા નહીં, તેમ છતાં તેવા લેવાની જરૂર પડે તો એકલાએ નહીં પણ ઘણા જણના ભાગ રાખીને લેવા. કેમકે એકલાએ રાખવાથી વખતે એવી અડચણો ભોગવવી પડે કે જેમાંથી પોતાની આબરૂને નુકશાન લાગે. જો ભાગીદાર થઈ લીધેલ હોય તો તેમાં સર્વ સહાયી હોવાથી તેટલી ઘણી અડચણ ભોગવવી પડતી નથી, અને વખતે અડચણ ભોગવવી પડે તોપણ ઘણા ભાગીદાર હોવાથી તે હાંશી કરવા લાયક ઠરતા નથી. જે માટે કહેલુંજ છે કેઃ—

क्रयाणेकष्वदृष्टेषु । न सत्यंकारमर्पयेत् ॥
दद्याच्च बहुभिः सार्द्धं । मिच्छेल्लक्ष्मीं वणिग्यदि ॥

જો વ્યાપારી લક્ષ્મી વધારવા ઇચ્છા રાખતો હોય તો નજરે નહીં દીઠેલા (વાયદાના) માલ ઉપર સત્યંકાર (કબુલાત કે બાનું) આપે નહીં. કદાપિ તેમજ કરવાની જરૂર પડે તો ઘણા જણ મળી વ્યાપાર કરે પણ એકલો કરે નહીં.

## ( ક્ષેત્રશુધ્ધિ અથવા ક્ષેત્રવિરૂદ્ધ વ્યાપાર વિષે. )

ક્ષેત્રશુધ્ધિ એટલે એવા ક્ષેત્રમાં વ્યાપાર કરે કે જે સ્વદેશ ગણાતો હોય, જ્યાંના ઘણાં જણ ઓળખતા હોય, જ્યાં આપણાં સગાં વહાલાં રહેતાં હોય, જ્યાંના વ્યાપારી સત્યમાર્ગના વ્યવસાયી હોય, તેવા ક્ષેત્રમાં વ્યાપાર કરે; પણ જ્યાં સ્વચક્રનો દેખીતો ભય હોય (ગામના રાજ્યમાં કંઈ બંડ ઉઠેલ હોય તે વખતે), પર રાજાનો ઉપદ્રવ હોય, જે દેશમાં પ્રસિદ્ધ મંદવાડ (રોગ) હોય (જ્યાંનાં હવાપાણી સારાં ન હોય), કે ખરેખરો દેખીતો કોઇક મ્હોટો ઉપદ્રવ હોય, ત્યાં જઈ વ્યાપાર કરવો નહીં. ઉપર લખેલા ક્ષેત્રમાં જ્યાં પોતાનો ધર્મ સુખે સાધી શકાય અને પેદાશ સારી હોય ત્યાં વ્યાપાર કરવો. બતાવેલા દુષણવાળા ક્ષેત્રમાં તો કદાપિ લાભ દેખીતોજ ઘણો થાય તેમ હોય તોપણ તેમ ન કરવું (વ્યાપાર ન કરવો). કેમકે, એમ કરવાથી ઘણાજ પ્રકારની ખામીઓ (મુશીબતો) સહન કરવી પડે છે.

## ( કાળશુદ્ધિ અથવા કાળવિરૂદ્ધ વ્યાપાર વીશે )

કાળ થકી ત્રણ અઠ્ઠાઈમાં, પર્વતીથીઓમાં (આગળ તીથીઓ બતાવશે), અને વર્ષાઋતુ વિરૂધ્ધ વ્યાપાર ન કરવા. (જે કાળમાં—ત્રણ પ્રકારના ચોમાસામાં જે જે પદાર્થમાં ઘણા જીવ પડે તે કાળે તે પદાર્થનો વ્યાપાર ન કરવો.)

## ( ભાવશુદ્ધિ અથવા ભાવવીરૂદ્ધ વ્યાપાર વિષે )

ભાવશુધ્ધમાં ઘણાજ વિચાર કરવાના છે તે આવી રીતે—જેમાં છેવટે અડચણ ભોગવવી ન પડે તે વ્યાપારમાં ભાવશુધ્ધિનો બચાવ થાય છે. જેમકે, શુધ્ધ ન્યાયકારી વ્યાપારી સાથે લેવડ દેવડ કરવી તે, પણ ભાવવિરૂધ્ધ તે—જેમકે, કોઈ ક્ષત્રીય જાતિવાળા, યવન જાતિવાળા, રાજદરબારી, કે રાજા સાથે જે વ્યાપાર કરવો તે બધો જોખમ

ભરેલો છે, ઘણો લાભ દેખાતો હોય તોપણ તેનો વ્યાપાર કરવામાં પ્રાયે લાભ થતો (મળતો) નથી. કેમકે પોતાને હાથે આપેલું દ્રવ્ય પણ પાછું માંગવા જવું ઘણુંજ જોખમ ભરેલું થઇ પડે છે, ત્યારે તેવા લોકોની સાથે ખુલ્લા દીલથી થોડો પણ વ્યાપાર કેમ કરી શકાય.

## ( વ્યાપાર કોની સાથે ન કરવો )

હથીયારવાળા કે બ્રાહ્મણ વેપારી સાથે લાભના ઇચ્છનાર વેપારીએ વેપાર ચલાવવો નહીં. ઉધાર, અંગઉધાર, વિરોધી સાથે, વ્યાપાર ચલાવવો નહીં. જે માટે કહ્યું છે કે-કદાપિ સંગ્રહ કરી રાખેલો (માલ) હોય તો તે વખત ઉપર વેચવાથી લાભ પામી શકાય છે (માટે તેમ કરવું ઠીક છે), પણ જેમાંથી વેર વિરોધ (લડાઈ ટંટો) થાય એમ ઉધાર આપવું ઉચિત નથી.

## (ઉધાર કોને ન આપવું)

नटे विटेच वेश्यायां । द्युतकारे विशेषतः ॥
उद्धारकेन दातव्यं । मूलनाशो भविष्यति ॥

નાટક કરનારા, વટલેલા (જેની પ્રતિત ન થાય એવા), વેશ્યા, જુગારી, એટલાને ઉધાર આપવું નહીં. એટલાને આપવાથી વ્યાજ મળવું તો દૂર રહ્યું પણ મુળગા દ્રવ્યનો પણ નાશ થાય છે.

વ્યાજનો વ્યાપાર પણ અધિક કીંમતનો દાગીનો રાખીનેજ કરવો ઉચિત દેખાય છે. કેમકે, જો એમ ન કરે તો જ્યારે લેવા જાય ત્યારે તેમાંથી કલેશ, વિરોધ, ધર્મહાની, ધરણું (લાંઘણ), લોકોપહાસ્ય, વિગેર કેટલાક અનર્થ આવી પડે છે.

## ( મુગ્ધ શેઠની કથા )

સંભળાય છે કે જિનદત્ત શેઠનો મુગ્ધબુદ્ધિવાળો મુગ્ધ નામનો પુત્ર હતો. તે પિતાના પસાયથી લીલામાંજ રહેતો મ્હોટો થયો ત્યારે દશનર જેના સગા છે એવી શુદ્ધ કુળવાળી નંદીવર્ધન શેઠની કન્યા મહોત્સવથી તેને પરણાવી. ત્યારપછી ઘણીવાર તેને વ્યવહાર સંબંધી જ્ઞાન બતાવતાં છતાં તેણે ધ્યાન આપ્યું નહીં તેથી તેના પિતાએ પોતાની છેલ્લી અવસ્થાયે મરતી વખતે ગુપ્ત અર્થવાળી નીચે મુજબની શીખામણો તેને કહી (આપી).

૧ સર્વ તરફ દાંતોવડે વાડ કરવી. ૨ લાભ ખાવા માટે બીજાને ધન આપી પાછું માંગવું નહીં. ૩ પોતીકી સ્રીને બાંધીને મારવી. ૪ મીઠુંજ ભોજન કરવું. ૫ સુખ કરીનેજ સુવું. ૬ ગામોગામ ઘર કરવાં. ૭ દુઃખ પડે ત્યારે ગંગા કીનારો ખોદવો. આ સાત શીખામણો દેઈ જણાવ્યું કે, આમાં જો કાંઇ તને શંકા પડે તો પાડલીપુર નગરમાં રહેનાર મારા મિત્ર સોમદત્ત શેઠને પુછવું. એવી શીખામણો આપીને શેઠ મરણ પામ્યા. પણ આ મુગ્ધ તો સાતે શીખામણના ખરા અર્થને કં સમજી શક્યો નહીં. જેથી તેણે તેમજ (શબ્દાર્થ પ્રમાણે) કર્યું, તેથી છેવટે જેટલું ધન હતું તે બધું ખોઈ બેઠો. આથી તે ઘણો ખેદ કરવા લાગ્યો, સ્રીને પણ અણગમતો બન્યો, બધી વાતે અડચણ ભોગવવા લાગ્યો, જેથી આતો મહામૂર્ખ છે એમ

લોકોમાં પણ મહાહાસ્યાસ્પદ થયો. છેવટે સર્વ પ્રકારનું દુઃખ વેઠતો પાડલીપુરે સોમદત્ત શેઠની પાસે જઈ ઉપર લખેલા સાત પદ (સીખામણો) નો ભાવાર્થ પુછવા લાગ્યો. તેણે કહ્યું, મૂર્ખ! તારા બાપે ખરી સીખામણો દીધી છે. પણ તેના અભિપ્રાયમાં તું કંઈ સમજ્યોજ નહીં ત્યારે આવો દુઃખી થાય તેમાં કોઈ શું કરે ? જો,-તારા બાપે આપેલી સીખામણોના સાતે પદોનો અભિપ્રાય આવો છે.

તારા પિતાએ કીધું હતું કે-૧ "દાંતોવડે વાડ બાંધવી" તે કાંઈ દાંત ઉપર સોનાની રેખા બંધાવવા માટે નથી; પણ એમાંથી એમણે તને સુચવેલું છે કે "સર્વ લોક સાથે પ્રિય, હિતકારક, યોગ્ય વચનથી બોલવુ" કે જેથી સર્વ જન તારા હિતકારી, થાય. ૨ "લાભ માટે પરને ધન દઈ પાછું માંગવું નહીં," તે કંઈ માંગણ, યાચક કે સગાં વહાલાંને વેંહેંચી આપવા માટે નથી બતાવ્યું; પણ એનો આશય એવો છે કે, "અધિક દાગીના રાખીને વ્યાજે એટલું ધન આપવું કે તે પોતાની મેળે આપણે ઘેર બેઠે વગર માંગે પાછું આપી જાય." ૩ "સ્ત્રીને બાંધીને મારવી," તે કાંઇ સ્ત્રીને મારવા માટે નથી; પણ "જ્યારે તેને દીકરા દીકરીઓ થાય ત્યારપછી કારણ પડે તો મારવી"; પરંતુ ત્યાર પહેલાં મારવી નહીં. કેમકે, તેમ કરવાથી પીયરમાં જતી રહે કે આપઘાત કરે, કે લોકોમાં હાસ્ય થવા જેવું થાય છે. ૪ "મીઠુંજ ભોજન કરવુ" તે કંઈ દરરોજ મીઠાં મીઠાં ભોજન બનાવીને ખાવા માટે નથી; કેમકે, એમ કરવાથી તો થોડા દિવસમાં ધન ખુટી જાય છે; પણ એનો ભાવાર્થ તો એવો છે કે, "જ્યાં પોતાને આદર બહુમાન હોય ત્યાં ભોજન કરવું." કેમકે ભોજનમાં આદર એજ મીઠાશ છે અથવા સંપૂર્ણ ભૂખ લાગે ત્યારેજ ભોજન કરવું. ઉપરાઉપરી ભોજન કરવાથી અજીર્ણ થઈ રોગની વૃદ્ધિ થાય છે. ૫ "સુખ કરીને સુઈ રહેવું," તે દરરોજ સુઈ જવા માટે નથી; પણ "નિર્ભયસ્થાનકે જ આવીને સુવું. જ્યાં ત્યાં, જેને તેને ઘેર ઉંઘવું નહીં, જાગતા રહેવાના ઘણા લાભ થાય છે. સંપૂર્ણ નિદ્રા આવે ત્યારેજ પલ્યંકાદિક ઉપર સુવા જવું. કેમક, આંખમાં નિદ્રા આવ્યા વિના સુવાથી કદાપિ ચિંતામાં મન ગોઠવાઈ જાય તો પછી નિદ્રા આવવી મુશ્કેલ થાય છે, અને ચિંતા કરવાથી શરીર વ્યથિત થઈ દુર્બળ થાય છે, માટે તેમ ન કરવું; અથવા જ્યાં સુખે નિદ્રા આવે ત્યાં જઈ સુવુ" એ આશય છે. ૬ "ગામોગામ ઘર કરવાં" કહેલું છે, તેમાં એમ સમજવું નહીં કે ગામોગામ જગા લેઈને નવાં ઘર બંધાવવાં; પણ એમ એવો આશય છે કે, "ગામોગામ એકેકા સાથે મિત્રાઈ રાખવી" કેમકે, કોઈ વખતે કામ પડ્યે ત્યાં ગયા હોઇયે તો ભોજન શયન વિગેરે સુખ મળે. ૭-"દુઃખ આવી પડે ત્યારે ગંગા કીનારે ખોદવાનું બતાવ્યું છે," તે દુઃખ પડે ત્યારે ગંગાનદી ઉપર જવાની જરૂર નથી; પણ "જ્યારે તારી પાસે બીજું કંઈપણ નહોય-સર્વ ધન ખવાઈ જાય તો તમારા ઘરમાં રહેલી ગંગા નામની ગાયને બાંધવાનું સ્થાન ખોદવું, તે સ્થાન ઉપર દાટી રાખેલા ધનથી નિર્વાહ કરવો".

ઉપર પ્રમાણે શેઠનાં વચન સાંભળી તે (મુગ્ધ) અજાયબ થયો, અને બોલવા લાગ્યો કે, જો મેં પહેલાથીજ આપને પુછીને કામ કર્યું હોત તો મારે આવી વિટંબના ભોગવવી પડત નહીં. પણ હવે તો એકલો છેલ્લો ઉપાય રહેલો છે. શેઠ બોલ્યા કે,

જે બન્યું તે બન્યું. પણ હવેથી જેમ મેં બતાવ્યું તેમ વર્તીને સુખી થજે. પછી ત્યાંથી નીકળી પોતાને ઘેર આવ્યો, અને પોતાના જુના ઘરમાં જ્યાં ગંગા નામની ગાયને બાંધવાનું સ્થાન હતું ત્યાં ખોદ્યું. તેમાંથી ઘણુંજ ધન નીકળ્યું જેથી તે પાછો ધનાઢ્ય થયો. ત્યારપછી તે પિતાયે આપેલી સીખામણોના અભિપ્રાયપૂર્વક પ્રવર્ત્તવા લાગ્યો તેથી તે પોતાના માતાપિતાની પેઠે સુખી થયો.

ઉપર લખેલી યુક્તિ પ્રમાણે કોઈને પણ ઉધાર આપવું નહીં (ઉધારનો વ્યાપાર ન કરવો). કદાચિત્ એમ કરવાથી નિર્વાહ ન ચાલે એમ હોય એટલે ઉધારે માલ આપવાનો વેપાર કરવો પડે એમજ હોય તો જે સત્યવાદી અને ભરોસાદાર હોય, તેની સાથે કરવો. વ્યાજુ વેપાર પણ માલ રાખીને કે દાગીના રાખીનેજ કરવો, અંગઉધાર કરવો નહીં. વ્યાજે પણ દેશકાળની અપેક્ષાયે (વારસીક વિગેરે જે મુદત કરી હોય તેનો) સૈકડે એક, બે, ત્રણ, ચાર, પાંચ, વિગેરે નાણાંનો વધારો લેવાને, ઠરાવ કરીને નાણું આપવું. લોકવ્યવહાર પ્રમાણે વ્યાજ લેવું, લોક નિંદા કરે એવું (ભારે–વધારે) વ્યાજ લેવું નહીં. વ્યાજુ લેનારે પણ ઠરાવ પ્રમાણે વખત અગાઉજ આવીને પાછું સમર્પણ કરવું. કેમકે, વચનનો નિર્વાહ કરે તેથીજ પુરૂષોની પ્રતિષ્ટા અને બહુમાન હોય છે. જે માટે કહેલું છે કે–

तत्तिअमित्तं जंपइ । जित्तिअ मित्तस्सनिव्वयं वहइ ॥
तं उक्खिवेइ भारं । अद्धपहे जं न छंडेइ ॥

તેટલુંજ માત્ર વચન બોલવુ, કે જેટલું વચન ખરેખર પાળી શકીયે. તેટલોજ ભાર ઉપાડવો, કે જે ભાર અધ માર્ગે ઉતારવો ન પડે.

કદાચિત્ કોઈક વ્યાપાર પ્રમુખની હાની થવાથી તે (લીધેલું) કરજ આપી ન શકાય એવી અસમર્થતા થઈ ગઈ હોય તોપણ 'તમારૂં ધન મારે જરૂર આપવુંજ છે પણ તે ધીરે ધીરે આપીશ' એમ કહીને થોડે થોડે પણ ઠરાવેલાં કાંધાં ભરી દેઈ ધીરનારને સંતોષ આપવો. આકળાં વચન આપી (કહી) પોતાનો વ્યવહાર ભંગ કરવો નહીં. કેમકે, વ્યવહાર ભંગ થવાથી બીજે ક્યાંકથી પણ મળતું હોય તે પણ ન મળે તો વ્યાપાર પ્રમુખની અડચણ થવાથી સર્વથા ઋણ મોચન થવાનો અસંભવ થઈ પડે. માટે જેમ બને તેમ ઋણ આપવામાં પ્રવર્ત્તવું. એટલે થોડું ખાવુ, થોડું વાપરવું, પણ જેમ સત્વર ઋણ મુક્ત થાય તેમ વર્ત્તવું. કોણ એવો મૂર્ખ હોય કે બન્ને ભવમાં પરાભવ (દુઃખ) આપનાર ઋણ આપી દેવાનો વખત આવી મળે એક ક્ષણવાર પણ વાર લગાડે (અર્થાત ડાહ્યો માણસ ઋણ આપવામાં વિલંબ કરે નહીં.) જે માટે કહેલું છે કેઃ–

धर्मारंभेऋणच्छेदे । कन्यादाने धनागमे ॥
शत्रुघातेऽग्निरोगेच । कालक्षेपं नकारयेत् ॥

ધર્મસાધન કરવામાં, કરજ આપી દેવામાં, કન્યાદાનમાં, આવતું દ્રવ્ય લઈ લેવામાં, શત્રુને હણી નાખવામાં, અગ્નિ ઓલવવામાં, અને રોગ દૂર કરવામાં વધારે વાર લગાડવીજ નહીં.

तैलाभ्यंगं ऋणच्छेदं । कन्या मरणमेव च ।
एतानि सद्यो दुःखानि । परिणामे सुखावहः ॥

તેલમર્દન, ઋણમોચન (કરજનું આપવું) અને કન્યાનું મરણ, એટલાં તત્કાળ દુઃખદાઇ દેખાય છે પણ પરિણામે સુખદાઈ થાય છે.

પોતાના પેટનું પણ પુરૂં ન પડતું (થતું) હોય એવા કરજદારે પોતનું કરજ આપી દેવા માટે બીજો કોઈ ઉપાય નહીં બની શકે તો છેવટે તેને (લહેણદારને) ત્યાં ચાકર રહેવા વિગેરે કાર્ય કરીને પણ ઋણ મોચન કરવું; એમ જો ન કરે તો એટલે બીજે કોઈ પ્રકારાંતરે કરીને પણ લહેણદારને કરજ આપે નહીં તો ભવાંતરે (બીજે ભવે) તેને ઘેર પુત્ર, પુત્રી, બેન, ભાણેજી, દાસ, દાસી, પાડા, ગધેડા, ખચ્ચર, ઘોડા, ગાય, ભેંસ (આદિક)નો અવતાર તેનું દેણું આપવા માટે જરૂર લેવો પડે છે એમ સંભવે છે.

## ( ઉત્તમ લહેણદાર કોને કહેવો )

ઉત્તમ લહેણદાર કયારે જણાય કે જ્યારે તેના જાણવામાં આવે કે આ કરજદાર પાસે બીલકુલ દેણું આપવા દ્રવ્ય રહ્યું નથી ત્યારે તેને મુકીજ દે. એમ સમજીને, કે દરિદ્રીને ફોકટ કલેશ કે પાપવૃદ્ધિના ભાગમાં નાખવાથી અમને બન્નેને શો ફાયદો છે. એમાંથી (દેણું ન આપી શકે તેવા કરજદાર ઉપર દબાણ કરી લેવા જવાથી) બન્નેને નવા ભવ વધારવાની જરૂર પડે છે; માટે તેને જઇને કહે કે ભાઈ જ્યારે તને મળે ત્યારે આપજે, અને નહીં અપાય તો એમ જાણજે કે, મેં ધર્મ માટે આપ્યું હતું, એમ કહી માંડી વાળે. પણ ઘણાકાળ પર્યંત રુણ સંબંધ રાખવો યોગ્ય નથી; કેમકે તે રુણ સાથેજ છે, એટલામાં એકનું આયુષ્ય આવી રહેથી મરણ પામી જાય તો ભવાંતરમાં વળી બન્ને જણાને વૈરવૃદ્ધિ વિગેરેની પ્રાપ્તિ થાય છે.

## (કરજ ઉપર ભાવડ શેઠનો દૃષ્ટાંત)

સંભળાય છે કે, ભાવડ શેઠની પાંસેથી કરજ (લહેણું) લેવા અવતરેલા બે પુત્રોમાંથી પહેલો જ્યારે ગર્ભમાં આવી ઉત્પન્ન થયો ત્યારથીજ દરરોજ માઠાં સ્વપ્ન, અનેક વિઘ્ન, નઠારા વિચાર (ડોહલા) વિગેરે થવાના કારણથી તેણે જાણ્યું કે, આ ગર્ભમાં આવ્યો ત્યારથીજ આવો દુઃખદાયી થતો જણાય છે; તો જ્યારે તેનો (આપુત્રનો) જન્મ થશે ત્યારે તે કોણ જાણે આપણને કેટલાં બધાં દુઃસહ્ય દુઃખનો આપનાર થશે? માટે જન્મ્યા પછી આનો તો અવશ્ય ત્યાગ કરવો લાયક છે. આમ ધારી રહ્યા પછી જ્યારે તેનો જન્મ થયો ત્યારે મૃત્યુયોગ હોવાથી વળી વિશેષ શંકા કરવા જેવું લાગવાથી તે જાતમાત્ર બાળકને લઈ શેઠે પોતે માલ્હણ નામની નદીને કાંઠે આવી એક સુકાઈ ગયેલા પત્રવાળા વૃક્ષની તળે તેને મુકીને ત્યાંથી ખસવા માંડયું. તે વખતે કંઈક હસીને બાળક બોલવા લાગ્યો કે, “તમારી પાસે એક લાખ સોનૈયા મારા લેહેણા છે તે આપી દ્યો, નહીં તો અવશ્ય તમને કંઈક અનર્થ થશે. આવાં તેનાં વચન સાંભળીને શેઠે તેને પાછો પોતાને ઘેર લાવી તેનો જન્મમહોત્સવ, છઠ્ઠી જાગરણ, નામસ્થાપના, અન્નપ્રાસન (અન્ન બોટણા) વિગેરેના મહોત્સવ કરી તેના એક લાખ સોનૈયા પૂરા કરી દીધા, કે તેનું લેહેણું લઈ તે ચાલતો થયો. બાદ બીજો પુત્ર પણ

એમજ જન્મ પામ્યો, અને તે તેનું ત્રણ લાખનું લેહેણું લઈ ચાલ્યો ગયો. ત્યારબાદ શુભ શુકનાદિકથી સૂચિત થયેલો ત્રીજો પુત્ર ગર્ભમાં આવ્યો ત્યારે આતો જરૂર ભાગ્યશાળી નિવડશે એમ શેઠના ધારવામાં આવ્યું હતું, છતાં બે પુત્રના સંબંધમાં બનેલા બનાવથી ડરી જઈ ત્રીજા પુત્રનો પણ ત્યાગ કરવા જ્યારે તે આવ્યા ત્યારે તે પુત્ર બોલ્યો કે, ઓગણીસ લાખ સોનૈયાનું તમારૂં મારા ઉપર કરજ છે તે આપવા માટે તમારે ઘેર હું અવતરેલો છું, તે આપ્યા શિવાય તમારે ઘેરથી હું જવાનો નથી; એવાં વચન સાંભળીને શેઠે વિચાર કીધો કે, એની જેટલી કમાણી થશે તે બધી અમારે ધર્મમાર્ગે વાપરી નાખવી એમ ધારીને તેને પોતાને ઘેર લાવી મોટો કર્યો અને તે જાવડશાહના નામથી પ્રસિદ્ધ થઈ ઘણો ભાગ્યશાળી નીવડયો, કે જેણે શ્રી શત્રુંજય તીર્થ ઉપર વીક્રમાદિત્ય સંવત્ ૧૦૮ માં મોટો ઉદ્ધાર કર્યો હતો. તેનું વૃત્તાંત અપ્રસિદ્ધ હોવાને લીધે ગ્રંથાંતરથી અહિંયાં સંક્ષિપ્તમાં લખ્યું છે.

## (જાવડશાહનો વૃત્તાંત–શત્રુંજયનો ઉદ્ધાર)

સોરઠ દેશમાં કંપીલપુર નામના નગરમાં ભાવડશેઠ નામે એક મ્હોટો વેપારી રહેતો હતો. તેને સુશીલવાળી પતિવ્રતા એવી ભાવલા નામની સ્ત્રી હતી. તે બન્નેને પૂર્ણ પ્રીતિપૂર્વક સંસારીક સુખ ભોગવતાં કેટલોક વખત થયા પછી દૈવયોગથી ચપળ સ્વભાવવાળી લક્ષ્મી તેઓના ઘેરથી જતી રહી, જેથી તે શેઠ નિર્ધન થઈ ગયો, છતાં પણ પોતાની અલ્પ પુંજી પ્રમાણે વેપાર વિગેરે કરી તે પોતાની આજીવીકા ચલાવે છે. જોપણ એ નિર્ધન છે અને થોડી પેદાસથી પોતાનું ભરણપોષણ ચલાવે છે તોપણ ધર્મના કાર્ય ઉપર પરિણામની અત્યંત વૃદ્ધિ હોવાથી બન્ને વખતનાં પ્રતિક્રમણ, ત્રિકાળ જિનપૂજા, ગુરૂવંદન, યથાશક્તિ તપશ્ચર્યા અને સુપાત્રદાનાદિકમાં નિરંતર પ્રવૃતિ કરતાં પોતાના દિવસોને સફળતાથી ગુજારે છે. એમ કરતાં એક વખત તેને ઘેર ગૌચરી ફરતા બે મુનિ આવી ચઢ્યા. ભાવલા શેઠાણીયે મુનિમહારાજને ઘણી ભક્તિથી નમનવંદન કરી આહારાદિક વોહોરાવીને અમારો ભાગ્યનો ઉદય કયારે થશે એમ પુછયું, ત્યારે તેમાંથી એક જ્ઞાની મુનિ બોલ્યા કે,

"હે કલ્યાણી, આજે તમારી દુકાન ઉપર કોઇએક ઉત્તમ જાતિવંતી ઘોડી વેચવા આવશે તે જેમ બને તેમ વેચાતી લઈ લેશો. તેને જે કિશોર (વછેરો) થશે તેનાથી તમારો ભાગ્યોદય થશે. ત્યારપછી તમોને જે પુત્ર થશે તે એવો ભાગ્યશાળી થશે, કે જે શત્રુંજયતીર્થ ઉપર તીર્થનો ઉદ્ધાર કરશે. જોપણ મુનિઓને નિમિત્ત પ્રકાશવાની તીર્થંકરની આજ્ઞા નથી તોપણ તમારા પુત્રથી જૈનશાસનની મ્હોટી ઉન્નતિ થનારી છે તેથી આટલું નિમિત્ત અમે તમારી પાસે પ્રકાસ્યું છે." એમ કહીને મુનિ ચાલતા થયા. ત્યારે તેણીયે તેઓનું ઘણીજ પ્રસન્નતાથી અભિવંદન કર્યું.

પછી ભાવલા શેઠાણી પોતાના ભર્તારની દુકાને જઈ બેઠી. એટલામાં ત્યાં એક ઘોડી વેચનાર આવ્યો. તેને દેખીને પોતાના ભરતારની પાસે મુનિમહારાજે કહેલી બધી વાત કહી સંભળાવી; તેથી ભાવડ શેઠે કંઈક ધન રોકડું આપી કંઈક ઉધાર રાખી ઘોડીવાળાને જેમ તેમ સમજાવી તેની પાસેથી ઘોડી વેચાતી લઈ લીધી. તે સાક્ષાત્ કામધેનુના જેવી ઘોડીને લઈ આવી પોતાને ઘેર બાંધી અને તેની સારી

રીતે સારવાર કરવા લાગ્યા. કેટલેક દિવસે તે ઘોડીએ સર્વ અંગે શુભ લક્ષણવાન સૂર્ય દેવના ઘોડાનો જાણે લઘુ બાંધવજ હોય નહીં! એવા એક કિશોરને જન્મ આપ્યો. તેની પણ ઘણીજ યત્નાથી સારવાર કરતાં જ્યારે તે ત્રણ વર્ષનો થયો ત્યારે ખરેખરો તેજસ્વી બની ગયો દેખી તપન નામનો રાજા શેઠને ત્રણ લાખ દ્રવ્ય આપી લઇ ગયો. ભાવડશેઠ તો તે ત્રણ લાખ દ્રવ્યમાંથી બીજી પણ કેટલીક ઘોડીઓ વેચાતી લઈ તેને પાળવા લાગ્યો, જેથી એકસરખા રંગ અને રૂપ આકારવાળા એકવીશ કિશોર પેદા થયા. ભાવડે તે સર્વ ઉજ્જેણી નગરે જઈ વિક્રમાર્ક નામના મ્હોટા રાજાને ભેટ કર્યા. તે દેખી રાજા બહુજ પ્રસન્ન થયો અને બોલવા લાગ્યો કે, આ અમૂલ્ય ઘોડાનું મૂલ્ય હું તને કંઈ યથાર્થ આપી શકું એમ નથી, છતાં પણ તું જે મોંથી માંગીશ તે તને આપવા કબુલ છું. માટે તારી ધ્યાનમાં આવે તે તું માંગી લે. તેણે મધુમતી (મહુવા)નું રાજ્ય માંગ્યું, તેથી વિક્રમાર્કે પ્રસન્ન થઈ બીજા બાર ગામ સહિત મધુમતીનું રાજ્ય તેને આપ્યું.

ભાવડ વિક્રમાર્કે આપેલી બહુ ઋદ્ધિ, છત્ર, ચામર, ધ્વજા, પતાકા, નિશાન ડંકા સહિત મ્હોટા આડંબરથી ધ્વજા તોરણ વાવટાથી શણગારેલી મધુમતી નગરીયે આવી પોતાની આજ્ઞા પ્રવર્તાવી રાજ્ય કરવા લાગ્યો. જે દિવસે ભાવડ તે નગરે આડંબરથી આવ્યો તેજ દિવસે તેની સ્ત્રી ભાવલાએ પૂર્વદિશીમાંથી ઉદય પામતા સૂર્યના જેવાજ તેજસ્વી એક પુત્રરત્નને જન્મ આપ્યો. એ બાળકનો જન્મ થયો ત્યારે દશદિશા પણ પ્રસન્ન દેખાવવાળી દીસવા લાગી, વાયુ પણ સુખકારી વાવા લાગ્યો, આખા દેશમાં પણ સાતે પ્રકારના ઉપદ્રવો સમાઈ ગયા, અને ચરાચર પ્રાણીયો પણ બધા પ્રસન્ન બની ગયા.

ત્યારબાદ ભાવડે તેના જન્મનો મહોત્સવ અત્યંત આડંબરથી કરીને તેનું "જાવડ" નામ આપ્યું. પંચધાવથી લાલતાં પોષતાં નવા ઉગતા કલ્પવૃક્ષના અંકુરાની પેઠે માતાપિતાના મનોરથોની સાથે જાવડ વૃદ્ધિ પામ્યો. ભાવડે એક વખત નિમિત્તિયાને પૂછીને સારી રસાળ અને સારા ઉદય કરાવનારી જમીન ઉપર પોતાના નામનું નગર વસાવ્યું તેની વચ્ચોવચ્ચ આ ચાલતી ચોવીસીમાં આસન્ન (પાસેના) ઉપકારી હોવાથી પોષધશાળા સહિત શ્રી મહાવીરસ્વામીનું દેરાસર બંધાવ્યું. જાવડ જ્યારે પાંચ વર્ષનો થયો, ત્યારથી વિદ્યાભ્યાસ કરવા લાગ્યો. તે થોડાજ વખતમાં સર્વ શાસ્ત્રનો પારંગામી થયો અને સર્વ કળામાં અત્યંત કુશળ થઈ સાક્ષાત્ કામદેવના રૂપ સમાન રૂપસ્વી અને તેજસ્વી આકારવંત થતો યૌવનાવસ્થા પામ્યો. ભાવડરાજાએ અનેક કન્યાઓ આવી મળતાં પણ જાવડના યોગ્ય કન્યાની તપાસ કરવા માટે પોતાના સાળાને મોકલ્યો. તે કંપીલપુરભણી જતાં માર્ગમાં શત્રુંજયની તલટ્ટી (તળેટી) પાસે ઘેટી નામના ગામમાં રાતવાસો રહ્યો. ત્યાં એક શૂર નામનો વ્યાપારી વાણીયો રહેતો હતો, તેની પુત્રી નામથી અને ગુણથી પણ "સુશીળા" હતી. સરસ્વતીના વરદાનને પામેલી સાક્ષાત્ સરસ્વતીજ હોય નહી શું! એવી તે કન્યા બીજી કેટલીક કન્યાઓની સાથે પોતાના પિતાના ઘરના આંગણા આગળ રમતી હતી, તેને તેના લક્ષણ સહિત જોઈને ઘણો અજાયબ થઈ જાવડના સામાએ વિચાર કીધો કે, આકાશમાં અગણિત તારાઓ વચ્ચે જેમ ચંદ્રકળા (ચંદ્રકાંતી) ઝળકી ઉઠે એવી આ કન્યા જાવડને લાયક છે. આ કોણ છે. કઈ જાતિની છે, શું નામ છે, એમ કોઈકને પુછીને તે કન્યાના બાપ (શૂર)ને મળ્યો અને બહુ

એમજ જન્મ પામ્યો, અને તે તેનું ત્રણ લાખનું લેહેણું લઈ ચાલ્યો ગયો. ત્યારબાદ શુભ શુકનાદિકથી સૂચિત થયેલો ત્રીજો પુત્ર ગર્ભમાં આવ્યો ત્યારે આતો જરૂર ભાગ્યશાળી નિવડશે એમ શેઠના ધારવામાં આવ્યું હતું, છતાં બે પુત્રના સંબંધમાં બનેલા બનાવથી ડરી જઈ ત્રીજા પુત્રનો પણ ત્યાગ કરવા જ્યારે તે આવ્યા ત્યારે તે પુત્ર બોલ્યો કે, ઓગણીસ લાખ સોનૈયાનું તમારૂં મારા ઉપર કરજ છે તે આપવા માટે તમારે ઘેર હું અવતરેલો છું, તે આપ્યા શિવાય તમારે ઘેરથી હું જવાનો નથી; એવાં વચન સાંભળીને શેઠે વિચાર કીધો કે, એની જેટલી કમાણી થશે તે બધી અમારે ધર્મમાર્ગે વાપરી નાખવી એમ ધારીને તેને પોતાને ઘેર લાવી મોટો કર્યો અને તે જાવડશાહના નામથી પ્રસિદ્ધ થઈ ઘણો ભાગ્યશાળી નીવડયો, કે જેણે શ્રી શત્રુંજય તીર્થ ઉપર વીક્રમાદિત્ય સંવત્ ૧૦૮ માં મોટો ઉદ્ધાર કર્યો હતો. તેનું વૃત્તાંત અપ્રસિદ્ધ હોવાને લીધે ગ્રંથાંતરથી અહિંયાં સંક્ષિપ્તમાં લખ્યું છે.

## (જાવડશાહનો વૃત્તાંત—શત્રુંજયનો ઉદ્ધાર)

સોરઠ દેશમાં કંપીલપુર નામના નગરમાં ભાવડશેઠ નામે એક મ્હોટો વેપારી રહેતો હતો. તેને સુશીલવાળી પતિવ્રતા એવી ભાવલા નામની સ્ત્રી હતી. તે બન્નેને પૂર્ણ પ્રીતિપૂર્વક સંસારીક સુખ ભોગવતાં કેટલોક વખત થયા પછી દૈવયોગથી ચપળ સ્વભાવવાળી લક્ષ્મી તેઓના ઘેરથી જતી રહી, જેથી તે શેઠ નિર્ધન થઈ ગયો, છતાં પણ પોતાની અલ્પ પુંજી પ્રમાણે વેપાર વિગેરે કરી તે પોતાની આજીવીકા ચલાવે છે. જોપણ એ નિર્ધન છે અને થોડી પેદાસથી પોતાનું ભરણપોષણ ચલાવે છે તોપણ ધર્મના કાર્ય ઉપર પરિણામની અત્યંત વૃદ્ધિ હોવાથી બન્ને વખતનાં પ્રતિક્રમણ, ત્રિકાળ જિનપૂજા, ગુરૂવંદન, યથાશક્તિ તપશ્ચર્યા અને સુપાત્રદાનાદિકમાં નિરંતર પ્રવૃતિ કરતાં પોતાના દિવસોને સફળતાથી ગુજારે છે. એમ કરતાં એક વખત તેને ઘેર ગૌચરી ફરતા બે મુનિ આવી ચઢ્યા. ભાવલા શેઠાણીયે મુનિમહારાજને ઘણી ભક્તિથી નમનવંદન કરી આહારાદિક વોહોરાવીને અમારો ભાગ્યનો ઉદય ક્યારે થશે એમ પુછ્યું, ત્યારે તેમાંથી એક જ્ઞાની મુનિ બોલ્યા કે,

“હે કલ્યાણી, આજે તમારી દુકાન ઉપર કોઈએક ઉત્તમ જાતિવંતી ઘોડી વેચવા આવશે તે જેમ બને તેમ વેચાતી લઈ લેશો. તેને જે કિશોર (વછેરો) થશે તેનાથી તમારો ભાગ્યોદય થશે. ત્યારપછી તમોને જે પુત્ર થશે તે એવો ભાગ્યશાળી થશે, કે જે શત્રુંજયતીર્થ ઉપર તીર્થનો ઉદ્ધાર કરશે. જોપણ મુનિઓને નિમિત્ત પ્રકાશવાની તીર્થંકરની આજ્ઞા નથી તોપણ તમારા પુત્રથી જૈનશાસનની મ્હોટી ઉન્નતિ થનારી છે તેથી આટલું નિમિત્ત અમે તમારી પાસે પ્રકાશ્યું છે.” એમ કહીને મુનિ ચાલતા થયા. ત્યારે તેણીયે તેઓનું ઘણીજ પ્રસન્નતાથી અભિવંદન કર્યું.

પછી ભાવલા શેઠાણી પોતાના ભર્તારની દુકાને જઈ બેઠી. એટલામાં ત્યાં એક ઘોડી વેચનાર આવ્યો. તેને દેખીને પોતાના ભરતારની પાસે મુનિમહારાજે કહેલી બધી વાત કહી સંભળાવી; તેથી ભાવડ શેઠે કંઈક ધન રોકડું આપી કંઈક ઉધાર રાખી ઘોડીવાળાને જેમ તેમ સમજાવી તેની પાસેથી ઘોડી વેચાતી લઈ લીધી. તે સાક્ષાત્ કામધેનુના જેવી ઘોડીને લઈ આવી પોતાને ઘેર બાંધી અને તેની સારી

રીતે સારવાર કરવા લાગ્યા. કેટલેક દિવસે તે ઘોડીએ સર્વ અંગે શુભ લક્ષણવાન સૂર્ય દેવના ઘોડાનો જાણે લઘુ બાંધવજ હોય નહીં! એવા એક કિશોરને જન્મ આપ્યો. તેની પણ ઘણીજ યત્નાથી સારવાર કરતાં જ્યારે તે ત્રણ વર્ષનો થયો ત્યારે ખરેખરો તેજસ્વી બની ગયો દેખી તપન નામનો રાજા શેઠને ત્રણ લાખ દ્રવ્ય આપી લઇ ગયો. ભાવડશેઠ તો તે ત્રણ લાખ દ્રવ્યમાંથી બીજી પણ કેટલીક ઘોડીઓ વેચાતી લઈ તેને પાળવા લાગ્યો, જેથી એકસરખા રંગ અને રૂપ આકારવાળા એકવીશ કિશોર પેદા થયા. ભાવડે તે સર્વ ઉજ્જેણી નગરે જઇ વિક્રમાર્ક નામના મ્હોટા રાજાને ભેટ કર્યા. તે દેખી રાજા બહુજ પ્રસન્ન થયો અને બોલવા લાગ્યો કે, આ અમૂલ્ય ઘોડાનું મૂલ્ય હું તને કંઈ યથાર્થ આપી શકું એમ નથી, છતાં પણ તું જે મોંથી માંગીશ તે તને આપવા કબુલ છું. માટે તારી ધ્યાનમાં આવે તે તું માંગી લે. તેણે મધુમતી (મહુવા)નું રાજ્ય માંગ્યું, તેથી વિક્રમાર્કે પ્રસન્ન થઈ બીજા બાર ગામ સહિત મધુમતીનું રાજ્ય તેને આપ્યું.

ભાવડ વિક્રમાર્કે આપેલી બહુ ઋદ્ધિ, છત્ર, ચામર, ધ્વજા, પતાકા, નિશાન ડંકા સહિત મ્હોટા આડંબરથી ધ્વજા તોરણ વાવટાથી શણગારેલી મધુમતી નગરીયે આવી પોતાની આજ્ઞા પ્રવર્તાવી રાજ્ય કરવા લાગ્યો. જે દિવસે ભાવડ તે નગરે આડંબરથી આવ્યો તેજ દિવસે તેની સ્ત્રી ભાવલાએ પૂર્વદિશીમાંથી ઉદય પામતા સૂર્યના જેવાજ તેજસ્વી એક પુત્રરત્નને જન્મ આપ્યો. એ બાળકનો જન્મ થયો ત્યારે દશદિશા પણ પ્રસન્ન દેખાવવાળી દીસવા લાગી, વાયુ પણ સુખકારી વાવા લાગ્યો, આખા દેશમાં પણ સાતે પ્રકારના ઉપદ્રવો સમાઈ ગયા, અને ચરાચર પ્રાણીયો પણ બધા પ્રસન્ન બની ગયા.

ત્યારબાદ ભાવડે તેના જન્મનો મહોત્સવ અત્યંત આડંબરથી કરીને તેનું "જાવડ" નામ આપ્યું. પંચધાવથી લાલતાં પોષતાં નવા ઉગતા કલ્પવૃક્ષના અંકુરાની પેઠે માતા-પિતાના મનોરથોની સાથે જાવડ વૃદ્ધિ પામ્યો. ભાવડે એક વખત નિમિત્તિયાને પૂછીને સારી રસાળ અને સારા ઉદય કરાવનારી જમીન ઉપર પોતાના નામનું નગર વસાવ્યું તેની વચ્ચોવચ્ચ આ ચાલતી ચોવીસીમાં આસન્ન (પાસેના) ઉપકારી હોવાથી પોષધ-શાળા સહિત શ્રી મહાવીરસ્વામીનું દેરાસર બંધાવ્યું. જાવડ જ્યારે પાંચ વર્ષનો થયો, ત્યારથી વિદ્યાભ્યાસ કરવા લાગ્યો. તે થોડાજ વખતમાં સર્વ શાસ્ત્રનો પારંગામી થયો, અને સર્વ કળામાં અત્યંત કુશળ થઈ સાક્ષાત્ કામદેવના રૂપ સમાન રૂપસ્વી અને તેજસ્વી આકારવંત થતો યૌવનાવસ્થા પામ્યો. ભાવડરાજાએ અનેક કન્યાઓ આવી મળતાં પણ જાવડના યોગ્ય કન્યાની તપાસ કરવા માટે પોતાના સાળાને મોકલ્યો. તે કંપીલપુરભણી જતાં માર્ગમાં શત્રુંજયની તલટી (તળેટી) પાસે ઘેટી નામના ગામમાં રાતવાસો રહ્યો. ત્યાં એક શૂર નામનો વ્યાપારી વાણીયો રહેતો હતો, તેની પુત્રી નામથી અને ગુણથી પણ "સુશીળા" હતી. સરસ્વતીના વરદાનને પામેલી સાક્ષાત્ સરસ્વતીજ હોય નહી શું! એવી તે કન્યા બીજી કેટલીક કન્યાઓની સાથે પોતાના પિતાના ઘરના આંગણા આગળ રમતી હતી, તેને તેના લક્ષણ સહિત જોઈને ઘણો અજાયબ થઈ જાવડના મામાએ વિચાર કીધો કે, આકાશમાં અગણિત તારાઓ વચ્ચે જેમ ચંદ્રકળા (ચંદ્રકાંતી) ઝળકી ઉઠે એવી આ કન્યા જાવડને લાયક છે. આ કોણ છે, કઈ જાતિની છે, શું નામ છે, એમ ફેઈફેને પુછીને તે કન્યાના બાપ (શૂર)ને મળ્યો અને બહુ-

માનથી જાવડ માટે તે કન્યાની માંગણી કરી; ત્યારે તેણે પોતાથી અત્યંત રુદ્ધિવંત જાણી કંઈ ઉત્તર આપવાની સમજણ નહીં પડતાં નીચું ઘાલ્યું, એટલામાં તે કન્યા કંઈક હસી પોતાના બાપને કહેવા લાગી કે, જો કોઈપણ પુરૂષરત્ન મારા પુછેલા ચાર પ્રશ્નોનો ઉત્તર આપશે તો તેને હું પરણીશ, નહીંતો તપ અંગીકાર કરીશ, પણ બીજાને પરણનાર નથી. આવાં વચન સાંભળી પ્રમુદિત થયેલો જાવડનો મામો શૂરનામા વાણીયાના આખા કુટુંબને સુશીલા નામની તેની કન્યા સહિત પોતાની સાથે લઈ મધુમતી નગરીયે આવ્યો, અને ભાવડને કહીને તેઓને સારા સ્થાનકે ઉતારી તેઓની બરદાસ કરી. છેવટે જાવડની સાથે તેઓને મુલાકાત કરાવવાનો ઠરાવ કરી સર્વાંગે અને સર્વ અવયવે સુશોભિત કરેલી સુશીલાને સાથે લઈ જ્યારે આવ્યા ત્યારે ઘણા પુરૂષો વચ્ચે બેઠેલા જાવડને દેખીને તત્કાળજ તે મુગ્ધા સુશીલાની આંખ ઠરવા લાગી. ત્યારપછી મંદહાસ્યપૂર્વક જાણે મુખમાંથી પુલજ ખરતાં હેય નહીં! એમ તેની પાસે આવી તે કન્યા બોલવા લાગી કે, "હે વિચક્ષણ સુમતી, ૧ ધર્મ, ૨ અર્થ, ૩ કામ, અને ૪ મોક્ષ, એવા ચાર પુરૂષાર્થનો અભિપ્રાય તમે સમજો છો? જો જાણતા હો તો તેનું યથાર્થ સ્વરૂપ નિવેદન કરો." સર્વ શાસ્ત્ર પરંગામી જાવડ બોલવા લાગ્યો કે, હે શુભ્રુ જ્યારે તમારે એ ચારનાં લક્ષણજ સમજવાં છે ત્યારે હું કહું છું તેના ઉપર ધ્યાન રાખો.

तत्वरत्नत्रयाधार। सर्वभूतहितप्रदः॥ चारित्रलक्षणो धर्म। कस्य शर्मकरो नहि॥ १॥
हिंसाचौर्यपरद्रोह।मोहक्लेशविवर्जितः॥ सप्तक्षेत्रोपयोगीस्या। दर्थोनर्थविनाशकः॥ २॥
जातिस्वभावगुणभृ।ल्लुप्तान्यकरणःक्षणं॥ धर्मार्थाबाधककामो। दंपत्योर्भावबंधनं॥ ३॥
कषायदोशापगत।साम्यवान्जितमानसः॥सुक्लध्यानमयस्वात्मा त्यक्षोमोक्षइतिरितः॥४॥

૧ ધર્મ—રત્નત્રયીનો આધારભુત, સર્વ પ્રાણીને સુખકારક, એવો ચારિત્રધર્મ, તે કોને સુખકારક થતો નથી. ૨ અર્થ-હિંસા, ચોરી, પરદ્રોહ, મોહ, કલેશ, એટલાંને વર્જીને ઉપાર્જન કરેલો, સાત ક્ષેત્રમાં વપરાતો, જે દ્રવ્ય, તે શું અનર્થનો વિનાશ ન કરે? અર્થાત્ એવા દ્રવ્યથી અનર્થ થતો નથી. ૩ કામ—સંસારીક સુખ ભોગવવાના અનુક્રમને ઉલ્લંઘન નહીં કરતાં, ધર્મ અને અર્થને બાધ નહીં કરતાં, સરખા જાતિ સ્વભાવ અને ગુણવાળા સ્ત્રી પુરૂષોનો મેળાપ છે તેને કામ કહે છે. ૪ મોક્ષ—કષાય દોષના ત્યાગી, શાંતિવાન્, મનને જેણે જીતેલું છે, એવો શુક્લધ્યાનમયો પોતાનો આત્મા છે તેને અંત્યક્ષ એટલે મોક્ષ ગણાય છે.

પોતે પુછેલા ચાર પ્રશ્નોના ખરેખરા ઉત્તર સાંભળીને સુશીલાએ સરસ્વતીની આપેલી પ્રતિજ્ઞા પુરી પડવાથી પ્રસન્ન થઈને જાવડના ગળામાં વરમાળા આરોપણ કરી. ત્યારપછી બન્નેના માતાપિતાયે ઘણાજ હર્ષથી અને આડંબરથી તેઓનો લગ્ન સમારંભ કર્યો. પછી નખમાંસ અને દેહછાયાની પેઠે બન્ને જણાં પરસ્પર પ્રીતિયુક્ત આસક્ત થઈને દેવલોક સમાન મનોવાંછિત યથેચ્છ સંસારીક સુખ ભોગવવા લાગ્યાં. પોતાના પુણ્યબળે કરી રાજ્યનું રખોપું કરતાં શત્રુઓ પણ જાવડની આજ્ઞા માનનારા થયા, અને એટલું તેમાં અધિક આશ્ચર્યકારક દેખાવા લાગ્યું કે, જ્યાં જ્યાં જાવડના પગનો સંચાર થતો ત્યાં ત્યાંની જમીન અત્યંત પ્રસન્નજ થઈ ન હોય! એમ તે

નવા નવા પ્રકારે અધિક સ્વાદીષ્ટ અને રસાળ રસોને પેદા કરવા લાગી. એક વખત જાવડ ઘોડા ફેરવવા નીકળેલો ત્યારે કોઈક પર્વત ઉપરથી ગુરૂએ બતાવેલા લક્ષણવાળી "ચિત્રાવેલ" તેને આવી મળી. તે લાવી પોતાના ભંડારમાં રાખવાથી તેના ભંડારની અધિકતર લક્ષ્મી વૃદ્ધિ પામી ગઈ. કેટલાક વર્ષ વીત્યા પછી જ્યારે ભાવડરાજા સ્વર્ગવાસ થયા ત્યારે જાવડ રાજા થયો. તે રામના રાજ્ય જેવી રીતિ ચલાવનાર હોવાથી તેનું રાજ્ય ખરેખર એક ધર્મરાજ્ય ગણાવા લાગ્યું.

પછી દુઃષમકાળના પ્રભાવથી કેટલોક કાળ (વખત) ગયા પછી સમુદ્રની વેલ જેમ પૃથ્વીને વીંટી વળે તેમ મુગલલોકોએ આવીને પૃથ્વીને વીંટી વાળી. જેથી સોરઠ, કચ્છ, લાટાદિક દેશોમાં મ્લેચ્છલોકોનાં રાજ્ય થઈ ગયાં. પણ તે ઘણા દેશોને સંભાળવાના કામ માટે કેટલાક અધિકારીઓની નીમણુક કરવામાં આવી; તે વખતે સર્વ અધિકારીઓ કરતાં અધિક કળાકુશળ અને સર્વ દેશની ભાષામાં નિપુણ હોવાથી સર્વ અધિકારીઓના અધિપતીપણાનો પટો જાવડને મળ્યો. જેથી તેણે સર્વના અધિકારના ઉપરીપણે રહેતાં છતાં સર્વ અધિકારીઓ કરતાં અધિક અધિક ધન મેળવ્યું. આર્ય દેશમાં જેમ ઉત્તમ લોકો એકત્ર વસે છે તેમ પોતાની જાતિવાળા લોકોને મધુમતીમાં વસાવીને ત્યાં શ્રી મહાવીરસ્વામીનું દેરાસર જાવડે કરાવ્યું.

એક વખત આર્ય અનાર્ય દેશમાં વિચરતાં કેટલાએક મુનીએ ત્યાં આવી ચડ્યા તેઓને અભિવંદન કરવા અને ધર્મ સાંભળવા જાવડ આવ્યો. ધર્મદેશના આપતાં ગુરૂમહારાજે શ્રી શત્રુંજયનો વર્ણન કરતાં એમ જણાવ્યું કે, "પાંચમા આરામાં જાવડશાહ તીર્થનો ઉદ્ધાર કરશે." એવાં વચન સાંભળીને પ્રસન્ન થઇ નમસ્કાર કરીને તે પુછવા લાગ્યો કે, "તીર્થનો ઉદ્ધાર કરનાર કયો જાવડ સમજવો." ગુરૂએ જ્ઞાનના ઉપયોગથી વિચારીને કહ્યું કે, "**તીર્થોદ્ધારકારક જાવડશા તુંજ છે**" પણ હાલ કાળના મહિમાથી શત્રુંજયતીર્થના અધિષ્ઠાયકદેવ હિંસક મદ્યમાંસના ભક્ષક થઇ ગયા છે. તે દુષ્ટદેવોએ શત્રુંજયતીર્થની આસપાસ પચાસ યોજન પ્રમાણનું ક્ષેત્ર ઉદ્ધ્વંસ (ઉજડ) કરી નાખ્યું છે. જે કોઈ તેની અવધી (હદ) ઓળંઘી દૂર આવે તેને કપર્દીકયક્ષ મિથ્યાત્વી થઈ જવાથી મારી નાખે છે. પ્રયોગથી, અને [illegible] (તીર્થનાયક-મુળનાયક) અપૂજ્ય થઈ ગયા છે. તે માટે હે ભાગ્યશાળી, આ તારો ઉદ્ધાર કરવાનો ખરેખરો અવસર છે. અગાઉથી શ્રી મહાવીરસ્વામીયે પણ એમ કહેલું છે કે, જાવડશાહ તીર્થનો ઉદ્ધાર કરશે. માટે આ કાર્ય તારાથીજ નિર્વિઘ્ને થઇ શકશે. હવે તું શ્રી ચક્રેશ્વરીદેવીનું આરાધન કરીને તેની પાસે શ્રી બાહુબળે ભરાવેલા શ્રી રુષભદેવસ્વામીના બીંબ માંગી લે, જેથી તારૂં કાર્ય સિદ્ધ થઈ શકશે. એમ સાંભળીને હર્ષાવેશથી રોમાંચિત થયેલ જાવડે ગુરૂમહારાજને નમીને પોતાને ઘેર જઈ દેવપૂજા કરી બળીદાન આપી ક્ષુદ્રદેવતાઓને શાંતિક કરીને શ્રી ચક્રેશ્વરીદેવીનું ધ્યાન ધરતાં તપ કીધો. જ્યારે એક મહીનાના ઉપવાસ થયા ત્યારે શ્રી ચક્રેશ્વરીદેવી તુષ્ટમાન થઈને કહેવા લાગી કે,- હે વત્સ, તું તક્ષશિલા નગરીયે જા. ત્યાં તેના સ્વામી જગન્મલ્લરાજાની આજ્ઞાથી ધર્મચક્ર આગળથી તે બીંબ તને મળશે. પહેલાંના તીર્થંકરોયે પણ તનેજ આ ઉદ્ધારકારક કહેલો છે. હું તને સહાયકારક રહીશ, તું એ કાર્ય સુખેથી કર. તું મ્હોટો ભાગ્ય

થાળી હોવાથી તારાથી એ કાર્ય નિર્વિઘ્નતાપૂર્વક બની શકશે. અમૃતથી જાણે સીંચેલજ હોયની શું! એવાં તેનાં વચન સાંભળીને ઘણોજ પ્રસન્ન થઈ જાવડ તક્ષશિલ્લાયે ગયો, અને ત્યાંના જગન્મલ્લરાજાને ઘણું દ્રવ્ય આપીને સંતોષ પમાડી તેની આજ્ઞાથી ધર્મચક્ર આગળ આવી ત્રણ પ્રદક્ષીણા દઈ પૂજા કરી ધ્યાન ધરી ઉભો રહ્યો. ત્યારે બાહુબળીની ભરાવેલ શ્રી રુષભદેવ, પુંડરીક સ્વામીની મૂર્તિ સહિત સાક્ષાત્ પોતાના પુણ્યનીજ મૂર્તિ હોય નહીં! એવી મૂર્તિઓ પ્રગટ થઈ. પછી પંચામૃત સ્નાત્ર મહોત્સવાદિક કરીને તે બીંબો નગરમાં લાવ્યો. ત્યારપછી તે રાજાના સહાયથી ત્યાં રહેલા પોતાના ગોત્રવાળા લોકોને આગેવાન કરીને તે બીંબ સાથે લઈ દરરોજ એકાસણાં કરતાં શ્રી શત્રુંજયતીર્થ ભણી આવ્યો. રસ્તામાં મિથ્યાત્વી દેવતાએ કરેલા ભુમિકંપ, મહાઘાત, નિર્ઘાત, અગ્નિના દાહ વિગેરે અનેક ઉપસર્ગો થયા છતાં પણ ભાગ્યોદયના બળથી સર્વ પ્રકારના ભયને ઉલ્લંઘન કરીને છેવટે તે પોતાની મધુમતી નગરીયે આવ્યો.

આવા વખતમાં પહેલાં જાવડશાહે અઢાર વાહાણ વસાણા (માલ)નાં ભરીને ચીન, મહાચીન અને ભોટ દેશોમાં મોકલેલાં હતાં તે વાયુના પ્રયોગથી અથવા દૈવયોગથી તે દેશમાં ન પહોંચતાં સુવર્ણદ્વીપમાં ગયેલાં; ત્યાં ચુલામાં સળગાવેલી અગ્નિથી જમીનમાંની રેતી તપી જવાને લીધે સુવર્ણરૂપ થઈ જવાથી બીજો માલ લેવો બંધ રાખીને ત્યાંથી તે રેતી (તેજમતુરી)નાં વાહાણ ભરીને પાછા વળેલાં તે જળમાર્ગે ચાલતાં ચાલતાં ભાગ્યયોગથી મધુમતીયે આવ્યાં. તેજ વખતે વજ્રસ્વામી પણ મધુમતીના ઉદ્યાનમાં આવ્યા. એક વધામણીયાએ આવી ગુરૂના આગમનની વધામણી આપી, તે સમયે બીજા વધામણીયાએ આવી બારે વર્ષે અકસ્માત્ આવી પહોંચેલાં અઢાર વાહાણની વધામણી આપી. આ બન્ને વધામણીઓ એકજ વખતે આવવાથી જાવડશાહ જરા ખચકાયા, કે પહેલાં વાહાણ જોવા જાઊં કે ગુરૂને વંદન કરવા જાઊં. છેવટે ઉભય લોકમાં ઉપકારી જાણીને વિચાર કીધો, કે ધિક્કાર થાઓ મને કે મેં અયુક્ત ચિંતવન કર્યું. કેમકે, ગુરૂ તો ઉભય લોકના હિતકારી છે તે ક્યાં અને સ્વભાવજ જેનો ચપળ તથા અત્યંત મૂર્છાની કરાવનારી જે લક્ષ્મી છે તે ક્યાં? શું તે ગુરૂની વંદનાના લાભ જેવો [illegible] કરતા [illegible] છે? (ના, નથી) માટે ગુરૂને પ્રથમજ વંદન કરવું યોગ્ય છે. [illegible] શ્રી પુરૂષોના [illegible] ઋદ્ધિ સહિત ગુરૂને વંદન કરવા જવાથીજ મહા લાભ થાય છે એવો વિચાર કરીને મહોત્સવ આડંબર સહિત ગુરૂ શ્રી વજ્રસ્વામીને વંદન કરવા ગયો. તે વખતે સુવર્ણકમળ ઉપર બેઠેલા જંગમતીર્થરૂપ શ્રી વજ્રસ્વામીને દેખીને પ્રમુદિત થઈ વંદન પ્રદક્ષણા કરી ધર્મ શ્રવણની મનીષાથી જેટલામાં ગુરૂ સન્મુખ બેસે છે, તેવામાં પોતાના શરીરની કાંતિથી આખા આકાશમંડળને પણ દીપાવનાર એક દેવતા આકાશમાર્ગથી ઊતરીને પ્રથમ ગુરૂને વંદન કરી કહેવા લાગ્યો કે, "મહારાજ, હું પૂર્વભવે તીર્થમાનપુર નગરના રાજા સુકર્મનો કપર્દી નામનો પુત્ર હતો. હું મદ્યપાની થયો હતો. એક વખતે દયાના સમુદ્ર તમો ત્યાં પધાર્યા હતા ત્યારે તમે મને ઉપદેશ આપતાં પંચપર્વણી મહાત્મ્ય, શત્રુંજય મહાત્મ્ય, અને પચખાણનાં ફળ જણાવી પ્રતિબોધીને મદ્ય માંસનાં પ્રત્યાખ્યાન આપ્યાં હતાં. મેં તે પચખાણ કેટલાક વર્ષ સુધી પાળ્યાં પણ હતાં, પરંતુ એક વખતે ઉષ્ણકાળના દિવસોમાં સ્ત્રીની સાથે

ચંદ્રશાળામાં બેઠો હતો ત્યારે મોહમાં મગ્ન હોવાથી પચખાણની વિસ્મૃતિ થઈ જવાથી મેં દારૂ પીધો. પણ અગાસીમાં બેસી દારૂ પીવાના વાસણમાં દારૂ કાઢયા પછી તેમાં ઉપરથી ચાલી જતી સમળીના મુખમાં રહેલા ઊંધા મસ્તકવાળા સર્પના મુખમાંથી ગરળ ( વીષ ) પડેલું તે નહીં જાણતાં દારૂ પીધેલો તેથી તેના વિષથી ધુર્મીત થઈ ગયો પણ તે વખતેજ પચખાણની ભુલ થયાનું યાદ આવ્યાથી તે વિશે શોચ કર્યો અને શત્રુંજય તથા પંચપરમેષ્ટીનું ધ્યાન કરી મરણ પામીને એક લક્ષ યક્ષોનો અધિપતિ કપર્દી નામનો યક્ષ થયો છું. સ્વામી, તમોએ મને નરકરૂપ કુવામાં પડતાં બચાવ્યો છે, તમોએ મને મ્હોટો ઉપકાર કીધેલો છે, માટે હવે હું તમારો સહાયને માટે સેવક છું. મારા લાયક કામકાજ જે કંઈ હોય તે ફરમાવશો. એમ કહીને હાથી ઉપર ચઢેલો ( ગજવાહન ) અનેક યક્ષે પરીવરેલો, સર્વાંગ ભૂષણધર, પાશ, અંકુશ, બીજોરૂ, રૂદ્રાક્ષની માળા, એમ ચાર હાથમાં ચાર વસ્તુઓ ધારણ કરનાર સુવર્ણવર્ણવાળો તે કપર્દી નામનો યક્ષ શ્રી વજ્રસ્વામીની પાસે આવીને બેઠો. ત્યારબાદ શ્રુતજ્ઞાનના ધરનાર શ્રી વજ્રસ્વામી પણ તે જાવડશેઠની પાસે શ્રી શત્રુંજયનો મહીમા સવિસ્તારથી ઉપદેશરૂપ વ્યાખ્યાન કરતાં કહી ગયા, અને પછી વળી કહેવા લાગ્યા કે, હે જાવડ! હે મહા ભાગ્યશાળી, શ્રી શત્રુંજયતીર્થની યાત્રા અને તીર્થનો ઉદ્ધાર તું નિઃશંકપણે કર. જો એ કામમાં કઈ વિઘ્ન થશે તો આ બધા યક્ષો અને હું પોતે પણ સહાયકારી છીએ. ગુરૂનાં આવાં વાકય સાંભળીને તે બહુજ પ્રસન્ન થયો અને તેમને વંદના કરીને ત્યાંથી ઉઠી પોતાનાં અઢાર વહાણ જોવા ગયો. સર્વ વહાણમાંથી તેજમતુરી ( સુવર્ણરેતી ) ઉતારી લીધી, અને ( તેનાથી સુવર્ણ બનાવીને ) તેની મોટી વખારો ભરી દીધી. ત્યારબાદ મહોત્સવપૂર્વક શુભ મૂહુર્તે શ્રી શત્રુંજયતીર્થની યાત્રા કરવાની તૈયારી કરી પ્રસ્થાન કર્યું, ત્યારે પ્રથમ દિવસે તીર્થના પૂર્વના અધિષ્ટાયક દેવતા જે દુષ્ટો હતા તેમણે જાવડશાહ અને તેની સ્ત્રીના શરીરમાં જ્વર ઉત્પન્ન કર્યો, પણ વજ્રસ્વામીની દ્રષ્ટિમાત્રના પ્રભાવથી તે જ્વરનો ઉપદ્રવ દૂર થઇગયો, દુષ્ટ દેવોએ બીજીવાર જ્યારે ઉપદ્રવ કર્યો, ત્યારે એક લક્ષ યક્ષોના પરીવારથી કપર્દી યક્ષે વિઘ્ન દૂર કીધો. વળી દુષ્ટ દેવતાઓએ મેઘનો ઉપદ્રવ કીધો, તે વજ્રસ્વામીએ વાયુના પ્રયોગથી, અને મહાવાયુનો પર્વતવડે, પર્વતનો વજ્રવડે, હાથીનો સિંહથી, સિંહનો અષ્ટાપદથી, અગ્નિનો જળથી, જળનો અગ્નિથી અને સર્પનો ગરૂડથી નિવાર્યો ( દૂર કર્યો ). એમજ માર્ગમાં જે જે ઉપદ્રવ થતા ગયા, તે તે કપર્દી યક્ષ અને વજ્રસ્વામીએ મળીને નિવાર્યા. એમ વિઘ્નસંઘાત નિવારતાં નિવારતાં અનુક્રમે ચાલતાં આદિપુર નગરે ( સિદ્ધાચળથી પશ્ચિમ દિશાએ આદિપર નામનું હાલ ગામડું છે ત્યાં ) આવ્યા. તે વખતે તે દુષ્ટ દેવતા વાયુવડે ચલાયમાન થયેલા વૃક્ષના પત્રની પેઠે પર્વતને કંપાવવા લાગ્યા, ત્યારે વજ્રસ્વામીએ શાંતિક [illegible] કરી તીર્થજળ, પુષ્પ, અક્ષતવડે છાંટણું કરીને પર્વતને સ્થિર કર્યો. ત્યારપછી [illegible]સ્વામીએ દેખાડેલા માર્ગે ભગવંતની પ્રતિમાને આગળ કરીને પાછળ અનુક્રમે વજ્ર[illegible]સ્વામી અને સકળસંઘ પર્વત ઉપર ચડ્યા. ત્યાં માર્ગમાં કયાંક તો તે અધમ દેવતા શાકિનીના, ભૂતના, વૈતાળના, અને રાક્ષસના ઉપદ્રવોને વારંવાર ઉપજાવવા લાગ્યા. પણ વજ્રસ્વામી અને કપર્દીના નિવારવાથી છેવટે નિર્વિઘ્ને મુખ્ય ટુંકે પહોંચ્યા. ત્યાં જુએ

છે તો માંસ, રૂધિર, હાડકાં, ચામડાં, કલેવર, કેશ, ખુરી, નખ, સીંગડાં, વિગેરે દુગંચ્છનીય વસ્તુથી ભરેલ પર્વત જોઈ સકળ યાત્રિક લોકો ખેદખિન્ન થઈ ગયા. કપર્દી યક્ષે પોતાના સેવક યક્ષો પાસે તે બધું દૂર કરાવી નવું જળ મંગાવી આખા પહાડને ધોવરાવી નંખાવ્યો. વળી મૂળનાયક વગેરેનાં દેરાસરો ભાગેલાં તુટેલાં ખંડીત થઇ ગયેલાં દેખી જાવડ બહુજ ખેદ પામ્યો. ત્યાં રાત્રે સકળ સંઘ ઉંઘી ગયા પછી તે દુષ્ટ દેવતાઓએ મોટા રથમાં બેસાડી લાવેલ ભગવંત શ્રી રુષભદેવની પ્રતિમાને પર્વતથી નીચે ઉતારી દીધી. પ્રભાતમાં મંગળવાજાં વાગતે જ્યારે જાવડ જાગ્યો અને જ્યાં દર્શન કરવા જાય છે, તો ત્યાં પ્રતિમા નથી એમ દેખીને બહુજ ખેદ પામવા લાગ્યો. પછી વજ્રસ્વામી અને કપર્દીયક્ષ એ બંને જણે મળી પોતાની દૈવીક શકિતથી ફરી પ્રતિમાજી મુખ્ય ટુંક ઉપર લાવ્યા. વળી બીજી રાત્રે પણ દુષ્ટ દેવતાઓ પ્રતિમાજીને નીચે લઇ ગયા. તે પણ તેઓ ફરી ઉપર લાવ્યા. એમ એકવીસ દીવસ સુધી નીચે ઉપર નીચે ઉપર લાવ લઇ જા કર્યું, તોપણ તે દુષ્ટ દેવતાઓ જ્યારે વિરામ પામ્યા ( ઓસર્યા ) નહીં, ત્યારે વજ્રસ્વામીએ કપર્દીયક્ષ અને જાવડ સંઘવીને બોલાવી કહ્યું કે, "હે કપર્દી, આજ રાત્રે તું તારા સર્વે યક્ષોના પરીવાર સહિત પરવરી ક્ષુદ્રદેવતાઓરૂપી તૃણોને બાળવામાં એક અગ્નિ સમાન બનીને આખા આકાશમંડળને આચ્છાદન કરી સાવધાન થઇ રહેજે. મારા મંત્રની શકિતથી તારૂં શરીર વજ્રની પેઠે અભેદ્ય થવાથી તને કંઈપણ ઉપદ્રવ કોઈ પણ કરી શકશે નહીં. હે જાવડ, તું પોતાની સ્ત્રીને સાથે લઈ સ્નાન કરી શુચિ થઈ પંચ પરમેષ્ટી નમસ્કાર ગણી શ્રી રુષભદેવનું સ્મરણ કરી પ્રતિમાજીને સ્થિર કરવા માટે રથના ચક્ર વચ્ચે બંને બાજુ બંને જણા શયન કરો, જેથી તે દુષ્ટો તમોને ઉલ્લંઘન કરવા સમર્થ થઇ શકવાના નથી. હું તો આ સકળ સંઘ સહિત પ્રભાત સુધી કાઉસ્સગ્ગમાં રહીશ." એવાં ગુરૂનાં વાકય સાંભળી પ્રમાણ કરી સર્વે જણા પોતપોતાના કૃત્યોમાં તત્પર થયા. વજ્રસ્વામી પણ નિશ્ચલ ધ્યાનમાં તત્પર થઈ કાઉસ્સગ્ગે ઉભા રહ્યા. પછી તે દુષ્ટ દેવતા ફુંફાટા મારતા આમ તેમ આવી પડવા માટે ઘણો ઉદ્યમ કરવા લાગ્યા, તથાપિ તેમના પુણ્ય, ધ્યાન, બળથી કોઇપણ ઠેકાણેથી અંદર પ્રવેશ કરી શકતા નથી. એમ કરતાં જ્યારે પ્રભાત થયું ત્યારે ગુરૂએ સકળ સંઘ સહિત કાઉસ્સગ્ગને પાર ઉતાર્યો ( પાર્યો ). પ્રતિમા જેમ હતી તેમજ સ્થિર રહેલી દેખીને પ્રમોદથી રોમાંચિત ગાત્ર થઇ સકળ સંઘ મંગળ વાજિંત્ર વાજતે ધવળ મંગળ ગાતાં મહોત્સવપૂર્વક પ્રતિમાજીને મૂળનાયકના દેરાસર આગળ લાવ્યા. વજ્રસ્વામી, જાવડ સંઘવી અને તેની સ્ત્રી સુશીલા તથા સંઘની રક્ષા કરવા માટે રાખેલા મહાધર પદવીને ધારણ કરનાર ચાર પુરૂષો જુના દેરાસરમાં પેસીને તેમાંથી પ્રયત્ન કરી પ્રમાર્જના કરવા લાગ્યા. ગુરૂ ધ્યાન કરીને દુષ્ટ દેવતાનો ઉપદ્રવ નીવારવા માટે ચોતરફ અક્ષત અક્ષેપાદિક શાંતિક કરવા લાગ્યા, ત્યારે ક્ષુદ્ર દેવતાના સમુદાયથી પરવરેલો પહેલાંનો કપર્દીક ક્રોધાયમાન થઇ જુની પ્રતિમાને આશ્રયીને રહ્યો. ( જુની પ્રતિમા નહીં ઉપાડવા દેવાનો તેનો મતલબ હતો ), પરંતુ નવી પ્રતિમા સ્થાપન કરવા માટે ત્યાંથી જુની પ્રતિમાને ઉદ્ધરવા જ્યારે સંઘવી આવ્યો, ત્યારે વજ્રસ્વામીના મંત્રથી સ્તંભિત થઇ ગયેલા દુષ્ટ દેવતા તને પરાભવ કરવા સમર્થ થઈ શકયા નહીં, તેથી એક મોટા ઘોર શબ્દથી

આશટી શબ્દ મૂકવા લાગ્યા ( પોકાર પોકાર કરવા લાગ્યા ). તેનો એવો તો મોટો શબ્દ પસર્યો કે, જ્યોતિષચક્ર સુધી ભયંકર થતાં મોટા પર્વતો, સમુદ્ર, અને આખી પૃથ્વી પણ કંપવા લાગી ગઇ. હાથી, ઘોડા, વાઘ, સિંહાદિક પણ મૂર્છા પામી ગયા. પર્વતના શૃંગ તૂટી પડવા લાગ્યા, શત્રુંજયપર્વતના પણ ફાટી જવાથી દક્ષિણ ઉત્તર એમ બે ભાગ થઇ ગયા. જાવડ સંઘવી, સુશીલા સંઘવિણ અને વજ્રસ્વામી, એ ત્રણ જણ સિવાય બીજો બધો સંઘ પણ મૂર્છા પામી જમીન ઉપર પડી ગયો હોય તેમ થઇ ગયો. આવી રીતે સંઘને અચેતન બની ગયેલો દેખીને વજ્રસ્વામીએ નવા કપર્દીક યક્ષને બોલાવ્યો; ત્યારે તેણે હાથમાં વજ્ર લઈ અસુર દુષ્ટ દેવતાઓને તર્જના કરી, જેથી પૂર્વનો કપર્દીક પોતાનો પરિવાર સાથે લઈ નાશી જઇ સમુદ્ર કાંઠે ચંદ્રપ્રભાસ નામા ક્ષેત્ર ( પ્રભાસપાટણ )માં જઇ નામાંતર ધારક થઇ ત્યાંજ રહેવા ગયો. સંઘના લોકોને સચેતન કરવા સારૂ વજ્રસ્વામીએ પૂર્વમૂર્ત્તિના અધિષ્ટાયકોને કહ્યું કે, “ હે દેવતાઓ, જાવડશાહ લાવેલા છે એ પ્રતિમા પ્રાસાદમાં મૂળનાયકપણે સ્થિર રહેશે, અને તમે આ પ્રતિમા સહિત આ ઠેકાણે સુખેથી રહો. પણ પ્રથમ મૂળનાયકની-પૂજા, સ્નાત્ર, આરતી, મંગળદીવો કરીને પછી આ જીર્ણ બીંબની પૂજા સ્નાત્રાદિક કરવામાં આવશે, પરંતુ મૂળનાયકનીજ મુખ્યતા રહેશે. આવી રીતિના માર્ગનો જો કોઇપણ લોપ કરશે તો તેનું મસ્તક આ નવો કપર્દીકયક્ષ ભેદી નાખશે.” આવા પ્રકારની દૃઢ આજ્ઞા આપીને ગુરૂએ તે દેવતાઓને સ્થિર કર્યા. ત્યારપછી જયજયારવપૂર્વક આખા બ્રહ્માંડમાં શબ્દ પૂરાઈ જાય એવો પરમ પ્રમોદથી પ્રતિષ્ટા સંબંધી મહોત્સવ પ્રવર્ત્તવા લાગ્યો. જે માટે શત્રુંજય મહાત્મમાં કહેલ છે કે,

> या गुरौ भक्ति र्या पूजा । जिने दानंच यन्महत् ॥
> या भावना प्रमोदो या । नैर्मल्यं यच्च मानसे ॥ १ ॥
> तत्तत्सर्वं बभुवा स्मिन् । जावडे न्यत्र न क्वचित् ॥
> गवां दुग्धेहि यः स्यादे । धार्के दुग्धे कथं भवेत् ॥ २ ॥

ગુરૂના ઉપર ભક્તિ, જિનરાજની પૂજા, મ્હોટું દાન, ભાવના, પ્રમોદ, મનની નિર્મળતા, આ છ પદાર્થો જેટલા જાવડમાં હતા એટલા બીજા કોઈ પણ સંઘપતીમાં નથી. જેમકે, ગાયના દુધમાં જેવો સ્વાદ છે તે તેમાંજ છે પણ આકડાના દુધમાં (તેવો સ્વાદ) ક્યાંથી હોય ?

ત્યારપછી સર્વ વિધિ સમાપ્ત કરી પોતાની સ્ત્રી સહિત સંઘપતી ધ્વજારોપણ માટે પ્રાસાદશિખર ઉપર ચઢ્યા. તે વખતે દંપતી ભક્તિપૂર્વક પ્રમોદના અતિશયપણાથી એવો વિચાર કરવા લાગ્યા કે, “ અહો, ! સંસારમાં અમો બન્નેજણ આજે ધન્ય છીયે, કૃત્યપૂન્ય છીયે, અમારૂં ભાગ્ય અતિ અદ્ભૂત છે, જે માટે બીજાથી બની શકે નહીં એવો તીર્થનો ઉદ્ધાર અમોએ સિદ્ધ કર્યો. વળી મ્હોટા ભાગ્યના ઉદયથી અનેક લબ્ધિના મંદીર સરખા, દશપૂર્વના ધરનાર, વિઘ્નરૂપ અંધકાર દૂર કરવામાં સૂર્ય સમાન, સંસાર સમુદ્રથી તારનાર, ગુરૂ પણ વજ્રસ્વામી અમોને મળ્યા. તેમજ મહારાજા બાહુબળે ભરાવેલ ઘણ દેવતાઓને પણ મળી શકે નહીં એવું શ્રી ઋષભદેવનું આ મહા પ્રભાવિક બીંબ પણ

છે તો માંસ, રૂધિર, હાડકાં, ચામડાં, કલેવર, કેશ, ખુરી, નખ, સીંગડાં, વિગેરે દુગં-ચ્છનીય વસ્તુથી ભરેલ પર્વત જોઈ સકળ યાત્રિક લોકો ખેદખિન્ન થઈ ગયા. કપર્દી યક્ષે પોતાના સેવક યક્ષો પાસે તે બધું દૂર કરાવી નવું જળ મંગાવી આખા પહાડને ધોવ-રાવી નંખાવ્યો. વળી મૂળનાયક વગેરેનાં દેરાસરો ભાગેલાં તુટેલાં ખંડીત થઇ ગયેલાં દેખી જાવડ બહુજ ખેદ પામ્યો. ત્યાં રાત્રે સકળ સંઘ ઉંઘી ગયા પછી તે દુષ્ટ દેવ-તાઓએ મોટા રથમાં બેસાડી લાવેલ ભગવંત શ્રી રુષભદેવની પ્રતિમાને પર્વતથી નીચે ઉતારી દીધી. પ્રભાતમાં મંગળવાજા વાગતે જ્યારે જાવડ જાગ્યો અને જ્યાં દર્શન કરવા જાય છે, તો ત્યાં પ્રતિમા નથી એમ દેખીને બહુજ ખેદ પામવા લાગ્યો. પછી વજ્ર-સ્વામી અને કપર્દીયક્ષ એ બંને જણે મળી પોતાની દૈવીક શકિતથી ફરી પ્રતિમાજી મુખ્ય ટુંક ઉપર લાવ્યા. વળી બીજી રાત્રે પણ દુષ્ટ દેવતાઓ પ્રતિમાજીને નીચે લઇ ગયા. તે પણ તેઓ ફરી ઉપર લાવ્યા. એમ એકવીસ દીવસ સુધી નીચે ઉપર નીચે ઉપર લાવ લઇ જા કર્યું, તોપણ તે દુષ્ટ દેવતાઓ જ્યારે વિરામ પામ્યા ( ઓસર્યા ) નહીં, ત્યારે વજ્રસ્વામીએ કપર્દીયક્ષ અને જાવડ સંઘવીને બોલાવી કહ્યું કે, "હે કપર્દી, આજ રાત્રે તું તારા સર્વે યક્ષોના પરીવાર સહિત પરવરી ક્ષુદ્રદેવતાઓરૂપી તૃણોને બાળવામાં એક અગ્નિ સમાન બનીને આખા આકાશમંડળને આચ્છાદન કરી સાવધાન થઇ રહેજે. મારા મંત્રની શકિતથી તારૂં શરીર વજ્રની પેઠે અભેદ્ય થવાથી તને કંઈ-પણ ઉપદ્રવ કોઈ પણ કરી શકશે નહીં. હે જાવડ, તું પોતાની સ્રીને સાથે લઈ સ્નાન કરી શુચિ થઈ પંચ પરમેષ્ટી નમસ્કાર ગણી શ્રી રુષભદેવનું સ્મરણ કરી પ્રતિમાજીને સ્થિર કરવા માટે રથના ચક્ર વચ્ચે બંને બાજુ બંને જણા શયન કરો, જેથી તે દુષ્ટો તમોને ઉલ્લંઘન કરવા સમર્થ થઇ શકવાના નથી. હું તો આ સકળ સંઘ સહિત પ્રભાત સુધી કાઉસ્સગ્ગમાં રહીશ." એવાં ગુરૂનાં વાકય સાંભળી પ્રમાણ કરી સર્વે જણા પોત-પોતાના કૃત્યોમાં તત્પર થયા. વજ્રસ્વામી પણ નિશ્ચલ ધ્યાનમાં તત્પર થઈ કાઉસ્સગ્ગે ઉભા રહ્યા. પછી તે દુષ્ટ દેવતા પુંફાટા મારતા આમ તેમ આવી પડવા માટે ઘણો ઉદ્યમ કરવા લાગ્યા, તથાપિ તેમના પુણ્ય, ધ્યાન, બળથી કોઇપણ ઠેકાણેથી અંદર પ્રવેશ કરી શકતા નથી. એમ કરતાં જ્યારે પ્રભાત થયું ત્યારે ગુરૂએ સકળ સંઘ સહિત કાઉસ્સગ્ગને પાર ઉતાર્યો ( પાર્યો ). પ્રતિમા જેમ હતી તેમજ સ્થિર રહેલી દેખીને પ્રમોદથી રોમાંચિત ગાત્ર થઇ સકળ સંઘ મંગળ વાજિંત્ર વાજતે ધવળ મંગળ ગાતાં મહોત્સ-વપૂર્વક પ્રતિમાજીને મૂળનાયકના દેરાસર આગળ લાવ્યા. વજ્રસ્વામી, જાવડ સંઘવી અને તેની સ્રી સુશીલા તથા સંઘની રક્ષા કરવા માટે રાખેલા મહાધર પદવીને ધારણ કરનાર ચાર પુરૂષો જુના દેરાસરમાં પેસીને તેમાંથી પ્રયત્ન કરી પ્રમાર્જના કરવા લાગ્યા. ગુરૂ ધ્યાન કરીને દુષ્ટ દેવતાનો ઉપદ્રવ નીવારવા માટે ચોતરફ અક્ષત પ્રક્ષેપાદિક શાંતિક કરવા લાગ્યા, ત્યારે ક્ષુદ્ર દેવતાના સમુદાયથી પરવરેલો પહેલાંનો કપર્દીક ક્રોધાયમાન થઇ જુની પ્રતિમાને આશ્રયીને રહ્યો ( જુની પ્રતિમા નહીં ઉપાડવા દેવાનો તેનો મતલબ હતો ), પરંતુ નવી પ્રતિમા સ્થાપન કરવા માટે ત્યાંથી જુની પ્રતિમાને ઉદ્ધરવા જ્યારે સંઘવી આવ્યો, ત્યારે વજ્રસ્વામીના મંત્રથી સ્તંભિત થઇ ગયેલા દુષ્ટ દેવતા તેને પરાભવ કરવા સમર્થ થઈ શકયા નહીં, તેથી એક મોટા ઘોર શબ્દથી

આરાટી શબ્દ મૂકવા લાગ્યા ( પોકાર પોકાર કરવા લાગ્યા ). તેનો એવો તો મોટો શબ્દ પસર્યો કે, જ્યોતિષચક્ર સુધી ભયંકર થતાં મોટા પર્વતો, સમુદ્ર, અને આખી પૃથ્વી પણ કંપવા લાગી ગઇ. હાથી, ઘોડા, વાઘ, સિંહાદિક પણ મૂર્છા પામી ગયા. પર્વતના શૃંગ તૂટી પડવા લાગ્યા, શત્રુંજયપર્વતના પણ ફાટી જવાથી દક્ષિણ ઉત્તર એમ બે ભાગ થઇ ગયા. જાવડ સંઘવી, સુશીલા સંઘવિણ અને વજ્રસ્વામી, એ ત્રણ જણ સિવાય બીજો બધો સંઘ પણ મૂર્છા પામી જમીન ઉપર પડી ગયો હોય તેમ થઇ ગયો. આવી રીતે સંઘને અચેતન બની ગયેલો દેખીને વજ્રસ્વામીએ નવા કપર્દીક યક્ષને બોલાવ્યો; ત્યારે તેણે હાથમાં વજ્ર લઇ અસુર દુષ્ટ દેવતાઓને તર્જના કરી, જેથી પૂર્વનો કપર્દીક પોતાનો પરિવાર સાથે લઈ નાશી જઇ સમુદ્ર કાંઠે ચંદ્રપ્રભાસ નામા ક્ષેત્ર ( પ્રભાસપાટણ )માં જઇ નામાંતર ધારક થઇ ત્યાંજ રહેવા ગયો. સંઘના લોકોને સચેતન કરવા સારૂ વજ્રસ્વામીએ પૂર્વમૂર્તિના અધિષ્ટાયકોને કહ્યું કે, “ હે દેવતાઓ, જાવડશાહ લાવેલા છે એ પ્રતિમા પ્રાસાદમાં મૂળનાયકપણે સ્થિર રહેશે, અને તમે આ પ્રતિમા સહિત આ ઠેકાણે સુખેથી રહો. પણ પ્રથમ મૂળનાયકની પૂજા, સ્નાત્ર, આરતી, મંગળદીવો કરીને પછી આ જીર્ણ બીંબની પૂજા સ્નાત્રાદિક કરવામાં આવશે, પરંતુ મૂળનાયકનીજ મુખ્યતા રહેશે. આવી રીતિના માર્ગનો જો કોઈપણ લોપ કરશે તો તેનું મસ્તક આ નવો કપર્દીકયક્ષ ભેદી નાખશે.” આવા પ્રકારની દૃઢ આજ્ઞા આપીને ગુરૂએ તે દેવતાઓને સ્થિર કર્યા. ત્યારપછી જયજયારવપૂર્વક આખા બ્રહ્માંડમાં શબ્દ પૂરાઈ જાય એવો પરમ પ્રમોદથી પ્રતિષ્ટા સંબંધી મહોત્સવ પ્રવર્તવા લાગ્યો. જે માટે શત્રુંજય મહાત્મમાં કહેલ છે કે,

या गुरौ भक्ति र्या पूजा । जिने दानंच यन्महत् ॥
या भावना प्रमोदो या । नैर्मल्यं यच्च मानसे ॥ १ ॥
तत्तत्सर्वं बभुवा स्मिन् । जावडे न्यत्र न क्वचित् ॥
गवां दुग्धेहि यः स्यादे । ह्यर्क दुग्धे कथं भवेत् ॥ २ ॥

ગુરૂના ઉપર ભક્તિ, જિનરાજની પૂજા, મ્હોટું દાન, ભાવના, પ્રમોદ, મનની નિર્મળતા, આ છ પદાર્થો જેટલા જાવડમાં હતા એટલા બીજા કોઈ પણ સંઘપતીમાં નથી. જેમકે, ગાયના દુધમાં જેવો સ્વાદ છે તે તેમાંજ છે પણ આકડાના દુધમાં (તેવો સ્વાદ) ક્યાંથી હોય ?

ત્યારપછી સર્વ વિધિ સમાપ્ત કરી પોતાની સ્ત્રી સહિત સંઘપતી ધ્વજારોપણ માટે પ્રાસાદશિખર ઉપર ચઢ્યા. તે વખતે દંપતી ભક્તિપૂર્વક પ્રમોદના અતિશયપણાથી એવો વિચાર કરવા લાગ્યા કે, “ અહો, ! સંસારમાં અમો બન્નેજણ આજે ધન્ય છીયે, કૃત્યપૂન્ય છીયે, અમારૂં ભાગ્ય અતિ અદ્ભૂત છે, જે માટે બીજાથી બની શકે નહીં એવો તીર્થનો ઉદ્ધાર અમોએ સિદ્ધ કર્યો. વળી મ્હોટા ભાગ્યના ઉદયથી અનેક લબ્ધિના મંદીર સરખા, દશપૂર્વના ધરનાર, વિઘ્નરૂપ અંધકાર દૂર કરવામાં સૂર્ય સમાન, સંસાર સમુદ્રથી તારનાર, ગુરૂ પણ વજ્રસ્વામી અમોને મળ્યા. તેમજ મહારાજા બાહુબળે ભરાવેલ ઘણ દેવતાઓને પણ મળી શકે નહીં એવું શ્રી ઋષભદેવનું આ મહા પ્રભાવિક બીંબ પણ

અમને અમારા ભાગ્યોદયથી આવી મળ્યું. વળી દુષમ કાળના મહીમાથી લોપાઈ ગયેલું જે શત્રુજયતીર્થ તે પણ અમારા કરેલા ઉદ્યમથી પૂરીને ચોથા આરાની પેઠે મહીમાવંત અનેક ભવ પ્રાણીઓને સુખે દર્શન કરી શકાય એવું થઇ શક્યું. શ્રી વજ્રસ્વામીનો પ્રતિબોધિત દેવકોટિ પરીવારથી પરવરેલ વિઘ્ન વિનાશ કરનારો કપર્દીક નામનો યક્ષ અધિષ્ટાયક થયો. આ બધામાં આપણા બન્નેનું પ્રાગ્ભાર (ઉત્કૃષ્ટ) પુન્ય એજ કારણ છે. સંસારમાં વસતાં આ સંસારી જીવોને એજ મુખ્ય ફળ સાર છે, કે જે શ્રી સંઘને આગળ કરી શ્રી શત્રુંજયતીર્થની યાત્રા કરી શકીયે. તે અમારા મનોરથ સર્વ પ્રકારે પરિપૂર્ણ થયા. તે માટે આજનો દિવસ અમારો સુદીન થયો, ભલે ઉદય થયો. આજે અમારો જન્મ, જીવીતવ્ય, સાર્થક થયું. આજે અમારૂં મન શમતારૂપ અમૃતના રસથી ભરેલા કુંડમાં જાણે નિમગ્ન થયેલુંજ હોય એમ દેખાય છે. આવી પરમ શમતારૂપ સુખના સ્વાદની અવસ્થાને પામ્યા છતાં પણ વળી કર્મયોગથી આર્ત્તરૌદ્ર ધ્યાનરૂપ જ્વાળાથી વ્યાપેલા કુવિકલ્પ (નઠારા વિચાર) રૂપ ધુમાડાના જાળથી ભરેલા ગૃહસ્થાવસ્થારૂપ પલેવણા (અગ્નિ) માં રહેવું પડશે. માટે જો આ અવસ્થામાંજ ભગવંતના ધ્યાનમાં લીન થયું છે ચિત્ત જેનું એવા આપણથી હમણાંજ આયુષ્ય પૂર્ણ થાય તો ભવાંતરમાં સુલ્લભબોધિ, ભવસિદ્ધિકતાદિ અનેક સુખની શ્રેણિને પામી શકાય."

એવી અનેક નિર્મળ શુભ ભાવના ભાવતાં તે દંપતીનું આયુષ્ય પૂર્ણ થઈ જવાથી જાણે હર્ષના વસથી હૃદય ફૂટીનેજ મરણ પામ્યા હોય નહીં શું ! એમ ત્યાં કાળ કરીને ચોથા દેવલોકે દેવતા ઉત્પન્ન થયા. તેઓના શરીરને વ્યંતરીક દેવતા ક્ષીરસમુદ્રમાં નાખી આવ્યા. તે દેવલોકે જાવડદેવ ઘણા વિમાનવાસી દેવોને માનવા યોગ્ય મહર્દ્ધિક છતાં આ શત્રુંજયપર્વતનો મહિમા પ્રગટ કરતો રહે છે. જાજનાગ નામે જાવડનો પુત્ર તથા બીજા સંઘના ઘણાજ લોકો તે બન્ને જણાનું દેરાસરના શિખર ઉપર થયેલું મરણ સાંભળી બહુ શોકાતુર થયા. ત્યારે ચક્રેશ્વરી દેવીયેં ત્યાં આવીને તેઓને મીઠાં વચનથી સમજાવીને શોક નીવાર્યો. જાજનાગ પણ આવા મોટા મંગળીકના કામની અંદર શોક કરવો લાયક નથી એમ સમજી સંઘને આગળ કરી ગુરૂએ બતાવેલી રીતિ પ્રમાણે રેવતાદ્રી શૃંગ (ગીરનારની ટુંક વિગેરે) ઉપર યાત્રા, પ્રાસાદ વિગેરે કરીને પોતાને ગામ ગયો. તે પોતાના પિતાના જેવા આચાર પાળતો સુખમાં દીન ગુજારવા લાગ્યો. (વિક્રમાદીતથી એકસો ને આઠમે વર્ષે જાવડશાહનો કરેલો ઉદ્ધાર થયો.

---

ઋણના સંબંધમાં ઘણુંકરી કલેશ મટી શકતો નથી, અને તેથીજ વૈર વિરોધની અત્યંત વૃદ્ધિ થઈ કેટલાક ભવ સુધી તેની પરંપરામાં તેથી થતાં દુઃખો સહન કરવાં પડે છે; એટલુંજ નહીં પણ તેના સહવાસના સંબંધથી બીજા પણ કેટલાક જીવોને અરસ. પરસના કારણીક હોવાથી એથી થતી દુઃસહ્ય દુઃખની રાશિ સહન કરવી પડે છે, માટે ઋણ સર્વથા રાખવું નહીં.

ઉપર લખેલા કારણથી ઋણનો સંબંધ લેનાર દેનાર બન્ને જણે તેજ ભવમાં પોતાને માથેથી ભારની પેઠે ઉતારીજ નાખવો (વાળી નાખવો).

બીજા વ્યાપારના લેણદેણમાં પણ જો પોતાનું દ્રવ્ય પોતાને હાથે પાછું ન ચડયું (ન આવ્યું), તે જો સર્વથા આવી શકે એમ ન હોય તો એવોજ નિયમ કરવો, કે મારૂં (આ) લહેણું ધર્મ ખાતે છે. એટલાજ માટે શ્રાવકલોકે ઘણુંકરી પોતાના સાધર્મી ભાઈઓ સાથેજ વેપાર કરવો; કેમકે, કદાચિત્ તેઓની પાસે ધન (લેહેણું) રહી ગયું હોય તોપણ તેઓ ધર્મમાર્ગ વાપરે. એ પણ પોતેજ વાપર્યા જેવું ગણાયું છે, તેથી તેને ધર્મમાર્ગે ખરચ્યું એવા આશય રાખી માંડીવાળવું. કદાચિત્ કોઈ મ્લેચ્છની પાસે લેહેણું રહી જતું હોય તો તે લેહેણું ધર્મખાતે માંડીવાળવું અને પોતાના અવસાન (મરણ) વખતે પણ વોસરાવી દેવું, જેથી તેની પાપરાશિ તેને ન લાગે. કદાપિ તે લેહેણું ધર્મખાતે માંડીવાળ્યા પછી, પણ વોસરાવ્યા પહેલાં પાછું આવે તો તે પોતાના ઘરખર્ચમાં વાપરવું નહીં. તે દ્રવ્ય શ્રી સંઘને સોંપીદેવું અથવા ધર્મમાર્ગે (તીર્થાદિક અથવા દેરાસર પ્રમુખમાં) વાપરવું.

## ( નિપજાવેલા પાપના હેતુઓ વોસરાવવા (વિષે )

એવી રીતે પોતાનું દ્રવ્ય અથવા કંઈપણ પદાર્થ ગયો હોય અગર ચોરાયો હોય અને તે પાછો મળવાનો સંભવ ન હોય તો તે વોસરાવી દેવે; જેથી તેનું પાપ પોતાને લાગે નહીં. એવીજ રીતે અનંતા ભવમાં પોતાના જીવે કરેલા જે જે શરીર, ઘર, હાટ, ખેત્ર, કુટુંબ, હળ, હથીયાર, પ્રમુખ પાપના હેતુઓ, તે પણ સર્વ વોસરાવી દેવાં. જો એમ ન કરે તો અનંતા ભવ ઉપરાંત પણ કરેલાં પાપનાં કારણનું પાપ અનંતે ભવે પણ આવીને તેને જ લાગે છે; અને અનંત ભવ સુધી તે જ કારણને લીધે વૈર વિરોધ પણ ચાલે છે, માટે વિવેકી પુરૂષે જરૂર વોસરાવવા યોગ્યજ છે. પાપ અથવા પાપનાં કારણ અનંત ભવ સુધી હડકાયા કુતરાના ઝેરની પેઠે પાછળ આવે છે, એ વાત કંઈ આગમના આશય વિનાની સમજવી નહીં. જે માટે પાંચમ અંગ ભગવતીસૂત્રના પાંચમા શકતના છઠ્ઠા ઉદ્દેશામાં કહ્યું છે કે, "કોઈક પારધીયે મૃગલાને માર્યો, તે જેનાથી (જે વડે) માર્યો, એવા ધનુષ્યના વાંસના અને બાણના પણછ (તાંત)ના, બાણના અગ્રભાગે રહેલા લોહની અણી વિગેરેના જીવો (ધનુષ્ય, બાણ, પણછ, લોહને ઉત્પન્ન કરનાર જે જીવ) જગતમાં છે તેઓને અવ્રતીપણાથી હિંસાદિક અઢાર પાપસ્થાનકની ક્રિયા લાગે છે". એમ બતાવેલું હોવાથી અનંત ભવ સુધી પણ પાપ પાછળ આવે છે એવું સિદ્ધ થાયજ છે.

ઉપર લખેલી યુક્તિ પ્રમાણે વ્યાપાર કરતાં કદાચિત્ લાભને બદલે અલાભ થાય કે હાની થાય તોપણ તેમાં ખેદ કરવો નહીં; કેમકે, ખેદ ન કરવો એજ લક્ષ્મીનું મુખ્ય કારણ છે. જે માટે શાસ્ત્રકારોયે એજ વાકય ઉપર યુક્તિ બતાવેલ છે કેઃ—

## ( ઉદ્યમથી લક્ષ્મી મળવા વિષે )

सुव्यवसायिनि कुसले । क्लेश सहिष्णौ समुद्यतारंभे ॥
नरिपृष्टतो विलग्ने । यास्यति दूरं कियल्लक्ष्मीः ॥ १ ॥

વ્યાપાર કરવામાં વિચક્ષણ, કલેશને સહન કરનાર, એકવાર કરેલો ઉદ્યમ ખાલી જતાં પણ હીંમત રાખી ફરી ઉદ્યમ કરનાર, એવો પુરૂષ જયારે (કામની) પાછળ પડે ત્યારે લક્ષ્મી નાશી નાશીને કેટલેક દૂર જવાની છે? (તે જરૂર લક્ષ્મીને પ્રાપ્ત કરે છે.)

ધાન્યના વાવનારની પેઠે પ્રથમથી બીજ ખોવા પછીજ એનાં અનેક બીજની પ્રાપ્તિ કરાય છે. તેમ ધન ઉપાર્જન કરવામાં કેટલીક વાર ધન જાય પણ ખરૂં; તથાપિ તેથી અકળાઈ જવું કે દીનતા કરવી નહીં; પરંતુ જ્યારે જાણ્યામાં આવે કે, હાલ મને ધન પ્રાપ્તિનો અંતરાયજ છે ત્યારે ધર્મમાં ચિત્ત લગાડીને ધર્મસેવન કરવો. જેથી તેનો અંતરાય મટી જઈ પુણ્યનો ઉદય પ્રગટ થાય. તે વખતે એ ઉપાય વિના બીજો કોઈ ઉપાય છેજ નહીં. માટે બીજામાં ફાંફાં ન મારતાં જયાંસુધી સારો ઉદય ન થાય ત્યાંસુધી ધર્મસેવન કરવો એજ શ્રેયસ્કર છે. કહેલું છે કેઃ—

## ( ધૈર્યતા વિષે )

"કરમાઈ ગયેલું વૃક્ષ પણ પાછું વૃદ્ધિ પામે છે, ક્ષીણ થઈ ગયેલો ચંદ્ર પણ પાછો પૂર્ણ થાય છે. એમ ધારીને સત્પુરૂષ આપદાથી તપી જતો નથી (અકળાતો નથી). પુર્ણ અને હીન, એ બે અવસ્થા જેમ ચંદ્રનેજ છે, પણ તે તારા, નક્ષત્રને ભોગવવી પડતી નથી; તેમ સંપદા અને વિપદા અવસ્થા પણ મોટાનેજ હોય છે, ગરીબને હોતી નથી. હે આમ્રવૃક્ષ જે માટે ફાગણ માસે અકસ્માત્ તારી બધી શોભા હરી લીધી છે, તેથી તું શું કરવા વિચ્છાય (શુકાઈ જવું કે ઉદાસ થઈ જવું) બની જાય છે? વસંતઋતુ જયારે આવશે ત્યારે થોડાજ વખતમાં તારી જેવી હતી તેવીજ પાછી શોભા બની જશે, માટે તું ખેદ મ કર (એ અન્યોક્તિ છે)."

## ( ગયું ધન પાછું મળવા ઊપર આભડ શેઠનો દૃષ્ટાંત )

પાટણ નગરમાં શ્રીમાળી વંશનો નાગરાજ નામે કોટીધ્વજ શ્રીમંત શેઠ રહેતો હતો. તેને પ્રિયમેલા નામની સ્ત્રી હતી. તે ગર્ભવંતી થઈ કે તત્કાળ અજીરણના દરદથી શેઠ મરણ પામ્યો. અપુત્રીયો મર્ણ પામે તેનું ધન રાજા લઈ લે, એવો તે વખતમાં ધારો હોવાથી તેનું સર્વસ્વ ધન રાજાયે લુંટી લીધું; જેથી નિર્ધન બની ગયેલી શેઠાણી અકળાઈને ધોળકામાં પોતાના પિતાને ઘેર જઈ રહી. ત્યાં તેણીને "અમાર તો જરૂર પળાવવી" એવો દોહદ ઉપજ્યા પછી પુત્ર જન્મ્યો. તેનું "અભય" નામ પાડયું, પણ કોઈક કારણથી "આભડ" નામથી તે લોકમાં પ્રખ્યાત થયો. જ્યારે પાંચ વર્ષનો થયો ત્યારે નિશાળે સીખવા જતાં આ તો "ન બાપો" છે, એવાં વચન સાંભળી તેણે માતા પાસે આવી હઠ કરી પુછયું, ત્યારે તેણીયે જેમ હતું તેમ કહ્યું. પછી કેટલાક આડંબરથી તે પાટણ રહેવા ગયો. ત્યાં પોતાના જુના ઘરમાં રહેતાં અને વ્યાપાર કરતાં પ્રતિષ્ટા જમાવવાથી લાછલદેવીની સાથે તેનું લગ્ન થયું. સ્ત્રી ભાગ્યશાળી હોવાથી તેના આવ્યા પછી બાપના ઘરમાંથી દાટેલું નિધાન નિકળ્યું તેથી તે પોતાના પિતાની પેઠે પાછો કોટીધ્વજ થયો. ત્યારપછી તેને ત્રણ દીકરા થયા. પણ નસીબ નબળાં આવવાથી સર્વ ધન ખોઈ નિર્ધન બની બેઠો. છેવટે એવી અવદશા આવી બેઠી કે, દીકરા સહિત વહુને તેને પીયર મોકલવી પડી. પોતે બીજો કાંઈ રોજગાર હાથ નહીં લાગવાથી મણીયાર (ઝવેરી) ની દુકાને બેઠો. ત્યાં ત્રણ માણકા આખો દિવસ ઘસે ત્યારે એક માણું જવ મળે, તે લાવી પોતેજ દળે, રાંધે ત્યારે ખાય. એવી વિપત્તિમાં આવી પડ્યો. જે માટે શાસ્ત્રકારે કહેલું છે કે, "સમુદ્ર અને કૃષ્ણ એ બન્ને

પ્રીતિ અને પ્રેમથી પોતાના ખોળામાં જેને બેસારતા ( રાખતા હતા ) તેના ઘરમાં પણ જ્યારે લક્ષ્મી રહી નહીં, ત્યારે જે લોકો ખર્ચ કરી લક્ષ્મીનો નાશ કરનારા છે તેઓના ઘરમાં ક્યાંથી રહે ?"

એક વખતે શ્રી હેમાચાર્યની પાસે શ્રાવકનાં વ્રત અંગીકાર કરતાં ઈચ્છાપરિમાણ ગ્રહણ કરતી વખતે આભડ ઘણોજ સંક્ષેપ કરવા લાગ્યો, ત્યારે આચાર્યે ઘણી વાર ના પાડી તોપણ નવ લાખ રૂપીઆ મોકળા રાખી વધારે નહીં રાખવાનું તેણે પચખાણ લીધું અને છેવટે એવો નીયમ લીધો કે, એ કરતાં જેટલું વધારે દ્રવ્ય મળે તેટલું બધું ધર્મમાર્ગે વાપરી નાંખવું. ત્યારપછી કેટલેક દિવસે તેની ગાંઠે પાંચ રૂપીઆ થયા. એક વખત તે ગામ બહાર ગયો હતો, ત્યાં જળાશયમાં બકરીનું ટોળું પાણી પીતું હતું. તેમાંનું પાણી લીલા રંગનું થઈ ગયેલું દેખી તે વિચારવા લાગ્યો કે, નિર્મળ જળ છતાં આ પાણી લીલું કેમ દેખાય છે. વધારે વિચાર કરી જોતાં એક બકરીને ગળે બાંધેલો લીલો પથ્થર દેખી બકરીના ધણીને પૂછયું કે, આ બકરી તારે વેચવી છે ? તેણે હા કહ્યાથી પાંચ રૂપીઆ આપી તે બકરી લઈ પોતાને ઘેર આવ્યો, અને તે પથ્થરના કટકા કરી તેને સરખેસરખા ઘસીને એક લાખ દામ જેના ઉપજે એવા મણકા તૈયાર કરી વેચ્યા, તેથી તે પૂર્વની પેઠે કોટિધ્વજ શ્રીમંત બની ગયો. પોતાના કુટુંબને ઘેર બોલાવી લીધું. ત્યારપછી સાધુઓને નિરંતર ઘીના ઘડા વોહોરાવે, સાધર્મીક વાત્સલ્ય કરે, દાનશાળાઓ બંધાવી, મહોત્સવથી પૂજા ભણાવે, છ છ મહિને સમકીતધારી શ્રાવકોની પૂજા કરે, નાનાપ્રકારનાં પુસ્તક લખાવી તેનાં ભંડાર કરાવે, નવા બીંબ ભરાવે, પ્રતિષ્ઠા કરાવે, જીર્ણોદ્ધાર કરાવે, તેમ અનેક ધર્મ કરણીયો કરી છેવટે ચોરાસી વર્ષની અવસ્થાયે પોતાના કરેલા ધર્મકૃત્યની વહી ( ટીપ ) વંચાવતાં ભીમસાઈ શિક્કાના અઠ્ઠાણું લાખ રૂપીઆ ખરચાયા વાંચીને ખેદ કરવા લાગ્યો, કે, હાહા ! હું કેવો લોભી, કે જેનાથી એક કરોડ રૂપીઆ પણ ધર્મમાર્ગે ખરચાયા નથી. ત્યારે તેના પુત્રોએ મળીને તેના નામથી દશ લાખ રૂપીઆ તેના દેખતાં ધર્મમાર્ગે ખર્ચ કરી એક કરોડ આઠ લાખ પૂરા કર્યા. છેવટે આઠ લાખ ખરચવાનું પુત્રો પાસે કબુલ કરાવી અણસણ કરી સ્વર્ગવાસી થયો.

## ( સંતોષનો આશ્રય કરવા વિષે. )

કદાચિત્ માઠાં કર્મના યોગથી ગઈ લક્ષ્મી પાછી મળી શકે નહીં, તોપણ ધૈર્યને ધારણ કરી આપદારૂપ સમુદ્રને તરવો, કેમકે આપદારૂપ સમુદ્રમાંથી તારનાર એક વહાણ સરખું ધૈર્યજ છે. પુરૂષને સર્વ દિવસ સરખાજ હોય ક્યાંથી ! સર્વ પ્રાણીને અસ્ત અને ઉદય તો થયાંજ કરે છે. કહેલું છે કેઃ—" આ જગત્‌માં કોણ સદા સુખીયો છે, કયા પુરૂષને લક્ષ્મી અને પ્રેમ ( સ્નેહ ) સ્થિર રહે છે, કોણ મૃત્યુથી ઘેરાયો નથી, કોણ વિષયમાં લંપટ નથી ". એવી કષ્ટની અવસ્થામાં તો સર્વ સુખનાં મૂળ સરખા સંતોષનોજ આશ્રય કરવો. જો એમ ન કરે તો તે આપદાની ચિંતાથી બંને ભવમાં પોતાના આત્માને ભમાડે છે. જે માટે શાસ્ત્રમાં કહેલું છે કેઃ—આશારૂપી જળથી ભરેલી ચિંતારૂપિણી નદી પુરથી વહી રહી છે, તેમાં અસંતોષરૂપી નાવડીને વળગ્યો છતાં પણ હે મંદતારૂ ( તરનાર ) તું બુડે છે." ( માટે સંતોષરૂપી તુંબડાનો આશ્રય કર, જેથી તું ખરેખર તરી શકીશ.)

## ( ભાગીદાર કરવા વિષે )

જો વિવિધ ઉપાય કરવાથી પણ પોતાના ભાગ્યની દશા હીનજ છે એમ અનુભવ થાય તો કોઈક ખરેખરા ભાગ્યશાળીનો આશ્રય ગ્રહણ કરીને ( તેની સાથે ભાગીદાર થઈને ) વેપાર ચલાવવો. જેમ કાષ્ટના આધારે લોહ અને પાષાણ પણ તરી શકે છે, તેવીજ રીતે ભાગ્યશાળીના આશ્રયથી લાભની પ્રાપ્તિ થઈ શકે છે. ( લોકીકમાં કહેવત છે કે, શેરડીની સાથે એરંડી પણ પાણી પીએ. )

## ( ભાગીદારના ભાગ્યથી થતા લાભ વિષે દૃષ્ટાંત )

સંભળાય છે કે, એક વેપારી કોઈક મોટા ભાગ્યશાળીના પસાયથી ( તેની સાથે ભાગમાં વેપાર કરવાથી ) ધનવંત થયો, પણ જ્યારે પોતાના નામથી જુદો વેપાર ચલાવે ત્યારે જરૂર અલાભ ( નુકશાન ) પામે. તેથી વળી શેઠની સાથે જોડાઈ વેપાર કરે. એમ કેટલીકવાર ધન ખોયું અને કેટલીકવાર ધનવંત થયો. છેવટે તે શેઠ મરણ પામ્યા તે વખતે તે વેપારી નિર્ધન હતો, જેથી તે શેઠના પુત્રની સાથે ભાગમાં વેપાર ચલાવવાની માંગણી કરવા લાગ્યો, પણ તેણે તેની વાત ઉપર તે નિર્ધન હોવાથી કાંઇ કાન દીધા નહીં ( ગણકાર્યું નહીં ). ઘણા જણ પાસે કહેવરાવ્યું, પણ તેણે માન્યું નહીં, ત્યારે વેપારીએ મનમાં વિચાર કીધો કે, કંઇક યુક્તિ કર્યા વિના દાવ ફાવે એમ નથી. એમ ધારી તે શેઠના એક જુના વાણોતરને મળી શેઠના પુત્રથી ગુપ્ત, રહીને જુનાં પોતાના વહીવટનાં ખાતાં કઢાવી વચ્ચે બે ચાર સારા માણસને સાક્ષીરૂપ રાખી પોતાના ખાતામાં પોતાને હાથે બે હજાર રૂપીઆ ઉધાર ખાતે માંડી ચોપડા જેમનાતેમ (હતા તેમ) મૂકી દીધા. કેટલેક દિવસે તે ખાતું વાંચવામાં આવ્યાથી વાણોતરોએ નવા શેઠને ( શેઠના પુત્રને ) બતાવ્યું. નવા શેઠ બોલ્યા કે જ્યારે એમ છે ત્યારે ઉઘરાણી કેમ કરતા નથી? મહેતાને ઉઘરાણી મોકલ્યો ત્યારે તેણે પોતે શેઠ પાસે આવી કહ્યું કે, મારા ધ્યાનમાંજ છે, કે મારા ઉપર બે હજાર રૂપીઆ તમારા નીકળે છે; પણ શું કરૂં! હાલ મારી પાસે આપવા કાંઈ નથી, અને વેપાર પણ ધન વિના ક્યાંથી કરૂં! માટે તમે જો એ રૂપીયા લેવાની આશા રાખતા હોતો વેપાર કરવા બીજા રૂપીઆ મને આપો તો તેથી કમાઇને તમારૂં દેણું પુરૂં કરૂં અને હું પણ કમાણી. એમ જો નહીં થાય તો કંઈપણ બની શકશે નહીં. નવા શેઠે વિચાર્યું કે, એમ કર્યા વિના કંઈ બે હજાર રૂપીઆ આવશે નહીં. બે હજાર રૂપીઆ લેવાની આશાથી પોતાની સાથે પહેલાંની પેઠે તેને ભાગીદાર કરી કોઈક વેપારે મોકલ્યો, જેથી તે થોડાજ વખતમાં પાછો ધનવંત થયો. હિસાબ કરતી વખતે પેલા બે હજાર રૂપીઆ કાપી લેતાં તેણે વચ્ચે રાખેલા સાક્ષીદારોને શેઠ પાસે લાવી સાક્ષી પુરાવી પોતાને હાથે પાડેલું ખાતું રદ કરાવ્યું. એમ ભાગ્યશાળીના સાહાયથી ધનવંત થયો.

## ( ઘણી લક્ષ્મી મળ્યા છતાં ગર્વ ન કરવા વિષે )

નિર્દયતા, અહંકાર, તૃષ્ણા ( લાલચ ), કર્કશ વચન ( કઠોર ભાષણ ), નીચ લોકો સાથે વેપાર (નટ, વિટ, લંપટ, લબાડની સાથે સહવાસ રાખવો ), એ પાંચ લક્ષ્મીના સહચારી છે. ( જેમ લક્ષ્મી વધે છે, તેમ તેની પાસે એ પાંચે જરૂર હોવાજ જોઇએ).

એમ જે કહેલું છે, તે માઠી પ્રકૃતિવાળાનેજ હોય છે. માટે ઘણી લક્ષ્મી પામીને પણ અવશ્ય કરીને સર્વથા અભિમાન ન કરવો. કેમકે, જે એમ વર્તે છે તેજ ઉત્તમ પુરૂષોમાં ગણાય છે. જે માટે કહેલું છે કેઃ—"આપદા આવે દીનતા ન કરે, સંપદા પામે ગર્વ ન કરે, પારકું કષ્ટ દેખીને પોતે પોતાને પડેલા કષ્ટ જેવો દુઃખીત થાય, પોતાને કષ્ટ આવે ત્યારે હરષ પામે, એવું જેના ચિત્તમાં છે તેને નમસ્કાર થાઓ. સમર્થ થઈને કષ્ટ સહન કરે, ધનવાન થઇને ગર્વ ન કરે, વિદ્યાવંત થઇને નમતો રહે, એવા ત્રણે પુરૂષોથી આ પૃથ્વી શોભા પામે છે."

## ( મોટાઇની ઇચ્છા રાખનાર વિષે )

જેને મોટાઈ રાખવાની ઈચ્છા હોય, તેણે કોઈની સાથે ક્લેશ કરવો નહીં, તેમાં પણ વળી પોતાથી જે મોટા ગણાત્તા હોય તેની સાથે તો નજ કરવો. કહેલું છે કેઃ—" ખાંસીના રોગવાળાએ ચોરી, નિદ્રાવાળાએ ચામચોરી ( પરસ્ત્રી ગમન ), રોગવાળાએ ખાવાની લાલચ અને ધનવાને બીજા સાથે લડાઇ મૂકવી ( ન કરવી ), નહિં તો તેથી અનર્થ થાય. ધનવાન, રાજા, ઘણા પક્ષવાળા, ઘણો ક્રોધી, ગુરૂ, નીચ, તપસ્વી, એટલાની સાથે કોઈ વખત પણ વાદવિવાદ ( તકરાર ) ન કરવો."

## ( ધનવાનની સાથે ક્લેશ ન કરવા વિષે )

ધનવાનની સાથે વેપાર કરતાં કાંઇપણ વાંધો પડે તો નમીનેજ તેનું સમાધાન કરવું. તેની સાથે ક્લેશ ઉઠાવવોજ નહીં, કેમકે, ધનવાનની સાથે બળ કલહ કરવો નહીં એમ પંચાખ્યાન નીતિમાં લખેલ છે. કહ્યું છે કે, " ઉત્તમ પુરૂષને નમ્રતાથી, પોતાથી વધારે બળિષ્ટને અરસપરસ ભેદ કરીને, નીચને કાંઇક આપી લલચાવીને, અને બરોબરીયાતે પરાક્રમથી જય ( વશ ) કરવો."

## ( ક્ષમા રાખવા વિષે )

ઉપર લખેલા ન્યાય પ્રમાણે ધનાર્થી અને ધનવંતે જરૂર ક્ષમા રાખવી, કેમકે ક્ષમા છે તેજ ખરેખર લક્ષ્મીની વૃદ્ધિ કરવા સમર્થ છે. જે માટે નીતિમાં કહેલું છે કેઃ—" વિપ્રને હોમ અને મંત્રનું બળ છે, રાજાને નીતિ અને શસ્ત્રનું બળ છે, અનાથોને ( નબળા હોય તેને ) રાજાનું બળ છે, અને વ્યાપારીને ક્ષમા બળ છે. ધન પ્રાપ્તિનું મૂળ પ્રિય વચન અને ક્ષમા છે; કામસેવનનું ( વિષયાભિલાષનું ) મૂળ ધન, નિરોગી શરીર અને જુવાની છે; ધર્મનું મૂળ દાન, દયા અને ઇંદ્રિયદમન છે; અને મોક્ષનું મૂળ સર્વ સંસારીક સંબંધને મૂકી દેવો એજ છે."

## ( દંત કલહ ન કરવા વિષે )

વળી દંતકલહ તો સર્વથા સર્વત્ર ત્યાગ કરવો. જેમાટે લક્ષ્મી દારિદ્રના સંવાદમાં કહેલું છે કેઃ—" લક્ષ્મી કહે છે કે, હે ઇંદ્ર, જ્યાં ગુરૂજનની ( માતા, પિતા, ધર્મગુરૂની ) પુજા થાય છે, જ્યાં ન્યાયથી લક્ષ્મી મેળવાય છે, અને જ્યાં દરરોજ દંતકલહ ( સેહેજની વાતમાંગી લડાઈ) થતો નથી, ત્યાં હું રહું છું. દારીદ્રને પુછ્યું કે, તું

ક્યાં રહે છે ? તે બોલ્યો કે, જુગારીને પોષનાર, પોતાનાં સગાંવહાલાંથી દ્વેષ રાખનાર કીમીયાથી ધન મેળવવાની ઈચ્છા રાખનાર, સદા આળસુ, આવક અને ખર્ચનો વિચાર નહીં રાખનાર, એવા પુરૂષના ઘરમાં હું સદા રહું છું."

( ઉઘરાણી કરવાની રીતિ )

લેહેણું લેવા જવું ત્યાં પણ નરમાસ રાખવી, લોક નિંદે એમ બોલવું નહીં, વિગેરે યુક્તિ પુર્વક પ્રસન્નતા ઉપજાવી માંગવું, જેથી તેને તરત આપવાની રૂચિ ઉત્પન્ન થાય. એમ જો ન કરે તો દાક્ષિણ્યતા અને લાજ પ્રમુખનો લોપ થઈ ધન, ધર્મ અને પ્રતિષ્ઠાની હાની થાય છે. એટલાજ માટે ઉઘરાણીમાં ઘણોજ વિચાર કરીને વર્તવું. વળી પોતે લાંઘણ કરવી અને બીજાને પણ કરાવવી એવાં કામ વિગેરે વર્જવાં. વળી પોતે જમવું અને પરને ( દેણદારને ) લાંઘણ કરાવવી એતો સર્વથા અયોગ્યજ છે, કેમકે ભોજનનો અંતરાય પડાવવાથી ઢંઢણકુમારાદિકની પેઠે અત્યંત ભયંકર કર્મ બંધાય છે. જો પોતાનું કાર્ય શામથી ( સ્નેહથી ) બની શકતું હોય તો કઠણાઈ કરવી લાયક નથી. વેપારીએ તો શામથી કામ બને ત્યાં સુધી લડાઈ ટંટો કરવોજ નહીં. કહ્યું છે કેઃ—" જોપણ સાધ્ય સાધનમાં ( કામ કાઢી લેવામાં ) શામ, દામ, ભેદ અને દંડ એ ચાર ઉપાય પ્રખ્યાત છે, તોપણ છેલ્લા ત્રણનું તો સંજ્ઞામાત્ર ફળ છે ( નામમાત્ર છે ), પરંતુ સિદ્ધિ તો શામમાંજ છે." કોમળ વચનથી જે વશ નથી થતા ( એકવાર ઉઘરાણી કરવાથી ધન નથી આપી દેતા ) તો તે પાછળથી તીખાં અને કઠોર એવાં જીભના વચન પ્રહારને સહન કરનાર બને છે ( કડવાં વચન સાંભળે છે ). જેમકે, દાંત જેમ જીભના ઉપાસક ( ચાકર ) બને છે.

લેહેણ દેણના સંબંધમાં ભ્રાંતિ થયાથી કે વિસ્મૃત થઇ જવાથી જોપણ હરકોઇ જાતિનો વિવાદ પડે, તોપણ સર્વથા અરસપરસ તકરાર ન કરવી. તેનો ચુકાદો કરાવવા માટે લોક પ્રખ્યાત મધ્યસ્થ વૃત્તિવાળા ન્યાય કરનારા ચાર ચોવટીયાને તે કામ સોંપવું. તેઓ મળી જે ખુલાસો કરી આપે તે માન્ય કરવું. એમ કર્યા વિના એવી તકરારો ભાગતીજ નથી. જે માટે કહેલું છે કેઃ—" જેમ અરસપરસ ગુંથાઇ ગયેલા માથાના વાળને પોતાના હાથથી જુદા કરી શકાતા નથી, પણ કાંસકીથીજ જુદા પાડી શકાય છે, તેમ સગા બે ભાઈઓમાં પણ જો તકરાર પડી હોય તો તે કોઈ બીજાથીજ ભાગી શકાય છે. પોતાથી તે તકરારનો અંત લાવી શકાતોજ નથી. ( કેમકે તેમાં ખેંચતાણ થયા વિના રહેતીજ નથી )". જેઓને મધ્યસ્થ ઠરાવેલા હોય, તેઓએ અપક્ષપાતથી જેને જેવો હીસ્સો આપવવો જોઇએ તેવોજ તેને અપાવવો. તે બન્નેમાંથી કોઈનો પક્ષપાત કરવો નહીં; તેમજ લોભ રાખીને કે દાક્ષિણ્યતા રાખીને કે લાંચ વિગેરે લઇને અન્યાય કરવો નહીં; કેમકે સગાંવહાલા, સાધર્મી કે હરકોઈ પણ બીજાના કામમાં લોભ રાખવો એ સર્વમાં વિશ્વાસઘાતીનું કામ છે માટે તેમ ન કરવું.

નિર્લોભ વૃત્તિથી ન્યાય કરી વિવાદ ભાગી આપવાથી મધ્યસ્થને જેમ મહત્વતાદિક મોટો લાભ થાય છે, તેમજ જો પક્ષપાત રાખી ન્યાય કરે તો દોષ પણ તેવોજ મોટો લાગે છે. ખરો વિચાર કર્યા વિના જો દાક્ષિણ્યતાથી ચુકાદો આપવામાં આવે તો

દેણદારને લેણદાર અને લેણદારને દેણદાર વખતે ઠરાવી દેવાય, એમ ઉલટ સુલટ ન્યાય વખતે થઈ જાય છે માટે ન્યાય કરનારે ખરેખર બન્નેનો પક્ષ રાખ્યા વગર ન્યાય આપવો નહિતો ન્યાય આપનાર મોટા દોષનો ભાગી થાય છે.

## ( ન્યાય કરવા જતાં અન્યાય પણ થાય છે તે ઉપર શેઠની પુત્રીનો દૃષ્ટાંત)

સંભળાય છે કે, એક ધનવંત શેઠ હતો. તે શેઠપણાની મોટાઈ તેમજ આદર બહુમાનનો અર્થી હોવાથી સર્વની પંચાતમાં આગેવાની કરતો હતો. તેની પુત્રી ઘણી વિચક્ષણા હતી. તે વારંવાર શેઠને સમજાવતી હતી કે, બાપા, તમે હવે વૃદ્ધ થયા, ઘણો જશ મેળવ્યો, હવે તો આવાં કાવતરાં મૂકો. શેઠ કહેતો કે, નહીં, હું કોઈનો પક્ષપાત કે દાક્ષિણ્યતા રાખતોજ નથી, કે તે કાવતરૂં કહેવાય. હું ખરો અદલ જેનો જેવો ન્યાય હોય તેવોજ તેને આપું છું. વિચક્ષણા કહે કે, પિતાજી, એમ હોયજ નહીં. જેને લાભ મળે તેને તો સુખ થાય, પણ જેના અલાભમાં ન્યાય મળે તેને દુઃખ થયા વગર રહેજ નહીં, કેમ જાણીએ કે આ ખરેજ ન્યાય અપાયો છે ! એવી યુકિતથી ઘણું સમજાવ્યો, પણ શેઠ માનેજ નહીં. એક વખતે પોતાના બાપને શિક્ષા આપવા સારૂ તેણી ઘરમાં ખોટો જઘડો લઈ બેઠી કે “ પિતાજી તમારી પાસે હજાર સોનામોહોર મેં થાપણ આપેલી છે તે પાછી આપો.” શેઠ અજાયબ થઈ બોલ્યો કે, દીકરી, આજે આ તું શું બકે છે, કેવી મોહોરો ! કેવી વાત ! વિચક્ષણા બોલી, નહીં, હું તો એ મારૂં મળશે નહીં ત્યાં સુધી ખાવાનીયે નથી, અનેબીજાને પણ ખાવા દેવાની નથી. એમ કહી બારણાં વચ્ચે હજારો લોક ભેગા થાય એવી રીતે લાંઘવા બેઠી, અને સાફ બોલવા લાગી કે, આવા વૃદ્ધ થયા તોપણ કંઈ લાજ છે! કે બાળવિધવાના પઇસા ઉપર દાનત ઘાલી બેઠા છો. આ મા પણ કંઇ બોલતી નથી, ભાઈ પણ કંઈ બોલતો નથી ! બધા પારકા પૈસાના લાલચુ બની બેસો ! મને શી માલમ કે આવા બધા લાલચુ અને પરઘરઘાલુજ હશે ! ના ના, તે એમ નહીં થાય. બાળરાંડના પૈસા ખાતાં કાંઈ લાજ આવતી નથી ! મારા પૈસા આપવાજ પડશે, એમાં કાંઇ ચાલવાનું નથી, શું કરવા આટલા લોકોમાં હાસ્યપાત્ર થાઓ છો ! આવાં વચનો સાંભળીને શેઠ તો બિચારો ગળગળો બની ગયો ને લોકો તો બધા ફિટકારતા ચાલ્યા જાય છે. આવો બનાવ દેખીને શેઠના તો હોશ પણ ઉડી ગયા. લોકોનો ફિટકાર, સ્ત્રીઓનો રડાકુટો, અને દીકરીનો બળાપો, જેથી કંટાળીને શેઠે બિચારે ચાર ચોવટીયાને બોલાવીને પંચાયત કરાવી. ચોવટીયાલોકોએ વિચક્ષણાને બોલાવી પુછ્યું કે, તારા હજાર સોનઇયા શેઠ પાસે લેહેણા છે એનું કોઈ સાક્ષી છે? તે બોલી કે, સાક્ષીની શી વાત ! આ ઘરના બધા સાક્ષીજ છે. મા જાણે છે, બેનો જાણે છે, ભાઈજાણે છે, પણ ખાઇ જવાની આશાથી બધા એકતરફ બની બેઠા છે તેનો શો ઉપાય ! બાકી તો બધાય મનમાં સમજે છે, પણ બાપા આગળ શું થાય ! બધાય જાણે છે, પણ કોઇ સાક્ષી આપે એમ જણાતું નથી. તમને દયા આવતી હોયતો મને મારૂં ધન અપાવો, નહિં તો મારો પરમેશ્વર જેવો બેલી છે. આમાંથી જે બનવાનું હશે તે બનશે. તમે પંચલોકો મારે તો માબાપને ઠેકાણે છો. તેને પણ જ્યારે લાજ નહી

ક્યાં રહે છે ? તે બોલ્યો કે, જુગારીને પોષનાર, પોતાનાં સગાંવહાલાંથી દ્વેષ રાખનાર કીમીયાથી ધન મેળવવાની ઈચ્છા રાખનાર, સદા આળસુ, આવક અને ખર્ચનો વિચાર નહીં રાખનાર, એવા પુરૂષના ઘરમાં હું સદા રહું છું."

## ( ઉઘરાણી કરવાની રીતિ )

લેહેણું લેવા જવું ત્યાં પણ નરમાસ રાખવી, લોક નિંદે એમ બોલવું નહીં, વિગેરે યુક્તિ પુર્વક પ્રસન્નતા ઉપજાવી માંગવું, જેથી તેને તરત આપવાની રૂચિ ઉત્પન્ન થાય. એમ જો ન કરે તો દાક્ષિણ્યતા અને લાજ પ્રમુખનો લોપ થઈ ધન, ધર્મ અને પ્રતિષ્ઠાની હાની થાય છે. એટલાજ માટે ઉઘરાણીમાં ઘણોજ વિચાર કરીને વર્તવું. વળી પોતે લાંઘણ કરવી અને બીજાને પણ કરાવવી એવાં કામ વિગેરે વર્જવાં, વળી પોતે જમવું અને પરને ( દેણદારને ) લાંઘણ કરાવવી એતો સર્વથા અયોગ્યજ છે, કેમકે ભોજનનો અંતરાય પડાવવાથી ઢંઢણકુમારાદિકની પેઠે અત્યંત ભયંકર કર્મ બંધાય છે. જો પોતાનું કાર્ય શામથી ( સ્નેહથી ) બની શકતું હોય તો કઠણાઈ કરવી લાયક નથી. વેપારીએ તો શામથી કામ બને ત્યાં સુધી લડાઈ ટંટો કરવોજ નહીં. કહ્યું છે કે:—" જોપણ સાધ્ય સાધનમાં ( કામ કાઢી લેવામાં ) શામ, દામ, ભેદ અને દંડ એ ચાર ઉપાય પ્રખ્યાત છે, તોપણ છેલ્લા ત્રણનું તો સંજ્ઞામાત્ર ફળ છે ( નામમાત્ર છે ), પરંતુ સિદ્ધિ તો શામમાંજ છે. " કોમળ વચનથી જે વશ નથી થતા ( એકવાર ઉઘરાણી કરવાથી ધન નથી આપી દેતા ) તો તે પાછળથી તીખાં અને કઠોર એવાં જીભના વચન પ્રહારને સહન કરનાર બને છે ( કડવાં વચન સાંભળે છે ). જેમકે, દાંત જેમ જીભના ઉપાસક ( ચાકર ) બને છે.

લેહેણુ દેણના સંબંધમાં ભ્રાંતિ થયાથી કે વિસ્મૃત થઇ જવાથી જોપણ હરકોઇ જાતિનો વિવાદ પડે, તોપણ સર્વથા અરસપરસ તકરાર ન કરવી. તેનો ચુકાદો કરાવવા માટે લોક પ્રખ્યાત મધ્યસ્થ વૃત્તિવાળા ન્યાય કરનારા ચાર ચોવટીયાને તે કામ સોંપવું. તેઓ મળી જે ખુલાસો કરી આપે તે માન્ય કરવું. એમ કર્યા વિના એવી તકરારો ભાગતીજ નથી. જે માટે કહેલું છે કે:—" જેમ અરસપરસ ગુંથાઇ ગયેલા માથાના વાળને પોતાના હાથથી જુદા કરી શકાતા નથી, પણ કાંસકીથીજ જુદા પાડી શકાય છે, તેમ સગા બે ભાઈઓમાં પણ જો તકરાર પડી હોય તો તે કોઈ બીજાથીજ ભાગી શકાય છે. પોતાથી તે તકરારનો અંત લાવી શકાતોજ નથી. ( કેમકે તેમાં ખેંચતાણ થયા વિના રહેતીજ નથી )". જેઓને મધ્યસ્થ ઠરાવેલા હોય, તેઓએ અપક્ષપાતથી જેને જેવો હીસ્સો આપવવો જોઇએ તેવોજ તેને અપાવવો. તે બન્નેમાંથી કોઇનો પક્ષપાત કરવો નહીં; તેમજ લોભ રાખીને કે દાક્ષિણ્યતા રાખીને કે લાંચ વિગેરે લઇને અન્યાય કરવો નહીં; કેમકે સગાંવહાલા, સાધર્મી કે હરકોઈ પણ બીજાના કામમાં લોભ રાખવો એ સર્વમાં વિશ્વાસઘાતીનું કામ છે માટે તેમ ન કરવું.

નિર્લોભ વૃત્તિથી ન્યાય કરી વિવાદ ભાગી આપવાથી મધ્યસ્થને જેમ મહત્વતાદિક મોટો લાભ થાય છે, તેમજ જો પક્ષપાત રાખી ન્યાય કરે તો દોષ પણ તેવોજ મોટો લાગે છે. ખરો વિચાર કર્યા વિના જો દાક્ષિણ્યતાથી ચુકાદો આપવામાં આવે તો

દેણદારને લેણદાર અને લેણદારને દેણદાર વખતે ઠરાવી દેવાય, એમ ઉલટ સુલટ ન્યાય વખતે થઈ જાય છે માટે ન્યાય કરનારે બરોબર બન્નેનો પક્ષ રાખ્યા વગર ન્યાય આપવો નહિતો ન્યાય આપનાર મોટા દોષનો ભાગી થાય છે.

## ( ન્યાય કરવા જતાં અન્યાય પણ થાય છે તે ઉપર શેઠની પુત્રીનો દૃષ્ટાંત)

સંભળાય છે કે, એક ધનવંત શેઠ હતો. તે શેઠપણાની મોટાઈ તેમજ આદર બહુમાનનો અર્થી હોવાથી સર્વની પંચાતમાં આગેવાની કરતો હતો. તેની પુત્રી ઘણી વિચક્ષણા હતી. તે વારંવાર શેઠને સમજાવતી હતી કે, બાપા, તમે હવે વૃદ્ધ થયા, ઘણો જશ મેળવ્યો, હવે તો આવાં કાવતરાં મૂકો. શેઠ કહેતો કે, નહીં, હું કોઈનો પક્ષપાત કે દાક્ષિણ્યતા રાખતોજ નથી, કે તે કાવતરૂં કહેવાય. હું ખરો અદલ જેનો જેવો ન્યાય હોય તેવોજ તેને આપું છું. વિચક્ષણા કહે કે, પિતાજી, એમ હોયજ નહીં. જેને લાભ મળે તેને તો સુખ થાય, પણ જેના અલાભમાં ન્યાય મળે તેને દુઃખ થયા વગર રહેજ નહીં, કેમ જાણીએ કે આ ખરોજ ન્યાય અપાયો છે ! એવી યુક્તિથી ઘણું સમજાવ્યો, પણ શેઠ માનેજ નહીં. એક વખતે પોતાના બાપને શિક્ષા આપવા સારૂ તેણી ઘરમાં ખોટો જઘડો લઈ બેઠી કે “ પિતાજી તમારી પાસે હજાર સોનામોહોર મેં થાપણ આપેલી છે તે પાછી આપો. ” શેઠ અજાયબ થઈ બોલ્યો કે, દીકરી, આજે આ તું શું બકે છે, કેવી મોહોરો ! કેવી વાત ! વિચક્ષણા બોલી, નહીં, હું તો એ મારૂં મળશે નહીં ત્યાં સુધી ખાવાનીયે નથી, અનેબીજાને પણ ખાવા દેવાની નથી. એમ કહી બારણાં વચ્ચે હજારો લોક ભેગા થાય એવી રીતે લાંઘવા બેઠી, અને સાફ બોલવા લાગી કે, આવા વૃદ્ધ થયા તોપણ કંઈ લાજ છે! કે બાળવિધવાના પઈસા ઉપર દાનત ઘાલી બેઠા છો. આ મા પણ કંઇ બોલતી નથી, ભાઈ પણ કંઈ બોલતો નથી ! બધા પારકા પૈસાના લાલચુ બની બેસો ! મને શી માલમ કે આવા બધા લાલચુ અને પરઘરઘાલુજ હશે ! ના ના, તે એમ નહીં થાય. બાળરાંડના પૈસા ખાતાં કાંઈ લાજ આવતી નથી ! મારા પૈસા આપવાજ પડશે, એમાં કાંઇ ચાલવાનું નથી, શું કરવા આટલા લોકોમાં હાસ્યપાત્ર થાઓ છો! આવાં વચનો સાંભળીને શેઠ તો બિચારો ગળગળો બની ગયો ને લોકો તો બધા ફિટકારતા ચાલ્યા જાય છે. આવો બનાવ દેખીને શેઠના તો હોશ પણ ઉડી ગયા. લોકોનો ફિટકાર, સ્ત્રીઓનો રડાકુટો, અને દીકરીનો બળાપો, જેથી કંટાળીને શેઠે બિચારે ચાર ચોવટીયાને બોલાવીને પંચાયત કરાવી. ચોવટીયાલોકોએ વિચક્ષણાને બોલાવી પુછ્યું કે, તારા હજાર સોનઇયા શેઠ પાસે લેહેણા છે એનું કોઈ સાક્ષી છે? તે બોલી કે, સાક્ષીની શી વાત ! આ ઘરના બધા સાક્ષીજ છે. મા જાણે છે, બેનો જાણે છે, ભાઈજાણે છે, પણ ખાઇ જવાની આશાથી બધા એકતરફ બની બેઠા છે તેનો શો ઉપાય ! બાકી તો બધાય મનમાં સમજે છે, પણ બાપા આગળ શું થાય ! બધાય જાણે છે, પણ કોઇ સાક્ષી આપે એમ જણાતું નથી. તમને દયા આવતી હોયતો મને મારૂં ધન અપાવો, નહિં તો મારો પરમેશ્વર જેવો બેલી છે. આમાંથી જે બનવાનું હશે તે બનશે. તમે પંચલોકો મારે તો માબાપને ઠેકાણે છો. તેને પણ જ્યારે લાજ નહી

આવે તો પછી શું કરવું ! મારે એકતો શું, પણ એકવીસ લાંઘણ થાય તોપણ શું થયું ! મારૂં મળ્યા વિના ખાવું નથી અને બીજાને ખાવા દેવાની નથી. જોઇએ છીએ હવે શું થાય છે ! એમ કહી પંચને માથે ભાર નાખીને વિચક્ષણા તો રડતી રડતી ચાલી ગઈ.

ત્યારપછી આ બધા પંચવાળા લોકોએ વિચાર કીધો કે, આ બિચારીના પૈસા ખરેખર શેઠે રાખ્યાજ છે, નહિંતો આવાં આંતરડી કકળતાં આનાં વચન હોયજ નહી. અરે! શેઠ આવો ધીઠો ! કે આવી બિચારી અબળાના પૈસા પર દાનત ઘાલી ! છેવટ શેઠને બોલાવ્યા ને કહ્યું કે, આ પુત્રીના પૈસા તમારી પાસે લેહેણા છે, તે ખરા છે, આવી બાળરાંડ, વળી દીકરી તેના પૈસાપર તમારે દબાણ કરવું વાજબી નથી. આ પંચ તમને કહે છે કે, એનું લેહેણું અમને પચ વચ્ચે લાવી આપો, નહિંતો એને આપવા કબુલ કરો અને એ બાઇને બોલાવી તેને મોંડે કબુલાત આપો કે, પૈસા લીધેલા છે, પછી બીજી વાત. અમે કંઈ તમને ફસાવવા માંગતા નથી, પણ દીકરીના પૈસા રખાયજ નહીં. બીજો કાંઈ વીચાર કર્યા વગર અમને લાવી આપો. આવાં વચન સાંભળીને શેઠ તો બિચારો લજ્જાથી લાચાર બની ગયો, અને શરમમાં ને શરમમાં ઉઠીને હજારની રકમ લાવીને પંચને સોંપી. પંચે તે લઇને રોતી કકળતી બાઇને બોલાવીને આપી. પછી તે બધા પંચ ઉઠી ગયા.

આવો બનાવ બનવાથી લોકો તો શેઠની હોહો કરવા લાગ્યા, જેથી શેઠ બિચારો ગળગળો થઈ ગયો ને મનમાં વિચારે છે કે, હાહા ! આ શી મારા ઘરની ફજેતી ! આ રંડા કભારજા આવી કયાંથી નીવડી ! કે ફોકટ મારી ફજેતી કરી, ફોકટ પૈસા લઇ લીધા. આમ ખેદ કરતો શેઠ ઘરના એક ખુણામાં ભરાઈ બેઠો. તે બિચારો મોં બતાબવાનું કે બહાર નીકળવાનું પણ ભુલી ગયો. પછી જરા શાંત પાડીને શેઠની પાસે આવી વિચક્ષણા, ભાઈ બહેનો અને માતાના સાંભળતાં બોલી કે, કેમ બાપા આ ન્યાય ખરો થયો કે ખોટો ! આમાં તમને કંઈ બળાપો થાય છે કે નહીં !! શેઠ બોલ્યા કે, આથી કેવો અન્યાય ! અને કેવો બળાપો ! વિચક્ષણાએ હજારની થેલી લાવીને પાછી સોંપી, અને કહ્યું કે, બાપા, મારે તમારા કંઈ પૈસા લેવ નથી. આતો પરીક્ષા બતાવી કે તમે ન્યાય કરવા જાઓ છો, તેમાં આવાજ ન્યાય થાય છે કે કેમ ? એથી બીજા કેટલાક લોકોને બળાપા થતા નહીં હોય ! આમાંથી પંચને કેટલુંક પુન્ય બંધાતું હશે ! તમને દરરોજ હું કહેતી હતી, પણ તમારી ધ્યાનમાંજ આવતું નહોતું માટે પરીક્ષા કરી દેખાડવા આ બધો બનાવ બનાવ્યો હતો. કેમ હવે ન્યાય કરવો એ ન્યાય છે કે અન્યાય છે ! તે ખબર પડી કે નહીં ! હવે ન્યાય કરવા જવું કે ન જવું ! શેઠ કંઈ બોલી શકયા નહીં. છેવટ વિચક્ષણાએ શાંત કરી ન્યાય કરવા જવાનો બાપને ત્યાગ કરાવ્યો. માટે ન્યાયમાં અન્યાય પણ આવી કંઈ કંઈ રીતે થઈ જાય છે, તેથી ન્યાય કરવામાં ઉપર લખેલા દૃષ્ટાંત ઉપર ધ્યાન રાખી ન્યાય કરનારે જેમ તેમ ન્યાય કરી આપવો નહીં, પણ તેમાં ઘણો લાંબો વિચાર કરીનેજ ન્યાય કરવો; જેથી અન્યાયથી થતા દોષનો ભાગ પોતાના શિર ન આવીપડે.

## ( મત્સર ન કરવા વિષે )

વળી મત્સર પણ બીજા કોઇ ઉપર કરવો નહીં, કેમકે જે બીજો પુરૂષ કમાય છે, તે તેને પુન્યનો ઉદય હોવાથી અલભ્ય લાભને મેળવે છે. તેમાં મત્સર કરીને શા માટે ફોકટ પોતાના બન્ને ભવમાં દુઃખદાયી કર્મ ઉપાર્જન કરવું. જે માટે અમે પણ બીજા ગ્રંથમાં કહી ગયા છીએ કે, "જેવો બીજા ઉપર વિચાર કરીએ, તેવુંજ પોતાને ભોગવવું પડે છે. એવો વિચાર કરીને ઉત્તમ પ્રાણી બીજાની વૃદ્ધિ થતી દેખી કેમ મત્સર કરે !" (લૌકીકમાં કહેલ છે કે, "જે ચિંતવે પરને, તેજ થાય ઘરને").

## ( દુર્વિચારના ત્યાગ વિષે ).

ધાન્યના વેપારી, ગંધીયાણાના વેપારી, ઔષધ વેચનાર, વસ્ત્રના વેપારી, એઓએ પોતાનો વ્યાપાર ચલાવતાં દુર્ભિક્ષ ( દુષ્કાળ ) અને રોગોપદ્રવની વૃદ્ધિની ચાહના ન કરવી, તેમજ વસ્ત્રાદિક વસ્તુના ક્ષયની ચિંતવણા પણ કરવી નહીં. દુષ્કાળ પડે તો ધાન્યનો ભાવ અધિક આવે કે રોગોપદ્રવની વૃદ્ધિ થાય તો ગંધીયાણા ઔષધ કરનારને લાભ અધિક થાય, એવો વિચાર કરવો નહીં, કેમકે એવા આખા જગતને દુઃખકારક ઉપદ્રવની વાંછા કરી ઉત્પન્ન થતા લાભથી પોતાનું શું ભલું થનાર છે ! તેમજ દૈવયોગથી દુષ્કાળ પડીજાય તોપણ તેની અનુમોદના પણ ન કરવી કે આ ઠીક થયું, કેમકે ફોકટ મનની મલીનતા કરવાથી પણ અત્યંત દુઃખદાયી કર્મબંધન થઇ આવેછે. જ્યારે મનની મલીનતાના કરનાર વ્યાપાર પણ વર્જન કરવા કહ્યા છે, ત્યારે આવા સહજના કારણમાં કેવળ અનુમોદના કરવી એ કેમ યોગ્ય હોય !

## ( મનની મલીનતા ઉપર બે મિત્ર વ્યાપારીનું દ્રષ્ટાંત )

કોઇક બે મિત્ર વેપારી હતા. તેમાં એક ઘીનો અને બીજો ચર્મ ( ચામડાં )ને સંગ્રહ કરવા નીકળેલા હતા, તે એક ગામમાં આવી વાસો વસ્યા. તેઓ એક વયપરિણત વૃદ્ધા રાંધણ ( વીશીવાળી ) ને ત્યાં રંધાવીને જમવા માટે આવ્યા; ત્યારે તેણીયે પૂછયું કે, તમે કયાં જાઓ છો ? શું વેપાર કરો છો ? એક જણે કહ્યું કે, હું અમુક ગામે ઘી લેવા જઉં છું. હું ઘીનોજ વેપારી છું. બીજે કહ્યું કે, હું ચામડાંનો વેપારી હોવાથી અમુક ગામે ચામડાં વેચાતાં લેવા જઉં છું. રાંધણે તેઓના મનના પરિણામનો વિચાર કરીને તે બંનેમાંથી ઘીના વેપારીને પોતાના ઘરના ઓરડામાં બેસાડી જમાડયો, અને ચામડાંના વેપારીને ઘરની બાહારની ઓશરીમાં બેસાડી જમાડ્યો. આ બંનેના મનમાં કાંઈક વાતની શંકા પડી ખરી, પણ બોલ્યા વગરજ ત્યાંથી ચાલ્યાગયા. ફરીને માલ ખરીદ કરી આવીને પણ તેજ ગામે આવી તેજ રાંધણને ત્યાં રંધાવી જમવા આવ્યા. ત્યારે તેણીએ ચામડાંના ખરીદનારને ઘરમાં અને ઘીના ખરીદનારને ઘરની બાહાર જમવા બેસાડ્યો. જમીને બંને જણા તેના પૈસા ચુકાવતાં પૂછવા લાગ્યા કે અમને બંને જણાને તે દહાડા કરતાં આજે અદલ બદલ જગાએ જમવા કેમ બેસાડ્યા ? તેણીએ ઉત્તર વાળ્યો કે, "જ્યારે તમે માલ લેવા જતા હતા ત્યારે તમારો જે પરિણામ હતો તે હવે બદલાઇ ગયો, તેથીજ મેં તમને જુદા અદલ બદલ કરી જમાડ્યા છે. જ્યારે ઘી લેવા જવું હતું, ત્યારે ઘી લેનારના મનમાં એવો વિચાર હતો કે, જો

વરસાદ સારો થયો હોય, ઘાસ પાણી સારાં હોય તો તેથી ગાય, બકરી, ઘેટાં, ભેંસે, વિગેરે બધાં સુખી હોય, જેથી ઘી સસ્તુ મળે; અને હવે વળતી વખતે ઘી વેચવાનો વિચાર હોવાથી તે વિચાર બદલાઈ ગયો, માટે પ્રથમ ઘીના વેચનારને ઘરની અંદર અને હમણાં બાહાર બેસાડ્યો; ચામડાંના ખરીદ કરનારને જતી વખત એવો વિચાર હતો કે, જો ગાયો, ભેંસો, બળદ વિગેરે ઘણાંનું મરણ થયું હોય તો ઠીક, કેમકે ત્યારેજ માલ સસ્તો મળે છે, અને વળતી વખતે હવે એનો વિચાર બદલાઈ ગયો, કેમકે જો હવે ચામડાં મોંઘાં થાય તો ઠીક; માટે પહેલાં એને ઘરની બાહાર અને વળતી વખતે એને ઘરની અંદર જમવા બેસાડયો". આવી યુક્તિ સાંભળી બંને જણ અજાયબ થઈ ચુપચુપ ચાલ્યાગયા. પરિણામથી આ વિચાર કરવાનો આશય બતાવે છે.

અહિંયાં જ્યાં પરિણામની મલીનતા થાય તે કામ કરવું યોગ્ય ગણાતું નથી, બીજાને લાભ થતો દેખી તેમાં મત્સર કરવો એ તો દેખીતાજ પરિણામ મલીન જણાય છે, માટે મત્સર ન કરવો, તેમ અનુમોદન પણ ન કરવું. જે માટે પંચાશકમાં કહેલ છે કેઃ–"ઉચિત એવું સેંકડા ઉપર જે વ્યાજ તે લેવાથી કે वाजे स्यात् द्विगुणं वित्तं વ્યાજથી બમણું દ્રવ્ય (બારે વર્ષે) થાય, એમ ધાન્યના વેપારથી બમણો ત્રણગણો લાભ થાય; તેમજ ગણીને, માપીને, ભરીને, તોડીને, તોળીને, વેચવાના વસાણાથી જે લાભ થાય તેમાં પણ જો તે વર્ષે તે માલનો પાક ન થવાથી તેનો ભાવ ચઢવાને લીધે જો વધારે લાભ થાય તો તેને મૂકીને બીજું ગ્રહણ ન કરે (કેમકે માલ જ્યારે લીધો હતો ત્યારે કંઈ એમ જાણીને લીધો નથી કે આ વર્ષે આ માલનો પાક બરોબર નહીં થવાથી બમણો, ત્રણગણો, ચોગણો, લાભ લેવોજ છે. માટે માલ લીધા પછી ચઢેલા ભાવમાં વેચવાથી કંઈ દોષ લાગતો નથી, તેથી તે દ્રવ્યનો લાભ લેવો ઉચિત છે, માટે ગ્રહણ કરે; પણ એના વિના કોઈ બીજી તરેહનું વ્યાપારમાં કપટ ચલાવવા રૂપે કરીને થતો લાભ તે ગ્રહણ ન કરે, એવો આશય છે). ઉપરના આશયને દૃઢ કરવ. કહે છે કે, સોપારી વિગેરે ફળ કે કોઈ બીજી જાતનાં વસાણાંનો ક્ષય થવાથી એટલે તે વર્ષે પાક ઓછો ઉતરવાથી કે માલ વખતસર નહીં આવી પહોંચવાથી જો બમણા પ્રમુખનો લાભ થાય તો પરિણામ સારા રાખીને તે લાભ ગ્રહણ કરે, પણ એવો વિચાર ન કરે કે, સારૂં થયું જે આ વર્ષે આ માલનો પાક સારો ન થયો (એવી અનુમોદના ન કરે, કારણ કે અનુમોદના કરવાથી પાપ લાગે છે). તેમ પારકી કોઈની કાંઈ વસ્તુ પડી ગયેલી હોય, તે પણ ગ્રહણ ન કરે. ઉપર લખેલા વ્યાજમાં કે વસાણાં લેવાં વેચવામાં દેશ કાળની અપેક્ષાયે પોતાને ઉચિતજ લાભ ગ્રહણ કરે. લોક નિંદા કરે એમ લાભ ગ્રહણ ન કરે."

## ( કુડા તોલ માપથી આપતાં લાગતા દોષ વિષે )

વધારે તોલથી લઇ ઓછા તોલથી આપવું, વધારે માપથી ભરી લઈ ઓછા માપથી ભરીને આપવું, સારી વાનગી બતાવી નરતો માલ આપવો (સારો માલ બતાવી હલકો માલ આપવો), સારા નરતા માલમાં સેળભેળ કરવી, વસ્તુ લઇને પાછી આપવીજ નહીં (ઓળવવી), એકના આઠગણા દશગણા લકરા કરવા, અણઘટતું વ્યાજ

લેવું, અણુઘટતું વ્યાજ આપવું, અણુઘટતાં ખાતાં લેખ પડાવી લેવાં, કોઈનું કામ કરવામાં લાંચ લેવી, લાંચ આપવી, ખોટા કરનાંખવા, ખોટા ઘસાયેલા તાંબાના સીસાનાં નાણાં આપવાં, પારકાં લેહેણ દેણનાં સાટાંમાં ભંગ પાડવો, પારકાં ઘરાકને ભોળવવા, સારો માલ દેખાડી રાસી માલ આપવો, માલ વેચવાના ઠેકાણાંમાં અંધારૂં રાખીને માલ દેખાડતાં લોકોને ફસાવવા, શાહી પ્રમુખના ડાઘા લગાડી અક્ષર બગાડવા વિગેરે અકૃત્યો સર્વથા વર્જવાં. કહેલું છે કેઃ—વિવિધ પ્રકારનાં ઉપાય અને છળ પ્રપંચ કરીને જે બીજા લોકોને ઠગે છે, તે મહા મોહનો મિત્ર બનીને પોતેજ સ્વર્ગ અને મોક્ષના સુખથી ઠગાય છે."

એમ નહીં સમજવું કે નિર્ધનલોકોનો નિર્વાહ થવો દુષ્કર છે, કેમકે નિર્વાહ થવો તો પોતાના કર્મને સ્વાધીન છે. ( ઉપર લખેલા નહીં કરવા યોગ્ય અકૃત્યોનો ત્યાગ કરવાથી અમારો નિર્વાહ થાય નહીં, એમ સમજવું નહીં, કેમકે નિર્વાહ તો પોતાના પુણ્યથીજ થાય છે ). જો વ્યવહારશુદ્ધિ હોય તો તેની દુકાને ઘણા ઘરાક આવી શકવાથી ઘણોજ લાભ થવાનો સંભવ થાય છે.

## ( વ્યવહારશુદ્ધિથી થતા લાભ વિષે હેલાક શેઠનું દૃષ્ટાંત )

એક નગરમાં હેલાક નામનો શેઠ હતો. તેને ચાર પુત્રો હતા. તેઓનાં નામ ઉપર ત્રણ શેરી ને ત્રિપુષ્કર, ચાર શેરી ને પંચપુષ્કર એવાં નામ સ્થાપન કરીને ( એમ કહીને ) વળી કોઈને બોલાવવો અને કોઇને ગાળ દેવી, એવી એવી સંજ્ઞા બાંધી રાખી હતી કે, આવા માપથી ( ઓછા માપથી ) તોળીને માપી આપવું. આવા માપથી ( અધિક માપથી ) તોળીને માપીને બીજા પાસેથી લેવું. ( એવું સર્વ પોતાની દુકાનવાળા સાથે ઠરાવી રાખ્યું હતું ), આ પ્રમાણે જુઠો વ્યવહાર ચલાવે છે એવી ચોથા પુત્રની વહુને માલમ પડવાથી એક વખત તેણીયે સસરાને બોલાવી કહ્યું કે, સસરાજી તમને આવો અસત્ય વેપાર કરવો લાયક નથી. સસરે જવાબ દીધો કે, શું કરીએ! આ સંસાર એવોજ છે. એમ કર્યા વિના લાભ થતો નથી, તે વિના નિર્વાહ થતો નથી. ભુખ્યો શું પાપ ન કરે! વહુ બોલી–સસરાજી, તમે એમ ના બોલો. વ્યવહારશુદ્ધિ છે, તેજ સર્વ પ્રકારનાં અર્થ સાધન કરવા સમર્થ છે. જેમાટે શાસ્ત્રમાં લખ્યું છે કેઃ–"ન્યાયથી વર્તનારા જો ધર્માર્થી કે દ્રવ્યાર્થી હોય તો તેઓને સત્યતાથી ખરેખર ધર્મ અને દ્રવ્ય મળ્યા વિના રહેજ નહીં. એમાં કાંઇ શંકા રાખવીજ નહીં" માટે સત્યતાથી વેપાર કરો, જેથી લાભ થયા વિના રહેશેજ નહીં. આ વાતમાં જો તમને વિશ્વાસ ન આવતો હોય તો છ મહિના સુધી એની પરીક્ષા કરી જુઓ, કે હાલ તમે જે વેપાર કરો છો તેમાં તમને જે લાભ થાય છે તેના કરતાં વેપારમાં સત્યતા રાખવાથી ( વ્યવહારશુદ્ધિથી ) છ મહિનાના કાંઇક અધિક લાભ થયો કે નહીં. જો તમને ધનવૃદ્ધિ થવાની પરીક્ષા થાય ને તે ખરૂં છે એમ જો જાણો તો પછી આગળ પણ એમજ સત્યતાથી વેપાર ચલાવજો, નહિંતર બંધ કરજો. આમ નાની વહુના કહેવાથી શેઠે એમજ કર્યું, તેથી ગ્રાહકની વૃદ્ધિ થઇ, માલ ઘણો ખપવા લાગ્યો અને સુખે નિર્વાહ થઈ શકે એવો નિર્વાહ પણ થયો. તેને છ માસિક હિસાબ કરવાથી એક પલ પ્રમાણે ( અઢી રૂપીઆ ભાર ) સુવર્ણનો લાભ થયો. આ વાત નાની વહુની પાસે કરવાથી તે કહેવા લાગી કે આ ન્યાયોપાર્જિત વિત્તથી ( સત્ય વેપાર કરવાથી મળેલા ધનથી)

કોઇપણ પ્રકારની હાનિ થાયજ નહિં. દાખલા તરીકે એ ધનને કાંઈક ફેંકી દીધું હોય તોપણ તે જતું નથી. આ વાત સાંભળી શેઠે અજાયબ થઈને તે સોનાના ઉપર લોખંડ જડાવીને તેનું એક શેર તોળવાનું કાટલું કર્યું. તેના ઉપર પોતાના નામની મોહોર છાપ મારીને દુકાનમાં તોળવા માટે તે શેર રાખ્યો. આમ તેમ દુકાનમાં રખડતો પડ્યો રહે છે, પણ તેને લઈ લેવાની બુદ્ધિ કોઇની થઇ નહીં. પછી એ શેરની પરીક્ષા જોવા માટે શેઠે તે ઉઠાવીને એક નાના તળાવમાં નાખી દીધો. બનવા કાળથી તેને કોઈક મત્સે તેના ઉપર ચીકાશ વિગેરે લાગેલી હોવાથી ગળી લીધો અને થોડાજ વખતમાં તે મત્સને માછીએ પકડ્યો. તેને ચીરતાં પેટમાંથી શેરીઓ નીકળ્યો. તેના ઉપર હેલાક શેઠનું નામ હોવાથી તેઓ શેઠની દુકાને પાછો આપી ગયા. આથી શેઠને ખરેખર સત્યના વેપારથી થતા લાભ વિષે અનુભવ થયો, જેથી તેણે પોતાની દુકાન ઉપર "સત્યતાથીજ વેપાર ચલાવવો" એવો નિશ્ચય કર્યો. તેમ કરવાથી તેને ઘણા ઘણા લાભ થયા. મોટો શ્રીમંત થયો, રાજ્યમાન થયો, ધર્મ ઉપર રૂચિ લાગવાથી રૂડાં શ્રાવકનાં વ્રત પાળનારો થયો, અને સર્વ લોકમાં પ્રખ્યાત થયો કે આ સત્યજ વેપાર કરે છે. તેની સર્વત્ર પ્રખ્યાતી થઈ એટલુંજ નહીં પણ તેને દેખીને બીજા ઘણા લોકો તેવો સત્ય વેપાર કરવાને આદરવંત થયા અને વળી એથી પણ એની એટલી બધી અધિકતા થઈ કે એ હેલાક શેઠનું જે કોઈ નામ દે, તેનું ચાહે તેવું વિઘ્ન હોય, તોપણ તે દૂર થઈ જાય, એવો સર્વ લોકને નિર્ણય થયો. જેનું નામ હજી સુધી ચાલુજ દેખાય છે, પ્રમાણમાં હોડી હાંકનારા લોકો (ખારવા) હોડી ચલાવતાં 'હેલાશાહ, હેલાશાહ" એવો શબ્દ બોલે છે. એ વિગેરે એ શેઠની ઘણીજ પ્રખ્યાતિ થઈ. ઉપરનાં દૃષ્ટાંત ઉપર લક્ષ રાખીને સત્યતાથીજ વેપાર કરવામાં મહાલાભ થાય એમ ધારી તેમજ વર્તણુક કરવા પ્રવર્તવું વાજબી લાગે છે.

## ( અવશ્ય વર્જવા યોગ્ય મહાપાપો )

સ્વામીદ્રોહ, મિત્રદ્રોહ વિશ્વાસદ્રોહ (વિશ્વાસઘાત), દેવદ્રોહ, ગુરૂદ્રોહ, વૃદ્ધદ્રોહ, બાળદ્રોહ, ન્યાસાપહાર (થાપણમોસો–થાપણ ઓળવવી) કરવો, તેઓનાં કાંઇ પણ હિતના કામમાં આડે આવવું, તેઓને કોઈપણ પ્રકારના માનસીક, વાચીક અને કાયિક દુઃખ આપવાં, ઘાત ચીંતવવો, ઘાટ કરવો કે કરાવવો, આજીવીકાનો ભંગ કરવો, કરાવવો વિગેરે જે મહા કુકૃત્યો છે તે મહાપાપ ગણાવેલાં છે. એવા કામોથી જે આજીવીકા ચલાવવી તે ઘણુંકરીને મહાપાપ છે. એટલા માટે ઉત્તમ પુરૂષોને સર્વથા વર્જન કરવા યોગ્ય છે. જે માટે કહેલું છે કેઃ–"કુડી સાખ ભરનાર, ઘણા વખત સુધી કોઈક તકરારનો દ્વેષ રાખનાર, વિશ્વાસમાં રહેલાને હણનાર, કરેલા ગુણને ભૂલી જનાર, એ ચાર કર્મચાંડાળ ગણાય છે, અને જાતિચાંડાળ–ઢેડ, ભંગીયા, ચમાર વિગેરે ગણાય છે. (એમાં એટલું વિશેષ સમજવાનું છે કે, જાતિચાંડાળ કરતાં પણ કર્મચાંડાળ ઘણા હોય છે, અને જાતિચાંડાળ કરતાં પણ કર્મચાંડાળ સર્વથા સ્પર્શ કરવા લાયક નથી.)

## ( વિશ્વાસઘાત ઊપર વિસેમિરાનું દૃષ્ટાંત )

વિશાલા નગરીમાં નંદરાજા રાજ્ય કરતો હતો. તેને ભાનુમતી નામની રાણી, વિજયપાળ નામે કુમાર અને બહુશ્રુત નામનો દીવાન હતો. રાણી ઉપર રાજા

અત્યંત મોહિત હોવાથી તેને રાજ્યસભામાં સાથે લેઈ બેસતો હતો. આવો અન્યાય દેખીને દીવાનને નીતિનો એક શ્લોક યાદ આવ્યો કે, तद्यथा वैद्यो गुरुश्च मंत्रीच "यस्य राज्ञ प्रियंवदाः ॥ शरीर धर्म कोशेभ्यः । क्षिप्रंसपरि हीयते ॥" વૈદ્ય, ગુરૂ અને દીવાન જે રાજાની આગળ મીઠું બોલનારા હોય તો તે રાજાનું શરીર, ધર્મ અને ભંડાર સત્વર નાશ પામે છે." એવું નીતિનું વાક્ય યાદ લાવીને દીવાન બોલવા લાગ્યો કે, હે રાજેંદ્ર, રાણીને રાજ્યસભામાં પાસે બેસાડવી અનુચિત્ત છે. કેમકે, નીતિશાસ્ત્રમાં લખેલ છે કે, "રાજા, અગ્નિ, ગુરૂ અને સ્ત્રી, એ ચારને અતિ નજીક રાખેલ હોય તો વિનાશકારી થાય છે, અને અતિ દૂર રાખ્યા હોય તો તેથી કંઇ ફળ મળી શકતું નથી, માટે એ ચારને મધ્યમ ભાવથી સેવન કરવા ( ઉપયોગમાં લેવા )". માટે આપને રાણી પાસે રાખવી ઉચિત્ત નથી. તેમ કરતાં પણ જો તમારૂં મન ન માનતું હોય તો રાણીના રૂપનું ચિત્ર ( છબી ) પાસે રાખો. રાજાએ તેમજ કર્યું. પછી તૈયાર કરાવેલું રાણીનું ચિત્ર પોતાના સારદાનંદ નામના ગુરૂને બતાવ્યું. તેણે પોતાનું વિજ્ઞાન બતાવવાને ( જાહેર કરવાને ) કહ્યું કે, રાણીના ડાબા ઉરૂસ્થળ ( સાથળ ) ઉપર તલ છે, પણ તેનો દેખાવ આ ચિત્રમાં બતાવ્યો નથી. એટલીજ માત્ર આમાં ખામી છે. એટલાજ માત્ર વચનથી તેના ઉપર રાણીના વિષયમાં વેહેમ આવવાથી સારદાનંદને મારીજ નાખવો એવો દીવાનને હુકમ આપ્યો. ( સારદાનંદને સરસ્વતીનું વરદાન હોવાથી ગુપ્ત વાતો પણ જાણી શકવાની તેનામાં શક્તિ હતી તેનું ભાન રાજાને નહીં આવવાથી રાજાએ આવો હુકમ આપી દીધો છે ).

દીર્ઘ દૃષ્ટીવાળા દીવાને નીતિસાસ્ત્રના વાક્યને યાદ કર્યું કે, "જે કંઈ કાર્ય કરવું હોય તે ઉતાવળથી ન કરવું અને જે કાર્ય કરતાં લાંબો વિચાર ન કીધો હોય તો તેમાંથી મોટી આપદા આવી પડે છે. વિચારી કાર્ય કરનારને તેના ગુણમાં લોભાઈ ગયેલી ઘણી સંપદા પોતાની મેળે આવી વરે છે." આવું નીતિનું વાક્ય યાદી લાવીને સારદાનંદને નહિ મારી નાખતાં પોતાના ઘરમાં છાના રાખ્યા. એક વખત વિજયપાળ રાજકુમાર શીકાર માટે નીકળેલો હતો તે એક સુઅર પાછળ દૂર નીકળી ગયો. સાંજ પડી એટલે સરોવર ઉપર જઈ પાણી પીને વાઘની બીકથી વૃક્ષ ઉપર ચડી ગયો. તે વૃક્ષના ઉપર એક વ્યંતરદેવ કોઈક વાનરનાં શરીરમાં પ્રવેશ કરીને રાજકુમાર પ્રત્યે બોલ્યો કે, તું પહેલાં મારા ખોળામાં સુઇ જા. એમ કહી થાકેલા કુમારને પોતાના ખોળામાં સુવાડયો. રાજકુમાર જાગ્યો ત્યારે વાનર તેના ખોળામાં સુતો. તેવા વખતમાં અત્યંત ક્ષુધાથી પીડાયલો એક વ્યાઘ્ર ત્યાં આવ્યો. તેના વચનથી રાજકુમારે પોતાના ખોળામાંથી વાનરને નાખી દીધો; તેથી તે વાઘના મોંમાં આવી પડ્યો. વાઘને હાસ્ય આવવાથી તેના મોંમાંથી વાનર નીકળીને રોવા લાગ્યો ત્યારે વાઘના પુછયાથી વાનરે ઉત્તર વાળ્યો કે, "હે વ્યાઘ્ર, પોતાની જાતિને મુકીને પારકી જાતિમાં જે રક્ત થયા છે તેઓને હું રોઉં છું, કે તે મૂર્ખોનું ભવિષ્યકાળમાં કોણ જાણે શું થનાર છે ?" આવી વાત સાંભળીને રાજકુમાર લજ્જા પામ્યો; એટલે તે વ્યંતરદેવે રાજકુમારને ઘેલો કરી નાખ્યો. તેથી તે સર્વ સ્થળે "વિસેમિરા" એમ બોલવા લાગ્યો. કુમારને બેસવાનો ઘોડો પોતાની મેળે ઘેર ગયો તેથી જાણીને તેના પિતા તપાસ કરીને તેને ( રાજકુમારને ) ઘેર લાવ્યા.

તેને સારો કરવાના ઘણા ઉપાય કર્યા છતાં પણ કંઇ ગુણ થયો નહીં ત્યારે નંદરાજાને વિચાર ઉત્પન્ન થયો કે, આ વખતમાં જો સારદાનંદ હોતતો આ મારા પુત્રને સારૂ કરત. એમ ધારીને તેણે સારદાનંદ ગુરૂને સંભાર્યા. પછી "જે આને સારૂ કરે તેને અર્ધ રાજ્ય આપવામાં આવશે" એવો પડહો વજડાવ્યો. જેથી દીવાને આવીને કહ્યું કે, મારી પુત્રી કંઈક જાણે છે. તેથી પુત્રને લઇ રાજા દીવાનને ઘેર ગયો. ત્યાં પડદાની અંદર બેઠેલા સારદાનંદે નવા ચાર શ્લોક રચી રાજકુમારને સંભળાવી સારો કર્યો। તે શ્લોક નીચે મુજબ છેઃ—

विश्वास प्रतिपन्नानां। वंचने का विदग्धता ॥ अंक मारुह्य सुप्तानां। हंतु किं नाम पौरुषं ॥ १ ॥ सेतुं गत्वा समुद्रस्य। गंगा सागर संगमे ॥ ब्रह्महा मुच्यते पापै। मित्र द्रोही न मुच्यते ॥ २ ॥ मित्रद्रोही कृतघ्न श्च। स्तेयी विश्वास घातकः ॥ चत्वारो नरकं यांति। यात्र च्चंद्र दिवाकरौ ॥ ३ ॥ राजंस्त्वं राज पुत्रस्य। यदि कल्याण वांच्छसि ॥ देहि दानं सुपात्रेषु। गृही दानेन शुध्यति ॥४॥

અર્થ—'વિશ્વાસ રાખનારા પ્રાણીયોને' ઠગવામાં શી ચતુરાઈ કરી ગણાય? અને ખોળામાં સુતેલાને મારી નાંખવામાં શું પરાક્રમ કર્યું?' ૧ રાજકુમાર ઘડી ઘડી "વિસેમિરા" એવા ચાર અક્ષર બકયા કરતો હતો. તે પહેલો શ્લોક સાંભળીને વિસેમિરામાંથી "વિ" અક્ષર ભૂલી ગયો અને "સેમિરા" બોલવા લાગ્યો, (૧) 'ગંગા અને સમુદ્રનો જ્યાં સંગમ થાય છે એટલે માગધવરદામ અને પ્રભાસ નામનાં જ્યાં તીર્થ છે અર્થાત્ સમુદ્રના કીનારા સુધી જઈને તીર્થ યાત્રાઓ કરતો ફરે તો બ્રહ્મચર્ય પાળનારને હણવાના પાપથી મુકાય છે પણ મિત્રદ્રોહ કરવાના પાપથી મુકાઈ શકતો નથી. ૨ આ બીજો શ્લોક સાંભળવાથી રાજકુમારે બીજો અક્ષર બોલવો મુકી દીધો એટલે "મિરા" બોલવા લાગ્યો. (૨) 'મિત્રદ્રોહી (મિત્રને ઠગનાર), કૃતઘ્ન (કરેલ ગુણને હણનાર), ચોરી કરનાર, વિશ્વાસઘાતકી (વિશ્વાસીને મારી નાખનાર), એ ચાર પ્રકારના કુકર્મના કરનાર નરકમાં જઈ પડે છે. જ્યાંસુધી ચંદ્ર સૂર્ય છે ત્યાંસુધી નરકમાં દુઃખ ભોગવે છે। ૩ આ ત્રીજો શ્લોક સાંભળતાં વળી ત્રીજો અક્ષર ભૂલી જઇ ફક્ત એકજ "રા" એમ બોલવા લાગ્યો. (૩) 'હે રાજન્ જો તું આ રાજપુત્રના કલ્યાણને (સુખને) વાચ્છતો હોય તો સુપાત્રને વિષે દાન આપ. કેમકે, ગૃહસ્થ જે છે તે દાનથીજ શુદ્ધ થાય છે! ૪ આ ચોથો શ્લોક સાંભળીને રાજકુમાર સર્વથા ગાંડો મટી ગયો. (૪)

ત્યારપછી રાજાએ કુમારને પુછ્યું કે, તને શું થયું હતું, ત્યારે તેણે જેમ બન્યું હતું તેમ સર્વ કહી દીધું. રાજા પડદામાં રહેલી પ્રધાનની પુત્રી (સારદાનંદને, પુછવા લાગ્યો કે "હે બાળા, હે પુત્રી, તું ગ્રામમાં રહે છે છતાં વાનર, વ્યાઘ્ર અને રાજકુમારનું વનમાં બનેલું આ ચરિત્ર તું કેમ જાણી શકી?" સારદાનંદ પડદામાંથી બોલ્યો કે, "દેવગુરૂના પસાયથી મારી જીભના અગ્રભાગ ઉપર સરસ્વતી નિવાસ કરે છે તેથી જેમ ભાનુમતીની જંઘા ઉપર તીલક જાણ્યું તેમ આ પણ જાણ્યું. આ સાંભળીને અજાયબ થઇ રાજા બોલ્યો—શું સારદાનંદ છો? તેણે કહ્યું, હા. રાજા ખુશીથી પડદો દૂર કરી સારદાનંદને મળ્યો અને બોલ્યા પ્રમાણે તેને રાજપાટ આપી કૃતાર્થ કર્યા, ઉપર પ્રમાણે વિશ્વાસીને ઠગવો નહીં.

## ( પાપના ભેદ )

શાસ્ત્રોમાં પાપ બે પ્રકારનાં કહ્યાં છે. એક ગુપ્ત અને બીજું સ્ફૂટ (છાનું અને દેખીતું).

## ( પ્રગટ–સ્ફુટ પાપના ભેદ )

સ્ફુટ ( પ્રગટ ) પાપ પણ બે પ્રકારનાં છે. એક કુળાચાર અને બીજું નીર્લજ. કુળાચાર તે ગ્રહસ્થના કરેલા આરંભ સમારંભ અને નિર્લજ તે સાધુના વેષે રહીને જીવહિંસાદિક કરવી. ( મ્લેછાદિકને જીવઘાતાદિ ). નિર્લજ એટલે યતિ સાધુનો વેષ રાખી પ્રગટ પાપ કરે તે અનંતસંસારનો હેતુ છે, કેમકે તે જૈનશાસનનો અપવાદને હેતુ થઇ શકે છે માટે; અને કુળાચારથી પ્રગટ પાપ કરે તેનો બંધ લઘુ છે ( થોડો કર્મબંધ થાય છે ).

## ( ગુપ્ત પાપના ભેદ )

ગુપ્ત પાપનાં પણ બે પ્રકાર છે. એક લઘુ અને બીજુ મહત્. તેમાં લઘુ તે કુડા તોલ માપ વિગેરેથી આપવું, અને મહત્ તે વિશ્વાસઘાત, કૃતઘ્ન, ગુરૂદ્રોહી, દેવદ્રોહી, મિત્રદ્રોહી, બાળદ્રોહી, વિગેરે. ગુપ્તપાપ અસત્યમય હોવાથી તેથી થતો કર્મબંધ પણ દ્રઢ થાય છે.

## ( અસત્યના ભેદ )

મનથી અસત્ય, વચનથી અસત્ય, કાયાથી અસત્ય, એ ત્રણે મહાપાપ કહેવાય છે. કેમકે, મન વચન કાયાની અસત્યતાથી ગુપ્તજ પાપ કરી શકાય છે. મન વચન કાયાની અસત્યતાનો જે ત્યાગી છે તે કોઇપણ ગુપ્ત પાપમાં કદાપી વર્ત્તતો નથી. જે અસત્ય પ્રવૃત્તિ કરે છે. તેથી તેને નિઃશૂકતા ( ધર્મની અવગણના ) થાય છે. નિઃશૂકતાપણાથી સ્વામીદ્રોહ, મિત્રદ્રોહાદિક મહાપાપ પણ કરે છે. એટલાજ માટે યોગશાસ્ત્રમાં કહેલું છે કે, " એક તરફ અસત્ય સંબંધી પાપ, અને બીજી તરફ બીજાં બધાં પાપ મુકીને જો કેવળીનાં બુદ્ધિરૂપી તાજવામાં તોળીયે તો તે બન્નેમાંથી પહેલું અસત્યનું પાપ અધિક થાય છે. "

એવી રીતે અસત્યમય જે ગુપ્ત પાપ છે એટલે પરને ઠગવારૂપ પાપને ત્યજવને સર્વ શકિતથી ઉદ્યમ કરવો લાયક છે.

પરમાર્થથી વિચાર કરીયે તો દ્રવ્ય ઉપાર્જન કરવામાં ન્યાય એજ સાર છે. વર્તમાનકાળે દેખીતુંજ છે કે, ન્યાયથી જો મોટો લાભ થયો હોય તો તેમાંથી ધર્મના કામમાં વાપરતો રહે તેથી તે કુવાના પાણીની પેઠે અક્ષયતાને પામે છે. જેમ જેમ ખરશે તેમ તેમ અધિક અધિક પાણી નીકળે જાય છે. તેમજ જેમ જેમ વર્ધમાં ખરચતો રહે તેમ તેમ અધિક અધિક કમાઇ ધર્મના પસાયથી થયા કરે છે. પાપીને જેમ જેમ ઘણો લાભ થાય છે તેમ તેમ તેનું મન ખરચવાના સબબથી ખુટી જવાના ભયને લીધે મારવાડમાં આવેલા તળાવનું પાણી જેમ દીનદીન સુકાતુ જવાથી એક વખત એવો પણ આવી પડે છે કે, તે તત્કાળ સર્વથા નિર્જળ બની જાય છે; તેમ પાપીનું ધન ઓછું થવાથી એક વખત તેને એવો પણ જોવો પડે છે કે, જાણે કમાયાજ ન હતા, કેમકે, એમાં પાપની અધિકતા હોવાથી ક્ષીણતાનો હેતુ સમાયલો છે અને પૂર્વવાળા ( ન્યાયવાળા ) ને ધર્મની અધિકતા હોવાથી પ્રતિદીન વૃદ્ધિનો હેતુ

દેખીતોજ છે. જે માટે શાસ્ત્રમાં કહેલું છે કે, " ઘટીયંત્રમાં જે છિદ્રદ્વારા પાણી ભરાય છે તે તેની વૃદ્ધિ માટે નથી, પણ તેને કેવળ ડુબાવવા માટેજ ભરાય છે. એમ વારંવાર ઘટીયંત્રને ડુબવુંજ પડે છે તે શું દેખાતું નથી ? દેખાયજ છે, કે, ઘટીયંત્ર જ્યારે ભરાઇ જાય ત્યારે તેને જરૂર ડુબવુંજ આવશ્યક છે". એમ પાપી પ્રાણીને જે જે દ્રવ્યની પ્રાપ્તિ થાય છે તે કેવળ પોતાને ( તેને ) પાપપિંડની વૃદ્ધિને માટેજ થાય છે, પણ ધર્મ માટે નથી. માટેજ એક વખત તેને એવો પણ જોવો પડે છે કે, તેના કરેલા પાપરૂપ ઘડાના ભરાઈ જવાથી તેનું એકી વખતે સર્વસ્વ નાશ પામે છે.

અહિંયાં કોઇ પ્રાણીને એવી શંકા ઉત્પન્ન થાય કે, " જે પ્રાણી એક ન્યાયનીષ્ટ છે એટલે ન્યાયથીજ ધર્મ સાચવીને પોતે પોતાનો વ્યવહાર કરે છે તો તે કેટલાક દુઃખીયા દેખાય છે; અને કેટલાક અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવા પ્રવર્ત્તે છે તોપણ તે ઘણુ ધન ઐશ્વર્યતાવાળા દીનદીન વૃદ્ધિ પામતા કેમ દેખાય છે, ત્યારે ન્યાય ધર્મનીજ એક મુખ્યતા કયાં રહી ? " તેને ઉત્તર આપે છે કે, દેખાતો અન્યાય હોય તેજ કરવાથી પણ તેને ધનની વૃદ્ધિ થતી દેખાય છે તે તેને પૂર્વભવમાં સંચય કરેલા પુન્યનો ઉદય કરાવી શકે છે, આ ભવમાં કરાતા અન્યાયનું ફળ નથી. આ ભવમાં જે અન્યાય કરે છે તેનું ફળ આગળ મળનાર છે. હાલ તો કેવળ એને પૂર્વભવમાં કરેલ પુન્યનો ઉદય છે તેજ દીનદીન લાભજ મેળવે જાય છે એમ સમજવું. જે માટે ધર્મઘોષસૂરી મહારાજે પુન્ય પાપ કર્મની ચોભંગી બતાવી છે તે નીચે મુજબઃ—

## ( પુન્ય પાપ કર્મની ચોભંગી )

૧ પુન્યાનુબંધિ પુન્ય(નવા પુન્ય બાંધતાં પુન્ય ભોગવાય—સુખભોગવાય તે),૨ પાપાનુબંધિ પુન્ય ( પૂર્વનું પુન્ય ભોગવતાં નવું પાપ બંધાય તે ), ૩ પુન્યાનુબંધિ પાપ ( પૂર્વભવમાં બાંધેલું પાપ ભોગવાય એટલે દુઃખ ભોગવતાં નવું પુન્ય બાંધે તે ), ૪ પાપાનુબંધિ પાપ ( પાપ ભોગવતાં નવું પાપ ઉપાર્જન કરાય છે તે ). ૧ પુર્વભવમાં આરાધન કરેલા જૈન ધર્મને વિરાધના કર્યા વગર મરણ પામીને, આ ભવમાં પણ કષ્ટ પામ્યા વિના, જે ઉદય આવેલા નિરૂપમ સુખને ભરતચક્રવર્તીની પેઠે જે પુન્ય ભોગવે તેને " પુન્યાનુબંધિ પુન્ય " કહીયે. ૨ પૂર્વભવમાં કરેલા પુન્યના પ્રભાવથી નીરોગી, રૂપવંત, કુળવંત, યશવંત, વિગેરે કેટલાક લૌકીક ગુણયુકત અને વળી મહર્દ્ધિક (મોટી રૂદ્ધિવાળા ) આ લોકમાં થાય છે તે કોણીક રાજાની પેઠે " પાપાનુબંધિ પુન્ય " ભોગવે છે. તેમજ અજ્ઞાન કષ્ટથી પણ પાપાનુબંધિ પુન્ય ભોગવાય છે. ૩ જે પુરૂષ પૂર્વભવમાં સેવન કરેલા પાપના ઉદયથી આ ભવમાં દારિદ્રી દેખાય છે, દુઃખીયા દેખાય છે, પણ કિંચિત્ દયાના પ્રભાવથી આ લોકમાં જૈનધર્મને પામે છે તે " પુન્યાનુબંધિ પાપ સમજવું ( પૂર્વનાં પાપ ભોગવે છે પણ નવુ પુન્ય બાંધે છે ). ૪ પાપી, કઠોર કુકર્મના કરનાર, ધર્મના પરીણામથી રહિત, નિર્દય પરીણામી, મહિમાથી રહિત, નિરંતર દુઃખી છતાં પાપ કરવામાં જોડાયલા, પાપમાં આશકત, એવા જીવો કાલકસૂરીયા ચાંડાળની પેઠે " પાપાનુબંધિ પાપ " વાળા સમજવા.

બાહ્ય નવ પ્રકારની અને અભ્યંતર અનંતા ગુણમયી જે ઋદ્ધિઓ કહેલી છે તે બધી ઋદ્ધિઓ પુન્યાનુબંધિ પુન્યના પસાયથી પામી શકાય છે, પણ ઉપર લખેલી બાહ્ય અને

અભ્યંતર એ બન્ને ઋદ્ધિમાંથી એકે ઋદ્ધિ જેની પાસે નહીં છતાં તેનો કંઇ ઉદ્યમ પણ કરતા નથી, તેનું મનુષ્યપણું ધિઃકારવા યોગ્ય છે. જે પ્રાણી લેશમાત્ર ધર્મવાસનાએ કરીને અખંડિત પુન્યને કરતા નથી તે પ્રાણી પરભવમાં આપદા સંયુકત સંપદાને પામે છે ( વચે વચે દુઃખી થાય છે ).

વળી જોપણ કોઈક પ્રાણીને પાપાનુબંધિ પુન્યકર્મના સંબધથી આ લોકમાં દેખીતું દુઃખ દેખાતું નથી પણ તે ખરેખર આગળ કે પરભવમાં જરૂર દુઃખ પામશે. જે માટે કહેલું છે કેઃ–" જે પુરૂષ અર્થરાગમાં (ધન મેળવવા લોભી) બનીને પાપ કરતાં જો કંઇ ધન મેળવી શકે છે તો તે ધન આંકડા ઉપર લગાડેલા માંસના ભક્ષક માંછલાંની પેઠે તેને વિનાશ કર્યા વગર રહેતું નથી ".

ઉપર લખેલા ન્યાય પ્રમાણે સ્વામીદ્રોહ ન કરવો. સ્વામીદ્રોહના કારણરૂપ દાણચોરી વિગેરે રાજાની આજ્ઞાનો ભંગ કરવો એ પણ વર્જવા યોગ્યજ છે; કેમકે, આલોક અને પરલોકમાં એમ ઊભય લોકમાં પણ અનર્થકારી હોવાથી વર્જવું. વળી જેમાં સ્વલ્પ પણ પરને તાપકારક જે કંઇ કારણ ઘર હાટ વિગેરે હોય તે પણ કરવા કરાવવા નહિ. પોતાને થોડોક લાભ છતાં બીજા ઘણા લોકોને અડચણ પડે એમ હોય તો તે પણ વર્જવા યોગ્ય છે; કેમકે પારકા નિસાસા લેવાથી પોતાને સુખ સમૃદ્ધિની કંઈ પ્રાપ્તિ થઇ શકતી નથી. કહેલું છે કે, " મૂર્ખાઇથી મિત્ર, કપટથી ધર્મ, બીજાને દુઃખ આપવાથી સુખ સમૃદ્ધિ, સુખથી ( વગર મહેનતે ) વિદ્યા, કઠોર વચનથી સ્ત્રી, મેળવવાની વાંચ્છા કરે તે ખરેખર મૂર્ખ છે. " જેથી લોકો રાજી રહે તેમજ પ્રવૃત્તિ કરવામાં મહાલાભ છે. કહેલું છે કે, " જીતેંદ્રિયપણું વિનયથી પમાય છે, સર્વ ઉત્કૃષ્ટ ગુણ વિનયથી પામી શકાય છે, સર્વોત્કૃષ્ટ ગુણથી લોક રાજી થાય છે, લોકને રાજી રાખવા એજ સંપદા પામવાનું કારણ છે."

વળી ધનની હાની કે વૃદ્ધિ અને સંગ્રહ કહેવો નહી. કોઇને ધનની હાની, વૃદ્ધિ અને સંખ્યા, કે ગુપ્ત વાર્તા કોઇને કહેવાં નહીં. કહેલું છે કે, "પોતાની સ્ત્રી, પોતે કરેલો આહાર, પોતાનું કરેલું સુકૃત, પોતાનું દ્રવ્ય, પોતાના ગુણ, પોતાનું દુષ્કર્મ, પોતાનો મર્મ, પોતાનો ગુપ્ત વિચાર, બીજાને કહેવો નહીં. ઉપર લખેલી વાત જ્યારે કોઈને કહેવી નહીં એમ છે ત્યારે જો કોઈ પુછે કે તારી પાસે કેટલું ધન છે તેને શું કહેવું ? તેને જુઠું કહેવું નહીં, પણ એમ સમજાવવો કે, એ પ્રશ્ન કરવાથી તને શો લાભ છે? અથવા હું તને કહું તેથી મને શો લાભ છે! એમ ભાષા શસિતિમાં ઉપયોગ રાખીને ઉત્તર આપવો. રાજા, ગુરૂ વિગેરેએ પુછ્યું હોયતો જેમ હોય તેમજ કહીદેવું. જે માટે નીતિશાસ્ત્રમાં પણ એમ કહેલું છે કે, "મિત્રની સાથે સત્ય, સ્ત્રીની સાથે પ્રિય (તેને વાહાલું લાગે એવું), શત્રુની સાથે જુઠ અને મીષ્ટ, અને સ્વામીની સાથે અનુકુળ અને સત્ય બોલવું." સત્ય બોલવાથી પુરૂષની ઉત્કૃષ્ટ પ્રતિષ્ઠા વધે છે, અને એથી જગતમાં પોતાના ઉપર વિશ્વાસ બેસાડી શકાય.છે. વિશ્વાસ બેઠાથી મનધાર્યું કામ થાય છે.

## ( સત્ય ઉપર મહણસિંહનું દ્રષ્ટાંત )

સંભળાય છે કે, દીલ્લીમાં મહણસિંહજી ( મદનસિંહ ) નામનો એક શેઠ રહેતો હતો. તે સત્યવાદીજ છે એવી તેની પ્રખ્યાતી સાંભળીને તેની પરીક્ષા કરવા માટે બાદશાહે પોતાની પાસે બોલાવીને પુછ્યું કે, " તારી પાસે કેટલું ધન છે ? " તેણે

કહ્યું કે, "નામું તપાસીને કહીશ." તેણે પોતાને ઘેર આવી સર્વ ચોપડા ખાતાં પત્રાં તપાસી નકકી કરીને બાદશાહની પાસે જઇને કહ્યું કે, "ચોરાસી લાખ ટકા" મારી પાસે અનુમાનથી લાગે છે. બાદશાહ વિચારવા લાગ્યો કે, મેં તો એટલાથી થોડા સાંભળેલા હતા. પણ એણે તો ખરેખર જેટલા હશે એટલાજ તપાસીને કહ્યા; માટે એ સત્યવક્તા છે એમ ધારી તેને પોતાનો ભંડારી કર્યો.

## ( સત્ય બોલવા ઉપર ભીમ સોનીનો દ્રષ્ટાંત. )

ખંભાત નગરે વિષમદશામાં આવી પડેલ છતાં પણ સત્યવાદી તપાગચ્છીય પૂજ્ય શ્રી જગચ્ચંદ્રસુરીનો ભકત ભીમ નામનો સોની શ્રી મલ્લીનાથ સ્વામીના દેરાસરમાં દર્શન કરવા ગયો હતો. તે વખતે ત્યાં હાથમાં હથીયાર લઇને આવી પડેલા ક્ષત્રીઓએ તેને પકડી ધન માંગ્યું. ત્યારે તેણે કહ્યું કે તમને ચાર હજાર ધન આપીને પછીજ ભોજન કરીશ. પછી તેણે પુત્રની પાસે ધન મંગાવ્યું. તેઓએ પોતાના પિતાને છોડાવવા માટે ચાર હજાર ખોટાં નાણાં લાવીને આપ્યાં. ક્ષત્રીલોકોયે તે ધન લઇને ભીમનેજ પુછયું કે, આ સાચાં નાણાં છે કે ખોટાં ? તેણે પરીક્ષા કરી કહ્યું કે, ખોટાં છે. એટલું બોલતાંજ તેઓએ પ્રસન્ન થઈ માન સહિત તેને છોડી મુકયો ( તેનું ધન લીધું નહી ). ત્યારપછી તે ક્ષત્રીલોકો તેજ દિવસે તે ગામના રાજવર્ગીય યવન લોકોથી માર્યા ગયા. તેમને ( ક્ષત્રીલોકોને ) ધન આપ્યા પછીજ ભોજન કરીશ એવી પ્રતિજ્ઞા ભીમે કરેલી હોવાથી તેઓને અગ્નિ સંસ્કાર પોતાને હાથે કરીને કબુલેલા ચાર હજાર રૂપીયા વ્યાજે મુકયા. તે વ્યાજમાંથી તેની વાર્ષીક તીથીની મોટી પૂજા શ્રી મલ્લીનાથના દેરામાં અદ્યાપિકાળ પર્યંત થાય છે; અને તેમાંથી જેટલું ધન વધે તે તેજ દેરાસરમાં વપરાય છે.

## ( મિત્ર કરવા વિષે. )

સમાન ધન પ્રતિષ્ઠાદિ ગુણવંત નિર્લોભી એક મિત્ર જરૂર કરવો, જેથી સુખ દુઃખાદિક કાર્યમાં સાહાયકારક થઇ પડે. જે માટે રઘુવંશ કાવ્યમાં પણ કહેલું છે કે, "જાતિથી, બળથી, બુદ્ધિથી, અને પરાક્રમથી હીન લોકોને જો મિત્ર કર્યા હોય તો તે વખત ઉપર ઉપકાર કરવા સમર્થ થઈ શક્તા નથી; અને જાતિથી, બળથી, બુદ્ધિથી અને પરાક્રમથી અધિક હોય તો તે ખરેખરા વખત ઉપર સામે થઈ જવાનો સંભવ થાય છે. માટે રાજાયે સમાન ( મધ્યમ સરખા ) જાતિ, બળ, બુદ્ધિ અને પરાક્રમવાળા સાથે મિત્રાઈ રાખવી. એટલા માટે એવાની સાથે મિત્રાઈ કરી રાખ્યા છે." બીજા શાસ્ત્રમાં પણ કહેલ છે કે, "તેવીજ કોઈ વિષમ અવસ્થા વખતે જ્યાં ભાઈ, પિતા, કે બીજાં કોઈ સગાંવહાલાં ઉભા રહી શકે નહીં. એવી આપદા દૂર કરવા વખતે પણ મિત્ર સહાય કરે છે." "રામચંદ્રજી લક્ષ્મણને કહે છે કે, હે ભાઈ, આપણાથી વિશેશ સંપદાવંતની સાથે મને મિત્રાઈ કરવી રૂચતી નથી, કેમકે, આપણે તેને ઘેર ગયા હોઇયે તો તે કંઈ આપણને માન સન્માન આપે નહીં, અને આપણે ઘેર જો તે આવે તો ધનનો ખર્ચ કરવો પડે."

ઉપર લખેલી યુક્તિ પ્રમાણે સમાન લોક સાથે પ્રીતિ રાખવી યોગ્ય છે, કદાપિ મોટી સંપદાવાળા સાથે મિત્રાઈ થાય તો તેથીપણ વખતે દુઃસાધ્ય કાર્યની સીદ્ધિ અને બીજાપણ અનેક ગુણની પ્રાપ્તિ થાય છે. ભાષામાં પણ કહેલું છે કે, "પોતેજ સમર્થ

થઇને રહેવું અથવા કોઇક મોટો પોતાને હાથ કરી રાખવો. જેથી જે કામ ધારીયે તે કરી શકાય. કામ કરી લેવામાં એ સીવાય બીજો કોઇ ઉપાય નથી.

થોડી સંપદાવાળા પણ મિત્ર રાખ્યા હોય તો તે પણ ખરેખરા અવસર ઉપર લાભકારક થઇ પડે છે, કેટલીક વાતના ફાયદા પણ તેથી થાય છે. પંચોપાખ્યાનમાં કહેલ છે કે, "સબળા અને નબળા બન્ને પ્રકારના મિત્ર કરવા, કેમકે, હાથીને જો ઉંદર મિત્ર હતા તો તેઓના ઉદ્યમથી હાથી બંધનથી છુટી શક્યો". ન્હાના (નિર્દ્રવ્ય) મિત્રથી જે કાર્ય બની શકે છે તે કાર્ય ઘણા મોટા ધનવાનથી પણ બની શકતું નથી. જેમકે, "સોયનું કાર્ય સોયજ કરી શકે છે, પણ તરવાર વિગેરેથી બની શકતું નથી. ઘાસનું કાર્ય ઘાસથીજ બની શકે છે પણ હાથીથી બની શકતું નથી." જે માટે બીજા ગ્રંથોમાં અમે પણ કહેલું છે કે, "તણખલું, ધાન્ય, લવણ, અગ્નિ, જળ, કાજળ, છાણ, માટી, પાષાણ, રાખ, લોહ, સોય, ચુરણ, ઔષધ, કુંચી, પ્રમુખ જેનું જે કાર્ય છે તે તેથીજ થાય છે."

## ( દાક્ષીણ્યતા રાખવા વિષે. )

મુખથી દાક્ષીણ્યતા તો દુર્જનની પણ છાંડવી નહીં. જે માટે કહેલુંજ છે કે, "ખરી વાત કહેવાથી મિત્રના, સન્માન આપવાથી સગાં વહાલાંના, પ્રેમ દેખાડવાથી અને વખત ઉપર ઉચિત વસ્તુ આપવાથી સ્ત્રી અને નોકરોના, અને દાક્ષિણ્યતા રાખવાથી બીજા લોકોના, મનને હરવું" (તેઓના મનમાં અપ્રીતિ ન આવવા દેવી એજ આનો સાર છે). જેમકે, કોઇક વખત એવો પણ આવી પડે છે કે, તે વખતે પોતાનું કાર્ય સિદ્ધ કરી લેવા માટે ખળ, દુષ્ટ, ચાડી ચુગળી કરનારા લોકોને પણ આગળ કરવા પડે છે. જે માટે કહેલ છે કે, "રસની લેનારી જીભ જેમ કલેશના રસીયા દાંતોને આગળ કરીને રસ લઇ લે છે, તેમ વિચક્ષણ પુરૂષ કોઇક વખતે ક્યાંક ખળ પુરૂષોને પણ આગળ કરી કામ કાઢી લે છે." ઘણું કરીને કાંટાની વાડ વીના નિર્વાહજ થઇ શકતો નથી, કેમકે ક્ષેત્ર, ગ્રામ, ઘર, બાગબગીચાની મુખ્ય રક્ષા એઓથીજ થાય છે.

## ( પ્રીતિ હોય ત્યાં લેહેણ દેણ ન કરવા વિષે. )

જ્યાં પ્રીતિ રાખવાનો વિચાર હોય ત્યાં દ્રવ્યની લેહેણ દેણનો સંબંધ રાખવો નહીં. કહેલું છે કે, "દ્રવ્યની લેહેણ દેણનો સંબંધ ત્યાંજ કરવો કે જ્યાં મિત્રાઇ રાખવાનો વિચાર ન હોય. વળી પોતાની પ્રતિષ્ટા રાખવાની ચાહના હોય તો પ્રિતિવાળાના ઘરમાં પોતાની મરજી પ્રમાણે બેસી રહેવું નહીં (તેની મરજી પ્રમાણે બેસવું).

સોમનીતિમાં લખેલું છે કે, "મિત્રની સાથે દ્રવ્યની લેહેણ દેણ, સહવાસ, અને કલહ કરવો નહીં; તેમજ કોઇક સાક્ષી રાખ્યા વિના મિત્રને ઘેર થાપણ મુકવી નહીં. મિત્રની સાથે કાંઇ પણ દ્રવ્ય વિગેરે મોકલવું કરવું યોગ્ય નથી. કેમકે, ચોરાયું, ખોવાયું વિગેરે કેટલાક કાર્યોમાં દ્રવ્ય એજ અવિશ્વાસનું કારણ છે."

અવિશ્વાસ એજ અનર્થનું મૂળ છે. જે માટે કહેલું છે કે, "જ્યાં વિશ્વાસ ન હોય તેનો વિશ્વાસ રાખવો નહીં, અને વિશ્વાસ રખાતો હોય તેનો પણ વિશ્વાસ રાખવો નહીં; કેમકે, વિશ્વાસથીજ ભય ઉત્પન્ન થાય છે.

## ( છાની થાપણ મુકવા વિષે )

છાની થાપણ કોઇને ત્યાં મુકી હોય તો તે મૂળમાંથી પણ જતી રહે છે. વળી

તેના ઉપર કેનું મન લલચાતું નથી ? કહ્યું છે કે, "કોઈક શેઠને ઘેર કોઈક માણુસ થાપણ મુકવા આવ્યો છે તે વખતે શેઠનું ઘર પડવા લાગ્યું ત્યારે તેણે પોતાની ગોત્ર-દેવીને કહ્યું કે, હે દેવી, જો આ ધનનો સ્વામી અહિંયાંજ મરણ પામી જાય તો તું માગે તે તને આપીશ (આવા વિચાર આવ્યા વગર રહે નહીં)." અમોએ પણ બીજા ગ્રંથમાં કહેલું છે કે, "દ્રવ્ય છે તે ખરેખર અગ્નિ પેઠે અનર્થ કરનારંજ છે (દુઃખદાયી છે)," ગૃહસ્થને તેના વિના કોઇપણ પ્રકારે નિર્વાહ થઇ શકતો નથી, માટે તેને ઘણીજ યુક્તિપૂર્વક સાંચવવો. (દ્રવ્ય સાંચવ્યા વગર રહેતું નથી).

## ( સાક્ષી વગર છાની થાપણ મુકનાર ધનેશ્વર શેઠનો દૃષ્ટાંત. )

કોઈક ધનેશ્વર નામનો શેઠ પોતાના ઘરમાં જે જે સાર વસ્તુ હતી તેનાં કરોડ કરોડનાં મૂલવાળાં આઠ રત્ન લઇને પોતાના સ્ત્રી પુત્ર વિગેરેથી પણ છાનાં મિત્રને ઘેર થાપણ મુકીને દ્રવ્ય ઉપાર્જન સારૂ પરદેશે વેપાર કરવા ચઢી ગયો. ત્યાં કેટલાક કાળ પર્યંત વ્યાપારાદિક કરતાં કેટલુંક દ્રવ્ય ઉપાર્જન કર્યું પણ ત્યાંજ અકસ્માત્ અત્યંત અંતાવસ્થા જેવો માંદો પડયો. જે માટે કહેલું છે કે, "મચકુંદના પુષ્પ જેવા સ્વચ્છ અને ઉજ્વળ હૃદયથી હર્ષ સહિત કંઇક અન્યજ વિચાર કરી કાર્ય આરંભ્યું હોય પણ કર્મના વશથી તેજ કાર્ય કોઈક અન્યજ આવેશમાં પરિણમી જાય છે (કંઇક ધારેલું કંઇકજ બની જાય છે)."

આવી છેલ્લી અવસ્થા આવી પડી ત્યારે સાથે રહેવા સજ્જન પ્રમુખે પુછ્યું કે, કંઇ કહી દેવાનું હોય તો કહી દો; કેમકે, હવે કંઇ મનમાં રાખવા જેવી તમારી અવસ્થા નથી. તેણે કહ્યું કે, અહિંયાં જે દ્રવ્ય છે તે તો દુકાનના ચોપડા ખાતાં પત્રાં જોઈ વાંચી તપાસી નક્કી કરીને મારા પુત્રાદિકને ઉઘરાણી કરી અપાવજો; અને મારે અમુક ગ્રામે મારા સ્ત્રી પુત્રાદિકથી પણ પ્રચ્છન્ન અમુક મિત્રને હસ્તે એક એક કરોડનાં આઠ રત્ન થાપણપણે મુકેલાં છે તે મારા સ્ત્રી પુત્રને અપાવજો. તેનો કોઈ સાક્ષી કે લખાણ વિગેરે કંઇ નીશાની ( પુરાવ ) છે ? એમ તે લોકોએ પુછ્યાથી, નથી, કંઈ છેજ નહીં, એમ કહીને તે મરણ પામ્યો. સજ્જન લોકોયે તેના પુત્રાદિકને મરણાદિક વૃત્તાંત જણાવીને તેની ઉઘરાણી વિગેરેથી ત્યાંનું સર્વ ધન અપાવ્યું. ત્યારબાદ જેને ત્યાં થાપણ મુકેલાં આઠ રત્ન હતાં તેનું નામું લેખું ખત પત્ર કંઈ પણ ન હોવાથી પ્રથમ તો તેની પાસે વિનય બહુમાનથી માંગ્યું, ત્યારપછી રાજા પ્રમુખનો ભય દેખાડીને માંગ્યું પરંતુ તેના લોભીયા મિત્રે છેવટ માન્યું પણ નહીં અને આપ્યું પણ નહીં. રાજા પાસે જઇ પંચાત કરાવી પણ સાક્ષી લખાણ નીશાની વિગેરે કંઈ ન હોવાથી કોઈપણ અપાવી શક્યું નહીં. માટે સાક્ષી કે નામું લેખું ખત પત્ર વિના થાપણ મુકવી નહીં.

## ( જેવા તેવા પણ સાક્ષીથી થતા લાભ વિષે. )

જેને તેને પણ સાક્ષી કરેલો હોય છતાં જો ચોર પ્રમુખે લઈ લીધું હોય તોપણ પાછું કદાપિ ધન પામી શકાય છે. જેમકે, કોઇક વેપારી ઉઘરાણી વિગેરેથી ધન લઈ પોતાને ગામ આવતો હતો. માર્ગમાં ચોર મળ્યા તેઓએ તેને જુહાર કરીને તેની પાસે ધન માંગ્યું. ત્યારે તે કહેવા લાગ્યો કે, કોઇક સાક્ષી આપીને સર્વ ધન લઈ જાઓ.

જ્યારે તમને ધન મળે ત્યારે મને પાછું આપજો, પણ હમણાં મને મારશો નહીં. ચોરોએ મનમાં ધાર્યું કે, આ કોઈક મુગ્ધ છે, તેથી વગડામાં ફરતા એક કાબરા રંગના બીલાડાને સાક્ષી કરીને તેની પાસેથી સર્વ દ્રવ્ય લઇ લીધું. તે ( વેપારી ) એક એકનાં નામ ઠામ ઠેકાણા ગામ પ્રમુખ પુછીને પોતાની ચોપડીમાં લખી લઈ પોતાને ગામ ચાલ્યો ગયો. કેટલેક કાળે તે ચોરોના ગામના લોકો જેમાં તે ચોરોમાંના પણ કેટલાક હતા તેઓ તે વાણીયાના ગામની બજારમાં કંઇક વસાણાં લેવા માટે આવ્યા. ત્યારે તે વાણીયાયે તેમાંના કેટલાક ચોરોને ઓળખીને તેઓની પાસે પોતાનું લેહેણું માંગ્યું. ચોરો ના કબુલ થયા, તેથી તેમને પકડાવીને દરબારમાં ખેંચ્યા. દરબારમાં ન્યાય કરાવતાં દરબારીયોએ વાણીયા પાસે સાક્ષી માંગ્યા. વાણીયાએ કહ્યું કે, હું સાક્ષીને અહિંયાં લઇ આવું છું. બાહર આવીને આમ તેમ ફરતાં એક કાળો બીલાડો મળ્યો. તેને લઈ પોતાના વસ્ત્રથી ઢાંકીને દરબારમાં આવી કહેવા લાગ્યો કે, વસ્ત્રમાં મારો સાક્ષી છે. ચોર બોલ્યા કે, બતાવ જોઇયે તારો સાક્ષી ! તેણે વસ્ત્રનો એક છેડો ઉંચો કરી બીલાડો બતાવ્યો. તે વખતે ચોરમાંથી એકજણ બોલી ઉઠયો કે, નહીં નહીં, એ બીલાડો નહીં, તે તો બીજો હતો ! ન્યાયાધીશ ( જજ્જ ) પુછવા લાગ્યો કે, એ નહીં ત્યારે બીજો હતો કે ? તેઓએ કહ્યું, હા. જજ્જે પુછયું, તે કેવો હતો ? તેઓએ કહ્યું આતો કાળો છે ને તે તો કાબરો હતો. બસ, આટલાજ માત્ર બોલવાથી તે પકડાઈ ગયા, જેથી તેની પાસેથી દરબારે જબરજસ્તીથી દબાવીને જેટલું તેનું ધન ગયું હતું એટલું બધું પાછું અપાવ્યું. એટલાજ માટે સાક્ષી રાખ્યા વિના કોઇને પણ દ્રવ્ય આપવું નહીં.

## ( થાપણ મુકવા રાખવા વિષે. )

થાપણ કોઈને ત્યાં ગુપ્ત મુકવી નહીં તેમ રાખવી પણ નહીં. ચાર સગાં વાહાલાં કે મિત્ર મંડળને વચે રાખીનેજ થાપણ મુકવી કે રાખવી. વળી જ્યારે પાછી લેવી દેવી હોય ત્યારે પણ ચાર જણને વચે રાખીને લેવી દેવી પણ એકલા જઈને લેવી નહીં તેમ દેવી પણ નહીં.

થાપણ રાખનારે તે થાપણ પોતાના ઘરમાંજ રાખવી. દાગીનાં હોય તો તે પોહેરવા નહીં અને રોકડ નાણું હોય તો તે પોતાના વ્યાપાર વિગેરેમાં વાપરવું નહીં. પોતાનો વખત સારો ન હોય અથવા પોતાના ઉપર કંઈ જાતનો ભય પ્રમુખ જાણવામાં આવે તો થાપણવાળાને બોલાવી તેની થાપણ પાછી આપી દેવી. થાપણ મૂકનાર કદાપિ કયાંક મરણ પામે તો તેના પુત્ર સ્ત્રી પ્રમુખને આપી દેવી, અથવા તેની પાછળ કોઈપણ વારસ ન હોય તો સર્વ લોકને જણાવીને તેઓનાં દેખતાં તેનું સર્વ ધન કોઈપણ સારા ધર્મના કામમાં વાપરી નાખવું.

## ( નામું લેખું હીસાબ કરવામાં આળસ ન રાખવા વિષે. )

વળી કોઈની થાપણનું કે ઉદ્ધારનું નામું લેખું લખવામાં અને હીસાબ કરવામાં જરામાત્ર આળસ રાખવી નહીં. જે માટે શાસ્ત્રમાં લખે છે કે, “ ધનની ગાંઠ બાંધવામાં, પરીક્ષા કરવામાં, ગણવામાં, રક્ષણ કરવામાં, ખરચ કરવામાં, નામુ લખવામાં, જે પુરૂષ આળસ રાખે તે તરતજ વિનાશ પામે છે.” ઉપર લખેલા ( બતાવેલા ) કારણોમાં ( કામમાં ) જો પ્રાણી આળસ રાખે તો ભ્રાંતિ થાય, કે અમુ-

કેની પાસે મારૂં લેહેણું છે કે દેણું છે? એનો વિચાર નામાઠામામાં આળસ રાખવા થીજ થાય છે અને તેથીજ નાનાપ્રકારનાં નવાં કર્મનો બંધન થયા વિના રહેતો નથી, માટે ઉપર લખેલા કારણોમાં આળસ સર્વથા કરવીજ નહીં.

[ દ્રવ્ય ઉપાર્જન અને રક્ષણ કરવાની સિદ્ધિ માટે સ્વામી ( મોટા પુરૂષનો આશ્રય ) રાખવા વિષે ]

જેમ તારા નક્ષત્રો પોતાના ઉપર અધિકારી ચંદ્ર સૂર્યને નાયક તરીકે રાખે છે, તેમ દ્રવ્ય ઉપાર્જન કરવા અને તેનું રક્ષણ કરવાની સિદ્ધિને માટે દરેક જણે પોતાના ઉપર એક રાજા, દીવાન કે નગરશેઠ પણ સ્વામી જરૂર રાખવો, જેથી પગલે પગલે આવી પડતી આપત્તિઓમાં તેના આશ્રયથી પોતાને કોઇપણ વિશેષ પરાભવ (સંતાપ) કરી શકે નહીં. કહેલું છે કે, "મહાપુરૂષો રાજાનો આશ્રય કરે છે તે કેવળ પોતાનું પેટ ભરવા માટે નથી, પણ સજ્જન પુરૂષોને ઉપકાર અને શત્રુઓનો તિરસ્કાર કરવા માટેજ કરે છે. બાકી પોતાનું પેટતો કોણ ભરી શકતું નથી?" વસ્તુપાળ તેજપાળ દીવાન, પેથડશાહ વિગેરે મોટા સત્પુરૂષોએ પણ જ્યારે રાજાનો આશ્રય કર્યો ત્યારેજ તેવા મોટા પ્રાસાદ અને કેટલીક તીર્થયાત્રા સંઘયાત્રા વિગેરે કરી કરાવીને તેઓથી થતા કેટલાક પ્રકારના પુન્યનાં કામ કરી શકયા છે. મોટા પુરૂષોનો આશ્રય કર્યા વગર એવાં મોટાં કામ કરી શકતાં નથી અને કદાપિ કરે તો કેટલાક પ્રકારની મુશીબતો ભોગવવી પડે. તે બચાવવા માટે મોટા પુરૂષોનો જરૂર આશ્રય રાખવો ( તેઓની મ્હેરબાની મેળવવી).

( જુગારી, ધુર્ત અને કપટીની સંગત ન કરવા વિષે. )

વળી જુગારી, ધાતુર્વાદી ( કીમીયાગરનો ડોળ રાખી ઠગનારા ), વિગેરે કેટલાક કપટી લોકોની સંગતિ દૂરથીજ પરીહરવી, એઓની સાથે બીલકુલ સહવાસ ( પરીચય ) રાખવો નહીં. કહ્યું છે કે, "જુગારીની, ધાતુર્વાદની, અંજન સિદ્ધિની ( વસીકરણની ), રસાયણની ( કીમીયાની ), યક્ષણીયોનાં સાધન કરવાની, રસકુંપીકાના રસ લેવા માટે ગુફા વિગેરેમાં પેસવાની તૃષ્ણાવાળી મતી જ્યારે દૈવ (નસીબ) રૂઠયો હોય ત્યારે ઉત્પન્ન થાય છે".

( સોગન ન ખાવા તથા સાક્ષી ન પુરવા વિષે. )

જેમ તેમ અથવા જેના તેના સોગન ન ખાવા. જેની તેની સરતો ( પણ ) ન બકવી. તેમાં પણ વળી વિશેષથી દેવ, ગુરૂ, ધર્મના સોગન તો ખાવાજ નહીં. કહેલું છે કે, "સાચાઇએ કરીને કે જુઠાઇએ કરીને પણ જે પરમેશ્વરના સોગન ખાય છે, તે મૂર્ખ પ્રાણી પોતે આવતા ભવમાં બોધબીજને ગુમાવે છે અને અનંતસંસારી થાય છે". વળી કોઇના તરફની સાક્ષી ભરી કષ્ટમાં પડવું નહીં. જે માટે કાર્યાસિકનામાં રૂષીયે કરેલા નીતિશાસ્ત્રમાં કહેલું છે કે, "પોતે દરીદ્રી છતાં બે સ્ત્રીઓ કરવી, માર્ગ વચ્ચે ખેતર રાખવું, બે ભાગીદાર થઇ ખેતર ખેડવું, સેહેજમાં કોઇને શત્રુ કરવો, પારકી સાક્ષી ભરવી, એ પાંચે પોતાના કરેલા અનર્થ પોતેજ દુઃખદાયી થઇ પડે છે ( માટે એમ પ્રવૃત્તિ ન કરવી ).

( દેશાવરના વ્યાપાર વિષે )

ઘણુંકરી શ્રાવકો જે ગામમાં રહેતા હોય તેજ ગામમાં વ્યાપાર કરવો, કેમકે તેમ કરવાથી કુટુંબનો વિયોગ સહન કરવો પડે નહીં, ઘરના કે ધર્માદિકના કામમાં

કાંઇપણ ખામી આવી શકે નહીં, એ વિગેરે અનેક પ્રકારના ગુણોની પ્રાપ્તિ થાય છે, તેમ છતાં જો પોતાના ગામમાં વ્યાપાર કરવાથી નિર્વાહ ન થઈ શકે તો પોતાનાજ દેશમાં આવેલા પાસેના કોઇક ગામ કે શહેરમાં વ્યાપાર કરવો, કેમકે, એમ કરવાથી જ્યારે જ્યારે કામ પડે ત્યારે ત્યારે શીઘ્ર ગમનાગમન ( આવવું જવું ) વિગેરે બની શકવાથી ઘણુંકરી પૂર્વોક્ત ગણુનો લાભ પામી શકાય છે. કોણ એવો હોય કે, પોતાના ગામમાં સુખે નિર્વાહ થતો હોય તો ગ્રામાંતરની ચેષ્ટા કરે ( ગામાંતર રહે ) ! અરે એટલુંજ નહીં પણ જો સુખે નિર્વાહ થઈ શકતો હોયતો પરગામ જઈ વસવાનો વિચાર પામર જન પણ નજ કરે. કહેલ છે કે, " દરીદ્રી, રોગી, મૂર્ખ, પ્રવાસી ( પરદેશમાં જઈ રહેનાર ) નિરંતરનો ચાકર, એ પાંચેને જીવતાં છતાં પણ મરણ પામ્યા જેવા ભારતમાં ગણાવ્યા સંભળાય છે".

કદાપિ પોતાના દેશમાં નિર્વાહ ન થાય તેથી પરદેશ વ્યાપાર ચલાવવાની જરૂર પડે તોપણ ત્યાં પોતે કે પોતાના પુત્રાદિકને મોકલે નહીં, પણ ખરી પરીક્ષા કરેલા ખરા વિશ્વાસુ વાણોતર ( નોકર )ને મોકલી વ્યાપાર કરાવે, તથાપિ પોતાને ગયા વિના ચાલેજ નહીં એમ હોય તો પોતે જાય, પણ શુભ મૂહુર્તશકુન નિમિત્ત દેવ ગુરૂ વંદનાદિક મંગળકૃત કરવાદિક વિધિથી, વળી બીજા તેવાજ કોઈ ભાગ્યશાળીના સમુદાયની કે કેટલાક પોતાના નાતીલા સુપરિક્ષિત સજ્જનોના પરિવાર સાથેજ નિદ્રાદિક પ્રમાદ વર્જિત થઈ ઘણા રૂડા યત્નથી જાય, અને ત્યાં તેવીજ રીતે વ્યાપાર કરતો રહે, કેમકે સમુદાય વચ્ચે જો એક પણ ભાગ્યશાળી હોય તો તેના ભાગ્યના સબબથી બીજાપણ સઘળાઓનાં વિઘ્ન ખરેખર ટળી શકે છે. એવા પણ કેટલીક વખતે દાખલા બની જાય છે.

## ( ભાગ્યશાળીના પસાયથી ઊપદ્રવ દૂર થાય છે તે ઊપર દૃષ્ટાંત )

કોઇક એકવીસ પુરૂષો મળી ચોમાસાના દિવસોમાં એક ગામથી બીજે ગામ જતાં વર્ષાત આવી પડવાના સબબથી કે રાત્રી પડી જવાના સબબથી એક મહાદેવ વિગેરેના જુના દેરાસરમાં વાસો રહ્યા હતા. તે વખતે તે દેરાસરના દરવાજા આગળ વીજળી આવી આવીને પાછી જતી રહે, ત્યારે બધા ભય પામીને વિચારવા લાગ્યા કે, ખરેખર આપણા બધામાંથી એક જણ અભાગીઓ છે તેના સબબથી આ વીજળી તેના ઉપર પડવા આવે છે, પણ આપણા માંહેના બીજા ભાગ્યશાળીના પસાયથી પાછી જતી રહે છે. આ વિઘ્ન બધા ઉપર હાલ પડેલું છે તે જો આપણે દુર નહીં કરીયે તો એ અભાગ્યાના સબબથી આપણને પણ કંઈક તેના છાંટા ઉડ્યા વિના રહેવાના નથી, માટે આપણામાંથી એકેક જણ આ દેરાસરને એકેક પ્રદક્ષિણા કરી આવે, જેથી તે કોણ છે તેની જરૂર આપણને માલમ પડી આવશે. બધાની એવીજ મરજી થઈ કે આ વાતની ખરેખર તપાસ તો કરવીજ. ત્યારપછી તેઓમાંથી એકેક જણ ઉઠીને દેરાસરને પ્રદક્ષિણા કરી આવવા લાગ્યા. એમ એકવીસમાંથી વીસ તો ફરીને આવી ગયા. એકવીસમો ઘણીયે ઉતાવળ કરી આવવા લાગ્યો છતાં પણ આવતાં આવતાં કે દરવાજામાં પેસતાં પેસતાં તેના ઉપર વીજળી આવી પડી જેથી તે તત્કાળ તેમાં સપડાઇ ગયો, માટે પરદેશ જતાં સજ્જનનો સથવારો કરવો.

કની પાસે મારૂં લેહેણું છે કે દેણું છે? એનો વિચાર નામાઠામામાં આળસ રાખવાથીજ થાય છે અને તેથીજ નાનાપ્રકારનાં નવાં કર્મનો બંધન થયા વિના રહેતો નથી, માટે ઉપર લખેલા કારણોમાં આળસ સર્વથા કરવીજ નહીં.

### [ દ્રવ્ય ઉપાર્જન અને રક્ષણ કરવાની સિદ્ધિ માટે સ્વામી ( મોટા પુરૂષનો આશ્રય ) રાખવા વિષે ]

જેમ તારા નક્ષત્રો પોતાના ઉપર અધિકારી ચંદ્ર સૂર્યને નાયક તરીકે રાખે છે, તેમ દ્રવ્ય ઉપાર્જન કરવા અને તેનું રક્ષણ કરવાની સિદ્ધિને માટે દરેક જણે પોતાના ઉપર એક રાજા, દીવાન કે નગરશેઠ પણ સ્વામી જરૂર રાખવો, જેથી પગલે પગલે આવી પડતી આપત્તિઓમાં તેના આશ્રયથી પોતાને કોઈપણ વિશેષ પરાભવ ( સંતાપ ) કરી શકે નહીં. કહેલું છે કે, "મહાપુરૂષો રાજાનો આશ્રય કરે છે તે કેવળ પોતાનું પેટ ભરવા માટે નથી, પણ સજ્જન પુરૂષોને ઉપકાર અને શત્રુઓનો તિરસ્કાર કરવા માટેજ કરે છે. બાકી પોતાનું પેટતો કોણ ભરી શકતું નથી?" વસ્તુપાળ તેજપાળ દીવાન, પેથડશાહ વિગેરે મોટા સત્પુરૂષોએ પણ જ્યારે રાજાનો આશ્રય કર્યો ત્યારેજ તેવા મોટા પ્રાસાદ અને કેટલીક તીર્થયાત્રા સંઘયાત્રા વિગેરે કરી કરાવીને તેઓથી થતા કેટલાક પ્રકારના પુન્યનાં કામ કરી શક્યા છે. મોટા પુરૂષોનો આશ્રય કર્યા વગર એવાં મોટાં કામ કરી શકતાં નથી અને કદાપિ કરે તો કેટલાક પ્રકારની મુશીબતો ભોગવવી પડે. તે બચાવવા માટે મોટા પુરૂષોનો જરૂર આશ્રય રાખવો ( તેઓની મહેરબાની મેળવવી).

### ( જુગારી, ધુર્ત અને કપટીની સંગત ન કરવા વિષે. )

વળી જુગારી, ધાતુર્વાદી ( કીમીયાગરનો ડોળ રાખી ઠગનારા ), વિગેરે કેટલાક કપટી લોકોની સંગતિ દૂરથીજ પરીહરવી, એઓની સાથે બીલકુલ સહવાસ ( પરીચય ) રાખવો નહીં. કહ્યું છે કે, "જુગારીની, ધાતુર્વાદની, અંજન સિદ્ધિની ( વસીકરણની ), રસાયણની ( કીમીયાની ), યક્ષણીયોનાં સાધન કરવાની, રસકુંપીકાના રસ લેવા માટે ગુફા વિગેરેમાં પેસવાની તૃષ્ણાવાળી મતી જ્યારે દૈવ (નસીબ) રૂઠયો હોય ત્યારે ઉત્પન્ન થાય છે".

### ( સોગન ન ખાવા તથા સાક્ષી ન પુરવા વિષે. )

જેમ તેમ અથવા જેના તેના સોગન ન ખાવા. જેની તેની સરતો ( પણ ) ન બકવી. તેમાં પણ વળી વિશેષથી દેવ, ગુરૂ, ધર્મના સોગન તો ખાવાજ નહીં. કહેલું છે કે, "સાચાઇએ કરીને કે જુઠાઇએ કરીને પણ જે પરમેશ્વરના સોગન ખાય છે, તે મૂર્ખ પ્રાણી પોતે આવતા ભવમાં બોધબીજને ગુમાવે છે અને અનંતસંસારી થાય છે". વળી કોઈના તરફની સાક્ષી ભરી કષ્ટમાં પડવું નહીં. જે માટે કાર્યાસિકનામાં રૂષીયે કરેલા નીતિશાસ્ત્રમાં કહેલું છે કે, "પોતે દરીદ્રી છતાં બે સ્ત્રીઓ કરવી, માર્ગ વચ્ચે ખેતર રાખવું, બે ભાગીદાર થઈ ખેતર ખેડવું, સેહેજમાં કોઈને શત્રુ કરવો, પારકી સાક્ષી ભરવી, એ પાંચે પોતાના કરેલા અનર્થ પોતેજ દુઃખદાયી થઈ પડે છે ( માટે એમ પ્રવૃત્તિ ન કરવી ).

### ( દેશાવરના વ્યાપાર વિષે )

ઘણુંકરી શ્રાવકો જે ગામમાં રહેતા હોય તેજ ગામમાં વ્યાપાર કરવો, કેમકે તેમ કરવાથી કુટુંબનો વિયોગ સહન કરવો પડે નહીં, ઘરના કે ધર્માદિકના કામમાં

કાંઇપણ ખામી આવી શકે નહીં, એ વિગેરે અનેક પ્રકારના ગુણોની પ્રાપ્તિ થાય છે, તેમ છતાં જો પોતાના ગામમાં વ્યાપાર કરવાથી નિર્વાહ ન થઈ શકે તો પોતાનાજ દેશમાં આવેલા પાસેના કોઇક ગામ કે શહેરમાં વ્યાપાર કરવો, કેમકે, એમ કરવાથી જ્યારે જ્યારે કામ પડે ત્યારે ત્યારે શીઘ્ર ગમનાગમન ( આવવું જવું ) વિગેરે બની શકવાથી ઘણુંકરી પૂર્વોક્ત ગણુનો લાભ પામી શકાય છે. કોણ એવો હોય કે, પોતાના ગામમાં સુખે નિર્વાહ થતો હોય તો ગ્રામાંતરની ચેષ્ટા કરે ( ગામાંતર રહે ) ! અરે એટલુંજ નહીં પણ જો સુખે નિર્વાહ થઈ શકતો હોયતો પરગામ જઈ વસવાનો વિચાર પામર જન પણ નજ કરે. કહેલ છે કે, " દરીદ્રી, રોગી, મૂર્ખ, પ્રવાસી ( પરદેશમાં જઈ રહેનાર ) નિરંતરનો ચાકર, એ પાંચેને જીવતાં છતાં પણ મરણ પામ્યા જેવા ભારતમાં ગણાવ્યા સંભળાય છે".

કદાપિ પોતાના દેશમાં નિર્વાહ ન થાય તેથી પરદેશ વ્યાપાર ચલાવવાની જરૂર પડે તોપણ ત્યાં પોતે કે પોતાના પુત્રાદિકને મોકલે નહીં, પણ ખરી પરીક્ષા કરેલા ખરા વિશ્વાસુ વાણોતર ( નોકર )ને મોકલી વ્યાપાર કરાવે, તથાપિ પોતાને ગયા વિના ચાલેજ નહીં એમ હોય તો પોતે જાય, પણ શુભ મૂહુર્તશકુન નિમિત્ત દેવ ગુરૂ વંદનાદિક સંગળકૃત કરવાદિક વિધિથી, વળી બીજા તેવાજ કોઈ ભાગ્યશાળીના સમુદાયની કે કેટલાક પોતાના નાતીલા સુપરિક્ષિત સજ્જનોના પરિવાર સાથેજ નિદ્રાદિક પ્રમાદ વર્જિત થઈ ઘણા રૂડા યત્નથી જાય, અને ત્યાં તેવીજ રીતે વ્યાપાર કરતો રહે, કેમકે સમુદાય વચ્ચે જો એક પણ ભાગ્યશાળી હોય તો તેના ભાગ્યના સબબથી બીજાપણ સવળાઓનાં વિઘ્ન ખરેખર ટળી શકે છે. એવા પણ કેટલીક વખતે દાખલા બની જાય છે.

## ( ભાગ્યશાળીના પસાયથી ઊપદ્રવ દૂર થાય છે તે ઊપર દૃષ્ટાંત )

કોઈક એકવીસ પુરૂષો મળી ચોમાસાના દિવસોમાં એક ગામથી બીજે ગામ જતાં વર્ષાત આવી પડવાના સબબથી કે રાત્રી પડી જવાના સબબથી એક મહાદેવ વિગેરેના જુના દેરાસરમાં વાસો રહ્યા હતા. તે વખતે તે દેરાસરના દરવાજા આગળ વીજળી આવી આવીને પાછી જતી રહે, ત્યારે બધા ભય પામીને વિચારવા લાગ્યા કે, ખરેખર આપણા બધામાંથી એક જણ અભાગીઓ છે તેના સબબથી આ વીજળી તેના ઉપર પડવા આવે છે, પણ આપણા માંહેના બીજા ભાગ્યશાળીના પસાયથી પાછી જતી રહે છે. આ વિઘ્ન બધા ઉપર હાલ પડેલું છે તે જો આપણે દુર નહીં કરીયે તો એ અભાગ્યાના સબબથી આપણને પણ કંઈક તેના છાંટા ઉડ્યા વિના રહેવાના નથી, માટે આપણામાંથી એકેક જણ આ દેરાસરને એકેક પ્રદક્ષિણા કરી આવે, જેથી તે કોણ છે તેની જરૂર આપણને માલમ પડી આવશે. બધાની એવીજ મરજી થઇ કે આ વાતની ખરેખર તપાસ તો કરવીજ. ત્યારપછી તેઓમાંથી એકેક જણ ઉઠીને દેરાસરને પ્રદક્ષિણા કરી આવવા લાગ્યા. એમ એકવીસમાંથી વીસ તો ફરીને આવી ગયા. એકવીસમો ઘણીચે ઉતાવળ કરી આવવા લાગ્યો છતાં પણ આવતાં આવતાં કે દરવાજામાં પેસતાં પેસતાં તેના ઉપર વીજળી આવી પડી જેથી તે તત્કાળ તેમાં સપડાઇ ગયો, માટે પરદેશ જતાં સજ્જનનો સથવારો કરવો.

## ( પ્રયાણ કરવા વિષે. )

પરદેશ ગયા પછી પણ લાભ, ખરચ, લેહેણું, દેણું, વારંવાર પોતાના પુત્ર, પિતા, માતા, ભાઇ, મિત્ર વિગેરેને જણાવતાં રહેવું. વળી પ્રયાણ વખતે તો જરૂર આગળથીજ જણાવવું જોઇયે; એમ જો ન કરે તો અકસ્માત દૈવયોગથી આયુષ ક્ષય થવાને લીધે જો મરણ પામી જાય તો છતી સંપદાયે પણ માતા, પિતા, પુત્રાદિકના ઉપયોગમાં આવવું મુશ્કેલ પડવાથી ફોકટ તેઓને દુઃખીયા કરવાનો સંભવ થઇ પડે છે.

જ્યારે પ્રસ્થાન કરવું હોય ત્યારે પણ સર્વને યથાયોગ્ય શિખામણ, પહેરામણી અને સાર સંભાળની ભલામણ આપીને તથા બહુમાનથી બધાને બોલાવીને સંતોષી-નેજ ગમન કરે. જે માટે કહેલું છે કેઃ—" માનવા યોગ્ય દેવ ગુરૂ માતા પિતા પ્રમુખનું અપમાન કરીને, પોતાની સ્ત્રીને નિભ્રંછીને ( તિરસ્કાર કરીને ), અથવા કોઈક-ને મારીકુટીને, અથવા બાળક વિગેરેને રોવરાવીને, જીવવાની વાંચ્છા રાખનારે પરદેશ કે પરગામ જવાનું પ્રયાણ કરવું નહીં ".

વળી પાસે આવેલા કોઈપણ પર્વ અથવા મહોત્સવાદિક કરીનેજ પરગામ જવું. કહેલું છે કેઃ— " ઓચ્છવ, મહોચ્છવ કે તૈયાર થયેલા સુંદર ભોજનને મૂકીને, વળી સર્વ પ્રકારના ઉત્તમ મંગળીક કાર્યને ઉવેખીને, જન્મનું કે મૃતકનું સુતક હોય તો તે ઉતાર્યા વગર ( પોતાની સ્ત્રીને ઋતુ આવે થકે ) કોઈપણ પ્રાણીયે પરદેશ જવાનું પ્રયાણ કરવું નહીં. એમ બીજા પણ કેટલાક કારણ શાસ્ત્રોને અનુસારે યથો-ચિત વિચારવા.

## ( નીતિના ધારવા યોગ્ય કેટલાક વિચાર )

ક્ષીર ( દુધ ) ખાઈને, મૈથુન સેવીને, સ્નાન કરીને, સ્ત્રીને મારીને, ઉલટી કરીને, થુંકીને, કોઇનો પણ રૂદન વિગેરે કઠોર શબ્દ સાંભળીને પ્રયાણ કરવું નહીં.

મસ્તક મુંડન કરાવીને, આંખમાંથી આંસુ નાખીને, અને અપશુકન થયાથી બીજેગામ જવું નહીં.

કોઇપણ કાર્ય માટે જવાનો વિચાર કરી ઉઠતી વખતે જે નાશિકા વહેતી હોય તેજ પગ પ્રથમ મૂકીને જાય તો વાંચ્છિત સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.

રોગી, વૃદ્ધ, વિપ્ર, અંધ, ગાય, પૂજ્ય ( પૂજવા યોગ્ય માનવા યોગ્ય માતા પિતાદિક ), રાજા, ગર્ભવંતી, ભાર ઉપાડનાર, એટલાને માર્ગ આપીને પંડિતે ચાલવું.

રાંધેલું કે કાચું ધાન્ય, પૂજા યોગ્ય ( વસ્તુ ), મંત્રનું મંડળ, એટલા પદાર્થ ક્યાંય નાખી દેવા નહીં ( કોઈક સારૂં સ્થાન જોઇને મુકવાં ). સ્નાન કરેલા પાણીને, રૂધીરને, અને શબને ( મડદાંને ) ઉલ્લંઘવા નહીં. ( એના ઉપર થઈ ચાલવું નહીં ),

થુંકને, સલેખમને, વિષ્ટાને, પેશાબને, સળગતા અગ્નિને, સર્પને, માણુસને, શાસ્ત્રને, બુદ્ધિમાન પુરૂષે કોઈ વેળા પણ ઉલ્લંઘન કરવા નહીં.

નદીને આ કાંઠેથી, ગાયો બાંધવાના વાડાથી, દુધવાળા વૃક્ષથી ( વડ વિગેરેથી ), જળાશયથી, બાગબગીચાથી, કુવા વિગેરેથી, વાહાલાને વોળાવીને પાછા વળવું.

પોતાનું ભલું વાંચ્છનારે રાત્રીના સમયમાં વૃક્ષના મૂળ આગળ કે વૃક્ષની નીચે વાસો કરવો નહીં. ઓત્સવ કે સુતક પૂરા થયા વિના કયાંય જવું નહીં.

કોઇના સથવારા વગર, અજાણ્યા માણુસની સાથે, ઉલ્લંઠ, દુષ્ટ કે નીચની સાથે, બરોબર મધ્યાન્હ વખતે, અરધી રાત્રે, પંડિત પુરૂષે વાટે ચાલવું નહીં.

ક્રોધી, લોભી, અભિમાની કે હઠીલા સાથે, ચાડી કરનાર સાથે, રાજાના સીપાઈ, જમાદાર કે કોટવાલ જેવા કોઈ દરબારી સાથે, ધોબી દરજી વિગેરે કારૂનારૂ સાથે, દુષ્ટ ખળ લંપટ લબાડ સાથે, વિશ્વાસઘાતી અથવા જેના મિત્ર નઠારા હોય એવાની સાથે, અકાળે ( અસુરાં ) વાત કરવી કે ચાલવું નહીં.

મહીષ, પાડા, ગધેડા, ગાય, એટલા ઉપર ચાહાય તેવો થાક લાગેલો હોય તોપણુ પોતાનું ભલું ઇચ્છનારે સવારી કરવી નહીં.

હાથીથી હજાર હાથ, ગાડાથી પાંચ હાથ, સીંગડાંવાળા જનાવરથી અને ઘોડાથ દશ હાથ દૂર રહીને ચાલવું ( પાસે ચાલવાથી વખતે વિઘ્ન નડે છે ).

સંબળ ( ભાતા ) વિના માર્ગે ચાલવું નહીં. જ્યાં વાસો કર્યો હોય ત્યાં અત્યંત ઉંઘવું નહીં, સુતા પછી પણ કોઇનો બુદ્ધિવાને વિશ્વાસ રાખવો નહીં.

કદાપિ સો કામ હોય તોપણુ એકાકી ગ્રામાંતરે જવું નહીં, જુવો કે એકલા કાકીડા તીર્યંચમાત્રે વિપ્રને ચોતરફથી રોકી રાખ્યો.

કોઈપણુ એકલાને ઘેર એકલા જવું નહીં, તેમ કોઇને ઘેર પાછલે રસ્તેથી જવું નહીં.

જુની નાવડીમાં બેસવું નહીં, નદીમાં એકલા પેસવું નહીં, કોઈપણુ બુદ્ધિવાને પોતાના સગા ભાઇની સાથે ઉજાડ માર્ગના રસ્તામાં એકલા ચાલવું નહીં.

દુઃખે જેનો પાર પામી શકીયે એવા જળના અને સ્થળના માર્ગને, તેમજ વિકટ અટવીને, ઉંડાશ માલમ પડ્યા વગરના પાણીને, ઉપાય ( વાહાણુ, ત્રાપો, ગાડા, વાંસ કે લાંબી લાકડી ) વગર ઉલ્લંઘવાં નહીં.

જેમાં ઘણા ક્રોધી હોય, જેમાં ઘણા સુખની ઇચ્છા રાખનાર હોય, જેમાં ઘણા લોભી હોય, તે સાર્થ ( ટોળું કે મંડળી ) સ્વાર્થ બગાડનાર સમજવું.

જેમાં બધા આગેવાની ધરાવતા હોય, સર્વે પંડિતપણું ધરાવતા હોય, સર્વે સરખી મોટાઇ મેળવવા ઈચ્છા રાખતા હોય, તે સમુદાય સુખ પામતો નથી ( એવું ટોળું સુખ પામતું નથી ).

મારવાના સ્થાને, બાંધવાના સ્થાને, જુગારના સ્થાને, ભયને કે પીડાને સ્થાને, ભંડારને સ્થાને, સ્ત્રીયોને રહેવાને સ્થાને, ચાલ્યા જવું નહીં ( માલેકની રજા શીવાય જવું નહીં).

મનને ગમે નહીં એવા સ્થાને, સ્મશાનમાં, સૂના સ્થાનમાં, ચોવટામાં, જ્યાં સુકેલા ઘાસ કે ઠાંગેર વિગેરેનાં છોડાં ઘણાં પડ્યાં હોય ત્યાં, નીચી વાંકી જગામાં, ઉકરડામાં, ઉખર જમીનમાં, કોઈ ઝાડના થડ નીચે પર્વત આગળ, નદીને કે કુવાને કાંઠે રાખના ઢગલા ઉપર, માથાના વાળ પડ્યા હોય ત્યાં, ઠીકરા ઉપર, કોયલા ઉપર, એટલા સ્થાનકે ઉતરવું, વસવું કે બેસવું નહીં.

જે અવસરનું જે જે કૃત્ય છે તે તે તેજ અવસરે કરવું, ચાહાય તેવો થાક લાગેલો હોય તોપણુ તે વખત જવા દેવો નહીં; કેમકે જે પુરૂષ મહેનતથી બીહે છે, તે પુરૂષ પોતાના પરાક્રમનું ફળ મેળવી શકતો નથી ( માટે અવસર જવા દેવા નહીંજ).

ઘણુંકરી પ્રાણી આડંબર વિના શોભા પામી શકતો નથી એટલાજ માટે વિશેષે-કરીને કોઇપણ સ્થાનકે બુદ્ધિવાળા પુરૂષોયે આડંબર મુકવો નહીં.

પરદેશમાં તો વિશેષેકરીને પોતાના યોગ્ય આડંબર રાખવો, અને પોતાના ધર્મની અંદર ચુસ્ત રહેવું, જેથી જ્યાં જાય ત્યાં આદર બહુમાન મળવાપૂર્વક પોતાના ધારેલા કાર્યની સિદ્ધિ તત્કાળ બની શકવાનો સંભવ થાય છે. પરદેશમાં જોપણ ઘણો લાભ હોય તોપણ ઘણા કાળપર્યંત રહેવું નહીં, કેમકે જો પરદેશમાંજ ઘણો કાળ રહી જાય તો પોતાના ઘરની ઘરવાખરી આમતેમ થઇ જવાથી કેટલીક જાતની પાછળથી મુસીબતો વેઠવી પડવાના દોષનો સંભવ થાય છે. પરદેશમાં જે કાંઇ લેવું કે વેચવું હોય તે કાષ્ટશેઠની પેઠે સમુદાયે મળીનેજ કરવું. તે કાર્યમાં લાભની પ્રાપ્તિ થવાને અને વળી કોઇપણ પ્રકારની નડતર આડે ન આવવાને માટે વેચવા કે સાટવાની આદિમાં પંચ-પરમેષ્ઠીનું, શ્રી ગૌતમસ્વામીનું, સ્થુળિભદ્રનું, અભયકુમારનું, અને કયવન્ના પ્રમુખનું નામ લઈને, તેમજ તે વ્યાપારના લાભમાંથી કેટલુંક દ્રવ્ય દેવ ગુરૂ ધર્મ સંબંધી કાર્યમાં વાપરવાની ધારણા કરીનેજ પ્રવર્ત્તવું; જેથી સર્વ પ્રકારની સિદ્ધિ થવામાં કાંઇપણ મુશીબત ભોગવવી પડે નહીં.

ધર્મની મુખ્યતા રાખવાથીજ સર્વ પ્રકારની સિદ્ધિનો સંભવ હોવાને લીધે દ્રવ્ય ઉપાર્જન કરતાના ઉદ્યમ વખતે પણ જો આમાંથી વધારે લાભ થશે તો આટલું (અમુક) દ્રવ્ય સાત ક્ષેત્ર માંહેના અમુક અમુક સીદાતા ક્ષેત્રોમાં વાવરીશ' એવા મોટા મનોરથ કરતા રહેવું; જેથી વખતે વખતે મહાફળની પ્રાપ્તિ થયા વિના રહેતી નથી. ઊંચા ઉંચા મનોરથ કરવા એ ભાગ્યશાળીનેજ બની શકે છે' જે માટે શાસ્ત્રકારોએ પણ કહેલું છે કેઃ—વિચક્ષણ પુરૂષોયે સદાય ઊંચા ઊંચાજ મનોરથ કરતા રહેવું, કેમકે કર્મરાજા તેને (મનોરથને) અનુમાને ઉદ્યમ કરે છે.

સ્ત્રી સેવનનો, દ્રવ્ય મેળવવાનો, અને યશ મેળવવાનો જો ઉદ્યમ કર્યો હોય તો તે નિષ્ફળ થઇ જાય પરંતુ ધર્મના કામ સંબંધી કરેલો સંકલ્પ પણ નિષ્ફળ થતો નથી.

ધાર્યા પ્રમાણે લાભ થયા પછી ધારેલા મનોરથ પુરા પાડવા. કહેલુ છે કેઃ— વ્યાપારનું ફળ દ્રવ્ય કમાવવું, દ્રવ્ય કમાયાનું ફળ સુપાત્રમાં યોજના કરવી (ખરચવું); જો સુપાત્રમાં યોજના ન કરે તો વ્યાપારે અને દ્રવ્ય એ બન્ને દુઃખદાયી (દુર્ગતિ) નાં કારણુ થઇ પડે છે.

જો સંપદા પામ્યા પછી ધર્મસેવન કરેતોજ તે ધર્મઋદ્ધિ ગણાય છે. એમ જો ન કરે તો તે પાપઋદ્ધિ ગણાય છે. જે માટે શાસ્ત્રમાં લખેલું છે. કેઃ—ધર્મઋદ્ધિ, ભોગઋદ્ધિ, પાપરુદ્ધિ એમ ત્રણ પ્રકારની ઋદ્ધિઓ વીતરાગે ગણાવેલી છે જે ધર્મકાર્યમાં વાપરી શકાય તે ધર્મરુદ્ધિ, શરીર ભાગમાં જેનો ઉપયોગ થતો હોય તે ભોગરુદ્ધિ, દાન (ધર્મના કામ) કે ભોગ (શરીર સુખ) થી રહિત હોય (એટલે ઉપર લખેલા બન્ને કે એકે ઉપયોગમાં આવે નહીં) તે પાપઋદ્ધિ કહેવાય, તે અનર્થ ફળ આપનારી એટલે નરક તીર્યંચરૂપ દર્ગતિનીજ આપનારી સમજવી. પૂર્વભવમાં જે પાપ

કરેલ હોય તેના પસાયથી પાપરુદ્ધિ પમાય છે અથવા આવતા ભવમાં જે દુઃખ ભોગવવાનાં હોય તેના પસાયથી પણ પાપઋદ્ધિ પામી શકાય છે, એ અર્થ ( હકીકત દૃઢ કરવા ઉપર નીચેનું એક દૃષ્ટાંત બતાવે છે.

## ( પાપઋદ્ધિ ઉપર ચાર મિત્રનો દૃષ્ટાંત )

વસંતપુર નગરમાં એક ક્ષત્રી, વિપ્ર, વાણીયો, અને સોનાર, એમ ચાર જણ મિત્ર હતા. તે દ્રવ્ય કમાવવા માટે પરદેશે નીકળ્યા. માર્ગમાં રાત્રિ થવાથી એક જંગલમાં કોઈક ઠેકાણે સુતા. ત્યાં એક વૃક્ષની શાખામાં લટકતો સુવર્ણપુરૂષ દીઠો, ( આ સુવર્ણ પુરૂષ પાપીષ્ઠ પુરૂષને પાપરુદ્ધિ થઈ પડે છે અને ધર્મીષ્ઠ પુરૂષને ધર્મરુદ્ધિ પણે થાય છે. ) ત્યારે ચારમાંથી એક જણે પૂછયું કે, શું તું અર્થ છું ( દ્રવ્ય છું) ? સુવર્ણપુરૂષે કહ્યું કે, હા, અર્થ છું, પણ અનર્થકારી છું. એવાં વચન સાંભળીને બીજા ભય પામી ગયા પણ સોનાર બોલ્યો કે, જોકે અનર્થકારી છે તથાપિ અર્થ તો છે, માટે મારાથી જરા દુર પડ. એમ કહેતાં વાર સુવર્ણપુરૂષ પડયો. સોનારે ઉઠીને તે સૂવર્ણ પુરૂષની આંગળી કાપી લઈ તેને ત્યાંજ ધરતીમાં એક ખાડો ખોદી તેમાં દાટી દીધો અને કહેવા લાગ્યો કે, આ સુવર્ણપુરૂષથી અખુટ દ્રવ્ય મેળવી શકાય છે, માટે કોઇને બતાવશો નહીં. બસ, આટલું બોલવાથી પેલા ત્રણે જણના મતમાં આશા બંધાણી. સવારનો પહોર થયા પછી ચારમાંથી બે જણને પાસે આવેલા ગામમાં સીધુ ( ખાવાનું ) પાણી લેવા મોકલ્યા અને બે જણા ત્યાંજ બેઠા રહ્યા. ગામમાં ગયેલાયે વિચાર કર્યો કે, " બાહાર રહેલાને જો ઝેર આપીને મારી નાખીયે તો એ સુવર્ણ પુરૂષ આપણ બન્નેને મળે. એમ જો નહીં કરીયે તો ચાર ભાગીદાર હોવાથી કાંઈપણ બરોબર આપણા હાથમાં આવી શકશે નહીં, માટે આપણે બન્ને જણ મળી ઝેર ઘાલીને ધાન્ય લેઈ જઇયે, તે તેમને ખાવા દઈશું અને આપણે એ ભોજન નહીં કરીયે ". એવો વિચાર ધારીને ધાન્યમાં વિષ મેળવી લઇને આવ્યા, એટલામાં બહાર રહેલા બન્ને જણાને વિચાર ઉપન્યો કે, " જે આ અખુટ ધન આપણને મળ્યું છે તેના જો ચાર ભાગીદાર થઈશું તો કંઈ બરાબર ભાગ આવી શકશે નહીં, માટે ગામમાં ગયેલા બન્ને જણા આવે એટલે એમને મારી નાખવા, જેથી ઠીક થશે." આવો વિચાર ધારીને બેઠા છે એટલામાં ગામમાં ગયેલા બન્ને જણા જેવા આવ્યા કે તરતજ તેમને શસ્ત્રવડે મારી નાખ્યા. ત્યારપછી પેલા જે ધાન્ય લાવ્યા હતા તે તેમણે રાંધીને ખાધું તેથી તે બન્ને પણ મરણ પામ્યા. એમ પાપઋદ્ધિના આવવાથી પાપનીજ બુદ્ધિ ઉત્પન્ન થાય છે, માટે પાપઋદ્ધિ થવા નહીં દેતાં તે ધર્મઋદ્ધિ કરી રાખવી, જેથી તે અવિનાશી થાય છે.

## ( દ્રવ્યોપાર્જન મધ્યેથી પુણ્ય કર્મ કરવા વિષે )

ઉપર લખેલા કારણ માટેજ જે દ્રવ્ય ઉપાર્જન થયું હોય તેમાંથી દરરોજ દેવપૂજા, અન્નદાનાદિક, તેમજ સંઘપૂજા સાહામીવાત્સલ્યાદિક અવસરનાં ધર્મકૃત્યો કરીને પોતાની રુદ્ધિ પુણ્યોપયોગિની કરી નાખવી.

જોપણ અવસરનાં પુણ્યકાર્ય ( સાહામીવાત્સલ્યાદિક ) ઘણું દ્રવ્ય ખરચ થવાથી મોટા કૃત્ય ગણાય છે અને દરરોજનાં કૃત્યો થોડું ખરચ કરવાથી બની શકવાને

લીધે લઘુકૃત્ય ગણાય છે, તોપણ દરરોજનાં પુણ્યકાર્ય ( પૂજા પ્રભાવનાદિક ) કરતા રહેવાથી ઘણુંક પુણ્યકર્મ થઈ શકે છે. વળી દરરોજના લઘુપુણ્યકર્મ કરવાપૂર્વકજ મોટા અવસરના પુણ્યકર્મ કરવાં ઊચિત ગણાય છે.

હાલ ધન થોડું છે પણ જ્યારે ધન ઘણું કમાઇશું ત્યારે પુણ્યકર્મ કરીશું એમ ધારી ( પુણ્યકાર્ય કરવામાં ) વિલંબ કરવો લાયક નથી. જેટલી શક્તિ હોય તેને પ્રમાણવાળી પુણ્યકરણી કરી નાખવી. વધારે વાર લગાડવી લાયક ગણાતી નથી. જે માટે કહેલું છે કેઃ—થોડું હોય તો થોડુંક પણ દાનાદિક ધર્મકરણીમાં આપવું, પણ ઘણું ધન પામીશું ત્યારે કરીશું એમ મહોદયની અપેક્ષા રાખવી નહીં; કેમકે, ઈચ્છાની અનુસરનારી શક્તિ ( ઈચ્છા પ્રમાણે શક્તિ-ધનની વૃદ્ધિ ) કોણ જાણે ક્યારે કેની થશે. !

આવતી કાલ કરવાનું ધાર્યું હોય તે આજેજ કર, પાછલે પોહોરે કરવાનું ધારેલું હોય તે પહેલેજ પોહોરે કર, કેમકે એટલા વખતમાં જો મૃત્યુ આવી પડ્યું તો તે કંઇ જરામાત્ર વાર પણ ખમનાર નથી, કે આપણે અમુક કામ કીધું કે કરવાનું છે.

## ( દ્રવ્ય ઉપાર્જન માટે નિરંતર ઉદ્યમ કરવા વિષે )

દ્રવ્ય ઉપાર્જન કરવામાં પણ જેમ ઘટે તેમ નિરંતર ઉદ્યમ કરતા રહેવું કહેલું છે કેઃ—" વ્યાપારી, વેશ્યા, કવિ, ભાટ ( માગણ ), ચોર, જુગારી, વિપ્ર, એટલા જણ જે દીવસે નવો કંઇ લાભ થયો નહી તે દીવસ વ્યર્થજ થયો એમ ગણે છે."

વળી થોડીક સંપદા પામીને પછી કમાવાના ઉદ્યમથી બેસી રહેવું નહીં ( પાછા ફરવુ નહીં ). ( થોડું કમાવાથી સંતોષ કરી બેસી રહેવું નહીં ) જે માટે માઘકાવ્યમાં કહેલું છે કેઃ-" જે પુરૂષ થોડીક સંપદા પામીને હવે તો કૃતકૃત્ય થયો એમ સંતોષ ધારી બેસી રહે છે તેને હું માનું છું કે વિધિ પણ લક્ષ્મી વધારી આપતો નથી".

## ( અતિ તૃષ્ણા કે લોભ ન કરવા વિષે. )

અતિ તૃષ્ણા પણ કરવી નહીં. જે માટે લૌકીકમાં પણ કહેલું છે કેઃ—"અતિ લોભ ન કરવો, તેમ લોભને સર્વથા તજી પણ ન દેવો. જેમકે, અતિ લોભમાં મુંઝાઇ ગયો છે ચેતન જેનો એવો સાગરદત્ત નામનો શેઠ સમુદ્રમાં પડયો "*

લોભ કે તૃષ્ણા વધારે કરવાથી કોઇને વધારે કંઈ મળી શકતું નથી. જેમકે, ઈચ્છા રાખવાથી તેવાં ભોજન વસ્ત્રાદિક સુખે નિર્વાહ થાય તેટલું કદાપિ મળી શકે છે, પણ રંક પુરૂષજો ચક્રવર્ત્તીની રુદ્ધિ પામવાની અભિલાષા કરે તો તે કંઈ તેને મળી શકે છે? જે માટે કહેવાય છે કેઃ—" પોતાની મરજી પ્રમાણે ફળ મેળવવાની ઈચ્છા રાખનારે પોતાને યોગ્યજ ઈચ્છા કરવી, કેમકે લોકમાં પણ જે જેટલું માગે તેને તેટલુંજ મળે છે, વધારે મળતું નથી ( અથવા જેનું જેટલું લેહેણું હોય તેટલું મળે છે પણ લેહેણા ઉપરાંત મળતું. નથી ). "

ઉપર લખેલા ન્યાય પ્રમાણે પોતાના ભાગ્ય પ્રમાણેજ વાંચ્છા કરવી, તેના કરતાં અધિક વાંચ્છા કરવાથી તે નહીં મળતા તેની ચિંતાથી અત્યંત દુઃસહ દુઃખ પેદા થવાનોજ સંભવ થાય છે.

---

*આ દૃષ્ટાંત ગૌતુમકુળકની વૃત્તિમાં બતાવેલો છે.

એક કરોડ રૂપીઆ પુરા કરવા માટે સેકડો વાર લાખો દુસ્સહ્ય દુઃખોથી થતી આકરી ચિંતાના ભોગવનાર નવાણુ લાખ રૂપીયાના અધિપતિ ધનાવહ શેઠની પેઠે પોતાના ભાગ્યમાં જો અધિક ન હોય તો ન જ મળે, માટે એવી અત્યંત આશા રાખવી લાયક લાગતી નથી. જે માટે શાસ્ત્રમાં લખેલુ છે કેઃ—મનમાં ધાર્યા પ્રમાણે પ્રાણીને દ્રવ્ય જેમ જેમ મળે છે, તેમ તેમ તેનું મન વિશેષ દુઃખવાળું થતું જાય છે. જે પ્રાણી આશાનો દાસ થયો તે ત્રણ ભુવનનો દાસ બની ચુકયો છે. અને આશાનેજ જેણે દાસી કરી નાખી છે તેને ત્રણ ભુવનના લોક દાસ થઈ રહે છે."

## ( ધર્મ, અર્થ, અને કામ સેવન વિષે. )

ગૃહસ્થે અન્યોન્ય અપ્રતિબંધેકરીને (એક બીજાને વિરોધ ન આવે એવી રીતે) ત્રણે વર્ગ (ધર્મ, અર્થ અને કામ) સાધવા. જે માટે કહેલ છે કેઃ —"ધર્મવર્ગ (ધર્મસેવન), અર્થવર્ગ ( વેપાર ), કામવર્ગ ( સ્ત્રીસેવન ), એ ત્રણે પુરૂષાર્થ લોકમાં વર્ણવેલા છે." એ ત્રણે વર્ગને યથાઅવસર સારા પુરૂષે સેવન કરવા. ( તે બતાવે છે. )

ઉપર લખેલા ત્રણ વર્ગમાંથી ધર્મવર્ગ અને અર્થવર્ગ એ બંનેને દૂર મૂકીને એકલા કામવર્ગનું સેવન કરનાર, તન્મય બની જઈ વિષયસુખમાં લલચાઈ ગયેલા વનના મદોન્મત્ત હાથીની પેઠે ખરેખર કયો પુરૂષ આપદાના સ્થાનને નથી પામતો ! જેને કામમાં (સ્ત્રી સેવનમાં) અત્યંત લલચાઇ જવાની તૃષ્ણા હોય છે, તેને ધન, ધર્મ અને શરીર સંબંધી પણ સુખ કયાંથી હોય ? ! વળી જેને ધર્મવર્ગ અને કામવર્ગ એ બંનેને દૂર મૂકી એકલા અર્થવર્ગ (ધન કમાઇ) ઉપર અત્યંત આતુરતા હોય છે, (તેને તેનું સુખ મળતું નથી) પણ તે ધનના સુખ ભોગવનાર તો બીજાજ લોક છે. જેમકે, સિંહ પોતે મદોન્મત્ત હાથીને હણે છે, પણ તેમાં તે પોતે તો કેવળ હાથીને મારવાના પાપનોજ ભાગી હોય છે, માંસના ઉપભોગ લેનાર તો શિયાળાદિક બીજાજ જીવો છે, તેમ કેવળ ધન ઉપાર્જન કરવામાં ગુંથાયેલાના ધન સંબંધી સુખના ઉપયોગના લેનારા તો પુત્ર, પૌત્રાદિક અથવા રાજદરબાર વિગેરે બીજાજ છે, પોતે તો કેવળ પાપનોજ ભાગી થઇ પડે છે. અર્થવર્ગ અને કામવર્ગ એ બંનેને દૂર મૂકી એકલા ધર્મવર્ગનું સેવન કરવું એ તો કેવળ યતિનોજ વ્યવહાર છે, ગૃહસ્થનો વ્યવહાર નથી; તેમ ધર્મવર્ગ દૂર મૂકી એકલા અર્થવર્ગ અને કામવર્ગનું સેવન પણ કરવું નહીં, કેમકે, બીજના ખાઇ જનાર કણબીની પેઠે અધર્મીને આવતા ભવમાં કાંઇપણ સુખની પ્રાપ્તિ થનાર નથી. જે માટે સોમનીતિમાં કહેલુ છે કેઃ—"ખરેખર તેજ સુખી છે, કે જે આવતા જન્મમાં સુખ મળતાં અટકે નહીં એવી રીતે સુખને અનુભવે છે ( માટે સંસાર ભોગવતાં પણ ધર્મને દૂર મૂકવો નહીં ); એમજ અર્થવર્ગ દૂર મૂકીને ધર્મવર્ગ અને કામવર્ગ સેવન કરવાથી પોતાના ઉપર કરજ થઈ જવાને લીધે સુખમાં અને ધર્મમાં જરૂર ખામી આવ્યા વગર રહેતી નથી. કામવર્ગને દૂર મૂકી જ્યારે અર્થવર્ગ અને ધર્મવર્ગનુંજ સેવન કર્યા કરે ત્યારે ગૃહસ્થના ( સંસારીક ) સુખનો ભોગી થઈ શકે નહીં.

એમજ તાદાત્વિક ( ખાય પણ કમાય નહીં ), મૂળહર ( માબાપનું કમાયેલું ખાઇ જાય ), કદર્ય ( ખાય પણ નહીં અને ખરચે પણ નહીં ), એવા ત્રણ જણમાં ધર્મ, અર્થ અને કામનું નિરોધ હું પરસપરસગળું સુખથીજ થઈ જાય છે. જે પુરૂષ નવું

ધન ઉપાર્જન કર્યા વગર જેમ તેમ ખરચે જાય છે, તેને તાદાત્વિક સમજવો. જે પુરૂષ પોતાના માતા પિતા વિગેરેનું સંચય કરેલું ધન અન્યાયની રીતે ભક્ષણ કરી ખાલી થઇ જાય, તેને મૂળહર સમજવો. જે પુરૂષ પોતાના નોકર ચાકરને પણ દુઃખ આપે છે ( સંતાપે છે ) અને પોતે પણ અનેક પ્રકારના દુઃખ વેઠીને દ્રવ્ય છતાં પણ કોઈ કાર્યમાં ખરચતો નથી તેને કદર્ય સમજવો. તાદાત્વિક અને મૂળહર એ બંનેમાં દ્રવ્ય અને ધર્મનો નાશ થવાથી તેનું કોઇપણ પ્રકારે કલ્યાણ થઈ શકતું નથી ( એ બંનેનું ધન કંઈ ધર્મમાં કામ આવતું નથી ), અને કદર્ય જે લોભી તેના ધનનો સંગ્રહ રાજામાં, તેના પાછળના ગોત્રવાળામાં, જમીનમાં કે ચોર પ્રમુખમાં રહેવાનો સંભવ છે, પણ તેનું ધન કંઇ ધર્મવર્ગ કે કામવર્ગ સેવન કરવામાં ઉપયોગી થઈ પડતું નથી. કહેલ છે કેઃ–"જેને ગોત્રીયા તીકીને ચાહે છે, ચોર લુટી લેછે, કોઇ કોઇ દાવ આવે ત્યારે રાજા લઇ લેછે, ઘડીકવારમાં અગ્નિ ભસ્મ કરી નાંખે છે, પાણી વહેવરાવી દેછે, ધરતીમાં નિધાનરૂપે દાટેલું હોય તો હઠથી ( જબરાઇથી ) અધિષ્ટાયકો હરી લેછે ( કોયલા કરી નાંખે છે ), નઠારી ચાલવાળા પુત્ર લઈ જાય છે ( ગમાવી દેછે ), ઘણાને આધીન એવા ધનને ધિઃકાર થાઓ. શરીરના રક્ષણ કરનારને મૃત્યુ, ધનના રક્ષણ કરનારને ધરા (પૃથ્વી), મારોજ આ પુત્ર છે એમ ધારી પુત્રના ઉપર વહાલ રાખનારને દુરાચારિણી સ્ત્રી હસે છે. કીડીઓનું સંચય કરેલું ધાન્ય, માખીઓનું સંચય કરેલું મધ અને કૃપણની ઉપાર્જન કરેલી લક્ષ્મી બીજા લોકોનાજ ઉપયોગમાં આવે છે, પણ પોતાના ઉપયોગમાં નથી આવતી". એટલાજ માટે ત્રણે વર્ગમાં પરસ્પર વિરોધ ઉપજાવવો ( એક બીજાને મૂકી એકનું સેવન કરવું ) એ ગૃહસ્થને ( માટે ) ઉચિત લાગતું નથી.

કોઇક વખત કર્મવશથી એમજ બની જાય તોપણ આગળ આગળનાને વિરોધ થતે પૂર્વપૂર્વની રક્ષા કરવી. કામની બાધાથી ધર્મ અને અર્થની રક્ષા કરવી, કેમકે, ધર્મ અને અર્થ એ બે હોય તો કામ સુખે કરી સેવી શકાશેજ. કામ અને અર્થ એ બેની બાધાથી ધર્મનું રક્ષણ કરવું, કેમકે, કામ અને અર્થ એ બે વર્ગનું મૂળ તો ધર્મજ છે. જે માટે કહેલું છે કેઃ—"એક ફૂટેલા માટીના ઠીકરાથી પણ જો એમ માનીયે કે 'હું શ્રીમંત છું' તોપણ ચાલે (મન વાળી શકાય કે આજીવિકા કરી શકાય), માટે જો ધર્મ છે તો કામ અને અર્થ વિના કંઇ અડચણ થનાર નથી, એ તો સ્હેજે મળી આવશે; કેમકે, ખરેખર સાધુલોકો પાસે ધર્મ એજ ધન હોય છે. ત્રણે વર્ગના સાધન ( ઉદ્યમ ) કર્યા વગર મનુષ્યનું આયુષ્ય પશુની પેઠે નિષ્ફળ છે, તેમાં પણ ધર્મને અધિક કહે છે, કેમકે, તે વિના કામ અને અર્થ પામી શકાતા નથી.

## (પેદાશના વિભાગ વિષે.)

જેવી પેદાશ હોય તેના પ્રમાણમાંજ ખર્ચ કરવું. નીતિશાસ્ત્રમાં કહેલું છે કેઃ—

**पादमायान्निधिं कुर्या । त्पादं वित्ताय कल्पयेत ॥ धर्मोपयोगयोः पादं । पादं भर्त्तव्यपोषणे॥**

"જે પેદાશ થઇ હોય તેમાંથી પા ભાગનો સંગ્રહ કરે, પા ભાગ નવા વેપાર માટે આપે, પા ભાગ ધર્મ અને શરીર સુખ માટે વાપરે, અને પા ભાગમાંથી દાસ, દાસી, નોકર ચાકર, સગાંવહાલાં, દીનહીન દુઃખીત જનનું ઊચિતપણું સાચવે. એવી રીતે પેદાશમાંથી ચાર ભાગ કલ્પવા". કેટલાક આચાર્ય તો એમ લખે છે કેઃ—

आयादर्धं नियुंजीत । धर्मे समाधिकंततः ॥ शेषेण शेषं कुर्वीत । यत्नतस्तुच्छमैहिकं ॥
પેદાશમાંથી અર્ધ કરતાં પણ કંઈક અધિક દ્રવ્ય ધર્મમાં ખરચે, અને બાકીનું જે દ્રવ્ય હોય તે આલોકના કૃત્યસુખ તુચ્છ માનીને તેમાં ખરચે".

"નિર્દ્રવ્ય અને સદ્રવ્યવાળા માટેજ ઉપર લખેલો વિવેક બતાવેલો છે એમ કેટલાકનો સંમત છે. એટલે पादमायान्निधिं कुर्यात् એ શ્લોકનો ભાવાર્થ નિર્દ્રવ્યને માટે છે, અને आयादर्धं એ શ્લોકનો ભાવાર્થ સદ્રવ્યને માટે છે. એમ આ વિષયમાં ત્રણ સંમત છે" વળી,

जीअं कस्स न इठं । कसव लच्छी न वल्लहा होइ ॥
अवसर पत्ताइं पुणो । दुन्निवि तणयाओ लहुआंति ॥

"જીવન કોને ઇષ્ટ નથી ? સર્વને ઇષ્ટજ છે. વળી લક્ષ્મી કોને વહાલી નથી ? સર્વને વહાલીજ છે; પરંતુ કોઈક એવો અવસર પણ આવી પડે છે, કે તે અવસર ઉપર જીવન અને લક્ષ્મી એ બન્ને પણ એક તણખલાથીએ અધિક હલકાં ગણવાં પડે છે". બીજા ગ્રંથોમાં પણ કહેલું છે કેઃ--

यशस्कारे कर्मणि मित्रसंग्रहे । प्रियासु नारीष्वधनेषु बंधुषु ॥
धर्मे विवाहे व्यसने रिपुक्षये । धनव्ययोऽष्टासु न गण्यते बुधैः ॥

"યશ–કીર્તિના કામમાં, મિત્રના કામમાં, વહાલી સ્ત્રીમાં, નિર્ધન બની ગયેલા પોતાના બાંધવોના કામમાં, ધર્મ કામમાં, વિવાહમાં, પોતા ઉપર આવી પડતા કષ્ટને દૂર કરવાના કામમાં, શત્રુઓને દૂર કરવાના કામમાં, એ રીતે આઠે કાર્યોમાં બુદ્ધિવંત પ્રાણી ધનનું ખરચ ગણુતા નથી".

यः कांकणीमप्यपथप्रपन्ना । मन्वेषते निष्कसहस्रतुल्यां ॥
काले च कोटिष्वपि मुक्तहस्त । स्तस्यानुबंध न जहाति लक्ष्मीः ॥

"જે પુરૂષ વગર પ્રયોજનના કાર્યે એક કાંકણી (કોડી) પણ જો જતી હોય તો તેની એક હજાર રૂપીયાની બરોબર તપાસ કરે (એક કોડી ખોવાઇ હોય તો હજાર રૂપીયાના નુકશાન જેવું માને) અને તેવુંજ કોઈક જરૂરનું પ્રયોજન પડવાથી એક કરોડનું ખરચ થતું હોય તોપણ તેમાં હાથ મોકળો રાખે, એવા પુરૂષોનો કેડો (સંબંધ) લક્ષ્મી છોડતી નથી".

## ( આ લોભી છે કે વિવેકી છે ! તેની પરીક્ષા ઉપર નવીવહુનો દૃષ્ટાંત. )

કોઈક મોટા વ્યાપારીના દીકરાની નવીવહુ સાસરે આવી હતી. તેણીયે એક વખત પોતાના સસરાને દીવામાંથી પડી જતું તેલનું ટીંપું લઈ પોતાના જોડાને ચોપડતાં દીઠું; તેથી વિચાર કર્યો કે મારે ખરેખર આ સસરાની પરીક્ષા કરવી જોઇએ, કે તેમણે જે દીવામાંથી તેલનું ટીંપું લઈ પોતાને જોડે ચોપડયું તે શું લોભથી કર્યું કે વિવેકથી કર્યું ? આ વાત મનમાં રાખી એક વખત તેણી એવો ઢોંગ લઇ બેઠી કે, મારૂં માથું દુખે છે ! અરે મરી જઉં છું ! સસરા સાસુએ ઘણા ઉપાય કર્યા પણ મટયું નહીં; ત્યારે પોતે બોલવા લાગી કે, આમ ઘણીવાર આગળ પણ મારૂં માથું દુખવા આવતું હતું. તે જ્યારે મારાં માબાપ ખરાં મોતીનું ચૂરણ ચોપડતા ત્યારે મટીજતું. તે સાંભળી

સસરો બોલ્યો કે, ઓહો ! એસાં તે શું ! આપણા ઘરમાં મોતી ક્યાં નથી ! એમ કહી તત્કાળ ઉઠીને ખરાં મોતીનો દાભડો લાવી ખરળ (ખલ)માં નાખી વાટવા લાગ્યો. એટલે તરતજ નવીવહુ બોલી ઉઠી કે, બસ બસ, હવે હમણાં તો મારૂં માથું દુખતું બંધ થઈ ગયું છે માટે મોતી વાટવાની જરૂર નથી. મારે તો ફકત તમારી પરીક્ષાજ જોવી હતી. માટે વિવેક રાખી લક્ષ્મી વાવરવી એતો ખરેખર ઉચિતજ છે.

ધર્મકાર્યમાં લક્ષ્મીનો વ્યય કરવો એ તો ખરેખર લક્ષ્મીનું વશીકરણજ છે, કેમકે, લક્ષ્મી તેનાથીજ સ્થિર થઈને રહે છે. જે માટે શાસ્ત્રમાં લખેલ છે કેઃ—

**मामंस्थ क्षीयते वित्तं । दीयमानं कदाचन ॥ कूपाराममगवादीना ॥ ददतामेव संपदः॥**

દાનમાર્ગે આપ્યું થકું ( આપ્યાથી ) વિત્ત ક્ષય થાય છે એમ કોઈ વખત પણ માનીશ નહીં, કેમકે કૂવા, બાગબગીચા, ગાય વિગેરેને જેમ આપો તેમજ તેથી સંપદા મેળવી ( પામી ) શકાય છે.

## ( ધર્મ કરતાં અખુટ ધન થાય તે ઉપર વિદ્યાપતિનો દૃષ્ટાંત )

એક વિદ્યાપતિ નામનો મહા ધનાઢ્ય શેઠ હતો. તેને સ્વપ્નમાં આવીને લક્ષ્મીયે કહ્યું કે, "હું આજથી દશમે દહાડે તારે ત્યાંથી જતી રહીશ". આ વિષે તેણે પોતાની સ્ત્રીની સાથે પ્રાતઃકાળે સલાહ કરી, ત્યારે તેણીએ જણાવ્યું કે, "જ્યારે ખચીત લક્ષ્મી જશે એમ એના કહેવા ઉપરથી નક્કીજ છે, ત્યારે તો આપણે આપણું બધું ધન ધર્મમાર્ગેજ વાપરી દ્યોની ! કે વળી આવતા ભવમાં તો આપણે સુખી થઈ શકીએ ! કેમકે, લક્ષ્મી તો કહી ગઇ કે હવે હું જઇશ, ત્યારે જવાની છેજ કેની ! જ્યારે જવાની છે ત્યારે આપણે એનાથી લેવાનો લાભ લેવો કેમ ચૂકીયે !" શેઠ પણ સમજ્યો અને બન્ને ધણી ધણીયાણીએ એકજ વિચાર ઉપર આવી ખરેખર એકજ દિવસમાં પોતાનુ બધું ધન સાતે ક્ષેત્રમાં વાપરી દીધું. શેઠ શેઠાણી પોતાનું ઘર ધનથી ખાલી કરીને જાણે ત્યાગીજ બની બેઠા હોય એમ બનીને પરીગ્રહનો પરીમાણ કરીને વધારે રાખવાનો ત્યાગ કરી સામાન્ય બીછાના બીછાવી સુખપૂર્વક સુઈ રહ્યાં. સવારના પોહોરમ ઉઠી જ્યાં જુવે છે તો જેટલી પોતાના ઘરની ઘરવાખરી પ્રથમ હતી એટલી બધી બની ગયેલી દીઠી. બન્ને જણા અજાયબ થયાં પણ પરીગ્રહનો ત્યાગ કરેલો હોવાથી ( તેમાંનો ) કંઈપણ પરીગ્રહ વાપરતા નથી. ઠીકરાનાં વાસણ જે આગળથી રાખી મુકયાં હતાં તેમાં સામાન્ય ભોજન બનાવી રાંધી ખાય છે. આ તો ત્યાગીની પેઠે કોઈપણ ચીજને જાણે અભડાતા હોય નહીં ! એમ અડકતા પણ નથી; તથાપિ તેમણે વિચાર કર્યો કે, આપણે પરીગ્રહનો ત્યાગ કર્યો છે તે તો આપણે આપણા અંગભોગમાં વાપરવાના ઉપયોગમાં લેવાનો કર્યો છે, પણ કંઇ ધર્મમાર્ગે વાપરવાનો ત્યાગ કર્યો નથી, માટે આપણે પાછો ધર્મમાર્ગે વાપરવાનો ઉપયોગ કરોની ! એમ ધારી બીજે દહાડે વળી બપોરથી સાતે ક્ષેત્રે વાપરવા માંડ્યું. દીન હીન દુઃખી શ્રાવકોને તો નિહાલજ કરી નાખ્યા. પાછા રાત્રે સુખે સુઈ રહ્યાં. વળી સવારે જુએ તો તેનાં તેજ જાણે પોતાનાં હતાં તેજ પાછાં આવ્યાં હોય નહીં ! એમ બધાં તેનાં તેજ વસ્ત્ર, આભુષણ, વાસણ કુસણ, તેમના તેમજ પડેલાં હોય એમ દીઠાં, જેથી ત્રીજે દહાડે પણ તેમજ કર્યું. ચોથે દહાડે, પાંચમે દહાડે એમના એમજ છેવટ નવમે દહાડે પણ નીપજ્યાં. આણે (શેઠે)

તો તેમને તેમજ દાનમાર્ગે વાપરવામાં કંઇ વાતની ખામીજ રાખી નહીં. દશમે દહાડે રાત્રે લક્ષ્મી આવી કહેવા લાગી કે, વાહરે ભાગ્યશાળી! આ તે શું કર્યું? જ્યારે હું તને આગળથી જણાવવા આવી ત્યારે તેં તો મને ત્યાગ કરવાને બદલે પગે બાંધી રાખી. હવે હું કયાં જાઊં! તેં આ જેટલાં પુણ્યકર્મ કર્યાં એથી હવે મારે તો તારે ઘેર સ્થિર થઇ રહેવાનું નક્કી થયું. શેઠ શેઠાણી તો બોલવા લાગ્યા કે, હવે અમારે તારો ખપ નથી. અમે તો અમારા વિચાર પ્રમાણે પરીગ્રહનો ત્યાગ કરીજ દીધો છે. લક્ષ્મી બોલી–તમે ચહાય તેમ કહો, પણ હવે હું તમારૂં ઘર છોડી શકુંજ નહીં. આ ધણી ધણીયાણી તો વિચારવા લાગ્યાં કે, "હાહા, હવે કેમ કરવું! આતો ખરેખર પાછી આવી ઉભી રહી. હવે આપણુને જો કંઇપણ પરીગ્રહ ઉપર ધારેલા વિચારથી ઉપરાંત મમતા થઈ જશે તો મહાપાપ લાગશે, માટે જે થયું તે થયું, દાન દેવાયું તે દેવાયું, હવે આપણે અહિંયાં રહેવુંજ નહીં. જો રહીશું તો કંઇકિપણ પાપના ભાગી થઇ જઇશું". એમ ધારી તે બન્ને ધણી ધણીયાણી મહાલક્ષ્મીથી ભરેલાં પોતાનાં ઘરબાર હાટ વિગેરેને એમનેએમ ઉઘાડા પુઘાડા મુકીને તત્કાળ ચાલતાં થયાં. ચાલતાં ચાલતાં એક ગામથી બીજે ગામ ગયાં ત્યારે તે ગામના દરવાજા આગળ ત્યાંનો રજા અપુત્રિયો મરણ પામેલો હોવાથી મંત્રાધિવાસિત હાથીએ આવી તેના ઉપર જળનો અભિષેક કર્યો, અને વળી તેને ઉઠાવી પોતાના સ્કંધ ઉપર બેસાડી દીધો. છત્ર ચામરાદિક રાજચિન્હો આવી પ્રગટ થયાં, જેથી તે રાજાધિરાજ બની ગયો. આ વિદ્યાપતિ તો વિચારે છે કે હવે મારે શું કરવું? એટલામાં તો આકાશમાર્ગથી દેવવાણી થઈ કે, "જિનરાજની પ્રતિમાને રાજ્યાસને સ્થાપન કરીને તે નામની આણ મનાવી પોતાના લીધેલા પરીમાણ વ્રતને પાળતાં રાજ્ય ચલાવવામાં તને કંઈ અડચણ થવાની નથી (દોષ લાગવાનો નથી)". પછી તેણે રાજ્ય અંગીકાર કર્યું, પણ પોતાના તરફથી તો ત્યાગીવૃતી જીવ્યા ત્યાંસુધી પાળી. છેવટે સ્વર્ગસુખ અનુભવી પાંચમે ભવે મોક્ષે જશે.

## ( ન્યાયોપાર્જિત ધનથી થતા લાભો વિષે. )

ઉપર લખ્યા પ્રમાણે ન્યાયોપાર્જિત વિત્તમાં કેટલાક લાભ સમાયલા છે તે બતાવે છે. અશંકનીયત્વ (ન્યાયથી મેળવેલા ધનમાં કોઇનો પણ ભય ઉત્પન્ન થતો નથી, તેથી મરજી પ્રમાણે તેનો ઉપભોગ કરી શકાય છે); પ્રશંસનીયત્વ (ન્યાયથી કમાનારનાં સર્વ લોક વખાણજ કરે છે); અદીનવિષયત્વ (ન્યાયથી કમાયેલ ધન ભોગવવામાં કોઇનો ભય ન હોવાથી અહીનપણે એટલે દુઃખ ભોગવવું પડતું નથી, તેમ કોઈથી છુપાવવાની જરૂર પડતી નથી, બધાના દેખતાં તેનો ઉપયોગ કરી શકાય છે); સુખસમાધિવૃદ્ધિ હેતુત્વ (સુખ સાંતિથી ભોગવી શકાય છે અને બીજા વ્યાપારમાં પણ તે વૃદ્ધિ કરાવવામાં સહાયક થાય છે); પુણ્યકાર્યોપયોગીત્વાદિ (પુણ્યકાર્યોમાં વાપરવાની મરજી થાય છે, બીજા સારા કામમાં સુખથી વાપરી શકાય છે અને નઠારા કાર્યોમાં ઉપયોગ આવતું નથી જેથી પાપના કાર્યો અટકાવી શકાય છે. ઈત્યાદિક લાભો સમાયા છે); ઇહલોક પરલોકહિતં (જગતમાં પણ શોભાકારી થઈ પડે છે, જીવે ત્યાંસુધી આલોકમાં તેનાથી હિતનાંજ કાર્યો થાય છે, અનિંદનીય ગણાય છે તેથી આલોકમાં સંપૂર્ણ સુખ ભોગવી શકાય છે, સગાંવહાલાં સજ્જન લોકોના કાર્યમાં તેઓ બધાનું ઉચિતપણું

સંચવી શકાય છે, અને પોતાને કાને પોતાની યશ.-કીર્ત્તિ સાંભળી શકાય છે, દીન હીન દુઃખી લોકોનો ઉદ્ધાર કરવાની વારંવાર બુદ્ધિ ઉત્પન્ન કરાવે છે, રાજા પ્રમુખનો તેના ઉપર ભય ઉત્પન્ન થતો નથી અને સારા કાર્યોમાં ઉપયોગી થવાથી આલોકમાં તેને કોઇ પણ પ્રકારની અડચણો ભોગવવી પડતી નથી, અને પરલોકમાં પણ સારીજ ગતિની પ્રાપ્તિ કરાવે છે, ત્યાં પણ સારા ઉપયોગની વર્તણુક કરાવે છે, અને આગળ પણ કેટલાક ભવસુધી ભોગવાય એવી પુણ્યની પરંપરા વધારે છે અને ઉત્તમ જનની પરલોકમાં સંગતિ કરાવે છે). કહેલું છે કેઃ—

**सर्वत्र शुचयो धीराः। स्वकर्मबलगर्विताः॥कुकर्मनिहतात्मनः। पापाः सर्वत्र शंकिताः॥**

ધર્મી અને બુદ્ધિવાન પુરૂષો સર્વત્ર પોતાનાં શુભ કૃત્યોનાં બળથી ગર્વિત રહે છે (કશી શંકા વગર નિર્ભય રહે છે) અને પાપીપુરૂષો પોતાનાં કરેલાં પાપકર્મોથી સર્વત્ર શંકિતજ રહે છે. (પાપીપુરૂષો સદાય બીહીતાજ ફરે છે કે રખેને મારૂં કુકર્મ આણે દીઠું ન હોય!)

## (પાપી કરેલાં પાપકર્મોથી બીહીતાજ રહે તે ઉપર જશોશાહનો દૃષ્ટાંત)

દેવોશાહ અને જશોશાહ નામના બે વાણીયા એક ગામમાં પ્રીતિપૂર્વક સાથે વેપાર કરતા હતા. તેઓ બન્ને જણા પોતાના કંઈ કામ માટે કોઇક ગામે જતા હતા, માર્ગમાં એક રત્નનું કુંડળ પડેલું દેખી દેવોશાહ વિચારવા લાગ્યો કે, મારે તો પારકી પડેલી કાંઇપણ વસ્તુ લેવાનો ત્યાગ છે (પચખાણ છે), માટે લેઇશ તો નહી પરંતુ હવે આ માર્ગે આગળ પણ જઇશ નહીં, એમ બોલતો પાછો ફર્યો; જશોશાહ તેની સાથે પાછો ફર્યો ખરો પણ "પડેલું પારકું ગણાય જ નહીં અથવા પડેલું લેતાં કંઈ દોષ લાગતો જ નથી" એમ ધારીને દેવોશાહને માલમ ન પડે એવી રીતે કુંડળ ઉપાડી લીધું, તથાપિ મનમાં વિચાર કર્યો કે, "ધન્ય છે દેવોશાહને કે જેને આવી નિસ્પૃહતા છે, પણ મારો ભાગીદાર હોવાથી ખરેખર આમાંથી એને ભાગ તો જરૂર આપીશ. એને માલમ પડશે તો અચીત લેશે નહીં માટે હું એવી કંઈ યુક્તિ કરીશ કે એને કોઇ પ્રકારે ખબર પડે નહીં." જશોશાહે એમ ધાર્યું અને ત્યાંથી બન્ને જણા પાછા ફર્યા. ત્યારપછી કંઇક યુક્તિ પોતાના મનમાં ધારીને જશોશાહે બીજે ગામ જઈ તે કુંડળ વેચી નાખીને તેના દામથી ઘણાંક કરીયાણાં લઈ ત્યાંથી પાછો આવીને પોતાની ભાગીદારવાળી દુકાનમાં માલ ભરીને પૂર્વની પેઠે વેચવા લાગ્યો. ઘણો માલ આવ્યો દેખી દેવોશાહે પૂછ્યું કે, "ભાઈ, આટલો બધો માલ ક્યાંથી આવ્યો?" તેણે આમતેમ જવાબ દીધો, તેથી ફરીને સોગન દઈ પુછ્યું, તોપણ તે જેમ તેમ ગોટા વાળવા લાગ્યો. ત્યારે દેવોશાહ બોલ્યો કે, "ભાઈ, મારે અન્યાયોપાર્જિત વિત્ત અગ્રાહ્ય છે અને આમાં કાંઈપણ કાળું જ દેખાય છે; માટે ના ભાઇ, મારે તારી સાથે ભાગીદાર રહેવું નથી. મારૂં આગળનું જેટલું તારી પાસે ધન અને લેહેણું હોય તેનો હીસ્સો કરી આપ, કેમકે અન્યાય ઉપાર્જિત વિત્તનો, છાશ પડવાથી જેમ દુધનો વિનાશ થઈ જાય છે તેમ, વિનાશ થઈ જાય છે, એટલુંજ નહીં પણ તેના સંબંધથી બીજું આગળનું કમાયલું હોય તે પણ તેમાં આખર તણાઇ ગયા વિના રહેતું નથી". એમ કહી તત્કાળ પોતે પોતાના હાથથીજ હીસાબ તપાસીને હીસ્સો પાડી લીધો અને જુદો

વેપાર ચલાવવા જુદી દુકાન લઇ તેમાં તેજ વખતે (ભાગમાંથી આવેલો માલ) ભરાવી દીધો.

જશોશાહ તો વિચાર કરવા લાગ્યો–"જોકે આ અન્યાયોપાર્જિત વિત્ત છે તોપણ આટલું બધું ધન કેમ મુકી શકાય ?" એમ ધારી તેમનું તેમજ રહેવા દઈ દુકાને તાળું દઈ ( વાસી ) પોતાને ઘેર જઈ બેઠો. બનવા કાળથી તેજ રાત્રે જશોશાહની દુકાનમાં ચોરી થઈ અને તેનો જેટલો માલ હતો તે બધો ચોરાઇ ગયો. તેથી જશોશાહ તો સવારે હાય હાય કરવા લાગ્યો અને દેવોશાહની દુકાન વગર બીજે એવો શુદ્ધ માલ ન મળવાથી તેની દુકાન ઉપર ઘણાજ ગ્રાહક આવી ચઢવાથી તેને ત્યાં જે માલ હતો તેનો તેને બમણો લાભ થઇ પડયો. દેવોશાહની પાસે આવીને જશોશાહ ઘણો અફસોસ કરવા લાગ્યો. ત્યારે તેણે કહ્યું કે, "ભાઇ હવે તો પ્રત્યક્ષ ફળ દીઠું ! માનતો હોય તો એવાં કામ કરવાનાં પચખાણ લે. એમ સમજાવી તેને પચખાણ આપી શુદ્ધ વ્યાપાર કરવાનું સુચવ્યું. તેમ કરવાથી તે પાછો સુખી થયો. માટે ન્યાયોપાર્જિત વિત્તથી સર્વ પ્રકારની વૃદ્ધી અને અન્યાયના દ્રવ્યથી ખરેખર હાનિ થયા વિના રહેતી નથી. ન્યાયથીજ ધન ઉપાર્જન કરવું શ્રેય છે.

## ( ન્યાયોપાર્જિત વિત્ત ઉપર લોકીક દૃષ્ટાંત )

ચંપા નામા નગરીમાં સોમરાજા રાજ્ય કરતો હતો. તેણે એક વખત પોતાના પ્રધાનને પુછયું કે, "ઉતરાયણપર્વમાં કયા પાત્રમાં સુદ્રવ્ય દાનમાર્ગે આપવાથી વિશેષ લાભ થાય". પ્રધાને કહ્યું કે, "સ્વામી, અહિંયાં એક ઉત્તમ પાત્ર તો વિપ્ર છે, પણ દાન આપવા યોગ્ય દ્રવ્ય તો ન્યાયોપાર્જિત વિત્ત હોય તોજ તે આપવાથી વિશેષ લાભ થઇ શકે. ન્યાયોપાર્જિત વિત્ત તો ન્યાયના વ્યાપાર વિના ઉપાર્જન થઈ શકતું નથી, તે તો વ્યાપારીમાં પણ કોઈ કનેજ હોય, ત્યારે રાજા પાસે તો તે કયાંથીજ હોય ! ન્યાયોપાર્જિત વિત્તજ સારૂં ફળ આપનાર હોય છે તેથી તેજ દાનમાર્ગે આપવું જોઇયે". કહેલ છે કેઃ--

**दातुं विशुद्धवित्तस्य । गुणयुक्तस्य चार्थिनः ॥ दुर्लभः खलु संयोगः । सुबीजक्षेत्रयोरिव ॥**

નિર્મળ (કપટ–પાપ રહિત) વૃત્તિથી અને ન્યાયયુક્ત રીતિ મુજબ પ્રવૃત્તિથી કમાયેલુ ધન આપનાર તે દાન આપવાને યોગ્ય ગણાય છે અને પોતાના જ્ઞાનાદિક ગુણયુકત હોય તેજ દાન લેવા યોગ્ય પાત્ર ગણાય છે. ઉપર લખેલા ગુણયુકતદાયક અને પાત્ર એ બન્નેનો સંયોગ સારા ઉત્તમ જમીનના ક્ષેત્રમાં વાવેલા બીજની પેઠે ખરેખર દુર્લભજ છે.

ત્યારપછી રાજાએ સર્વોપરી પાત્રદાન જાણીને આઠ દીવસ સુધી રાત્રે કોઈ જાણે નહીં એવી રીતે વ્યાપારીની દુકાને આવી વ્યાપારીની લાયકી પ્રમાણે કરીને આઠ રૂપીયા પેદા કીધા. પર્વણીને દીવસે સર્વ બ્રાહ્મણોને બોલાવીને પાત્ર વિપ્રને બોલાવવા માટે દીવાનને મોકલ્યો. તેણે જઇને પાત્રવિપ્રને આમંત્રણ કર્યું. તેથી તે બોલ્યો કેઃ--

( રાજાનું દ્રવ્ય કેવું અયોગ્ય છે. )

**यो राज्ञः प्रति गृह्णाति । ब्राह्मणो लोभमोहितः ॥ तमिश्रादिषु घोरेषु । नरकेषु स पच्यते ॥**

જે બ્રાહ્મણ લોભમાં મોહિત થઇ રાજાના હાથથી (રાજ્યદ્રવ્યનું) દાન લેછે તે તમિશ્રાદિક મહા અંધકારવાળો ઘોરનરકમાં પડીને મહાપાપને સહન કરે છે. માટે રાજાનું દાન નહીં લેવાય.

**राज्ञः प्रतिग्रहो घोरो । मधूमिश्रविषोपमः ॥ पुत्रमांसवरं भुक्तं । न तु राज्ञः प्रतिग्रही ॥**

રાજાના હાથનું (રાજ્યદ્રવ્યનું) દાન લેવું એ અયોગ્યજ છે, કેમકે તે મધથી લેપ કરેલા વિષ સમાનજ છે; પોતાના પુત્રનું માંસ ખાવું તે સારૂં ગણાય પરંતુ રાજાનું દાન પુત્રમાંસ કરતાં પણ અધિક અયોગ્ય હોવાથી લેવાતું નથી.

**दशसुनासमश्चक्री । दशचक्रीसमो ध्वजः ॥ दशध्वजसमा वेश्या । दशवेश्यासमो नृपः ॥**

"દશ ખાટકીના પાપ જેટલું એક કુંભકારનું પાપ છે, દશ કુંભકારના પાપ સરખું મસાણીયા (સરાવનારા) બ્રાહ્મણનું પાપ છે, દશ મસાણિયા બ્રાહ્મણ સરખું એક વેશ્યાનું પાપ છે અને દશ વેશ્યાના પાપ સરખું એક રાજાનું પાપ છે."

એમ પુરાણ તથા સ્મૃતિ વિગેરેમાં કહેલું હોવાથી અમારે તો રાજ્યદ્રવ્ય અગ્રાહ્ય છે, માટે હું તો કંઈ રાજાનું દાન લેવાનો નથી. પ્રધાન બોલ્યો કે, સ્વામી, રાજા તમને ન્યાયોપર્જિત વિત્તજ આપશે. વિપ્ર બોલ્યો—નહિં નહિં, એમ હોયજ નહિં; રાજા પાસે ન્યાયોપાર્જિત કયાંથી ! પ્રધાનબોલ્યો–સ્વામી, રાજાને મેં પ્રથમથીજ સૂચન કરેલું હતું, તેથી તેઓએ પોતેજ સ્વભુજાથી ન્યાયપૂર્વક ઉપાર્જન કરેલું છે, માટે તે લેવામાં તમને કંઇપણ દોષ લાગવાનો સંભવ રહેવાનો નથી. સન્માર્ગથી ઉપાર્જન કરેલું લેવામાં શો દોષ છે! એવી કેટલીએક યુક્તિથી તે સત્પાત્રવિપ્રને સમજાવીને દરબારમાં બોલાવી લાવ્યો. રાજાએ અત્યંત પ્રસન્ન થઈ તેને આસન આપ્યું, બહુમાન અને વિનયથી તેના પગ ધોયા વિગેરે કરી બે હાથ જોડી નમીને પોતાના સ્વભુજાથી ઉપાર્જન કરેલા આઠ રૂપીઆ તેના હાથમાં આપ્યા અને નમસ્કાર કરીને વિસર્જન કર્યા; તેથી ઘણા વિપ્રો પોતાના મનમાં કેટલાક (વિધવિધ પ્રકારના) વીચાર અને ખેદ કરવા લાગ્યા, પણ રાજાએ તેઓને સન્માનપૂર્વક સુવર્ણ દાનાદિકથી પ્રસન્ન કરી વિદાય કર્યા. જોપણ રાજાએ સુવાર્ણાદિક એવાં આપ્યાં હતાં કે, તેઓને ઘણા કાળપર્યંત વાપરતાં ખુટે નહીં, તોપણ તે રાજ્યદ્રવ્ય અન્યાયોપાર્જિત હોવાથી થોડાજ કાળમાં (છ માસમાં) તેઓના ખાવા ખર્ચવાથી ખલાસ થઇ ગયા અને સત્પાત્ર વિપ્રને સંખ્યામાં માત્ર આઠજ રૂપીઆનું દાન મળ્યું હતું, પણ તે ન્યાયોપાર્જિત વિત્ત હોવાથી તેના ઘરમાં લઈ ગયા પછી તેમાંથી ભોજન વસ્ત્ર વિગેરેમાં ખરચતાં છતાં જેમ ઘણા કાળ સુધી ખરચતાં અક્ષય નિધાન હોય તેમ અખુટ રહ્યું. ન્યાયથી પામેલું સારા ક્ષેત્રમાં વાવેલાં સારાં બીજની પેઠે શોભાકારક થાય છે, વૃદ્ધિકારક પણ થઇ શકે છે.

## ( વિત્ત દાનમાં આપતાં થતી ચોભંગી )

૧ ન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી સત્પાત્રમાં યોજના કરવાથી પ્રથમ ભાંગો થાય છે. તેનાથી અક્ષય પુણ્યાનુબંધિ થઇને પરલોકમાં વિમાનીક દેવતામાં ઉપજી ત્યાંથી મનુષ્યક્ષેત્રમાં ઉત્પન્ન થઈ સમકીત દેશવીરતી વિગેરે પામી તેજ ભવમાં કે થોડા ભવમાં સિદ્ધિપદની પ્રાપ્તિ થાય છે. ધન્નાસાર્થવાહ કે શાળીભદ્રાદિકના જેવો પ્રથમ ભાંગો સમજવો.

૨ ન્યાયોપાર્જિત વિત્તથી માત્ર (બ્રાહ્મણાદિક) પોષવારૂપ બીજો ભાંગો સમજવો. તેથી પાપાનુબંધિ પુણ્ય ઉપાર્જન થાય છે, કેમકે તે ભવમાં સંસારસુખ માત્ર ફળ ભોગવતાં છેવટ ભવ પરંપરા વિટંબના ભોગવવાના કારણરૂપ હોવાથી નીરસ ફળજ

ગણાય છે. જેમકે, "લક્ષ બ્રાહ્મણોને ભોજન કરાવનારો વિપ્ર જેમ કંઇક સંસારીક સુખ ભોગાદિક ભોગવીને છેવટે સેચનક નામનો સર્વાંગ સુલક્ષણુ એક ભદ્રક પ્રકૃતિવાળો હસ્તિ ઉત્પન્ન થયો. તે લાખ બ્રાહ્મણને ભોજન કરાવતાં બચેલા પકવાનાદિકથી સુપાત્રદાનમાં યોજના કરનાર એક દરીદ્રી વિપ્રનો જીવ સૌધર્મ દેવલોકમાં દેવતાપણે ઉત્પન્ન થઇ ત્યાંના સુખનો અનુભવ કરી ચવીને પાંચસેં રાજાઓની કન્યાઓનો પરણનાર શ્રેણિક રાજાનો પુત્ર નંદીષેણુ થયો; તેને દેખીને મદોન્મત થઇ ગયેલા સેચનક હસ્તિને પણ જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયું, તોપણ છેવટે પહેલી નરકે ગયો." એમાં પાપાનુબંધિજ પુણ્ય થવાથી ભવ પરંપરાની વૃદ્ધિ થાય છે, માટે પહેલા ભાંગા કરતાં આ બીજો ભાંગો ફળની અપેક્ષામાં ઘણોજ હીન ફળદાયી ગણાય છે. એ બીજો ભાંગો સમજવો.

૩ અન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી સત્પાત્રમાં યોજન કરવારૂપ ત્રીજો ભાંગો સમજવો. ઉત્તમ ક્ષેત્રમાં વાવેલાં સામાન્ય બીજ, કાંગ, કોદરા, ચણા, વટાણા વિગેરે ઉગવાથી આવતા કાળમાં કાંઈક શાંતિ સુખપૂર્વક તેને પુણ્યબંધના કારણપણે થવાથી રાજાઓ તથા વ્યાપારીઓને અનેક આરંભ સમારંભ કરવાપૂર્વક ઉપાર્જન કરેલા દ્રવ્યથી જેમ આગળ લાભની પ્રાપ્તિ થાય છે, તેમ આ ભાંગામાં પણ આગળ પરંપરાથી મહા લાભની પ્રાપ્તિ થઈ શકે છે. કહેલું છે કેઃ—

काशयष्टीरिवैषा श्री। रसारान्विरसाप्यहो ॥ नीतेक्षुरसतांधन्यैः। सप्तक्षेत्रीनिसेचनात् ॥

"કાશ (એક જાતિનો સેલડીની વાડમાં થતો ઘાસ)નો સાંઠો અસાર અને વિરસ (સ્વાદ રહિત) છે છતાંપણુ અહો આશ્ચર્ય કે, જે ઉત્તમ પ્રાણી હોય છે તે સાત ક્ષેત્ર (સાધુ, સાધવી, શ્રાવક, શ્રાવિકા, દેરૂં, જિનબીંબ, અને જ્ઞાન)માં તેનો ઉપયોગ કરી આપે છે, તો તેથી તેની સેલડીના રસ જેવી દશા પ્રગટ થાય છે (અસાર પણ સારા કાર્યોમાં યોજવાથી સારના જેવું ફળ આપી શકે છે)." વળીપણ કહેલું છે કેઃ—

खलोपि गवि दुग्धं स्या। दुग्धमप्युरगे विषं॥ पात्रापात्रविशेषेण। तत्पात्रे दानमुत्तमं॥

"તલનો ખોળ જો ગાયના પેટમાં ગયો હોય તો તે દુધ બની જાય છે અને દુધ જો સર્પના પેટમાં ગયું હોય તો તે વિષ થઈ જાય છે. એ શાથી થાય છે? તેમાં પાત્રાપાત્રનોજ હેતુ છે, માટે પાત્રમાંજ દાન આપવું એ ઉત્તમ ગણાય છે."

सासाइतं पिजलं। पत्त विसेसेण अंतरं गुरुअं॥
अहिमुहपडिअं गरलं। सिप्प उडे मुत्तिअं होई॥

"સ્વાતિનક્ષત્રમાં જે પાણી વર્ષે છે, તેનું તેજ પાણી પાત્રના વિશેષથી ઘણાજ ફેરફારવાળું થાય છે, કેમકે, તેજ પાણી સર્પના મુખમાં પડયાથી ઝેરરૂપ બની જાય છે અને તેજ વખતે તે પાણી છીપમાં આવી પડવાથી મોતી બંધાય છે."

આ વિષય ઉપર દૃષ્ટાંત તો શ્રી આબુપર્વત ઉપર મોટા પ્રાસાદના કરાવનાર મંત્રિ વિમળશાહ વિગેરેનાં સમજવાં. તેઓનાં ચરિત્ર સંસ્કૃતમાં પ્રસિદ્ધ હોવાથી અને ગ્રંથ વધી જવાના ભયથી લખેલાં નથી.

મહાઆરંભ તે પન્નર કર્માદાનના વ્યાપારથી કે અણુઘટતા કારણોથી ઉપાર્જન કરેલી લક્ષ્મી ખરેખર સાત ક્ષેત્રમાં જો વાપરી ન હોય તો તે મમ્મણ શેઠ અને લોભનંદીની

પેઠે નિશ્ચયથી અપકીર્તિ અને દુર્ગતિમાં પાડયા વિના રહેતીજ નથી. માટે જો અન્યાયોપાર્જિત વિત્ત હોય, તોપણ તે સારા ઉત્તમ કાર્યમાં વાપરવાથી છેવટ લાભકારક નીવડી શકે છે. એ ત્રીજો ભાંગો.

૪ અન્યાયવડે કમાયેલા ધનની કુપાત્રમાં યોજના કરવી એ ચોથો ભાંગો ગણાય છે. કુપાત્રને પોષવાથી સારા લોકોમાં નિંદવા યોગ્ય થઇ પડે છે, એટલે આલોકમાં પણ કંઈ ખરેખરૂં લાભકારક નીવડતું નથી, અને પરલોકમાં કુગતિનું કારણ થાય છે. તેથી વિવેકીને એ ચોથો ભાંગો તજવાજ યોગ્ય છે. જે માટે લૌકીકશાસ્ત્રમાં કહેલ છે કેઃ—

अन्यायोपात्तवित्तस्यादानमत्यंतदोषकृत् ॥ धेनुं निहत्य तन्मांसैः । ध्वांक्षाणामिव तर्पणं ॥

"અન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી દાન કરવું તે અત્યંત દોષ ભરેલુંજ દેખાય છે. જેમકે, ગાયને મારી નાખીને તેના માંસથી કાગડાઓને પોષવામાં કે શ્રાદ્ધ કરવામાં શો લાભ છે ?"

अन्यायोपार्जितैर्वित्तै । र्यच्छ्राद्धं क्रियतेजनैः ॥ तृप्यंते तेनचांडाला । बुक्कसादासयोनम ॥

"અન્યાયથી ઉપાર્જન કરેલા ધનથી જે લોકો શ્રાદ્ધ કરે છે તો તેથી ચાંડાળ જાતિના બુક્કશ જાતિના, દાસયોનિના દેવો તૃપ્તિ પામે છે ( પણ પીતર તૃપ્તિ પામતા નથી)."

दत्तस्वल्पोपि भद्राय।स्यादर्थोन्यायसंगतः॥अन्यायात्तः पुनर्दत्तःपुष्कलोपि फलोज्झितः॥

"ન્યાયથી ઉપાર્જન કરેલું ધન થોડું દાનમાં આપ્યું હોય તો તે લાભકારક થઇ શકે છે, પણ અન્યાયથી કમાયેલું ધન ઘણું આપ્યું હોય તોપણ તેનું કંઈ ફળ મળતું નથી."

अन्यायार्जितवित्तेन । यो हितं हि समीहते॥भक्षणात्कालकूटस्य ।सोभिवांच्छति जीवितं॥

"અન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી જેકોઇ પુરૂષ પોતાનું હિત ચાહે છે, તે કાળકૂટ નામનું વિષ ખાઇને જીવવાની વાંચ્છા રાખવા જેવું છે."

અન્યાયથી ઉપાર્જન કરેલા ધનવડે આજીવીકા ચલાવનાર હોય છે તે રાંકા શેઠની પેઠે ઘણુંકરી અન્યાયયીજ હોય, કલેશકારીજ હોય, અહંકારીજ હોય, કપટીજ હોય, પાપની પ્રવૃત્તિ કરવામાંજ પ્રાયે અગ્રેસરી હોય, અને પાપબુદ્ધિજ હોય છે. તેનામાં એવા અનેક પ્રકારના અવગુણ દેખીતાજ હોય છે.

## ( અન્યાયોપાર્જિત વિત્તથી દુઃખી થનાર રાંકા શેઠનો દૃષ્ટાંત )

મારવાડના પાલી નામા ગામમાં કાકુઆક અને પાતાક નામના બે સગા ભાઈ હતા. તેમાં નાનો ધનવંત અને મોટો ભાઇ નિર્ધન હોવાથી તે નાના ભાઇને ત્યાં ચાકરી કરી આજીવીકા ચલાવે છે. એક વખત ચોમાસાના દહાડામાં રાત્રિ વખતે આખા દિવસનું કામ કરી થાકી જવાથી કાકુઆક સુઈ ગયો હતો. તેને પાતાકે આવી ખીજીને કહ્યું કે, અલ્યાભાઈ! તારા કરેલા કયારા તો પાણી પડવાથી ભરાઈને ફૂટી ગયા છે અને તું તો સુખે કરીને સુઈ ગયો છે. તને કાંઈ તેની ચિંતા છે? એમ વારંવાર ઓલંભા (ઠપકા) દેવા લાગ્યો, જેથી કાંકુઆક બિચારો આંખો ચોળતો ચોળતો ધિઃકાર છે આવી પારકી ચાકરીને, ધિઃકાર છે મારા દરીદ્રીપણાને! જો આફ જાણતો હોત તો હું એની પાસે રહેતજ નહીં, પણ શું કરૂં! ઓલમાં બંધાઈ ગયા

તે બંધઈ ગયાં, એમ બોલતો બોલતો ઉઠીને હાથમાં કોદાળો લઈ જેટલામાં ત્યાં જઈ પહોંચ્યો એટલામાં તો ત્યાં બીજા મજુરલોકોને કયારા વાળવા મંડી પડેલા દેખીને તેઓને પૂછવા લાગ્યો કે, અરે તમે કોણ છો? તેઓએ કહ્યું કે, તમારા ભાઈના કામ કરનારા ચાકર છીયે. ત્યારે કાકુઆક બોલ્યો કે, બળી આ પાતાકની નોકરી, એવો નિર્દય છે, કે જેને પોતાના ભાઈની પણ શરમ ન આવી, ને આવી અંધારી રાતે પાછો મને પણ ઉઠાડી અહિંયાં મોકલ્યો. હું તો હવે એની નોકરી કરવાથી કંટાળીજ ગયો છું. ચાકરલોકોએ કહ્યું કે, તમે વલ્લભીનગરે જાઓ. ત્યાં તમે રોજગાર કરશો તોપણ ચાલશે. અમારો પણ થોડા દહાડા પછી ત્યાંજ જવાનો વિચાર છે. આવાં તેમનાં વચન સાંભળીને વલ્લભીનગરે જવાની તેની પૂર્ણ મરજી થઈ, જેથી ત્યાં થોડાક દહાડા કહાડી પોતાના કુટુંબને સાથે લઈ તે વલ્લભીનગરે ગયો. ત્યાં બીજો કંઈ યોગ નહીં બનવાથી ગામના દરવાજા આગળ આહિરલોકોનાં ઘણાં ઘર હતાં ત્યાં આગળ એક ઘાસનું છાપરૂં બાંધી આટો, દાળ, ઘી, ગોળ, ખાંડ વિગેરે કરીયાણાંની દુકાન માંડી બેઠો. આનું નામ જે કાકુઆક હતું તે ત્યાનાં લોકોને અટપટુ પડવાને લીધે બોલતાં નહીં આવડવાથી અને તે રાંકા જેવો દેખાવાથી ત્યાંના લોકો બધા તેને "રાંકાશેઠ" કહી બોલાવવા લાગ્યા. ત્યાં તેની આજીવીકા સારી રીતે ચાલવા લાગી.

એક વખત કોઈક કાપડીક અન્યદર્શની યોગી—સન્યાસી ગીરનાર ઉપર જઈ ઘણા વર્ષ સુધી પ્રયાસ કરતાં મરણના મુખમાંજ આવી પડયો હોય નહીં! એવાં કષ્ટ સહન કરીને ત્યાંની રસકુંપિકામાંથી સિદ્ધરસની તુંબડી ભરી પોતાના ધારેલા માર્ગે જતો હતો. તેવામાં આકાશમાર્ગથી અકસ્માત્ વાણી થઈ કે, " આ તુંબડી કાકુઆકની છે." આવી વાણી આકાશમાર્ગથી સાંભળીને સન્યાસી તો બીહીતો બીહીતો છેવટે વલ્લભીપુરે આવ્યો અને ગામના દરવાજા આગળ દુકાન માંડનાર રાંકાશેઠના હાટ આગળજ ઉતારો કર્યો. તેથી તે બન્નેને પ્રીતિ બંધાયાથી સન્યાસી લાવેલી સિદ્ધરસની તુંબડી રાંકાશેઠને ત્યાં મૂકીને શ્રી સોમેશ્વરની યાત્રા કરવા ચાલ્યો ગયો.

રાંકાશેઠે તે તુબડી પર્વને દિવસે રસોઈ કરવાના ચુલા ઉપર બાંધી. ત્યારપછી કેટલેક દીવસે કોઈક પર્વ આવવાથી તે ચુલે રસોઇ કરતાં તાપને લીધે ઉપર લટકાવેલી તુંબડીમાંથી રસનું એક ટીંપુ ચુલા ઉપર મુકેલા તવા ઉપર પડવાથી તત્કાળ તે સુવર્ણમય થઇ ગયો. જેથી બીજો તવો લાવીને ચુલા ઉપર ચડાવ્યો. તેના પર તુંબડીમાંનાં રસનું એ ટીંપું પડતાં માત્ર સુવર્ણનો બની ગયો. આ ઉપરથી આ તુંબડીમાં ખરેખર સિદ્ધરસજ ભરેલો છે એવું ધારી તે યોગીને પાછું આપવાના ભયથી પોતાના ઘરની ઘરવાખરી અને તુંબડી બીજે કયાંક મૂકીને રાંકાશેઠે પોતાને રહેવાની ઝુંપડી સળગાવી દીધી, અને તે ગામના બીજા દરવાજા આગળ એક નવું હાટ લઈ તેમાં ઘીની દુકાન માંડી વેપારી બની બેઠો. તુંબડીના રસના પ્રતાપથી જ્યારે ધારે ત્યારે સુવર્ણ બનાવી લે. એમ આખી તુંબડીના રસના મહિમાથી તે ખરેખર એક મોટો ધનવંત થયો, તોપણ તે ઘીનોજ વેપાર કરતો હતો. એક વખત કોઈક ગામડાની આહેરણી ઘી વેચવા આવી હતી, તેની ઘીની મટકીમાંથી ઘી કાઢીને તોળી લઈ મટકી નીતરવા માટે ઇંઢોણી ઉપર મુકી કે તત્કાળ તે ઘીથી ભરાઇ ગઈ. બીજીવાર તેમાંથી ઘી

પેઠે નિશ્ચયથી અપકીર્તિ અને દુર્ગતિમાં પાડ્યા વિના રહેતીજ નથી. માટે જો અન્યાયોપાર્જિત વિત્ત હોય, તોપણ તે સારા ઉત્તમ કાર્યમાં વાપરવાથી છેવટ લાભકારક નીવડી શકે છે. એ ત્રીજો ભાંગો.

૪ અન્યાયવડે કમાયેલા ધનની કુપાત્રમાં યોજના કરવી એ ચોથો ભાંગો ગણાય છે. કુપાત્રને પોષવાથી સારા લોકોમાં નિંદવા યોગ્ય થઇ પડે છે, એટલે આલોકમાં પણ કંઈ ખરેખરૂં લાભકારક નીવડતું નથી, અને પરલોકમાં કુગતિનું કારણ થાય છે. તેથી વિવેકીને એ ચોથો ભાંગો તજવાજ યોગ્ય છે. જે માટે લૌકીકશાસ્ત્રમાં કહેલ છે કેઃ—

अन्यायोपात्तवित्तस्यादानमत्यंतदोषकृत् ॥धेनुं निहत्य तन्मांसैः। ध्वांक्षाणामिव तर्पणं॥

"અન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી દાન કરવું તે અત્યંત દોષ ભરેલુંજ દેખાય છે. જેમકે, ગાયને મારી નાખીને તેના માંસથી કાગડાઓને પોષવામાં કે શ્રાદ્ધ કરવામાં શો લાભ છે?"

अन्यायोपार्जितैर्वित्तै। र्यच्छ्राद्धं क्रियतेजनैः॥ तृप्यंते तेनचांडाला। बुक्कसादासयोनम॥

"અન્યાયથી ઉપાર્જન કરેલા ધનથી જે લોકો શ્રાદ્ધ કરે છે તો તેથી ચાંડાળ જાતિના બુક્કશ જાતિના, દાસયોનિના દેવો તૃપ્તિ પામે છે (પણ પીતર તૃપ્તિ પામતા નથી)."

दत्तस्वल्पोपि भद्राय। स्यादर्थोन्यायसंगतः॥अन्यायात्तः पुनर्दत्तः।पुष्कलोपि फलोज्झितः॥

"ન્યાયથી ઉપાર્જન કરેલું ધન થોડું દાનમાં આપ્યું હોય તો તે લાભકારક થઇ શકે છે, પણ અન્યાયથી કમાયેલું ધન ઘણું આપ્યું હોય તોપણ તેનું કંઈ ફળ મળતું નથી."

अन्यायार्जितवित्तेन। यो हितं हि समीहते॥भक्षणात्कालकूटस्य।सो।भिवांच्छति जीवितं॥

"અન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી જેકોઇ પુરૂષ પોતાનું હિત ચાહે છે, તે કાળકૂટ નામનું વિષ ખાઈને જીવવાની વાંચ્છા રાખવા જેવું છે."

અન્યાયથી ઉપાર્જન કરેલા ધનવડે આજીવીકા ચલાવનાર હોય છે તે રાંકા શેઠની પેઠે ઘણુંકરી અન્યાયયીજ હોય, કલેશકારીજ હોય, અહંકારીજ હોય, કપટીજ હોય, પાપની પ્રવૃત્તિ કરવામાંજ પ્રાયે અગ્રેસરી હોય, અને પાપબુદ્ધિજ હોય છે. તેનામાં એવા અનેક પ્રકારના અવગુણ દેખીતાજ હોય છે.

## ( અન્યાયોપાર્જિત વિત્તથી દુઃખી થનાર રાંકા શેઠનો દૃષ્ટાંત )

મારવાડના પાલી નામા ગામમાં કાકુઆક અને પાતાક નામના બે સગા ભાઈ હતા. તેમાં નાનો ધનવંત અને મોટો ભાઈ નિર્ધન હોવાથી તે નાના ભાઈને ત્યાં ચાકરી કરી આજીવીકા ચલાવે છે. એક વખત ચોમાસાના દહાડામાં રાત્રિ વખતે આખા દિવસનું કામ કરી થાકી જવાથી કાકુઆક સુઈ ગયો હતો. તેને પાતાકે આવી ખીજીને કહ્યું કે, અલ્યાભાઈ! તારા કરેલા કયારા તો પાણી પડવાથી ભરાઈને ફૂટી ગયા છે અને તું તો સુખે કરીને સુઈ ગયો છે. તને કાંઈ તેની ચિંતા છે? એમ વારંવાર ઓલંભા (ઠપકા) દેવા લાગ્યો, જેથી કાંકુઆક બિચારો આંખો ચોળતો ચોળતો ધિઃકાર છે આવી પારકી ચાકરીને, ધિઃકાર છે મારા દરીદ્રીપણાને! જો આગ્રે જાણતો હોત તો હું એની પાસે રહેતજ નહીં, પણ શું કરૂં! ઓલમાં બંધાઈ ગયા

તે બંધઈ ગયાં, એમ બોલતો બોલતો ઉઠીને હાથમાં કોદાળો લઈ જેટલામાં ત્યાં જઈ પહોંચ્યો એટલામાં તો ત્યાં બીજા મજુરલોકોને કયારા વાળવા મંડી પડેલા દેખીને તેઓને પૂછવા લાગ્યો કે, અરે તમે કોણ છો? તેઓએ કહ્યું કે, તમારા ભાઈના કામ કરનારા ચાકર છીયે. ત્યારે કાકુઆક બોલ્યો કે, બગી આ પાતાકની નોકરી, એવો નિર્દય છે, કે જેને પોતાના ભાઈની પણ શરમ ન આવી, ને આવી અંધારી રાતે પાછો મને પણ ઉઠાડી અહિંયાં મોકલ્યો. હું તો હવે એની નોકરી કરવાથી કંટાળીજ ગયો છું. ચાકરલોકોએ કહ્યું કે, તમે વલ્લભીનગરે જાઓ. ત્યાં તમે રોજગાર કરશો તોપણ ચાલશે. અમારો પણ થોડા દહાડા પછી ત્યાંજ જવાનો વિચાર છે. આવાં તેમનાં વચન સાંભળીને વલ્લભીનગરે જવાની તેની પૂર્ણ મરજી થઈ, જેથી ત્યાં થોડાક દહાડા કહાડી પોતાના કુટુંબને સાથે લઈ તે વલ્લભીનગરે ગયો. ત્યાં બીજો કંઈ યોગ નહીં બનવાથી ગામના દરવાજા આગળ આહેરલોકોનાં ઘણાં ઘર હતાં ત્યાં આગળ એક ઘાસનું છાપરૂં બાંધી આટો, દાળ, ઘી, ગોળ, ખાંડ વિગેરે કરીયાણાંની દુકાન માંડી બેઠો. આનું નામ જે કાકુઆક હતું તે ત્યાનાં લોકોને અટપટુ પડવાને લીધે બોલતાં નહીં આવડવાથી અને તે રાંકા જેવો દેખાવાથી ત્યાંના લોકો બધા તેને "રાંકાશેઠ" કહી બોલાવવા લાગ્યા. ત્યાં તેની આજીવીકા સારી રીતે ચાલવા લાગી.

એક વખત કોઈક કાપડીક અન્યદર્શની યોગી–સન્યાસી ગીરનાર ઉપર જઈ ઘણા વર્ષ સુધી પ્રયાસ કરતાં મરણના મુખમાંજ આવી પડયો હોય નહીં! એવાં કષ્ટ સહન કરીને ત્યાંની રસકુંપિકામાંથી સિદ્ધરસની તુંબડી ભરી પોતાના ધારેલા માર્ગે જતો હતો. તેવામાં આકાશમાર્ગથી અકસ્માત્ વાણી થઈ કે, " આ તુંબડી કાકુઆકની છે." આવી વાણી આકાશમાર્ગથી સાંભળીને સન્યાસી તો બીહીતો બીહીતો છેવટે વલ્લભીપુરે આવ્યો અને ગામના દરવાજા આગળ દુકાન માંડનાર રાંકાશેઠના હાટ આગળજ ઉતારો કર્યો. તેથી તે બન્નેને પ્રીતિ બંધાયાથી સન્યાસી લાવેલી સિદ્ધરસની તુંબડી રાંકાશેઠને ત્યાં મૂકીને શ્રી સોમેશ્વરની યાત્રા કરવા ચાલ્યો ગયો.

રાંકાશેઠે તે તુબડી પર્વને દિવસે રસોઈ કરવાના ચુલા ઉપર બાંધી. ત્યારપછી કેટલેક દીવસે કોઈક પર્વ આવવાથી તે ચુલે રસોઇ કરતાં તાપને લીધે ઉપર લટકાવેલી તુંબડીમાંથી રસનું એક ટીંપુ ચુલા ઉપર મુકેલા તવા ઉપર પડવાથી તત્કાળ તે સુવર્ણમય થઇ ગયો. જેથી બીજો તવો લાવીને ચુલા ઉપર ચડાવ્યો. તેના પર તુંબડીમાંનાં રસનું એ ટીંપું પડતાં માત્ર સુવર્ણનો બની ગયો. આ ઉપરથી આ તુંબડીમાં ખરેખર સિદ્ધરસજ ભરેલો છે એવું ધારી તે યોગીને પાછું આપવાના ભયથી પોતાના ઘરની ઘરવાખરી અને તુંબડી બીજે કયાંક મૂકીને રાંકાશેઠે પોતાને રહેવાની ઝુંપડી સળગાવી દીધી, અને તે ગામના બીજા દરવાજા આગળ એક નવું હાટ લઈ તેમાં ઘીની દુકાન માંડી વેપારી બની બેઠો. તુંબડીના રસના પ્રતાપથી જ્યારે ધારે ત્યારે સુવર્ણ બનાવી લે. એમ આખી તુંબડીના રસના મહિમાથી તે ખરેખર એક મોટો ધનવંત થયો, તોપણ તે ઘીનોજ વેપાર કરતો હતો. એક વખત કોઈક ગામડાની આહેરણી ઘી વેચવા આવી હતી, તેની ઘીની મટકીમાંથી ઘી કાઢીને તોળી લઈ મટકી નીતરવા માટે ઇંઢોંણી ઉપર મુકી કે તત્કાળ તે ઘીથી ભરાઇ ગઈ. બીજીવાર તેમાંથી ઘી

કાઢીને તોળી લેઇ ફરીથી ઇંઢોણી ઉપર મુકી, જેથી તરત પાછી ભરાઈ ગઈ. આ જોઈ રાંકાશેઠે વિચાર્યું કે, આ ઇંઢોણીમાંજ કંઇક ચમત્કાર જણાય છે, ખરેખર આ ચિત્રાવેલ છે. એમ ધારીને તે ઇંઢોણી કપટ કેળવી આહેરણી પાસેથી લઇ લીધી. તુંબીસાંના સિદ્ધરસના પ્રતાપથી ઘણો લાભ મેળવ્યો હતો, પણ તે રસ ખુટવા આવ્યો એટલામાં વળી ચિત્રાવેલ આવી મળી. તેના મહિમાથી તે અખૂટ સુવર્ણ બનાવવા લાગ્યો, જેથી તે અસંખ્ય ધનપતિજ જાણે હોયની શું ! એવો બની બેઠો, તથાપિ તે ધનનો લોભી કુડાં તોલ (જોખ–કાટલાં) વધારે (ભારે) તોલથી લેવાનાં અને ઓછાં (હલકાં) તોલથી આપવાનાં રાખતો. એવાં કૃત્યોથી વ્યાપાર કરતાં પાપાનુબંધી પુણ્યના બળે કરીને વ્યાપારમાં તત્પર રહેતાં તે મહા ધનાઢ્ય થયો. આવા સમયમાં વળી તેને એક યોગી આવી મળ્યો, જેની પાસેથી નવીન સુવર્ણ બનાવવાની યુક્તિ શીખ્યો. એમ એક સિદ્ધ-રસ, બીજી ચિત્રાવેલ, અને ત્રીજી સુવર્ણસિદ્ધિ, એ ત્રણે પદાર્થોના મહિમાથી અનેક કોટીશ્વર બની બેઠો, પણ અન્યાયથી ઉપાર્જન કરેલું તે બધું ધન ગણવા યોગ્ય હોવ થી અને પહેલાં નિર્ધન હતો અને પાછળથી ધનવંત બનેલ હોવાથી કોઇપણ સુકૃતના આચરણમાં, સજ્જનલોકોના કાર્યમાં, કે દીન હીન દુઃખી લોકોને સુખ આપવાની સહા-યતાના કામમાં, કે કિંચિત્ માત્ર સારા કામના ઉપયોગમાં તેનું ધન કામ આવી શકયું નહીં (વપરાયું નહીં). ફકત એક અભિમાન, મદ, કલહ, કલેશ, અસંતોષ, અન્યાય, દુર્બુદ્ધિ, છળભેદ, અને કાવતરાંના કામમાં વારંવાર ઉપયોગી થવા લાગ્યું; અને એટ-લાથી આ રાંકાશેઠ વારંવાર લોકોના ઉપર તેમજ બીજા સામાન્ય વ્યાપારીઓના ઉપર નવાનવા કર બેસારવા, નવાનવા પોતાના લાભ અને બીજા લોકોને અલાભકારક ધારા નિયમ કરવા લાગ્યો. વળી કોઇક પણ જરામાત્ર ધન કમાતો થયો કે તેની સાથે ઇર્ષા, દ્વેષ, મત્સર રાખી અનેક રીતે તેને અડચણોજ કરવામાં ચતુર, અને અનેક લોકના લેહેણદેણમાં એવો તો વારંવાર આડો આવે કે જાણે આખા ગામના વ્યાપારીલોકોનો ખરેખર એક જુલમી રાજાજ હોય નહીં ! એવો થવાથી તેની લક્ષ્મી લોકોને કાળ-રાત્રી જેવી માલમ પડવા લાગી.

એક વખત એવો આવી બન્યો કે, તે રાંકાશેઠની પુત્રીના હાથમાં એક રત્ન-જડીત કાંકસ્ત (કાંસકી) હતી, તે દેખીનેજ વલ્લભીપુરના રાજાની પુત્રીયે પોતાના પિતા પાસે મંગાવી, પણ તેણીયે ન આપવાથી કોપાયમાન થયેલા શિલાદિત્ય રાજાએ કોઇક છળભેદથી એ કાંસકી મંગાવી લઇ પાછી ન આપી. તે ઉપરથી રાંકા-શેઠને ઘણો ક્રોધ ચડયો, પણ શું કરે ! રાજાને શું કહેવાય ! પરંતુ વેર વાળવા માટે તે અપરદ્વીપમાં રહેનારા મહા દુર્ધર ત્યાંના મુગલરાજાને કરોડ દ્રવ્યની સહાય આપીને શિલાદિત્યની સામે ચઢાઇ કરાવી લાવ્યો. મુગલલોકોની લાખો ગમે જોકે સેના હતી, તોપણ તેનાથી જરા માત્ર ભય નહીં રાખનારો શિલાદિત્ય રાજા તેઓની સાથે પોતાની પાસે સૂર્યદેવના વરદાનથી મળેલા અશ્વની સહાયતાથી ખુશીની સાથે સંગ્રામ કરવા લાગ્યો. ( આમાં આટલો ચમત્કાર હતો કે, "તે શિલાદિત્યરાજાને સૂર્યદેવતાયે વરદાન આપ્યું હતું કે જ્યારે તારે સંગ્રામ કરવો હોય, ત્યારે એક પુરૂષ પાસે પંચશબ્દો (શંખ) વગડાવજે એટલે હું તને મારે પોતાને બેસવાનો ઘોડો મોકલી આપીશ. તે

ઘોડા ઉપર ચડીને પંચશબ્દો વગડાવીશ કે તરતજ તે ઘોડો આકાશે અધર ઉપડશે; ત્યાંથી તું યુદ્ધ કરજે, જેથી તે દિવસે ઘોડાના પ્રતાપથી તારો જય થશે.") યુદ્ધ વખતે શિલાદિત્ય રાજા સૂર્યદેવના વરદાન મુજબ પંચશબ્દો વાજીંત્રના અવાજથી સૂર્યના ઘોડાને બોલાવી તેના ઉપર ચઢે છે, ત્યારપછી વળી પંચશબ્દો વગાડવાથી તે ઘોડો આકાશમાર્ગે ઉડે છે, ત્યાં અધર રહી મુગલો સાથે લડતાં બીલકુલ હારતો નથી, તેમ મુગલલોકોનું મોટું સૈન્ય પણ લડાઇ કરવામાં પછાત પડતું નથી, તોપણ ઘોડો ઉંચે અદ્ધર હોવાથી તેઓનું કંઈ બરોબર જોર ફાવી શકતું નથી. આ વાતની માલમ પડવાથી રાંકાશેઠ જે માણસ પંચશબ્દો વગાડતો હતો તેને છાનોમાનો મળ્યો અને કંઇક ગુપ્ત ધન આપી એવું સમજાવ્યું કે "પંચશબ્દો વગાડવાથી ઘોડો આવ્યા પછી એક વખત એવો બનાવ બનાવવો કે ઘોડા ઉપર શીલાદિત્યરાજા ચઢયોજ ન હોય તે પહેલાં (ફરી) પંચશબ્દો વગાડી દેવો, જેથી તે ઘોડો આકાશમાર્ગે ઉડી જાય." આમ કંઇક આપી લાલચમાં લપટાવી રાખેલ પંચશબ્દો વગાડનારે તેમજ કર્યું. ધનથી શું ન બની શકે ? સર્વ બની શકે છે. આમ થવાથી શિલાદિત્ય રાજા. હાહા હવે કેમ થાય (શું કરવું)! એમ પશ્ચાતાપ કરવા લાગ્યો. એટલામાં મુગલલોકોના સુભટોએ આવી હલ્લાં કરી પહેલીજ ચોટમાં તેને (શિલાદિત્યને) હાર મનાવી દીધી, અને છેવટે તેને ત્યાંજ ઠાર મારી વલ્લભીપુર પોતાને તાબે કર્યું. જે માટે શાસ્ત્રમાં (તિથ્થોગાલી પયન્નામાં) એવું લખેલ છે કે, "વિક્રમાર્કના સંવતથી ત્રણસેં પંચોતેર વર્ષ વ્યતીત થયા પછી વલ્લભીનો ભંગ થયો." મુગલલોકોને તેના શત્રુઓએ નિર્જળદેશમાં મોકલીને માર્યા. (વળી સંભળાય છે કે મુગલલોકો પણ નિર્જળદેશમાં માર્યાજ ગયા હતા) (આ રીતે રાંકાશેઠનું અન્યાયથી ઉપાર્જન કરેલું દ્રવ્ય ખોટે રસ્તે ખરચાયું અને તેનો સદુપયોગ તે કરી શકયો નહીં).

---

અન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યથી બીજું શું સુકૃત્ય બને ? કંઇ ન બને. તે માટે ઉપર લખેલો દૃષ્ટાંત બસ છે. ઉપર લખ્યા પ્રમાણે અન્યાયથી કમાયલા ધનનું ફળ ધર્માદિકથી રહિતજ થાય છે એમ સમજી ન્યાયપૂર્વક વ્યાપાર કરવામાં ઉદ્યમ કરવો, કેમકે તેનેજ વ્યવહારશુધ્ધિ કહેવાય છે. શાસ્ત્રમાં કહેલ છે કેઃ—

**विहाराहारव्याहार। व्यवहारस्तपस्वीनां ॥ गृहिणां तु व्यवहार । एव शुद्धो विलोक्यते॥**

"વિહાર કરવો (વિચરવું), આહાર ગ્રહણ કરવો, વ્યાહાર એટલે તપ કરવો, અને વ્યવહાર એટલે ક્રિયા કરવી, એટલા સાધુઓને માટે 'વ્યવહાર' શબ્દમાંથી અર્થ લેવાય છે; પણ શ્રાવકલોકોને (ગૃહસ્થોને) માટે તો ફકત 'વ્યવહારશુદ્ધિ'જ અર્થ લેવાય છે."

માટે શ્રાવકલોકોયે જે જે ધર્મકૃત્ય કરવાં તે વ્યવહારશુધ્ધિપૂર્વકજ કરવાં. વ્યવહારશુધ્ધિ વિના જે ક્રિયા શ્રાવક કરે તે યોગ્ય ગણાતી નથી. શ્રાવક દિનકૃતમાં કહેલ છે કેઃ—"કેવળી પ્રરૂપિત જૈનધર્મનું મૂળ વ્યવહારશુધ્ધિજ છે, તેટલા માટે વ્યવહારશુદ્ધિથીજ અર્થશુદ્ધિ થાય છે. (દ્રવ્યશુદ્ધિ વ્યવહારથીજ થાય છે). અર્થશુધ્ધિ (ન્યાયોપાર્જિત વિત્ત)થી આહારશુદ્ધિ થાય છે, અને આહારશુધ્ધિથી (ન્યાયોપાર્જિત વિત્તથી લાવેલા અન્નાદિકથી) શરીરશુધ્ધિ થાય છે. (શરીર શુધ્ધ હોવાથી દુષ્ટ વિચાર ઉત્પન્ન થતા નથી). શરીર શુધ્ધ હોય છે ત્યારેજ પ્રાણી ધર્મના યોગ્ય થાય છે, અને

જ્યારે ધર્મને યોગ્ય થયો હોય ત્યારપછી જે જે કૃત્ય કરે તે તે તેને સર્વ ફળ આપનાર થાય છે. અને એમ જો ન કરે તો તે ફળ રહિત થાય છે. એમ કર્યા વિના જે જે કંઇ કરે છે તે વ્યવહારશુધ્ધિ રહિત હોવાથી ધર્મને નિંદા કરાવનારજ થઈ પડે છે. જે ધર્મની નિંદા કરાવે છે તેને અને બીજાને પણ ઉત્કૃષ્ટથી બોધબીજની પ્રાપ્તિ થાયજ નહીં એમ સૂત્રમાં પણ બતાવેલું છે. તેજ માટે સર્વ પ્રયત્નથી એવુંજ વર્તન વિચક્ષણ પુરૂષ કરે કે જેથી મૂર્ખલોકો તેના પાછળ ધર્મની નિંદા કરે નહીં."

લોકમાં પણ આહારને અનુસારેજ શરીરનો સ્વભાવ અને બાંધો દેખાય છે. જેમકે, બાલ્યાવસ્થામાં જે ઘોડાને ભેંસનું દુધ પાયેલું હોય તો ભેંસોને પાણી વાહાલું હોવાથી જેમ તે પાણીમાં તરે છે તેમ તે દુધ પીનાર ઘોડો પણ પાણીમાં તરે છે અને જે ઘોડાને બાલ્યાવસ્થામાં ગાયનું દુધ પાયેલું હોય તે ઘોડો પાણીથી વેગળોજ રહે છે (પાણીમાં તરી શકતો નથી), તેમ જે મનુષ્ય બાલ્યાવસ્થામાં જેવો આહાર કરે છે તેવીજ તેને પ્રકૃતિ પડી જાય છે. મોટા થયા પછી પણ જો શુધ્ધ આહાર જમે તો શુધ્ધ વિચાર આવે છે અને અશુધ્ધ આહાર જમવાથી જરૂર કુબુધ્ધિ આવે છે. લોકીકમાં પણ કહેવત છે કે, "જેવો આહાર તેવો ઓડકાર." માટે સદ્‌વિચાર લાવવા સારૂ વ્યવહારશુધ્ધિની જરૂર છે, વ્યવહારશુધ્ધિ પીઠીકા જેવી હોવાથી તેના ઉપરજ ધર્મનું ટકાણ સારી રીતે થઈ શકે છે. જો પીઠીકા દૃઢ હોય તો તે ઉપર ઘર ટકી શકે છે, તેમ ધર્મ પણ વ્યવહારશુધ્ધિ હોય તોજ તે ખરેખર ટકી શકે છે, માટે વ્યવહારશુધ્ધિ જરૂર કરવી. એ વ્યવહારશુધ્ધિ અધિકાર સમાપ્ત થયો. હવે દેશ કાળ જાતિ વિરૂધ્ધ ત્યાગ બતાવે છે.

## ( દેશ કાળ વિરૂદ્ધાધિકાર )

" देशादिविरुद्धत्यागो " દેશ કાળ નૃપાદિકનું વિરૂધ્ધ વર્જવું. એટલે દેશવિરૂધ્ધ, કાળવિરૂધ્ધ, જાતિવિરૂધ્ધ, રાજવિરૂધ્ધ તજવાં. જે માટે હિતોપદેશ માળામાં કહેલ છે કેઃ—

देसस्सय कालस्सय । निवस लोगस्स तहय धम्मस्स ॥
वज्जंतो पडिकुलं । धम्मं सम्मं च लहई नरो ॥

"દેશવિરૂદ્ધ, કાળવિરૂદ્ધ, રાજવિરૂદ્ધ, લોકવિરૂદ્ધ, ધર્મવિરૂદ્ધ, વિગેરે કેટલાક અવગુણને વર્જવાથી પ્રાણી ઉત્તમ ધર્મને (દેશવિશુદ્ધ) પામી શકે છે."

### ( દેશવિરૂદ્ધ )

જેમકે, સૌવીર દેશમાં ખેતી કરવી નિષેધ છે, તે કર્મ ત્યાં નથી કરતા. લાટ દેશમાં મદીરાપાનનો ત્યાગ છે. એમ જે જે દેશમાં જે લોકોએ આચરણ કરવા યોગ્ય ન હોય ત્યાં તે વસ્તુનું સેવન કરવું તે વિરૂદ્ધ ગણાય છે. વળી જે દેશમાં, જે જાતિમાં કે કુળમાં જે જે વસ્તુ આચરવા યોગ્ય ન હોય તેનું આચરણ કરે તે પણ દેશવિરૂધ્ધમાં જાતિકુળ પેટાભેદે ગણાય છે. જેમકે, બ્રાહ્મણને સુરાપાન કરવો નિષેધ છે. તીલ લવણ વિગેરે વેચવાનો નિષેધ છે. જે માટે તેઓનાજ શાસ્ત્રમાં કહેલ છે કેઃ—

तिलवल्लघुता तेषां । तिलवत् श्यामता पुनः ॥ तिलवच्च निपीड्यंते । ये तिलव्यवसायिनः ॥

"જે તલનો વ્યાપાર કરે છે તેની તલ જેવીજ લઘુતા થાય છે, તલની પેઠે તે કાળો થાય છે, તલની પેઠે તે પીલાય છે, એ જાતિવિરૂધ્ધ ગણાય છે."

કુળની અપેક્ષામાં કહેવા માગીયે તો જેમકે, ચૌલુકય વંશવાળા રજપુતોને મદ્યપાન ત્યાગ કરવો કહેલ છે.

વળી દેશવિરૂધ્ધમાં એ પણ સમાય છે, કે બીજા દેશના લોકોના સાંભળતાં તે દેશની નિંદા કરવી. જે જે દેશમાં જે વાકય બોલવા યોગ્ય ન હોય તે તે દેશમાં તે વાકય બોલવું, એ દેશવિરૂધ્ધ સમજવું.

## ( કાળવિરૂદ્ધ )

કાળવિરૂધ્ધ તે એમ છે કે, શીતકાળમાં હેમાચલ પર્વતની નજીકના પ્રદેશમાં આપણા દેશમાંથી જો કોઈ જાય તો તેને શીતવેદના સહન કરવી ઘણીજ મુશ્કેલ પડે, માટે તેવા દેશમાં તેવા કાળમાં જવું નહીં. ઉષ્ણકાળમાં ઘણુંકરી મારવાડ દેશની ભુમિમાં ન જવું, કેમકે ત્યાં તાપ ઘણો પડે છે. ચોમાસામાં દક્ષિણ દેશની મુસાફરી કરવી અથવા જે જમીનમાં વર્ષાત ઘણો પડતો હોય, કે જે દેશમાં કાદવકીચડ ઘણો થતો હોય તે દેશમાં ચોમાસામાં જવું એ કાળવિરૂધ્ધ ગણાય છે. ઘણુંકરી એવા દેશોમાં કાળનો વિચાર કર્યા વગર જો જવાય તો તે પ્રાણીને ઘણીજ વિટંબના સહન કરવી પડે. વિશેષકરી ચોમાસાના કાળમાં સમુદ્રના પ્રાંતના દેશોમાં મુસાફરી કરવીજ નહીં. વળી જયાં ઘણો દુષ્કાળ પડેલો હોય, રાજારાજાનો અરસપરસનો વિરોધ ચાલતો હોય, કે સંગ્રામ લડાઈ વિગેરે ચાલતી હોય, કે માર્ગમાં ધાડ વિગેરે પડવાની બીક રહેતી હોય, માર્ગમાં કંઈ વાતથી રોકાણ થતી હોય, અથવા રોગાદિકનો ઉપદ્રવ ચાલતો હોય, માર્ગમાં ચાલવું મુસીબત ભરેલું હોય, વચ્ચે ગામ ન આવી શકે એવી મહા ભયંકર અટવી આવતી હોય, સંધ્યાના વખતે ચાલવું હોય, અંધારી રાતે ચાલવું હોય, વળાવા કે સથવારા વગર ચાલવું હોય, એવા સ્થાનકો ઉપર વગર વિચારે જો પ્રવૃત્તિ થાય તો તે ખરેખર પ્રાણ ધનની હાનિ કરતાં મહા અનર્થકારી થઈ પડે છે. માટે એવા કાળમાં એવી રીતે મુસાફરી કરવીજ નહીં. ફાગણમાસ પછી તલ પીલાવવા, તલનો વેપાર કરવો, સંગ્રહ કરવો તથા તલ ખાવા વિગેરે સર્વ કાળવિરૂધ્ધ છે. વર્ષાઋતુ (ચોમાસા)માં તાંજલજા વિગેરે સર્વ જાતિની ભાજી ખાવી કાળવિરૂધ્ધ છે. ઘણા જીવો ઉત્પન્ન થતા હોય એવી જમીન ઉપર ગાડાં વિગેરે ચલાવવાં એ મહા દોષનો હેતુ છે. વિગેરે સર્વ કાળવિરૂધ્ધ સમજવું.

## ( રાજવિરૂદ્ધ )

રાજવિરૂધ્ધ તે-રાજાએ જે આજ્ઞામાં ના કહેવરાવી હોય તેનું સેવન કરવું, અથવા રાજાને સંમત ન હોય તે આચરણ કરવું. જેમકે, રાજાના માનીતા હોય તેનું અપમાન કરવું, રાજાએ જેનું અપમાન કર્યું હોય તેની સાથે સલાહ રાખવી, રાજાના વિરોધીને બહુમાન આપવું, રાજાના વૈરી સાથે સલાહ રાખવી, તેની સાથે વિચાર કરવો, તેના સ્થાનમાં જઇને રહેવું કે તેને પોતાના ઘરમાં ઉતારવો, રાજાના શત્રુ તરફથી આવેલા કોઇને પણ પોતાને ઘેર લોભથી ઉતારવા કે તેઓની સાથે વેપાર રોજગાર ચલાવવો, રાજાની મરજી વગર તેના શત્રુની સાથે સહવાસ કરવો, રાજાની

મરજી હોય તેથી વિરૂધ્ધ બોલવું, નગરના લોકોથી વાંકી (આડી) રીતે વર્તવું, સ્વામીદ્રોહાદિક કરવાની જેમાં રાજાની મનાઇ હોય તેવા આચારનું સેવન કરવું, ભુવનભાનુના જીવ રોહિણીની પેઠે રાજાની રાણીનું અપવાદ બોલવું.

## ( રાજવિરૂદ્ધ બોલવાથી થતા અલાભ ઉપર રોહિણીનો દૃષ્ટાંત )

રોહિણી નામની એક શેઠની પુત્રી પરમ શ્રાવિકા હતી. એક લાખ શ્લોક તો જેણે ધર્મશાસ્ત્રના મુખપાઠે કર્યા હતા. ઘણી શ્રધ્ધાળુ, ભક્તિવંતી, રાગી, સર્વાવસરે પોતાના લીધેલા વ્રત નિયમ પાળવામાં સાવધાન હતી, પરંતુ વિકથાની અતી રસીલી હોવાથી હસતાં હસતાં કોઇની પાસે એમ બોલાઇ ગયું કે "આ રાજાની નવીરાણી તો વ્યભિચારિણી છે." તે વાત કાનોકાન ચાલતી દરબારમાં ગઇ. છેવટે રાજાયે સાંભળીને તેના ઉપર ઘણો ગુસ્સો કર્યો અને દરબારમાં પકડી મંગાવી તેની જીભ કાપવાનો હુકમ કર્યો, પરંતુ દીવાનાદિક ઘણા જણના કહેવાથી તે હુકમ પાછો ખેંચી લેઈ દેશનીકાલ કર્યો. સારાંશ એજ કે તે ભવમાં જોકે જીભ ન કપાણી, પણ માત્ર એટલુંજ બોલવાથી તેણીયે એવું નીચકર્મ બાંધી લીધું કે કેટલાક ભવ સુધી તો તેની જીભ છેદન થઇ, અને તે ભવમાં બીજાં કેટલાંક દુઃખ સહન કીધાં તેનું તો શું કહેવું! માટે રાજવિરૂધ્ધ બોલવું નહીં.

## ( પરનિંદા ન કરવી તથા પોતાના ગુણ ન ગાવા વિષે )

લોકનિંદા બોલવાથી આલોકમાં પણ ઘણાંજ દુઃખનાં કારણ બને છે. વળી ગુણીની નિંદા કરવી તે તો વિશેષ વર્જવાજ યોગ્ય છે. પોતાની મોટાઈ અને પારકા અવગુણ બોલવાથી અલાભજ છે. કહેલું છે કેઃ—

"છતા કે અછતા પારકા કાંઈપણ અવગુણ બોલવા એથી પોતાને દ્રવ્ય કે જશ–કીર્તિનો કંઇ લાભ થતો નથી, પણ તેની સાથે શત્રુતા થાય છે. જીભની પરવશતાથી અને કષાયના ઉદયથી જે મુનિ પોતાની સ્તુતિ અને પરની નિંદા કરતાં થકાં સારો ઉદ્યમ કરતો હોય તોપણ તે પાંચે પ્રકારના મહાવ્રતને રિક્ત (ખાલી) કરી નાંખે છે. પારકા ગુણ છતાં પણ તેની પ્રશંસા ન કરી હોય, પોતાના ગુણની પ્રશંસા કરી હોય, પોતામાં ગુણ નહીં છતાં તેની પ્રશંસા કરી હોય તો તેથી શો લાભ છે! જે પુરૂષ પોતાને મોંઢે પોતાના ગુણ ગાવા ( બોલવા ) લાગી જાય છે તેને મિત્ર હસે છે, બાંધવો નિંદે છે, પૂજનીક લોકો ઉવેખી મૂકે છે, અને માતાપિતા પણ બહુમાન આપતા નથી. પરપ્રાણીને પીડા ઉપજાવવી, પારકા અવગુણ બોલવા, પોતાના ગુણ બોલવા, એટલા કારણથી અનેક કરોડો ભવ ભમતાં અને દુઃખ ભોગવતાં છતાં પણ જેનો ઉદય મટી શકે નહી એવાં અત્યંત નીચકર્મને પ્રાણી બાંધે છે. અહો આશ્ચર્ય કે પરજીવનો ઘાત કરવાથી પણ પરનિંદા કરવાનું મહા પાપ છે. પાપ નહી કરનારી વૃદ્ધા બ્રાહ્મણીની પેઠે અછતા દોષ બોલવાથી પણ પાપ આવીને લાગુ પડે છે."

## ( પરનિંદા ઉપર વૃદ્ધાબ્રાહ્મણીનું લૌકીક દૃષ્ટાંત. )

સુગ્રામ નામના ગામમાં સુંદર નામે એક શેઠ રહેતો હતો. તે તીર્થયાત્રા કરનારા લોકોને વસતી–ઉતરવાનાં સ્થાન, ભોજન વીગેરેની સહાય કરતો હતો. તેની પડોશમાં રહેનારી એક વૃધ્ધા બ્રાહ્મણી તે સંબંધમાં તેની નિંદા કરતી હતી, વળી પ્રસંગ આવી

પડે ત્યારે જેમ બધા સાંભળે તેમ બોલવા પણ મંડી જતી; કે "આ સુંદરશેઠ યાત્રાળુલોકોની બરદાસ કરે છે, ઉતરવા જગા આપે છે. ખાવા ભોજન આપે છે; તે શું ભક્તિ માટે આપે છે? ના ના! નહીં નહીં!! એમ હોયજ નહીં! એ તો પરદેશથી આવતા લોકોની થાપણુ ઓળવવા માટે આ ભક્તાઈનો ઢોંગ લઈ બેઠો છે." એક વખત કોઈક યોગી આવ્યો તેને છાસ પીવાની મરજી હતી, પણ તે સુંદરશેઠના ઘરમાં તૈયાર ન હોવાથી આહેરણી ( ભરવાડણી ) પાસેથી વેચાતી લઈ આપી. આહેરણીના માથા ઉપર રહેલી ઉઘાડી છાસની મટકીમાં ઉપરથી (આકાશથી) લઈ જતા સકુની (બાઝ)ના મોંમાં રહેલા સર્પના મોંમાંથી ઝરેલા ઝેરનાં ટીંપાં તેમાં પડેલાં હોવાથી યોગી તે છાસ પીતાંમાત્ર મરણ પામ્યો. આવું કારણ બનેલું દેખીને આ વૃદ્ધા બ્રાહ્મણી તો બબ્બે હાથ કુદવા લાગી અને હસતી હસતી તાળીઓ કુટતી ખુબ હર્ષાઈને બધા સાંભળે તેમ લોકોને મોંઢે બોલવા લાગી કે, વાહવાહ! બહુ મોટો આ ધર્મી બની બેઠો છે! ધન લઈ લેવા માટેજ આ બિચારા જોગીનો પ્રાણ લીધો. આવા અવસરે આકાશમાર્ગે ઉભી રહેલી "હત્યા" વિચારવા લાગી કે, "હવે કોને વળગું? દાનનો ( છાસનો ) આપનાર શેઠ તો શુદ્ધ છે, એના મનમાં કંઈ મારી નાખવાનું હતુંજ નહીં. વળી સાપ અજાણુ અને સકુનીના મોંમાં સપડાએલો ( પકડાએલો) પરવશ હતો, એની પણ જોગીને મારવાની કંઈ ઇચ્છા હતી નહીં. સકુની પણ પોતાના ભક્ષને લઈ જતો હતો. એની કંઈ આને મારવાની બુદ્ધિ નહોતી. વળી આહેરણી પણ અજાણુ હતી, એને જો આગળથી માલમ પડી હોત તો એ કોઇનો ઘાતપાત થાય એવી છાસ વેચતજ નહીં. માટે આટલા બધામાં કોણુ દોષવંત ગણી શકાય? કોઈ ગણવા લાયક નથી, પરંતુ આ નિર્દોષ સુંદરશેઠના ઉપર વારંવાર અસત્ય દોષના આરોપણુ કરનારીનેજ વળગું તો બસ છે." આમ વિચારીને તે હત્યા આવીને અકસ્માત્ વૃદ્ધા બ્રાહ્મણીના શરીરમાં પેઠી, જેથી તેનું શરીર કાળું, કુબડું, કોઢીઉં બની ગયું.

ઉપર લખેલા દૃષ્ટાંતનો સાર એ છે કે, કોઈના પણુ દોષનો નિર્ણય કર્યા વગર અસત્ય દોષ (નિંદા)નું આરોપણુ કરી બોલવું નહીં, એજ વિવેકનું લક્ષણુ છે.

અછતા (ન હોય તેવા) દોષ બોલવાથી થતા અલાભ વિષે ઉપર દૃષ્ટાંત બતાવ્યું, તેમ વળી છતા દોષ વિષે બીજું દૃષ્ટાંત બતાવવામાં આવે છે, જે સાંભળી તે પણુ ન બોલવું.

---

## [ છતા દોષ ( દોષ હોય તે ) બોલવા ઉપર ત્રણ પુતળીનું દૃષ્ટાંત. ]

કોઈક રાજાની પાસે ત્રણ પુતળીઓ સુંદર આકારવાળી બનાવીને કોઈક કારીગર લાવ્યો. તેનો આકાર સુંદર દેખી રાજા પૂછવા લાગ્યો કે, આનું શું લેવું છે. કારીગરે કહ્યું—સ્વામી, કોઈક વિચક્ષણુ પંડિતને બોલવી પરિક્ષા કરાવી તેનું જેટલું આપવું લાયક હોય તે આપો. પંડિતોને બોલાવી રાજાયે પરિક્ષા કરાવવા માંડી. એક પંડિતે સુતરનો દોરો લઈ પહેલી પુતળીના એક કાનમાં ઘાલ્યો કે તત્કાળ તે દોરો મુખ આગળ રાખેલા છિદ્રમાંથી નીકળી પડયો. ત્યારે પંડિતો બોલ્યા કે, આ પુતળીનું મૂલ્ય એક કાણીકોડીનું છે, કેમકે જેવું સાંભળ્યું તેવુંજ બહાર કહાડી નાખ્યું.

બીજી પુતળીના એક કાનમાં દોરો ઘાલ્યો તે તત્કાળ બીજા કાનમાંથી નીકળ્યો. ત્યારે પંડિતો બોલ્યા કે, હાહા ઠીક, એ પણ સમજાયું; એના કાનમાં જે જે વાતો આવે તે એક કાને જેમ સાંભળે તેમજ બીજે કાનેથી નીકળી જાય, એટલે સાંભળ્યું પણ વીસરી ગયું, એવો દાખલો લેવાનો હોવાથી આ પુતળી એક લાખ રૂપીઆના મૂલ્યવાળી છે. પછી ત્રીજી પુતળીના કાનમાં દોરો ઘાલ્યો કે તત્કાળ તેના ગળામાંજ ઉતરી ગયો કે પેટમાંજ રહી ગયો પણ બહાર નીકળી શક્યો નહીં. આથી પંડિતોએ પરિક્ષા કરી કે, આ પુતળીનો દાખલો એવો લેવા યોગ્ય છે કે જેટલું સાંભળે એટલું બધું પેટમાંજ રાખે છે, બહાર કહાડી નાખતી નથી. એવા ઊંડા પેટના પુરૂષો પણ અમૂલ્ય હોય છે. માટે આ પુતળીનું મૂલ્ય કંઈ કહી શકાય એમ નથી. રાજાયે ખુશી થઈને તે ત્રણે પુતળીઓ રાખીને તેને સારૂં તુષ્ટીદાન આપી વિદાય કર્યો.

ઉપર લખેલા દૃષ્ટાંત વિષે વિચાર કરી જોતાં માલમ પડશે કે કોઈ પણ પુરૂષના છતાદોષ બોલી દેવામાં કોડી જેટલી કીંમત થાય માટે બોલવાજ નહીં.

## ( ઉચિત આચારનું ઉલ્લંઘન. )

જે પુરૂષ સરલ સ્વાભાવી હોય તેની કોઈપણ પ્રકારથી હાંસી કરવી, ગુણવંત છતાં તેના ઉપર દોષનું આરોપણ કરવું, ગુણવંત ઉપર મત્સર (દ્વેષ) કરવો, જેણે પોતાને કંઈ ગુણ કરેલો હોય (ઉપકાર કીધો હોય) તેના ઉપકારનું ભુલી જવું (ઉપકારનો બદલો ન વાળવો), ઘણા લોકોનો જે વિરોધી હોય તેની સાથે સહવાસ રાખવો, ઘણા લોકોનો જે માનીતો હોય તેનું અપમાન કરવું, સદાચારી પુરૂષોના ઉપર કષ્ટ આવી પડતાં ખુશી થવું, ભલા માણસોના કષ્ટને દુર કરવાની શક્તિ છતાં સહાય ન કરવી; દેશ, કુળ, જાતિ પ્રમુખના ધારા તોડવા, વિગેરે સર્વે ઉચિત આચારનું ઉલ્લંઘન કર્યું ગણાય છે અથવા લોકવિરૂધ્ધ કહેવાય છે. એવો અનાચાર શ્રાવકે કોઇયે પણ કરવોજ નહીં.

વળી થોડી સંપદાવાળાએ શ્રીમંતના જેવો અને શ્રીમંત થઇને દરીદ્રીના જેવો વેષ રાખવો, અથવા સદાય મલીન જ વેષ રાખવો, ફાટાં ત્રુટાં લુગડાં પહેરવાં, લોકાચારથી વિરૂધ્ધ વર્તવું, એવાં કેટલાંક લોકવિરૂધ્ધ કાર્ય પણ વર્જવાં. જો એમ ન કરે તો આલોકમાં પણ અપયશ અપકીર્ત્તિના કારણીક થાય છે. વાચકમુખ્ય (ઉમાસ્વાતી વાચક) પણ પોતાના કરેલા ગ્રંથમાં આવા પ્રસંગ ઉપર એમ લખે છે કેઃ—

"ધર્મમાર્ગમાં પ્રવર્ત્તનારા સઘળા સાધુઓને ધર્મસાધન કરવામાં લોક પણ સર્વ પ્રકારે આધાર (સાહાયક) છે, એટલાજ માટે લોકાચારવિરૂધ્ધ અને ધર્માચારવિરૂધ્ધ, એ બન્ને પણ ત્યજવાજ યોગ્ય છે."

લોકવિરૂધ્ધ (કાર્યના) ત્યજવાથી સર્વ લોકની પ્રીતિ થાય છે, ધર્મનો સુખપૂર્વક નિર્વાહ થાય છે, સર્વ લોક પ્રશંસા કરે છે, ઇત્યાદિક ગુણની પ્રાપ્તિ થાય છે. જે માટે શાસ્ત્રમાં લખેલ છે કેઃ—

"ઈત્યાદિક લોકવિરૂધ્ધના ત્યાગ કરવાથી પ્રાણી સર્વ લોકને વહાલો થાય છે. સર્વ લોકનું વલ્લભપણું એ પણ પ્રાણીને સમ્યક્ત્વરૂપ વૃક્ષના પ્રગટ થવા માટે બીજરૂપ છે."

## ( ધર્મવિરૂદ્ધ વિષે )

મિથ્યાત્વ કૃત્ય ન કરવું. જેમકે, નિર્દયપણે ગાય, ભેંસ, બળદને બાંધવાં, મારવાં કુટવાં; માંકણ, જુ પ્રમુખને લુગડાં વિગેરે કોઇના આધાર વગર જ્યાં ત્યાં ફેંકી દેવા; કીડી, જુ, માંકણને તડકે નાખવા; માથું જોયા વગર એમને એમ માથામાં મોટી કાંસકી નાખી ઘણા દિવસનાં જોયેલાં માથાં ઓળવાં; અથવા લીંખ વિગેરેને ફોડી નાખવી; ઊનાળાના દિવસોમાં ગૃહસ્થે દરરોજ ત્રણ વાર પાણી ગાળવાની રીતિ જાણતાં છતાં તેમ ન કરવું; ઊનાળા વગર બીજા મહીનામાં બે વાર પાણી ગાળવાની રીતિ જાણતાં છતાં તેમ ન કરવું; પાણી ગાળવાનાં ગળણાં ફાટેલાં રાખવાં કે ઘટ્ટ (જાડાં) પોતાનાં ન રાખવાં, ગળણાં નાના રાખવં, પાતળાં જાળી જેવાં રાખવાં; પાણી ગળીને તેનો સંસ્કારો ( સંખારો ) જેનું જળ હોય ત્યાં જઈને ( તે જળ ભેગો ) ન નાખવો, પાણી ગાળતાં પાણીનું ઉછાળવું; એક બીજા કુવાનાં કે નદી તળાવનાં પાણી ભેગાં કરી દેવાં; ધાન્ય, ઇંધણ (છાણાં વિગેરે), શાક લીલોતરી, તાંબુળ, પાન, ભાજી, વિગેરે બરોબર તપાસ્યા વગર અને ધોયા વગર જેમ તેમ વાપરી નાખવાં.

આખી સોપારી, આખાં ફળ, ખારેક, વાલોર, સીંગ, ઓળા વિગેરે આખાં મોંમાં નાખી દેવાં; નાળવાથી કે ઊંચી ધાર કરી દુધ, પાણી કે ઔષધ વિગેરે પીવાં; એ સઘળાં ધર્મવિરૂધ્ધ ( કાર્ય છે ).

ચાલતાં, બેસતાં, સુતાં, સ્નાન કરતાં, કોઇ પણ વસ્તુ લેતાં અથવા મુકતાં, રાંધતાં, ખાતાં, ખાંડતાં, દળતાં, ભરડતાં, ઓસડ વિગેરે વાટતાં, ઘસતાં, પૈસાબ કરતાં, વડીનીતિ કરતાં, થુંકતાં, બળખો નાખતાં, સલેખમ નાખતાં, કોગળા કરતાં, પાણી ગળતાં, તાંબોળ નાખતાં, જીવની યત્ના ન રાખે તો ધર્મવિરૂદ્ધ.

ધર્મ કરણી કરતાં અનાદર રાખવો; ધર્મના ઉપર બહુમાન ન કરવો; દેવ, ગુરૂ, સાધર્મી ઉપર દ્વેષ રાખવો; દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણદ્રવ્ય, ગુરૂદ્રવ્યનો પરીભોગ કરવો ( ખાવો ) તે ધર્મવિરૂધ્ધ.

દેખીતા પાપીલોકોની સાથે સંસર્ગ કરવો, ધર્મી ગુણવંતનો ઉપહાસ કરવો, કષાય વધારે રાખવો, ઘણા દોષ લાગે એવાં કિરીયાણાં લેવાં વેચવાં કે તેનો વેપાર કરવો તે ધર્મવિરૂધ્ધ.

ખરકર્મ ( પંદર કર્માદાન ), પાપમય અધિકાર ( કોટવાળાદિક )માં પ્રવૃતિ કરવી, ઇત્યાદિક ધર્મવિરૂધ્ધ.

મિથ્યાત્વાદિકનો અધિકાર વિશેષેકરી અમારી કરેલી* વંદીતાસૂત્રની અર્થદિપિકામાં અમો કહી ગયા છીયે. વધારે ધારણા કરવા વિચાર હોય તણે ત્યાંથી જોઈ લેવું.

દેશવિરૂધ્ધ, કાળવિરૂધ્ધ, રાજવિરૂધ્ધ, લોકવિરૂધ્ધ, એ ચાર પ્રકારના વિરૂધ્ધ કરતાં પણ ધર્મવિરૂદ્ધ અધિક (દુઃખદાયી) છે, માટે ધર્મવંત પ્રાણીએ ધર્મવિરૂદ્ધ સેવન કરતાં લોકમાં અપકીર્ત્તિ દુર્ગત્તિ પ્રમુખ અનેક અવગુણની પ્રાપ્તિ થાય છે તેથી ત્યજવાજ યોગ્ય છે.

એટલાજ માટે ( ઘણા અવગુણકારક અને દુઃખદાયી છે માટે ) ઉપર લખેલા પાંચે પ્રકારના વિરૂદ્ધ શ્રાવકે જરૂર વર્જવાં ( છોડવાં—ન કરવાં ).

---

* અમારી કરેલી એટલે ટીકાકારની કરેલી.

## ( ઉચિત આચારનું સેવન કરવા વિષે )

હવે "उचिताचरण" ઉચિતનું એટલે ઉચિત આચારનું, આચરણ એટલે સેવન કરવું, તે પિતાનું ઉચિત, માતાનું ઉચિત, એમ નવ પ્રકારનું ગણાવેલ છે. તેનું ઉચિતપણું સાચવવાથી સ્નેહવૃધ્ધિ, કીર્ત્તિ, બહુમાન, વિગેરે કેટલાક ગુણની પ્રાપ્તિ થાય છે. તે વિગેરે કેટલાક ગુણ દર્શાવવાના વિષયમાં ઉપદેશમાળાની ગાથાથી તેનો અધિકાર બતાવે છેઃ--

"જે કંઈ આલોકમાં સામાન્ય પુરૂષોની યશકીર્ત્તિ દેખાય છે તે વગર વિકલ્પે એમજ ધારો કે ખરેખર એક ઉચિત આચરણનાજ સેવન કરવાનું મહાત્મ્ય છે."

## ( ઊચિતાચરણના નવ ભેદ. )

૧ પિતાનું ઉચિત, ૨ માતાનું ઉચિત, ૩ સગાભાઈનું ઉચિત, ૪ સ્ત્રીનું ઉચિત, ૫ પુત્રનું ઉચિત, ૬ સગાંવહાલાંનું ઉચિત, ૭ ગુરૂજન (ધર્મગુરૂ, જ્ઞાનગુરૂ વિગેરે)નું ઉચિત, ૮ નગરના લોકનું અથવા જ્ઞાતિના-જાતિના લોકોનું ઉચિત, ૯ પરતીર્થીનું ઉચિત, એમ નવ જણાનાં (નવ પ્રકારનાં) ઉચિત પુરૂષે સંભાળવાં.

## ( પિતાનું ઊચિત. )

પિતાનું ઊચિત કાયાથી, વચનથી, મનથી, એમ ત્રણ પ્રકારનું છે.

**પિતાનું કાયાથી ઊચિતઃ**—પિતાના શરીરની સુશ્રુષા (સેવા) કરવી; એટલે પગ ધોવા, પગ દબાવવા, વાંસે મુઠી ભરવી, ઉઠાડવા, બેસાડવા, દેશ કાળ પ્રકૃતિને માફક આવે એવાં ભોજન કરાવવાં, સ્નાન કરાવવાં, તેલમર્દન કરાવવાં, સારાં યોગ્ય વસ્ત્ર પહેરાવવાં, વિલેપન કરાવવાં (લાવી આપવાં), વિગેરે વિનય સહિત કરવાં (લોકના ઠપકાથી બીહીને નહીં પણ ખરા દીલથી કરવાં). નોકર ચાકર પાસે કરાવવાં નહીં પણ પોતાને હાથેજ તેમની (પિતાની) બરદાસ કરવી. શાસ્ત્રમાં પણ એમજ લખેલું છે કે, "માતાપિતા કે ગુરૂજનની પાસે બેઠેલા પુત્રની જે શોભા હોય છે તેના કરતાં એકસોમા અંશની શોભા પણ ચાહે તો સિંહાસન ઉપર ચઢિ બેઠેલો એકલો પુત્ર હોય તોપણ (તેની) ક્યાંથી હોય!" ઉપર લખ્યા પ્રમાણે પુત્રે પોતાના પિતાની સેવા કાયાથી કરવી. (પિતાના શરીરની ચાકરી કરવી).

**પિતાનું વચનથી ઊચિતઃ**--પિતાનું વચન પાળવું, એટલે પિતાના મુખથી (વચન-શબ્દ) પડ્યા પહેલાંજ સમજી જવું કે આ વખતે પિતાની આવી મરજી છે, તો તેમ કરી આપે; અથવા પિતાના મુખથી જે વચન નીકળ્યું કે તરત તેને વધાવી (સ્વીકારી) લે. જેમકે, સાંભળતાં વાર બોલે કે, કબુલ છે, એમજ કરીશ, એવી રીતે જે વચન બોલવામાં આવ્યું હોય તેને પ્રમાણજ કરે. રાજ્યાભિષેકના સમયે દશરથરાજાયે રામચંદ્રજીને આજ્ઞા કરી કે "પુત્ર તું વનવાસ ચાલ્યો જા" એટલાં વચન સાંભળતાંમાત્ર તત્કાળ રામચંદ્રજી "પ્રમાણ" એમ કહીને વનવાસ ચાલતા થયા, પણ "કેમ" એટલું પુછવાની કે તેના ઉત્તરની વાટ જોઇજ નહીં. એવીજ રીતે પિતાનાં વચન સાંભળતાંમાત્રથીજ તેમ પ્રવર્ત્તવું, પણ સાંભળ્યું ન સાંભળ્યું કરી નાખવું કે માથું ધુણાવવા મંડી જવું, કે તેમના કહેલા કાર્ય કરવામાં કાંઇપણ વાર લગાડવી નહીજ.

**પિતાનું મનથી ઊચિતઃ**—સર્વ કાર્યમાં પોતાનું મન "પિતાના મનને અનુસરતું સર્વ પ્રકારેકરીને રાખે. પોતે પણ બુદ્ધિથી વિચાર કરીને વર્ત્તે, અને પોતાના મનમાં જે જે વિચાર ઉત્પન્ન થાય તે તે નિવેદન કરે." પોતાની બુદ્ધિથી વિચાર કરેલ અવશ્ય કરવા યોગ્ય કાર્ય પણ તેજ કરે, કે જે પોતાના પિતાના મનને અનુકુળ હોય. બુદ્ધિના જે આઠ ગુણ બતાવેલા છે તે શાસ્ત્રાંતરથી ધારણાજ કરીને પછી કાર્યમાં પ્રવર્ત્તે. ઘણાં દીઠાં, અનુભવ્યાં, સાંભળ્યાં હોય એવા પિતાની આજ્ઞા પ્રમાણેજ કાર્ય કરવાથી લાભની પ્રાપ્તિ થાય છે. માતા, પિતા, બહુશ્રુત, બુદ્ધિવાન, એવાઓનાં સેવન કરવાથીજ તેઓ પોતાના ખરા અનુભવની વાતોના રહસ્ય બતાવે છે, માટે એવા માતા-પિતાના ચરણની સેવા કરવાની ખરેખર જરૂરજ છે. કહેલું છે કે,

"લૌકીક લોકોત્તર કાર્યોના પુરેપુરા અનુભવ મેળવ્યા વિના કેટલાંક કાર્યો કરીકરીને જેણે મુકી દીધેલાં છે, પુરાણ આગમના આશયો લીધા વિનાના અને વૃદ્ધપુરૂષોની જેઓએ સેવા કીધી નથી, એવા પુરૂષોને વિશેષ બુદ્ધિ મળી શકતી નથી. જે વાક્યાર્થ એક વૃદ્ધપુરૂષ જાણે છે તે કરોડોગમે પણ તરૂણ જાણી શકતા નથી. જેમકે, એક રાજાયે આખી સભા વચ્ચે પુછયું કે જે મને લાત મારે તેને મારે શું કરવું ? આ પ્રશ્નનો ઘણા તરૂણથી ઉત્તર આપી શકાયો નહીં, છેવટે એક વૃધ્ધપુરૂષે કહ્યું કે તે તો તમારે પણ સેવવા યોગ્ય છે, કેમકે તમારા પુત્ર વિના બીજો કોણ તમને લાત મારી શકે ! તમારો પુત્ર તો રાજ્યનાજ યોગ્ય હોવાથી તમારે પણ પૂજવાજ યોગ્ય છે. વૃધ્ધપુરૂષોનાંજ વાકય સાંભળવાં, બહુશ્રુત હોય તેજ પુછવા યોગ્ય છે. જેમકે, વનમાં બંધાઈ ગયેલું હંસનું ટોળું પણ વૃદ્ધપુરૂષના વચનથીજ જીવતું રહ્યું."

પિતાને પુછીનેજ કાર્યમાં પ્રવર્ત્તે, જે કામ કરવાની મનાઈ કરી હોય તે કાર્ય છોડી દે, જો ભૂલ થવાથી પિતા કઠોર વચન કહે તોપણ વિનયનું ઉલ્લંઘન કરે નહીં. શ્રેણિકરાજા અને ચેલણારાણીના મનોરથો જેમ અભયકુમારે પુરયા, તેમ પિતાના મનમાં ઉત્પન્ન થયેલા બાજા પણ સંસારીક મનોરથો પુરા કરવા, અને ધર્મસંબંધી દેવપૂજાના, સદ્‌ગુરૂની સેવાના, ધર્મશ્રવણના, વ્રત પચખાણ લેવાના, આવશ્યક કરવાના, સાત ક્ષેત્રે ધન વાપરવાના, તીર્થયાત્રા કરવાના, દીન હીન અનાથને ઉધ્ધરવાના, વિગેરે મનોરથો તો વિશેષથી પુરા પાડવા. ઉપર લખેલા મનોરથો પિતાના પુરા પાડી આપવા એ સુપુત્રનું કૃત્યજ છે.

## ( માતાપિતાના ઉપકારનો બદલો વાળવા વિષે )

આલોકમાં માતાપિતાના કરેલા ઉપકારનો બદલો તેઓને ધર્મની પ્રાપ્તિ કરાવી આપવાથીજ થાય છે. તે વિના તેઓનો બદલો વાળી શકાતો નથી. જે માટે ઠાણાંગમાં કહેલ છે કેઃ—

"ત્રણ જણાના ઉપકારનો બદલો વાળવો દુષ્કર છે. ૧ માતાપિતાનો, ૨ ભરણ-પોષણ કરનાર શેઠનો, ૩ ધર્માચાર્યનો ( જેના તરફથી આપણને ધર્મની પ્રાપ્તિ થઈ હોય તેઓનો ). એ ત્રણના કરેલા ઉપકારનો બદલો વાળવો દુષ્કર છે. પ્રભાતથીજ માંડીને કોઈક વિનયવંત પુત્ર પોતાના માતાપિતાને શતપાક અને સહસ્રપાક તેલથી મર્દન કરી સુગંધી ઉગટણાના પદાર્થવડે શરીરના ઉગટણા કરીને ગંધોદક, ઉષ્ણોદક અને સીતોદક, એવા ત્રણ પ્રકારના જળથી સ્નાન કરાવી સર્વ અલંકારથી શોભાવીને તેઓના મનને ગમતા આહાર નીપજાવી અષ્ટાદશ ( અઢાર ) જાતિના શાકપાક કરીને જમાડે. વળી

એમ ખાનપાન કરાવીને જ્યાંસુધી જીવે ત્યાંસુધી વાંસા ઉપર બેસારીને ફેરવે, જ્યાં તેમની ઇચ્છા હોય ત્યાં લઇ જાય. એવી ચાકરી માતાપિતાનાં જીવતાં સુધી કરે તોપણ તેઓએ ગર્ભપાલણા વિગેરેથી કરેલા ઉપકારનો બદલો પુત્ર વાળી શકતો નથી. પરંતુ જો તે માતાપિતાને અર્હંત્ પ્રરૂપિત ધર્મની પ્રાપ્તિ કરાવી આપે, હેતુ દ્રષ્ટાંતથી સમજાવી આપે, ભેદ ભેદાંતરની કલ્પનાથી સમજાવી આપે, કદાપિ ધર્મમાં શીથલ થઈ ગયા હોય તો પાછા સ્થિર કરી આપે, તો હે આયુષ્માન્ શિષ્યો ! તે સુપુત્ર પોતાના માતાપિતાના કરેલા ઉપકારનો બદલો વાળી શકે છે.

## ( આશ્રય આપનાર શેઠના કરેલા ઉપકારનો બદલો વાળવાની રીતિ )

"કોઈક મોટો દરીદ્રી કોઈક મોટા ધનવંતની પાસે આવીને આશ્રય માંગે અને તેણે આપેલા આશ્રયથી તે દરીદ્રી તે શેઠના જેવોજ શ્રીમંત બનીને વિચરે, ત્યારપછી તે સહાયકારક ધનવંત પોતેજ દરીદ્રી થઈ જાય તો તે પોતાના આશ્રય તળે ધન પામનારની પાસે આવે, ત્યારે તે અમારો શેઠ છે, એનાજ પસાયથી હું આ લક્ષ્મી પામ્યો છું માટે આ બધી લક્ષ્મી એની જ છે; એમ ધારી પોતાની પાસે જેટલી લક્ષ્મી હોય તેટલી બધી તેને આપીદે, તોપણ તે શેઠે પહેલાં આશ્રય આપેલ હતો તેનો બદલો વાળવા સમર્થ થઈ શકતો નથી; પણ કેવળી પ્રરૂપિત ધર્મ પમાડી આપે તો તેણે કરેલા ઉપકારનો બદલો વાળી શકે છે. (બાકી કોઈપણ પ્રકારે પ્રત્યુપકાર કરી શકાતો નથી)"

## ( ગુરૂના કરેલા ઉપકારનો બદલો વાળવા વિષે )

"કોઈક ઉત્કૃષ્ટ સંયમવંત, શ્રમણ (નિર્જરા કરનાર), મહાણ (મહાબ્રહ્મચારી), એવા સાધુની પાસેથી એક પણ પ્રશંસવા યોગ્ય ધર્મ સંબંધી ઉપદેશકવચન સાંભળીને ચિત્તમાં નિર્ણય કરી કોઈ પ્રાણી આયુષ્ય પૂર્ણ કરી મરણ પામીને હરકોઈપણ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો. ત્યારપછી તે દેવતા પોતાના ઉપકારી ધર્મગુરૂએ કરેલા ઉપકારનો બદલો વાળવા માટે જો તેઓ (સાધુ) દુષ્કાળના પ્રદેશમાં હોય તો ત્યાંથી તેમને લઇને કોઇક સુકાળવાળા પ્રદેશમાં પહોંચાડી આપે અથવા અટવીના વિકટ સંકટમાં પડેલા હોય તો ત્યાંનો ઉપદ્રવ દૂર કરે, કે ઘણા કાળપર્યંત જે મટી શકે નહીં એવો કોઈક જીવ લઈનેજ જાય એવો અસાધ્ય રોગ તેઓને લાગેલો હોય તો તે દૂર કરી આપે, તોપણ તેના કરેલા ઉપકારનો બદલો વાળી શકે નહીં; પણ જો કદાપિ તેઓ ધર્મથી ભ્રષ્ટ થઈ ગયા હોય અને તેઓને જો પાછો ધર્મમાં સહાયક થાય તોજ તેઓએ કરેલા ઉપકારનો બદલો વાળી શકે. તે વિના બીજા કોઈપણ ઉપાયથી વાળી શકે નહીં."

---

પોતાના પિતાને ધર્મપ્રાપ્તિ કરાવી આપવા ઉપર આર્યરક્ષિત સૂરીનો તથા કેવળજ્ઞાન ઉત્પન્ન થઇ ગયા પછી પણ પોતાના માતપિતાને બોધ થયા સુધી નિર્દૂપણ આહારવૃત્તિથી પોતાના ઘરમાં રહેનાર કુર્માપુત્રનો દૃષ્ટાંત સમજવો.

સર્વ પ્રકારના સુખભોગનો આપનાર જે પોતાનો શેઠ છે, તેણે કરેલા ઉપકારનો બદલો વાળવા ઉપર કોઈક મિથ્યાત્વી શેઠની પાસેથી સાહાય મળવાથી પોતે એક

મોટો વ્યવહારી શેઠ બન્યો અને કર્મના પસાયથી જે મિથ્યાત્વી શેઠ હતો તે નિર્ધન થઈ ગયો તેથી તેને પાછો ધનવંત કરી આપી છેવટે જૈનધર્મનો બોધ આપનાર જીનદાસ શ્રાવકનો દૃષ્ટાંત સમજવો.

ગુરૂના પ્રતિબોધ ઉપર નિદ્રાદિ પ્રમાદમાં આસક્ત બની ગયેલા પોતાના ગુરૂ સેલ્લક આચાર્યને બોધ આપનાર પંથક નામના શિષ્યનો દૃષ્ટાંત સમજવો.

---

## ( પિતાના કરતાં માતાનું શું વિશેષ ઉચિત છે તે વિષે )

પિતાના કરતાં માતાનાં ઉચિત સાચવવામાં એટલુંજ વિશેષ છે કે, સ્ત્રીનો સ્વભાવ સદાય સુલભ હોય છે, માટે કોઈપણ પ્રકારે તેનું ચિત્ત અકળાય નહીં તેમ સાચા દીલથી વર્તવું કે જેથી તે સદાય ચિત્તપ્રસન્ન રહે. (જુદાઈ રાખે નહીં એમ વર્તવું).

## ( પિતા કરતાં માતાનો મહત્વતા વિષે. )

પિતા કરતાં માતા અધિક પૂજવાજ યોગ્ય છે. એમજ મનુસ્મૃતિમાં કહેલ છે કે:—"ઉપાધ્યાય કરતાં દશગણા આચાર્ય, આચાર્ય કરતાં સોગણા પિતા, અને પિતા કરતાં હજારગણી અધિક માતા માન આપવાને લાયક છે."–બીજા પણ નીતિશાસ્ત્રમાં લખેલ છે કે:—"જ્યાંસુધી ધાવવું હોય ત્યાં સુધીજ પશુને, જ્યાંસુધી સ્ત્રી પરણ્યો ન હોય ત્યાંસુધી અધમ પુરૂષોને, જ્યાંસુધી કમાવાની કે ઘર માંડવાની શક્તિ નથી ત્યાંસુધી મધ્યમ પુરૂષોને, અને જીવે ત્યાંસુધી ઉત્તમ પુરૂષોને, માતા તીર્થની પેઠે ( મહોપકાર ) માનવા યોગ્ય છે. મારો આ પુત્ર છે એટલા માત્રથી પશુની માતા, ધન ઉપાર્જન કરવાથી મધ્યમની માતા, વીરપણાનાં અને લોકમાં ઉત્તમ પુરૂષોનાં આચરણ જેવાં આચરેલા પોતાના પુત્રનાં પવિત્ર ચરિત્રનાં સાંભળવાથી ઉત્તમ પુરૂષની માતા, પ્રસન્ન થાય છે. ( એમ પિતા કરતાં માતા અધિક માન્ય છે.)"

## ( સગા ભાઇઓનું ઉચિત )

નાના ભાઇનું ઉચિત મોટા ભાઈના ઉપર એવું છે કે, નાના ભાઈએ મોટા ભાઇને પિતાના સમાન ગણવો અને સર્વ કાર્યમાં તેને બહુમાન આપવું.

કદાપિ ઓરમાન ભાઈ હોય તોપણ જેમ લક્ષ્મણજીએ મોટા ભાઇ રામચંદ્રજીને અનુસર્યા, તેમ ઓરમાન ભાઈને પુછીનેજ સર્વ કાર્ય કરવાં. એમ મોટા ભાઈનું માન રાખવું.

એમજ વહુઓમાં પણ સમજવું. જેમકે, દેરાણી છે તે જેઠાણીનું પોતાની સાસુના જેમ માન્ય રાખે, એટલે તેને પુછીનેજ નાની વહુએ વર્ત્તવું.

ભાઈભાઇમાં કોઈ વાતનો અંતર રાખે નહીં, જે વાત કરે તે ખરી હોય તેમજ કહે. વેપાર કરે તે પણ પુછીને કરે, અને કરવા માટે પ્રવર્ત્તાવે, વળી થોડુંમાત્ર પણ જે ધન હોય તે અરસપરસ છુપાવે નહીં.

વ્યાપારમાં પોતાના ભાઇને પ્રવર્ત્તાવવાથી તે તેમાં જાણીતો થાય છે. પુછીને કરવાથી ધુતારા દુષ્ટલોકોથી કે દુષ્ટલોકોની સંગતિથી પણ ખરેખર બચાવ થઈ શકે છે, છુપાવે નહીં, એથી દ્રોહ કરી એકલા રાખવાની બુધ્ધિનો બચાવ થાય છે. સંકટ આવી આવી પડે ત્યારે તેનો બચાવ કરવા માટે આગળથીજ નિધાન ભંડાર કરી રાખવાની જરૂર છે, પણ અરસપરસ છુપાવીને ધન ભેગું કરવું નહીં.

નિર્મળ અને સ્થિર એવું પણ જળ જેમ પવનથી હાલ્યા વિના રહેજ નહીં અને નિર્મળ પણ દર્પણ પવનથી ઉડેલી ધૂળથી મલીન થયા વિના રહેજ નહીં, તેમ ચાહે તેવા નિર્મળ સ્વભાવવાળી સ્ત્રી હોય, તોપણ જો મેળાખેલા એટલે જ્યાં ઘણા લોકોનો સમુદાય એકઠો થાય છે એવા નાટક પ્રેક્ષણમાં કે રમત ગમતો જોવા માટે તેને જવા દે તો અવશ્ય તેના મનમાં નઠારાલોકોની ચેષ્ટા જોવામાં આવવાથી મલીનતા આવ્યા વિના રહેતી જ નથી; માટે સ્ત્રીને પોતાના કુળમર્યાદામાં રાખવાની જેની મરજી હોય તેણે નાટકમાં કે મેળાખેળામાં સ્ત્રીઓને જવા દેવી એકદમ રોકાણ કરવી એ એકજ હેતુ છે.

રાત્રિના વખતે રાજમાર્ગાદિક બીજા મોટા માર્ગે કે કોઈ બીજા લોકોને ઘેર જવાની સ્ત્રીને મનાઈ કરે, કેમકે મુનિની પેઠે કુળસ્ત્રીઓને પણ મોટા દોષનો રાત્રિના પ્રચારથી થઇ શકે છે. ધર્મકાર્યે પ્રતિક્રમણાદિક કરવા કદાપિ જાય તો માતા, બેન કે બીજી કોઈ પણ સુશીળવંતી સ્ત્રીઓની સંઘાતે જાય તોજ જવા દે ઘરનાં કામ-દાન આપવાં, સગાંવહાલાંનાં સન્માન રાખવાં, રસોઈનાં કામ વિગેરે કાર્યોમાં સ્ત્રીને જોડી રાખે, કેમકે એવાં કાર્યોમાં જો જોડી રાખી ન હોય કામકાજની આળસુ થઇ જાય, ઘરનાં કામ બગડે, નવી ચપળાઇયો શિખે, ઉદાસી આવે, કુશીલ આચાર સેવનની બુદ્ધિ વધે, માટે એવાં ઘરનાં કામકાજમાં જોડી રાખવી કે તેનાથી ઘડી વાર પણ વગર પ્રયોજને બેશી શકાય કહેલ છે કે,

शय्योत्पाटनगेहमार्जनपयःपावित्र्यचुल्लिक्रिया। स्थालीक्षालनधान्य...णमिश्रा तन्मंथने ॥ पाकस्तत्परिवेषणं समुचितं पात्रादि शौचक्रिया। स्वश्वश्रू...ननंदृदेवरा कृत्यानि वद्धा वधूः ॥

" સૂતા ઉઠયા પછી સર્વની શય્યા ( ગોદડાં, ગાદલાં, પથારી, બીછાનાં ) ઉપાડવાં, ઘરનો કચરો ( વાસીદો ) કાઢવો, પાણી ગળવાં, ચુલો પૂંજવો, વાસણ માંજવાં, ધાન્ય દળવાં, ગાય ભેંસ દોહવાં, વલોણાં કરવાં, રાંધવું, રાંધેલું જેમ ઘટે તેમ પીરસવું, વાસણ ધોવાં-વીંછળવાં, સાસુ, ભર્ત્તાર, નણંદ, દીયર વિગેરેનો વિનય કરવો, એટલાં કામોમાં વહુ બંધાયલી જ કહેવાય છે ". તેવાં કામમાં જોડી રાખે. ઉમાસ્વાતી વાચકે પ્રશમરતિ ગ્રંથમાં પણ કહેલ છે કેઃ—

पैशाचिकमाख्यानं। श्रुत्वा गोपायनं च कुलवध्वा ॥
संयमयोगैरात्मा । निरंतरं व्यापृ तःकार्यः

" મન વશ કરવા ઉપર આવશ્યક નિર્યુક્તિની બૃહત્વૃત્તિમાં કહેલો ... નો દૃષ્ટાંતઃ—એક શેઠ દરરોજ ગુરૂ પાસે વિનંતી કરતો હતો કે, મને કોઈ વશ થાય એવો મંત્ર આપો. ગુરૂયે તેને અયોગ્ય જાણીને ના પાડી છતાં પણ હઠ કર્યો તેથી ગુરૂયે તેને એક સિ[illegible] આપ્યો. તેનું [illegible] કરવાથી વશ થયો, પણ તે કહેવા લાગ્યો કે [illegible] વશ છું, [illegible] મને કંઇ કામ નહી સોંપે તો જ્યારે હું [illegible] ડીશ [illegible] આથી શેઠ ગભરાયો અને ગુરૂ [illegible] વા લાગ[illegible]

મોટો વ્યવહારી શેઠ બન્યો અને કર્મના પસાયથી જે મિથ્યાત્વી શેઠ હતો તે નિર્ધન થઈ ગયો તેથી તેને પાછો ધનવંત કરી આપી છેવટે જૈનધર્મનો બોધ આપનાર જીનદાસ શ્રાવકનો દૃષ્ટાંત સમજવો.

ગુરૂના પ્રતિબોધ ઉપર નિદ્રાદિ પ્રમાદમાં આસક્ત બની ગયેલા પોતાના ગુરૂ સેલ્લક આચાર્યને બોધ આપનાર પંથક નામના શિષ્યનો દૃષ્ટાંત સમજવો.

---

## ( પિતાના કરતાં માતાનું શું વિશેષ ઊચિત છે તે વિષે )

પિતાના કરતાં માતાનાં ઉચિત સાચવવામાં એટલુંજ વિશેષ છે કે, સ્ત્રીનો સ્વભાવ સદાય સુલભ હોય છે, માટે કોઈપણ પ્રકારે તેનું ચિત્ત અકળાય નહીં તેમ સાચા દીલથી વર્તવું કે જેથી તે સદાય ચિત્તપ્રસન્ન રહે. (જુદાઈ રાખે નહીં એમ વર્તવું).

## ( પિતા કરતાં માતાનો મહત્વતા વિષે. )

પિતા કરતાં માતા અધિક પૂજવાજ યોગ્ય છે. એમજ મનુસ્મૃતિમાં કહેલ છે કેઃ—"ઉપાધ્યાય કરતાં દશગણા આચાર્ય, આચાર્ય કરતાં સોગણા પિતા, અને પિતા કરતાં હજારગણી અધિક માતા માન આપવાને લાયક છે."—બીજા પણ નીતિશાસ્ત્રમાં લખેલ છે કેઃ—"જ્યાંસુધી ધાવવું હોય ત્યાં સુધીજ પશુને, જ્યાંસુધી સ્ત્રી પરણ્યો ન હોય ત્યાંસુધી અધમ પુરૂષોને, જ્યાંસુધી કમાવાની કે ઘર માંડવાની શક્તિ નથી ત્યાંસુધી મધ્યમ પુરૂષોને, અને જીવે ત્યાંસુધી ઉત્તમ પુરૂષોને, માતા તીર્થની પેઠે ( મહોપકાર ) માનવા યોગ્ય છે. મારો આ પુત્ર છે એટલા માત્રથી પશુની માતા, ધન ઉપાર્જન કરવાથી મધ્યમની માતા, વીરપણાનાં અને લોકમાં ઉત્તમ પુરૂષોનાં આચરણ જેવાં આચરેલા પોતાના પુત્રનાં પવિત્ર ચરિત્રનાં સાંભળવાથી ઉત્તમ પુરૂષની માતા, પ્રસન્ન થાય છે. ( એમ પિતા કરતાં માતા અધિક માન્ય છે.)"

## ( સગા ભાઇઓનું ઉચિત )

નાના ભાઇનું ઉચિત મોટા ભાઈના ઉપર એવું છે કે, નાના ભાઈએ મોટા ભાઇને પિતાના સમાન ગણવો અને સર્વ કાર્યમાં તેને બહુમાન આપવું.

કદાપિ ઓરમાન ભાઈ હોય તોપણ જેમ લક્ષ્મણજીએ મોટા ભાઇ રામચંદ્રજીને અનુસર્યા, તેમ ઓરમાન ભાઈને પુછીનેજ સર્વ કાર્ય કરવાં. એમ મોટા ભાઈનું માન રાખવું.

એમજ વહુઓમાં પણ સમજવું. જેમકે, દેરાણી છે તે જેઠાણીનું પોતાની સાસુના જેમ માન્ય રાખે, એટલે તેને પુછીનેજ નાની વહુએ વર્ત્તવું.

ભાઈભાઇમાં કોઈ વાતનો અંતર રાખે નહીં, જે વાત કરે તે ખરી હોય તેમજ કહે. વેપાર કરે તે પણ પુછીને કરે, અને કરવા માટે પ્રવર્ત્તાવે, વળી થોડુંમાત્ર પણ જે ધન હોય તે અરસપરસ છુપાવે નહીં.

વ્યાપારમાં પોતાના ભાઇને પ્રવર્ત્તાવવાથી તે તેમાં જાણીતો થાય છે. પુછીને કરવાથી ધુતારા દુષ્ટલોકોથી કે દુષ્ટલોકોની સંગતિથી પણ ખરેખર બચાવ થઈ શકે છે, છુપાવે નહીં, એથી દ્રોહ કરી એકલા રાખવાની બુદ્ધિનો બચાવ થાય છે. સંકટ આવી આવી પડે ત્યારે તેનો બચાવ કરવા માટે આગળથીજ નિધાન ભંડાર કરી રાખવાની જરૂર છે, પણ અરસપરસ છુપાવીને ધન ભેગું કરવું નહીં.

## ( ભાઈને શીખામણ આપવા વિષે. )

કદાપિ કુસંસર્ગ ( નઠારી સોબત ) થી પોતાનો ભાઈ પોતાનું વચન માન્ય ન કરે અને જ્યારે આડે રસ્તે ચાલે ત્યારે તેના મિત્રોની પાસે કે પોતાનાં સગાંવહાલાં પાસે તેને આડી ચાલ ચાલવા માટે ઠપકો દેવરાવે. સગાંવહાલાં તે-કાકા, મામા, સસરા, સાળા વિગેરેની પાસે તેને કહેવરાવે, પણ પોતે પોતાને મોંઢે તેને ઠપકો ન આપે. કેમકે પોતાને મોંઢે ઠપકો આપતાં જો તે ન માને અને બેમર્યાદ થાય તો પછી એમાંથી છેવટ પરીણામ સારૂં નથીજ રહેતું.

આડી ચાલે ચાલતા ભાઈના ઉપર અંદરથી સ્નેહ છતાં પણ બહારથી તો તેની સાથે રીસાયલાના જેવો દેખાવ કરે, અને જ્યારે તે પોતાની ચાલ પાછી સુધારે ત્યારેજ તેની સાથે બોલે. એમ કરતાં પણ જ્યારે માને નહીં ત્યારે એમજ વિચાર કરે કે એનો-એવોજ સ્વભાવ છે.સ્વભાવનું કંઇપણ ઐાષધ નથી.માટે તેની સાથે ઉદાસીભાવ રાખીને વિચરે.।

## ( ભાઇનો સ્ત્રી અને પૌત્રાદિકના ઉચિત વિષે )

પોતાની સ્ત્રી અને ભાઇની સ્ત્રી તથા પોતાના પુત્રપૌત્રાદિક અને ભાઈના પુત્રપૌત્રાદિક ઉપર સરખી નજર રાખે. એમ ન કરે કે પોતાના પુત્રને અધિક અને ભાઈના પુત્રને કંઇક ઓછું આપે. વળી સાવકીમાતાના પુત્ર એટલે ઓરમાન ભાઇ કે તેના પુત્ર પુત્રી વિગેરે ઉપર તો અધિક પ્રેમ રાખે, કેમકે તેમનું મન બરાબર ન સાચવે તો તત્કાળ લોકમાં અપવાદ થાય છે, અને ઘરમાં કલહનું કારણ થઈજાયછે. માટે તેઓનું મન પોતાના પુત્ર પુત્રી કરતાં પણ અધિક રાખવાથી ઘણીજ શાંતિ રહેછે એમ પિતા, માતા, ભાઈ વિગેરેનું જેમ યોગ્ય લાગે તેમ ઉચિત સાચવવું. જે માટે નીતિશાસ્ત્રમાં લખેલું છે કે:—

## ( કેટલાને પિતા ગણવા. )

जनकश्चोपकर्ता च । यस्तु विद्यां प्रयच्छति ॥ अन्नदः प्राणदश्चैव । पंचैते पितरः स्मृताः १

"જન્મ આપનાર, ઉપકાર કરનાર, વિદ્યા શિખવનાર, દાતાર, પ્રાણ બચાવનાર, એ પાંચે જણાને શાસ્ત્રમાં પિતા કહેલા છે."

## ( કેટલી માતા ગણાય છે. )

राजपत्नी गुरोः पत्नी । पत्नीमाता तथैव च ॥ स्वमाता चोपमाता च । पंचैते मातर स्मृताः२

" રાજાની રાણી, ગુરૂની સ્ત્રી, સાસુ, પોતાની માતા, ઓરમાન માતા, એ પાંચે જણીઓ માતા કહેવાય છે."

## ( કેટલાને ભાઈ ગણાય. )

सहोदरः सहाध्यायी । मित्रं वा रोगपालकः ॥ मार्गे वाक्यसखायश्च । पंचैते भ्रातरः स्मृताः३

" એક માતાના દીકરા તે સગા ભાઈ, સાથે વિદ્યાભ્યાસ કર્યો તે ભાઈ, મિત્ર તે ભાઈ, રોગમાં સહાય કરે તે ભાઇ, અને રસ્તે ચાલતાં વાતચિતમાં સહાય કરે તે પણ ભાઇ, એ પાંચે ભાઈ કહ્યા છે."

ભાઈને ધર્મના કાર્યમાં નિરંતર જોડી આપવો, ધર્મકાર્યમાં યાદ કરવો. જે માટે કહેલું છે કે:—

**भवगिह मज्झंमि पमाय । जलण जलिअंमि मोहनिद्दाए ॥**
**उठ्ठवइ जोअ सुअंतं । सो तस्सजणो परमबंधु ॥ ४ ॥**

"સંસારરૂપ ઘરમાં પાંચ પ્રમાદરૂપ અગ્નિ સળગી રહી છે. તેમાં પ્રાણી મોહરૂપ નિદ્રામાં સુતો પડેલો છે. તેને જે પ્રાણી જાગૃત કરે તે પ્રાણી તેને ઉત્કૃષ્ટ બાંધવ સમાન છે."

ભાઈઓમાં પરસ્પર પ્રીતિ રાખવા વિષે શ્રી ઋષભદેવ સ્વામીના અઠાણું પુત્રો ભરતચક્રવર્તીના (તેમના ભાઈના) દૂત આવવાથી ઋષભદેવને પુછવા ગયા, ત્યારે ભગવંતે કહ્યું કે "મોટા ભાઈ સાથે વિરોધ કરવો લાયક નથી, સંસાર તો વિષમજ છે, જો સુખને ચહાતા હો તો સંસારનો ત્યાગ કરવોજ યોગ્ય છે." એમ સાંભળી અઠાણું ભાઈઓયે દીક્ષા ગ્રહણ કરી, પણ મોટા ભાઈ ભરતની સાથે યુદ્ધ કરવા તૈયાર થયા નહીં, એ દૃષ્ટાંત સમજવો. ભાઈની પેઠે મિત્રને પણ અનુસરવો.

## ( સ્ત્રીના ઊચિત વિષે. )

પોતાની સ્ત્રીને સ્નેહ સહિત વચન બોલવાથી અને સન્માન રાખવાથી પોતાની અને પોતાના પ્રેમના સન્મુખ રાખવી, પણ તેને કોઈ વાતે દુઃખ આવવા દેવું નહીં, કેમકે સ્નેહવાળું વચનજ ખરેખર એક પ્રેમને જીવાડવાનો ઉપાય છે. સર્વ પ્રકારના ઉચિત સાચવવામાં પ્રેમ અને સન્માનપૂર્વક અવસરના ઉપર એને જેમ આપવું ઘટીત હોય તેમ આપી તેનું સન્માન કરવું એ એકજ સર્વ કરતાં અધિકતર ગણાય છે, અને એથી ખરેખરો પ્રેમ ટકી શકે છે, જે માટે કહેલું છે કેઃ—

"પ્રિયવચન કરતો કંઈપિણ બીજું મોટું વશીકરણ નથી, સતકળા (ખરા હુન્નર)થી અધિક કોઈપિણ ધન નથી, દયા ઉપરાંત કોઇપણ ઉત્કૃષ્ટ ધર્મ નથી, અને સંતોષ ઉપરાંત સુખ નથી."

પોતાની સુશ્રુષા સેવા ચાકરીના કામમાં તેને (સ્ત્રીને) પ્રવર્ત્તાવે. સ્નાન કરાવવાના કામમાં તથા પગ ચંપાવવા, વાંસે મુઠી ભરાવવા અને ભોજનાદિકના કામમાં તેને જોડી રાખવી; કેમકે એવા કામમાં જોડી રાખવાથી અભિમાનમાં આવી શક્તી નથી, વિશ્વાસને પાત્ર થાય છે, ખરો અંતરંગથી પ્રેમ બંધાય છે, અયોગ્ય વર્ત્તણુક કરવામાંથી ઓસરે છે, ઠપકો મળવાનો ભય રાખે છે, ઘરકાર્ય સંભાળવાની કાળજી વળગે છે. વિગેરે કેટલાંક કારણનો લાભ થાય છે.

વળી પોતાની સ્ત્રીને દેશ કાળ વિભવ (સંપદા)ને અનુસારે વસ્ત્ર આભુષણ પહેરાવે, કે જેથી તેનું ચિત્ત અકળાવવા ન પામે. અલંકારથી અને વસ્ત્રથી શોભાયમાન સ્ત્રીયોજ ગૃહસ્થના ઘરમાં લક્ષ્મીની વૃદ્ધિ કરાવે છે. જે માટે નીતિશાસ્ત્રમાં પણ એમજ લખીને જણાવે છે કે,

**श्रीमंगलात्मभवति। प्रागल्भाच्च प्रवर्धते ॥ दाक्ष्यात्तु कुरुते मूलं। संयमात्प्रतितिष्ठति ॥**

"લક્ષ્મી મંગળીક કાર્યોથી પ્રગટે છે, ચાતુર્યતાથી (વ્યાપારયુક્તિથી) વૃદ્ધિ પામે છે, ડાહાપણથી (વિચક્ષણતાથી) મૂળ ઘાલે છે (સ્થિર થાય છે), અને સદુપયોગથી પ્રતિષ્ઠા પામે છે."

નિર્મળ અને સ્થિર એવું પણ જળ જેમ પવનથી હાલ્યા વિના રહેજ નહીં અને નિર્મળ પણ દર્પણ પવનથી ઉડેલી ધૂળથી મલીન થયા વિના રહેજ નહીં, તેમ ચાહે તેવા નિર્મળ સ્વભાવવાળી સ્ત્રી હોય, તોપણ જો મેળાખેલા એટલે જ્યાં ઘણા લોકોનો સમુદાય એકઠો થાય છે એવા નાટક પ્રેક્ષણમાં કે રમત ગમતો જોવા માટે તેને જવા દે તો અવશ્ય તેના મનમાં નઠારાલોકોની ચેષ્ટા જોવામાં આવવાથી મલીનતા આવ્યા વિના રહેતી જ નથી; માટે સ્ત્રીને પોતાના કુળમર્યાદમાં રાખવાની જેની મરજી હોય તેણે નાટકમાં કે મેળાખેળામાં સ્ત્રીઓને જવા દેવાની એકદમ રોકાણ કરવી એ એકજ હેતુ છે.

રાત્રિના વખતે રાજમાર્ગાદિક બીજા મોટા માર્ગે કે કોઈ બીજા લોકોને ઘેર જવાની સ્ત્રીને મનાઈ કરે, કેમકે મુનિની પેઠે કુળસ્ત્રીઓને પણ મોટા દોષનો સંભવ રાત્રિના પ્રચારથી થઇ શકે છે. ધર્મકાર્યે પ્રતિક્રમણાદિક કરવા કદાપિ જાય તોપણ માતા, બેન કે બીજી કોઈ પણ સુશીળવંતી સ્ત્રીઓની સંઘાતે જાય તોજ જવા દેવી. ઘરનાં કામ-દાન આપવાં, સગાંવહાલાંનાં સન્માન રાખવાં, રસોઈનાં કામ કરવાં વિગેરે કાર્યોમાં સ્ત્રીને જોડી રાખે, કેમકે એવાં કાર્યોમાં જો જોડી રાખી ન હોય તો કામકાજની આળસુ થઇ જાય, ઘરનાં કામ બગડે, નવી ચપળાઇયો શિખે, મનમાં ઉદાસી આવે, કુશીલ આચાર સેવનની બુદ્ધિ વધે, માટે એવાં ઘરનાં કામકાજમાં જોડી રાખવી કે તેનાથી ઘડી વાર પણ વગર પ્રયોજને બેશી શકાય નહીં. કહેલ છે કે,

शय्योत्पाटनगेहमार्जनपयःपावित्र्यचुल्लिक्रिया। स्थालीक्षालनधान्यपेषणभिदागोदोहतन्मंथने ॥ पाकस्तत्परिवेषणं समुचितं पात्रादि शौचक्रिया। स्वश्रुभर्तृननंदृदेवृविनयाः कृत्यानि वध्वा वधूः ॥

"સૂતા ઉઠયા પછી સર્વની શય્યા ( ગોદડાં, ગાદલાં, પથારી, બીછાનાં ) ઉપાડવાં, ઘરનો કચરો ( વાસીદો ) કાઢવો, પાણી ગળવાં, ચુલો પૂંજવો, વાસી વાસણ માંજવાં, ધાન્ય દળવાં, ગાય ભેંસ દોહવાં, વલોણાં કરવાં, રાંધવું, રાંધેલું જેને જેમ ઘટે તેમ પીરસવું, વાસણ ધોવાં-વીંછળવાં, સાસુ, ભર્તાર, નણંદ, દીયર, જેઠ, વિગેરેનો વિનય કરવો, એટલાં કામોમાં વહુ બંધાયલી જ કહેવાય છે ". તેવાં કાર્યોમાં જોડી રાખે. ઉમાસ્વાતી વાચકે પ્રશમરતિ ગ્રંથમાં પણ કહેલ છે કેઃ—

पैशाचिकमाख्यानं। श्रुत्वा गोपायनं च कुलवध्वा ॥
संयमयोगैरात्मा । निरंतरं व्यापृ तःकार्यः

" મન વશ કરવા ઉપર આવશ્યક નિર્યુક્તિની વૃહત્વૃતિમાં કહેલો પિશાચનો દૃષ્ટાંતઃ—એક શેઠ હરરોજ ગુરૂ પાસે વિનંતી કરતો હતો કે, મને કોઇ દેવ વશ થાય એવો મંત્ર આપો. ગુરૂયે તેને અયોગ્ય જાણીને ના પાડી છતાં પણ તેણે હઠ કર્યો તેથી ગુરૂયે તેને એક સિદ્ધમંત્ર આપ્યો. તેનું સાધન કરવાથી તેને દેવ વશ થયો, પણ તે કહેવા લાગ્યો કે, હું તારે વશ છું, પરંતુ જો મને દરેક વખત કંઇ કામ નહી સોંપે તો જ્યારે હું નવરો પડીશ ત્યારે તારૂં ભક્ષણ કરી જઇશ. આથી શેઠ ગભરાયો અને ગુરૂ પાસે જઈ પૂછવા લાગ્યો કે, હવે મારે શું કરવું.

ગુરૂયે ઉત્તર વાળ્યો કે, તે દેવની પાસે એક મોટો વાંસ મંગાવીને તારા ઘરના દરવાજા આગળ ઉભો કરાવ અને તે વાંસ ઉપર તેને ચઢ ઉતર કરવાની આજ્ઞા આપ. જ્યારે તને પોતાનું કંઈ કામ કરાવવાની જરૂર પડે ત્યારે તેને બોલાવી કામ કરાવી લેવું. બાકીનો બધો વખત વાંસ ઉપર ચઢ ઉતર કરાવ્યાં કરજે, જેથી તને કંઈ નડતર નહીં રહે. તેણે તેમજ તેની પાસે કરાવ્યું, જેથી તે ( દેવતા ) કંટાળીને છેવટ તેની પાસે આવી હાથ જોડી બોલવા લાગ્યો કે હવે મને તું રજા આપ. જ્યારે મારૂં કંઈ કામ પડે ત્યારે મને યાદ કરીશ કે તત્કાળ હું આવી તારૂં કામ કરી આપીશ. એમ કરવાથી બન્ને સુખી થયા. ઉપર લખેલું પિશાચનું દૃષ્ટાંત યાદ લાવીને પોતાની કુળવહુનું મનરૂપી પિશાચ ઠેકાણે રાખવા માટે હરકોઈપણ વખતે તેને નકામા નહીં બેસારી રાખતાં કોઈ કોઇ કાર્યમાં જોડી રાખવાની જરૂર છે. તેમ મુનિરાજો પણ હમેશાં સંયમવડે પોતાના આત્માને ગોપવી રાખે છે ”.

વળી પોતાની સ્ત્રીને સ્વાધિન રાખવી હોય તો તેને પોતાનો વિયોગ પાડવે નહીં કેમકે નિરંતર દેખતા રહેવાથી પ્રેમ વધતો રહે છે. પ્રેમ જાળવવા માટે શાસ્ત્રમાં લખેલ છે કે,

( સ્નેહ વૃદ્ધિનાં કારણ )

अवलोअणेण आलावणेण । गुण कित्तणेण दाणेण ॥
छंदेण वट्टमाणस्स । निब्भरं जायए पिम्मं ॥

“ સ્ત્રીની સામે જોવાથી, બોલાવવાથી, છતા ગુણના કહેવાથી, ધન વસ્ત્ર આભુષણના આપવાથી, તે જેમ રાજી રહે તેમ વર્તવાથી, નિરંતર પ્રેમ વૃદ્ધિ પામે છે.”

( સ્નેહ ઘટવાનાં કારણ )

अद्दंसणेण अइदंसणेण । दिट्ठे आणालवंतेण ॥
माणेण पवणेणय । पंचविहं झिज्जए पिम्मं ॥

“ બીલકુલ નહીં મળવાથી, અતિશય ઘડી ઘડી મળવાથી, દીઠા પછી નહીં બોલાવવાથી, અભિમાન કરવાથી, અપમાન આપવાથી, એ પાંચ કારણથી પ્રેમ ઓછો થઈ જાય છે ( ઘટી જાય છે )”.

ઉપર લખેલાં સ્નેહ વૃદ્ધિનાં કારણથી પ્રેમ વધે છે, તેના ઊલટાં પાંચ કારણોથી પ્રેમ ઘટે છે, માટે સ્ત્રીને વિયોગવંતી રાખવી ઠીક નથી, કેમકે તેથી પ્રેમ ઘટે છે, અત્યંત પ્રવાસમાં પોતે ફરવાને લીધે ઘણાજ દિવસો સુધી વિયોગિણી રહેવાથી ઉદાસ થઈ જઇને કદાપિ અયોગ્ય વર્ત્તવાપણું પણ થઈ આવે, જેથી પોતાના કુળને પણ કલંક લાગવાનું કારણ બને છે. માટે સ્ત્રીને ઘણા દિવસ વિયોગિણી રાખવી નહીં.

( એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી નહો કરવા વિષે )

સ્ત્રીનું અપમાન કારણ વગર ક્રોધાદિક કરીને અથવા એક સ્ત્રી ઉપર બીજી પરણીને આગલી સ્ત્રીનું અપમાન કરવું નહીં. સ્ત્રીના રીસાવાથી કે તેના ક્રોધાદિક હઠ કરવાથી એક સ્ત્રીના ઉપર બીજી સ્ત્રી પરણીને પહેલી સ્ત્રીનું અપમાન ન કરે,

કેમકે કોણ એવો મૂર્ખ હોય કે ક્રોધાદિક માત્રે કરીને એક સ્ત્રી ઉપર બીજી કરીને બે સ્ત્રીના સંકટમાં પડે. જેમાટે શાસ્ત્રમાં કહેલ છે કે:—

बुभुक्षितो गृहाद्याति। नाप्नोत्यंबुछटामपि॥ अस्नालिताघ्रिः शेते। भार्याद्वयवशो नरः॥

"બે સ્ત્રીયોને વશ થયેલો પુરૂષ ભુખ્યો થઈ ઘેર જમવા જાય તો તેને ભોજન મળવું તો દૂર રહ્યું પરંતુ પાણી પીવા પણ વખતે ન મળે, વળી સ્નાનની તો શી વાત પણ વખતે પગ ધોવા પણ પાણી ન મળે.

वरं कारागृहे क्षिप्तो। वरं देशांतराभ्रमी। वरं नरकसंचारी। न द्वीभार्या पुनःपुनः॥

"કેદખાનામાં પડવું સારૂં છે, પરદેશમાંજ ફર્યા કરવું સારૂં છે. નરકમાં પડવું સારૂં છે, પણ એક પુરૂષને બે સ્ત્રીયો હોય તે ઠીક નથી." (કેમકે તેને ઘણાજ પ્રકારનું દુઃખ થઈ પડે છે.)

## ( બે સ્ત્રીઓને સમાન રાખવા વિષે. )

કદાપિ કર્મવશે બે સ્ત્રી કરવી પડી તો તે બન્નેનું અને તે બન્નેનાં પુત્ર પુત્ર્યાદિકનું માન સન્માન તથા વસ્ત્રાભુષણ આપવા વિગેરેનું સરખી રીતેજ રાખે, ન્યૂનાધિક રાખે નહીં. તેમ વળી જે સ્ત્રીનો જે દિવસે વારો હોય તેજ સ્ત્રીની પાસે જાય પણ વારાનો લોપ કરે નહીં. કેમકે એમ જો ન કરે અને બીજી સ્ત્રીની પાસે જાય (એટલે જેનો વારો હોય તેની પાસે ન જતાં બીજી પાસે જાય) તો તે સ્ત્રીને ઈત્વર પુરૂષગમન નામનો બીજો અતિચાર ચોથા વ્રતનો લાગે છે અને પુરૂષને પણ બીજી સ્ત્રી ભોગવવાનો અતિચાર લાગે છે માટે એમ પ્રવર્ત્તવું લાયક નથી. (બે સ્ત્રીનું માન સન્માન સરખું રાખવું.)

## ( સ્ત્રીને કોમળતાથી વશ રાખવા વિષે. )

સ્ત્રી જો કંઈ પણ અણઘટતું કાર્ય કરે તો તેને સમજવામાં આવી જાય તેમ શિખામણ આપે, કે જેથી તે ફરીને તેવું અકાર્ય કરવામાં પ્રવર્ત્તે નહીં. વળી સ્ત્રી જો કોઈપણ કારણથી રીસાણી હોય તો તત્કાળ તેને મનાવી લેવી, કેમકે સ્ત્રી રીસાણી મનાવવામાં ન આવે તો તેની બુદ્ધિ તુચ્છ હોવાથી સોમભટ્ટની સ્ત્રીની પેઠે કુવામાં પડવું કે ઝેર ખાઈ લેવું વિગેરે અકસ્માત્ અનર્થના કારણ બની જવાનો ભય વધારે રહે છે. એટલાજ માટે સ્ત્રીની સાથે સ્નેહ દૃષ્ટિજ રાખવી, તેના ઉપર કઠોર નજર કોઇ વખત કરવી નહીં. पंचालःस्त्रीषु मार्दवं પંચાળ પંડિતે લખેલી નીતિમાં કહેલ છે કે, સ્ત્રીની સાથે કોમળતા રાખવાથીજ તે વશ થાય છે." માટે તેની સાથે કોમળતા રાખવાથીજ તે વશ રહી શકે એમ છે અને સર્વ કાર્ય પણ તેનાથી તેમ કરીનેજ સાધી શકાય છે. જો સ્ત્રીથી કઠોર વૃત્તિ રાખી હોય તો તેનાથી સર્વ પ્રકારના કાર્યની સિદ્ધિ થઈ શકે નહીં એમ અનુભવ થાય છે. વળી જો નિર્ગુણ સ્ત્રી હોય તો તેની સાથે તો કોમળતાજ રાખવી યોગ્ય છે, કેમકે જીવવા સુધી પણ જેમ હેડમાં પડયા હોઈયે તેમ તેનીજ સાથે ઘરસુત્ર ચલાવવાની જરૂર પડી માટે તેને કોઈ વાતે અકળાવવીજ નહીં. ઘરનો સર્વ નિર્વાહ એક સ્ત્રી ઉપરજ છે. " गृहं हि गृहिणी विदुः ગૃહિણી છે તેજ ઘર છે." એમ શાસ્ત્રનું વાક્ય હોવાથી સ્ત્રીથીજ નિર્વાહ કરવાનો છે.

## ( સ્ત્રીને ધનની હાની વૃદ્ધિ તથા ગુપ્ત વાત ન કહેવાં વિષે )

સ્ત્રીને પોતાના ધનની હાનિ કહેવી નહીં, કેમકે કહી હોય તો સ્ત્રીનો સ્વભાવ તુચ્છજ હોવાથી તેના પેટમાં વાત ટકતી નથી તેથી જ્યાં ત્યાં બોલી દેવાને લીધે પોતાનો ઘણા કાળનો મેળવેલો યશ છે તે પણ ખોઇ બેસવાનો ભય રહે છે, અનેક પ્રકારના કષ્ટમાં નાખી દે છે અને સેહેજની વાતમાં ફોકટ ફજેતી કરી નાખે છે, માટે ધનની હાનિની વાત સ્ત્રીને કહેવી નહીં. તેમજ ધનની વૃધ્ધિ પણ તેને ન કહેવી કેમકે તે કહી દેવાથી ધનઊડાઊ ઘણાં ખરચ કરાવવા મંડી પડે છે.

સ્ત્રી ચાહાય તેવી વાહાલી હોય તોપણ તેની પાસે પોતાની ખરી ગુહ્યની વાત કરવીજ નહીં, કેમકે તેણીનું કોમળ હૃદય હોવાને લીધે તે કોઈક વખત પણ તે છાના વિચારનો ગુપ્ત ભેદ પોતાના મનના ઉભરાને લીધે પોતાની વિશ્વાસવાળી સખીયો પાસે કહ્યા વિના રહી શકતી નથી તેથી કહી દે છે. જેથી છેવટે પોતાનો અને પરનો અર્થ બગાડી દે છે અને કદાપિ રાજવિરોધી કાર્ય હોય તો તેમાં ઘણીજ મોટી મુશીબતો ભોગવવી પડે છે. એટલાજ માટે શાસ્ત્રકાર લખે છે કે, "ઘરમાં ચલણ સ્ત્રીનું રાખવુંજ નહીં." કદાપિ ઘરમાં ચલણ તેણીનું હોય તો હો પણ વ્યાપારાદિક કાર્યમાં તેની સાથે કંઇ પણ મસલત કરવીજ નહીં. તેમ નહીં કરવાથી (એટલે મસલત કરવાથી) જરૂર સ્ત્રી પુરૂષના જેવીજ પ્રબળ બની જાય છે. જ્યારે જેના ઘરમાં સ્ત્રી ચલણવલણુ થયું તો તેનું ઘર વિનાશ પામ્યું એમજ સમજવું તેના ઉપર દૃષ્ટાંત બતાવે છે.

## ( સ્ત્રીને પુછીને કાર્ય કરનાર મંથર કોળી મરણ પામ્યાનું દ્રષ્ટાંત. )

કોઈક ગામે મંથર નામે કોળી રહેતો હતો. તેને વેમાદિક (વસ્ત્રવણવાનું સાધન) બનાવવાની જરૂર હોવાથી મોટા વગડામાં શીસમના એક મોટા વૃક્ષને છેદવા લાગ્યો, ત્યારે તેની અંદર અધિષ્ટાયક રહેનાર વ્યંતરીકદેવે પ્રથમથી ના પાડી છતાં પણ સાહસ રાખીને તેણે છેદી નાખ્યું. તેની સાહસીકતા દેખીને પ્રસન્ન થયેલો વ્યંતરીકદેવ બોલ્યો કે, "માંગ માંગ; જે માગે તે હું તને આપુ". મંથર બોલ્યો–જ્યારે એમ છે ત્યારે તો હું મારી સ્ત્રીને પુછી આવીને માંગીશ. એમ કહી પાછો પોતાને ગામે આવી જેટલામાં ઘેર આવે છે તેટલામાં માર્ગ વચ્ચે એક નાઇ (હજામ) તેનો મિત્ર હતો તે મળ્યો. તેણે પુછ્યું કે કેમ ? ઉતાવળો કેમ જાય છે ? ત્યારે તેણે ખરેખરી બનેલી પોતાની વાત કહી દીધી, તેથી તેણે કહ્યું કે, જ્યારે એમ છે ત્યારે તો જા તારી સ્ત્રીને વગર પુછે; "એક નાનું સરખું પણ રાજ માંગ." તોપણ તે પોતાની સ્ત્રીનેજ વશ હોવાથી તેણીને પુછવા ઘેર ગયો. તે વાત સાંભળી સ્ત્રીએ વિચાર્યું કે,

प्रवर्धमानपुरुषस्त्रयाणामुपघातकृत् ॥ पूर्वोपार्जितमित्राणां । दाराणामथ वेश्मनाम् ॥

"પુરૂષ જ્યારે લક્ષ્મીથી વૃધ્ધિ પામે છે ત્યારે જુના મિત્રો, જુની સ્ત્રી, જુનું ઘર, એ ત્રણે વસ્તુને ઉપઘાત કરે છે (નવાં કરે છે–જુનાં મુકી દે છે )".

ઉપર પ્રમાણેનું નીતિવાકય છે તેથી જો હું એને રાજ્ય કે ધન માંગવાનું કહીશ તો ખરેખર મને મુકી દઈને બીજી સ્ત્રી પરણ્યા વિના રહેશે નહીં, તો પછી હું પોતેજ દુઃખણી થઈ પડીશ. માટે તેને કહેવા લાગી કે, તું વ્યંતરની પાસે એવું માંગ કે બે હાથ છે તેના ચાર કરી આપે અને એક માથાના બે માથાં કરી

આપે. જેથી આ આપણું કામ છે તે બમણું કરી શકાશે એટલે આપણે સહેજે સુખી થઈ જઈશું. તેણીને વશ હોવાથી તેણે તેમજ માંગ્યું. જેથી તે યક્ષ પણ તેમજ કરી આપ્યું. તેથી તે ખરેખર કદરૂપો માલમ પડતો જ્યારે ગામમાં આવવા લાગ્યો ત્યારે તેને દેખી લોકો ભયભીત થઈ ગયા અને લાકડી પથ્થર ઈંટીનો મારમારવા લાગ્યા તે ખાઈ ખાઇને છેવટે મરણ પામ્યો. માટે સ્ત્રીને પુછીને કામ કરે તેનાં એવા હાલ થાય. જેના ઉપર પંડિતોયે કહેવત કહી છે કે:—

यस्य नास्ति स्वयं प्रज्ञा । मित्रोक्तं न करोति यः ॥
स्त्रीवश्यःस क्षयं याति । यथा मंथरकोलिकः ॥

"જેને પોતાને બુદ્ધિ હોય નહીં અને પોતાના ખરા મિત્રના કહેવા ઉપર (પ્રમાણે) ચાલે નહીં ને સ્ત્રીના કહેવા પ્રમાણે ચાલે તો તે ખરેખર નાશજ પામે છે. જેમકે, મંથર કોળી નાશ પામ્યો."

## ( વિચક્ષણ સ્ત્રીને પુંછીને કાર્ય કરવા વિષે )

આ જે "સ્ત્રીની પાસે પોતાની છાની વાત ન કહેવી" એવું વાકય કહ્યું તે વાકય પ્રાયિક છે (ઘણી સ્ત્રીયો માટે છે પણ સર્વ સ્ત્રીયો માટે નથી). જો કદાપિ ખરેખર વિચક્ષણ જ હોય તો તેને પુછીને કામ કરવામાં વિશેષથી ગુણ પણ થાય છે. જેમકે, વસ્તુપાળે પોતાની સ્ત્રી અનુપમ દેવીને પુછીને કેટલાંક કાર્ય કર્યાં તો તેમાંથી ઘણીજ વખત લાભ મેળવી શકાયો હતો.

## ( પોતાની સ્ત્રીને કેવી સ્ત્રીઓની સાથે સહવાસ રખાવવો )

सुकुलग्गयाहिं परिणय वयाहिं निच्छम धम्म निरयाहिं ॥
सयणरमणीहिं पीई । पाउणइसमाण धम्माहिं ॥

નીચ કુળની સ્ત્રીનો સંસર્ગ (મેળાપ) તો ખરેખર એક અપવાદ (અપયશ) રૂપ વૃક્ષના મુળરૂપ જ છે (અપકીર્ત્તિ કરાવનાર છે), માટે તેવા નીચ કુળની સ્ત્રીયોની સાથે તો સર્વથા વાતચીત કરવા દેવાનો પણ રીવાજ રાખવો નહીં; પણ સારા કુળમાં ઉત્પન્ન થયેલી, પરીપકવ અવસ્થાવાળી, નિષ્કપટી, ધર્મરાગી, સગાંવહાલાંનાં સંબંધવાળી પ્રાય સમાન ધર્મવાળી, સ્ત્રીઓની સાથે પોતાની સ્ત્રીને પ્રીતિ રાખવા દેવી.

## ( સ્ત્રીને સાહાય કરવા વિષે )

रोगाइ सुनो विख्खई । सुसहाओहोइ धम्मकज्जेसु ॥
एमाइ पणयनिगयं । उचिअं पाएण पुरिसस्स ॥

જો પોતાની સ્ત્રીને રોગાદિકનું કંઈપણ કારણ બની જાય તો તે વખતે તેને ઉવેખે નહીં (તેના જરૂર ઉપાય કરે) અને ધર્મના કાર્યમાં પોતાની સ્ત્રીને જોડી આપે, એટલે તપ, ચારિત્ર, ઉજમણાં, દાન દેવું, દેવપૂજા કરવી, તીર્થયાત્રા કરવી, વિગેરે કૃત્યોમાં તેનો ઉત્સાહ વર્ધન કરવો, ધન ખરચવા આપવું, વિગેરે સાહાય

કરવો પણ અંતરાય કરવો નહીં. કેમકે સ્ત્રી જે પુણ્યકર્મ કરે તેમાંથી ભર્તારને પણ કેટલોક ભાગ મળે અને પુણ્યકરણીયોમાં મુખ્ય સ્ત્રીયોજ અગ્રેસર અને અધિક હોય છે માટે તેમાં સહાયક થવું એજ યોગ્ય છે.

ઈત્યાદિક પુરૂષને સ્ત્રી સંબંધી પ્રાયે ( ઘણુંકરીને ) કરવાનું ઉચિત શાસ્ત્રકારોયે બતાવેલું છે.

## ( પુત્રના ઉચિત વિષે )

पुत्तंपइ पुणउचिअं । पिउणो लाले बाल भावंमि ॥
उम्ममीलिय बुद्धिगुणं । कलासु कुसुलं कुणइ कमसो ॥

વળી પુત્રનું ઉચિત એ છે કે, પિતા પુત્રને બાલ્યાવસ્થામાં યોગ્ય આહાર, સુંદર દેશકાળ ઉચિત વિહાર ( ફેરવવું ), વિવિધ પ્રકારની ક્રીડા વિગેરે કરાવીને લાલે, કેમકે જો એવા આહાર, વિહાર ક્રીડામાં બાલ્યાવસ્થામાં સંકોચ કર્યો હોય તો તેના શરીરની અંગોપાંગની પુષ્ટતા થઈ શક્તી નથી. વળી જ્યારે બુદ્ધિના ગુણ પ્રગટ થાય ત્યારે કળામાં ક્રમપૂર્વક કુશળ કરે. જે માટે લખેલ છે કેઃ—

लालयेत्पंच वर्षाणि । दशवर्षाणि ताडयेत् ॥ प्राप्ते षोडषमे वर्षे । पुत्रो मित्रामिवाचरेत् ॥

" પાંચ વર્ષ સુધી પુત્રને લાલે, દશ વર્ષ પછી શિખામણ દેવા માટે કહ્યા પ્રમાણે ન ચાલે તો મારી શકાય છે, અને જ્યારે સોળ વર્ષનો થાય ત્યારથી પુત્રને મિત્રની પેઠે માનવો. "

गुरुदेव धम्मं सुहिसयण । परिचियं कारवेइ निच्चंपि ॥ उत्तम लोएहिं सम्मं । मित्तिभावं रयावेइ ॥

દેવ, ગુરૂ, ધર્મની સંગતિ ( પરિચય ) બાલ્યાવસ્થાથીજ રાખતાં શિખવવું. સુખી, સ્વજન, સગાંવહાલાં, અને ઉત્તમ લોકોની સાથે પ્રીતિ અને પરીચય કરાવે.

બાલ્યાવસ્થાથીજ બાળકને ગુર્વાદિકનો પરિચય કરાવ્યો હોય તો નઠારી વાસના થતી અટકીને પ્રથમથીજ સારી વાસના પ્રગટ થઈ વલ્કળચીરીની પેઠે આગળ જતાં લાભકારી થઈ શકે છે. ઉત્તમ જાતિ, કુળ, આચારવંતોની મિત્રાઈ બાલ્યાવસ્થાથીજ થઈ હોય તો કદાપિ કામ પડે ત્યારે અર્થની પ્રાપ્તિ ન થાય તોપણ અનર્થથી તે દુર રખાવીજ શકે છે. જેમકે, અનાર્ય દેશમાં ઉત્પન્ન થયેલા આર્દ્રકુમારને અભય-કુમારની મિત્રાઇથી તેજ ભવમાં સિદ્ધિ થઈ.

गिण्हावेइअपाणि समाण कुलजम्मरूव कन्नाणं ॥
गिहिभारांमि निसुंजइ । पहुत्तणंवियरइ कमेण ॥

સમાન વય, સમાન ગુણ, સમાન કુળ, સમાન જાતિ, સમાન રૂપવાળી કન્યાનું પાણીગ્રહણ ( લગ્ન ) કરાવે. ઘરનો ભાર તેનાપર આપે, છેવટ પુત્રને ઘરનો સ્વામી કરે.

જો સમાન વય, કુળ, ગુણ, રૂપ, જાતિ વિગેરે ન હોય તો સ્ત્રી ભરર્તારને ગ્રહસ્થાવાસ દુઃખરૂપ થઈ પડે છે ( વિટંબનારૂપ થઇ પડે છે ), બન્ને કંટાળી જઈ અણઘટતી પ્રવૃત્તિયોમાં વખતે પડી જાય છે, એટલા માટે સમાનથી સુખશાંતિ થાય છે.

## ( દંપતીના ઉલટ સુલટ જોડાંની અદલી બદલીનો દૃષ્ટાંત )

સંભળાય છે કે, ભોજરાજાની ધારાનગરીમાં એક ઘરમાં પુરૂષ અત્યંત કદ્રૂપો

અને નિર્ગુણી હતો. પણ તેની સ્ત્રી અત્યંત રૂપવંતી અને ગુણવંતી હતી. બીજા ઘરમાં તેનાથી ઉલટું હતું એટલે પુરૂષ રૂપાળો છતાં તેની સ્ત્રી કદ્રુપી હતી. એક વખત ખાતર પાડવા ગયેલા કોઈક ચોરે તેવાં કજોડાં જોઈ તે બન્ને સ્ત્રીઓને અદલ બદલ કરી સરખાં જોડાં કર્યાં. સવારે ખબર પડતાં એક ધણી ખુશી થયો અને બીજો ધણી નારાજ થયો. જે નારાજ થયો તે દરબારમાં જઈ પોકાર કરવા લાગ્યો. તેથી તેનો નિર્ણય કરવા પોતાના શેહેરમાં પડહુ વજડાવી ભોજરાયે એવું જણાવ્યું કે આ જોડાંનાં અદલ બદલ કરનારનો જે હેતુ હોય તે જાહેર કરવો, તેથી તે ચોરે જાહેરમાં મુકતાં જણાવ્યું કે,

**मया निशिनरेंद्रेण। परद्रव्यापहारिणा॥ लुप्तो विधिकृतोमार्गो। रत्नं रत्ने नियोजितं॥**

"મેં ચોરના રાજાએ વિધાતાનો કરેલો નઠારો માર્ગ લોપીને રાતના વખતે જે રત્ન હતું તેની સાથે રત્ન જોડી આપ્યું છે (એટલે કજોડાં હતાં તે સારાં–બરાબર જોડાં કીધા છે)."

આ વાત સાંભળતાં ભોજરાજાએ હસીને ખુશીની સાથે એવો હુકમ આપ્યો કે, ચોરે જે યોજના કરી છે તેજ બરોબર હોવાથી તેમજ રહેવા દેવી યોગ્ય છે.

---

(વિવાહ કેમ કરવા તેનો વિધિ અને તેના ભેદ આગળ બતાવવામાં આવશે.)

ઉપર લખેલ છે કે ઘરનો ભાર પુત્રને પિતા સોંપી આપે તેમાં પણ એજ સમજવાનું છે કે, જો પિતાએ પોતાની હયાતીમાંજ પુત્રને તેવા કાર્યોમાં જોડી આપેલો હોય તો તેમાં નિરંતર જોડાઇ રહેવાથી અને તેની કાળજી લાગવાથી પોતાની સ્વચ્છંદાચારી છોડી દેવાની તેને જરૂર પડે છે. પોતાના મનમાં ઉઠતા અવળા વિચારો બંધ કરવાની કે ધન રક્ષણ કરવાંની જરૂર પડે છે. કેટલી મેહેનતથી ધન પેદા થાય એ વાતો જરૂર ધ્યાનમાં આવી જવાથી પોતાની પેદાશના પ્રમાણમાં ખરચ કરવાની યોજનાઓ કરવાની જરૂર પડે છે. પેદાશ કરતાં ખરચ કમી કરવાની ફરજ પડે છે. ઘરમાં માલીકપણાની પ્રતિષ્ઠા ઘરના આગેવાનોએજ આપેલી હોય છે તેથીજ તેની શોભા થાય છે.

ઘરનો ભાર આપવો. તેમાં જો નાનો પુત્ર હોય તોપણ પરીક્ષા કરતાં યોગ્યતા દેખે તો તેને આપી શકાય છે. તેમ કરવાથી તેનો નિર્વાહ અને શોભા પણ થઈ શકે છે. જેમકે, પ્રસેનજીત રાજાએ પોતાના સો પુત્રોની પરીક્ષા કરવામાં કંઇ પણ ખામી રાખી નહીં, ત્યારે પોતાની ધારેલી સર્વ પરીક્ષામાં અગ્રેસરી તો સર્વથી લઘુ પુત્ર શ્રેણીકકુમાર જ નિવડ્યો, જેથી તેનેજ પોતાનું રાજ્ય સમર્પણ કર્યું. એમજ જેટલા પુત્રો હોય તેમાંથી ઘરની માલીકી તો જે સર્વથી ગુણાધિક હોય તેનેજ આપવી, તથાપિ બીજાઓનાં મન પણ પ્રસન્ન રાખવા, માટે જેની જેવી બુદ્ધિ હોય તેવા તેવા તેઓને પણ કાર્યભાર સોંપવા, જેથી કરીને સર્વનાં મન પ્રસન્ન રહે છે.

જેમ પુત્રનું ઉચિત બતાવ્યું તેમ પુત્રીઓનું ઉચિત પણ એજ પ્રકારે સમજી લેવું. ભાઈના પણ ઉચિતની જેમ ઘટે તેમ યોજના કરી લેવી.

## ( દિકરાની વહુનું ઉચિત )

દિકરાની વહુનું ઉચિત સર્વ પ્રકારે તેની બુદ્ધિ અને ગુણ ઉપરથી સમજી લેવું.

---

## (વહુની બુદ્ધિની પરીક્ષા ઉપર રોહિણીનો દૃષ્ટાંત)

રાજ્યગ્રહી નગરીમાં ધન્નો નામે શેઠ હતો. તેણે પોતાના ચાર પુત્રોની વહુઓની બુદ્ધિની પરીક્ષા કરવા માટે એક વખને પોતાનાં સગાંવાહાલાંનો મેળાવડો કરી અકેકી વહુને પાંચ પાંચ શાળ (ડાંગર) ના દાણા (કણ) આપીને વીદાય કરી. પછી કેટલાક વર્ષે ફરીથી સગાંવાહાલાંનો મેળાવડો કરી મોટી વહુની પાસે પોતાના આપેલા દાણા પાછા માંગ્યા, ત્યારે તેણીએ નાખી દીધેલા હોવાથી બીજા લાવીને આપ્યા. સસરાએ તે જોઈ પુછતાં કહેવા લાગી કે, તમારા આપેલા દાણા તો મેં નાખી દીધા હતા, આ તો બીજા નવા તમોને લાવી આપ્યા છે. બીજી વહુને બોલાવી દાણા માંગ્યા ત્યારે તેણીએ કહ્યું કે, તમારા આપેલા દાણા તો હું ખાઈ ગઇ છું. ત્રીજી વહુને બોલાવી પૂછ્યું (દાણા માંગ્યા) ત્યારે તેણીએ કહ્યું કે, મારા દાગીનાની ડબીમાં સંભાળી રાખેલા છે તે તમારો જોઇએ તો લાવી આપું, એમ કહીને લાવી આપ્યા. ત્યારપછી ચોથી વહુ રોહિણી નામની હતી તેની પાસે જ્યારે દાણા માગ્યા ત્યારે તે બોલવા લાગી કે, તમારે તે દાણા જોઈતા હોય તો મારી સાથે ગાડાં મોકલો. સસરાએ પુછ્યું કે, પાંચ દાણામાં ગાડાંનું શું કામ છે? રોહિણીએ કહ્યું–તમારા આપેલા પાંચ દાણા મેં પીયર મોકલી વવરાવેલા છે. તેને કેટલાંક વર્ષ વીતી ગયાં તેથી મારા પીયરીયાંઓએ તે પાંચ દાણાનો વધારો કરીને વખારો ભરી છે, તે ગાડાં વગર શી રીતે લાવી શકાય! માટે ગાડાં મોકલો.

આ ચાર વહુરોની બુદ્ધિ ધન્નાશેઠે સમજી દરેકને પોતાના ઘરનાં જુદાં જુદાં કામ સોંપ્યાં. પહેલી ઊઝીઆ (દાણા નાખી દેનારી) ને ઘરમાંનું છાણ વાસીદાનું કામ સોંપ્યું. બીજી ભક્ષીકા (દાણા ખાઈ જનારી) વહુને ઘરમાંનું રાંધવાનું કામ સોંપ્યું. ત્રીજી રક્ષીતા (દાણા ડબીમાં રાખી મુકનારી) વહુને ઘરનો ભંડાર સોંપ્યો. ચોથી વહુ, રોહિણી (દાણા વવરાવનારી) વહુને ઘરનું સર્વસ્વનું સ્વામીપણું સોંપ્યું.

## (પુત્રના પ્રશંસા ન કરવા વિષે)

पच्चक्खं न पसंसइ । वसणो वहयाण कहई दुखथ्थं ॥
आयंवयमवसे संच । सोंहण सयमिमेहिंतो ॥

પુત્રના સાંભળતાં પિતા તેની પ્રશંસા ન કરે, હરકોઈ પણ પુત્ર ઉપર કષ્ટ આવી પડેલું હોય તેનો બચાવ કરે, પુત્રની પાસે આવક ખરચનો હીસાબ લેતો રહે, પુત્રની સર્વ પ્રકારે તપાસ રાખતો રહે. પુત્રની પ્રશંસા ન કરવા વિષે લખેલ છે કેઃ—

प्रत्यक्षे गुरवः स्तुत्या । परोक्षे मित्रबांधवाः ॥
कर्मांते दासभृत्याश्च । पुत्रा नैव मृता स्त्रियः ॥

"ગુરૂ (માતા, પિતા, ધર્મગુરૂ)ની સ્તુતિ (પ્રશંસા) તેઓનાં સાંભળતાંજ કરવી મિત્ર બાંધવોની સ્તુતિ તેઓ જેમ સાંભળે નહીં તેમ તેઓના પાછળ બીજાઓની પાસે કરવી, નોકર ચાકરોની પ્રશંસા જ્યારે કંઇપણ કાર્ય સુધારી આવેલા હોય ત્યારે કરવી, પુત્રની કરવીજ નહીં, અને સ્ત્રીની મરણ પછી કરવી."

ઉપર લખેલા લેખ પ્રમાણે પુત્રની પ્રશંસા તેના પ્રત્યક્ષ કે પરોક્ષ કરવી નહીં એમ છે, છતાંપણ તેના ગુણમાં દોરાઇ જવાથી કદાપિ પ્રશંસા કરવી પડે તોપણ તેનાં

સાંભળતાં તો સર્વથા પ્રકારે પ્રશંસા કરવીજ નહીં. કેમકે જો પિતા ઊઠીને પુત્રની પ્રશંસાન કરે તો તે પુત્ર અભિમાનમાં આવી જાય, પાછળથી આજ્ઞા પ્રમાણે ન કરી શકે, વગર પુછે કામકાજ કરવા લાગી જાય, વિગેરે કેટલાક અવગુણની પ્રાપ્તિ થાય છે માટે સર્વથા પ્રકારે પુત્રની પ્રશંસા ન કરવી.

## ( પુત્રને સહાય કરવા વિષે )

પુત્રને હરકોઇ પણ કષ્ટ આવી પડેલ હોય, જેમકે, જુગારમાં હારી જવું, વ્યાપારમાં ખલેલ થવું, નિર્ધન થઇ જવું, કોઇથી અપમાન પામી જવું, માર ખાવો, તિરસ્કાર થવો, વિગેરે કોઇપણ કષ્ટનું કારણ આવી પડે તો તત્કાળ તેને સહાય થવું, તેનો બચાવ જેમ બને તેમ કરવો.

## ( પુત્ર પાસેથી હીસાબ લેવા વિષે )

વળી પુત્રને જે કંઇ ખરચવા માટે આપેલું હોય તેનો હીસાબ પુરેપુરો લેવો. તેનું નામું પોતાના હાથથી તપાસવું. એમ કરવાથી પુત્ર અત્યંત પ્રભુતામાં ગર્વ કરતાં અટકી શકે છે અને તેનું સ્વચ્છંદીપણું મટી જાય છે.

## ( પુત્રને રાજદરબારીઓ તથા દેશાંતરનો પરિચય કરાવવા વિષે )

दंसेइ नरिंदसमं । देसंतर भाव पयडणं कुणई ॥
नच्चाइ अवच्चगयं । उचिअं पिउणो मुणेयव्वं ।

"રાજદરબારની સભા દેખાડે, પરદેશનાં સ્વરૂપ પ્રગટ કરી બતાવે, ઈત્યાદિક પુત્રનું ઊચિત પિતાને કરવા યોગ્ય છે. કેમકે, જો પુત્રને રાજદરબારનો પરિચય કરાવેલ ન હોય તો કદાપિ દૈવયોગથી તેના ઉપર કંઈક અકસ્માત્ કષ્ટ આવી પડે ત્યારે તેને ક્યાં નાશી જવું, શો ઉપાય યોજવો, કોનું શરણ લેવું, તેનો મોટો ભય થઈ પડે છે, માટે જો દરબારી પુરૂષોની સાથે પહેલાંથીજ પરિચય થયેલો હોય તો તેના ઉપાયની યોજના કરી શકાય છે. વળી અકસ્માત્ દરબારી પુરૂષો (વકીલાદિક)ની પાસે જઇ ઉભા રહેવામાં ને આગળના પરિચિતવાળાઓની પાસે જવામાં ઘણોજ તફાવત રહે છે. આ જગતમાં દરેક સ્વભાવના લોકો છે તેમાં એવા પણ લોકો છે જે પારકી સંપદા દેખીને આગળથીજ બળ્યા કરતા હોય! તેઓના હાથમાં જરામાત્ર પણ કંઇક બાનું આવે તો તે તત્કાળ ફસાવી મારે છે. વગર કારણે પણ ફસાવી મારે એવા ખળ (દુષ્ટ) પુરૂષો સદાય એવા દાવ તપાસતાજ રહે છે. જે માટે દરબારી લોકોનો પરિચય રાખવા વિશે એમ લખેલ છે કેઃ—

गंतव्यं राजकुले द्रष्टव्या राजपुजिताःलोकाः ॥
यद्यापि न भवत्यर्थास्तथाप्यनर्था विलीयते ॥

"સર્વ પુરૂષે રાજેદ્રદરબારમાં જવું, ત્યાં જવા આવવાથી રાજાના માનીતા (દરબારી લોકો વકીલાદિ) જોવા, તે સાથે પરિચય રાખવો. કેમકે, જોપણ તે કંઈ આપી દેતા નથી તોપણ (તેઓના પરિચય માત્રથી પણ) આપણા ઉપર આવી પડતા કષ્ટ દૂર થઇ શકે છે."

દેશાંતરના આચાર અથવા જવા આવવાના પરિચયથી જો બીલકુલ અણજાણીતા હોય તો દૈવયોગથી તેનીજ જરૂર પડે તો ત્યાં જવાથી તેને અકસ્માત્ આવી પડતી મુશીબતો ભોગવવી પડે છે; માટે પુત્રને પ્રથમથી સર્વ વાતે જાણીતો કરવો આવશ્યક છે.

( પુત્રીનું તથા શોકયના પુત્ર પુત્રીનું ઊચિત સાચવવા વિષે )

એમજ પુત્રની પેઠે પુત્રીનું પણ ઊચિત જેમ ઘટીત લાગે તેમ સાચવવું. તેમાં પણ માતાયે પોતાના પુત્ર પુત્રીનું જેમ ઊચિત સાચવવું તેના કરતાં શોકયનાં પુત્ર પુત્રીનું ઊચિત સાચવવામાં ઘણીજ પ્રકારની સાવચેતી રાખવી. કેમકે તેઓને માઠું લાગતાં કંઇ વાર લાગતી નથી. જેમકે, કોઈક સાવકી માતાયે શોકયના પુત્ર ઉપર પ્યાર રાખીને અડદની પેચા (અડદના લોટથી બનાવેલ પીવા યોગ્ય કંઈક પદાર્થ) તેને આપી. તે તેણે પીધી, કે જેથી તત્કાળ તેને વમન થવાથી બોલવા લાગ્યો કે મને મારી સાવકી માતાયે ઝેર આપ્યું. માટે શોકયના પુત્ર પુત્રીનું ઊચિત પણ સાચવતાં સાવચેતી રાખવાની જરૂરજ છે. (એકલા શોકયના પુત્રોને પોતે કંઇ ખવરાવવું નહીં, પોતાના પુત્રાદિકને કે બીજા કોઇને ખવરાવતાં કે ખવરાવેલો પદાર્થ તેને ખવરાવવો. જેથી તેનો બચાવ થઈ શકે છે, એવી જો યુક્તિ ન રાખે તો કોઇક વખતે પણ અડચણમાં પડવું પડે છે).

( સગાંવહાલાંઓનું ઉચિત સાચવવા વિષે )

सयणाण समुचिअमिणं । जंते निअगेह वुड्ढीकज्जेसु
सम्माणि ज्जसयाविहु । करिज्ज हाणिसुवी समीवे ॥

પિતા, માતા, અને વહુનાં પક્ષનાં જે લોકો હોય તેઓને સગાં કહેવાય છે. તે સગાંઓનું ઊચિત સાચવવામાં એવો વિચાર છે કે, સગાંવહાલાંલોકોની પડોશમાં રહે તો ઘણાજ કાર્યોની હાનિ થાય છે, જેથી તેઓના ઘરથી દૂર રહેવું, અને પુત્ર-જન્માદિકના મહોત્સવાદિકના કાર્યમાં જરૂર તેઓને બોલાવીને માન આપવું, ભોજન વસ્ત્રાદિક આપવાં. એ ઊચિત તેઓનું સાચવવું.

सयमवि तेसिं वसणु सवे सुहो अन्नमाति अंमिसया
खीण विहवाण रोगाउराण कायव्व मुद्धरणं ॥

પોતાનાં સગાંવહાલાંઓને કષ્ટ વખતે તો વગર નિમંત્રણે પણ સહાય કરવા ચુકવું નહીં, અને ઓત્સવાદિકમાં નિમંત્રણાપૂર્વક સહાયકારી થવું. સગાંવહાલાંમાંથી જો કોઇ ધન રહિત બની ગયેલ હોય તો, કે રોગાદિકમાં ગ્રસ્ત થયેલ હોય તો તેનો ઊદ્ધાર કરવામાં તૈયાર થવું.

आतुरे व्यसने प्राप्ते, दुर्भिक्षे शत्रुसंकटे; राजद्वारे श्मशाने च, यस्तिष्ठति स बांधवः ॥

મંદવાડમાં, કોઇક અકસ્માત્ આવી પડેલા કષ્ટમાં, દુષ્કાળમાં, શત્રુના સંકટમાં, રાજ-દરબારી કામ આવી પડે તેમાં, અને મરણ વિગેરેના કામમાં સહાય કરે તે બાંધવ જાણવા.

ઉપર લખેલાં કારણોમાં જે સહાય કરે તેનેજ બાંધવ (સગો) કહેવામાં આવે છે. માટે ઉપર લખેલાં કારણ વખતે સગાંવહાલાંમાં હાજર થવા ચુકવું નહીં.

ઉપરની ગાથામાં કહી ગયા કે, સગાંવહાલાંનો ઊદ્ધાર કરવો, પણ જે સગાં-વહાલાંઓના ઊદ્ધારનું કરવું છે તે ખરેખર જો વિચાર કરીયે તો પોતાનાજ ઉદ્ધા-રનું કરવું જણાય છે. કેમકે કુવા ઉપર ફરતા અરંટની માફક ભરેલા અથવા ઠલવા-યલાપણું તો ખચીત એક સરખી રીતે લક્ષ્મીનું કોઈને રહેતું નથી. અરંટ જેમ ઘડીમાં

પાણીથી ભરાય છે અને પછીથી પાછું તરત ઠલવાઈ જાય છે તેમ લક્ષ્મી પણ ઘડીમાં મળે છે ને ઘડીમાં પાછી ચાલી જાય છે, માટે જો પોતે શક્તિમાન છે તો તેણે બીજાને આશ્રય આપવા ચુકવું નહીં. જો બીજા કોઇને આશ્રય આપેલ હોય તો આપણા ઉપર આવી પડતા કષ્ટ વખતે આપણી પણ કોઈક સહાય કરશે. સર્વને સર્વે દિવસ કાંઈ સરખા હોતાજ નથી, માટે દુર્દૈવથી આપણે પણ વખતે એવા દિવસ આવી પડે તો કોઇને જો સહાય કરેલ હશે તો તે આપણને સહાયક થશે, પણ કોઈને આશ્રય આપેલો નહીં હોય તો પછી આપણને આશ્રય કોણ આપશે! એટલાજ માટે જ્યારે આપણો સારો વખત છે ત્યારે તો જરૂર બીજાને આશ્રય આપવો લાયક છે.

**खाइज्ज पिट्ठि मंसं, न ते सिं कुज्जा न सुक्क कलहंच;**
**तद मित्ते हि मित्ति, न करिज्ज करिज्ज मित्तेहिं.**

તેની પીઠનું માંસ ખાવું સારૂં છે, પણ સુકો કલહ કરવો બુરો છે, તેથી સગાં વહાલાંની સાથે શુષ્ક (વગર પ્રયોજન) કલહ કરવો નહીં, સગાંવહાલાંના શત્રુઓ સાથે મિત્રાઈ રાખવી નહીં, તેઓના મિત્રો સાથે વૈરીપણું રાખવું નહીં.

વગર પ્રયોજને એક હાંસી માત્રથી કે વિકથા કરવાથી જે લડાઈ થાય તે શુષ્ક કલહ ગણાય છે. તે કરવાથી ઘણા દિવસની પ્રીતિરૂપી લતાનું ખરેખર ઉચ્છેદન થાય છે.

**तयभावे तग्गेहे, न वइज्ज च इज्ज अथ्थ संबंधं;**
**गुरु देव धम्म कज्जेसु, एक चित्ते हि होयव्वं.**

સગાંનાં ઘરમાં એકલી સ્ત્રી હોય ત્યારે જવું નહીં, સગાં સાથે દ્રવ્ય લેવડ દેવડનો સંબંધ રાખવો નહીં. ગુરૂ, દેવ, ધર્મનાં કામ સગાંવહાલાં સર્વ એકઠાં મળીનેજ કરવાં.

સગાંવહાલાં સાથે દ્રવ્યની લેવડ દેવડનો વ્યવહાર શરૂઆતમાં તો પ્રીતિનો વધારો કરનાર દેખાય છે, પણ તેના વધી જવા પછી વૈરભાવ કરાવ્યા વિના રહેતો જ નથી. કહેલ છે કેઃ—

**यदीच्छेद्विपुलं प्रीतिं, त्रीणि तत्र न कारयेत् ;**
**वाग्वादमर्थसंबंधं, परोक्षे दारभाषणं (दर्शनं) (પાઠાંતર).**

જો પ્રીતિ વધારવાની ઈચ્છા હોય તો ત્યાં ત્રણ વાતો કરવીજ નહીં. ૧ વચન વિવાદ (હા ના કરવાથી થઈ જતી લડાઈ), ૨ દ્રવ્યની લેવડ દેવડ, ૩ તે ન હોય ત્યારે તેની સ્ત્રી સાથે ભાષણ.

જ્યારે લૌકીક કામમાં પણ સગાંવહાલાં બધાં મળીને એક સંપથી જે કામ થાય તેમાં જ સર્વ પ્રકારે લાભકારી થાય છે ત્યારે દેવગુરૂ ધર્મના કામમાં તો વિશેષેકરીને જ સર્વ સાથે મળીને કરવુંજ જોઇએ. કેમકે જ્યારે ઘણા જણ મળીનેજ કરે ત્યારેજ તેનો નિર્વાહ થઇ શકે અને શોભા પણ ત્યારેજ પામી શકાય, માટે સર્વ મળીને જ કરવું યોગ્ય લાગે છે. પંચનાં કામ પંચ મળીને કરે તો તેમાંથી શોભા મળે. તેના ઉપર પંચ અંગુલી (આંગળીઓ)નું દૃષ્ટાંત.

### ( સંપ ઉપર પંચ અંગુલીનું દૃષ્ટાંત )

અંગુઠાની પછીની પહેલી તર્જની આંગળી બોલી કે, લેખનકળા, ચિત્રકળા વિગેરે

સર્વ કળાઓ કરવામાં હું પ્રાધાન્ય છું; બીજાં પણ પ્રાયે સર્વ કામમાં હું આગળ ચાલ-નારી છું. આંગળી બતાવીને વસ્તુ બતાવવામાં, નીશાન કરવામાં, બીજાને વર્જન કરવાના દેખાડવામાં આવતા ચિન્હમાં (એટલે નાશિકા આગળ આંગળી દેખાડી ના જણાવવાનું ચિન્હ બતાવાય છે તે વિગેરેમાં), ચપટી વગાડવામાં, સર્વ પ્રકારે ચતુર અને તેનો અભિ-માન ધરાવનારી હું છું. (મધ્યમાને–) પણ તારામાં શા ગુણ છે? કંઈ નથી.

એમ જ્યારે પહેલી આંગળી બોલી ત્યારે બીજી મધ્યમા નામે વચલી આંગળી બોલી કે, જા જા મૂર્ખ! તું તો મારા કરતાં નાની છે અને હું તો તારાથી મોટી છું, માટે તારા કરતાં ખરેખર ઘણા ગુણવાળી જ છું. જો સાંભળ–વીણા વગાડવામાં, ગાય-નની તાળ મેળવવામાં, સારંગી સતારના તારના અવાજ કરવામાં, એવા ઉત્તમ કાર્યોમાં મારીજ મુખ્યતા છે. કોઈ વખતે ઉતાવળના કામમાં ચપટી વગાડીને જે અનર્થનાં કામ કરાય છે તેને અટકાવવાના, કે ભૂતાદિક દોષોના છળને દૂર કરવાના, મુદ્રા વિગેરેની રચના દેખાડવાના કામમાં મારીજ પ્રાધાન્યતા છે. તારા બતાવેલા ચિન્હોથી થતા દોષોને અટકાવવા માટે બતાવવામાં આવતા મારા ચિન્હમાં [ ડાબા હાથની તર્જની ઉપર જમણાં હાથની મધ્યમાથી એક ઘસડકો મારી (કાપી નાખો) એ એવા કામમાં દેખાડવામાં આવતું ચિન્હ ] હું આગેવાનીજ ધરાવું છું. તું શું બડાઈ મારે છે! તારામાં તો અવગુણજ ભરેલા છે! જેમકે, તું અને અંગુઠો બન્ને મળીને નાશિકાના લીંટને કહાડનાર છો.

ત્રીજી અનામીકા નામની આંગળી બોલી કે, હું તો ખરેખર તમારા બધા કરતાં અધિક ગુણવાળી અને વળી તમારે બધીઓને પૂજવા યોગ્ય છું. દેવ, ગુરૂ, સ્થાપના-ચાર્ય, સાધર્મીક વિગેરેની નવે અંગની પૂજા, ચંદનપૂજા, મંગળીક માટે સ્વસ્તિક કરવા, નંદાવર્તાદિક કરવા, જળ ચંદન વાસ પ્રમુખનાં મંત્રવા, નવકારવાળી ગણવા વિગેરે કેટલાંક શુભ કૃત્યોમાં સર્વ કરતાં હુંજ અધિક અને મારા વિના થાયજ નહીં એવા મોટા અભિમાનની ધરાવનારી છું.

ચોથી કનિષ્ટીકા આંગળી બોલી કે, હું કનિષ્ટીકા નામની સર્વથી પાતળી છું છતાં કાનમાં આવતી ઝીણીચળને દૂર કરવાના કામમાં, બીજાં બારીક કોઇપણ કામ હોય તેમાં, દેહના ઉપર આવી પડતા કષ્ટ દૂર કરવાના કામમાં, મંત્રાદિકની આહુતી દેવા વખતે અપાતા ટચલી આંગળીના રૂધીરથી થતા શાંતિકના કામમાં, ભૂત પ્રેતાદિક દૂર કરવાના કામમાં, (ભૂતપ્રેત કાઢતી વખતે ટચલી આંગળી ઝાલવી પડે છે) પ્રાધાન્ય ગણાવાથી બીજા કોઇથી બની શકે નહીં એવાં કાર્યોમાં હુંજ અગ્રેસરી છું.

આવી રીતે ચારે આંગળીયો પોતપોતાના ગુણથી ગર્વીત થવાને લીધે પાંચમે, અંગુઠો બોલ્યો કે, અરે શું તમે બડાઇ મારો છો! તમે તો બધીયે મારી સ્ત્રીયો છો, અને હું તમારો ભર્તાર છું. તમારામાં જે ગુણ છે તે બધા ઘણુંકરી મારા વિના બનીજ શકતા નથી. જેમકે, લખવા ચિતરવાની કળા, ભોજન વખતે કવળ ગ્રહણ, ચપટી વગા-ડવી, ચાંચપુરી કરવી, મુઠી બાંધવી, ગાંઠ બાંધવી, શસ્ત્ર પ્રમુખનો ઉપયોગ કરવો, દાઢી મુંછ સમારવી, કાતરવું, લોચ કરવો, પીંજવું, ધોવું, ખાંડવું, દળવું, ભરડવું, પીરસવું, કાંટો કહાડવો, ગાય ભેંસ દોહવાં, જાપ કરવો, જાપની સંખ્યા ગણવી, કેશ ગુંથવા, ફુલ ગુંથવાં, શત્રુની ગરદન પકડવી, તીલક કરવું, શ્રીતીર્થંકરને કુમાર અવસ્થામાં દેવ-

તાયે સંચારણ કરેલું અમૃત મારામાંજ હોય છે. એટલાં બધાં કામ મારા વિના બની શકતાંજ નથી. સર્વમાં હુંજ પ્રાધાન્ય છું.

આ સાંભળી ચારે આંગળીયો સંપ કરીને તેનો આશ્રય કરી તેની સ્ત્રીયો થઇને રહી. જેથી સર્વ સુખપૂર્વક પોતાનો નિર્વાહ ચલાવવા લાગી, માટે સંપ રાખવાથી કાર્યની શોભા થાય છે.

## ( ગુરૂના ઊચિત વિષે )

एमाइ सयणो चिअ, मह धम्मायारियस्स सुचिअं भणियो;
भत्ति बहुमाणपुव्वं, तेसिं तिसं झंपि पणिवाओ.

ઇત્યાદિક સગાંવહાલાંનું ઊચિત બતાવ્યું. હવે ધર્માચાર્ય (ધર્મગુરૂ) નું ઊચિત બતાવે છે. ભક્તિ બહુમાનપૂર્વક તેઓને સવાર, બપોર અને સાંજે નસ્કાર કરવો. ભક્તિ તે અંતરંગ મનથી પ્રીતિ, અને બહુમાન તે વચન, કાયાથી સન્માન કરાય છે તે.

तदंसिअ नीइए, आवस्सय पमुह कीच्च करणंच,
धम्मोवएस सवणं, तदंतीए सुद्ध संद्धाए.

તે ગુર્વાદિકની બતાવેલી રીતિ મુજબ આવશ્યક (પડીકમણાં) પ્રમુખ ધર્મકૃત્યો કરવાં, અને શુદ્ધ શ્રધ્ધાપૂર્વક તેઓની પાસે ધર્મશ્રવણ કરવું.

आएसं बहुमन्नई, इमेसिं मणसावि कुणइ कायव्वं;
रूंभई अवन्नवायं, थुइवायं पयडइ सयावि.

ગુરૂની આજ્ઞાને બહુસાન આપે, ગુરૂની મનથી પણ આશાતના કરે નહીં, બીજા કોઈ જો અવર્ણવાદ બોલતા હોય તો તેને યથાશક્તિ અટકાવે, પણ સાંભળીને બેશી રહે નહીં, કેમકે બીજા પણ કોઈ મોટા પુરૂષનો અપવાદ બોલાતો હોય તેને પણ સાંભળીને બેશી રહેવાતું નથી, ત્યારે ગુરૂનો અપવાદ સાંભળી કેમ બેશી રહેવાય ( ઉવેખી મુકાય) ! જો અપવાદ સાંભળી છતી શક્તિયે બેશી રહે ને તેને અટકાવે નહીં તો પોતે પણ પાપનો ભાગી થાય છે, માટે જેવી શક્તિ હોય તેવી બજાવે. ગુરૂના સમક્ષ અને પરોક્ષ તેમના ગુણનો વર્ણવ કરતો રહે; કેમકે ગુરૂના ગુણ વર્ણન કરવામાં અગણ્ય પુણ્ય પુણ્યાનુબંધી બંધાય છે.

नहवई छिद्दप्पेही, सुहिव्व अणुअत्तए सुहदुहेसु;
पडिणीअ पच्चवायं, सव्व पयत्तेण वारेई.

ગુરૂનાં છિદ્રને જોનાર ન થાય, ગુરૂનાં સુખ દુઃખને મિત્રની પેઠે અનુસરે (ગુરૂના સુખે સુખી અને દુઃખે દુઃખી થઈ વર્તે), ગુરૂના ઉપકારના નહીં માનનાર (દ્વેષી) ને સર્વ પ્રકારે ઉદ્યમથી નીવારે-દૂર કરે.

અહિંયાં કોઈ એમ શંકા કરે કે, શ્રાવકલોકો તો ગુરૂના મિત્ર સમાન હોવા જોઇયે, ત્યારે અપ્રમાદિક અને નિર્મમ ગુરૂનાં છિદ્ર તપાસનારા શ્રાવકો કેમ બની શકે ? તેનો ઉત્તર-ખરૂં છે, શ્રાવકો ગુરૂના મિત્ર સમાનજ હોય છે, તથાપિ ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા શ્રાવકલોકો હોવાથી જેવો જેનો પરિણામ વર્તતો હોય તેવાજ તેના સ્વભાવે

હોય છે, તેથી નીર્દોષીગુરૂમાં પણ દોષના અવલોકન કરવાની વારંવાર બુદ્ધિ થયા કરે છે. જે માટે ઠાણાંગસૂત્રમાં પણ કહેલ છે કેઃ—"સોકયો સમાન પણ શ્રાવક હોય છે" (જે માટે અમો આગળજ કહી ગયા છીયે તે જુવો શ્રાવકના અધિકારમાં પૃષ્ટ ૯૯મે) માટે જે ગુરૂના દ્વેષી શત્રુસમાન જે કોઈ હોય તેઓને યથાશક્તિ નિવારવાજ જોઇયે. શાસ્ત્રમાં કહેલું છે કેઃ—

साहूण चेइआणय, पडिणीयं तह अवन्नवायंच;
जिण पवयणस्स अहियं, सव्वथ्थामेल वारेई.

સાધુનો, દેરાસરનો, પ્રતિમાનો અને જૈનશાસનનો જે દ્વેષી હોય, અવર્ણવાદ બોલનારો હોય તેને સર્વ શક્તિથી (જેટલા પ્રયત્ન બને તેટલાથી) વારે (દૂર કરે).

"(યાત્રાળુ લોકોનાં સંકટને દુર કરવા ઉપર કુંભારનો દ્રષ્ટાંત)

"સગર ચક્રવર્તીના પૌત્ર ભગીરથ નામના રાજાનો જીવ કોઈક પાછલા ભવમાં કુંભાર હતો. તેણે કોઇક ગામડાંનાં રહીશ સાઠ હજાર ચોરોયે મળીને યાત્રા કરવા જતા સંઘના ઉપર લુંટ કરવાનું કામ શરૂ કરેલું હતું ત્યારે ત્યાં જઇને પોતાથી બને તેટલો પ્રયત્ન કરી તેઓનો ઉપદ્રવ બંધ કરાવ્યો. જેથી તેણે મોટું પુણ્યબંધન કર્યું. એમ સર્વ શ્રાવકે પણ યથાશક્તિ ઉદ્યમ કરવો."

खलिअंमि चोइओ गुरु, जणेण मन्नइ तहत्ति सव्वंपि;
चोएई गुरुजणपिहु, पमाय खलिएसु एगंते.

પ્રમાદાચરણ દેખી ગુરૂ જો પ્રેરણા કરે (શિખામણ આપે) તો તે તેમજ પ્રમાણ કરે. પણ જો ગુરૂનું પ્રમાદાચરણ દેખે તો એકાંતે ગુરૂની પાસે આવી પ્રેરણા કરે કે, મહારાજ શું આ ઉચિત છે! સારા ચરિત્રવાળાને, તેમાં પણ તમારા જેવા મુનિને! એમ ઠપકો આપે.

कुणई विणउवयारं, भत्तिए समय समुचिअं सव्वं;
गाढ गुणाणुरायं, निम्मायं वहइ हियर्यामि.

સભાગના ઉપર ઉચિત ભક્તિપૂર્વક સર્વ વિનયનો ઉપચાર કરે (ભક્તિ કરે, જે જોઈએ તે આપે), ગુરૂના ગુણનો અનુરાગી થઇ હૃદયમાં નિષ્કપટી રહે, સર્વ પ્રકારની ભક્તિ કરે, એટલે સામે જવું, ઉભા થવું, આસન આપવું, પગ દબાવવા, વાંસે માથે મુઠી ભરવી, વસ્ત્ર આપવાં, પાત્ર આપવાં, આહાર આપવો, ઔષધ આપવું, વૈદ્ય બોલાવવો વિગેરે.

भावोवयारमेसिं, देसंतरओवि सुमरइ सयावि;
इअ एवमाई गुरुजण, समुचिअ मुचिअं मुणेयव्वं.

ઉપર લખેલ તો દ્રવ્ય ઉપચાર છે (દ્રવ્યસેવા છે), પણ પરદેશમાં ગુરૂ હોય તોપણ તેઓની પાસેથી સમકીત પામેલો હોવાથી તેઓને નરંતર યાદ કર્યા કરે, તે ભાવોપચાર કહેવાય છે. ઈત્યાદિક સઘળું ગુરૂનું ઉચિત સમજવું.

તાયે સંચારણ કરેલું અમૃત મારામાંજ હોય છે. એટલાં બધાં કામ મારા વિના બની શકતાંજ નથી. સર્વમાં હુંજ પ્રાધાન્ય છું.

આ સાંભળી ચારે આંગળીયો સંપ કરીને તેનો આશ્રય કરી તેની સ્રીયો થઇને રહી. જેથી સર્વ સુખપૂર્વક પોતાનો નિર્વાહ ચલાવવા લાગી, માટે સંપ રાખવાથી કાર્યની શોભા થાય છે.

## ( ગુરૂના ઊચિત વિષે )

एमाइ सयणो चिअ, मह धम्मायारियस्स सुचिअं भणियो;
भत्ति बहुमाणपुव्वं, तेसिं तिसं झंपि पणिवाओ.

ઈત્યાદિક સગાંવહાલાંનું ઊચિત બતાવ્યું. હવે ધર્માચાર્ય (ધર્મગુરૂ) નું ઊચિત બતાવે છે. ભક્તિ બહુમાનપૂર્વક તેઓને સવાર, બપોર અને સાંજે નસ્કાર કરવો. ભક્તિ તે અંતરંગ મનથી પ્રીતિ, અને બહુમાન તે વચન, કાયાથી સન્માન કરાય છે તે.

तद्दंसिअ नीइए, आवस्सय पमुह कीच्च करणंच,
धम्मोवएस सवणं, तदंतीए सुद्ध संद्धाए.

તે ગુર્વાદિકની બતાવેલી રીતિ મુજબ આવશ્યક (પડીકમણાં) પ્રમુખ ધર્મકૃત્યો કરવાં, અને શુદ્ધ શ્રધ્ધાપૂર્વક તેઓની પાસે ધર્મશ્રવણ કરવું.

आएसं बहुमन्नई, इमेसिं मणसावि कुणइ कायव्वं;
रूंभई अवन्नवायं, थुइवायं पयडइ सयावि.

ગુરૂની આજ્ઞાને બહુમાન આપે, ગુરૂની મનથી પણ આશાતના કરે નહીં, બીજા કોઈ જો અવર્ણવાદ બોલતા હોય તો તેને યથાશક્તિ અટકાવે, પણ સાંભળીને બેશી રહે નહીં, કેમકે બીજા પણ કોઈ મોટા પુરૂષનો અપવાદ બોલાતો હોય તેને પણ સાંભળીને બેશી રહેવાતું નથી, ત્યારે ગુરૂનો અપવાદ સાંભળી કેમ બેશી રહેવાય ( ઉવેખી મુકાય) ! જો અપવાદ સાંભળી છતી શક્તિયે બેશી રહે ને તેને અટકાવે નહીં તો પોતે પણ પાપનો ભાગી થાય છે, માટે જેવી શક્તિ હોય તેવી બજાવે. ગુરૂના સમક્ષ અને પરોક્ષ તેમના ગુણનો વર્ણવ કરતો રહે; કેમકે ગુરૂના ગુણ વર્ણન કરવામાં અગણ્ય પુણ્ય પુણ્યાનુબંધી બંધાય છે.

नहवई छिद्दप्पेही, सुहिव्व अणुअत्तए सुहदुहेसु;
पडिणीअ पच्चवायं, सव्व पयत्तेण वारेई.

ગુરૂનાં છિદ્રને જોનાર ન થાય, ગુરૂનાં સુખ દુઃખને મિત્રની પેઠે અનુસરે (ગુરૂના સુખે સુખી અને દુઃખે દુઃખી થઈ વર્તે), ગુરૂના ઉપકારના નહીં માનનાર (દ્વેષી) ને સર્વ પ્રકારે ઉદ્યમથી નીવારે–દૂર કરે.

અહિંયાં કોઈ એમ શંકા કરે કે, શ્રાવકલોકો તો ગુરૂના મિત્ર સમાન હોવા જોઇયે, ત્યારે અપ્રમાદિક અને નિર્મમ ગુરૂનાં છિદ્ર તપાસનારા શ્રાવકો કેમ બની શકે ? તેનો ઉત્તર–ખરૂં છે, શ્રાવકો ગુરૂના મિત્ર સમાનજ હોય છે, તથાપિ ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળા શ્રાવકલોકો હોવાથી જેવો જેનો પરિણામ વર્તતો હોય તેવાજ તેના સ્વભાવે

હોય છે, તેથી નીર્દોષી ગુરૂમાં પણ દોષના અવલોકન કરવાની વાર'વાર બુદ્ધિ થયા કરે છે. જે માટે ઠાણાંગસૂત્રમાં પણ કહેલ છે કેઃ—"સોકયો સમાન પણ શ્રાવક હોય છે" (જે માટે અમો આગળજ કહી ગયા છીયે તે જુવો શ્રાવકના અધિકારમાં પૃષ્ટ ૯૯મે) માટે જે ગુરૂના દ્વેષી શત્રુસમાન જે કોઈ હોય તેઓને યથાશક્તિ નિવારવાજ જોઇયે. શાસ્ત્રમાં કહેલુ' છે કેઃ—

साहूण चेइआणय, पडिणीयं तह अवन्नवायंच;
जिण पवयणस्स अहियं, सव्वथ्थामेल वारेई.

સાધુનો, દેરાસરનો, પ્રતિમાનો અને જૈનશાસનનો જે દ્વેષી હોય, અવર્ણવાદ બોલનારો હોય તેને સર્વ શક્તિથી (જેટલા પ્રયત્ન બને તેટલાથી) વારે (દૂર કરે).

"( યાત્રાળુ લોકોનાં સ'કટને દુર કરવા ઉપર કુંભારનો દ્રષ્ટાંત )

"સગર ચક્રવર્તીના પૌત્ર ભગીરથ નામના રાજાનો જીવ કોઈક પાછલા ભવમાં કુંભાર હતો. તેણે કોઇક ગામડાંનાં રહીશ સાઠ હજાર ચોરોયે મળીને યાત્રા કરવા જતા સ'ઘના ઉપર લુ'ટ કરવાનુ' કામ શરૂ કરેલુ' હતુ' ત્યારે ત્યાં જઇને પોતાથી બને તેટલો પ્રયત્ન કરી તેઓનો ઉપદ્રવ બ'ધ કરાવ્યો. જેથી તેણે મોટુ' પુણ્યબ'ધન કર્યું. એમ સર્વ શ્રાવકે પણ યથાશક્તિ ઉદ્યમ કરવો."

खलिअंमि चोइओ गुरु, जगेण मन्नइ तहत्ति सव्वंपि;
चोएई गुरुजणपिहु, पमाय खलिएसु एगंते.

પ્રમાદાચરણ દેખી ગુરૂ જો પ્રેરણા કરે (શિખામણ આપે) તો તે તેમજ પ્રમાણ કરે. પણ જો ગુરૂનુ' પ્રમાદાચરણ દેખે તો એકાંતે ગુરૂની પાસે આવી પ્રેરણા કરે કે, મહારાજ શુ' આ ઉચિત છે! સારા ચરિત્રવાળાને, તેમાં પણ તમારા જેવા મુનિને! એમ ઠપકો આપે.

कुणई विणउवयारं, भत्तिए समय समुचिअं सव्वं;
गाढ गुणाणुरायं, निम्मायं वहइ हिययंमि.

સભાના ઉપર ઉચિત ભક્તિપૂર્વક સર્વ વિનયનો ઉપચાર કરે (ભક્તિ કરે, જે જોઈએ તે આપે), ગુરૂના ગુણનો અનુરાગી થઇ હૃદયમાં નિષ્કપટી રહે, સર્વ પ્રકારની ભક્તિ કરે, એટલે સામે જવુ', ઉભા થવુ', આસન આપવુ', પગ દબાવવા, વાંસે માથે મુઠી ભરવી, વસ્ત્ર આપવાં, પાત્ર આપવાં, આહાર આપવો, ઔષધ આપવુ', વૈદ્ય બોલાવવો વિગેરે.

भावोवयारमेसिं, देसंतरओवि सुमरइ सयावि;
इअ एवमाई गुरुजण, समुचिअ मुचिअं मुणेयव्वं.

ઉપર લખેલ તો દ્રવ્ય ઉપચાર છે ( દ્રવ્યસેવા છે ), પણ પરદેશમાં ગુરૂ હોય તોપણ તેઓની પાસેથી સમકીત પામેલો હોવાથી તેઓને નર'તર યાદ કર્યા કરે, તે ભાવોપચાર કહેવાય છે. ઈત્યાદિક સઘળુ' ગુરૂનુ' ઉચિત સમજવુ'.

## ( લોકો યા નગરવાસીનું ઊચિત. )

जथ्थ सयं निवसिज्जई । नयरे तथ्थेव जे किर वसंति ॥
ससमाण वित्तीणोते । नायरयानामवच्चांति ॥

જે નગરમાં આપણે રહેતા હોઇયે તેજ નગરમાં રહેનારા, જે વ્યાપાર કરતા હોઇયે તેજ વ્યાપારના કરનારા, કે હરકોઇ પણ વ્યાપારના કરનારા સર્વે સમાન વૃત્તિવાળા નગરનીવાસી ગણાય છે.

समुचिअ मिणमो तेसिं । जमेग चित्तेहिं सम सुहदुहेहिं ॥
वसणुस्सव तुल्लगमा । गमेहिं निच्चंपि होयव्वं ॥

તેનું ઊચિત બતાવું છું કે, સુખના કામમાં કે દુઃખના કામમાં એકચિત્ત થવું ( સંપ રાખવો કે જવું આવવું ), આપદા વખતે કે ઓચ્છવના મંગળીક કામ વખતે પણ એકચિત્ત થવું. ( તે સુખી તો આપણે સુખી, તેઓને ઘેર ઓચ્છવ તો આપણે ઘેર પણ ઓચ્છવ હોય તેમ રાજી રહેવું ). એમ જો એકસરખી રીતે ન વર્તાય તો રાજદરબારી લોકો શિયાળ જેમ માંસ ખાવા દોડાદોડ કરતા રહે છે તેમ વ્યાપારીમાં કે કોઇક પણ નાતજાતમાં કંઇક વાતનો કુસંપ થયો તો અરધાને આમ અને અરધાને તેમ સમજાવીને તે બન્ને પક્ષને ખરચના મોટા નુકશાનમાં નાખી દે છે. તેથી સર્વે એકસંપે રહેવું ઠીક છે.

कायव्वं कज्जेविहु । नइक्कमिक्केण दंसणं पहुणो ॥
कज्जो न मंतभेओ । पेसुन्नं परिहरे सव्वं ॥

રાજદરબારી કે એવુંજ કોઇક કામ આવી પડે ત્યારે એકલા ઉતાવળા થઈ કામ કરી નાંખવું નહીં. દરબારમાં એકલા ન જવું. પાંચ જણે મળી વિચાર ધારેલો હોય તે બીજે ક્યાંય જાહેર ન કરવો, અને કોઈની ચાડી ન ખાવી. જો ઉતાવળ કરી આપણે એકલા કંઇ કામ કરી આવ્યા હોઇયે તો બધો ભાર આપણા ઉપર આવી પડે છે, અથવા બીજા લોકોના મનમાં પણ એમજ વિચાર આવે કે એને એકલાને મોટાઈ લેવી છે તો લેવા દ્યો. એમ કરી બધા નીકળી જાય, અને ઘણા ભેળા થઈ પોતાનામાં એકને આગેવાન કરીને હરકોઈ પણ કામ શરૂ કીધેલું હોય તો તે કામ બરોબર ફતેહમંદ નીવડે છે. જો એકને આગેવાન કર્યા વગર પાંચસેં સુભટની પેઠે બધા અહમિંદ્ર ( બધા મોટાઈની આશાવાળા ) બનીને ગયા હોઇયે તો તે કામમાં ખરેખર ખલેલ પડ્યા વિના રહેતી નથી, માટે એકને આગેવાન કલ્પીને બીજા બધાયે બરોબર સંપ રાખીને કામ કરવાથી જરૂર લાભ પામી શકાય છે.

## ( અહમિંદ્રપણે જનારા પાંચસો સુભટની કથા. )

કોઇક પાંચસો સુભટો બધા જાણે હુંજ મોટો છું, એમ પરસ્પર એક બીજાની નાના મોટાના વ્યવહારની સ્થાપના કર્યા વગર નોકરી કરવાની મરજીથી કોઇક રાજા પાસે આવી અરજ કરવા લાગ્યા. ત્યારે રાજાયે દીવાનને હુકમ આપ્યો કે, આ લોકને રાખવા મરજી હોય તો તેઓની યોગ્યતા પ્રમાણે પગાર કરી રાખો. દીવાને તેઓની પરિક્ષા કરવા માટે એક મોટી જગામાં તેઓને ઉતારો આપ્યો, અને સાંજના વખતે

બધા વચ્ચે એક ખાટલો, ગોદડું કે બીછાનું મોકલાવ્યું, તેથી તેના ઉપર સુવા માટે એક બીજા લડવા લાગ્યા. એક કહે હું સુઈશ અને બીજો કહે હું સુઈશ. એમ માંહો-માંહે અરધી રાત સુધી તે લડીલડીને જ્યારે થાક્યા ત્યારે તે ખાટલાને વચ્ચે નાંખી તેના ચોતરફ ફરતા સર્વે પોતપોતાના પગ મુકી સુતા, પણ પોતાનામાં કોઈને પણ મોટો કલ્પેલો નહીં હોવાથી તે ખાટલાપર કોઇપણ સુઇ શક્યું નહીં. આ વાત છાના જોવા મોકલેલા દીવાનના નોકરોયે સવારે દીવાનને કહી દીધી; જેથી તે બધાનું અપમાન કરી કહ્યું કે, તમો જ્યારે એક ખાટલા માટે પણ આખી રાત લડી મુઆ ત્યારે લડાઈ વખતે ક્યાંથી સંપ રાખી શકશો! એમ કહી બધાને રજા આપી; માટે એકને આગેવાન કરવાની જરૂર છે. જે માટે કહેલ છે કેઃ—

**बहुनामप्यसाराणां। समुदायो जयावहः ॥ तृणैरावेष्टिता रज्जु । र्यया नागोपि बध्यते ॥**

જેમાં કાંઈ સાર નથી એવા પણ જો ઘણા જણ મળ્યા હોય તો તે ખરેખર જય મેળવેજ છે. જેમકે, ઘણા ઘાસની બનાવેલી દોરડીથી મદોન્મત્ત હાથી પણ બાંધી શકાય છે.

## ( છાનો વિચાર જાહેર ન કરવા વિષે )

પાંચ જણે મળી છાનો વિચાર કરેલો હોય તે જો જાહેર કરી આપ્યો હોય તો તે કામનો બિગાડ થાય, ઘણા સાથે વિરોધ થાય, રાજા વિગેરેનો ભય થાય, લોકમાં અપયશ થાય, વિગેરે ઘણા અવગુણ થાય છે, માટે જેટલા જણે મળી વિચાર ધારેલો હોય તેનાથી વધારેને જણાવવું નહીં. રાજા વિગેરેની પાસે પણ મધ્યસ્થ રહેવાથી ઘણા ફાયદા થાય છે અને પારકાં દુષણ પ્રગટ કરવાથી ઘણા અવગુણ થાય છે. વ્યાપાર રોજગારમાં પણ અદેખાઈ રાખવામાં આવે તો તેઓને ઘણાં દુષણો પ્રગટ થયા વિનાં રહેતાં નથી. કહેલ છે કેઃ—

## ( પરસ્પર વિરોધ ન રાખવા વિષે )

**एकोदराः पृथक्ग्रीवा । अन्यान्यफलकांक्षिणः ॥**
**असंहता विनश्यंति । भारंडा इव पक्षिणः ॥**

એક ઉદરવાળા, જુદી જુદી ગરદનવાળા ( જુદા જુદા મુખવાળા ), ભારંડ પક્ષી જો જુદા જુદા ફળ ખાવાની વાંચ્છા રાખે તો તે જેમ નાશ પામે છે, તેમ તેની પેઠે પરસ્પરના વિરોધથી કે અરસપરસના કુસંપપણાથી (પ્રાણી) તરત નાશ પામે છે.

**परस्परस्य मर्माणि। ये न रक्षंति जंतवः ॥ त एव निधनं यांति । वल्मीकोदरसर्पवत् ॥**

જે પ્રાણી માંહોમાંહેના મર્મ ગુપ્ત રાખતા નથી ને ગુપ્ત રાખવા યોગ્ય છતાં પણ પ્રકાશી દે છે તો તેજ વખતે તે રાફડામાં રહેનારા સર્પ જેમ બીજા બીજાના ( પરસ્પર એક બીજાના ) પ્રકાશ કરવાથી મરણ પામ્યા તેમ નાશ પામે છે.

## ( દાક્ષણતા રાખતા છતાં પણ ન્યાયમાર્ગે વર્તવા વિષે )

**समुवट्ठिए विवाए । तुल्लसमाणेहिं चेववट्टायव्वं ॥**
**कारण साविरकेहिं । विहूणेयव्वो न नयमग्गो ॥**

કોઈક કારણે લડાઈ થઈ પડે તોપણ યોગ્ય રીતિ પ્રમાણેજ વર્તવું, કોઈક એવાં કારણ આવી પડે કે જેમાં પોતાનાં સગાંવહાલાંઓને અડચણ આવી પડતી હોય, કે નાતીલ

લોકોને અડચણ આવી પડતી હોય તો લાંચ આપીને કે ઉપકાર કરીને તેઓનાં કામ કરી આપવાં, પરંતુ દાક્ષણ્યતા રાખીને પણ ન્યાયમાર્ગ છોડવો નહીં. (ન્યાયમાર્ગમાં રહીને બધાનો બચાવ કરવા પ્રવર્તવું લાયક છે, પણ ન્યાયમાર્ગ છોડવો લાયક નથી.)

**वलिएहिं दुब्बलजणो । सुक्ककराइहिं नाभिभवि अव्वो ॥**
**थोवावराह दोसेहिं । दंडभूमिं न नेयव्वो ॥**

બળવંત પુરૂષે દુર્બળ પુરૂષને દુઃખ આપવું નહીં, દાણ કે કર વિગેરેથી લોકોને દુઃખી કરવા નહીં, થોડા અપરાધથી દંડ થાય તેમ કોઇને દરબારમાં ચઢાવવો નહીં.

## ( સંપ રાખવા વિષે )

રાજા જો દાણ વધારતો હોય કે કર વધારતો હોય તોપણ જેમ ઘણા લોકો પ્રમાણ કરે તેમ પ્રમાણ કરવું, પરંતુ બીજા બધા વ્યાપારીલોકોથી જુદા પડી પોતાના બળથી એકલા વિરોધ ઉઠાવવા ઉભા થવું લાયક નથી. વગડાના બધી જાતિના વનજંતુઓથી વિરોધ રાખનારો અત્યંત બળવંત છતાં પણ સિંહ જ્યારે કષ્ટમાં આવી પડે ત્યારે તેનો કોઇપણ સહાયકારી થઈ શકતો નથી, છેવટે મેઘની ગર્જના સાંભળી મદોન્મત્ત થયેલો સિંહ મસ્તક પછાડીને એકલોજ મરણ પામે છે, પરંતુ તેને સહાયકારી કોઈ પણ થઇ શકતો નથી તેમ થાય; માટે પોતાના સહાયકારી બીજા વ્યાપારીલોકોના સમુદાયમાંજ રહેવાથી કામ થાય તેમ કરવું, પણ એકલા જુદા પડવું નહીં. જે માટે નીતિમાં લખેલ છે કેઃ—

**संहतिः श्रेयसि पुंसां । स्वपक्षे तु विशेषतः ॥ तुषैरपि परिभ्रष्टाः । न प्ररोहंति तंडुलाः॥**

સંપ રાખી કામ ચલાવવું ખરેખર લાભકારી છે, વળી પોતાના પક્ષમાં તો વિશેષથી સંપ રાખવો લાભકારી છે, કેમકે જો ડાંગરનાં ઉપરનાં છોડાં ઉતારી નાંખેલાં હોય તો તે ચોખા ઉગી શકતાજ નથી.

**गिरयो येन भिद्यंते। धरा येन विदार्यते॥ संहतेः पश्य महात्म्यं । तृणैस्तद् वारि वार्यते॥**

પર્વત પણ જેથી ભેદાય છે, પૃથ્વી પણ જેથી ભેદ પામે છે, એવા ઘાસના સમુદાયનું મહાત્મ્ય તો જુવો, કે જેનાથી આવતું પાણી પણ રોકાય છે.

## ( કારણીક લોકો સાથે લેવડ દેવડ ન કરવા વિષે )

**काराणिएहिं पिसमं । कायव्वो तान अत्थ संबंधो ॥**
**किंपुण पहुणा सद्धिं । अप्पहिअं आहिल संतेहिं ॥**

પોતાનું ભલું ઇચ્છિનારા પ્રાણીયે કારણીક પુરૂષો (રાજાના કારભારી)ની સાથે દ્રવ્ય લેવડ દેવડનો સંબંધ રાખવો યોગ્ય નથી. ત્યારે સમર્થ (રાજા) સાથે લેવડ દેવડનો વ્યવહાર રાખવો તો કેમ યોગ્ય હોય!

જે ખરચ ઘણું રાખતા હોય, ધર્મના કામમાં કે નાતજાતના કામમાં કે લાજના કામમાં વાપરવા ઘણાજ ઉદાર થઈ વિચાર કર્યા વગર ખરચી નાખે એવા, કે રાજવર્ગીલોકો કે રાજ્યમાન્ય લોકો હોય તેને કારણીક ગણાય છે. તેવા લોકો સાથે દ્રવ્ય લેવા દેવાનો વ્યવહાર કોઈ વખત પણ રાખવો નહીં. કેમકે તે લોકોને જ્યારે ધન લેવું હોય છે ત્યારે ઘણુંકરી પ્રીતી બાંધે છે, મીઠ વચન બોલે છે, આદરમાન ઘણુંજ

આપે છે, બેસવા આસન આપે છે, પાનબીડાં અતર ગુલાબ ફૂલ વિગેરેથી પ્રસન્ન કરે છે, વિગેરે આડંબરથી ખરેખર સજ્જનપણું દેખાડી મન હરી લે છે, પણ જ્યારે ધન પાછું લેવા જઇયે ત્યારે આપણો કરેલો ઉપકાર માનેજ શાનો! એક તલનાં છોડાં જેવા આપણને તુચ્છ કરી નાંખે, એમ તે તેજ વખતે આપણા ઉપરની દાક્ષ્યણતા તજી દે છે અને ધમકી આપવા લાગી જાય છે. શાસ્ત્રમાં લખેલ છે કેઃ—

**द्विजन्मनः क्षमा मातुः। द्वेषःप्रेम पणस्त्रियः॥ नियोगिनश्च दाक्षिण्य। मरिष्टानां चतुष्टयं॥**

વિપ્ર ઉપર ક્ષમા, માતા ઉપર દ્વેષ, ગણિકા ઉપર પ્રેમ, અને દરબારીલોકો ઉપર દાક્ષિણ્યતા રાખવાથી દુઃખનુંજ ચોકડું આપે છે. એ ચાર દુઃખનાં ચતુષ્ટયી છે. (એટલે એ ચારે કારણો દુઃખ આપ્યા વિનાં રહેતાંજ નથી.)

રાજદરબારીલોકો એવા હોય છે કે આપણું લહેણું તો શું આપે પણ એવા કોઇક કારણમાં આપણને કે આપણા સંબંધીને ફસાવી દે, કે આપણે જે પુર્વોપાર્જિત (પહેલાં કમાયેલું) ધન હોય તે પણ ખોઈ બેશીયે. જે માટે નીતીશાસ્ત્રમાં પણ કહેલું છે કેઃ—

**उत्पाद्य कृतिमान्दोषान्। धनी सर्वत्र बाध्यते॥ निर्धनः कृतदोषोपि। सर्वत्र निरुपद्रवः॥**

નવા આરોપના દોષો તેના (ધનવાનના) ઉપર મૂકવાથી પણ ધનવાન પીડાય છે, પણ નિર્ધને તો દોષ કરેલ હોય તોપણ સર્વ ઠેકાણે નિરૂપદ્રવજ રહે છે (પીડા પામતો નથી).

જોકે સામાન્ય ક્ષત્રી હોય તોપણ તેની પાસે જ્યારે ધન માંગવા ગયા હોઇયે તો તે તરવાર બતાવવા ઉભો થઈ જાય, એમ છે ત્યારે રાજ્યમાન્ય હોય તે તો બળ બતાવ્યા વિના કેમ રહે! તેમાં પણ વળી જો 'ક્રોધી' હોય તો શી વાત પુછવી! માટે ધનની લેવડ દેવડ દરબારી કારભારી લોકો સાથે રાખવાથી અડચણ પડે માટે તે નજ કરવી.

એમ સમાન વૃત્તિવાળા નાગરીક લોકો સાથે વિચાર કરીનેજ કામ પાડવું, કેમકે વેપારીમાં પણ તેવા ઘણા હોય છે કે જે લેવાની વખતે ગરીબ બનીને લે છે, પણ પાછું આપવું પડે ત્યારે સામા થઈ જાય છે અને રાજાના વગવસીલા હોવાથી ભય બતાવે છે.

**एयं परुप्पहं नारयाण। पाएण समुचिआचरणं॥**
**परतित्थिआण समुचिअ। महकिंपि भणामि लेसेण॥**

એવી રીતે નાગરીક લોકોનું પરસ્પરનું ઉચિત આચરણ ઘણુંકરીને બતાવ્યું. હવે પરતીર્થી અન્યદર્શની બીજા ધર્મવાળા લોકોનું ઉચિત પણ કાંઈક કહું છું.

## ( પરતીર્થી અન્યદર્શનીનું ઉચિત )

**एएसिं तित्थिआण। भिख्खठ्ठ मुवाठ्ठिआण निअगेहे॥**
**कायव्व मुचिअ किच्चं। विसेसओ राय महिआणं॥**

પરતીર્થીનું ઉચિત એજ છે કે, ભિક્ષા માટે જો આપણે ઘેર આવે તો તેઓને દાનાદિક આપવાં, અને જો રાજ્યમાન્ય હોય તેઓને તો વિશેષ માન આપીને તેનું ઉચિત સંભાળવું.

जइवि न भणामि भत्ती । न पख्ख वाओअ तग्गय गुणेसु ॥
उचिअं गिहागएसु । तहवि धम्मो गिहिण इमो ॥

જોકે પરતીર્થી ઉપર કંઈ ભક્તિ નથી, તેમજ તેઓમાં રહેલા ગુણ ઉપર પક્ષપાત (અનુમોદન કરવા લાયકપણું) પણ નથી, તોપણ ગૃહસ્થનો એજ આચાર છે કે પોતાને ઘેર આવે તેનું ઉચિત સંભાળવું.

गेहागयाण मुचिअं । वसणा वडिआण तह समुद्धरणं ॥
दुहियाण दया एसो । सव्वेसिं सम्मओ धम्मो ॥

પોતાને ઘેર જે આવે તેનું ઉચિત સાચવવું, કષ્ટ આવી પડેલ હોય તેને સહાય કરવી, દુઃખી ઉપર દયા રાખવી, એ ધર્મ (આચાર) સર્વ માટે સરખો જ છે.

જેવું જે માણસ હોય તેને તેવું માન આપવું, મીઠે વચનને બોલાવવું, આસન આપવું, આવવાનું પ્રયોજન પૂછવું, તેણે માંગણી કરી હોય તેની યોગ્યતા પ્રમાણે તે કાર્યનું કરી આપવું, એ સર્વ ઉચિત ગણાય છે. દુઃખી–આંધળાં, લુલાં, લંગડાં, રોગી વિગેરેનાં ઉપર દયા રાખી તેનાં સુખની યોજના કરવી, કેમકે જે પુરૂષ લૌકીક કાર્યના ઉચિત આચારને પણ સરખી રીતે માન આપવામાં જ્યારે વિચક્ષણ છે, ત્યારે તે લોકોત્તર કાર્યમાં કેમ પાછા પડે ! લોકોત્તર પુરૂષોના ઉપદેશ પામીને ધર્મના સર્વે આચાર જેણે જાણ્યા હોય એવા પુરૂષો લૌકીક અને લોકોત્તર કાર્યનાં સૂક્ષ્મ ભેદ સમજીને યથોચિત આચરણ કરવામાં સર્વથા ચૂકેજ નહીં. જે માટે કહેલું છે કેઃ–"સર્વનું ઉચિત કરવું, ગુણ ઉપર (ગુણને અનુસરીને) રાગ રાખવો, જીનવચન ઉપર પ્રીતિ રાખવી, નિર્ગુણી ઉપર પણ મધ્યસ્થ રહેવું, એ સમકીતીનાં લક્ષણ છે (એથી સમકીત છે એમ ઓળખાય છે)."

मुंचंति न मज्जायं, जलनिहिणो नाचला विहुं चलंति;
न कयावि उत्तमनरा, उचिआचरणं विलंघंति.

સમુદ્ર જેમ મર્યાદા મૂકતો નથી, પર્વતો ચલાયમાન થતા નથી, તેમજ ઉત્તમ પુરૂષ પણ ઉચિત આચરણનો લોપ (ઉલ્લંઘન) કોઈ વખત પણ કરતા નથી.

तेणं चिअ जयगुरुणो, तिथ्थयराविहु गिहथ्थ भावंमि;
अम्मापिउण मुचिअं, अभ्भुठ्ठाणाई कुवंति.

એટલાજ કારણ માટે ખરેખર જગદ્ગુરૂ (તીર્થંકર) જ્યારે ગૃહસ્થાવસ્થામાં હોય છે ત્યારે પોતાના માતા પિતાનું અભ્યુત્થાનાદિક (ઉભા થવા વિગેરે) ઉચિત કરે છે.

એમ નવ પ્રકારનાં ઉચિત બતાવ્યાં. (અવસર ઉપર ઉચિત વચન બોલવું તે પણ મહાલાભકારી થાય છે).

## ( સમયોચિત વચન ઉપર મંત્રી અંબડનો સંક્ષિપ્ત અધિકાર )

મલ્લિકાર્જુનરાજાનો જય કરીને, ચૌદ કરોડ રૂપીયા, છ સુડા (એટલે ચૌદ ભાર. સુડા અને ભાર એક જાતનાં તોલ છે) પ્રમાણે ખરાં મોતી, બત્રીસ ચાંદીના મોટા ઘડ (કળસ, કુંભ) શૃંગારકોટી નામની સાડી, માણેકનું વસ્ત્ર; વિષહર છીપ (જે છીપથી બધી જાતનાં ઝેર દૂર થાય છે), એટલા પદાર્થ તો તેના દરબારમાં સાર હતા તે વિગેરે

કેટલાક પદાર્થ તેના ભંડારમાંથી લઈને જ્યારે અંબડ દીવાને શ્રીકુમારપાળ રાજા પાસે આવીને ભેટ કર્યા, ત્યારે તુષ્ટમાન થયેલા રાજાએ તેને રાજપિતામહ ( રાજનો હોદ્દો ). નામનું બીરૂદ (ચાંદ), એક કરોડ રૂપીયા, અને ચોવીસ જાતિવંત ઘોડા ઈનામમાં આપ્યા, તે લઈને ઘેર જતાં તેણે રસ્તામાં ઉભેલા યાચકોને બધા આપી દીધા. તેની કોઈકે કુમારપાળની પાસે જઈ ચાડી કરી કે, તમારૂં આપેલું બધું અંબડે યાચકોને આપી દીધું; ત્યારે કુમારપાળે કોપાયમાન થઈ મંત્રી અંબડને બોલાવી ઠપકો આપતાં કહ્યું કે, અરે! મારાથી પણ અધિક દાનેશ્વરી તું થયો છે? ત્યારે બે હાથ જોડીને મંત્રી અંબડ બોલ્યો કે, સ્વામી, તમારા બાપ તો ફક્ત બાર ગામના જ ધણી હતા અને મારા સ્વામી (તમે) તો અઢાર દેશના અધિપતિ છે! ત્યારે જેનો સ્વામી અધિક તો તેનો ચાકર પણ અધિક હોય એમાં શી નવાઇ! આટલું અવસર ઊચિત વચન બોલતાંવાર પ્રસન્ન થઇને કુમારપાળે તેને પુત્રપદે સ્થાપી તેના કરતાં ડબલ ( બમણું ) ઈનામ ફરીને આપ્યું. માટે અવસર ઉપર જે ઉચિત બોલવામાં આવે છે તે ખરેખર મહાલાભકારી જ થઈ પડે છે. જે માટે અમે પણ કહેલુંજ છે. ગ્રથાંતરે—

## ( સમયોચિત બોલવા વિષે )

**दाने याने माने, शयनासनपानभोजने वचने;**
**सर्वत्रान्यत्रापि हि, भवति महारसमयः समयः ॥**

દાન આપવામાં, વાહન ઉપર ચડવામાં, માન કરવામાં, શયન કરવામાં, બેસવામાં, પાણી પીવામાં, ભોજન કરવામાં, વચન બોલવામાં, બીજાં પણ કેટલાંક ઠેકાણાંમાં પણ ખરેખર અવસર હોય તોજ તે મહા રસમય લાગે છે.

એટલાજ માટે સમયને જાણવો એ પણ એક ઔચિત્યનું બીજ છે. જે માટે કહેલું છે કે,

**औचित्यमेकमेकत्र, गुणानां कोटिरेकतः;**
**विषायते गुणग्रामः, औचित्यपरिवर्जितः;**

કરોડો ગુણ એક તરફ રાખીએ અને ઔચિત્ય બીજી તરફ રાખીએ તો બન્ને બરોબર જ થાય છે, કેમકે જ્યાં ઔચિત્યતા નથી એવા ગુણનો સમુદાય પણ વિષમય લાગે છે.

એટલાજ કારણ માટે સર્વ પ્રકારનું અનુચિતપણું ત્યજી દેવું. જે કાર્ય કરવાથી મૂર્ખ ગણાય, ત્યારે તે અનુચિત સમજીને તેનો ત્યાગજ કરવો ઉચિત છે. આ વિષય ઉપર મૂર્ખશતક છે. યદ્યપિ તે લૌકીક શાસ્ત્રોકત છે, તોપણ ઘણો ઉપકારી હોવાથી અહીંયાં વર્ણન કરવામાં આવે છે.

## મૂર્ખશતક.

**शृणु मूर्खशतं राजं, स्तं तं भावं विवर्जय;**
**येन त्वं राजसे लोके, दोषहीनो मणिर्यथाः ॥ १ ॥**

હે રાજન્! તું મૂર્ખશતક સાંભળ, અને મૂર્ખ થવાનાં કારણોનો ત્યાગ કર, કે જેથી તું દોષ રહિત ડાઘ વિનાનો મણિ જેમ શોભે તેમ શોભીશ.

सामर्थ्ये विगतोद्योगः, स्वश्लाघी प्राज्ञपर्षदि; वेश्यावचसि विश्वासी, प्रत्ययीदंभडंबरः ॥२॥

૧ શક્તિ છતાં પણ ઉદ્યોગ ન કરે તે મૂર્ખ, ૨ પંડિત પુરૂષોની સભા વચ્ચે પોતાને મોંઢે પોતાની પ્રશંસા કરે, ૩ વેશ્યાનાં વચન ઉપર વિશ્વાસ રાખે, ૪ ખરેખર કપટ માલમ પડયા પછી પણ તેનો વિશ્વાસ રાખે.

द्युतादिवित्तसद्धाशः, कृष्याद्यायेषु संशयी; निर्बुद्धिः प्रौढकार्यार्थी, विविक्तरसिको विणक् ॥ ३ ॥

૫ જુગાર વિગેરેથી મને ધન જરૂર મળશેજ એવી આશા રાખી બેસી રહેનાર, ૬ ખેતી કે વ્યાપારમાં મને ધન મળશે કે નહી એમ ધારી નિરૂદ્યમ બેસી રહે, ૭ નિર્બુદ્ધિ છતાં મોટાં કાર્ય કરવા પ્રવર્તે, ૮ વેપારી છતાં અનેક પ્રકારનાં શ્રૃંગારાદિક રસમાં લલચાઈ જાય.

ऋणेन स्थावरक्रेता, स्थविरः कन्यकावरः; व्याख्याता चाश्रुतेग्रंथे, प्रत्यक्षार्थेप्यपह्नवी ॥ ४ ॥

૯ કરજ કરીને સ્થાવર મીલકત કરાવે કે વેચાતાં રાખે, ૧૦ વૃદ્ધાવસ્થા થયા પછી નાની કન્યાનો વરથાય, ૧૧ નહીં સાંભળેલા ગ્રંથોની વ્યાખ્યા કરે. ૧૨ પ્રત્યક્ષ અર્થો ઓળવે.

चपलापातिरीर्षालु, शक्तशत्रुरशंकितः; दत्वा धनान्यनुशायी, कविना हठपाठकः ॥ ५ ॥

૧૩ ધનવંત થઇને બીજાની ઈર્ષા કરે, ૧૪ સમર્થ શત્રુનો ભય ન રાખે, ૧૫ ધન આપ્યા પછી પસ્તાવો કરે, ૧૬ હઠથી ભણેલો પંડિત સાથે તકરાર કરે.

अप्रस्तावे पटुर्वक्ता, प्रस्तावे मौनकारकः; लाभकाले कलहकृ, न्मन्युमान् भोजनक्षणे ॥ ६ ॥

૧૭ કવેળા (વગર વખતે) ઉચિત વચન બોલે, ૧૮ અવસર વખતે બોલવાનુ બોલી ન શકે, ૧૯ લાભ વખતે કલેશ કરે, ૨૦ ભોજન વખતે અભિમાન રાખે.

क्षीणार्थः स्थूललाभेन, लोकोक्तौ क्लिष्ट संस्कृतः; पुत्राधीने धने दीनः; पत्नीपक्षार्थयाचकः ७

૨૧ ઘણું ધન મળવાની આશાથી પોતાનું છતું ધન હોય તે પણ વીખેરી નાંખે, ૨૨ લોકના વખાણવાથી (લોકોના કહેવાથી) આગળ ભણવાનો અભ્યાસ બંધ રાખે, ૨૩ પુત્રને પ્રથમથી સર્વ ધન સ્વાધીન કર્યા પછી દીલગીર થાય, ૨૪ સાસરીયાં તરફથી મદદ માગે.

भार्याखेदात्कृतोद्वाहः, पुत्रकोपात्तदंतकः; कामुकस्पर्द्धया दाता, गर्ववान्मार्गणोक्तिभिः ॥ ८ ॥

૨૫ સ્ત્રીની સાથે કલહ થવાના કારણથી બીજી પરણે, ૨૬ પુત્રના ઉપર ક્રોધ થવાથી તેને મારી નાખે, ૨૭ કામી પુરૂષોની ઈર્ષાથી વેશ્યાદિકને આપે (પોતે ધનનો ઈચ્છાવાન્ છતાં કોઈની ઇર્ષાથી ઉદાર થઈ ધન ઉડાડે ), ૨૮ યાચકના વખાણવાથી અભિમાન રાખે

धीदर्पान्न हितश्रोता, कुलोत्से काइसेवकः; दत्वार्थान्दुर्लभान्कामी, दत्वा शुमारकमर्गगः ॥ ९ ॥

૨૯ બુદ્ધિવાન છું એમ ધારી પોતાના હિતની વાત સાંભળે નહીં, ૩૦ કુળના મદથી પારકી નોકરી ન કરે, ૩૧ દુર્લભ પદાર્થ આપીને પાછું માંગે, ૩૨ દાણ આપ્યા પછી ચોરમાર્ગે ચાલે.

लुब्धे भुभूजि लाभार्थी, न्यायार्थी दुष्टशास्तरि; कायस्थे स्नेहसद्धाशः क्रुरे मंत्रिणि निर्भयः ॥ १० ॥

૩૩ લોભી રાજા પાસેથી ધન મેળવવાની આશા રાખે, ૩૪ ન્યાયાર્થી દુષ્ટ પુરૂષોની શિખામણ માને, ૩૫ કાયસ્થ (કારભારી) સાથે સ્નેહ રાખવાની ઇચ્છા રાખે ૩૬ નિર્દય દીવાન છતાં નિર્ભય રહે.

कृतघ्ने प्रतिकारार्थी, नीरसे गुणविक्रयी; स्वास्थ्ये वैद्यक्रियाशोषी, रोगी पथ्य पराङ्मुखः ॥ ११ ॥

૩૭ કૃતઘ્ન જાણ્યા પછી ગુણ કરી ઉપકાર વાંચ્છે, ૩૮ ગુણના અરસિક પુરૂષની પાસે ગુણનો વિક્રય કરે ( ગુણનો લાભ લેવા માગે ), ૩૯ નીરોગી છતાં ઔષધ ખાય, ૪૦ રોગી છતાં પથ્ય ન રાખે.

लोभेन स्वजनत्यागी, वाचा मित्रविरागकृत; लाभकाले कृतालस्यो, महर्द्धिः कलहप्रियः ॥१२॥

૪૧ લોભથી (ખરચ થવાના ભયથી) સગાંનો સંબંધ ત્યાગી દે, ૪૨ મિત્રનું ઓછું અધિકું વચન (શિખામણ) સાંભળી મિત્રાઈ છોડી દે, ૪૩ લાભ થવાના વખત ઉપર આળસ રાખે, ૪૪ ધનવાન થઈને કલહપ્રિય થાય.

राज्यार्थी गणकस्योक्त्या, मूर्खमंत्रे कृतादरः; शूरो दुर्बलबाधायां, दृष्टदोषांगनारतिः ॥ १३ ॥

૪૫ જોતિષી (જોશી)ના કહેવાથી રાજ્યની અભિલાષા રાખે, ૪૬ મૂર્ખના વિચાર ઉપર આદર રાખે, ૪૭ દુર્બળ પુરૂષોને પીડા કરવા શૂરવીર થાય, ૪૮ એકવાર સ્ત્રીના દોષ (અપલક્ષણ) દીઠા પછી તેના ઉપર આસક્ત રહે.

क्षणरागी गुणाभ्यासे, संचयेऽन्यैः कृतव्ययः; नृपानुकारी मौनेन, जने राजादिनिंदकः ॥ १४ ॥

૪૯ ગુણના અભ્યાસ ઉપર ક્ષણવાર રાગ રાખે ( શિખવા માંડયું તે પાર પાડયા વગર છોડી દે તે ક્ષણરાગી ગણાય છે), ૫૦ પારકી કમાઈનો વ્યય કરે, ૫૧ રાજાની પેઠે મૌન કરી બેસી રહે. ૫૨ લોકોમાં રાજા વિગેરેની નિંદા કરે.

दुःखे दर्शितदैन्यार्त्तिः, सुखे विस्मृतदुर्गतिः; बहुव्ययोऽल्परक्षाय, परिक्षाय विषाशिनः ॥ १५ ॥

૫૩ દુઃખ આવી પડે ત્યારે દીન થઈ ચિંતા કરે, ૫૪ સુખ પામ્યા પછી આગળનાં દુઃખને ભૂલી જાય, ૫૫ થોડા માટે વધારે ખર્ચ કરે, ૫૬ પરીક્ષા કરવા વિષ (ઝેર) ખાય ( જોઇએ, શું થાય છે એમ ધારી ખાઈ જાય ).

दग्धार्थो धातुर्वादेन, रसायनरसः क्षयी; आत्मसंभावनास्तब्धः, क्रोधादात्मवधोद्यतः ॥ १६ ॥

૫૭ કીમીયો ( સોનુ રૂપું ) થાય છે કે નહીં એમ ધારી તેની ક્રિયામાં પોતાનું છતું દ્રવ્ય બાળી ( ખરચી ) નાખે, ૫૮ રસાયણો ખાઇ પોતાની ધાતુનો ક્ષય કરે ૫૯ પોતાના મનથી અહંકારી થઇ નમે નહીં, ૬૦ ક્રોધાવેશથી આત્મઘાત કરે.

नित्यं निष्फलसंचारी, युद्धप्रेक्षी शराहतः; क्षयी शक्तविरोधेन, स्वल्पार्थः स्फीतडंबरः ॥ १७ ॥

૬૧ વગર કામે ( નકામો ) દરરોજ ફર્યા કરે, ૬૨ બાણ લાગ્યા પછી પણ ( માર ખાધા પછી પણ ) સંગ્રામ ( લડાઈ ) જોયા કરે, ૬૩ મોટા સાથે વિરોધ કરી હાર ખાય, ૬૪ થોડે પૈસે ઘણો આડંબર દેખાડે.

पंडितोऽस्मीति वाचालः, सुभटोऽस्मीति निर्भयः; उद्वेजनोतिस्तुतिभिः, मर्मभेदी स्मीतोक्तिभिः

૬૫ હું પંડિત છું એમ ધારી વધારે બોલે ( બોલ બોલ કરે ), ૬૬ હું શૂરવીર છું એમ ધારી નિર્ભય રહે, ૬૭ અત્યંત સ્તુતિથી ઉદ્વેગ પામે, ૬૮ હાસ્યમાં મર્મભેદ થાય એવી વાત કરી નાંખે.

दरिद्रहस्तन्यस्तार्थः, संदिग्धेऽर्थे कृतव्ययः; स्वव्यये लेखकोद्वेगी, दैवाशात्यक्तपौरुषः ॥ १९ ॥

૬૯ દરીદ્રીના હાથમાં ધન આપે, ૭૦ શંકાવાળા કાર્યોમાં આગળથી ખર્ચ કરે, ૭૧ પોતાનાં ખરચમાં ખરચેલાં નાંણાનો હિસાબ તપાસતાં પાછળથી ઉદ્વેગ કરે, ૭૨ કર્મની આશા રાખી ઉદ્યમ ન કરે.

गोष्ठीरति दरिद्रश्च, क्षैव्यविस्मृतभोजनः; गुणहीनः कुलश्लाघी, गीतगायी खरस्वरः ॥ २० ॥

૭૩ દરિદ્રી થઇને વાતનો રસીયો હોય, ૭૪ નિર્ધન હોય ને ભોજન વિસરી જાય, ૭૫ ગુણહીન હોય છતાં પોતાના કુળની પ્રશંસા કરે, ૭૬ ગધેડા જેવો સ્વર છતાં ગાવા બેસે ( જેનું ગાયન સભાને રંજીત કરી શકતું નથી ).

भार्याभयान्निषिद्धार्थी, कार्पण्येनाप्तदुर्दशः; व्यक्तदोषजनश्लाघी, सभामध्याद्विनिर्गतः ॥ २१ ॥

૭૭ મારી સ્ત્રીને આ કામ ગમશે કે નહીં એમ ધારી તેણીને કામજ બતાવે નહીં, ૭૮ છતે દ્રવ્યે કૃપણતાથી બેહુવાલ ફરે, ૭૯ જેમાં દેખીતા અવગુણ હોય તેની લોકોમાં પ્રશંસા કરે, ૮૦ સભા વચ્ચેથી અધવચ ઉઠી ચાલી નીકળે ( સભા વચ્ચે થઈ ચાલનારો ) તે મૂર્ખ.

दूतो विस्मृतसंदेशः, कासवांश्चोरिकारतः; भूरि भोज्यव्ययं कीर्त्यै, श्लाघायै स्वल्पभोजनः ॥२२॥

૮૧ સંદેશો જણાવનારો છતાં સંદેશો ભૂલી જાય, ૮૨ ખાંસીનો દરદી છતાં ચોરી કરવાનો રસીયો હોય, ૮૩ કીર્તિને માટે ભોજનમાં ઘણું ખર્ચ કરે, ૮૪ લોકો મારી પ્રશંસા કરશે એમ ધારી જમતાં ભૂખ્યો રહે.

स्वल्पभोज्येति रासिको, विक्षिप्तश्छद्मचाटुभिः; वेश्या सपत्नकलही, द्वयोर्मंत्रे तृतीयकः ॥ २३ ॥

૮૫ થોડા ખાવા યોગ્ય પદાર્થમાં ઘણું ખાવાનો રસીયો હોય (શાક ઘણાં ખાય), ૮૬ કપટી અને મીઠાં વચન બોલી ઉતાવળો થાય ( ઉતાવળ કરવાથી કપટ પાધરૂં પડી જાય ), ૮૭ વેશ્યાને શોક્ય સરખી જાણીને તેની સાથે કલહ કરે, ૮૮ બે જણા છાની વાત કરતા હોય ત્યાં ત્રીજો જઇ ઉભો રહે તો તે મૂર્ખ.

राजप्रसादे स्थिरधी, रन्यायेन विवर्धिषु; अर्थहीनोर्थकार्यार्थी, जने गुह्यप्रकाशकः ॥ २४ ॥

૮૯ રાજાની કૃપામાં નિર્ભય રહે, ૯૦ અન્યાય કરીને વિશેષ વૃદ્ધિ કરવાની ઇચ્છા રાખે, ૯૧ દરિદ્રી પાસેથી ધન મેળવવાની ઇચ્છા રાખે, ૯૨ પોતાની છાની વાત લોકોમાં પ્રકાશિત કરી નાંખે.

अज्ञातप्रतिभूः कीर्त्यै, हितवादिनि मत्सरी; सर्वत्र विश्वस्तमनो, न लोकव्यवहारवित् ॥ २५ ॥

૯૩ કીર્તિને માટે અજાણીતા કામમાં શાખ ભરે, ૯૪ હિત બોલનારની સાથે મત્સર રાખે, ૯૫ સર્વત્ર મનમાં વિશ્વાસ રાખે, ૯૬ લોકીક વ્યવહાર ન જાણે.

भिक्षुकश्चोष्णभोजी च, गुरुश्च शिथिलक्रियः; कुकर्मण्यपि निर्लज्जः, स्यान्मूर्खश्च सहासगीः॥२६॥

૯૭ ભિક્ષુક થઇને ઉષ્ણ ભોજનની ઇચ્છા રાખે, ૯૮ ગુરૂ થઇને કરવા યોગ્ય ક્રિયામાં શિથિલ થાય, ૯૯ નઠારા કામ કરવાથી પણ લજવાય નહીં, ૧૦૦ બોલતાં હસતો જાય તે મૂર્ખ.

## ( ત્યજવા યોગ્ય કશોભાકારક લક્ષણ અને કરવા યોગ કાર્યો )

ઉપર પ્રમાણે મૂર્ખનાં સો લક્ષણ બતાવ્યાં. બીજા પણ જે કશોભાકારક લક્ષણ ( મૂર્ખપણું ઓળખાય એવાં ચિન્હ ) હોય તે પણ ત્યજવા યોગ્ય છે. જે માટે વિવેક વિલાસમાં કહેલું છે કેઃ—

"બગાસું ખાતાં, છીંકતાં, ઓડકાર ખાતાં, હાસ્ય કરતાં (હસતાં), વિગેરે કામ કરતી વખતે પોતાના મુખ આડો હાથ દેવો. સભામાં બેશી નાશિકાશોધન, હસ્તમોડન કરવા (હાથ મરડીને આળસ ખાવી) નહીં. સભામાં બેસીને પલાંઠી વાળવી નહીં, પગ પસારવા નહીં, નિંદા વિકથા કરવી નહીં, તેમજ બીજી પણ કોઈ કુક્રિયા (કુત્સિત દેખાવ) કરવી નહીં. ખરેખરો હસવા જેવોજ વખત આવે ત્યારે પણ કુલીન પુરૂષે જરામાત્ર ઓષ્ટ (હોઠ) ફરકે એટલુંજ હસવું, પણ અટહાસ્ય (જેમાં મોઢું કે આંખોનો દેખાવ કદ્રુપો થાય છે), અતિ હાસ્ય (ઘણું હસવું), એ બન્ને તો કરવાં અનુચિતજ છે. પોતાના અંગનો ભાગ વાજાંની પેઠે વગાડવો, તણખલાંનું છેદન કરવું, ફોકટ જમીન આંગળીથી ખોદવી, નખો વડે દાંત ઘસવા કે દાંતો વડે નખ કાપવા (તોડવા ઉખેડવા) એમ સારા માણસે કોઈ વખત પણ કરવું નહીં. ભાટ, ચારણ, માંગણ વિગેરેથી પોતાની પ્રશંસા સાંભળીને પણ સર્વથા ગર્વ કરવો નહીં. કોઈ વિચક્ષણ પ્રશંસા કરે તો ગુણનો નિશ્ચય કરવો—હું શું માત્ર છું અથવા મારામાં શા ગુણ છે? કંઈ નથી. એમ પોતાની લઘુતા બતાવવી. વિચક્ષણ પુરૂષે બીજા કોઇને વાક્ય કહેવું હોય તે વિચાર કરીને વિશેષોક્તિથી (તેને પ્રિય લાગે એવું) બોલવું. નીચપુરૂષે કંઈ દુર્વચન કહેલું હોય તેને પાછું દુર્વચન કહેવું નહીં. જે વાતનો પોતાને નિર્ણય થયો ન હોય તે વાત સંબંધી આ એમજ છે એમ ત્રણે કાળમાં કોઇપણ વખતે વિચક્ષણપુરૂષે બોલવું નહીં. બીજા કોઈની પાસે જે કંઈ કામ કરાવવાનું હોય તે પુરૂષને પ્રથમથીજ અન્યોક્તિ (બીજા કોઇના) દૃષ્ટાંતે કરીને પ્રથમથીજ કહી આપવું કે આ કામ આવી રીતે કરવાનું અમુકને અમે આટલું આપ્યું હતું, હવે પણ જે કરશે તેને આટલું મળશે. જે વચન આપણે બોલવાનું છે તેજ વચન જો કોઈ બીજોજ બોલેલ હોય તો પોતાના કાર્યની સિધ્ધિ માટે તે વચન પ્રમાણજ કરી લેવું (પણ ફરી બોલવું નહીં). જેનું કાર્ય પોતાથી થઈ શકે એવું ન હોય તો તેને પ્રથમથીજ કહી આપવું, કે અરે! તું એ કામ માટે ન આવ, ચાલ્યો જા, પણ ખોટો દિલાસો તેને આપવો નહીં. કોઈનું પણ દુષણ વિચક્ષણપુરૂષે બોલવું નહીં. કદાપિ શત્રુનું દુષણ બોલવું પડે તો અન્યોક્તિથી (એકને કહેવું ને બીજાને સમજાવવું) બોલવું, અથવા તેજ સમજે, બીજા કોઈ સમજી શકે નહીં એમ ચતુરાઇથી બોલવું, પણ ખટપટ વધે એમ બોલવું નહીં. માતા, પિતા, આચાર્ય, રોગી, પરોણા, ભાઈ, તપસ્વી, વૃદ્ધ, સ્ત્રી, બાળક, વૈદ્ય, પુત્ર, પુત્રી, સગાંવહાલાં, ગોત્રવાળા, નોકરો, બેન સંબંધી કુટુંબ, મિત્ર, એટલા સાથે જેમ વચનનો કલહ ન થાય તેમજ વર્તવાથી ત્રણ જગતને પ્રાણી જીતે છે. નિરંતર સૂર્યનાં સામે, ચંદ્રસૂર્યનાં ગ્રહણ સામે, ઉંડા કુવાનાં પાણીમાં, અને સંધ્યાના આકાશ સામે જોવું નહીં. કોઈ મૈથુન કરતો હોય તેને, શિકાર ખેલતો હોય તેને, નગ્ન પુરૂષને, યૌવનવંતી સ્ત્રીને. પશુની ક્રીડા (મૈથુનલડાઈ) ને, કન્યાની યોનિને, જોવાં નહીં. તેલમાં, જળમાં. શસ્ત્રમાં, પેસાબમાં, રૂધિરમાં, વિચક્ષણે પોતાનું મુખ જોવું નહીં, કેમકે એમ કરવાથી (એટલા પદાર્થમાં પોતાનું મુખ જોવાથી) પોતાનું આયુષ્ય ત્રુટે છે. અંગીકાર કરેલા વચનનો ત્યાગ કરવો નહીં. ગઈ વસ્તુનો શોક કરવો નહીં. કોઈ પણ વખત કોઈને નિદ્રાનો વિચ્છેદ (નાશ) કરવો નહીં. ઘણા સાથે વૈર

કરવું નહીં. ઘણા લોકોને (પ્રમાણ) હોય એવુંજ વાક્ય બોલવું. જેમાં કંઈ સાર નથી એવાં પણ કાર્ય કરવાની જરૂર પડે તો ઘણા લોકો સાથે મળીને કરવું. પંડિત પુરૂષે હરકોઈ પણ સારા કામમાં આગેવાની કરવી. મનુષ્યો કપટવડે કરીને પણ જો નિસ્પૃહતા રાખે તોપણ તેને ફળદાયક થઇ શકે છે માટે નિસ્પૃહતા રાખવી. કોઇને કોઇ વખત પણ દ્રોહ (બિગાડ) કરવાની જરૂર પડે તો તેવાં કાર્યોમાં ઉતાવળ કરવી નહીં. કોઇ વખત પણ સુપાત્રના ઉપર મત્સર રાખવો નહીં. પોતાની જાતિમાં કંઇ પણ કષ્ટ (વાંધો) હોય તે ઉવેખવો નહીં. પણ સર્વ એકઠા મળી એકસંપે કામ સુધારી લેવું. જો એમ ન કરે તો માનવંતના માનની હાનિ થાય અને તેમ થવાથી અપવાદ પણ થાય છે. પોતાની જાતિની ઉપર પ્રીતિ રાખવી છોડી દઇ પરજાતિ ઉપર રાગ (પ્રીતિ) રાખે છે તે પ્રાણી ખરેખર કુકર્દમરાજાની પેઠે નાશજ પામે છે. પરસ્પર કલહ કરવાથી જ્ઞાત (જાતિ–નાત) ઘણુંકરીને નાશજ પામે છે અને પાણીની સાથેજ રહેવાથી જેમ કમળ વૃદ્ધિને પામે છે તેમજ જો જ્ઞાતિ પણ સંપ રાખીને ચાલે (મળીને ચાલે) તો તે વૃદ્ધિ પામે છે. દરિદ્રીને, આફતમાં ફસાયેલાને, મિત્રને, સાધર્મીને, પોતાની જાતિમાં મોટા ગણાતા હોય તેને, વગર પુત્રવાળી પોતાની બેનને, બુદ્ધિવાનને જરૂર પાળવાં. બીજા કોઈને કંઇપણ પ્રેરણા કરી કામ કરાવવામાં, પારકી વસ્તુ વેચવા સાટવામાં, પોતાના કુળનું અનુચિત કાર્ય કરવામાં, એટલા કામમાં મોટાઈ રાખનાર પુરૂષે ઉતાવળ ન કરવી.”

મહાભારતાદિકોમાં પણ એમ કહેલું છે કેઃ—

“પાછલી ચાર ઘડી રાત્રી રહે ત્યારે જાગૃત થવું, અને ધર્મ, અર્થનું ચિંતવન (વિચાર) કરવું. કોઈપણ વખત ઉદય અને અસ્ત થતા સૂર્યને જોવો નહીં. દિવસે ઉત્તર દિશા સામે બેસીને અને રાત્રે દક્ષિણ દિશા સામે બેસીને ઘણી હાજત લાગી હોય તો મરજીમાં આવે તેમ લઘુનીતિ વડીનીતિ કરવી. દેવાર્ચનાદિક કાર્ય કરવાં હોય કે ગુરૂવંદન (સ્તુતિ) કરવું હોય, કે ભોજન કરવું હોય ત્યારે પાણીથી આચમન (કોગળા) કરીનેજ કરવાં. વિચક્ષણ પુરૂષે દ્રવ્ય ઉપાર્જન કરવાનો જરૂર ઉદ્યમ કરવોજ જોઇએ, કેમકે હે રાજન! દ્રવ્ય ઉપાર્જન કરવાથીજ ધર્મ કામ વિગેરે સાધી શકાય છે. જે દ્રવ્ય ઉપાર્જન કર્યું હોય તેમાંથી પા ભાગ પારલોકીક કાર્યમાં ખરચવું, પા ભાગનો સંચય કરવો, અર્ધ ભાગમાંથી પોતાનું દરરોજનું સપ્રયોજનવાળું ભરણપોષણ કરવું પણ વગર પ્રયોજનમાં ખરચી નાંખવું નહીં. મસ્તકના વાળ સમારવા, દર્પણ જોવું, દાતણ કરવું, દેવની પૂજા કરવી, એટલાં કાર્યો સર્વે પ્રાતઃકાળેજ એટલે પહેલા બે પોહોરમાંજ કરવાં, પોતાની હિતની ચાહના કરનાર પુરૂષે પોતાના ઘરથી કેટલેક દૂરજ પિસાબ કરવો. દૂરજ પગ ધોવા, અને દુરજ મળનો ત્યાગ કરવો (વડીનીતિ કરવી, એઠું જુઠું વિગેરે નાંખવું.) લોષ્ઠમર્દી (વગર પ્રયોજને ઢેખાળા ભાંગનાર), તૃણછેદી (વગર પ્રયોજને તણખલાં તોડનાર), નખખાદી (પોતાના દાંતથી પોતાના નખ ઉતારનાર), લઘુનીતિ વડીનીતિ દરરોજ એકજવાર સાથેજ થતા હોય એવા પુરૂષનું આયુષ્ય અંહાં મોટું જણાતું નથી. ભાંગેલા આસન ઉપર બેસવું નહીં, ભાંગેલા કાંસાના વાસણમાં કે છુટા કેશ રાખીને જમવું નહીં, અને વસ્ત્ર પહેર્યા વગર (નગ્ન થઈને) સ્નાન કરવું નહીં. નગ્ન થઇને સુવું નહીં, મલીનપણે કોઈપણ વખતે રહેવું નહીં, હાથ મસ્તકે

લગાડવા નહીં, કેમકે સર્વે પ્રાણો મસ્તકને આશ્રયીને રહેલા છે. વિવેકી પુરૂષે પોતાના પુત્ર કે શિષ્યના વિના બીજા કોઈને શિખામણ દેવા માટે મારવો નહીં, અને શિષ્ય કે પુત્રને મારવો પડે તો તેના માથાના વાળ પકડવા નહીં, તેમજ મસ્તકમાં પ્રહાર પણ કરવા નહીં. પોતાના બે હાથે કરીને પોતાના માથામાં ખરજ ખણવી નહીં, અને વારંવાર મસ્તક ઉપર વગર કારણે ઉત્તમ પુરૂષે નિશ્ચય સ્નાન કરવું નહીં. ચંદ્રગ્રહણ દેખ્યા શિવાય રાત્રે સ્નાન કરવું નહીં, જમ્યા પછી અને ઉંડા પાણીવાળા જશળાયમાં સ્નાન કરવું નહીં. ગુરૂનું છિદ્ર કંઇપણ બોલવું નહીં, ગુરૂ કોપાયમાન થયા હોય તો શાંત કરવા ( શાંત પાડવા ), ગુરૂની નિંદા કોઇ બીજો પણ કરતો હોય તો તે સાંભળી બેસી રહેવું નહીં. હે ભરત રાજા ! ગુરૂનાં, પતિવ્રતાનાં, ધર્મવંત પ્રાણીનાં, તપસ્વીનાં અવર્ણવાદ ( અપવાદ ) હાંસી માત્રમાં પણ બોલવા નહી. કંઈપણ પારકું ચોરવું નહી, પ્રિય પણ અસત્ય વચન જરા માત્ર પણ બીજાને અપ્રિય લાગે એવું બોલવું નહીં, પારકા દોષ પ્રકાશ કરવા નહીં. પતિતની (ધર્મથી પડેલા હોય તેની ) કથા સાંભળવી નહીં, પતિતના આસને બેસવું નહીં, પતિતનું ભોજન કરવું નહીં અને પતિત સાથે કંઈપણ આચરણ કરવું નહીં. શત્રુ, પતિત, મદોન્મત્ત, ઘણાનો વૈરી, મુર્ખ, એટલાની સાથે બુધ્ધિવાન પ્રાણીએ મિત્રાંઇ કરવી નહીં, તેમ એકલાયે માર્ગ એટલા સાથે ચાલવું નહીં. ગાડી, ઘોડો, ઉંટ કે વાહાણ વિગેરે જો દુષ્ટ હોય તો તેમાં બેસવું નહીં, નદીની કે ભેખડની છાયા નીચે બેસવું નહીં, જેમાં પાણી વધારે હોય એવા નદી વિગેરેનાં પૂરમાં અગ્રેસરી થઇ પોતે પ્રવેશ કરવો નહીં. બળતા ઘરમાં પેસવું નહીં, પર્વતના શિખર ઉપર ચડવું નહીં, ઉઘાડે મોંઢે બગાસું ખાવું નહીં, શ્વાસ અને ખાંસી એ બન્નેના ઉપાય કરી દૂર કરવાં. રસ્તામાં ચાલતાં બુધ્ધિવાન્ પુરૂષે ઉંચુ, નીચું, તીર્છું જોવું નહીં, પણ પૃથ્વી ઉપર ગાડાના ધુંસરા પ્રમાણે દૃષ્ટિ રાખીને ચાલવું. વિચક્ષણ પુરૂષે શબ્દ સહિત આકરૂં હસવું નહીં. વાસરછુટ કરવો નહીં, દાંતોવડે નખ છેદવા નહીં. પગની સાથે પગ ઘસવા નહીં. વિચક્ષણ પુરૂષે દાઢી મુંછ ચાવવી નહીં, હોઠથી કંઇ ઉઠાવવું નહીં, એઠું જુઠું કંઈ ખાવું નહીં. દરવાજા વગર ( પાછલા માર્ગથી ) પારકા ઘરમાં જવું નહીં. ઉષ્ણકાળમાં ને વર્ષાઋતુમાં છત્રી રાખવી, રાત્રે હાથમાં લાકડી રાખવી, વગડામાં જવું હોય તો જોડા પહેરવા. પણ માળા, વસ્ત્ર, જોડા બીજાનાં વાપરેલાં પહેરવાં નહીં. સ્ત્રીને ઘણા પ્રયત્નથી જાળવવી પણ સ્ત્રી ઉપર ઈર્ષા રાખવી નહીં, કેમકે સ્ત્રી ઉપર ઈર્ષા રાખવાથી આયુષ્યનો ક્ષય થાય છે. હે ભરત મહારાજા ! રાત્રે પાણીનું ભરવું, ગળવું, તેમજ દહીની સાથે સાથવો ખાવો અને ભોજનની ક્રિયા, એટલાં વાનાં રાત્રે વર્જવાં. ઉંચું ઢીંચણ રાખી ઉત્કટ આસને ( ગાય દોહન કરવાના આસને ) ઘણી વાર બેસવું નહીં, પોતાના પગથી આસનને ખેંચીને બેસવું નહીં એવી પ્રાજ્ઞ પુરૂષની રીતિ છે. પૂરા પ્રભાતે, પૂરા સંધ્યાકાળે, પૂરા મધ્યાન્હકાળે, અજાણ્યા લોકોની સાથે, અને ઘણા લોકોની સાથે એકલાયે જવું નહીં. હે મહારાજ ! દીર્ઘ આયુષ્યની ઇચ્છા રાખનાર બુધ્ધિવાન પુરૂષે મલીન દર્પણ જોવું નહીં, તેમજ રાત્રિયે પણ દર્પણ જોવું નહીં. હે રાજન ! કમળ અને કુવલય ( ચંદ્રવિકાશી કમળ ) મૂકીને બીજાં કોઈપણ જાતિનાં રાતા રંગના ફુલની માળા શરીરપર પહેરવી નહીં, પંડિતે સફેદ પુષ્પ વાપરવાં. હે નરોત્તમ ( હે રાજા ) ! શય્યામાં શયન કરતી

વખતે વસ્ત્ર જુદું જ પહેરવું, દેવપૂજા વખતે જુદું જ પહેરવું, અને સભામાં જતી વખતે વસ્ત્ર જુદું જ પહેરવું. વચનની, હાથની અને પગની ચાપલ્યતા (ચપળતા, અતિશય ભોજન, શય્યાની, દીવાની, અધમની અને થંભની છાયા દૂર થકીજ મૂકી દેવી. નાશિકા વાંકી કરવી નહીં, પોતાના હાથથી પોતાના કે પારકા જોડા ઉપાડવા નહીં, મસ્તક ઉપર ભાર ઉપાડવો નહીં. વરસાદ વરસતે દોડવું નહીં. ઘણુંકરી ભાંગેલાં વાસણમાં જમવાથી કલહ થાય, ભાંગેલા ખાટલાપર સુવાથી વાહનનો ક્ષય થાય, જ્યાં કુતરા અને કુકડા હોય ત્યાં પીતર ભોજન કરતાં નથી. સુવાસણને (નવી વહુને), ગર્ભવંતીને, વૃદ્ધને, બાળકોને, રોગી અથવા થાકેલાને પહેલાં રાંધેલા અન્નથી જમાડીને પછી ગૃહસ્થ પોતે ભોજન કરે. હે પાંડવશ્રેષ્ઠ, પોતાના ઘરને આંગણે ગાય, વાહન, વિગેરે પશુ બાંધે થકે (તેઓને ઘાસ પાણી આપ્યા વગર) જે પોતે જમે છે તે કેવળ પાપભોજન કરે છે, અને જે વળી ઘર આંગણે ઉભેલા ભીખારીઓને દીધા વિના જમે છે, તે પણ પાપભોજન કરે છે. જે માણસ ઘરની વૃદ્ધિ ઇચ્છતો હોય તેણે વૃદ્ધ, પોતાની જાતિના પુરૂષ, મિત્ર, દરિદ્રી, જે ઇંહાં કોઈ મળે તેને પોતાના ઘરમાં રાખવા (ઘરમાં વસાવવા). પંડિત પુરૂષ અપમાનને આગળ રાખી, માનને પાછળ કરીને પોતાના સ્વાર્થનો ઉધ્ધાર કરે, કેમકે સ્વર્થથી ભ્રષ્ટ થાય તેજ ખરેખરી મૂર્ખતા છે. બુદ્ધિવાન પુરૂષ થોડા માટે ઘણાનો નાશ કરે નહીં, કેમકે થોડાથી ઘણાનું રક્ષણ કરવું એજ પંડિત પુરૂષોનું લક્ષણ છે. લેવાનું, દેવાનું અને કરવાયોગ્ય કાર્ય વખતસર ન બને તો તેનો રસ (સાર) કાળ પી જાય છે, અર્થાત્ કાળ બદલાઇ જવાથી તેનું ફળ મળી શકતું નથી. જ્યાં આપણને ઉભા થઈ માન અપાતું ન હોય, મીષ્ટ વચનથી બોલાવતા પણ ન હોય, આપણા ગુણ અને દોષની વાત પણ જાણતાં ન હોય તેને ઘેર જવું નહીં. હે યુધિષ્ઠિર! જે વગર બોલાવે ઘરમાં કે કોઇ કાર્યમાં પ્રવેશ કરે છે, વગર બોલાવ્યો વધારે બોલે છે, વગર આપેલા આસન ઉપર બેસે છે તે અધમ પુરૂષ સમજવો. અસમર્થ છતાં ક્રોધ કરે, નિર્ધન છતાં માનની ઇચ્છા રાખે અવગુણી છતાં ગુણીજનો ઉપર દ્વેષ કરે, એ ત્રણે જણા જગતમાં લક્કડકુટ સમજવાં. માતા પિતાનું ભરણપોષણ નહીં કરનારો, પૂર્વે કરેલા કામને યાદ લાવીને માંગનારો મૃતકની શય્યાનો દાન લેનારો મરણ પામીને ફરી પુરૂષ થતો નથી. પોતાથી અધિક બળવંત પુરૂષના કબજામાં આવી ગયેલા બુધ્ધિવાન પુરૂષે પોતાની લક્ષ્મી બચાવવા માટે વૈતસીવૃત્તિ (નરમાશવૃત્તિ) રાખવી પણ કોઈ વખતે તેની સાથે ભૌજંગીવૃત્તિ (સર્પના જેવી ક્રોધીવૃત્તિ) રાખવી નહીં. વૈતસીવૃત્તિ (નરમાશવૃત્તિ) રાખનાર પુરૂષ અનુક્રમે મોટી ઋધ્ધિ પામે છે અને ભુજંગવૃત્તિ (સર્પના જેવી ક્રોધીવૃત્તિ) રાખનારો ફક્ત મરણને શરણ થાય છે. કાચબો જેમ પોતાના અંગોપાંગ સંકોચીને પ્રહારોને પણ સહન કરી લે છે, તેમ બુધ્ધિવાન પુરૂષ કોઇક વખત દબાઈ રહે છે, પણ જ્યારે પોતાનો વખત આવે ત્યારે કાળા સર્પની પેઠે પરાક્રમવંત બની તેને પછાડી નાંખે છે (મરજી પ્રમાણે કરી શકે છે). એકે ઝપાટે બધાને ઉખેડી નાંખે એવો બળવાન વાયુ પણ એક એકના આશ્રયથી ગુંથાઇ ગયેલા વૃક્ષને જેમ ઉખેડી શકતો નથી, તેમ જો નબળા પુરૂષો પણ ઘણા એકઠા મળેલા હોય તો તેને બળવાન પણ કંઈ

ઉપદ્રવ કરી શકતો નથી. ગોળ ખાવાથી વધારેલો સલેખમ જેમ છેવટ નિર્મૂલ થઈ જાય છે, તેમ બુધ્ધિવાન શત્રુને પણ વધારીને પોતાના વખત ઉપર ઉચ્છેદ કરે છે (પટકી નાંખે છે). સર્વસ્વ હરણ કરી લેવામાં સમર્થ એવા શત્રુઓને, વડવાનળ અગ્નિને જેમ સમુદ્રે પોતાના પેટમાં રાખીને સંતોષિત રાખ્યો, તેમ બુદ્ધિવાન પુરૂષ પણ તેને (શત્રુને) થોડું થોડું કંઈક આપીને સંતોષિત રાખે છે. બુધ્ધિવાન પુરૂષ તીક્ષ્ણ એવા પણ શત્રુને તીક્ષ્ણ શત્રુથીજ દૂર કરે છે; જેમકે, પગમાં લાગેલા કાંટાને હાથમાં રહેલા કાંટાની શૂળથી કાઢી નખાય છે. પોતાની અને પારકી શક્તિનો વિચાર કર્યા વગર જે પુરૂષ ઉદ્યમ કરે છે તે મેઘની ગર્જના ઉપર ખીજી પડેલા કેશરીસિંહની પેઠે ઉછળીને છેવટ પોતાનાજ અંગનો ભંગ કરી નાંખે છે, પણ તેના ઉપર બળ કરી શકાતું નથી. ખરેખર ઉપાયથી પણ એવાં કાર્ય કરી શકાય છે કે જે કાર્ય પરાક્રમથી પણ કરી શકાતાં નથી; જેમકે, કોઈક કાગડીયે સોનાના તારથી કાળા સર્પને પણ મારી નાંખ્યો. નદીનો, નખવાળા જનાવરોનો, સીંગડાંવાળા જનાવરોનો, હાથમાં શસ્ત્ર રાખનારાઓનો, સ્ત્રીઓનો અને દરબારી લોકોનો વિશ્વાસ રાખવોજ નહીં. સિંહથી એક, બગલાથી એક, કુકડાથી ચાર, કાગડાથી પાંચ, કુતરાથી છ, અને ગધેડાથી ત્રણ ગુણ શીખી લેવા.

## ( સિંહના એક ગુણ વિષે. )

प्रभूतकार्यमल्पंवा । यो नरः कर्तुमिच्छति ॥ सर्वारंभेण तत्कुर्या । त्सिंहस्यैकं पदं यथा ॥

મોટું કે અલ્પ કાર્ય જે પુરૂષ કરવા ધારે છે, તે કાર્ય સર્વ ઉદ્યમથી એકેસપાટે કરવું, પણ તેમાં વચમાં ખચકાવું નહીં. સિંહની પેઠે એકેફાળે કાર્ય કરવું, એ એક ગુણ સિંહથી શીખી લેવાનો છે.

## ( બગલાના એક ગુણ વિષે. )

बकवच्चिंतयेदर्थान् । सिंहवच्च पराक्रमं । वृकवच्चावलुंपेत । शशवच्च पलायनं ॥

બગલાંની પેઠે વિચારી વિચારીને પગલાં ભરે (પોતાનું કાર્ય બગડવા ન દેવું એ બગલાંથી ગુણ સમજવાનો છે), સિંહની પેઠે પરાક્રમ રાખવો, વરગડાની પેઠે લપાઈ જવું, અને સસલાંની પેઠે નાશી જવું.

## ( કુકડાના ચાર ગુણ વિષે. )

प्रागुत्थानं च युद्धं च, संविभागं च बंधुषु; स्त्रियमाक्रम्य भुंजीत, शिक्षेच्चत्वारि कुक्कुटात् ॥

સર્વથી પહેલાં ઉઠવું, યુદ્ધમાં પાછા ન હઠવું, સગાંવહાલાંઓમાં વહેંચી ખાવું, પોતાની સ્ત્રીને સાથે લઈ ભોજન કરવું, એ ચાર ગુણ કુકડાથી શિખવાના છે.

## ( કાગડાના પાંચ ગુણ વિષે )

गूढं च मैथुनं धाष्टर्यं, काले चालयसंग्रहः; अप्रमादविश्वासं, पंच शिक्षेत वायसात्.

ગુપ્ત મૈથુન કરવું, ધીઠાઈ રાખવી (અદેખાઈ કરવી), સમય ઉપર પોતાને રહેવાનો આશ્રમ કરવો (રહેવાનો માળો બાંધવો-ઘર બાંધવું), અપ્રમાદી રહેવું, કોઈનો પણ વિશ્વાસ ન રાખવો, એ પાંચ ગુણ કાગડાથી શિખવાના છે.

## ( કુતરાના છ ગુણ વિષે. )

बह्वाशी चाल्पसंतुष्टः, सुनिद्रो लघुचेतनः; स्वामिभक्तश्च शूरश्च, षडेते श्वानतो गुणाः ॥

ઘણું ખાવું, થોડા ઉપર પણ સંતોષ રાખવો, જાગતાં ઉંઘવું, સાવધાન રહેવું, જેનું ખાય તેની સેવા (ચોકી) કરવી, શૂરવીર રહેવું, એ છ ગુણ કુતરાથી શિખી લેવા.

## ( ગધેડાના ત્રણ ગુણ વિષે. )

आरूढं तु वहेद्भारं, शीतोष्णं न च विंदति; संतुष्टश्च भवेन्नित्यं, त्रीणि शिक्षेच्च गर्दभात् ॥

"આવી પડેલો ભાર ઉપાડે, તાઢ તડકો સહન કરે, નિરંતર સંતોષ રાખે, એ ત્રણ ગુણ ગર્દભ (ગધેડા) પાસેથી શીખવાના છે."

## ( નીતિશાસ્ત્રનો અભ્યાસ કરવા વિષે )

તેટલા માટે સુશ્રાવકલોકે નીતિશાસ્ત્રનો ઉદ્યમ (અભ્યાસ) કરવો. જેમાટે કહેલું છે કેઃ—

हितमहितमुचितमनुचितं, मवस्तु वस्तु स्वयं न यो वेत्ति;
स पशुः श्रृं विहीनः, संसारवने परिभ्रमति.

હિતને, અહિતને, ઉચિતને, અનુચિતને, અવસ્તુને, વસ્તુને, જે પુરૂષ પોતે જાણતો નથી તે પુરૂષ ખરેખર સંસારરૂપ વનમાં પરિભ્રમણ કરનારો સીંગડાં અને પુંછડાં વગરનો એક પશુ સમાનજ સમજવો.

नो वक्तुं न विलोकितं न हसितं न क्रीडितुं नेरितुं ।
न स्थातुं न परीक्षितुं न पणितुं नो राजितुं नार्जितुं ॥ १ ॥
नो दातुं न विचेष्टितुं न पठितुं नानिंदितुं नैधितुं ।
यो जानाति जनः स जीवति कथं निर्लज्जचूडामणिः ॥ २ ॥

બોલવું, જોવું, હસવું, રમવું, ચાલવું, ઉભા રહેવું, પરખવું, પ્રતિજ્ઞા કરવી, શોભાવવું, કમાવવું, દાન દેવું, ચેષ્ટા કરવી, અભ્યાસ કરવો, નિંદા કરવી, વધારવું, એટલાં વાનાં જે પુરૂષ જાણતો નથી તેવા નિર્લજશિરોમણિનું જીવવું શા કામનું છે!

आशितुं शयितुं भोक्तुं । परिधातुं प्रजल्पतुं ॥ वेत्ति यः स्वपरस्थाने । विदुषां स नरोग्रणी ॥

પોતાને અને પારકે ઘેર બેસવાનું, સુવાનું, જમવાનું, પહેરવાનું, બોલવાનું જે જાણે છે (જે અવસર ઓળખે છે), તે પુરૂષ વિચક્ષણ પુરૂષોમાં અગ્રેસરી ગણાય છે.

## ( વ્યવહાર શુદ્ધયાદિક ત્રણથી દ્રવ્યોપાર્જન ઉપર દ્રષ્ટાંત )

વિનયપુર નગરે વસુભદ્ર નામના એક શ્રીમંત શેઠને ધનમિત્ર નામનો પુત્ર હતો, પણ તેની બાલ્યાવસ્થામાંજ માતા પિતા મરણ પામ્યા અને ધન પણ ખોઇ બેઠો. છેવટે દરીદ્રી થયો અને યૌવનાવસ્થા થઇ છતાં પણ લગ્ન થયું નહીં. ત્યાં વ્યાપાર કર્યા છતાં પણ કંઈ ધન કમાઈ શકયો નહીં, તેથી પરદેશ વ્યાપાર કરવા નીકળ્યો, ત્યાં પણ ધન માટે ખાણો ખોદવી, ધાતુર્વાદી થવું, રસાયણ ક્રિયા કરવી, મંત્ર, જંત્ર, તંત્ર, પ્રયોગ કરવા, જળમાર્ગે જવું, સ્થળમાર્ગે જવું, રાજા વિગેરેની નોકરી કરવી, વિગેરે વિવિધ પ્રકારના પ્રયોગ દ્રવ્ય કમાવા માટે કર્યા છતાં પણ કોઈ રીતે તેને ધન મળ્યું નહીં

તેથી ખરેખરો ઉદ્વિગ્ન થઈને છેવટે ગજપુરે જઈ કેવળી મળ્યા તેમને પોતાનો પૂર્વભવ પૂછયો. ત્યારે કેવળી મહારાજે કહ્યું કે, વિજયપુરે ગંગદત્ત નામનો શેઠ હતો. તે કૃપણ અને મત્સરી એવો તો હતો કે પોતે ધર્મમાર્ગે કંઈ વાપરે નહીં, પરંતુ બીજા લોકોને પણ દાનાદિક ધર્મકૃત્યો કરવામાં આડે આવ્યા કરે. એમ કેટલોક વખત વ્યતીત થયા પછી એક સુંદર નામનો શ્રાવક તેને મુનિ પાસે લઈ ગયો. મુનિ મહારાજે તેને કેટલોક ઉપદેશ આપ્યો તેથી કંઈક ભાવ અને કંઈક મિત્રની દાક્ષિણ્યતાથી દરરોજ દેરાસરે જઇ બની શકે તો પૂજા કરવી અને નહિંતો દર્શન ચૈત્યવંદન તો જરૂર કરવાં વિગેરે ધર્મકરણીનો તેણે નિયમ અંગીકાર કીધો, પણ કંજુસાઈને લીધે પૂજામાં ઘણો આદર ન રાખતાં દર્શન અને ચૈત્યવંદન કરવાનો નિયમ તો ખરેખર તેણે પાળ્યો. તેના પુણ્ય પસાયથી તું શ્રીમંત શેઠને ઘેર પુત્ર ઉત્પન્ન થયો છતાં પૂર્વભવમાં કંજુસાઈને લીધે પૂજા કરવામાં આદર ન રાખ્યો તેથી તું ખરેખર દરીદ્રી અને દુઃખીજ રહ્યો. જે માટે કહેલું છે કેઃ—

**यद्यथा क्रियते कर्म, तत्तथैवोपभुज्यते; सहस्रगुणमप्येवं, ज्ञात्वा कुर्याद्यथोचितं ॥**

જેમ ત્રિકરણ યોગથી જે કર્મ કરીયે, તે તેમજ તેનાથી હજારગુણ (ગણું) અધિક પણ વખતે ભોગવવું પડે છે, એમ જાણીને જે કર્મ જેમ કરવાનું છે તે તેમજ કરવું. (પણ જેમ તેમ કરીને તેનાથી થતા લાભમાં હાનિ પહોંચાડવી નહીં.)

ત્યારપછી તેણે પ્રતીબોધ પામીને શ્રાવકધર્મ અંગીકાર કરી એવો તો અભિગ્રહ ધારણ કર્યો કે, આખા દિવસમાં અને રાત્રિમાં એક એક પહોર ધર્મના કામમાંજ ગુજારવો. એવો અભિગ્રહ ધારણ કરી એક શ્રાવકને ઘેર ઉતરી સવારે દરરોજ માળીને ત્યાં જઈ તેની વાડીમાંથી તેને ફુલ વીણી આપવામાં એટલે આટલાં ફુલ વીણી આપીશ તો તેની મહેનતના બદલામાં આટલાં ફુલ હું લઈશ એમ ઠરાવ કરી તે કામમાં પ્રવર્તીને તેનાં ફુલ વીણી આપી પોતાના ભાગમાં આવેલાં ફુલ લાવીને દેરાસરમાં જઈ પ્રભુને ચડાવે. એમ પહેલો પોહોર દરરોજ ધર્મકૃત્યમાંજ વ્યતીત કરે. બીજા પોહોરે ભોજન કરીને વ્યવહારશુદ્ધિ, દેશાદિ વિરૂદ્ધ ત્યાગ, ઔચિત્યાચરણ વિધિપૂર્વક વ્યાપાર કરવાથી વગર કષ્ટથી સુખે નિર્વાહ થઇ શકે એવો કંઈ કંઇ લાભ થવા લાગ્યો, અને જેમ જેમ ધર્મ ઉપર અભિરૂચિ વધવા લાગી, તેમ તેમ તેથી તેને અધિક અધિક ધનની પ્રાપ્તિ થવા લાગી. જેમ જેમ અધિક ધનની પ્રાપ્તિ થવા લાગી તેમ તેમ તે અધિક ધન ધર્મમાર્ગે વ્યય કરવા લાગ્યો અને અનુક્રમે જુદા ઘરમાં રહી ધર્મીષ્ઠ થઈ જવાથી અને ધનવંત થવાથી કોઈક મોટા શ્રીમંતની કન્યા તે (ધનમિત્ર) પરણ્યો. કોઈક વખતે ગોવાળલોકોના વાડામાં ગોળ તેલ વિગેરે વેચવા ગયેલો તે વખતે ત્યાંના ગોવાળના અધિપતિએ સુવર્ણ છતાં પણ આ કોયલાજ છે એમ ધારી પોતાના વાડાની આગળ તેના ઢગલા કરી દીધેલા દેખી તે બોલ્યો કે, અરે! આ સુવર્ણ આમ કેમ નાંખી દીધું છે? ત્યારે તેણે (ગોવાળના અધિપતિએ) કહ્યું કે, "પહેલાં અમારા બાપે મરતી વખતે આ સોનું છે એમ કહી ઠગ્યા હતા. તેમ તું પણ અમને ઠગવા આવેલ છે?" તેણે કહ્યું કે, હું ખોટું બોલતો નથી. ત્યારે ગોવાળનો અધિપતિ બોલ્યો કે,

જ્યારે એમ છે, ત્યારે આ ગોળ તેલ અમને આપી દઈ તેના બદલામાં આ કોયલા તું લઈ જા. તેણે તેમજ કર્યું. તે સુવર્ણ પોતાને ઘેર લઈ જઇ ટીપીને શુદ્ધ કરવાથી તેના બત્રીસ હજાર સોનૈયા નીપજાવ્યા અને વળી તેને લીધે બીજા પણ વ્યાપાર કર્યાથી તે મોટો શ્રીમંત થઈ બેઠો. અહો આશ્ચર્ય! તેજ ભવમાં પણ કેવું ધર્મનું મહાત્મ્ય પ્રગટ થયું!

એક દિવસ સુમિત્ર નામના ધનાઢ્ય શેઠને ઘેર ધનમિત્ર પોતાને પાપકર્મનો ઉદય આવે છે તે ભોગવવાજ જાણે જતો હોય નહીં! એમ એકલો ગયો. તે વખતે સુમિત્ર પોતાનો એક કરોડ સોનૈયાની કીંમતનો હાર પોતાના દિવાનખાનામાં મૂકી ઘરમાં કંઇ કામકાજ માટે ગયો. જરાવારમાં પાછો આવી ત્યાં હાર નહીં દેખવાથી ધનમિત્રને કહ્યું કે, હુમણાંજ હાર અહિંયાં મૂકી ઘરમાં ગયો હતો, બીજું કોઈ આવેલ પણ નથી ત્યારે આટલા વખતમાં હાર ક્યાં જાય? માટે તુંજ ચોર છે. એમ કહીને તેને દરબારમાં લઇ ગયો. ત્યાં ધનમિત્રે જીનેશ્વર ભગવંતની પ્રતિમાના અધિષ્ટાયક દેવતાના નામનો કાયોત્સર્ગ કર્યો. ત્યારપછી અગ્નિમાં તપાવેલા તાવડામાં હસ્ત નાંખવા માંડયો તે સમયે તેજ સુમિત્રની ઓટીમાંથી બધા લોકોનાં દેખતાં હાર જમીન ઉપર પડવા લાગ્યો. તે દેખી સર્વ આશ્ચર્ય પામ્યા. એટલામાં કોઇક જ્ઞાની આવ્યા તેમને પૂછયું, ત્યારે જ્ઞાનીને કહ્યું કે, “પૂર્વભવે ગંગદત્ત નામના ગૃહસ્થને મગધા નામની સ્ત્રી હતી. તેણીએ પોતાની શેઠાણીનું એક લાખ સોનૈયાના મૂલ્યનું રત્ન ચોર્યું. શેઠાણીએ ઘણી વાર માંગ્યું, પણ તેણીએ ન આપ્યું ત્યારે છેવટે ગંગદત્તે પોતાની સ્ત્રી ઉપર ઘણો મોહ હતો છતાં પણ તેણીને કહ્યું કે, રાંડ અભાગણી, ચોરી કરી છતાં કેમ શીરજોરી કરે છે? તુંજ ચોર છે? એમ તેણીના ઉપર આળ ચડાવ્યું, તોપણ તેણીએ રત્ન પાછું આપ્યું નહીં. શેઠાણી કાળ કરી તાપસણી થઇ વ્યંતરીક દેવ થયો, મગધા મરણ પામીને સુમિત્ર શેઠ થયો અને ગંગદત્ત મરણ પામીને ધનમિત્ર થયો. તે વ્યંતરીકે પૂર્વભવના વૈરભાવને લીધે એના ઉપર ક્રોધાયમાન થઈ સુમિત્રના આઠ દીકરા મારી નાંખ્યા છે. આ રત્નાવળી હાર પણ હુમણાં તેણેજ હર્યો હતો અને હજીપણ સુમિત્રનું સર્વસ્વ હરી લેશે. એ વૈરભાવથી કેટલાક ભવસુધી એને દુઃખ આપશે. આંહાહાહા!! જુઓ તો ખરા, વૈરભાવના વિપાકનું કેવું દુઃખદાયીપણું છે! પૂર્વભવમાં આળ દીધેલું હતું તેથી આ ભવમાં એણે તારાપર આળ દીધું. હે ધનમિત્ર! તારા પુણ્યપસાયથી ખેંચાયેલા સમ્યકતદૃષ્ટી દેવતાએ તે વ્યંતરીક દેવતા પાસેથી બળાત્કાર કરીને આ રત્નાવળી હાર મૂકાવ્યો એટલે સુમિત્રની ઓટીમાંથી પડતો દેખાડી તારૂં કલંક ઉતાર્યું.” આવાં પ્રકારનાં જ્ઞાનીનાં વચન સાંભળી સુમિત્ર અને ધનમિત્ર બન્ને જણા વૈરાગ્ય પામી પોતાના વડા પુત્રોને ઘરની સોંપણી કરી ગુરૂની પાસે દીક્ષા લઇ સિદ્ધિપદ પામ્યા. ઈતિ સાતમી ગાથાર્થઃ

---

## મૂળસૂત્રની આઠમી ગાથા.

**मज्झण्हे जिण पूआ । सुपत्त दाणाइ जुत्ति संजूता ॥**
**पच्चख्खाइअ गीयथ्थ । अंतिए कुणइ सज्झायं ॥ ८ ॥**

### ( ભોજન કરવાનો વખત )

મધ્યાન્હે પૂર્વોક્ત વિધિયે વળી વિશેષથી ઉત્તમ ભાત પાણી વિગેરે જેટલા પદાર્થ ભોજન માટે નીપજાવેલા હોય તે સંપૂર્ણ પ્રભુની આગળ ચઢાવવાની યુક્તિનો અનુક્રમ ઉલ્લંઘન નહીં કરતાં પછી ભોજન કરવું એ અનુવાદ છે ( પહેલી પૂજા પછી ભોજન એ અનુવાદ કહેવાય છે ). મધ્યાન્હની પૂજા અને ભોજનના કાળનો કંઇ નિયમ નથી, કેમકે ખરેખરી ક્ષુધા લાગે એજ ભોજનનો કાળ છે, એજ રૂઢી છે. મધ્યાન્હ થયાં પહેલાં પણ જો પ્રત્યાખ્યાન પારીને દેવપૂજાપૂર્વક ભોજન કરે તો તેમાં કંઈ બાધ આવતો નથી. આયુર્વેદમાં તો વળી આવી રીતે બતાવેલું છેઃ—

**याममध्ये न भोक्तव्यं । यामयुग्मं न लंघयेत् ॥ याममध्ये रसोत्पत्ति । युग्मादूर्द्धं बलक्षयः ॥**

પહેલા પોહોરમાં ભોજન કરવું નહીં, બે પોહોર ઉલ્લંઘન કરવા નહીં ( ત્રીજો પોહોર થયાં પહેલાં ભોજન કરી લેવું ), પહેલા પોહોરમાં ભોજન કરે તો રસની ઉત્પત્તિ થાય છે, અને બે પોહોર ઉલ્લંઘન કરે તો બળની હાનિ થાય છે.

### ( સુપાત્ર દાનની યુક્તિ. )

ભોજન વખતે ભક્તિપૂર્વક સાધુને નિમંત્રણા કરીને તેઓને સાથે લઈને પોતાને ઘેર આવે, અથવા પોતાની મેળે આપણા ઘેર વોહોરવા આવતા મુનિને દેખી તત્કાળ ઉઠીને તેઓની સન્મુખ ગમનાદિક કરે, પછી વિનય સહિત ( ૧ ) આ સંવિજ્ઞભાવિત ક્ષેત્ર છે કે અભાવિત ક્ષેત્ર છે? ( વૈરાગવંત સાધુઓનું વિચરવું આ ગામમાં થયેલું છે કે નહીં? કેમકે જો ગામમાં એવા સાધુઓ વિચરેલા હોય તો તે ગામના લોકો સાધુઓને વોહોરાવવા વિગેરેના વ્યવહારથી જાણીતા હોય છે, તે ક્ષેત્ર ભાવિત ગણાય છે, અને જ્યાં સાધુઓનું વિચરવું ન હોય તે ક્ષેત્ર અભાવિત ગણાય છે. જો ભાવિત ક્ષેત્ર હોય તો શ્રાવક થોડું વોહોરાવે તોપણ ચાલે, પણ જો અભાવિત હોય તો વધારેજ વોહોરાવવું જોઈએ, એટલા માટે એનો વિચાર કરવાની શ્રાવકને જરૂર પડે છે.) ( ૨ ) સુકાળ દુકાળમાંથી કયો કાળ છે? ( જો સુકાળ હોય તો જ્યાં જાય ત્યાંથી આહાર મળી શકે છે, અને દુકાળમાં સર્વ સ્થળેથી મળી શકતો નથી તેથી સુકાળ દુકાળનો વિચાર કરવાની શ્રાવકને જરૂર છે). ( ૩ ) સુલભ દ્રવ્ય છે કે દુર્લભ દ્રવ્ય છે? ( આવો આહાર સાધુને બીજે ઠેકાણેથી મળી શકશે કે નહીં તેનો વિચાર કરીને વોહોરાવવું ). (૪) આચાર્ય, ઉપાધ્યાય, ગીતાર્થ, તપસ્વી, બાળ, વૃદ્ધ, રોગી અને ભૂખને સહન કરી શકે એવા તથા ભૂખને સહન નહીં કરી શકે એવા મુનિઓની અપેક્ષાઓનો વિચાર કરીને કોઈની અદાવાદથી નહીં, પોતાની મોટાઈથી નહીં, કોઈના મત્સરભાવથી નહીં, સ્નેહી છે એમ જાણીને નહીં, લજ્જાથી નહીં, ભયથી નહીં, મોટા-

રમથી નહીં, બીજા કોઇની અનુજ્ઞાથીથી નહીં, તેઓએ કરેલા ઉપકારનો બદલો વાળવ નહીં, કપટથી નહીં, વાર લગાડીને નહીં, અનાદરથી નહીં, માઠું વચન સંભળાવીને નહીં, પાછળથી પસ્તાવો થાય એમ નહીં, દાન આપવામાં લાગતા પૂર્વોક્ત દોષથી વર્જીત, પોતાના આત્માને ઉધ્ધરવાની બુધ્ધિથી બેંતાલીસ દોષ રહિત થઇ વોહોરાવે. સંપૂર્ણ અન્ન, પાણી, વસ્ત્રાદિ એમ અનુક્રમથી પોતે અથવા પોતાના હાથમાં ગુરૂનું પાત્ર લઇને અથવા પોતે પાસે ઉભો રહીને સ્ત્રી, માતા, પુત્રી પ્રમુખ પાસે દાન દેવરાવે. બેંતાલીસ દોષ પિંડવિશુદ્ધિની યુક્તિ વિગેરેથી સમજવા. ત્યારપછી તેમને વાંદીને ઘરના દરવાજા સુધી તેમની (સાધુની) પાછળ જાય. જો ગુરૂ ન યાહે તો અથવા વોહોરવા આવ્યા ન હોય તો ભોજન વખતે ઘરના દરવાજા આગળ આવીને વાદળાં વગર અકસ્માત્ વૃષ્ટિ થવાથી જેમ પ્રમોદ થાય તેમ આજે આ વખતે જો કદાપિ ગુરૂનું આગમન થાય તો મારો અવતાર સફળ થાય એમ ધારીને દિશાવલોકન કરે. કહેલું છે કેઃ--

जं साहूण न दीन्नं, कहिंपि तं सावया न भुंजंति; पत्ते भोअण समए, दारस्सा लोअणं कुज्जा.

જે પદાર્થ સાધુને ન અપાયો હોય, તે પદાર્થ શ્રાવક ભોજન ન કરે. ગુરૂના અભાવે ભોજન અવસરે પોતાના ઘરના દરવાજા આગળ આવી દિશાવલોકન કરે.

संथरणंमि असुद्धं । दुण्हंवि गिण्हंत दिंतयाण हियं ॥

आउर दिठ्ठं तेणं । तं चेव हिअं असंथरणे ॥ २ ॥

સંથરણ એટલે સાધુને સંયમનિર્વાહ સુખે સુખે થતાં છતાં જો અશુધ્ધ આહારાદિક ગ્રહણ કરે તો લેનાર અને દેનાર એ બન્નેને અહિત છે અને અસંથરણ એટલે દુકાળ ગ્લાનાદિક કારણ પડે થકે સંયમનો નિર્વાહ નહીં થતાં જો અશુધ્ધ ગ્રહણ કરે તો રોગીના દૃષ્ટાંતે લેનાર દેનાર એ બન્નેને પણ હિતકારી છે,

पहसंत गिलाणेतु, आगमगाहीसु तहय कयलोए; उत्तरपारण गंमिअ, दिण्हंसु बहुफलं होई. १

માર્ગમાં ચાલવાથી થાકેલાને, રોગીને, આગમના અભ્યાસીને, તેમજ લોચ કરેલો હોય તેને, ઉત્તરવારણે, પારણે દાન દીધું બહુ ફળદાયક થાય છે.

एवं देसंतु खित्तं तु, विआणिताय सावओ; फासुअं एसणिज्जंच, देइ जं जस्स जुग्गयं ॥ २ ॥

असणं पाणगं चेव, खाइमं साइमं तहा; ओसहं भेसहं चेव, फासुअं एसणिज्जयं ॥ ३ ॥

એમ દેશ, ક્ષેત્રનો વિચાર કરી શ્રાવક અચિત્ત અને ગ્રહણ કરવા લાયક જેમ જેમ યોગ્ય હોય તેમ આપે, અશન, પાન, આદિમ, સ્વાદિમ, ખાદિમ, ઔષધ, ભેષજ, પ્રાસુક ( અચિત્ત ), એષણીક ( બેંતાલીસ દોષ રહિત ) આપે. સાધુ નિમંત્રણા વિધિ, ભીક્ષા ગ્રહણ વિધિ વિગેરે અમારી કરેલી વંદિતાસૂત્રની અર્થદીપિકા નામની વૃત્તિથી સમજવાં. એમ સુપાત્રને જે દાન અપાય છે તે અતિથિસંવિભાગ ગણાય છે. જે માટે આગમમાં કહેલું છે કેઃ—

अतिहि संविभागो नाम नायागयाणं कप्पाणिज्जाणं अन्नपाणाइणं दव्वाणं देसकाल सद्धा सक्कारक्कमजुअं पराए भत्तीए आयाणुग्गह बुद्धीए संजयाणं दाणं ॥

ન્યાયથી ઉપાર્જન કરેલું, સાધુને ગ્રહણ કરવા યોગ્ય, ભાત પાણી પ્રમુખ ( પદાર્થ )નું દેશ કાળની અપેક્ષાએ, શ્રદ્ધા, સત્કાર, ઉત્કૃષ્ટ ભક્તિથી પોતાના આત્માને ઉદ્ધરવાની બુદ્ધિથી સાધુને દેવું તે અતિથિસંવિભાગ કહેવાય છે.

## ( સુપાત્ર દાનના ફળ વિષે. )

સુપાત્ર દાન દેવતા સંબંધી. ઔદારીક (મનુષ્ય સંબંધી), અનુપમ મનોવાંચ્છિત સર્વ સુખ સમૃદ્ધિ, રાજ્યાદિક સંયોગની પ્રાપ્તિપૂર્વક નિર્વિઘ્ને મોક્ષફળ આપે છે. કહેલ છે કેઃ—

अभयं सुपत्तदाणं । अणुकंपा उचिअ किति दाणं च ॥
दुण्हवि मुख्खो भणिओ । तिन्नि विभोइअं दिंति ॥

અભયદાન, સુપાત્રદાન, અનુકંપાદાન, ઉચિતદાન, કીર્ત્તિદાન, એ પાંચે પ્રકારનાં દાનમાંથી પહેલાં બે દાન તો મોક્ષપદ આપે છે અને પાછળનાં ત્રણ દાન સંસારીક સુખ આપે છે. પાત્રપણાનો વિચાર તો આવી રીતે બતાવેલો છે કેઃ—

उत्तमपत्तं साहु, मझिम पत्तं च सावया भणिया; अविरय सम्मदिठ्ठी, जहन्न पत्तं मुणेयव्वं.

ઉત્તમ પાત્ર તો સાધુ, મધ્યમ પાત્ર વ્રતધારી શ્રાવક, અને જઘન્ય પાત્ર અવિરતીવ્રત પચખાણ વગરના સમકીતધારી શ્રાવક સમજવા. વળી પણ કહેલું છે કેઃ—

मिथ्यादृष्टि सहस्त्रेषु, वरमेको ह्यणुव्रती; अणुव्रती सहस्त्रेषु, वरमेको महाव्रती ॥ १ ॥
महाव्रती सहस्त्रेषु, वरमेको हितात्विकः; तात्विकस्य समं पात्रं, न भूतं न भविष्यति ॥ २ ॥

હજાર મિથ્યાદૃષ્ટી કરતાં એક અણુવ્રતી (વ્રતધારી શ્રાવક) અધિક છે, હજાર અણુવ્રતી શ્રાવક કરતાં એક મહાવ્રતી (સાધુ) અધિક છે, હજાર સાધુ કરતાં એ તત્ત્વવેત્તા (કેવળી) અધિક છે, અને તત્ત્વવેત્તા કેવળી સમાન કોઈ પાત્ર થયુ નથી અને થશે પણ નહીં.

सत्पात्रं महती श्रद्धा, काले देयं यथोचितं; धर्मसाधनसामग्री, बहुपुण्यैरवाप्यते ॥ ३ ॥

ઉત્તમ પાત્ર, ખરી શ્રદ્ધા, આપવાના અવસર ઉપર આપવા જેવો પદાર્થ અને ધર્મ સાધનની સામગ્રી, એટલાં વાનાં ઘણા પુણ્યથી મળે છે.

## ( દાનને દૂષણ લગાડનારાં કારણો વિષે. )

अनादरो विलंबश्च, वैमुख्यं विप्रियं वचः, पश्चात्तापं च पंचापि, सद्दानं दुषयंत्यमी ॥ ४ ॥

અનાદરથી આપવું, ઘણી વાર લગાડીને આપવું, વાંકું મુખ કરીને (મોં મચકોડીને) આપવું, અપ્રિય વચન સંભળાવીને આપવું, આપીને પાછળથી પશ્ચાતપ કરવો, એ પાંચ કારણો સારા દાનને દૂષણ લગાડે છે.

## ( નહીં આપવાનાં છ લક્ષણ )

भिउडी उद्धालोअण, अंतोवत्ता परं मुहं ठाणं; मोणं काल विलंबा, नक्कारो छव्विहो होई. ५

ભ્રકુટી ચઢાવવી (આપવું પડે એટલા માટે મોંઢાનો વિકાર કરીને આંખો કાઢવી, ભ્રમર ચઢાવવી), ઉંચુ જોઈ રહેવું (સામું જુવેજ નહીં), વચ્ચે આડીઆડી વાત કરે, વાંકું મુખ કરી બેસી રહેવું, મૌન કરવું, આપતાં આપતાં ઘણો કાળ લગાડવો, એ નકારના છ પ્રકાર છે (અદાતાના લક્ષણ છે).

## ( દાનના પાંચ પ્રકારનાં ભૂષણ. )

आनंदाश्रुणि रोमांचो, बहुमानंप्रियंवचः; किं चानुमोदनापात्रं, दानभूषणपंचकं ॥ ६ ॥

આનંદનાં આંસુ આવે, રોમાંચ ખડાં થાય, બહુમાન આપવાની રૂચિ થાય, પ્રિય વચન બોલવામાં આવે, પાત્ર દેખી–આહા ! આજ શો મોટો લાભ થયો એમ અનુમોદના કરે; એ પાંચ લક્ષણથી આપેલું દાન શોભે છે ( અધિક ફળ આપે છે).

## સુપાત્રદાન અને પરિગ્રહનું પરિમાણ પાળવા ઉપર રત્નસારકુમારનો દૃષ્ટાંત.

વિશેષ સંપદાને રહેવા માટે એક સ્થાનરૂપજ હોયનીશું! એવી રત્નવિશાળા નામની નગરીમાં સંગ્રામમાં સિંહ સમાન જેનું નામ છે તેવાજ ગુણવાળો સમરસિંહ નામા રાજા રાજ્ય કરે છે. ત્યાં સર્વ વ્યાપારાદિક વ્યવહારમાં નિપુણ અને દરિદ્રીઓનાં દુઃખ દૂર કરનાર એક લક્ષ્મીનો જાણે સારજ હોય એવા વસુસાર નામના શેઠને વસુંધરા નામની સ્ત્રી હતી. જેમ સર્વ પ્રકારનાં રત્નોમાં એક હીરો એ સાર છે, તેમ ત્યાંના સર્વ વ્યાપારી વર્ગના પુત્રોમાં સર્વથી ગુણની પરંપરામાં અધિક એવો રત્નસાર નામનો તેમને પુત્ર હતો. તે પોતાની સમાન વયવાળા કુમારોની સાથે એક વખતે વનમાં ફરવા નીકળી ગયો હતો. ત્યાં અવધિજ્ઞાનના ધરનારા વિનયંધરાચાર્યને દેખી નમીને પૂછવા લાગ્યો કે, "સ્વામી, સુખ કેમ મળે?" ત્યારે મુનિશ્રેષ્ઠ આચાર્યે ઉત્તરમાં જણાવ્યું કેઃ–

"હે વિચક્ષણ, સંતોષનું પોષણ કરવાથી આલોકમાં પણ પ્રાણી સુખી થાય છે, તે વિના કયાંય સુખ પામી શકાતું નથી. તે સંતોષ પણ દેશથી અને સર્વથી એમ બે પ્રકારના છે. તેમાં પણ ગૃહસ્થોને દેશથી સંતોષ સુખને માટે થાય છે, પરંતુ તે ક્યારે થાય છે કે જ્યારે પરીગ્રહનું પરિમાણ કરે ત્યારે. ઘણાક પ્રકારની ઇચ્છાની નિવૃત્તિ થવાથી ગૃહસ્થને દેશથી સંતોષનો પોષ થાય છે અને સર્વથી સંતોષનો પોષ તો સાધુનેજ સંભવે છે ( હોય છે ), કેમકે તેઓને સર્વ પ્રકારની વસ્તુ ઉપર સંતોષ થઇ જવાથી આલોકમાં પણ અનુત્તરવિમાનવાસી દેવતાઓનું જે સુખ છે તેથી પણ અધિક સુખ મળે છે. જે માટે ભગવતી સૂત્રમાં કહેલું છે કેઃ—

एगमास परिआए समणे वाणमंतराणं दो मास परिआए भवणवईणं एवं ति चउ पंचच्छ सत्त अठ्ठ नव दस एकादस मास परिआए असुरकुमाराणं जोइसिआणं चंदसूराणं सोहम्मीसाणाणं सणंकुमारमाहिंदाणं बंभलंतगाणं सुक्कसहस्साराण आणयाइ चउण्हं गेविज्जाणं जाव बारसमास परिआए समणे अणुत्तरोववाय देवाणं तेउ लेसं वीईवय इत्ति इह तेजो लेश्या चित्तसुखलाभलक्षणा चारित्रस्य परिणतत्वे सतीति शेषः ॥

એક મહિનાના ચારિત્ર પર્યાયથી વાણવ્યંતરીક દેવતાનાં, બે મહિનાના ચારિત્ર પર્યાયથી ભુવનપતિ દેવતાઓનાં, ત્રણ માસના ચારિત્ર પર્યાયથી અસુરકુમાર દેવોનાં, ચાર માસે જોતિષી દેવોનાં, પાંચ માસે ચંદ્રસૂર્યનાં, છ માસે સૌધર્મ અને ઇશાનનાં, સાત માસે સનત્કુમાર અને માહેંદ્રનાં, આઠ માસે બ્રહ્મ અને લાંતકનાં. નવ માસે શુક્ર સહસ્રારનાં, દશ માસે આનતાદિક ચારનાં, અગીઆર માસે ગ્રૈવેયકનાં, બાર માસ ચારિત્ર પર્યાય થવાથી અનુત્તરવિમાનના દેવતાઓનાં સુખથી અધિક સુખ મેળવે છે. અહિંયાં તેજોલેશ્યા મેળવે છે એમ કહેલું છે, પણ તેજોલેશ્યા શબ્દે કરીને ચારિત્રના પરિણમવાથી ચિત્તના સુખનો લાભ થાય છે એમ સમજવું.

મોટા રાજ્યસંબંધી સુખ અને સર્વ ભોગના અંગથી સંતોષને ભજનારનો સુખ મળતું નથી. સુભૂમ ચક્રવર્તી અને કોણિકરાજા રાજ્યનાં સુખથી, મમ્મણ શેઠ અને હાસા પ્રહાસાનો પતિ સુવર્ણનંદી લોભથી અસંતોષવડે દુઃખીજ રહ્યા હતા, પણ સુખનો લેશ પણ પામી શક્યા નહીં. જે માટે શાસ્ત્રોમાં પણ કહેલ છે કે,—

असंतोषवतः सौख्यं, न शक्रस्य चक्रिणः; जंतो संतोषभाजो य, दभयस्येव जायते ॥

સંતોષને ભજનારા પ્રાણીઓને જેવું નિર્ભયતાનું સુખ પ્રાપ્ત થાય છે, તેવું સુખ અસંતોષી ચક્રવર્તી કે ઇંદ્ર જેવાને પણ હોતું નથી.

ઉંચા ઉંચા વિચારની આશા રાખવાથી સર્વ પ્રાણી દરીદ્રી ગણાય છે, અને નીચા નીચા વિચાર ( અમારે શું કરવું છે ? આપણે કંઇ કામ નથી એવા વિચાર) કર્યાથી પુરૂષનો મહિમા થતો નથી. સુખની પ્રાપ્તિ જે થકી થઈ શકે એવા સંતોષનાં સાધન માટે ધન્યધાન્યાદિક નવ પ્રકારનાં પરિગ્રહનું પોતાની મરજી પ્રમાણે પરિમાણ કરવું. થોડો પણ ધર્મ જો નિયમપૂર્વક કરવામાં આવે તો તે અનંત ફળ આપનાર થાય છે અને નિયમ વગરનો સાધન કરેલો ધર્મ ઘણો કર્યો હોય તો પણ સ્વલ્પ ફળ આપે છે; જેમકે, કુવામાં થોડી પણ પાણી આવવાની સેર હોય છે તો તેમાંથી જેટલું પાણી વાપરવા ધારીયે તેટલું વાપરતાં પણ છેવટ અક્ષય ( અખુટ ) રહે છે પણ અપાર પાણી જેમાં ભરેલું છે એવા સરોવરમાં પણ તેવી પાણી આવવાની સેર ન હોવાથી તેનું પાણી થોડાક દિવસમાં ખૂટી જાય છે. ચાહે ' તેવું કષ્ટ આવી પડે તોપણ નિયમમાં રાખેલો ધર્મ મૂકી સકાતો નથી, પણ નિયમરૂપ અર્ગલા ( આંગળીયા ) વગર સુખ વખતે કદાપિ ધર્મ છુટી જાય છે (તજી દેવાનો વખત આવી પડે છે ). નિયમપૂર્વક ધર્મ સાધન કરવાથી ધર્મમાં દૃઢતા પણ થાય. પશુઓનાં ગળામાં જો દોરી નાંખી હોયતોજ તે સ્થિર રહે છે ( ખસી શકતા નથી ). ધર્મમાં દૃઢતા, વૃક્ષમાં ફળ, નદીમાં જળ, સુભટમાં બળ, દુષ્ટ પુરૂષોમાં અસત્ય, જળમાં ઠંડક, ભોજનમાં ઘૃત ( ઘી ) જીવિત છે. અભીષ્ટ સુખની જેથી પ્રાપ્તિ થઇ શકે એટલામાટે ધર્મની દૃઢતામાં પંડિત પુરૂષે અવશ્ય ઉદ્યમ કરવો. ”

ગુરૂમહારાજની એવી વાણી સાંભળીને રત્નસારકુમારે સમ્યકત સહિત પરીગ્રહ પરીમાણવ્રત એવું ગ્રહણ કર્યું કે, એક લાખ રત્ન, સોનુ. દસ લાખનું, મોતી અને પરવાળ દરેક આઠ આઠ મુડા પ્રમાણે, આઠ ક્રોડ સોનૈયા બાંધેલા ( મોહોર છાપવાળા ), ભારા દશ હજાર પ્રમાણે ચાંદી વિગેરે, તેમજ સો મુડા ભાર પ્રમાણે ધાન્ય, બાકીનાં બધી જાતનાં કરીયાણાં લાખ ભાર, છ ગોકુળ ( સાઠ હજાર ગાય ભેંસો ) પાંચસો ઘર હાટ, ચારસેં યાન વાહન ( રથ ), એક હજાર ઘોડા, એકસો મોટા હાથી, એ ઉપરાંત વધારે જો રાજ્ય મળે અથવા વ્યાપાર કરૂં તોપણ મારે રાખવાં નહીં. ખરી શ્રદ્ધાથી પંચાતિચારથી વિશુદ્ધ એવું પાંચમું પરિગ્રહ પરીમાણવ્રત ઉપર લખ્યા પ્રમાણે લઈને શ્રાવકધર્મ પાળતો ખરાં છે નામ જેનાં એવા મિત્રોની સાથે ફરતો ફરતો એક વખતે રોલંબરોલ નામના બાગમાં ( વનમાં ) આદરપૂર્વક જઈ ત્યાંની શોભા જોતાં જોતાં પાસે આવેલા એક ક્રીડા કરવા યોગ્ય પર્વત ઉપર ચડયો. ત્યાં દેવીકરૂપને ધારણ કરનાર, દીવ્યવસ્ત્ર અને દીવ્યગાયનની વાણીથી રમણીક, મનુષ્યના જેવો આકાર છતાં અશ્વ સમાન

મુખવાળા કિન્નરના જોડા ( ધણી ધણીયાણી ) ને પહેલાં કોઈ વખતે જોયું ન હોય તેવાને દેખીને અતિ આશ્ચર્ય થઈ હસીને બોલવા લાગ્યો કે, ' શું આ તે મનુષ્ય છે, કે દેવતા છે! જો એમ હોય તો એઓનું અશ્વના જેવું મુખ ક્યાંથી હોય ! હું ધારૂં છું કે, આ નર કે કિન્નર ( દેવતા ) નથી, પણ ખરેખર આ કોઇક દ્વીપાંતરમાં ઉત્પન્ન થયેલાં તિર્યંચ ( જનાવર ) છે, અથવા કોઈક દેવતાનાં આ વાહન હોય તો તેમ પણ મારી કલ્પના થઈ સકે છે.' આવાં વચન સાંભળીને કાનમાં જાણે એક ઘાવજ લાગેલો હોય એમ તે કિન્નર પોતાના મનમાં ઘણોજ ખેદ પામીને બોલવા લાગ્યો કે, " હે રાજકુમાર, વિચાર કર્યા વગર આવાં કુવચન બોલીને ફોકટ મારૂં મન કેમ દુઃખાવે છે? હું તો આ જગતમાં મારી મરજીમાં આવે એવા રૂપને ધારણ કરી વિલાસક્રીડા કરૂં એવો એક વ્યંતરીક દેવ છું. તું પોતેજ ખરેખર જનાવર જેવો છું, તેટલામાટે તારા પિતાએ તને ઘર બાહાર કાઢી મૂક્યો છે. જો એમ ન હોય તો પોતાના દરબારમાં જે જે પદાર્થો હોય તેનો લાભ તું કેમ ન લઇ શકે! અરે એટલુંજ નહીં પણ એવા એવાં તારા દરબારમાં દૈવીક પદાર્થો રહેલા છે કે તેવા પદાર્થો એક મોટા દેવતાના દરબારમાં પણ ન હોય અને જેઓ સદાય જેની ચાહના કરતા હોય એવા પદાર્થો તારા દરબારમાં છે, છતાં પણ તેની તને બીલકુલ પણ માલમ નથી, ત્યારે તે કેવી અંધેરની વાત! તું તારા ઘરનો સ્વામી નથી પણ એક સામાન્ય નોકર જેવો છે. જો એમ ન હોય તો જે જે પદાર્થો તારા નોકરો પણ જાણતા હશે તેવા પદાર્થોની હજુ સુધી તને ખબર પણ નથી. અરેરે! શી ખેદ કરવા જેવી હલકી વાત છે! જો સાંભળ, તેથી તને જાણીતો કરૂં. તારો પિતા કોઇક વખતે કોઇ કારણથી દ્વીપાંતરમાં જઇ ત્યાંથી નીલી છે કાંતિ જેની એવો એક દૈવીક સમંધકાર નામનો અશ્વરત્ન પ્રાપ્ત કરી લાવેલ છે, પણ તે અશ્વરત્નનું તું ધ્યાન સાંભળે તો એક વખત અજાયબ થયા વિના રહે નહીં. કૃશ (પાતળું), વક્ર (વાંકું ) એવું તો તેનું મુખ છે, કર્ણ દુર્બળ ( લઘુ કર્ણ ), ચંચળ સ્થિતિ, ઉભો રહેલો છતાં પણ અત્યંત ચપળ છે. સ્કંધાગેલ ( સ્કંધમાં એક જાતિનું ચિન્હ થાય છે ) અને અનાડી રાજાના જેવો ઘણો ક્રોધી એવો તે અશ્વરત્ન છે, છતાં પણ આખા જગતને વાંચ્છા કરવા લાયક છે. કૌતુક જેનું ચાહે તેટલા વખત સુધી જોયા કરીયે છતાં પણ તેનાં સર્વાંગ ઉપર રહેલા લક્ષણોની ઋદ્ધિ પૂરેપૂરી જોવાને કોઇપણ સમર્થ થઈ શકતો નથી. જે માટે શાસ્ત્રમાં લખેલ છે કે,—

निर्मांसं मुखमंडले परिमितं मध्ये लघुः कर्णयोः । स्कंधेबंधुरमप्रमाणमुरसिस्निग्धं च रोमोद्गमे ॥
पीनं पश्चिमपार्श्वयोः पृथुतरं पृष्टे प्रधानं जवे । राजा वाजिनमारुरोह सकलैर्युक्तं प्रशस्तैर्गुणै ॥

મુખનો દેખાવ નિર્માંસ (પાતળો) છે, જેનો મધ્યભાગ પ્રમાણવંત છે (માપ પ્રમાણે છે), કાનનો દેખાવ લઘુ છે (નાના છે), સ્કંધનો દેખાવ ખરેખર ઉંચો ચડતો છે, છાતીનો દેખાવ અપરિમિત અંગુળનો છે, રોમરાજીનો દેખાવ પ્રકાશિક અને સ્નિગ્ધ છે (ચળકતો છે), પાછળના બે પગવાટા ઉપર જેને ખરેખરી પુષ્ટતા છે, પીઠના ઉપર પોહોળાશ છે, જેની ગતિ પવનની પેઠે તીવ્ર અને વેગવાળી છે, બીજા પણ સમસ્ત લક્ષણે અને ગુણોએ કરી સહિત એવા અશ્વરત્ન ઉપર હે રાજા ! તું બેસ.

સ્વારના મનની સ્પર્ધાથીજ જતો હોય નહીં ! એમ તે અશ્વરત્ન એકજ દિવસમાં સો જોજન પવનની માફક જાય છે. સંપદાના ઉદયને કરનાર એવા આ અશ્વરત્ન ઉપર બેસી જો તું સ્વારી કરે તો અહો આશ્ચર્ય ! આજથી સાતમે દિવસે આખા જગતમાં પણ જેનાથી કંઇ અધિક ન હોય એવી અલૌકીક દીવ્યવસ્તુની તને પ્રાપ્તિ થાય, પણ અરે ! તું તો પોતાના ઘરના રહસ્યને પણ જાણતો નથી. ત્યારે હું જાણું છું, એમ તેમ બોલી કેમ તું મને વિટંબના કરે છે ? તે અશ્વપર સ્વારી કરીશ ત્યારે તારૂં ધીરપણું, વીરપણું અને વિચક્ષણપણું જણાશે." એમ કહીને પોતાની કિન્નરી (સ્ત્રી) સહિત કિન્નર (દેવ) આકાશમાર્ગે ચાલ્યો ગયો. કોઈ દીવસ પણ સાંભળેલું ન હોય એવું વાક્ય સાંભળીને કુમાર મારા પિતાએ મને મોટા પ્રપંચથી ઠગ્યો છે એટલા માટે ખરે-ખરા ક્રોધથી દુઃખિત થતો આવી પોતાના ઘરના એક ઓરડામાં દરવાજા બંધ કરી માંચા ઉપર સુઈ ગયો. તે વાતની ખબર પડવાથી તેનો પિતા ખેદ કરતો આવી કહેવા લાગ્યો કે, હે પુત્ર ! તને આજે શું પીડા ઉત્પન્ન થઇ છે ? જો એમ હોય તો તે શું આધિ છે (માનસીક છે) કે વ્યાધિ છે (કાયીક છે) ? તે તું ત્વરાથી મારી આગળ કહી દે, કે જેથી તેનો કંઇ ઉપાય કરીયે; કેમકે, મોતી પણ વિંધ્યા વિના પોતાની શોભા બતાવી શકતું નથી, કે પોતાનું કાર્ય કરી શકતું નથી, તેમ તું જ્યાંસુધી પોતાના દુઃખની વાત નહીં કરે ત્યાંસુધી અમો શું ઉપાય કરી સકીયે ? એવાં પિતાનાં વચન સાંભળી તત્કાળ પોતે ઉઠીને દરવાજો ઉઘાડી પોતાના પિતાની પાસે વ્યંતરીક દેવતાએ કહેલી સર્વ હકીકત કહી સંભળાવી. ત્યારે વિચાર કરી પિતા બોલ્યો કે, "ભાઇ ! આખા જગતમાં તેના જેવો ઉત્તમ બીજો હોય જ નહીં એવા આ અશ્વની જો તને માલમ હશે તો તેના ઉપર ચડીને આખા જગતનાં કૌતુક જોવા તું ફરતો ફરીશ તો અમારે તારો કેટલોક વિયોગ વેઠવો પડશે, એટલાજ માટે આ અશ્વરત્ન અમે તારાથી ગુપ્ત રાખેલ છે. આ વાતમાં તું જ્યારે વિચક્ષણ થયો છે, ત્યારે એ અશ્વરત્ન તને આપવા યોગ્ય છે, કારણકે માગ્યા છતાં પણ જો ન આપું તો સ્નેહમાં અગ્નિ સળગી ઉઠે છે માટે તે લઇને તું તારી મરજી પ્રમાણે ખુશીની સાથે વર્ત." એમ કહીને તેને લીલા વિલાસવંત ઘોડો સમર્પણ કર્યો. નિધાન પામીને જેમ નિર્ધન રાજી થાય, તેમ તે અશ્વરત્ન પામીને રાજકુમાર ઘણોજ ખુશી થયો, કેમકે પોતાના વાંચ્છિત પદાર્થના મળવાથી કોણ પ્રસન્ન ન થાય!

ત્યારપછી જેમાં મણિરત્ન જડેલાં છે એવા સુવર્ણના પલાણ ઘોડા ઉપર માંડીને મેરૂપર્વત ઉપર જેમ જાજ્વલ્યમાન સૂર્ય શોભે, તેમ નિર્મળ બુદ્ધિવાળો રત્નસારકુમાર તેના ઉપર ચડીને શોભવા લાગ્યો. સમાન અવસ્થાવાળા અને આચારવાળા પોતપોતાના રંગ બેરંગી ઘોડા ઉપર ચડેલા મિત્રોને સાથે લઇ નગરથી બહાર નીકળી બીજા કોઇપણ ઘોડામાં એવાં ઉત્તમ લક્ષણ હોય નહીં એવા ઈંદ્રના ઘોડા સરખા આ અશ્વરત્ન ઉપર ચડીને ઘોડા ખેલવવાની રીતિ મુજબ ઇંદ્રની પેઠે કુમાર તે ઘોડાને ફેરવવા લાગ્યો. દ્રુતગતિ, વલ્ગિતગતિ, પ્લુતગતિ. ઉત્તેજિતગતિ, એમ અનુક્રમે ચાર પ્રકારની ગતિયે કરીને કુમારે તેને મરજી પ્રમાણે ફેરવ્યો. સિદ્ધનો જીવ શુકલ ધ્યાનના યોગથી ચાર ગતિને છોડીને પંચમી ગતિયે ચાલ્યો જાય, તેમ તેના મિત્રાદિકને છોડી તે અશ્વરત્ન રત્નસારને લઈ આગળ ચાલ્યો જાય છે, તે વખતે વસુસાર નામા શેઠને ઘેર પાંજરામાં

રહેલો વિચક્ષણ પોપટ કંઈક ઉત્તમ કાર્ય મનમાં વિચારીને શેઠને કહેવા લાગ્યો કે "હે પિતાજી, રત્નસાર નામનો આ મારો ભાઈ આ ઉત્તમ ઘોડા ઉપર ચઢી ઘણીજ ઉતાવળથી જાય છે, કૌતુક જોવાને ખરેખર એ રસીક છે, અને ચંચળ પરિણામવંત છે, તોપણ આ ઘોડો હરણની પેઠે અતિશય ઉતાવળથી ઘણીજ ઉંચી ફાળ ભરતો દોડતો જાય છે. અતિશય ચપળ એવી વીજળીના ઝાત્કાર સમાન દૈવનું કર્તવ્ય છે. માટે હે આર્ય, નથી ખબર પડતી કે, અહિયાં આ કુમારના કાર્યનું શું પરિણામ આવશે (શું બનનાર છે તેની ખબર પડતી નથી). જોકે મારો બાંધવ રત્નસારકુમાર ભાગ્યનો એકજ રત્નાગર છે તેને અશુભ કોઇ વખતે થાય જ નહીં, તોપણ તેના સ્નેહીઓને રખે એને કંઇ અનિષ્ટ (દુઃખ) થાય નહીં એવી શંકા ઉત્પન્ન થયા વગર રહેતી નથી. જોકે કેશરીસિંહ જ્યાં જાય ત્યાં મોટાઈનો જ ભજનાર (ભોગવનાર) હોય છે, તોપણ તેની માતાના (સિંહણના) મનમાં ભય ઉત્પન્ન થયા વગર રહેજ નહીં, કે હાહા! ખેદે, રખેને મારા પુત્રને કંઈ વાતનો ભય થાય નહીં! જોકે એમ છે તોપણ યથાશક્તિ તેને ભયથી બચાવવા આગળથી જ ઉપાય કરી રાખવો યોગ્ય છે. વર્ષાઋત્ત આવ્યા પહેલાંજ તળાવને પાળ બાંધવી એજ ખરેખર ઘટમાન છે. તે માટે હે પિતાજી જો તમારી રજા હોય તો રત્નસારકુમારના સમાચાર લેવાને તેના સેવકની પેઠે તેની પાછળ હું જાઉં. કદાચિત્ દૈવયોગથી તેને વિષમ દશા આવી પડી હોય તો વચનાદિક સંદેશો લાવલઈ-જા કરવા પણ હું તેને સહાયકારી થઇ પડીશ." પોતાના મનમાં પણ એવોજ વિચાર ઉત્પન્ન થતો હતો અને આ પોપટે પણ એવો વિચાર જણાવ્યો તેથી પ્રસન્ન થઇને શેઠે કહ્યું કે, 'હે શુકરાજ! તેં ઠીક કહ્યું. હે નિર્મળ બુધ્ધિવાળા શુકરાજ! રત્નસાર-કુમારને સહાયકારી થવા માટે તું ઉતાવળી ગતિથી સત્વર જા, જા. લક્ષ્મણની સહાયથી પૂર્ણ થયા છે મનોરથ જેના એવા શ્રીરામચંદ્ર ઉતાવળથી પાછા પોતાને ઘેર આવી પહોંચ્યા, તેમ પ્રિયમિત્ર, તારી મદદથી ખરેખર તારો મિત્ર ઉતાવળથી પાછો પોતાને ઘેર આવી શકશે.' એવી માત્ર આજ્ઞા મળવાથી પણ પોતાનું કૃતાર્થપણું માનતો સંસારમાંથી જેમ સારી બુધ્ધિવાળો પુરૂષ નીકળી જાય તેમ તે પોપટ પાંજરામાંથી નીકળીને રત્નસારકુમારની પાછળ ગયો. પાયદળની પેઠે જ્યારે પોપટ તેને મળ્યો ત્યારે પ્રેમથી આલાપન કરીને (બોલાવીને) પોતાના લઘુ બાંધવની પેઠે રત્નસારે પોતાના ખોળામાં બેસાડ્યો. સર્વ અશ્વોમાં પોતે રત્ન સમાન છે એવા તે અશ્વે નરરત્નને (રત્નસારને) પામીને અતિશય મોટા અહંકારમાંજ જાણે આવ્યો ન હોય! તેમ પોતાના મિત્રોના ઘોડાઓને જેમ હોય નહીં શું! એમ તેણે સ્વારોને પોતાની પાછળ મૂકી દીધા. મૂર્ખાઓ પંડિતથી આગળ વધી જવા માટે ઘણો ઉદ્યમ કરે છતાં પણ પાછળજ પડે છે, તેમ પહેલાંથી ગયો છે ઉત્સાહ જેનો એવા તે રત્નસારના મિત્રના ઘોડા દુઃખિત થતા ત્યાંજ રહી ગયા. રખેને શરીરને ધૂળ લાગી જાય એવા ભયથીજ જાણે અધ્ધર ચાલતો હોય નહીં શું! એમ તે ઉંચે ઉછળતો મોટી કાયાવાળો અશ્વરત્ન જમીનને પણ સ્પર્શ નહીં કરતો અધર ને અધર અતિવેગથી ચાલ્યો જાય છે. આવા વખતમ-પર્વત, નદી, વન, વૃક્ષ, પૃથ્વી વિગેરે જે જે કંઇ સામે આવે છે તે અશ્વરત્નની સ્પર્ધાથી (હરીફાઈથી) જ જાણે સામે આવતાં જતાં ઉડતાં હોય નહીં શું! એમ દેખાય

છે (જેમ ઘોડો ઊંચો ઉચ્છળતો ને ઊડતો જાય છે, તેમ જે જે કંઇ સન્મુખ આવે છે તે પણ બધા સામેથી ઉડતાંજ આવતાં હોય નહીં શું ! એમ પ્રતિભાસ થાય છે). કૌતુક જોવાને ઉત્સાહીત (ઉતાવળા) થયેલા રત્નસારકુમારના મનની પ્રેરણાથીજ (તેના પરિણામનાં જાણુવાથી) જાણે ઉતાવળો જતો હોય નહીં શું ! એમ કેટલીક પૃથ્વીને ઉલ્લંઘન કરી ગયો છતાં પણ તે અશ્વરત્ને થાકને જરામાત્ર પણ કયાંય ગણ્યો નહીં. પછી ઘણા ભીલલોકોની સેનાનાં આમતેમ ભમવાથી મહા ભયંકર બની ગયેલી એવી સબરસેના નામની એક મોટી અટવીમાં અનુક્રમે રત્નસાર જઇ પહોંચ્યો. બધી ભયંકર અટવીઓમાં સર્વથી અધિક હુંજ છું એમ જણાવવાને માટેજ જાણે ગર્જના કરતી હોય નહીં શું ! એમ ઘણા હિંસાના કરનારા ભયંકર તીર્યંચોના ભય, ઉન્માદ અને ચિત્ત વિભ્રમને ઉત્પન્ન કરનારા, મહા દુઃખે સહન કરી શકાય એવા ભયંકર શબ્દોથી તે અટવી સદાય ગાજી રહેલી છે. હાથી, સિંહ, વાઘ, વરાહ, પાડા વીગેરે વનજંતુઓ ત્યાં પરસ્પર યુદ્ધ કરી રહ્યાં છે; તે જાણે કુમારને કૌતુક દેખાડવા માટે કુસ્તીજ કરી રહ્યા હોય નહીં શું ! એમ દેખાવા લાગ્યાં. હે કુમાર ! તું જો અપૂર્વ વસ્તુ (કોઇ બખત પામેલ નહીં એવા પદાર્થ) મેળવવાની ઇચ્છા રાખતો હોય અને ખરેખરા કૌતુક જોવાની વાંચ્છા રાખતો હોય તો સત્વર (જલદી) અહિંયાં આવ, એમ શીયાળનાં શબ્દથી જાણે અટવી કુમારને બોલાવતી જ હોય નહીં ! એમ ચોતરફ શીયાળનાં શબ્દ થવા લાગ્યા. ઘોડાના અતિશય ઉતાવળા વેગથી ચમત્કાર પામેલા તે વનના વૃક્ષો પણ પવનવડે હાલતી શાખા પ્રશાખારૂપ શીખાનાં મીસ (છળ)થી જાણે માથું ધુણાવતા જ હોય નહીં શું ! એમ દેખાવા લાગ્યા. કિન્નરીયો (દેવાંગનાઓ)ની પેઠે ભીલડીઓ પ્રશંસવા યોગ્ય ઉચ્ચ સ્વરથી કુમારને રંજન કરવાને માટેજ જાણે ગાયન કરતી હોય નહીં શું ! એમ તે વનમાં સ્થળે સ્થળે ભીલડીઓ ઉચ્ચ શબ્દોથી ગાયન કરી રહી છે.

તે અટવીમાં આગળ જતાં હિંચોળા ઉપર હિંચતા, જમીન ઉપર ચાલનાર જાણે પાતાળકુમાર જ હોય નહીં શું ! એવા, સ્નેહવંત બાંધવને જોવામાં સ્નેહી ભાઇના જેવી સ્નેહવાળી દૃષ્ટી થઇ જાય એવા સ્નેહાળા લોચનવાળા, આખા જગતમાં જોવા યોગ્ય બધા પદાર્થોમાં સર્વથી ઉચ્ચપદને પામી જાય એવા, એક તાપસકુમારને રત્નસારકુમારે પોતાની સ્નેહાળી દૃષ્ટીથી દીઠો (જોયો). અને તાપસકુમાર પણ કામદેવના સમાન રૂપવાળા રત્નસારકુમારને દેખીને કન્યા જેમ વરને દેખીને લજ્જા હર્ષ વિનોદ વીગેરે ભાવથી વ્યાપ્ત થાય તેમ થવા લાગ્યો. તેવા તેવા પ્રકારના વિકાર (હાવભાવ) થવાથી વિધુર (દુઃખિત) થઇ ગયેલો છે તોપણ ધીઠાઇપણાને ધારણ કરીને ઘણીજ મહેનતે હીંચોળા ઉપરથી ઉતરીને રત્નસારકુમારભણિ બોલવા લાગ્યો કે, "હે વિશ્વવલ્લભ ! સૌભાગ્યનાં નિધાન અમને તું તારી દૃષ્ટીમાં સ્થાપન કર (અમારી સામું જો), તું ધૈર્યને ધારણકર (સ્થિર થા), અમારા ઉપર પ્રસન્ન થા (મહેરબાની કર), જેની હમણાં તમો તમારે મોંહેથી પ્રશંસા કરશો એવો તમારો કયો દેશ છે ? પોતાના નિવાશ કરવાથી આખા જગતમાં જેનાથી અધિક બીજું કોઇ હોયનહીં એવું તમારૂં કયું નગર છે ? ઓચ્છવ મહોચ્છવથી સદાય આનંદિત એવું તમારૂં કયું કુળ છે ? કે જેમાં તમો અવતર્યા હશો. જાઇનાં ફુલની સુગંધિથી બીજા પદાર્થો પણ સુરભીમય થઇ જાય

છે તેમ તમારા સંબંધથી પ્રશંસવા લાયક એવી તમારી કઈ જાતિ હશે ? ત્રણે લોકનાં જનોને આનંદદાયક તમારો કોણ પિતા હશે ? કે જેની અમો પણ પ્રશંસા કરીએ. જગતમાં માન આપવા લાયક માતાઓમાંની તમારી કઈ માનવા યોગ્ય માતા હશે ? સજ્જનલોકોની પેઠે લોકોને આનંદદાયક કયા તમારા સ્વજન (સગાં) હશે ? કે જેઓમાં તમો અત્યંત સૌભાગ્યવંત ગણાઓ છો. મોટા મહિમાનું ધામ (ઘર) એવું શું તમારૂં નામ હશે ? કે જેને હમો હમણાં આનંદથી કીર્તન કરીશું. શું એવું અત્યંત ત્વરાનું પ્રયોજન હશે, કે જેમાં તમો પોતાના મિત્રો વગર એકલા નિકળ્યા છો ? જેમ એકલો કેતુગ્રહ મનોવાંચ્છિત આપે છે તેમ તમો એકલા કોનું કલ્યાણ કરવા નીકળ્યા છો ? એવી શી ઉતાવળ હશે, કે બીજાની અવગણના કરવી (બીજા સાથે બોલવું નહીં) ? શું એવું તમારામાં કામણ છે, કે જેથી પ્રાણી તમોને દેખવામાત્રથી પણ તમારી સાથે પ્રીતિ જોડવા ઇચ્છે છે ?" આવાં સ્નેહાળાં લલીત લીલાવિલાસવાળાં વચન સાંભળવાથી સત્વર કુમાર એકલો ઉભો રહ્યો, એટલુંજ નહીં પણ અશ્વરત્ન ઉંચા કાન કરી સાંભળવા ઉભો રહ્યો. કુમારના મનની સાથે અશ્વરત્ન પણ ઉભો રહ્યો, કેમકે સ્વારની મરજી પ્રમાણેજ ઉત્તમ ઘોડાઓની ચેષ્ટા હોય છે. તે તાપસકુમારનું રૂપ અને વચનની લાલિત્યતાથી મોહિતાત્મા થઈને રત્નસારકુમાર પૂર્વોક્ત પૂછેલા પ્રશ્નોના ઉત્તર પોતાના મુખથી આપવા લાયક નહીં હોવાથી તેણે તેનો કંઇ ઉત્તર આપ્યો નહીં. એટલામાં અવસરના જાણ હોય તે બોલવાનો અવસર આવે ત્યારે શું વાર લગાડે ? વાર નજ લગાડે; તેમ તે વાચાળ પોપટ ઉચ્ચ શબ્દથી બોલવા લાગ્યો કે, "હે મહર્ષિકુમાર (તાપસકુમાર) ! આ કુમારના કુળાદિક પૂછવાથી તમને શું પ્રયોજન છે ? શું તમારે આ કુમારની સાથે વિવાહાદિક કરવા વિચાર છે ? કયા પુરૂષનું કયા વખતે કેવું ઉચિત સાચવવું તે જાણવામાં તું ચતુર જણાય છે, તોપણ હું તને જણાવું છું કે, સર્વ તાપસોને પણ અતિથિ સર્વથા પ્રકારે માનવા યોગ્ય છે કેમકે લૌકીકમાં પણ કહેલું છે કેઃ—

गुरुरग्निर्द्विजातिनां वर्णानां ब्राह्मणो गुरुः ॥ पतिरेको गुरु स्त्रीणां । सर्वस्याभ्यागतो गुरुः॥

બ્રાહ્મણોનો ગુરૂ અગ્નિ છે, ચાર વર્ણનો બ્રાહ્મણ ગુરૂ છે, સ્ત્રીઓને પતિ ગુરૂ છે અને અભ્યાગત (પરોણો) સર્વનો ગુરૂ છે.

એટલા માટે જો તારૂં ચિત્ત આ કુમારમાં લીન થયું હોય તો "આ કુમારની ઘણા હર્ષથી મોટા વિસ્તારવાળી પરોણાગત કર." વચનની આવી ચતુરાઈથી પ્રસન્ન થઈને તાપસકુમાર જાણે રત્નની માળાજ હોય નહીં શું ! એવી ઘણા આગ્રહથી પોતાના ગળામાં કમળની માળા હતી તે ઉતારી પોપટના ગળામાં નાંખીને કુમારને કહેવા લાગ્યો કે, "હે કુમાર ! આ જગતમાં વખાણવા લાયક એક તુંજ છે, કેમકે જેનો પોપટ પણ આવાં વિચક્ષણ વચન બોલનાર ચતુરમાં અગ્રેસરી છે; માટે મારા ચિત્તના આશયનો જાણ તું શોભાવંત અને સર્વથી ઉત્તમ એવા આ ઘોડા ઉપરથી ઉતર અને આજે મારો પરોણો થઇ મને કૃતાર્થ કર. આ નહીં ખોદેલું સરોવર, આ ઉત્તમ વિકસ્વર થયેલા કમળ, આ નિર્મળ જળ, આ વનખંડ અને હું પોતે પણ તારેજ વશ છું, આવા વગડા વચ્ચે અમો તપસ્વીલોકો તમારી પરોણાગત શી કરીયે ! તોપણ યથાશક્તિ અમારી ભક્તિ તમને દેખાડીયે. પત્ર, પુષ્પ, ફળ વગરનો કેરડો શું પોતાની કિંચિત

છાયાથી વટેવાળુંને વિશ્રામ આપતો નથી? માટે આજે અમારી આ વિનંતી અંગીકાર કરો, કેમકે 'સત્પુરૂષો માર્ગમાં ચાલતાં પણ કોઈની પ્રાર્થના ભંગ કરતા નથી." ત્યારપછી જાણે શુભ શુકનેજ પ્રેરણાજ કરી હોય નહીં! એમ તે કુમાર તેના વચન સાંભળીને તેમ કરવાની મરજી થવાથી તત્કાળ ઘોડા ઉપરથી ઉતર્યો. પહેલાં તો મનથીજ સુખી હતા, પણ જ્યારે ઘોડા ઉપથી ઉતર્યો ત્યારે બન્ને જણાએ પરસ્પર આલીંગન દીધું તેથી શરીરથી પણ હવે સુખી થયા. જાણે જન્મ્યા ત્યારથીજ મિત્ર હોય નહીં! એવા બંને જણા મિત્ર બની ગયા. મનની પ્રીતિ સ્થિર કરવાને કે ફરીથી પ્રીતિનો ભંગ નહીં થવા દેવા માટેજ હોય નહીં શું! એમ તે પરસ્પર હાથ ઝાલીને ત્યાંના વનમાં સ્વૈર (મરજી પ્રમાણે) વિહાર કરવા લાગ્યા.

પ્રીતિથી માંહોમાંહે (હાથ) સ્પર્શ કરનારા, ચિત્તને હરનારા, વનમાં ફરનારા, જાણે હાથીનાં બાળકજ હોય નહીં શું! એવા તે બંને જણા શોભતા થકા તે તાપસકુમાર રત્નસારને પર્વત, નદી, સરોવર, તેઓની ક્રીડાનાં સ્થાન વિગેરે જાણે પોતાનું સર્વસ્વ ધન હોય નહીં શું! એવું વન સંબંધી સર્વ દેખાડવા લાગ્યો. અપૂર્વ એવાં જે કેટલાંક જાતિનાં વૃક્ષ અને તેનાં ફળ, ફુલ, ઋદ્ધિ (ગુણ) પોતાના ગુરૂને જેમ શિષ્ય બતાવે તેમ રત્નસારને વૃક્ષોના નામ, ફળ ગુણ વિગેરે જણાવતો હતો. આમ તેમ ફરવાથી થયેલા શ્રમને દુર કરવા અને વિનોદને માટે તાપસકુમારના કહેવાથી સરોવરમાં ઉતરી નિર્મળ જળવડે હાથીની પેઠે સ્નાન કર્યું. બંને જણે સ્નાન કીધા પછી તાપસકુમારે રત્નસારને માટે વનમાંથી પાકેલી અને નહીં પાકેલી એવી અને સાક્ષાત્ અમૃતજ હોય નહીં! એવી મીઠી દ્રાખ લાવીને આપી. પાકાં આંબાના મનોહર ફળ કે જેને એકવાર પણ આંખથી દીઠાં હોય તો સાધુજનોનાં ચિત્તને પણ કંપાયમાન કરી નાંખે. વળી નારાયળનાં ફળ, કેદળીનાં ફળ (કેળાં), ઘણી પાકી ક્ષુધાનાં કરનારાં (પાકી ભૂખ લગાડનારાં) ઘણાં ખજુરનાં ફળ, અતિશય સ્વાદનાં ઘર જેવાં રાયણ, વળી પાકેલાં ખીરામલાં (પાકાં આંબળાં), ચીકાશથી ભરેલાં ચારોળી બીજ, જેમાંથી ઘણાં બીજ ખરી રહ્યા છે એવાં અનેક જાતિના બીજવાળાં ફળ લાવ્યો. વળી સુંદર મધુરતાથી ભરેલાં એવાં બીજોરાં, સારા રંગવાળી નારંગી, સરખા જેમાં બીજ ભરેલાં છે એવાં દાઢમો, વળી પાકેલાં જંબીરાં ફળ, જાંબુ ફળ, બોર, ગુંદાં, પીલુ, પ્રણસ સીંઘોડું, ચીભડાં, કાકડી, વળી પીવા યોગ્ય કોમળ દ્રાક્ષનાં પાણી, સરોવરના પાણી સરખાં નાળીયરનાં પાણી, કમળનાં પત્રનાં દડીયામાં લાવ્યા. વળી શાકને સ્થાને કાચી ખાટી આંબલી, લીંબુ, વળી સ્વાદ કરવા યોગ્ય સોપારી, પોહોળાં વિસ્તારવાળાં અને નિર્મળ નાગરવેલનાં પાન, એલચી, લવિંગ, જાયફળ પણ લાવ્યો. વળી ભોગવવા યોગ્ય પદાર્થના સેવન માટે સેવતી, અશોક, ચંપા, કેતકી, માલતી. મચકુંદ વિગેરે અનેક જાતિનાં ફુલ, સુગંધીમાં તો ખરેખર લક્ષ્મીનાં ઘર જેવાં અને જેની બરોબરી બીજા કોઈ કરી શકે નહીં એવાં નાના પ્રકારનાં રંગવાળા કમળ, સુગંધથી મદવંતા અને સુગંધથી ઝળકતા એવા ડમરા, મરૂવા, કપૂર, કસ્તુરી, અંબર વિગેરે, એવા જે જે પ્રશસ્ત પદાર્થ મળ્યા તે સર્વ તત્કાળ ત્યાં લઇ આવ્યો, કેમકે સર્વ ઋતુનાં ત્યાં ફળ ફુલ મળે છે. વળી ભક્તિ અને પ્રીતિથી જે કંઈ કરવું પડે તે બધું થોડુંજ

છે. આ જગતના સર્વ પ્રાણીઓની રૂચિ અનેક જાતિની હોય છે, જેમાંથી કોઇને કંઇ ઉપર રૂચિ હોય તો બીજાને જુદાજ ઉપર રૂચિ હોય છે; એટલજ કારણ માટે આટલી બધી વસ્તુઓનો વિસ્તાર લઇ આવીને રત્નસારકુમારના મુખ આગળ મૂક્યો. ત્યારપછી રત્નસાર પણ તાપસની તરેહતરેહની ભક્તિ દેખી પ્રસન્ન થઇને સર્વ વસ્તુને પ્રથમ તો દ્રષ્ટીથી વ્યાપાર કરીને ( જોઇને ) પછી આદર કર્યો. તે બધામાંથી અપૂર્વ પદાર્થ જોઇને યથાયોગ્ય ગ્રહણ કરી તેનું ભોજન કરવા લાગ્યો, કેમકે આપનારની મહેનત એમ કરવાથીજ સફળ થઈ શકે છે. પોપટને ઉચિત એવાં તે લાવેલાં ફળ ફુલથી રાજા જમી રહ્યા પછી સેવકની પેઠે કુમારના જમી રહ્યા બાદ પોપટે પણ તેનો સ્વાદ લીધો. અશ્વરત્નને પણ પલ્હાણ ઉતર્યા પછી તેના ચારા પાણીના વાપરવાથી જતો રહેલો છે થાક જેનો એવો તાપસ ઋષિએ કીધો છે, કેમકે મોટા વિચારવાળા પુરૂષો કોઇનું ઉચિતપણું સાચવવું બાકી રાખતા નથી. ત્યારપછી કુમારના ભાવ (વિચાર) સારી રીતે જાણીને ગંભીર છે આત્મા જેનો એવો પોપટ પણ પ્રીતિપૂર્વક તાપસકુમારને પૂછવા લાગ્યો કે, "હે મહર્ષિ! ખીલતું છે રોમ હર્ષ જેમાં એવું અને નવી ખીલતી આ નવયૌવનાવસ્થામાં નહીં સંભવ થઇ શકે એવું આ કેમ વ્રત આદરેલું છે? સર્વ સંપદાને નીવાસ કરવા કે રક્ષણ કરવા એક પ્રાકાર ( ગઢ ) રૂપ આ તારા રૂપનો સાર ( સુંદર ) આકાર ક્યાં અને ક્યાં આ સંસારને તિરસ્કાર કરાવનાર ( વેગળું મૂકાવનાર ) આ અતિ દુષ્કર વ્રત! આ ચતુરતા અને સુંદરતાની સંપદા શા માટે મૂળથીજ (પહેલાથીજ એટલે લઘુ અવસ્થામાંથીજ) અરણ્યમાં ઉગેલા માલતીના ફુલની પેઠે નિષ્ફળ કરી નાંખી. મનોહર અલંકાર અને વેષ ( વસ્ત્રાદિક ) પહેરવા લાયક અને કમળ કરતાં પણ અતિશય કોમળ એવું આ શરીર–હાહા! અત્યંત કઠણ એવી આ વૃક્ષની છાલને કેમ સહન કરી શકતું હશે! દેખનારની આંખોને મૃગલાને પકડવાનાં પાશ ( ફાંસા–જાળ ) સમાન આ કેશપાશ ( વેણીબંધ ચોટલો ) અત્યંત સુકોમળ છે તે આ આકરી એકમાં એક મળી જઇ ગુંચાઇ જાય એવી જટાબંધને યોગ્ય લાગતું નથી! આ તારી સુંદર તારૂણ્યતા અને પવિત્ર લાવણ્યતા ( શરીરની કાંતિ ) દેખાય છે તે નવા નવા પ્રકારના સંસારવિષય સંબંધી ભોગફળનાં યોગ્ય છતાં કેમ શુન્ય ( રહિત ) કરી નાંખે છે? આજે તને દેખતાં અમને બહુજ કરૂણા ઉત્પન્ન થાય છે? શું તું વૈરાગ્યથી તાપસ થયો છે? કે કપટની ચતુરાઇથી તાપસ થયો છે? કે કર્મના પસાયથી તાપસ થયો છે? કે દુષ્ટકર્મના યોગથી ( પરવશપણાથી ) તાપસ થયો છે? આ કારણોમાંથી કયા કારણથી તું તાપસ થયો છે? અથવા કોઇક મોટા તપસ્વીએ તને શાપ ( સરાપ ) તો દીધો નથી? જો એમ ન હોય તો આવી અવસ્થામાં આવું દુષ્કર વ્રત તું કેમ કરે?" આવાં પોપટનાં વચન સાંભળીને પોતાના મનનું દુઃખ ભરાઇ આવેલું છે તેને વચનજ કરતો હોય નહીં શું! એમ પોતાનાં નેત્રોમાં અતુલ ( ઘણું ) અને અવિચ્છિન્ન ધારાથી આંસુ ઝરાવતો ગળગળો થઇ બોલવા લાગ્યો કે, "હે પોપટશ્રેષ્ઠ અને હે કુમારેંદ્ર! તમારા બન્ને જણા જેવો આ જગતમાં બીજો એવો કોણ હોય, કે જેને મારા સરખા કૃપાપાત્રના ઉપર આવા પ્રકારની દયા વિસ્તાર પામી રહે! પોતાનાં દુઃખથી કે પોતાનાં સગાંવહાલાંનાં દુઃખથી આ જગતમાં કોણ દુઃખી ન હોય? અર્થાત્ આખું જગત્ દુઃખી છે, પણ પારકાં

દુઃખથી દુઃખીયા થાય એવા આ ત્રણે જગતમાં કેટલા હશે ? પરદુઃખે દુઃખીયા તો કોઇકજ બે ત્રણ હોય યા ન હોય ? જે માટે કહેલ છે કેઃ—

शूराःसंति सहस्रशःप्रतिपदं विद्याविदोऽनेकशः ।
संति श्रीपतयोऽप्यपास्तधनदास्तेऽपि क्षितौ भूरिशः ॥
किंत्वाकर्ण्य निरीक्ष्य चान्यमनुजं दुःखार्दितं यन्मन ।
स्तादृप्यं प्रतिपद्यते जगति ते सत्पुरुषाः पंचषाः ॥

આ જગતમાં શૂરા પુરૂષો સહસ્રગમે છે, વિદ્યાવંત પુરૂષો પગલે પગલે અનેક મળે છે, શ્રીમંત લોકો ઘણા છે, ધનના ઉપરથી મૂર્છા ઉતારી દાનના આપનાર ઘણા છે, પણ પારકું દુઃખ સાંભળીને કે દેખીને જેનું મન તે દુઃખી પુરૂષના જેવું દુઃખાર્દિત થતું હોય, એવા આ જગતમાં સત્યપુરૂષો પાંચ છ છે.

અબળાઓનું, અનાથોનું, દીનોનું, દુઃખીયાલોકોનું, બીજા કોઇક દુષ્ટ પુરૂષોનાં પ્રપંચમાં ફસાઇ પડેલાઓનું રક્ષણ સત્પુરૂષો વિના બીજું કોણ કરનાર છે ? ફક્ત સત્પુરૂષો જ રક્ષણ કરે છે. તેટલા માટે હે “કુમારેંદ્ર, “જેવી હકીકત બનેલી છે તેવીજ યથાવસ્થિત બધી તમારી પાસે હું કહી દઉં છું, કેમકે નિષ્કપટી અને એકજ વિશ્વાસપાત્ર એવા તમારી પાસે શું ગોપવવા યોગ્ય છે ( છુપાવવા યોગ્ય છે )? અર્થાત્ તમારાથી છાનું રાખવાનું કંઇપણ નથી ”. આવા વખતમાં અકસ્માત જેમ કોઈ મદોન્મત્ત હાથીની પેઠે મૂળમાંથી ઉખેડી નાંખતો હોય એવો, વનમાંથી અનેક વૃક્ષોને મૂળમાંથી ઉખેડી નાખનારો મહાઉત્પાતના વાયુની પેઠે દુઃસહ્ય, જગત્રયને પણ ઉછળતી ધૂળના સમુદાયથી એકમય જ કરતો અને વિસ્તાર પામતો જાણે અદ્વૈતમય ( એકમય ) ધુમાડો હોય નહીં શું ! એવો વાયુ ઘુઘવાટનાં અને માહાઘોરા રૌદ્ર ( ભયંકર ) અને અતિદુઃખે સાંભળી શકાય એવા શબ્દ કરતો, દીશારૂપ હસ્તિના પણ કાનને તાપ ઉપજાવતો, તાપસને પોતાની વીતક વૃત્તાંત કથન કરવાનું એકતાન હતું તેના વેગને ભંજન કરવાથી જાણે પોતાના પ્રભંજન એવા નામને સાર્થક જ કરતો હોયની શું ! એવો, અકસ્માત્ પ્રગટ થયેલા મહાસમુદ્રના પૂરની પેઠે આખા જગતને વહેવરાવતોજ હોય નહીં શું ! એવો મહાવાયુ ઉંચેથી વહેવા લાગ્યો. પોપટ અને કુમારની આંખોને ધુળથી મંત્રમુદ્રા દઇને સિદ્ધચોરવાયુ તાપસકુમારને હરણ કરી લઇ ગયો. હાહા ! ઇતિખેદે, હે વિશ્વાધાર, હે આકારસુંદર, હે વિશ્વનાં ! ચિત્તને વિશ્રામ, હે પરાક્રમના ધામ, હે જગજ્જન રક્ષામાં દક્ષ, આ દુષ્ટ રાક્ષસથી મારૂં રક્ષણ કર, રક્ષણ કર, એવો નહીં સાંભળવા લાયક પ્રલાપ ( પોકાર ) ફક્ત આવતો બન્ને જણે સાંભળ્યો. આવું સાંભળતાં માત્ર અરે ! મારા જીવના જીવનને મારા દેખતાં તું કયાંથી લઇ જઇશ ? એમ ઉચ્ચ શબ્દથી બોલતો ક્રોધાયમાન થઇને રત્નસારકુમાર તેની સાથે યુદ્ધ કરવા તત્પર થઇ દૃષ્ટિવિષસર્પના ભયંકર દેખાવના જેવી ભયંકર તરવારને મ્યાનમાંથી ખેંચીને પોતાના હાથમાં ધારણ કરી, અરે ! વીરપણાનાં માનને ધારણ કરનાર ઉભો રહે ઉભો ? વીરપુરૂષોનો શું આવો ધર્મ છે ! એમ કહીને સત્વર તેની પાછળ દોડયો. વીજળીનાં ઝાત્કારની પેઠે ( વીજળીના

ઝબકવાની પેઠે ) અતિશય આકરા વેગથી સિદ્ધચોર તાપસકુમારને કોણ જાણે ક્યાંય લઇ ગયો ! તેનું આશ્ચર્યકારક આચરણ દેખી અજાયબ થઇ પોપટ બોલવા લાગ્યો કે, " હે કુમાર, કેમ ફોકટ, આવો તું વિચક્ષણ થઇ ભદ્રિકની પેઠે પાછળ દોડે છે ? ક્યાં છે તે તાપસકુમાર અને ક્યાં છે તે પવન ? જીવિતવ્યને જેમ યમરાજા હરણ કરી જતો રહે છે, તેમ મહાબળવંત એ તાપસકુમારને હરણ કરી પોતાનું ધારેલું કામ પાર પાડી કોણ જાણે ક્યાંય ચાલ્યો ગયો તે કોને માલમ પડે છે? લાખો કે અસંખ્યાતા યોજન પ્રમાણ ક્ષેત્રને ઉલ્લંઘન કરી જ્યારે અલોપ થઇ ગયો, ત્યારે હવે એની પાછળ જવાથી શો લાભ છે? માટે હે વિચક્ષણ કુમાર ! તું હવે એ કાર્યથી પાછો ફર." ત્યારે નિષ્ફળ થયો છે કાર્યનો સમારંભ જેનો અને તેથી લજ્જાને ધારણ કરતો કુમાર પાછો ફરીને ખેદ કરવા લાગ્યો. " હે ગંધના વહન કરનાર પવન ! અગ્નિમાં ઘી હોમવારૂપ કાર્ય તેં કેમ કર્યું ? મારા સ્નેહી મુનિને તેં કેમ હરણ કર્યો ? હાય મુનીંદ્ર ! હાય કુમારેંદ્ર ! તારા મુખરૂપ ચંદ્રમાથી મારા નીલોત્પલ ( કમળ ) સરખાં નેત્ર ક્યારે વિકસ્વર થશે ? હાય ! અમૃતના કલ્લોલ જેવા, સજ્જનોની પુષ્ટિના કરનારા, સ્નેહાળા મુગ્ધપણાના ( ભોળપણાના ) મીઠા દૃષ્ટિના વિલાસ પણ હવે મને ક્યાંથી મળશે ! અમૃતને પણ જીતી લેનારી એવી તારી મીઠી વાણી કલ્પવૃક્ષના ફુલની આશા રાખનાર રંક પુરૂષની પેઠે હવે હું ક્યાંથી પામી શકીશ ? " એમ વિવિધ પ્રકારના વિલાપ પોતાની સ્ત્રીનો વિયોગ થયાની પેઠે કુમાર કરવા લાગ્યો, ત્યારે પોપટે તેને ખરી વાત જણાવવા પોતાની પાસે બોલાવ્યો. હે કુમાર ખરેખર હું ધારૂં છું કે, એ કંઇ તાપસ નહોતો, પણ કોઇક કૌતુક કરીને છાના રૂપને ધારણકરનાર કોઈક બીજોજ હતો. તેના આકાર, હાવભાવ, વિકાર અને તેની બોલવાની ઢબછબ ઉપરથી અને તેનાં લક્ષણ તપાસતાં ખરેખર મને તો એમ લાગે છે કે, એ પુરૂષ નહોતો, પણ એ કોઈક કન્યાજ હતી. કુમારે પૂછયું કે, તે તેં શાથી જાણ્યું ? પોપટે ઉત્તર વાળ્યો કે, "જો એમ ન હોય તો તેની આંખોમાંથી આંસુ કેમ ઝરવા લાગી ગયાં ? એ લક્ષણ સ્ત્રીનું હતું, પણ ઉત્તમ પુરૂષનું હોયજ નહીં; અને હું ધારૂં છું કે, જે ભયંકર પવન નીકળ્યો હતો તે પવન નહોતો, પણ તે કોઇક દૈવીક પ્રયોગ હતો, કેમકે જો એમ ન હોય તો તે એકલ તેનેજ કેમ હરણ કરી ગયો? આપણે પણ પાસેજ બેઠેલા હતા, ત્યારે આપણને કેમ ન લઇ ગયો ? પ્રશંસા કરવા લાયક તે કન્યા પણ કોઇક દૈવીક શક્તિવાળાના પંજામાં આવી ફસેલી હોવી જોઇએ; એમ ન હોય તો ખરેખર આવા કર્મનો ઉદય કેમ થઇ શકે (આવો દેખાવ ક્યાંથી બને) ? વળી ખરેખર હું ધારૂં છું કે જોપણ એ કન્યાને દુષ્ટ દેવતા કે દૈવીક શકિતવાળાયે હરણ કરી છે તોપણ છેવટે તેના પંજામાંથી છુટી પડીને અવશ્ય તનેજ તે પરણશે, કેમકે જેણે પહેલાંથી કલ્પવૃક્ષનાં ફળ દીઠાં હોય તે બીજાની વાંચ્છા કરેજ નહીં. તે દુષ્ટ દેવના પંજામાંથી તેનું છુટું પડવું પણ મને એમજ સંભવે છે કે તે તારાજ પુણ્યના ઉદયથી તારે હાથેજ થશે, કેમકે કમળ (નીલકમળ–ચંદ્રવિકાશીકમળ) સૂર્યના ઉદયથીજ નાશ પામે છે. વળી તે કન્યા પણ તને તારા પુણ્યના ઉદયથી કોઇ પણ ઠેકાણેથી મળી આવશે, કેમકે અવશ્ય બનવા યોગ-

વાંચ્છિત કાર્યની સિદ્ધિ સારા ભાગ્યશાળીનેજ થાય છે. મને જે સંભવ થાય છે તે હું તને કહું છું, પણ તે ખરેખર તને માનવા યોગ્યજ થશે; અને હું ખરૂં કહું છું તેનો નિર્ણય પણ તને થોડાજ વખતમાં થઈ આવશે. તે માટે હે વિચારવાન્ કુમાર! આવા દુઃખના વિલાપ છોડી દે. શું આવા સાહસીકપણાથી વિલાપ કરવો ઉચિત છે?" આવી પોપટની સારી યુક્તિવાળી વાણી સાંભળી મનમાં ધારી સર્વ કાર્યનો (સમયનો) જાણ રત્નસારકુમાર તેનો શોક સંતાપ મૂકી દઇ શાંત થઇ રહ્યો, કેમકે સારા માણસની સારી વાણી શું સારૂં કાર્ય કરી શકતી નથી? ત્યારપછી ઇષ્ટદેવની માફક તે તાપસકુમારને સ્મરણ કરતો ઘોડા ઉપર ચડીને પહેલાંની પેઠે ત્યાંથી ચાલતાં વન, પર્વત, આગર, નગર, સરોવર, નદીઓ વિગેરે હજારોને ઉલ્લંઘન કરીને અવિચ્છિન્નપણે (વગર અચકાતાં) વિચરતાં અનુક્રમે બન્ને જણાએ અતિશય મનોહર છે વન વાડી આરામ જ્યાં એવા એક વનમાં પ્રવેશ કર્યો. ત્યાં ગુંજારવ કરતા ભ્રમરાઓ જાણે આ કુમારને ગુંજારવ શબ્દથી આવકારજ દેતા હોયની શું! કે કુશળક્ષેમ પૂછતા હોય નહીં શું! એમ દેખવા લાગ્યા. ત્યાં ફરતાં ફરતાં એક દીવ્ય મણીમય શ્રી રૂષભદેવ સ્વામીનું દેરાસર તેઓએ દીઠું, એટલુંજ નહિં પણ તે દેરાસરપર કંપાયમાન થતી ધ્વજા "આલોક અને પરલોક એમ બન્ને ભવમાં આ દેરાસરથી તને સુખ મળનાર છે, માટે તેને ગ્રહણ કરવાની ઇચ્છા હોય તો હે રત્નસાર! તું અહિંયાં સત્વર આવ" એમ જણાવવા માટે બોલાવતીજ હોય નહીં શું! એવી ધ્વજા તેના ઉપર દેખાવા લાગી. ત્યાંના એક તીલક (એક જાતનું મોટું ઝાડ છે) નામના વૃક્ષના મૂળમાં (થડમાં) પોતાના ઘોડાને બાંધી અનેક જાતિના ફળ ફુલ લઇને તે બન્ને જણા દેરાસરમાં દર્શન કરવા માટે આવ્યા. વિધિનો અને અવસરનો જાણ રત્નસાર વન ફળ ફૂલથી યથાયોગ્ય પૂજા કરીને પરમેશ્વરની નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.

श्रीमद्युगादि देवाय, सेवाहेवाकिनाकिने; नमो देवाधिदेवाय, विश्वविश्वैकदृश्वने ॥ १ ॥

परमानंदकंदाय, परमार्थैकदर्शिने; परब्रह्मस्वरूपाय, नमः परमयोगिने ॥ २ ॥

परमात्मस्वरूपाय, परमानंददायिने; नमस्त्रिजगदीशाय, युगादीशायतायिने ॥ ३ ॥

योगिनामप्यगम्याय, प्रणम्याय महात्मनां; नमः श्रीसंभवे विश्व, भवमेऽस्तु नमोनमः ॥४॥

આખા જગતના સર્વ જીવોને એકસરખી કૃપાદૃષ્ટિથી જોનારા. જેમની સેવા કરવાને દેવતા પણ હળ્યા છે, પોતેજ દેવાધિદેવ છે, બાહ્યાભ્યંતર, શોભાવંત શ્રી યુગાદિ પરમેશ્વરભણી નમસ્કાર થાઓ. પરમાનંદ (અનંત ચતુષ્ટયી) નાં કંદરૂપ છે (દૃઢ છે), મોક્ષપદના દેખાડ- નારા છે, ઉત્કૃષ્ટ જ્ઞાનરૂપ (જ્ઞાનમય સ્વરૂપ છે જેનું), ઉત્કૃષ્ટ યોગમય ભણી નમસ્કાર થાઓ. પરમઆત્મ સ્વરૂપવંત, મોક્ષરૂપ આનંદનાં આપનાર, ત્રણ જગતના સ્વામી વર્તમાન ચોવીસીના આદ્યપદના ધારક છે, સર્વ પ્રાણીના ભવદુઃખથી ઉદ્ધારક છે, તે ભણી નમસ્કાર થાઓ. મન વચન કાયાના યોગને પણ વશ રાખનારા યોગીપુરૂષોને પણ જેનું સ્વરૂપ અગમ્ય છે, મહાત્માપુરૂષોને પણ નમસ્કાર કરવા યોગ્ય છે, બાહ્યાભ્યંતર લક્ષ્મીનાં સુખ નીપજાવનારા છે, જગતની સ્થિતિના દર્શાવનારા છે, એવા પરમાત્માભણી નમસ્કાર થાઓ.

ઝબકવાની પેઠે ) અતિશય આકરા વેગથી સિદ્ધચોર તાપસકુમારને કોણ જાણે ક્યાંય લઇ ગયો ! તેનું આશ્ચર્યકારક આચરણ દેખી અજાયબ થઇ પોપટ બોલવા લાગ્યો કે, “ હે કુમાર, કેમ ફોકટ, આવો તું વિચક્ષણ થઇ ભદ્રિકની પેઠે પાછળ દોડે છે ? ક્યાં છે તે તાપસકુમાર અને ક્યાં છે તે પવન ? જીવિતવ્યને જેમ યમરાજા હરણ કરી જતો રહે છે, તેમ મહાબળવંત એ તાપસકુમારને હરણ કરી પોતાનું ધારેલું કામ પાર પાડી કોણ જાણે ક્યાંય ચાલ્યો ગયો તે કોને માલમ પડે છે! લાખો કે અસંખ્યાતા યોજન પ્રમાણ ક્ષેત્રને ઉલ્લંઘન કરી જ્યારે અલોપ થઇ ગયો, ત્યારે હવે એની પાછળ જવાથી શો લાભ છે? માટે હે વિચક્ષણ કુમાર ! તું હવે એ કાર્યથી પાછો ફર. ” ત્યારે નિષ્ફળ થયો છે કાર્યનો સમારંભ જેનો અને તેથી લજ્જાને ધારણ કરતો કુમાર પાછો ફરીને ખેદ કરવા લાગ્યો. “ હે ગંધના વહન કરનાર પવન ! અગ્નિમાં ઘી હોમવારૂપ કાર્ય તેં કેમ કર્યું ? મારા સ્નેહી મુનિને તેં કેમ હરણ કર્યો ? હાય મુનીંદ્ર ! હાય કુમારેંદ્ર ! તારા મુખરૂપ ચંદ્રમાથી મારા નીલોત્પલ ( કમળ ) સરખાં નેત્ર ક્યારે વિકસ્વર થશે ? હાય! અમૃતના કલ્લોલ જેવા, સજ્જનોની પુષ્ટિના કરનારા, સ્નેહાળા મુગ્ધપણાના ( ભોળપણાના ) મીઠા દૃષ્ટિના વિલાસ પણ હવે મને ક્યાંથી મળશે ! અમૃતને પણ જીતી લેનારી એવી તારી મીઠી વાણી કલ્પવૃક્ષના ફુલની આશા રાખનાર રાંક પુરૂષની પેઠે હવે હું ક્યાંથી પામી શકીશ ? ” એમ વિવિધ પ્રકારના વિલાપ પોતાની સ્ત્રીનો વિયોગ થયાની પેઠે કુમાર કરવા લાગ્યો, ત્યારે પોપટે તેને ખરી વાત જણાવવા પોતાની પાસે બોલાવ્યો. હે કુમાર ખરેખર હું ધારૂં છું કે, એ કંઇ તાપસ નહોતો, પણ કોઇક કૌતુક કરીને છાના રૂપને ધારણકરનાર કોઈક બીજોજ હતો. તેના આકાર, હાવભાવ, વિકાર અને તેની બોલવાની ઢબછબ ઉપરથી અને તેનાં લક્ષણ તપાસતાં ખરેખર મને તો એમ લાગે છે કે, એ પુરૂષ નહોતો, પણ એ કોઈક કન્યાજ હતી. કુમારે પૂછ્યું કે, તે તેં શાથી જાણ્યું ? પોપટે ઉત્તર વાળ્યો કે, “જો એમ ન હોય તો તેની આંખોમાંથી આંસુ કેમ ઝરવા લાગી ગયાં ? એ લક્ષણ સ્ત્રીનું હતું, પણ ઉત્તમ પુરૂષનું હોયજ નહીં; અને હું ધારૂં છું કે, જે ભયંકર પવન નીકળ્યો હતો તે પવન નહોતો, પણ તે કોઈક દૈવીક પ્રયોગ હતો, કેમકે જો એમ ન હોય તો તે એકલ તેનેજ કેમ હરણ કરી ગયો? આપણે પણ પાસેજ બેઠેલા હતા, ત્યારે આપણને કેમ ન લઇ ગયો ? પ્રશંસા કરવા લાયક તે કન્યા પણ કોઇક દૈવીક શક્તિવાળાના પંજામાં આવી ફસેલી હોવી જોઇએ; એમ ન હોય તો ખરેખર આવા કર્મનો ઉદય કેમ થઇ શકે (આવો દેખાવ ક્યાંથી બને) ? વળી ખરેખર હું ધારૂં છું કે જોપણ એ કન્યાને દુષ્ટ દેવતા કે દૈવીક શક્તિવાળાયે હરણ કરી છે તોપણ છેવટે તેનાં પંજામાંથી છુટી પડીને અવશ્ય તનેજ તે પરણશે, કેમકે જેણે પહેલાંથી કલ્પવૃક્ષનાં ફળ દીઠાં હોય તે બીજાની વાંચ્છા કરેજ નહીં. તે દુષ્ટ દેવના પંજામાંથી તેનું છુટું પડવું પણ મને એમજ સંભવે છે કે તે તારાજ પુણ્યના ઉદયથી તારે હાથેજ થશે, કેમકે કમળ (નીલકમળ–ચંદ્રવિકાશીકમળ) સૂર્યના ઉદયથીજ નાશ પામે છે. વળી તે કન્યા પણ તને તારા પુણ્યના ઉદયથી કોઇ પણ ઠેકાણેથી મળી આવશે, કેમકે અવસ્ય બનવા યોગ-

વાંચ્છિત કાર્યની સિદ્ધિ સારા ભાગ્યશાળીનેજ થાય છે. મને જે સંભવ થાય છે તે હું તને કહું છું, પણ તે ખરેખર તને માનવા યોગ્યજ થશે; અને હું ખરૂં કહું છું તેનો નિર્ણય પણ તને થોડાજ વખતમાં થઈ આવશે. તે માટે હે વિચારવાન્ કુમાર! આવા દુઃખના વિલાપ છોડી દે. શું આવા સાહસીકપણાથી વિલાપ કરવો ઉચિત છે?" આવી પોપટની સારી યુક્તિવાળી વાણી સાંભળી મનમાં ધારી સર્વ કાર્યનો (સમયનો) જાણ રત્નસારકુમાર તેનો શોક સંતાપ મૂકી દઇ શાંત થઈ રહ્યો, કેમકે સારા માણસની સારી વાણી શું સારૂં કાર્ય કરી શકતી નથી? ત્યારપછી ઇષ્ટદેવની માફક તે તાપસ-કુમારને સ્મરણ કરતો ઘોડા ઉપર ચડીને પહેલાંની પેઠે ત્યાંથી ચાલતાં વન, પર્વત, આગર, નગર, સરોવર, નદીઓ વિગેરે હજારોને ઉલ્લંઘન કરીને અવિચ્છિન્નપણે (વગર અચકાતાં) વિચરતાં અનુક્રમે બન્ને જણાએ અતિશય મનોહર છે વન વાડી આરામ જ્યાં એવા એક વનમાં પ્રવેશ કર્યો. ત્યાં ગુંજારવ કરતા ભ્રમરાઓ જાણે આ કુમારને ગુંજારવ શબ્દથી આવકારજ દેતા હોયની શું! કે કુશળક્ષેમ પૂછતા હોય નહીં શું! એમ દેખવા લાગ્યા. ત્યાં ફરતાં ફરતાં એક દીવ્ય મણીમય શ્રી રૂષભદેવ સ્વામીનું દેરાસર તેઓએ દીઠું, એટલુંજ નહિં પણ તે દેરાસરપર કંપાયમાન થતી ધ્વજા "આલોક અને પરલોક એમ બન્ને ભવમાં આ દેરાસરથી તને સુખ મળનાર છે, માટે તેને ગ્રહણ કરવાની ઇચ્છા હોય તો હે રત્નસાર! તું અહિંયાં સત્વર આવ" એમ જણાવવા માટે બોલાવતીજ હોય નહીં શું! એવી ધ્વજા તેના ઉપર દેખાવા લાગી. ત્યાંના એક તીલક (એક જાતનું મોટું ઝાડ છે) નામના વૃક્ષના મૂળમાં (થડમાં) પોતાના ઘોડાને બાંધી અનેક જાતિના ફળ ફુલ લઇને તે બન્ને જણા દેરાસરમાં દર્શન કરવા માટે આવ્યા. વિધિનો અને અવસરનો જાણ રત્નસાર વન ફળ ફૂલથી યથાયોગ્ય પૂજા કરીને પરમેશ્વરની નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.

श्रीमद्युगादि देवाय, सेवाहेवाकिनाकिने; नमो देवाधिदेवाय, विश्वविश्वैकदृश्वने ॥ १ ॥
परमानंदकंदाय, परमार्थैकदर्शिने; परब्रह्मस्वरूपाय, नमः परमयोगिने ॥ २ ॥
परमात्मस्वरूपाय, परमानंददायिने; नमस्त्रिजगदीशाय, युगादीशायतायिने ॥ ३ ॥
योगिनामप्यगम्याय, प्रणम्याय महात्मनां; नमः श्रीसंभवे विश्व, भवप्रेऽस्तु नमोनमः ॥४॥

આખા જગતના સર્વ જીવોને એકસરખી કૃપાદૃષ્ટિથી જોનારા. જેમની સેવા કરવાને દેવતા પણ હળ્યા છે, પોતેજ દેવાધિદેવ છે, બાહ્યાભ્યંતર, શોભાવંત શ્રી યુગાદિ પરમેશ્વર-ભણી નમસ્કાર થાઓ. પરમાનંદ (અનંત ચતુષ્ટયી) નાં કંદરૂપ છે (દૃઢ છે), મોક્ષપદના દેખાડ-નારા છે, ઉત્કૃષ્ટ જ્ઞાનરૂપ (જ્ઞાનમય સ્વરૂપ છે જેનું), ઉત્કૃષ્ટ યોગમય ભણી નમસ્કાર થાઓ. પરમઆત્મ સ્વરૂપવંત, મોક્ષરૂપ આનંદનાં આપનાર, ત્રણ જગતના સ્વામી વર્તમાન ચોવીસીના આદ્યપદના ધારક છે, સર્વ પ્રાણીના ભવદુઃખથી ઉધ્ધારક છે, તે ભણી નમસ્કાર થાઓ. મન વચન કાયાના યોગને પણ વશ રાખનારા યોગીપુરૂષોને પણ જેનું સ્વરૂપ અગમ્ય છે, મહાત્માપુરૂષોને પણ નમસ્કાર કરવા યોગ્ય છે, બાહ્યાભ્યંતર લક્ષ્મીનાં સુખ નીપજાવનારા છે; જગતની સ્થિતિના દર્શાવનારા છે, એવા પરમાત્માભણી નમસ્કાર થાઓ.

એવી રીતે હર્ષ ઉલ્લાસે પન્નસ ( ફણુસ ) ફળની પેઠે રોમકંચુક થઇ જિનેશ્વરને
સ્તવીને પામેલ છે તત્વનો અર્થ જેણે એવા રત્નસારકુમારે પોતાનો પ્રવાસ સફળ
કર્યો, અને તૃષ્ણા સહિત શ્રી યુગાદિશના ચૈત્યની ચોતરફ સુખરૂપ અમૃતને પીને
કષ્ટ રહિત સજ્જનપણાના સુખનો વારંવાર અનુભવ કર્યો. દેરાસરના અતિશય વખા-
ણવા લાયક હાથીનાં મુખના આકારવાળા ગવાક્ષમાં બેસીને જેમ દેવલોકનો સ્વામી
ઇંદ્ર મહારાજ ઐરાવત નામના હાથી ઉપર બેઠો શોભે તેમ તે શોભવા લાગ્યો. ત્યાર-
પછી રત્નસારકુમાર પોપટને કહેવા લાગ્યો કે, તે તાપસકુમારની પ્રમોદ ઉપજાવનારી
શુદ્ધિ ( ખબર ) હજુસુધી પણ આપણને કેમ મળતી નથી ? ત્યારે પોપટે
કહ્યું કે, ' હે મિત્ર ! તું તારા મનમાં જરામાત્ર પણ ખેદ કરીશ નહીં. તું પ્રસન્ન
રહે. આજે આપણને નજીકજ કોઇક શુકન એવા સારા થયા છે કે જેથી આજે
તને તેનો સમાગમ થશે '. આવા સમયે જેના ઉપરના ભાગમાં મણી ( ચાંદો )
ઝળકી રહેલો હોવાથી અત્યંત હર્ષની પુષ્ટિ કરે છે, મનોહર પીંછાની શોભા સહિત
કળાનો દેદીપ્યમાન દેખાવ જેનો દેખાય છે, અતિશય મીઠી વાણીથી શબ્દાયમાન છે,
પોતાની ચાલથી ઇંદ્રના ઘોડાને પણ જેણે તિરસ્કાર પમાડયો છે એવા વે-
ગવાળા અને બીજા બધા મોરની શોભાને દબાવી દીધી છે એવા અદ્વિતીય
શોભાવાળા અતિશય ઉત્તમ મોરની ઉપર જેણે સ્વારી કરી છે, મનોહર દૈવીક
કાંતિથી જેનું શરીર ઝળકી રહેલું છે, શ્રી ધર્મનાથ સ્વામીની સેવા કરવામાં નિપુણ
છે એવી પ્રજ્ઞપ્તી નામની દેવીજ હોય નહીં શું ! એવી અને પદ્માણી સ્ત્રીના શરીરની
પેઠે જેના શરીરમાંથી કમળની સુગંધી બહેકી રહી છે કે વરસી રહી છે, ઝળકતાં
મનોહર તારૂણ્ય અને લાવણ્ય (કાંતિ) રૂપ અમૃતની વરસાવનારી, સર્વ અંગના ઉપર
જેણે દૈવીક દાગીનાં ધારણા કરેલા હોવાથી દશદિશાઓને પણ જાણે દીપાવતીજ હોય
નહીં શું ! એવી એક સુંદર મુખવાળી સ્ત્રી ત્યાં આવી. દેરાસરમાં આવીને પહેલા
શ્રી રૂષભદેવ સ્વામીને મોર સહિત ભક્તિથી નમી સ્તવના કરીને જાણે સ્વર્ગથી રંભ
નામની દેવાંગના આવીને નાટકજ કરતી હોય નહીં શું ! એમ પ્રભુ આગળ નાટક
કરવા લાગી. તેમાં પણ પ્રશંસવા યોગ હાથના હાવ ( લેહેંકા ) અને અનેક પ્રકારના
અંગ મરડવા વિગેરેથી થતા ભાવ દેખાડવાથી જાણે નાટકની કરનારી નાટણીજ હોય
નહીં શું ! એમ વિવિધ પ્રકારની ચિત્રકારી રચનાથી નાચવા લાગી. આવું તેણીનું
નાટક દેખીને રત્નસર અને પોપટનાં ચિત્ત તો બીજી બધી વાતો ભુલી જઇને જાણે આ
નાટકમાં એકતાનમય જ બની ગયાં હોય નહીં શું ! એમ દિંગ બની ગયાં, એટલુંજ
નહીં પણ રૂપસાર ( અત્યંત રૂપાળા ) એવા કુમારને દેખીને મૃગના સમાન છે નેત્ર
જેનાં એવી તે સ્ત્રી પણ કેટલીક વાર સુધી ઘણા ઉલ્લાસ અને વિલાસથી હસતી
ચકી ચમતકાર પામી ગઇ ન હોય ! એમ બની ગઇ. ત્યારે વિકસ્વર મુખથી રત્નસાર-
કુમારે પુછયું કે, હે કરભોરૂ ( હાથણીની સાથળ જેવી સાથળ છે જેની એવી સ્ત્રી) !
તમને જો જરામાત્ર મનમાં ખેદ ઉત્પન્ન ન થાય ( રીસ ન આવે ) તો હું તમને
કંઇક પુછવા માંગું છું. તેણીયે હા કહી, તેથી તે કુમારે પુર્વની બધી વત વિશિષ્ટ
વચનથી પુછી. ત્યારે તેણીએ પણ આનંદ સહિત પોતાનો આમૂલચૂલ (પહેલેથી તે
છેલ્લે સુધી) વૃત્તાંત કહેવા માંડયો:—

"કનકની લક્ષ્મીથી વિરાજિત છતાં પણ નથી ચોરી કરવા લાયક સંપદા જેમાં એવી કનકપુરી નામની નગરીમાં પોતાના કુળની અંદર એક ધ્વજા સમાન કનકકેતુ નામનો રાજા રાજ્ય કરતો હતો. ઉત્પ્રેક્ષા કરતાં કવી કહે છે કે, ખરેખર આશ્ચર્ય છે કે, તે રાજાએ તણખલાંને પણ પોતાની પ્રસન્નતાથી એક અમૃત સરખાં કરી નાંખ્યાં હતાં, એટલે તેના કેટલાક શત્રુઓએ તેની સાથે સંગ્રામ કરતી વખતે મુખમાં તણખલાં ઘાલી પોતાનો જીવ બચાવ્યો, કે જેથી તેઓ આલોકમાં પોતાની સ્ત્રીમુખના ચુંબનરૂપ અમૃતને આશ્વાદ કરવાના સ્વાદને પામ્યા અને કેટલાકે યુદ્ધ કર્યું તોપણ તે મરણ પામીને સ્વર્ગમાં જઈ અમૃતપાન કરવા લાગ્યા. તે રાજાના અંતઃપુરમાં સારભૂત એવી, પ્રશંસવા યોગ્ય ગુણરૂપ આભૂષણની ધારણ કરનારી, ઇંદ્રિની અગ્રમહીષી (પટ્ટરાણી) ની જાણે બીજી કોઇ મૂર્તિજ હોય નહીં એવી કુસુમસુંદરી નામની રાણી હતી. તે રાણીએ એકદા દેવતાની પેઠે સુખરૂપ નિદ્રામાં સુતાં થકાં પણ પ્રમદારત્ન (સ્ત્રીરત્ન)નાં પ્રમોદથી ઉત્કૃષ્ટ પ્રમોદ આપનારૂં એવું એક સ્વપ્ન દીઠું કે, પાર્વતીના ખોળામાંથી ઉઠીને વિલાસ અને પ્રીતિનું આપનારૂં રતિ અને પ્રીતિનું જોડું પોતાના સ્નેહના ઉમંગથી મારા ખોળામા આવી બેઠું છે. તે દેખીને તત્કાળ જાગૃત થઈ ખીલેલાં કમળનાં જેવાં લોચન છે જેનાં એવી તે રાણી વચનથી પણ કહી શકાય નહીં એવા હર્ષથી જેમ પાણીના પૂરથી નદી પૂરાય તેમ પૂરાઇ (હર્ષવંતી થઇ). પછી જેવું સ્વપ્ન દીઠું હતું તેનો સકળ વૃત્તાંત રાજાની પાસે જઈને કહ્યો, તેથી સ્વપ્નના વિચારને જાણનાર રાજાએ કહ્યું કે, હે મૃગબાળાના લોચનનાં જેવી સાર લોચનવાળી સ્ત્રી! વિધાતાને પણ આ જગતની પોતાની રચનામાં ઉત્કૃષ્ટતા જણાવનારૂં સર્વ પ્રકારથી ઉત્તમ એવું કન્યાનું જોડલું (જોડું) તને ઉત્પન્ન થનાર જણાય છે. 'તને કન્યાયુગ્મ થશે' એવું વચન સાંભળીને તે રાણી અત્યંત પ્રમોદવંતી થઇ. કેમકે સ્ત્રીઓને પુત્ર અથવા પુત્રી એ બન્નેમાંથી હરકોઈ ઉત્પન્ન થનાર હોય તો તેમાં તેને સ્નેહ સમાનજ હોય છે. તે દીવસથી રાણીના ગર્ભના મહીમાથી પ્રથમ શરીરની પીળાશના મીશથી મનની નિર્મળતા દેખાવા લાગી. જ્યારે જળમાં મલીનતા હોય છે ત્યારે મેઘઘટા (વાદળાં)માં મલીનતા દેખાય છે અને પાણી વગરનાં વાદળાં સ્વચ્છ દેખાય છે; તેમજ આ ન્યાય પણ ઘટમાનજ થાય છે, કે જેના ગર્ભમાં મલીનતા નથી તેથી વગર પાણીવાળા વાદળાંની પેઠે રાણીનું બાહ્યશરીર પણ દિન દિન સ્વચ્છ દેખાવા લાગ્યું. સમય ઉપર સાચી નીતિથી જેમ દ્વૈત (કીર્તિ અને લક્ષ્મી) અને અદ્વૈત (એકલી લક્ષ્મી) પમાય છે, તેમ તે રાણીયે સુખપૂર્વક પુત્રીનાં જોડાંને જન્મ આપ્યો. પહેલીનું નામ અશોકમંજરી અને બીજીનું નામ તિલકમંજરી એમ બંને નામ રાજાએ થાપ્યાં. પાંચ પાંચ પ્રકારની ધાવથી પાળતાં પોષતાં મેરૂપર્વત ઉપર જેમ કલ્પલતાના અંકુરા દિન દિન વૃદ્ધિ પામે, તેમ તે અનુક્રમે દિન દિન વધવા લાગી. ચોસઠ કળાઓના સમુદાયને તે બન્ને કન્યાઓ થોડાજ વખતમાં શીખી ગઇ, કેમકે કરવા યોગ્ય કાર્ય કરતાં બુદ્ધિવાનને શો વિલંબ હોય (વાર કેમ લાગે)! તે બન્નેની રૂપસંપદા (રૂપનો દેખાવ) નવી વધતી યૌવનાવસ્થાની પેઠે વધવા લાગી. વસંત ઋતુ વડે જેમ વનની શોભા વૃદ્ધિ પામે છે, તેમ યૌવનાવસ્થા પ્રગટ થવાથી કળા ચાતુર્યતા વિગેરે

ગુણો પણ પોતાની મેળેજ વિશેષથી અધિક થવા લાગ્યા. કામદેવે પોતાના બે હાથમાં સરાણે ચઢાવી (ઘસી સમારી) હોય નહીં! એવી તરવારરૂપ લતાઓ જગતમાં લોકોને જીતવાને અર્થેજ જાણે કરી હોય નહીં! એવી, ક્રુર ગ્રહોની બે આંખોજ જાણે હોય નહીં શું! એવી, અથવા સર્પની બે જીભજ હોય નહીં શું! એવી, જેનો બીજો કંઈ ઉપાયજ નહીં એવી, તે બન્ને જણીયો ત્રણ લોકના જીવોને એક ક્ષોભ પમાડવાના રૂપને ધારણ કરવા લાગી. સરખાં છે (એકઠાં છે) સુખ દુઃખ જેનાં, સરખાં છે આનંદ વિષાદ (ખેદ) જેનાં, સરખાં છે કાર્ય જેનાં, સરખાં આચાર, સકળ સરખા ગુણ, જન્મ્યા ત્યારથી બે નેત્રોના પ્રેમ સરખા પ્રેમવાળી એવી બન્ને કન્યાઓ થઈ. જે માટે કહેલું છે કેઃ—

सहजग्गीराण सहसो । विराण सह हरिससो अवताणं ॥
नयणाणव धम्मान्नाणं । आजम्मं निच्चलं विम्मं ॥ १ ॥

સાથે જાગવું, સાથે ઉંઘવું, સાથેજ હર્ષવંત થવું, સાથેજ શોકવંત થવું, એવો બે નેત્રોનો ખરેખર પ્રશંસવા યોગ્ય પ્રેમ છે, કે જે જીવે ત્યાંસુધી એકસરખો છે.

આવા પ્રકારની પોતાની પુત્રીઓને દેખી રાજા વિચારવા લાગ્યો કે, રતિ અને પ્રીતિ એ બન્નેનો કામદેવ જેમ એકજ વર છે, તેમ આ બન્ને કન્યાઓના યોગ્ય એકજ વર કોણ થશે! આ બન્ને જણીઓને પરસ્પર આવી ગાઢી પ્રીતિ છે, ત્યારે જો એઓને ભિન્ન ભિન્ન વર મળ્યા હોય તો પરસ્પરના વિરહથી ખરેખર બે બન્ને કન્યાઓ મરણને શરણ થયા વિના રહે નહીં. જ્યારે એક કલ્પલતાનો નિર્વાહ કરનાર મળવો મુશ્કેલ છે, ત્યારે આવી બંને કન્યાઓનો નિર્વાહ કરવામાં ભાગ્યશાળી નીવડે એવા પુણ્યશાળી કોણ હશે! આ જગતમાં એવો કોઈપણ વર હું દેખતો નથી કે જે આ બે કન્યાઓમાંથી એકને પણ વરે. ત્યારે હાહા! હવે હું શું કરીશ! એમ કનકધ્વજ પોતાના મનમાં ચિંતા નિમગ્ન થવા લાગ્યો. લોકમાં જેના કરતાં બીજી કોઇ હોય જ નહીં એવી આ બે કન્યાઓની આશ્રય વગરની થઇ પડેલી વેલડીની પેઠે, હાહા! શી ગતિ થશે! એમ વિચારવા લાગ્યો. એવો અતિશય ચિંતાના તાપથી તપી ગયેલો રાજા માસ તે વર્ષની બરાબર અને વર્ષ તે યુગની બરાબર માનીને વ્યતીત કરવા લાગ્યો. સદાશિવની દૃષ્ટિ જેમ સામા રહેલા પુરૂષને કષ્ટકારી હોય છે, તેમ જોકે આ કન્યા ભાગ્યશાળી છે, તોપણ એકલી પિતાને કષ્ટકારી થઇ પડી છે, જે માટે કહેલું છે કેઃ—

जातेति पूर्वं महतीति चिंता । कस्य प्रदेयेति ततः प्रवृद्धाः ॥
दत्ता सुखं स्थास्यति वा न वेति । कन्या पितृत्वं किल हंत कष्टम् ॥

કન્યા જન્મ પામી એટલું શ્રવણ થતાંમાત્રથી મોટી ચિંતા ઉત્પન્ન થાય છે, મોટી થવાથી આ કોને આપવી એવી વળી ચિંતા ઉત્પન્ન થાય છે, પોતાના સાસરામાં ગયા પછી તે સુખી હશે કે કેમ? એવી ચિંતા થયાં કરે છે, એટલા માટે કન્યાના પિતાને આટલાં કષ્ટ થાય છે.

હવે કામદેવની મોટાઇ વિસ્તારવા માટે વનની અંદર પોતાની ઋદ્ધિ લઈ વસંતરાજ ઉતરવા લાગ્યો. વસંતરાજ મલયાચલપર્વતના સુસુવાટ મારતા ઝાગઝગાટથી, ભ્રમરાઓના સમુદાયથી, વાચાળ કોકીલાઓના મનોહર કોલાહલથી, ત્યારે વૃદ્ધિ પામતો છે

અહંકાર જેનો એવો કામદેવ ત્રણ જગતને જય કરવાથી ઉત્પન્ન થયેલી કીર્તિનું ગીતત્રય ગીતજ જાણે ગવાતું હોય નહીં શું ! એમ, ગાયન કરવા લાગ્યો. ત્યારે હર્ષે કરી ખેંચાયું છે ચિત્ત જેનું એવી બે રાજકન્યાઓ પણ વસંતક્રીડા જોવાને આકુળ વ્યાકુળ બનીને વનભણી જવા તૈયાર થઇને હાથી ઘોડાના રથ અને પાલખી સુખપાલમાં બેસી દાસ દાસીઓનાં વૃંદ સહિત ચાલી. સખીયો સાથે પરીવરેલી લક્ષ્મી અને સરસ્વતિ પોતાના વિમાનમાં બેસીને જેમ શોભે છે, તેમ પોતાની સખીઓ સાથે પાલખીમાં સુખપૂર્વક બેઠી થકી શોભતી એવી આ બંને કન્યાઓ શોક સંતાપને દૂર કરાવનારા અનેક જાતિના અશોકવૃક્ષોથી ભરેલા અશોક નામના ઉદ્યાનમાં આવી. ત્યાં શ્યામ ભ્રમર જેના ઉપર બેઠેલો હોય એવાં શ્વેત પુષ્પો જેવાં, ઝળકતી છે તારા એટલે કાળી કીકી જેમાં એવાં સ્નેહાળાં લોચનો વડે જાણે પ્રીતિ જોડતીજ હોય નહીં શું એવા આરામને દેખ્યો. ત્યારપછી બાવનાચંદનના કાષ્ટથી ઘડેલા, સુવર્ણમય અને મણીથી જડેલા, વિંઝાતા ચામર સહિત, દૃઢ, રાતા અશોકવૃક્ષની શાખામાં બાંધેલા, લીલાવંતી સ્ત્રીઓનાં ચિત્તના જેવા દોલાયમાન (ચપળ થતા–હાલતા) એવા હિંચોળા ઉપર અશોકમંજરી રાજકન્યા પ્રથમ બેઠી. હિંચોળામાં હિંચકનારી અશોકમંજરી મોટી બેનને મહાબળવંતી તિલકમંજરી ઘણા જોરથી હિંચોળવા લાગી તેથી ઘણા ઉંચા ઉંચા હીંચકા આવવા લાગ્યા. ત્યારે અશોકમંજરીયે પોતાના પગથી અશોકવૃક્ષને હણ્યો કે જેથી જેમ સ્ત્રીના પગના આઘાત થવાથી (પગ લાગવાથી) પ્રસન્ન થયેલો પતિ વશ થઇ જાય તેમ તે અશોકવૃક્ષ પ્રફુલ્લિત થવાથી રોમાંચને ધારણ કરવા લાગ્યો. અહિંયાં અહો ઇતિ આશ્ચર્ય કે, હિંચોળા ઉપર હીંચકતી આ રાજકન્યા (અશોકમંજરી) નાં વિવિધ પ્રકારનાં વિકારોયેકરીને બીજા કેટલાક યુવાન પુરૂષોના નેત્ર અને મન હીંચોળાના કપટથી (બાનાથી) હીંચકવા લાગી ગયાં, એટલે વિષયાતુર થવા લાગ્યાં. અશોકમંજરીના મણિનાં જડેલાં હાલતાં પગનાં ઝાંઝર પ્રમુખ આભૂષણો રણઝણાટ કરતાં ભાગી જવાના ભયથી જાણે પહેલાંથી જ રૂદનપાન કરતાં હોય નહીં શું ! યુવાન પુરૂષોથી તેમજ બીજી તરૂણ સ્ત્રીઓથી જોવાયલી અશોકમંજરી હીંચકવાના રસમાં નિમગ્ન બની રહી છે, તેટલામાં દુર્દૈવના યોગથી આવી પડેલા આકરા પવનેકરી ક્રીડાના જામેલા રસની સાથે હીંચોળો ત્રટક શબ્દ કરતો ત્રુટી પડયો. નાડીની પેઠે હીંચોળો તુટી જવાથી હાય હાય ! હવે આ રાજકન્યાનું શું થશે ! એવા વિચારમાં સર્વ લોક ગુંથાઈ ગયા ( આકુળ વ્યાકુળ બની ગયા ), તેવામાં હીંચોળા સહિત અશોકમંજરી જાણે સ્વર્ગમાં જ જતી હોય નહીં ! એમ લોકોએ તેને આકાશમાર્ગે ઉંચી કૌતકથી જતી દીઠી. યમરાજની પેઠે અદૃશ્ય રહીને હાય હાય ! આ રાજકન્યાને કોઇક હરી જાય છે, એમ આકળા થઈને ઉતાવળા લોકોએ મોટા અવાજથી પોકાર કર્યો. અરે ! આ લઇ જાય, આ લઇ જાય, એમ ઉંચું જોઈ બોલનારા લોકોએ, ઘણા બળીયા કે ધનુષ્યના ધરનાર લોકોએ, ઘણી ઉતાવળથી તેની પાછળ દોડનામાં શૂરવીર પુરૂષોએ, તેમજ બીજા કેટલાકોએ પોતપોતાના ઘણા ઉદ્યમ કીધા, પણ કોઇથી કંઇ કરી શકાયુંજ નહીં, કેમકે અદૃશ્ય રહીને હરણ કરી જાય તેને પાછો ખેંચી લેવાનો શો ઉપાય ! કાનમાં શૂળ જ પેદા થઇ ન હોય એવી વેદનાવાળું આ કન્યાનું હરણ સાંભળીને રાજા જાણે છાતીમાં વજ્રજ

આવીને લાગ્યું હોય નહીં શું ! એવો દુઃસહ્ય દુઃખવંત ક્ષણવારમાં થઇ ગયો. હાહા પુત્રી તું ક્યાં ગઇ ! હે પુત્રી, તું પોતાનું દર્શન અમને કેમ આપતી નથી ? હે નિર્મળ સ્વચ્છ હૃદયની ધરનારી ! આપણો પહેલાંનો પ્રેમ (સ્નેહ) કેમ દેખાડતી નથી ! આવા પ્રકારનો વિલાપ રાજા વિરહાતુર થઇ કરે છે, તેવામાં કોઇક સૈનીક રાજા પાસે આવી કહેવા લાગ્યો કે, અશોકમંજરીના હરણ થઈ જવાના શોકેકરી આકુળ થઇ ગયું છે ચેતન (જ્ઞાન) જેનું એવી પવનના ઝપાટાથી વૃક્ષની માંજર જેમ હણાઇ જાય, તેમ તિલકમંજરી, હે મહારાજ, ઘણીજ મૂર્છા ખાઇ ઇંટની પેઠે ચેષ્ટા રહિત, કંઠગત આવી ગયા છે પ્રાણ જેના, એવી નિરાધાર ત્યાં પડી છે. ઘાવ ઉપર ખાર ભભરાવવા જેવો કે બળ્યા ઉપર ફોડલો થાય તેવો આ વૃત્તાંત સાંભળીને ખેદયુક્ત થતો રાજા કેટલાક પરીવાર સહિત તત્કાળ તિલકમંજરીની પાસે દોડીને આવ્યો. ચંદનના રસ સીંચવા, શીતળ પવન કરવા, વિગેરે કેટલાક ઉપચાર અને પ્રયાસથી કોઈ પ્રકારે જ્યારે તે કન્યા ચેતનતાને પામી, ત્યારે વળી વિયોગ યાદ આવવાથી ઉચ્ચ શબ્દે રૂદન કરવા લાગી. “ હાહા સ્વામિનિ ! હા મત્તેભગામિની ( મદોન્મત્ત હાથીની ચાલ સરખી ચાલવાળી ) ! તું ક્યાં છે ? કયે સ્થાનકે છે ? અરે હાહા ! તું મારા ઉપર ખરી સ્નેહવંતી થઇને મને મૂકીને ક્યાં ગઇ ? હાહા ! હું શરણ રહિત થઇ. હે બેન ! ચોતરફથી આવીને બાણ લાગ્યાં હોય નહીં શું ! એવા મારા પ્રાણ તો થઇ ગયા છે. હાહા ! જતી રહી છે બધી આશાઓ જેની એવી હું, હવે તારા વિના કેમ જીવી શકીશ ! હે પિતાજી, આનાથી બીજું કંઈપણ અનિષ્ટ નથી, અને આ જીવું છું તે પણ જો એ મારી બેન મને નહીં મળે તો મારાથી ક્યાંથી જીવી શકાશે ? હાહા ! મારાથી એનો વિરહ કેમ સહી શકાશે ? ” એમ વિલાપ કરતી પાણી વગર માછલી સ્થળ ઉપર તરફડે તેમ અને ઘેલીજ બની ગઇ હોય નહીં શું ? એમ તે ઉલટપાલટ ધુળમાંજ લોટવા મંડી ગઈ. વનમાં લાગેલી અગ્નિથી જેમ વેલડી બળીને કાળી પડી જાય, તેમ તેની જીવવાની આશા પણ જાણે બધા મૂકી ચુક્યા હોય એવી વિયોગિની બની ગઇ. તેની માતા પણ ત્યાં આવીને વિલાપ કરવા લાગી કે, હે દુષ્ટ દૈવ, આવા પ્રકારનો દયા રહિત બનીને મને તું કાં દુઃખ દેવા તૈયાર થયો છે ? એક તો મારી પુત્રી તું હરી ગયો અને આ બીજી મારી પુત્રી મારવા તૈયાર થયો છે. હાહા ! સર્વ આશાથી હણાયેલી હુંજ છું. ગોત્રદેવીઓ, વનદેવીઓ, આકાશદેવીઓ, તમો સત્વર મને સહાયકારી થાઓ અને આ પુત્રી ઘણા કાળ સુધી જીવી શકે એવું કંઇક કરો. તિલકમંજરીની સખીઓ, દાસીઓ તેમજ કેટલીક બીજી સ્ત્રીઓ પણ તે બન્નેનાં દુઃખથી ગદ્ગદિત કંઠે મોટા શબ્દથી રૂદન કરવા લાગી. આવા વખતે ત્યાંના લોકોમાં એવું તો શોકનું અદ્ભુતપણું થયું કે પાસે રહેલા અશોક વૃક્ષો પણ સશોક બની ગયેલાં હોય એમ દેખાવા લાગ્યાં. તે વખતે ત્યાં આવી પડેલા દુઃખથી ઉદ્વેગ પામી ગયેલો જ જાણે હોય નહીં શું ! એમ સૂર્ય પણ તે દુઃખ જોવા સમર્થ નહીં રહેવાથી પશ્ચિમ દિશિના સમુદ્રમાં જઇને બુડી ગયો ( અસ્ત થઇ ગયો ). તે અશોકવનમાં વળી પૂર્વદિશા તરફથી સુખેકરીને અંધારૂં પસાર થયું. પહેલાં અંતઃકરણમાં શોકે આવી સકળ લોકોને વ્યાકુળ કરી રાખ્યાં હતાં, પણ પાછ-

ળથી તો અંધકારે આવી બહારથી પણ શોક પેદા કરી દીધો ( પ્રથમ અંદર મલીનતા હતી પરંતુ હવે બહારથી પણ અંધારૂં થઇ ગયું ). અહો ઇતિ આશ્ચર્ય કે, મલીનતાનો સ્વભાવ તો જુઓ ! ત્રણે લોકને મલીનતાનું કારણ જે અંધકાર છે તેને દુર કરનાર કેટલીક રાત્રિ વ્યતીત થયા પછી અમૃત ઝરતાં કિરણ છે જેનાં એવો ચંદ્રમા પ્રગટ થયો. નવો વરસાદ જેમ સુકાઇ જતી વેલડીને સીંચીને નવપલ્લવિત કરે તેમ દયાયેજ કરીને જાણે કરતો હોય એમ ચંદ્રમાના શીતળ કિરણનાં વરસાદે તિલકમંજરીને સીંચી, જેથી તે શાંત થઈ, અને પાછલા પોહોરે વિચક્ષણમાં સરદાર તિલકમંજરી માર્ગનો જાણ માર્ગે ચાલવા માંડે તેમ કંઇક વિચાર કરી ઉઠી પોતાની કેટલીક સખીઓને સાથે લઇને તેજ ઉદ્યાનમાં રહેલાં ગોત્રદેવી ચક્રેશ્વરીનાં દેરાસર આગળ નિષ્કપટપણે આવીને તેને ( ચક્રેશ્વરીને ) મહિમાવંતી કમળની માળા ચઢાવીને ( પૂજા કરીને ) ઘણીજ ભકિતથી એમ વિનંતી કરવા લાગી કે, “ હે સ્વામિનિ ! જો મેં આટલા દિવસ સુધી ખરા અંતઃકરણથી તમારી સારી ભકિત સ્તવના કરી હોય અને પૂજીને પ્રણામ કર્યો હોય તો હમણાં તત્કાળ દીન બનેલી મારા ઉપર પ્રસન્ન થઇને નીર્મળ વાણીથી મારી વાહાલી બેનની ( અશોકમંજરીની ) ખબર આપો, અને જો ખબર નહીં આપો તો, હે માતા, આ સંસારમાં આ ભવમાં જ્યાંસુધી હું જીવીશ ત્યાંસુધી કંઈપણ ભોજન કરનારી નથી, કેમકે વાહલાની અનીષ્ટ વાતનો ( નઠારી વાતનો ) સંશય પડયો હોય તો તે વાતનો જ્યાંસુધી નિર્ણય ન થાય ત્યાંસુધી કોણ વિવેકી ભોજન કરે ! એમ કહીને તેનું ધ્યાન ધરી બેઠી. ત્યારે તેની શકિતપૂર્વક ભકિતથી અને યુકિતથી તુષ્ટમાન થયું છે હૃદય જેનું એવી તુષ્ટમાન થયેલી દેવી તત્કાળ તેને સાક્ષાત થઈ, કેમકે એકાગ્રતાથી શું સિદ્ધ થતું નથી ? વળી પ્રસન્ન થઈને બોલવા લાગી કે, “ હે કલ્યાણવતી, તારી બેન કુશળ છે, હે વત્સા, તું તારા ચિત્તમાં એ વાતનો ખેદ ન કર અને સુખેથી ભોજન અંગીકાર કર. વળી આજથી એક મહિને દૈવયોગથી તારી બેન અશોકમંજરીની ખબર તને મળશે અને તેનો મેળાપ પણ તેજ દિવસે તને થશે. ક્યારે ? કેમ ? કેવી રીતે ? તેનો મેળાપ થશે એમ જો તારા મનમાં મને પુછવાનો વિચાર ઉત્પન્ન થતો હોય તો તે હું પોતેજ તને આગળથી કહી આપું છું તે તું સાંભળ.

“ આ નગરીથી પશ્ચિમ દિશાયે અહિંયાંથી અતિશય ( ઘણીજ ) દુર, કાયરથી પાર પામવી ઘણીજ મુશકીલ પડે એવી, મોટા જંગી ઝાડ, નદી, નાળાં, કોતરડા પર્વત અને ગુફાઓથી ઘણીજ ભયંકર એક અટવીનો મોટો વિસ્તાર છે, કે જ્યાં કોઇ રાજાનો પણ કર દાણ આજ્ઞા પ્રમુખ કંઇ માનવામાં આવતાં નથી. રાજાની રાણીઓ જેમ સૂર્યને દેખી શકતી નથી તેમ ત્યાંની જમીનમાં રહેનારાં શીયાળ વિગેરે જાનવરો પણ ત્યાં ઘણાજ ઉંચાં ઉંચાં વૃક્ષોની મોટી ઝાડીની ઘટા હોવાથી સૂર્યને પણ દેખી શકતા નથી. એવા ભયંકર વન વચ્ચે જાણે આકાશથી સૂર્યનું વિમાન અહિંયાં આવી વિરાજીત થયું હોય નહીં ! એવું શ્રી રુષભદેવનું એક મોટું અને ઊંચું દેરાસર છે. પુનમના ચંદ્રનું મંડળ આકાશમાં જેમ શોભતું હોય તેમ ત્યાં ચંદ્રકાંત માણમયી શ્રી રુષભદેવની નિર્મળ મૂર્તિ છે. કલ્પવૃક્ષ, કામધેનુ, કામકુંભ, વીગેરે કેટલાક મહીમાવંત

પદાર્થોનો મહીમા લઈનેજ જાણે વિધાતાયે રચી હોય એવી અતિશયવંતી દેદીપ્યમાન તે મૂર્તિની તું જ્યારે પુજા કરીશ ત્યારે ત્યાંજ તને તારી બેનનું વૃત્તાંત મળશે અને મેળાપ પણ તેનો તને ત્યાંજ થશે. વળી એટલું પણ તું વધારે યાદ રાખજે કે તેજ દેરાસરમાં તારૂં બીજું બધું સારૂં થનાર છે, કેમકે દેવાધિદેવનો સેવાથી શું સિદ્ધ થતું નથી ? તું એમ જાણતી હઈશિ કે ( એમ ધારતી હઈશ કે ) એવા ભયંકર વનમાં અને એટલે દુર દરરોજ પુજા કરવા કેવા રીતે જઇ શકાય ? અને પુજા કરીને દરરોજ પાછું કેમ આવી શકાય ? તો તેનો ઉપાય પણ હું તને બતાવું છું તે તું સાંભળ, ' કેમકે જે કાર્ય બતાવ્યું હોય તે જલદીથી શી રીતે થઇ શકે એ જો જણાવવામાં આવ્યું ન હોય તો તે ઉતાવળથી શી રીતે બની શકે? ચંદ્રચૂડની પેઠે ( સત્યકી વિદ્યારની પેઠે ) મોટી શક્તિવાળો અને સર્વ કાર્યમાં તત્પર એવો ચંદ્રચૂડ નામનો મારો સેવક છે, તે મારી આજ્ઞાથી મોરનું રૂપ ધારણ કરીને તને તારે ધારેલે સ્થાનકે બ્રહ્માની આજ્ઞાથી, જેમ હંસ સરસ્વતીને લાવ લઈ જા કરે છે, તેમ લાવ જાવ કરશે. તે વાતની તું કંઈ ફીકરચિંતા કરીશ નહીં." દેવી આટલું બોલી નહીં રહી એટલામાં આકાશમાંથી અકસ્માત્ કોણ જાણે ક્યાંથી એક મનોહર દૈવીક શક્તિવાળો અને અસહ્ય ગતિવાળો મોર તિલકમંજરીના મુખ આગળ આવી પ્રગટ થયો. તેના ઉપર ચઢીને જીનેશ્વર ભગવંતની યાત્રા કરવા જેમ કોઇક દેવીજ જતી હોય નહીં શુ ! એમ તે દિવસથી અહીંયાં હું ક્ષણવારમાં આવવા જવા લાગી છું. તેજ ભયંકર આ વન છે, શીતળતાનું કરનારૂં આ દેરાસર છે, વિવેકવંત તેજ આ મયૂર છે અને તેજ તિલકમંજરી હું રાજ્યકન્યા છું.";

હે કુમારસાર ! આ મેં મારી વાત કહી. હવે હે સૌભાગ્યકુમાર ! તમોને હું કંઈક પૂછું છું, કે મને દરરોજ અહિંયાં આવજાવ કરતાં આજે એક મહિનો બરોબર પૂરો થયો છે, પરંતુ ગંગાનદીનું નામ પણ જેમ મારવાડમાં ન પામી શકાય તેમ અહિંય મેં મારી બેનનું નામ અદ્યાપિપર્યંત સાંભળ્યું નથી, માટે હે જગતમાં એકજ સારકુમાર તમોએ આ જગતમાં ભમતાં ( ફરતાં ) કયાંયપણ મારા રૂપ કાંતિના જેવી સ્વરૂપ વાળી કન્યા કોઇપણ ઠેકાણે દીઠી છે ? ત્યારે તે તિલકમંજરીને વશ થયેલો રત્નસાર કુમાર સ્પષ્ટ વાણીથી બોલવા લાગ્યો કે, " હે હરિણાક્ષી ! ત્રણે લોકની સ્ત્રીઓમાં મણિસમાન હે કન્યા ! તમારા જેવી તો શું ! પણ તેના એકસોમાં અંશે પણ કોઈ કન્યા આ જગતમાં ભમતાં મેં દીઠી નથી ને દેખીશ પણ નહીં; કેમકે આ જગતમાં છતી વસ્તુ હોય તે દેખી શકાય, પણ અછતી વસ્તુ કયાંથી દેખી શકાય ! પણ સબર-સેના નામની અટવીમાં એક દૈવીક રૂપને ધારણ કરનાર, હીંચોળા ઉપર હીંચકનાર, અત્યંત સુંદર યુવાવસ્થાની શોભાથી મનોહર, વચનની મીઠાસથી, અવસ્થાથી અને સ્વરૂપથી બરોબર તારાજ જેવો, હે સુદર્શના ! હે સારા મનવાળી ! એક તાપસકુમાર પહેલાં મેં જોયો હતો. તેનો સ્વાભાવિક પ્રેમ ( સ્નેહ ), તેણે કરેલી ભક્તિ અને તેનો વિરહ જેમ જેમ મને યાદ આવે છે, તેમ તેમ તે હજુસુધી મારા હૃદયને ચુરી નાંખે છે, અથવા અગ્નિની પેઠે બાળી નાંખે છે. મને તો એમજ લાગે છે કે તે તાપસકુમાર તુંજ છે, અગર તો તું કહે છે તેજ તારી બેન હો." વચનથી બોલી પણ શકાય નહીં એવી આ વિધિ ( કર્મ )ની બનાવટ તો જુઓ. ! ત્યારબાદ પોપટ કળકળાટ

કરતો ગંભીરવાણીથી બોલવા લાગ્યો કે, "હે કુમાર! પહેલવહેલાં જે વૃત્તાંત મેં તને કહ્યો હતો, તેજ આ વૃત્તાંત છે. એમાં કંઈ ફેર નથી. ખરેખર જે તાપસકુમારને આપણે જોયો હતો, તે આ તિલકમંજરીની બેનજ હતી અને હું મારા જ્ઞાનથી એમજ ધારૂં છું કે આજે એક માસ પૂરો થયો છે તો તે આપણને અહિંયાંજ કોઈક પ્રકારે આજેજ મળી આવશે." આખા જગતમાં સાર એવી મારી બેન આજ અહિંયાં જ મને મળશે તો હે નિમિત્તજ્ઞાનમાં કુશળ પોપટ ! ખુશીની સાથે તારી કમળવડે હું પૂજા કરીશ, એવી રીતે કહી તિલકમંજરીએ પોપટને પ્રસન્ન કર્યો. ત્યારે કુમારે પણ તેને કહ્યું કે, જે તું કહે છે તે ખરૂંજ ઠરનાર છે, કેમકે વિચક્ષણ પુરૂષોએ તારા વચનનો વિશ્વાસ પામીનેજ આગળ પણ તારી ઘણીવાર પ્રશંસા કરી છે. આવા સમયે અકસ્માત આકાશમાર્ગમાં ઘુઘરીઓનો મંદમંદ અવાજ સંભળાવવા લાગ્યો. તે રત્નજડિત ઘુઘરીઓ મંદમંદ અવાજથી ચંદ્રમંડળના જેવા દેખાવને દેખાડતી હોય એમ દેખાતી શોભવા લાગી. શ્વેત પાંખોવાળી હંસલીઓ અને બગલીઓ તેને દેખીને જાણે ઈર્ષા કરતી સામે જોતી હોય એમ ઉંચે જોવા લાગી; એટલુંજ નહિં પણ કુમાર, પોપટ અને તિલકમજંરી વિગેરે પણ અજાયબ થઇને ઉંચે જોવા લાગ્યાં, એટલામાં તો અતિશય લાંબા આકાશમાર્ગને ઉલ્લંઘન કરવાના થાકથી આકુળ વ્યાકુળ બની ગયેલી એક હંસલી કુમારના ખોળામાં આવીપડીને આળોટવા લાગી. તે હંસલી કોઇકના ભયથી કંપાયમાન થતી છે કાયા જેની, સ્નેહના આવેશથી અત્યંતપણે જાણે સન્મુખ જોઇ રહી હોય નહીં શું ! બોલી કુમારના મુખ સામે જોઈને મનુષ્યની ભાષાથી બોલવા લાગી કે, " હે સાત્વિક પુરૂષોની પંક્તિમાં માણિક્ય સમાન, હે શરણાગત વત્સલ ( શરણે આવેલાને રક્ષણ કરનાર ) હે કુમાર ! કૃપા કરવા લાયક એવી મને રક્ષણ કર, રક્ષણ કર ( આ ભયથી મને બચાવ, બચાવ ). હું તારા શરણે આવી છું, તું શરણ કરવા યોગ્ય છે, હું શરણ લેવાની અર્થી છું, મોટા પુરૂષોને જે શરણે આવે છે, તે વજ્રપીંજરૂં થઇ રહે છે. વાયુનું સ્થિર થવું, પર્વતનું ચાલવું, પાણીનું બળવું, અગ્નિનું શીતળ થવું, પરમાણુંનો મેરૂ થવો, મેરૂનું પરમાણું થવું, આકાશમાં કમળનું થવું, ગધેડાને શીંગનું ઉગવું, એ નહિં બનવા યોગ્ય છતાં પણ વખતે બની જાય, પરંતુ કલ્પાંતકાળે પણ ધીરપુરૂષો પોતાને શરણે આવેલાને છોડી દેતા નથી. શરણે આવેલાના બચાવ માટે પોતાના મોટા રાજ્યને પણ રજ ( ધુળ ) બરોબર ગણે છે, ધનનો વ્યય કરે છે, પ્રાણને પણ તૃણ સમાન ગણે છે, પણ એને આંચ આવવા દેતા નથી." હંસલીનાં આવાં વચન સાંભળીને તેના પીછાંને પોતાના કમળ સરખાં હાથવડે સ્પર્શ કરતાં કુમાર બોલવા લાગ્યો કે, "હે ભયવંતી ! બીકણની પેઠે તુ બીશ નહીં, બીશ નહીં. નરેંદ્રનો ( રાજાનો ), ખેચરેંદ્રનો ( વિદ્યાધરનો ), સુરેંદ્રનો (ઇંદ્રનો) કે કોઇનો ભય તને જો ઉત્પન્ન થયેલો હશે તો હે હંસી ! હું તેને હણવા સમર્થ છું, પણ જ્યાંસુધી મારામાં પ્રાણ છે ત્યાંસુધી મારા ખોળામાં બેઠેલી તને હું મરવા દેનાર નથી. શેષનાગે મૂકી દીધેલી કાંચળી જેવી શ્વેત આ તારી પાંખોને મારા ખોળામાં બેઠાં બેઠાં પણ કેમ કંપાવે છે ?" એમ કહીને સરોવરમાંથી નિર્મળ જળ

આને સરસ કમળનાં તંતુઓ લાવીને આકુળ વ્યાકુળ બની એવી
શીતળ કરવા લાગ્યો. આ કોણ છે? ક્યાંથી આવી, કોનો ભય થ
ભાષા ક્યાંથી બોલે છે? એમ કુમાર વિગેરે વિચાર કરે છે, તેવામાં
લોકના નાશ કરનાર યમરાજને કોણ કોપાવવા ઉદ્યમ કરે છે!
જીવિતવ્યથી ઉદ્વેગ પામી શેષનાગની મણિને સ્પર્શ કરવા ધારે છે!
કાળની અગ્નિજ્વાળામાં અકસ્માત્ પ્રવેશ કરવા ચાહે છો એટલા પ્રભુ
સુભટોના આકરા શબ્દો સંભળાવા લાગ્યા. ભયવંત થઈ ગયાં છે ચિ
ચાર જણામાંથી પોપટ તત્કાળ દેરાસરના દરવાજા આગળ આવીને
તેટલામાં તો વિદ્યાધર રાજાનું ગંગાનદીના પૂરની પેઠે આકાશથી આવતું
મોટું એક સૈન્ય દેખાવાલાગ્યું. ત્યારે તે તીર્થના પ્રભાવથી અને દેવમહિમાથી
રત્નસારકુમારના અદ્ભુત ભાગ્યના ઉદયથીજ જાણે હોય નહીં શું! એ
સંસર્ગથી વીરપણાના વ્રતમાં ધોરી બની ધૈર્યને ધારણ કરી તે પો
સૈનીકોને અત્યંત તિરસ્કારપૂર્વક મોટી હાક પાડીને હાંકવા લાગ્યો.
વિદ્યાધરો, વીરો! શું આમ દુર્બુદ્ધિથી દોડાદોડ કરો છો? આગળ
દેવતાથી પણ અજય છે, તે શું તમે જાણતા નથી? ચોતરફ વૃ
છે જેનો એવા તમો સર્પની પેઠે દોડતા આવો છો.
માન દુર કરનાર ગરૂડપક્ષીના જેવો પરાક્રમી રત્ન
અરે! એ કુમાર જો તમારા ઉપર યમરાજની
ઉભું રહેવું તો દુર રહ્યું, પરંતુ અહિંયાંથી
એવી વીરની હક્કા (હાંકોટા) જેવી પોપટની
પામીને વિદ્યાધરો મનમાં એવા વિચાર ક
કે દાનવ છે. જો એમ ન હોય તો આવી
મૂકી શકે! વિદ્યાધરોના સિંહનાદ પણ
આવો હકકા શબ્દ આપણે કેમ નહીં
પણ આવો વીર છે, કે જે વિદ્યાધરો
એનો પાછળ રહેલો સ્વામી કુમાર
પરાક્રમ જાણ્યું નથી એવા અજાણે
રહે? જ્યાંસુધી સમુદ્રનો પાર જા
અભિમાન ધરાવનાર તારો હોય કે
પરાક્રમ જેનું એવા તે સર્વ ત્રા
એક એકના અનુક્રમને જોયા વ
ભય પામી
પણ

મેઘની માફક ગર્જના કરવા લાગ્યો. લલાટના (કપાળના) પટ્ટ (સપાટી) ઉપર ચડાવેલી ભૃકુટીથી ભયંકર થયું છે મુખ જેનું એવો અને કેશરીસિંહના જેવો તેજસ્વી તે રાજા સેનાના લોકોને કહેવા લાગ્યો કે, "વીરપણાનાં માનને ધરાવનારા તમોને ધિઃકાર છે, નિરર્થક ભયમાં આકળા બનીને તમો પાછા ફર્યા ! કોણ પોપટ અને કોણ કુમાર, કે કોણ અસુર કે સુર (આપણા આગળ એ શા હિસાબમાં છે) ? અરે રાંકડાઓ ! હવે મારૂં પરાક્રમ તમે જુઓ, જુઓ." એમ બોલતાં તેણે અકસ્માત્ પોતાની વિદ્યાથી પોતાના દશ મુખ ને વીસ ભુજા ધારણ કર્યાં. લીલામાત્રમાં લઈ લીધા છે શત્રુના પ્રાણ જેણે એવી તરવારને ડાભા હાથમાં અને જમણા હાથમાં ફલક (ખેડા નામની ઢાળ) ને ધારણ કરતો, એમજ બીજા જમણા હાથમાં મણિના સર્પની પેઠે બાણના પુંખને (બાણ ઘાલવાના ભાથાને) અને યમરાજની ભુજાના દંડની આકરી શોભા જેમાં હોય એવા ધનુષ્યને બીજા ડાભા હાથમાં ધારણ કરતો, એક હાથે પોતાના યશવાદનો બોલનાર જાણે શબ્દ જ હોય નહીં શું ! એવો દેદીપ્યમાન શંખ અને બીજા હાથમાં શત્રુના યશને બાંધવા માટે જ જાણે પાસે રાખેલો હોય એવો નાગપાશ ધારણ કરતો, એક હાથમાં શત્રુના યશરૂપ હસ્તિના દાંતને ભાગી નાંખનાર (કુંત) ભાલાને અને બીજા હાથમાં શત્રુઓના દુઃખે જોવા યોગ્ય પરશુ (ફરસી) ને ભાગી નાખવા માટે મેરૂપર્વત જેટલો મોટો લોહનો મોઘર (મુદ્‌ગલ) ધારણ કરતો, ભયંકર પત્રપાળ નામનું હથીઆર, દીપતી છે કાંતિ જેની એવું ભિંદીપાળ (બરછો) નામનું હથીઆર, તીક્ષ્ણ ધારાથી શત્રુને ખરેખર એક શલ્ય સરખું ભયંકર તોમર નામનું મોટું શસ્ત્ર, શત્રુને શૂળ સમાન ત્રણ શૂળવાળું ત્રિશૂલ, લોખંડના આયાશ નામનો પ્રચંડ દંડ, મૂર્ત્તિવંત પોતાની શકિતજ હોય નહીં શું ! એવું શકિત નામનું શસ્ત્ર, તીક્ષ્ણ ધારવાળી પોલી સીધી એવી પટ્ટીશ નામની તરવાર, એકે અવાજે સેંકડોગમે શત્રુના પ્રાણને હરણ કરનારી એવી શતઘ્ની (તોપ), દુઃખે ફોડી શકાય એવી દુસ્ફોટા (નાની તોપ), શત્રુના સમુદાયને સાક્ષાત્ કાળચક્રના સરખું ચક્ર નામનું શસ્ત્ર, બાકી રહેલા ચૌદ હાથવડે મહાભયંકર એવા કંઈક જાતિનાં શસ્ત્રોને ધારણ કરતો, આખા જગતને પણ ભયંકર લાગે એવી વીશ ભુજાને ધારણ કરતો, મોટો સાંઢ (આખલો) જેમ તાડુકતો જ હોય નહીં શું ! એમ એક મુખથી હુંકારા કરતો, બીજા મુખથી કલ્પાંત કાળનો સમુદ્ર જાણે ગર્જના જ કરતો હોય નહીં શું ! એમ ગર્જના કરતો, ત્રીજા મુખથી સિંહની પેઠે ચિત્તને મરડી નાંખે એવો સિંહનાદ કરતો, શત્રુઓના સૈન્યને અકસ્માત્ આકરો ત્રાસ ઉત્પન્ન થાય એવું અટ્ટહાસ્ય (ભયંકર દેખાવવાળું હાસ્ય) કરતો, વાસુદેવની પેઠે મોટા અવાજનો પ્રસારક મહાશંખ વગાડતો, મંત્રના સાધનારની પેઠે એક મુખથી મંત્રને જપતો, વૃદ્ધ વાનરની પેઠે બુત્કાર હુબકાર (હુક) કરતો, પીશાચની પેઠે અત્યંત ભયંકર વિસ્તાર પામતા કિલકિલાટ શબ્દને કરતો, સદ્‌ગુરૂ જેમ કુશિષ્યને તર્જના કરે તેમ પોતાના સૈનીકોને તર્જના કરતો, વાદી જેમ પ્રતિવાદીને નિર્ભર્ત્સના કરે તેમ રત્નસારકુમારને નિર્ભર્ત્સના કરતો, (કડવા વચનથી તિરસ્કાર કરતો), એવી રીતે સ્પષ્ટ નવા નવા પ્રકારના વ્યાપારમાં (કાર્યમાં) ગુંથેલા દશમુખથી જાણે દશ દિશાઓને પણ સમકાળે (એકજ વખતે) ભક્ષણ કરી લેવા ચહાતો હોય નહીં ! એમ ઉતાવળો, અવગણના સહિત અને

તિરસ્કાર સહિત પોતાની દૃષ્ટીથી પોતાના સનીકોને અહંકાર અને ઉત્સાહ સહિત પોતાની ભુજાઓને જોતો, પોતાના ઉત્કર્ષ ( મોટાઈ ) અને હર્ષથી પોતાના શસ્ત્રોને દેખતો, સાક્ષેપ ( અપેક્ષા રાખીને ) અને દયા સહિત પોપટને જોતો, સ્નેહસહિત પોતાનાં બે નેત્રોથી અને મળવાની અભિલાષાથી અને ઉતાવળથી કન્યાને ( હંસીને ) જોતો, બન્ને નેત્રોથી વાંચ્છા અને કૌતુક સહિત મોરને જોતો, બન્ને નેત્રોથી ઉલ્લાસ અને ભક્તિથી જિનેશ્વર ભગવંતને જોતો, બે નેત્રોવડે અહંકાર અને રોષ સહિત રત્નસારને જોતો, વળી બંને દૃષ્ટિથી આશ્ચર્ય અને ભય સહિત રત્નસારકુમારના તેજને જોતા, એમ પોતાની વીશ ભૂજાની સ્પર્ધાથી દૈવીક વ્યાપારની પેઠે અતિશય વ્યાપારવાળાં પોતાનાં લોચનોવડે ભિન્ન ભિન્ન વીશ એવા ભાવને પ્રગટ કરતો, યમરાજની પેઠે દુર્દાંત ( કોઇથી બીએ નહીં એવો ), કલ્પાંતની પેઠે આખા જગતને દુઃસહ્ય ક્ષોભ ( ભય ) ઉપજાવનારો સાક્ષાત્ ઉત્પાતજ હોય નહીં શું ! એવો આકાશમાર્ગે અકસ્માત્ આવી વિદ્યાધરનો રાજા ઉભો રહ્યો. ભયંકર કરતાં પણ અત્યંત ભયંકર સાક્ષાત્ રાવણની પેઠે દુઃસહ્ય દેખાવવાળા વિદ્યાધરને દેખીને વાનરની માફક શુકરાજ ( પોપટ ) પ્રથમથી ભય પામવા લાગ્યો, કેમકે ઉપર લખેલા ભયંકર દેખાવવાળા વિદ્યાધરની સન્મુખ જવા કોણ સમર્થ થઇ શકે ! કોણ એવો હોય કે જાજ્વલ્યમાન બળતી દાવાનળની જ્વાળામાં ઉતાવળથી જઇ પડે ? આવા ભયના વખતે સમર્થ વિના બીજા કોનું શરણ લઈ શકે ? એમ ધારીનેજ જાણે હોય નહીં શું ! એમ તે પોપટ વિદ્યાધરથી ત્રાસ પામીને રત્નસારરૂપ રામને શરણે ગયો. ત્યારપછી રત્નસારકુમારને વિદ્યાધર હાંક મારી ( ધમકાવી) બોલાવવા લાગ્યો કે, “ અરેરે કુમાર ! સત્વર અહિંથી દૂર તું નાશી જા, નહિંતો આજે કંઇક નવાઇ જેવું થશે. હે અનાર્ય ! અરે નિર્લજ, નિર્મર્યાદ ! અરે નિરંકુશ ! અરે આ મારા જીવિતના જેવી અને સર્વ સ્વધન જેવી હંસીને ખોળામાં લઇ બેઠો છે તે શું તું તારા મનમાં લજવાતો નથી ? અરે તું હજીસુધી મારા આગળ નિર્ભય નિઃશંક રહ્યો છે ? ખરેખર સદાયને માટે તું હે મૂર્ખ ! દુઃખી જરૂર થઈ પડીશ ( મરણ પામીશ).” આવાં કડવાં વચન સાંભળીને શંકા સહિત પોપટના દેખતાં, કૌતુક સહિત મોરનાં સાંભળતાં, કમળનાં જેવી નેત્રવાળી ત્રાસ પામેલી હંસીનાં પણ સાંભળતાં, હસતાં હસતાં કુમાર બોલવા લાગ્યો કે, “ અરે મૂર્ખ ! કેમ તું ફોકટ મને ભય બતાવવાને ઉદ્યમ કરે છે ? આવા તારા દેખાવથી તો કોઇક બાળક બીહે, પણ મારા જેવા પરાક્રમી કંઈ બીહીનાર નથી. તાળી વગાડવાથી તો બીજા કોઇ પંખીઓ ભય પામે ખરા, પરંતુ નગારાંનાં શબ્દ સાંભળીને કઠોર ચિત્તવાળાં થયેલાં પારેવાં ( કબુતર ) ભય પામે નહીં ! કલ્પાંત કાળ આવી પડે તોપણ શું થયું ? પણ મારે શરણે આવેલી હંસીને હું કદી છોડી દેનાર નથી. શેષનાગની મણિની પેઠે નહીં પ્રાપ્ત થવા યોગ વસ્તુને ગ્રહણ કરવાની ઇચ્છા રાખનાર તને ધિક્કાર છે; માટે આ હંસીની આશા મૂકીને તું હમણાંજ દૂર જતો રહે, નહિંતો આ તારા દશ મસ્તકનું દશ દિશાના સ્વામીને ( દશ દિક્પાળને ) બળીદાન આપીશ ( તારો શિરચ્છેદ કરીશ ).” આ વખતે રત્નસારે મનમાં વિચાર કર્યો કે, કોઇ મને મદદ આપે તો આની સાથે યુદ્ધ કરૂં. આવો વિચાર કરે છે એટલામાં તો તત્કાળ તે ચતુરે પોતાનું રૂપ

ત્યજીને પાછું દૈવીક દેવનું રૂપ બનાવી વિવિધ પ્રકારના આયુધને ધારણ કરી જાણે કુમારની પાસે આવીને ઉભોજ હોય નહિ શું ! એમ ચંદ્રચુડ દેવતા પાસે આવી ઉભો-રહ્યો. અહો આશ્ચર્ય ! જુઓ તો ખરા, પુણ્ય કેવું છે ? ચંદ્રચુડ કુમારને કહેવા લાગ્યો કે, હે કુમારેંદ્ર, યથારૂચિ યુદ્ધ કર. હું તને શસ્ત્ર પૂરાં પાડીશ અને તારા શત્રુ-ને ચૂરીશ. એવાં તેનાં વચન સાંભળીને કેશરીસિંહ જેમ પાખર્યો હોય, અને ગરૂડ જેમ પાંખોથી બળવંત થઇને દુઃસહ્ય દેખાય, તેમ રત્નસારકુમાર અતિ ઉત્સાહ સહિત શત્રુને દુઃસહ્યકારી થાય એવા રૂપને ધારણ કરતો હર્ષવંત થયો. તિલકમંજરીના કરકમળમાં હંસીને સમર્પણ કરી તૈયાર થઈ, કૃષ્ણ જેમ ગરૂડ ઉપર સ્વારી કરે તેમ પોતે અશ્વપર સ્વારી કરી. ગાંડીવ નામના ધનુષ્યની શોભાને જીતી લેનાર બાણના ભાથા સહિત એક ધનુષ્ય ચંદ્રચૂડે સેવક જેમ સ્વામીને આપે તેમ તત્કાળ કુમારને આપ્યું. રત્નસાર આકરા ( કઠોર ) એવા પોતાની ભુજારૂપી દંડને વિષે કઠણ ધનુષ્યનાં મંડળને અફાળતો થકો જાણે કાળનોજ શબ્દ હોય નહીં શું ! એવો ધનુષ્યની પણછનો ટણત્કાર એવો તો કર્યો કે, જેથી દશે દિશાઓ પણ ગર્જના કરવા લાગી. ત્યારપછી યુદ્ધ કરવામાં ધોરી એવા બંને જણાએ બાણવડે યુદ્ધ કરવાનો પ્રારંભ કર્યો. બાણનું ભાથામાંથી ખેંચવું, ધનુષ્યમાં સાંધવું અને મૂકવું વિગેરે કામમાં બંને જણાએ એવી-તો લઘુલાઘવી કળા કેળવી કે કોઇ વિચક્ષણ પુરૂષ પણ તે (બાણ) કયારે લીધું, કયારે સાધ્યું, અને કયારે છોડયું તેના કાળનો ક્રમ પણ જાણી શકે નહીં. એવી રીતે યુદ્ધ કરવામાં બંને જણા પ્રવર્ત્યા. પોપટ, તિલકમંજરી, ચંદ્રચૂડ વિગેરેએ બાણનો વરસાદ ફકત વરસતો જોયો, પરંતુ તત્કાળ વરસતા મેઘની ધારાના મેઘના અનુક્રમને તો કોઈએ પણ દીઠો નહીં, કેમકે બન્નેના હાથ બાણવ્યાપારથી નવરા નહીં પડતાં પોત-પોતાની કાયાને બચાવવા અરસપરસ બાણના વ્યાપારમાં જોડાયા છે. એવી રીતે સેલ, બાવલ, તીરી, તોમર, અર્ધચંદ્ર, અર્ધનારાચ, નારાચ, વિગેરે તીક્ષ્ણ અણીવાળાં અસંખ્ય બાણવડે વિશેષેકરીને ઘણીવાર સુધી મહાક્રોધયુક્ત થઇ તેમણે યુદ્ધ કર્યું, પણ સરખા બળ-વાળા અને સંગ્રામ કરવામાં સાવધાન એવા તે બંનેમાં જેમ મહા ધુતારા હોય તેમાંથી કોણ કોને જીતી શકે, તેમ જયનો સંશય થઇ પડયો. વિદ્યાધરમાં વિદ્યાનું અને કુમારમાં દેવતાઇ બળ પ્રબળ હોવાથી વાલી અને રાવણની પેઠે તે બંનેમાં જયનો નિર્ણય શી રીતે કરી શકાય ? પરંતુ ધર્મ અને નિતિનું બળ કુમારમાં અધિક હોવાથી જેમ ન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યની વૃદ્ધિ થતી જાય છે, તેમ તેના બળની વૃદ્ધિ થવા લાગી. પોતાની હાર થતી માલમ પડવાથી ઉદાસ થયેલો વિદ્યાધર સમાનયુધ્ધસ્થિતિને (નીતિને) છોડીને પોતાના સર્વ બળથી સામો થયો, એટલે નિશ્ચયથી પોતાની વીશ ભૂજા અને વિવિધ પ્રકારનાં શસ્ત્રોવડે પ્રહાર કરતો જાણે સાક્ષાત્ સહસ્રબાહુજ (હજાર હાથવાળોજ) હોય નહીં શું ! એમ દુઃસહ્ય પરાક્રમી થયો. "ખરેખર અન્યાયયુદ્ધ કરવાથી કયાંય કોઈનો જય થાય જ નહીં." એમ વિચારી ધીર બુધ્ધિવાળો કુમાર પોતાના મનમાં ઘણો-જ રાજી થયો અને વિદ્યાધરના સઘળા પ્રહારોને દેવતાના બળથી બચાવી લીધા, તેથી વિદ્યાધરે છેવટે ક્ષુરપ્ર નામનું શસ્ત્ર હાથમાં લીધું. મર્મનો જાણ રત્નસાર જેમ અસ્ત્રાવડે મસ્તકના વાળ છેદી નખાય છે, તેમ ક્ષુરપ્ર નામના શસ્ત્રવડે તેના સર્વ શસ્ત્રોને છેદી નાંખવ

લાગ્યો. છેવટે અર્ધચંદ્ર નામના બાણવડે તેણે તેના ધનુષ્યનો દંડ પણ બે ખંડવાળો કરી નાંખ્યો અને બીજા અર્ધચંદ્ર બાણવડે તે વિદ્યાધરરાજાનું દુઃખથી વીંધી શકાય એવું હૃદય પણ વીંધી નાંખ્યું. જુઓ તો ખરા ! વણિક્‌પુત્રનું પણ કેવું અતુલ્ય પરાક્રમ છે ! શસ્ત્ર રહિત બની ગયેલો વિદ્યાધરરાજા તે વખતે ખરેખર જાણે પત્ર વગરનો પીંપલ (પીંપળો) વૃક્ષજ હોય નહીં શું ! એવો અને બાણ લાગવાથી હૃદયમાંથી રૂધિર ઝરી રહ્યું છે તે જાણે લાલ લાક્ષાનો રસજ હોય નહીં શું ! એમ દેખાવા લાગ્યો. જોકે આવા દેખાવવાળો બની ગયેલો છે, તોપણ તે ક્રોધાંધ વિદ્યાધરરાજા પોતાનું હૃદય કઠોર રાખીને ત્વરાથી બહુરૂપિણી (ઘણા રૂપ બની શકે એવી) વિદ્યાથી આકાશમાં લાખો રૂપવડે આખા જગતને પીડા કરવાજ જાણે તૈયાર થયો હોય નહીં શું ! એમ બનીને યુદ્ધ કરવા તત્પર થયો. કલ્પાંતનાં કરનારાં ઘણાં ભયંકર વાદળાંના સમુદાયની પેઠે રૂપ ધારણ કરીને તે રૂપવડે આખા આકાશને પણ જાણે દેખી ન શકાય એવી રીતે સઘળે વ્યાપક થઈ ગયો. રત્નસારકુમાર પોતાની નજરવડે જ્યાં જ્યાં આકાશમાં જુએ છે ત્યાં ત્યાં દુઃસહ્ય છે ભૂજાનું બળ જેનું એવા એકના એક રૂપને દેખવા લાગ્યો, તેથી તે વિસ્મય પામ્યો પણ જરામાત્ર ભય પામ્યો નહીં. અહો ઇતિ આશ્ચર્ય, કલ્પાંત કાળ આવી પડે તોપણ એવા ધીરપુરૂષો શું કાયર થાય ? નહીં, નહિં, એવા ધીરપુરૂષો કદી કાયર થાયજ નહીં. ત્યારપછી વિદ્યાધરરાજા કુમારના ઉપર લક્ષ્ય કર્યા વગર (નિશાન તાકયા વગર) પ્રહાર કરવા લાગ્યો. આવા કષ્ટની વખતે ધીરપુરૂષોના ચિત્તમાં પણ વિશેષથી કલ્પનાઓ ઉત્પન્ન થાય છે. ઘણા મોટા વિકટ સંકટમાં આવી પડેલા કુમારને પ્રગટપણે દેખીને ચંદ્રચૂડ દેવતા હાથમાં એક મોટો મુદ્‌ગર (ગદા) લઈ વિદ્યાધરને મારવા તૈયાર થયો, ત્યારે ભયંકર રૂપને ધારણ કરનાર હાથમાં ગદા લઇ સામા આવતા દેવતાને દેખી વિદ્યાધર આકળો બનીને ક્ષોભાયમાન થયો (ભય પામ્યો), પણ અધિક ધૈર્યને ધારી પ્રહાર કરતા દેવતાને પોતાના રૂપ અને ભૂજાવડે સર્વ શક્તિથી પ્રહાર કરવા લાગ્યો (સામે ધાયો). દેવતાના અચિંત્ય શક્તિ અને કુમારના અદ્‌ભુત ભાગ્યના સબળથી જેમ ખળ (નઠારા) પુરૂષને કરેલો ઉપકાર ખાલી જાય તેમ તેના (વિદ્યાધરના) કરેલા પ્રહાર ખાલી ગયા. જેમ વજ્રવડે ઇંદ્ર પર્વતને છેદી નાંખે છે તેમ વિદ્યાધરના મસ્તકને ક્રોધથી આકરા બનેલા દેવતાએ મોટા મોઘરવડે ચૂરી નાંખ્યો. જે વખતે સર્વ શક્તિથી તેણે વિદ્યાધરને ચૂરી નાંખ્યો, તે વખતે એવો તો ભયંકર એક શબ્દ થયો કે તે સાંભળતાં કાયરપુરૂષોનાં તો પ્રાણનો પણ નાશ થઇ જાય. વિદ્યાથી અધિક મહત્વંત અને ત્રણે લોકને જીતી લેનાર વિષ્ણુના જેવા તે. વિદ્યાધરનું વજ્રના જેવું મસ્તક જોકે ભાગી તો ન ગયું, તોપણ તેની બહુરૂપિણી મહાવિદ્યા કાગડાની પેઠે તત્કાળ નાશી ગઈ. અહો ઇતિ આશ્ચર્ય કે, જુઓ તો ખરા દેવતાની કેવી સહાયતા છે ! આ કુમાર પણ રાક્ષસોની પેઠે પ્રકૃતીએ કરી શત્રુઓને ભયંકર છે અને વળી અગ્નિને જેમ વાયુ મિત્ર છે, તેમ દુઃખે જોઇ શકાય એવો તેને દેવતા મિત્ર છે, તે શું ન કરી શકે ? ધારે તે કરી શકે. આવી રીતે ધૈર્ય રહિત અને નિરાધાર બની ગયેલો વિદ્યાધર રાજા 'જે નાશી જાય તે જીવતો રહે' એવો શાસ્ત્રનો લેખ હોવાથી ત્યાંથી તત્કાળ નાશી ગયો. પહેલાંથી પોતાની વહાલી વિદ્યા ચાલીગઇ છે તેની પાછળ તેને જોવાને જ જતો નોય નહીં શું ! એમ બંને પ્રકારે પાળામાં અગ્રેસરી ઉતાવળથી ગયો. સ્વામીને

લાગ્યો. છેવટે અર્ધચંદ્ર નામના બાણવડે તેણે તેના ધનુષ્યનો દંડ પણ બે ખંડવાળો, કરી નાંખ્યો અને બીજા અર્ધચંદ્ર બાણવડે તે વિદ્યાધરરાજાનું દુઃખથી વીંધી શકાય એવું હૃદય પણ વીંધી નાંખ્યું. જુઓ તો ખરા ! વણિક્પુત્રનું પણ કેવું અતુલ્ય પરાક્રમ છે ! શસ્ત્ર રહિત બની ગયેલો વિદ્યાધરરાજા તે વખતે ખરેખર જાણે પત્ર વગરનો પીંપલ (પીંપળો) વૃક્ષજ હોય નહીં શું ! એવો અને બાણ લાગવાથી હૃદયમાંથી રૂધિર ઝરી રહ્યું છે તે જાણે લાલ લાક્ષાનો રસજ હોય નહીં શું ! એમ દેખાવા લાગ્યો. જોકે આવા દેખાવવાળો બની ગયેલો છે, તોપણ તે ક્રોધાંધ વિદ્યાધરરાજા પોતાનું હૃદય કઠોર રાખીને ત્વરાથી બહુરૂપિણી (ઘણા રૂપ બની શકે એવી) વિદ્યાથી આકાશમાં લાખો રૂપવડે આખા જગતને પીડા કરવાજ જાણે તૈયાર થયો હોય નહીં શું ! એમ બનીને યુદ્ધ કરવા તત્પર થયો. કલ્પાંતનાં કરનારાં ઘણાં ભયંકર વાદળાંના સમુદાયની પેઠે રૂપ ધારણ કરીને તે રૂપવડે આખા આકાશને પણ જાણે દેખી ન શકાય એવી રીતે સઘળે વ્યાપક થઈ ગયો. રત્નસારકુમાર પોતાની નજરવડે જ્યાં જ્યાં આકાશમાં જુએ છે ત્યાં ત્યાં દુઃસહ્ય છે ભૂજાનું બળ જેનું એવા એકના એક રૂપને દેખવા લાગ્યો, તેથી તે વિસ્મય પામ્યો પણ જરામાત્ર ભય પામ્યો નહીં. અહો ઇતિ આશ્ચર્ય, કલ્પાંત કાળ આવી પડે તોપણ એવા ધીરપુરૂષો શું કાયર થાય ? નહીં, નહિં, એવા ધીર-પુરૂષો કદી કાયર થાયજ નહીં. ત્યારપછી વિદ્યાધરરાજા કુમારના ઉપર લક્ષ્ય કર્યા વગર (નિશાન તાકયા વગર) પ્રહાર કરવા લાગ્યો. આવા કષ્ટની વખતે ધીરપુરૂષોના ચિત્તમાં પણ વિશેષથી કલ્પનાઓ ઉત્પન્ન થાય છે. ઘણા મોટા વિકટ સંકટમાં આવી પડેલા કુમારને પ્રગટપણે દેખીને ચંદ્રચૂડ દેવતા હાથમાં એક મોટો મુદ્ગર (ગદા) લઈ વિદ્યા-ધરને મારવા તૈયાર થયો, ત્યારે ભયંકર રૂપને ધારણ કરનાર હાથમાં ગદા લઇ સામા આવતા દેવતાને દેખી વિદ્યાધર આકળો બનીને ક્ષોભાયમાન થયો (ભય પામ્યો), પણ અધિક ધૈર્યને ધારી પ્રહાર કરતા દેવતાને પોતાના રૂપ અને ભુજાવડે સર્વ શકિતથી પ્રહાર કરવા લાગ્યો (સામે ધાયો). દેવતાના અચિંત્ય શકિત અને કુમારના અદ્ભુત ભાગ્યના સબબથી જેમ ખળ (નઠારા) પુરૂષને કરેલો ઉપકાર ખાલી જાય તેમ તેના (વિદ્યાધરના) કરેલા પ્રહાર ખાલી ગયા. જેમ વજ્રવડે ઇંદ્ર પર્વતને છેદી નાંખે છે તેમ વિદ્યાધરના મસ્તકને ક્રોધથી આકરા બનેલા દેવતાએ મોટા મોઘરવડે ચૂરી નાંખ્યો. જે વખતે સર્વ શકિતથી તેણે વિદ્યાધરને ચૂરી નાંખ્યો, તે વખતે એવો તો ભયંકર એક શબ્દ થયો કે તે સાંભળતાં કાયરપુરૂષોનાં તો પ્રાણનો પણ નાશ થઇ જાય. વિદ્યાથી અધિક મદવંત અને ત્રણે લોકને જીતી લેનાર વિષ્ણુના જેવા તે. વિદ્યાધરનું વજ્રના જેવું મસ્તક જોકે ભાગી તો ન ગયું, તોપણ તેની બહુરૂપિણી મહાવિદ્યા કાગડાની પેઠે તત્કાળ નાશી ગઇ. અહો ઇતિ આશ્ચર્ય કે, જુઓ તો ખરા દેવતાની કેવી સહાયતા છે ! આ કુમાર પણ રાક્ષસોની પેઠે પ્રકૃતીએ કરી શત્રુઓને ભયંકર છે અને વળી અગ્નિને જેમ વાયુ મિત્ર છે, તેમ દુઃખે જોઇ શકાય એવો તેને દેવતા મિત્ર છે, તે શું ન કરી શકે ? ધારે તે કરી શકે. આવી રીતે ધૈર્ય રહિત અને નિરાધાર બની ગયેલો વિદ્યાધર રાજા 'જે નાશી જાય તે જીવતો રહે' એવા શાસ્ત્રનો લેખ હોવાથી ત્યાંથી તત્કાળ નાશી ગયો. પહેલાંથી પોતાની વહાલી વિદ્યા ચાલીગઇ છે તેની પાછળ તેને જોવાને જ જતો નોય નહીં શું ! એમ બંને પ્રકારે પાળામાં અગ્રેસરી ઉતાવળથી ગયો. સ્વામીને

વિલાપ કરે છે? હું કંઈ તને બંદીખાને નાખનાર નથી. તેમજ ચોર નથી, વળી પરદારાનો લંપટી નથી, પણ હું તો એક વિદ્યાધરોનો મોટો રાજા છું, તારા અનંત પુણ્યના ઉદયથી હું તારે વશ થયો છું, હું તારો કિંકર જેવો બનીને પ્રાર્થના કરૂં છું કે, હે સુંદરી! તું મારૂં પાણીગ્રહણ કર, કે જેથી તું સઘળી વિદ્યાધરસ્ત્રીઓની ધણીયાણી થઈશ. કામદેવને ધિ:કાર થાઓ, કેમકે જેથી દુષ્ટ અનિષ્ટ ચેષ્ટાઓ કરીને અંધ થાય છે પણ એમ નથી જાણતા કે બીજાને તાપ ઉપજાવે એવો અગ્નિ હાથમાં લેવાથી સુખ તે ક્યાંથી મળે? ઈત્યાદિક વિચારતી અશોકમંજરીયે તેનો કંઈપણ ઉત્તર આપ્યો નહીં, કેમકે પ્રગટપણે અણગમતી વાત હોય તેનો ઉત્તર વિચક્ષણ થઈને કોણ આપે? માતા પિતા સગાંવહાલાં વીગેરેથી વિયોગણી થઈ ગયેલી આ હમણાં ઘણી દુ:ખી છે, પણ ધીરે ધીરે અનુક્રમે એ મારી યાચના પુરી પાડશે, એવી આશાથી શાસ્ત્રનો ભણનારો જેમ શાસ્ત્રને યાદ કરે તેમ તેણે પોતાની સર્વ ઇચ્છિતની પુરી પાડનારી વિદ્યાને યાદ કરી અને તેના પ્રભાવથી તેનું રૂપ ગોપવી નાખીને નાટકનો કરનાર જેમ પોતાનું રૂપ (વેષ) બદલી નાખે તેમ તેનું તાપસકુમારનું રૂપ પ્રગટપણે બનાવી દીધું. નાનાપ્રકારનાં તિરસ્કારની પેઠે સત્કાર કરી, આપદાની પેઠે આવભાવનાં પ્રચાર અને ઉપચારે કરી, વળી પ્રેમાલાપે કરી (સ્નેહથી બોલાવી) તેવા તાપસનાં રૂપે રહેલી કન્યાને પાપનાયોગે જાણે નિ:સત્વ બની ગયેલો હોય એવો બાળબુદ્ધિવાળો વિદ્યાધરરાજા કેટલાક કાળ સુધી તેને સમજાવવા લાગ્યો (શાંત કરવા લાગ્યો), પણ ભસ્મ (રક્ષા)માં હોમ કરવાની પેઠે, પાણીમાં પેશાબ કરવાની પેઠે, ઉખરખેત્રમાં વાવવા કે લણવા વિગેરેની પેઠે તેને મનાવવાના સર્વે ઉદ્યમ ખાલી ગયા. જોપણ જેટલા ઉદ્યમ કર્યા તે બધા ખાલી ગયા, તોપણ જેને ચિત્તવિભ્રમ થયેલું હોય તેની પેઠે તેના ઉપરથી ચિત્ત ઉતાર્યું નહીં. અહો ઇતિ આશ્ચર્ય કે, કામી પુરૂષનાં ચિત્તનો આગ્રહ (હઠ) તો જુઓ! કેવો આકરો હઠ છે? તે દુષ્ટ પરીણામવાળો વિદ્યાધર કોઈક વખતે કાંઈક કામ માટે પોતાને ગામે ચાલ્યો ગયો હતો તે વખતે હે કુમારરાજ! હીંચોળા ઉપર હીંચતા તે તાપસકુમારે ત્યાં તમોને જોયા હતા. પછી તમારી સારવાર કરીને (ભક્તિ કરીને) તમારા ઉપર વિશ્વાસ રાખીને પોતાની વીતક વાત કહેવાને તૈયાર થયો હતો, તેવામાં તે વિદ્યાધર પાછો આવી પહોંચ્યો અને વાયુ વિકુર્વીને જેમ આકડાના રૂને વાયુ ખેંચી જાય તેમ તાપસકુમારને હરણ કરી ગયો. પોતાના નગરે લઇ જઈ પોતાનાં મણીરત્નોથી ઉદ્યોતાયમાન પોતાના મંદીરમાં કોપાયમાન થઇને ડાહાપણવાળી વાણીથી ડાહાપણવાળી સ્ત્રીને જેમ કહેતો હોય તેમ તેને કહેવા લાગ્યો કે, હે મુગ્ધા! હે વિદગ્ધા (વિચક્ષણા)! કોઇક બીજા ત્યાં આવેલા કુમારની સાથે તું સ્નેહપૂર્વક બોલતી હતી અને તારે વશ થઇ રહેલા મને તો તું પાછો ઉત્તર પણ આપતી નથી? હજી પણ તું મને અંગીકાર કર અને હવે તું તારો કદાગ્રહ મુકી દે, એમ જો તું નહીં કરે તો ખરેખર પીડા ઉત્પન્ન કરનાર યમરાજના જેવો હું તારા ઉપર કોપાયમાન થયો છું. ત્યારે ધૈર્યતાને ધારણ કરીને તાપસકુમારે તેને (વિદ્યાધરને) કહ્યું કે, "હે રાજેંદ્ર, છળવંત પુરૂષ છળ કરીને અને બળવંત પુરૂષ બળ કરીને રાજ્યઋદ્ધિ વિગેરે પામી શકે છે, પણ છળથી કે બળથી

પ્રેમ ક્યાંયપણ પામી શકાતો નથી; ખરેખર બન્ને જણાનાં ચિત્તની સરસતા હોય ત્યાંજ પ્રેમનો અંકુરો ઉત્પન્ન થાય છે. જેમ જ્યાંસુધી સ્નેહ ( ઘી ) નાખ્યું ન હોય ત્યાંસુધી એકલા આટાનો લાડુ બંધાઇ શકાતો નથી, તેમ સ્નેહ વિના સંબંધ (મેળાપ) પણ થઈ શકતો નથી. જો એમ ન હોય તો સ્નેહ વગરનાં એકલાં લાકડાં અરસપરસ કેમ ચોટી જતાં નથી? જો સ્નેહ વિના સંબંધ થતો હોય તો તે બન્નેનો પણ સંબંધ થવો જોઇયે. ત્યારે એવો કોણ મોટો મૂર્ખ હોય કે નિઃસ્નેહીમાં સ્નેહની ચાહના રાખે? ધિક્કાર છે તેવા મૂર્ખાને, કે જે સ્નેહસ્થાન વિના પણ તેમાં ફોકટ આગ્રહ (હઠ) કરે છે." એવાં વચન સાંભળીને વિદ્યાધર અત્યંત કોપાયમાન થયો અને નિર્દય થઇ તત્કાળ તરવાર કાઢીને ઉતાવળથી બોલવા લાગ્યો કે, અરેઅરે દુષ્ટ! શું તું મારી પણ નિંદા કરે છે? હું તને ઠાર મારી નાખીશ. ત્યારે તાપસકુમારે કહ્યું કે, અરે દુષ્ટ પાપીષ્ટ, અણુગમતાની સાથે મેળાપ કરવો તેના કરતાં મરણ પામવું ઘણુંજ સારૂં છે. જો તું મને છોડી દેનાર ન હોય તો જરામાત્ર પણ કંઇ બીજો વીચાર ના કર, મને ત્વરાથી મારી નાખ. ત્યારે તેણે (વિદ્યાધરે) તાપસકુમારના પુણ્યના ઉદયથી વિચાર કર્યો કે, હાહા! નઠારી બુદ્ધિના ધણી એવા મેં આ શું કરવા માંડયું છે? મારૂં જીવીતવ્ય આ કુમરીને આધીન છે. હાહા! ક્રોધથી આ કુમરીને મારી નાખ-વાનો પરાક્રમ હું કેમ કરૂં. હાહા! હું આવું કઠોર કૃત્ય કેમ કરૂં છુ? મીઠાં વચ-નથીજ (નરમાસવૃત્તિથીજ) પ્રેમની ઉત્પત્તિનો સંભવ છે, જે માટે નીતિશાસ્ત્રના રચનાર પંચાળ પંડીતે પણ એમજ કહેલું છે કે, સ્ત્રીને વિષે નરમાસજ રાખવી. આવા પ્રકારનું મનમાં વિચારીને તત્કાળ જેમ કૃપણપુરૂષોમાં શિરોમણી પોતાનું ધન વખત આવે છુપાવી દે છે, તેમ તેણે પોતાની તરવાર તરતજ પાછી મ્યાનમાં ઘાલી દીધી. પછી સૃષ્ટિનો રચનાર જાણે નવોજ પેદા થયો હોય નહીં શું! એવા આ વિદ્યા-ધરે પોતાની કામરૂપણી વિદ્યાના બળથી તાપસકુમારને તત્કાળ મનુષ્યની ભાષાથી બોલનારી એક હંસી બનાવી દીધી. ત્યારપછી તેને (હંસીને) નવા માણેકના પાંજરામાં ઘાલી પહેલાંની પેઠે આદરપૂર્વક દરરોજ પ્રસન્નતા ઉપજાવતો સમજાવવા લાગ્યો. ડાહાપણ ભરેલાં મીષ્ટ વચનથી તેને પ્રગટપણે સમજાવતાં તેની કમળા નામની રાણીએ તેને દીઠો, તેથી તેણીના મનમાં કંઇ શંકા આવી. સ્ત્રીઓનો એજ સ્વભાવ છે કે, શોકયનો સંભવ થતો દેખી ખમી શકાતું નથી અને મત્સર અદેખાઇ આવ્યા વિના રહેતી નથી. પોતાની બીજી કોઇ સખીજ હોય નહીં શું! એવી પોતાની વિદ્યાને યાદ કરી તેણીને આ સર્વ વૃત્તાંત સંભળાવી પોતાના હૃદયનું સાલજ કઢાવતીજ હોય નહીં શું! એમ તેણીયે તેની પાસે પાંજરામાંથી હંસીને કઢાવી મૂકી. શોકયભાવના સ્વભાવથી વિદ્યાધરીયે તો તેણીને કઢાવી મૂકી, પણ હંસીને તો પોતાના ઉદય થતા ભાગ્યના યોગથીજ પોતાની મનકામના સિદ્ધ થઇગઇ. નરકમાંથીજ નીકળી ન હોય! એમ તે વિદ્યાધરરાજાના ઘરમાંથી નીકળી સબરસેના નામની અટવીને ઉદ્દેશીને ભમવા લાગી. વિદ્યાધર રાજા રખેને મારી પાછળ આવી પહોંચી મને પકડી લે! એવી ચિંતાથી આકુળ વ્યાકુળ મનવાળી, જેમ ધનુષ્યને મૂકી છૂટું પડેલું બાણ વેગથી નાશે તેમ, નાસતી થાકી ગઇ. ભાગ્યથીજ ખેંચાઇને આવી ન હોય! એમ વિશ્રામ લેવા માટેજ અહિંયાં પહોંચી અને તને જોઈને તારાજ ખોળારૂપ

કમળમાં લપાઇ ગઇ. હે કુમારેંદ્ર! તેજ હું હંસી છું, અને તેજ એ વિદ્યાધર હતો કે જે મારી પાછળ તત્કાળ આવી પહોંચ્યો અને જેને તમોએ જીત્યો."

આવો પોતાની બેનનો વૃત્તાંત હંસીને મોઢે સાંભળીને તિલકમંજરી અત્યંત દુઃખના આવેશમાં આવી જઇ તત્કાળ વિલાપ કરવા લાગી. સ્ત્રીઓનો એવોજ સ્વભાવ હોય છે, કે, ઘણુંજ દુઃખ પેદા થાય ત્યારે ઉચ્ચ શબ્દથી વિલાપ કરવા માંડે છે. "હે સ્વામિનિ, અનેક પ્રકારના ભયને રક્ષણ કરવામાં એક રાજધાની સમાન એવી અટવીમાં એકલી તાપસપણે તું કેવી રીતે રહી શકી હઇશ? ધિઃકાર છે વિધિની રચનાને. હે સદાય સુખમાં નિવાસ કરનારી, જેમ દેવાંગના ચવીને પશુના દુઃખે સહવા યોગ એવા ગર્ભાવાસમાં આવી વસે તેમ, દુઃખના સ્થાન સરખા પાંજરામાં તિર્યંચ થઇ તું કેમ રહી શકતી હઇશ! હે આર્યા ! હાહા ! તને આ ભવમાં પણ તિર્યંચભાવ કેમ થયો? સત્પાત્રને વિષે પણ વિટંબના આપનારા નાટક કરનારાના જેવા વિધિ (કર્મ) ને ધિઃક્કાર છે. પાછલા ભવમાં કૌતુકથી પણ તેં કોઇકને ખરેખર વિયોગી કર્યો હશે અને મેં તેને ઉપેક્ષા હશે, તેથી તેનું આ કંઇક ફળ ખરેખર માલમ પડે છે. હાય હાય! ચાલતું દુર્ભાગ્યજ હોય નહી! એવા આ તારા દુર્ભાગ્યથી ઉત્પન્ન થયેલું તિર્યંચપણું કેવી રીતે દૂર થઇ શકશે?" ખરેખરી બેનપણીના જેવો આવો ખેદકારક તેનો વિલાપ સાંભળીને તત્કાળ ચંદ્રચૂડ દેવતાએ પાણી છાંટી પોતાની શક્તિથી હંસીને મનુષ્યરૂપે કરી દીધી. સાક્ષાત્ નવી સરસ્વતીજ પ્રગટ થઇ ન હોય! અથવા સમુદ્રમાંથી નવી લક્ષ્મીજ નીકળી ન હોય ! એવી પ્રગટ થયેલી અશોકમંજરી–રત્નસાર, તિલકમંજરી વિગેરેને હર્ષના કારણપણે શોભાવવા લાગી ત્યારપછી રોમરોમ ઉલ્લસિત થવાના મિષથી હર્ષ અને પ્રેમનો અંકુરોજ નવો પેદા થતો ન હોય! એમ ઉતાવળથી ઉઠીને બંને બેનોએ પરસ્પર આલિંગન કર્યું; કેમકે પ્રેમની એવીજ સ્થિતિ છે. ત્યારે કૌતુકથી રત્નસારકુમાર તિલકમંજરીને કહેવા લાગ્યો કે, હે શુભ્રુ ! આ તમારા બંનેનો મેળાપ થયો તેથી અમો તમારી પાસે કંઇપણ ખરેખર પારિતોષિક (ઇનામ) માંગીએ. વળી હે ચંદ્રવદના ! પારિતોષિક શું આપશો ! જે આપવાનું હોય તે ત્વરાથી આપી દ્યો; કેમકે, ઐાચિત્ય દાન લેવામાં અને ધર્મકૃત્યમાં કોણ વિલંબ કરે ?

लांचौचित्यादिदानर्णे । हृद्वासूक्तभृतीगृहे ॥ धर्मे रोगारिपुच्छेदे । कालक्षेपोन शस्यते ॥

લાંચ દેવામાં, ઐાચિત્ય દાન લેવા દેવામાં, ઋણ ઉતારવામાં, પણ કરવામાં, સુભાષિત સાંભળવામાં, ચાકરી લેવામાં (પગાર લેવામાં), ધર્મ કરવામાં, રોગ દૂર કરવામાં, શત્રુને ઉચ્છેદ કરવામાં વધારે વાર લગાડવી નહીં

क्रोधावेशे नदीपूरे । प्रवेशे पापकर्मणि ॥ अजीर्णभूक्तो भीस्थाने । कालक्षेपो प्रशस्यते ॥

ક્રોધ કરવામાં, નદીના પૂરમાં પ્રવેશ કરવામાં, પાપનું કાર્ય કરવામાં, અજીર્ણ થયા પછી ભોજન કરવામાં અને ભયસ્થાનકે જવામાં વિલંબ કરવો લાયક છે.

લજ્જા, કંપ, રોમાંચ, પરસેવો, લીલા, હાવભાવ, આશ્ચર્ય, વિગેરે વિવિધ પ્રકારના વિકારોવડે વીંધાઇ ગઇ છતાં પણ મુગ્ધા ધૈર્યને ધારણ કરતી તિલકમંજરી બોલી કે, સર્વ પ્રકારના ઉપકારના કરનારા તમોને અમારૂં સર્વસ્વ જે છે, તેજ આપવાનું છે અને તે આપવાનું હે સ્વામિન્! આ કોલકરાર સમજવું. હર્યવંતી થઇ પોતાનું મૂર્ત્તિવંત ચિત્ત જ

હોય નહીં શું ! એમ કહી એક મનોહર મોતીનો હાર કુમારના ગળામાં ઘાલ્યો. જોકે કુમાર નિસ્પૃહ ( ઇચ્છા વગરનો ) છે, તોપણ તેના ઘણા આદરથી તે હારને પોતે અંગીકાર કર્યો, કેમકે વહાલા પુરૂષે આપેલું લેવામાં "ના ના" એમ કહેવું એજ પ્રીતિકર હોય છે. પોપટને પણ તિલકમંજરીએ કમળશ્રેણિથી સત્વર પૂજ્યો, કેમકે ઉત્તમપુરૂષ જે મુખથી બોલે છે, તે કોઈ વખત પણ જુઠું થતું નથી. ઔચિત્ય કૃત્ય કરવામાં સાવધાન એવો ચંદ્રચૂડ દેવ બોલવા લાગ્યો કે, હે કુમાર, પહેલાં તમારા પુણ્યે તમોને આપેલી છે અને હમણાં હું આ બન્ને કન્યાઓ તમોને સમર્પણ કરૂં છું. મંગળીકના કામમાં વિઘ્ન ઘણાં હોય છે. માટે પહેલાં જેમ આ બન્ને કન્યાના ચિત્ત તમે ગ્રહણ કર્યાં છે, તેમ હવે ઉતાવળથી હસ્ત ગ્રહણ કરો ( પરણો ). એમ કહીને તે ચંદ્રચૂડ દેવતા વહુઓ સહિત કુમારને વિવાહ માટે ઘણાજ હર્ષથી શોભાના પુંજ જેવા તિલકવૃક્ષની કુંજ (ઘટા) માં લઇ ગયો. પોતાનું બીજું રૂપ કરીને (જેવું દૈવીક રૂપ હોય તેવું પાછું વિકુર્વીને ) તત્કાળ ચંદ્રચૂડે ચક્રેશ્વરીદેવીની પાસે જઈ અહિંયાં બનેલી સર્વ ઉત્તમ હકીકત સંભાળવી.

વિસ્તારવાળી ઘંટાના ટણત્કાર શબ્દથી રમણીક, સુંદર નાનાં મણિઓની ઘુઘરીઓ જેમાં ટાંકેલી છે તેના કણકણાટ શબ્દથી શોભતી અને ઉડતી એવી નાની સેંકડો પતાકાઓથી વ્યાપ્ત, ચિત્તને ચોરી લે ( ચિત્તને લાલચમાં નાંખી દે ) એવી માણેકનાં તોરણની શ્રેણિથી સુંદર, અવાજ કરતી પુતળીઓના ઉદાત, અનુદાતા, સ્વરિત (ઉચ્ચ, નીચ, મધ્યમ ) સ્વરવડે શબ્દાયમાન, ઘણાય પારિજાતાદિ ( કલ્પવૃક્ષાદિ) નાં ફુલની માળાથી પૂજાયેલું, અઢારસેરા હાર અને નવસેરા અર્ધહારની શોભાથી શોભાયમાન, ઉપર ઢળકાયમાન થઈ રહ્યા છે સુંદર ચામર જેમાં એવું, સર્વ રત્નોથી બનેલું, પ્રચંડ અંધકારને પણ પોતાના તેજવડે નાશ પમાડતું સાક્ષાત્ સૂર્યના મંડળ જેવું જાજ્વલ્યમાન, મોટા વિસ્તારવાળું, અને જેના જેવું બીજું કોઈપણ વિમાન હોય નહીં એવું પોતાના વેગથી ચાલતું, બીજાઓની ગતિને જીતિ લે એવા વિમાનમાં મોટા આનંદથી બેઠેલાં અને નાનાપ્રકારના વિમાનોની રચના કરી તેમાં બેઠેલી પોતાની સખીઓના વૃંદથી સેવિત શ્રી ચક્રેશ્વરીદેવી તત્કાળ ત્યાં આવ્યાં. ગોત્રદેવીની પેઠે તેને વહુ વરે પ્રણામ કર્યો, તેથી સ્ત્રીકુળમાં વડેરી આશીર્વાદ આપે, તેમ તે ચક્રેશ્વરીદેવીએ તેઓને આશીર્વાદ આપ્યો કે, વિયોગ ચેહતો નહીં પડે એમ પ્રીતિયુક્ત સુખરૂપી લક્ષ્મી અને પુત્રપૌત્રાદિક સંતતિથી ઘણા કાળ લગણ તમો વહુ અને વર વિજય વર્તો. ત્યારપછી ઉચિત કાર્ય કરવામાં ચતુર એવી ચક્રેશ્વરીદેવીએ આગળ રહીને ચોરી બંધાવવા વિગેરે સર્વ પ્રકારની સામગ્રી તૈયાર કરાવી દેવાંગનાઓનાં ગાયેલાં ગીતથી ઉછળી રહેલા ધ્વનિપૂર્વક અને વિધિપૂર્વક તેઓનો પાણીગ્રહણનો મહોત્સવ કર્યો. તે વખતે દેવાંગનાઓએ વરનાં ગીતમાં "શુકરાજ (પોપટ) પણ જેનો રૂડો સેવક છે" એમ પ્રગટપણે પોપટને ગાયો. અહો આશ્ચર્ય કે, મોટા પુરૂષોની પાસે રહેવાનું ફળ તો જુઓ ! અહો આશ્ચર્ય કે, કન્યાઓ અને કુમારના અત્યંત સુકૃતનો પ્રચાર પણ કેવો છે કે જેમનું પરણવાનું મંગળ કૃત્ય શ્રી ચક્રેશ્વરી દેવીએ આવીને પોતેજ કરી દીધું! તે વનમાં કોઈક સારા સ્થાન

ઉપર વિવિધ પ્રકારની ક્રીડા કરવાના સ્થાનથી મનોહર, સાતમાળ હોવાથી સાત દ્વીપની શોભાને રહેવાનું સ્થાનજ હોય નહીં શું! એવું, વિંધ્યાચળની અટવીથી ઘરાઇને ચિત્તને હરનારા મદોન્મત્ત હાથીઓએ આવીને નિવાસ કીધો ન હોય! એવાં અનેક પ્રકારનાં ગવાક્ષોવડે સાક્ષાત્ સહસ્રાક્ષની શોભાને પ્રાપ્ત થનાર, કોઇક સ્થાનકે કર્કેતન-રત્ન (સફેદ રત્ન) ના સમુદાયને લીધે પોહોળી ગંગા નામની મહાનદીની પેઠે દેખાતું, કોઇક સ્થાનકે સુંદર વૈડુર્યરત્ન (શ્યામ રત્ન) ના સમુદાયથી ખરેખર યુમના નદીના પાણીની લેહેરોના જેવા દેખાવ દેખાડતું, કોઇક સ્થાનકે પદ્મરાગમણિ (લાલમણિ) ના સમુદાયથી સંધ્યાના રાગ (લાલરંગ) ની પેઠે (સંધ્યા ખીલી હોય એમ) દેખાવ દેખાડતું, કોઇક સ્થાનકે સુવર્ણના પુંજ કરેલા છે તેથી જાણે સાક્ષાત્ મેરૂપર્વતનું શિખરજ હોય નહીં શું! એમ દેખાતું, કોઇક સ્થાનકે નીલમણી (પાનાં)ના સમુદ-યથી સાક્ષાત્ લીલું ઘાસજ ઉગેલું હોય નહીં શું! એવો ભાસ કરાવનાર, કેટલાંક સ્થાનકે આકાશનાં જેવાં સ્વચ્છ સ્ફાટિકરત્નના સમુદાયથી 'આ આકાશજ છે' એવી ભ્રાંતિ કરાવનાર, કેટલાંક સ્થાનકે સૂર્યકાંતમણિના સમુદાયથી સાક્ષાત્ જાણે આ સૂર્યથી પ્રગટ થતો અગ્નિજ હોય નહીં શું! એવો દેખાવ દેખાડનાર, કેટલાંક સ્થાનકે ચંદ્રકાંતમણિના સમુદાયને લીધે એમજ જણાય છે કે આ ચંદ્રથી જાણે અમૃતઝરી રહ્યું છે કે શું! એવું આ બીજું સૌધર્મવતંસક વિમાનજ ન હોય! એવું એક નવું મંદીર અનેક પ્રકારનાં રત્નોવડે તૈયાર કરીને ચક્રેશ્વરીદેવીએ તે વર વહુને સમર્પણ કર્યું

પ્રગટ થઇ છે પુણ્યરૂપ લક્ષ્મી જેને અને શ્રી ચક્રેશ્વરીદેવીએ પૂરા કર્યા છે મનોવાંચ્છિત જેના એવો રત્નસાર જેમ દોગુંદકદેવતા પોતાની દેવીઓની સાથે સુખ-વિલાસ ભોગવે તેમ વહુઓની સાથે સુખવિલાસ ભોગવવા લાગ્યો. તે તીર્થરાજની ભક્તિથી, દેવતાઇ ઋદ્ધિના સુખ પરીભોગથી, અને તેવાજ પ્રકારની બન્ને વહુઓથી એવા પ્રકારનું સુખ તેજ ભવમાં રત્નસારને મળ્યું છે, કે જેથી તેના મનની સર્વ કામના પાર પામી ગઇ છે. શાલિભદ્રને ગોભદ્ર નામનો દેવતા પિતાના સંબંધને લીધે સર્વ પ્રકારનાં સુખભોગ પૂરા કરતો હતો, તેમાં શું આશ્ચર્ય છે! પણ આ તો અત્યંત આશ્ચર્ય છે કે, માતા પિતાના સંબંધ વિના પણ ચક્રેશ્વરીદેવી પોતેજ તેને મનોવાં-ચ્છિત ભોગની સંપદાઓ પૂરી પાડે છે. ભરત ચક્રવર્તી ગંગાદેવીની સાથે મનુષ્યપણે પણ ઘણા કાળ લગણ ભોગ ભોગવતો હતો, માટે પૂર્વભવના પુણ્યનો ઉદય થાય, ત્યારે એમાં શું આશ્ચર્ય છે?

એક વખતે ચક્રેશ્વરીદેવીના આદેશથી ચંદ્રચૂડદેવતાએ કનકધ્વજરાજાને અશોક-મંજરી, તિલકમંજરી અને રત્નસારના વિવાહ લગ્ન સંબંધી વધામણી જઇને આપી, ત્યારે પ્રગટ થઇ છે પ્રીતિ જેને એવો કનકધ્વજરાજા પણ ઘણા સ્નેહથી પ્રેરાતો થકો તે વહુવરને જોવાની ઉત્કંઠા અને ઉતાવળથી પોતાની સેના સહિત ત્યાં જવાને તૈયાર થયો. શુદ્ધ અંતઃકરણવાળી રાણીઓ, સામંત (ગામડાંઓનાં આજ્ઞાકારી રાજા), પ્રધાન, શેઠ, સેનાપતિ વિગેરે પરિવારથી પરીવરેલો રાજા પોતાનાં સૈન્ય સહિત થોડાજ દિવસમાં ત્યાં જઇ પહોંચ્યો. રત્નસારકુમાર, પોપટ, અશોકમંજરી અને તિલકમંજરીએ સંભ્રમથ

જેમ રૂડા શિષ્ય ગુરૂની સન્મુખ આવે તેમ સામે આવી તત્કાળ પ્રમાણ કર્યો. અલૌકીક પ્રેમથી પોતાની માતાને બન્ને પુત્રીએ જેમ વાછડીએ આવીને ગાયને વળગે તેમ આવીને ઉતાવળથી મળી. જગતમાં સાર એવા રત્નસારકુમારને તેમજ દેવતા સંબંધી ઋદ્ધિ દેખીને રાજા પરિવાર સહિત પરમ સંતોષ પામીને તે દિવસ સફળ માનવા લાગ્યો. હવે કામધેનુ સમાન ચક્રેશ્વરીદેવીના પસાયથી રત્નસારકુમારે તત્કાળ તે સૈન્ય સહિત રાજાનું આતિથ્ય (પરોણાગત-બરદાસ) કર્યું. તેની ભક્તિથી રંજીત થયેલા રાજાએ પોતાને નગરે જવાની ઘણી ઉતાવળ કીધી છતાં પણ તેનાથી જઇ શકાતું નથી, કેમકે દેવતાની સંપદાથી પણ કોણ પ્રતિબંધ નહીં પામે ? કોણ રોકાઈ ન શકે ? તે સ્થાનકે કુમારની કરેલી ભક્તિથી અને તે તીર્થની સેવના કરવાથી રાજા વિગેરેએ તેજ દિવસો સફળ માન્યા. જેમ આ કન્યાઓને ગ્રહણ કરીને પ્રશંસવા યોગ્ય હે કુમાર ! તમે કૃતાર્થ કરી, તેમ હે પુરૂષોત્તમ ! અમારી નગરીમાં આવીને તેને સફળ કરો. એવી રીતે પોતાના સ્વાર્થની પેઠે તે રાજાએ વારંવાર કુમારની પ્રાર્થના કરી તેથી કેટલેક દિવસે રત્નસારકુમારને સાથે લઈ ત્યાંથી રાજા વિગેરે પોતાના નગરભણી આવવા નીકળ્યા. જમીન ઉપર વ્યાપનારી (પસાર થનારી) સેનાની ઈર્ષાથી જ જાણે આવતા હોય નહીં શું ! એમ આકાશવ્યાપી (આકાશમાં પસાર થનારી) સેના સહિત વિમાનમાં બેસીને ચંદ્રચૂડ અને ચક્રેશ્વરી આદિક પણ સાથે આવ્યાં. અંતર વગર (જોડાજોડ) આકાશમાર્ગે ચાલતાં વિમાનવડે એક છત્રીની પેઠે નીચે ચાલનારી અને જેના ઉપર સૂર્યના તીક્ષણ કીરણ પડતા નથી એવી સેના અનુક્રમે કુમાર સહિત રાજા જ્યાંના લોકો ઉત્કર્ષ હર્ષથી વહુ વર જોવાને આતુર થઈ રહ્યા છે એવી પોતાની નગરીની સમીપે જઇ પહોંચ્યો. સ્ત્રીઓની પેઠેજ જાણે કાશ્મીર દેશમાં ઉત્પન્ન થયેલા કેસરના જાડા રસથી છાંટણાંજ કીધાં ન હોય એવી, જ્યાં ઢીંચણ પ્રમાણે પુષ્પના પગર કીધા છે તે જાણે અર્હત્‌ની દેશના આપવાની સમોવસરણની ભૂમિકાજ ન હોય ! એવી, ઉંચા કરેલા ધ્વજ (વાવટા) રૂપ ભૂજાવડે જાણે હર્ષથી નાચતીજ ન હોય ! એવી, ધ્વજાઓમાં બાંધેલી નાની ઘુઘરીઓના રણરણાટ (અવાજ)થી જાણે ગીતનાં ગાયનજ કરતી ન હોય ! એવી, જગતની લક્ષ્મીને ક્રીડા કરવાના સ્થાનરૂપ હોવાથી દીપતાં તોરણની શ્રેણિ જેમાં વિરાજીત છે એવી, મંગલીકના કારણ માટે બેઠક ઉપર પ્રગટપણે પંચશબ્દાદિક વાજિંત્રના સમુદાય જેમાં વાગી રહેલાં છે એવી, નગરના લોકોની સ્ત્રીઓનાં હર્ષથી ખીલેલા મુખકમળવડે સરોવરની શોભા બની રહી છે એવી, નગરની સ્ત્રીઓની નેત્રરૂપ પાંખડીઓવડે અતિશય વિકસ્વર થયેલાં લીલાં કમળથી વનના જેવો દેખાવ દેખાય છે એવી નગરીભણી રાજાએ મહોત્સવથી શક્તિ અને નીતિ સહિત પુરૂષ જેમ ઉત્સાહમાં પ્રવેશ કરે તેમ બે સ્ત્રીઓ સહિત કુમારને નગરમાં પ્રવેશ કરાવ્યો. માન આપવા લાયકને પણ માનવા યોગ્ય એવા કુમારને ઘણીજ ખુશીની સાથે નાનાપ્રકારનાં ધન, અશ્વ, સેવકાદિક આપ્યાં, કેમકે નીતિજાણ પુરૂષો અવસરની રીતિ ચૂકતા નથી. પોતાનાં પુણ્યપસાયથી સસરાના આપેલા આવાસમાં (મેહેલમાં) રાજાની માફક બે સ્ત્રીઓની સાથે રત્નસાર ભોગવિલાસ કરવા લાગ્યો. સોનાના પાંજરામાં રહેલો કૌતુકનો કરનારો પોપટ પ્રશ્નોના ઉત્તર પ્રહેલિકાક વ્યાસની પેઠે આપતો હતો. દેવલોકમાં ગયેલાની પેઠે શરીરધારી ત્યાં રહેતો

કુમાર પ્રગટ છે સુંદર શોભા જેની એવા પહેલાંનાં માતાપિતા કે મિત્રો વિગેરે કોઈને પણ યાદ કરતો નહોતો. એવી રીતે સુખની ઉત્કૃષ્ટતાથી એક ક્ષણની પેઠે એક વર્ષ હર્ષ વડે વિતી ગયું. ત્યારપછી દૈવયોગથી (કર્મના પસાયથી) જે થયું તે બતાવે છે.

એક વખતે દુષ્ટ જીવોને સુખ આપનાર રાતના સમયે પોપટના અમૃત સરખા ગોષ્ટીસુખને કેટલાક વખત સુધી પામીને જેમાં રત્નનાં આગાર હોય એવા રહેવા લાયક મહેલમાં વાસુદેવની પેઠે પુરૂષોત્તમ ( કુમાર ) સુખે કરી સુખશય્યામાં ( પલ્યંક ઉપર ) સુતો અને નીદ્રા પામ્યો, તેમજ તે વખતે ત્યાં અંધકારના સમુદાયેકરીને પીડા પમાડેલા લોચનવાળા પહેરેગીરો અને બીજા બધા પણ એવી રાત્રી વખતે જ્યારે નીદ્રાવંત બની ગયા છે, ત્યારે મનોહર આકારને ધરનારો, દીપતા ઉત્તમ શ્રૃંગારથી ઝળકતો, ચોર અથવા ચાડીયાના જેવો ફરતો, તરવાર લીધી છે તેથી બળવંત છે હાથ જેના એવો કોઇક ક્રોધાતુર પુરૂષ નેત્રની પેઠે ચોતરફ પણ કમાડ બંધ કરેલાં છે તોપણ કયાંકથી આવી ચડયો. જોપણ તે પ્રચ્છન્નવૃત્તિથી ( છાનો ) આવેલો છે તોપણ દૈવયોગથી ( બનવા કાળથી ) તત્કાળ રત્નસારકુમાર જાગી ઉઠયો, કેમકે વિચક્ષણ પુરૂષોને સ્વલ્પજ નીદ્રા હોય છે. આ કોણ, કયાંથી, શા માટે ઘરમાં પેસે છે? એમ કુમાર જેટલામાં વિચારે છે તેટલામાં તે પુરૂષ આકરો થઇ ( ક્રોધાયમાન થઇને) મોટા અવાજથી બોલવા લાગ્યો કે, રેરે કુમાર! જો તું વીર પુરૂષ છે તો મારી સાથે યુદ્ધ કરવા તૈયાર થા. ધુતારા સીયાળની પેઠે તું વણિક માત્ર છતાં તારૂં વીરપણું ફોકટ પ્રખ્યાત થયેલું છે, તેને સીંહ સમાન હું કેમ સહન કરીશ! એમ બોલતો થકો પોપટનું પાંજરૂં લઈ સત્વર ત્યાંથી ચાલતો થયો, અહો આશ્ચર્ય! કપટ જાણનાર પુરૂષોનું કપટ કેવું તે જુઓ. જેમ બીલમાંથી (છીદ્રમાંથી) સર્પને વાદી કાઢે તેમ મ્યાનમાંથી તરવાર કાઢી ક્રોધ ચઢેલો છે જેને એવો તે કુમાર પણ તેના પાછળ તત્કાળ દોડયો. તે આગળ અને પાછળ કુમાર એમ ઉતાવળા જતા લીધેલો છે લક્ષ્ય જેણે એવા બન્ને જણા સત્વર, ગઢ, ઘર, કીલ્લા વિગેરેને પણ ઉલ્લંઘન કરી ચાલ્યા હવે તેના તેજને અનુસારે વટેમાર્ગુની પેઠે ચાલતાં રત્નસારને તે કપટી કેટલેક દૂર કયાંક લઈ ગયો. ઘણા કષ્ટથી દાવાનળની પેઠે ક્રોધાયમાન થયેલા કુમારે તેની પાસે જઈ જ્યારે જીવતા ચોરની પેઠે તેને પકડી પાડયો ત્યારે તે ચોર કુમારનાં દેખતાં દેખતાં સત્વર ગરૂડની પેઠે આકાશમાર્ગે ઉત્પતિ ગયો (ઉપડી ગયો). કુમારના ભયથીજ નાશી જતો હોય નહીં, એમ આકાશ માર્ગે ઉપડી જતાં તેને કુમારે કેટલાક દૂર સુધી જતાં જોયો અને ત્યારપછી અદૃશ થઈ ગયો. વિસ્મય પામીને કુમારે વિચાર કીધો કે ખરેખર આ કોઈક દેવ હો, દાણવ હો, કે વિદ્યાધર હો, પણ ખરેખર કોઈક મારો શત્રુ છે. ચાહાય તેવો બલીષ્ટ હોય તોપણ તે મારો શો વિનાશ કરી શકવાનો છે? પરંતુ આ મારો પોપટરત્ન લઈ ગયો તે તો મને બમણો દુઃખદાયી થઈ પડયો છે. હાહા! વિચક્ષણમાં મુકુટ સરખા, હે ધીર, હે વીર, હે બુદ્ધિવંત, હે પોપટ, મારા કર્ણને વચનામૃતના દાતા, તારા વિના હવે બીજો મને કોણ એવો પ્રિય મિત્ર મળશે? હે ધીરમાં ધુરંધર, કષ્ટ વખતે તારા વિના બીજો કોણ હવે સાહાયક હશે? એમ ક્ષણવાર ખેદ કરીને કુમાર વિચારવા લાગ્યો કે, આવા ફોકટના પશ્ચાતાપ કરવાથી શો ફાયદો છે! હવે તો એવોજ કોઈ ઉદ્યમ કરૂં કે, જેથી ગઈ

વસ્તુ પાછી મેળવી શકાય. ઉદ્યમ પણ ત્યારેજ સફળ થઈ શકે કે જ્યારે એકાગ્રતાથી ઉદ્યમ કરાય, કેમકે એકાગ્રતા વગર તો મંત્રાદિક પણ કોઈ વખતે સિદ્ધિ આપી શકતા નથી. તે માટે જ્યાંસુધી પોપટ મળશે નહીં ત્યાંસુધી મારે કોઈપણ પ્રકારે અહિંથી પાછું ફરવુંજ નથી. એવો નિશ્ચય કરીને કાર્યનો જાણ કુમાર ત્યાંનો ત્યાંજ તેને ( પોપટને ) ખોળતો ( સોધતો ) ફરવા લાગ્યો. ઘણી રીતે પણ તે ચોરે આશ્રયેલી દીશા તપાસતાં થાકતો નથી તોપણ છેવટે તે ચોર મળી શક્યો નહીં, કેમકે આકાશ માર્ગે ઉપડી ગયેલો તે જમીન ઉપર તપાસતાં કયાંથી મળી શકે ? તોપણ ક્યાંક પણ તે મળી આવશે એવી આશાથી ચોતરફ તપાસતાં થાકતો નથી. અહો આશ્ચર્ય કે પોતાના આશ્રિત ઉપર પણ સંત પુરૂષોની વૃત્તિ કેવી છે! સાથે પરદેશમાં ફરવું, સાથે સહવાસ કરવો, સમયના ઉચિત વાર્તાલાપથી વિનોદ કરવો, એવા પોપટને અર્થે આવા પ્રકારના કલેશને સહન કરતો કુમાર અટવીમાં શોધવા લાગ્યો. આખો દીવસ પૃથ્વીને ફરતાં સાંજ પડતાં પાસે ઇંદ્રનુંજ બીજું કોઇક નગર હોય નહીં શું ! એવું એક નગર તેના દીઠામાં આવ્યું. આકાસના સરખા સ્ફાટીક નિર્મળ અને પ્રગટ પ્રાકારથી ( કીલ્લાથી ) પરિવેષ્ટીત ( વીંટાયલું ) છે, દરેક દરવાજે માણેકના પ્રતિહાર ( દરવાન ) બેસારેલા હોવાથી સોભાયમાન છે, મણીમય મોટા મહેલોના સમુદાયથી સાક્ષાત્ રોહણાચળપર્વતનો દેખાવ જ્યાં દેખાઇ રહ્યો છે. દરેક ઘરના ઉપર ધ્વજાઓ ચઢાવેલી છે તેના સમુદાયથી હજાર મુખવાળી ગંગાનદીનું ભાન કરાવે છે. ભ્રમર જેમ સુગંધીથી કમળના ઉપર આદર રાખે છે તેમ નગરની શોભાના વિશેષેકરી ખેંચાયું છે ચિત્ત જેનું એવો કુમાર નગર જોવાને આદરવંત થયો. બાવનાચંદનના કાષ્ટનાં ઊંચાં કમાડ છે તેમાંથી નીકળતું સુંદર વિસ્તાર પામતું સુગંધીપણું જાણે જગતની લક્ષ્મીનું મુખજ હોયની શું ! એવા નગરમાં પ્રવેશ કરવાના દરવાજા આગળ જેટલામાં આવે છે, તેવામાં કીલ્લા ઉપર બેઠેલી જાણે દરવાજો સંભાળનારી પ્રતિહારીજ હોય નહીં શું ! એવી એક મેનાએ આર્યવર્યને ( કુમારને ) નીવાર્યો. ( તેણીયે એમ જણાવ્યું કે હે આર્ય ! તું આ નગરમાં પ્રવેશ કરીશ નહીં ). વિસ્મય પામીને કુમારે તેને પુછયું કે હે આર્યા, હે ભદ્રે ( હે કલ્યાણી ), હે સારિકા શા માટે મને નગરમાં જતાં અટકાવે છે ? તેણીયે ઉત્તર વાળ્યો કે, હે મહાપ્રાજ્ઞ, તારાજ હિતને માટે તને અટકાવું છું. જો તું જીવવાની વાંચ્છા રાખતો હોય તો આ નગરમાં પ્રવેશ કરીશ નહીં, તું એમ ધારીશ નહીં કે, આ સારિકા નગરમાં પ્રવેશ કરતાં ફોકટ અટકાવે છે. પક્ષીની જાતિમાં રહ્યા છતાં પણ અમો અમારૂં ઉત્તમપણું પામ્યા છીયે. ઉત્તમ પ્રાણી વચન માત્ર પ્રયોજન વગરનું બોલતું નથી ત્યારે શા માટે મને અટકાવે છે એમ જો તને પુછવાની ઇચ્છા થતી હોય તો હું તને પ્રથમથીજ પ્રગટપણે કહી આપું તે તું સાંભળ.

આ રત્નપુર નગરમાં પરાક્રમ અને પ્રભુતાથી બીજો પુરંદરજ ( ઇંદ્રજ ) હોય નહીં શું ! એવો પુરંદર નામનો રાજા રાજ્ય કરતો હતો. તેમાં અનેક પ્રકારના નવા નવા વેષ બનાવીને ઘર ઘર ચોરી કરનારો અને દુષ્ટ કર્મને જેમ જીતી ન શકાય તેમ તેને કોઈથી પકડી ન શકાય એવો એક ચોર દરરોજ ચોરી કરતો

હતો. વળી તે એવાં વીચીત્ર પ્રકારનાં ખાત્ર પાડતો કે મનમાં આવે તે ધન, આભુષણ કે વાસણકુસણ લઇને ચાલતો થતો. જેમ નદીનું પૂર ઘણાં વૃક્ષોથી પણ અટકાવી શકાતું નથી તેમ કોટવાળાદિ નગરની રક્ષા કરનારા જોપણ તેજસ્વી હતા છતાં પણ તેને કોઇ અટકાવી શક્યું નહીં. કેટલાએક દિવસો એમજ વીત્યા તેથી રાજા પોતાની સભામાં બેઠેલો હતો ત્યારે નગરના કેટલાક લોકોયે આવી પ્રણામ કરીને અરજ કરી કે, સ્વામી, એક ચોર એવો પેદા થયો છે કે જેણે આખા નગરને ઉપદ્રવયુક્ત કરી દીધું છે; હવે અમારાથી તેનું દુઃખ સહી શકાય તેમ નથી. ત્યારે તેજ વખતે ક્રોધવડે લાલ થયાં છે લોચન જેનાં એવા રાજાયે તત્કાળ કોટવાળને બોલાવી ધમકાવ્યો. કોટવાળમુખ્ય કહેવા લાગ્યો કે, જેમ અસાધ્ય વ્યાધીને દુર કરવાનો કંઇ ઉપાય નથી તેમ આ ચોરને પણ પકડવાનો કંઇ ઉપાય રહ્યો નથી. હું મારા શરીરથી પણ ઘણા ઉદ્યમ કરી ચુક્યો છું, માટે હવે જેમ ઉચિત લાગતું હોય તેમ કરો. છેવટે મોટા તેજસ્વીમાં અને યશસ્વીમાંધોરી એવો રાજા પોતેજ અંધારી રાતે નષ્ટચર્યાયેકરી ( છાની તપાસણીની રીતે કરીને) ચોરને પકડવા નીકળ્યો. એક વખત ક્યાંક ખાત્ર દઇ ધન લઇને અંધારામાં થઇને ચોર પસાર થતો રાજાયે અનુમાનથી દીઠો. કહ્યું છે કે અપ્રમાદી પુરૂષ શું કાર્ય સિદ્ધ કરી શકતા નથી ? સર્વ કાર્ય સાધી શકે છે. તેનો નીર્ણય કરવા અને તેના સ્થાનની તપાસ કરવા માટે રાજા ગુપ્તવૃતિથી ધૂર્તબગલો જેમ મચ્છ પકડવાને જાય તેમ તેના પાછળ પાછળ ચાલ્યો, પણ ધૂર્ત્તચોરે રાજા પાછળ આવે છે એમ ત્વરાથી જાણી લીધું. કહ્યું છે કે, “ જ્યારે જેનો દૈવ પાધરો હોય ત્યારે શું ન થઇ શકે ? ” પછી તત્કાળ ઉત્પન્ન થઇ છે બુદ્ધિ જેને એવો ચોર રાજાની દૃષ્ટી બચાવીને પાસે આવેલા કોઇક મઠમાં ( યોગી લોકોને રહેવાની જગામાં ) પેશી ગયો. તે મઠમાં તપરૂપ કુમુદને વિકશ્વર કરવામાં ચંદ્ર સમાન કુમુદ નામનો પંડિતમાં શ્રેષ્ટ તાપસ રહેતો હતો. તે ઉંઘેલો હોવાથી ચોર તેના પાસે જીવનો નાશ કરવામાં શસ્ત્ર સમાન તે ચોરેલું ધન મુકીને ચાલતો થયો. આમ તેમ તપાસતાં ચોરને ન દેખવાથી રાજા તત્કાળ પાસે આવેલા મઠની અંદર પેઠો. ત્યાં ધન તથા તાપસને દેખીને કોપાયમાન થઇ રાજા બોલવા લાગ્યો કે, દંડ અને મૃગચર્મને રાખનાર, અરે દુષ્ટ, અરેરે તાપસ, ચોર, હમણાંજ ચોરી કરીને કપટથી અહીં આવી સુતો છે, છતાં તું કપટનીદ્રા કરે છે, તો તને હું દીર્ઘનીદ્રા ( મરણ ) આપીશ. આવાં વજ્રાપાત સરખાં ઉદ્ધત ( કઠણ ) વચન સાંભળતાં માત્ર તે જાગી ઉઠ્યા. ભયભ્રાંત ( ભયથી ગભરાયલો ) થઈ ગયો તેથી જાગ્યો છતાં કંઇ બોલી શક્યો નહીં. નિર્દયી રાજાયે નોકરો પાસે બંધાવી પ્રાતઃકાળે તેને મારી નાખવાની આજ્ઞા આપી દીધી. અહો આશ્ચર્ય ! ધિઃકાર થાઓ નિર્વિચારતાને ! હું ચોર નથી વિચાર્યા વગર મને શા માટે મારો છો ? એમ તેણે સાચે સાચું કહ્યું, છતાં હાહા ઇતિખેદે ! તેના ઉપર બમણા ગુસ્સે થવા લાગ્યા. જ્યારે દૈવ વાંકો થાય છે ત્યારે કોણ સામો થઇ શકે ? જુવો તો ખરા, ચંદ્રમાને વાંકો વખત આવે છે ત્યારે રાહુ તેને ગ્રહણ કરે છે. યમરાજના જેવા આકરા રાજાના સુભટોયે તેને ગધેડા ઉપર ચઢાવવા વિગેરે વિવિધ પ્રકારની વિટંબના કરી જીવતાં પ્રાણુને લઇ લેનારી શુળી ઉપર તાપસને ચડાવી દીધા. અહો મહા ખેદ કરવા લાયક કોઇક દુષ્કર્મ તેને ઉદય આવ્યું તેનો આ ભયંકર વિપાક ( ફળ ) છે.

જોપણ આ તાપસ શાંત પ્રકૃતિવાળો હતો છતાં પણ તેને ઘણોજ ક્રોધ ઉત્પન્ન થઇ ગયો. કેમકે પાણી શીતળ છે છતાં પણ જો તેને ઉષ્ણ કીધું હોય તો તે શું તપતું નથી ? તત્કાળ તે તાપસ મરણ પામીને એક રાક્ષસપણે ઉત્પન્ન થયો. કેમકે તેવી અવસ્થામાં ( ક્રોધાવેશમાં ) મરણ પામેલાની તેવીજ ગતિ ( રાક્ષસગતિ) થાય છે. તે નિર્દયી દુષ્ટ રાક્ષસે તત્કાળ એકલા રાજાને મારી નાખ્યો. હાહા ઇતિ ખેદે ! અવિચાર્યું કાર્ય કર્યાનું ફળ જુવો કેવું અનર્થકારી હોય છે. વળી નગરના સઘળા લોકોને પણ નગરથી નસાડી મુકયા. અવિચાર્યું એકલા રાજાએ કર્યું હતું તથાપિ પ્રજાને પણ છેવટ પીડા સહેવી પડી. પછી જે કોઈ રાજાના અંતઃપુરમાં ( રાણીયોના મહેલમાં ) જાય તેને તત્કાળ મારી નાખે. અંતઃપુરમાં જવાવાળાને હું ત ઇતિ ખેદે કોણ સહો શકે ? એજ હેતુથી અને તારા હિતની વાંચ્છાથી તને મેં યમના મુખમાં જવાની પેઠે નગરમાં જતાં અટકાવ્યો છે. આવાં વચન સાંભળીને કુમાર તેની ( મેનાની ) વચનની ચતુરાઇથી અને હિતની ઊક્તિથી તે રાક્ષસનો ભય તો પામ્યોજ નહીં પણ આશ્ચર્ય પામ્યો. ભીરૂ ( બીકણ ) અને આળસુએ કૌતુક જોવાની ચાહના રાખવી નહીં, પણ શૂરવીરને કંઇ મનાઈ નથી. માટે મેનાની કૌતુક જેવી વાત સાંભળીને કુમાર તો ઉલટો નગરમાં પ્રવેશ કરવાને ઉત્સુક (ઉતાવળો ) થયો.

કૌતુકથી અને રાક્ષસનું પરાક્રમ જોવા નિર્ભય થઇને રણસંગ્રામની ભૂમીમાં જેમ શૂરવીર પ્રવેશ કરે તેમ તે કુમારે તત્કાળ નગરમાં પ્રવેશ કર્યો. તે નગરમાં કોઇક ઠેકાણે મળયાચળપર્વતની પેઠે બાવનાચંદનના પડેલા ઢગલા, ને કોઇક ઠેકાણે કલ્પવૃક્ષની પેઠે સુવર્ણ વિગેરે અપરીમાણવાળા જાણે ભમરાના અંગની પીળી પાંખડી જ હોય નહીં શું ! એવા, ને કોઇક ઠેકાણે ખળામાં જેમ ધાન્યના સમુદાય પડેલા હોય તેમ કપુરશાળી વિગેરે ધાન્યનાં સમુહ, ને કોઇક ઠેકાણે પોતાને માટે પરોણાગત જ કરી નહીં હોય એવા સોપારી વિગેરે કીરીયાણાં અગણીત તૈયાર પડેલાં, ને કોઇક ઠેકાણે ખાજા વિગેરેની સુખડીયાલોકોની દુકાનો, ને કોઈક ઠેકાણે સરોવરની પેઠે પરમ આનંદકારી પાણી ભરેલાં, ને કોઇક ઠેકાણે દોસીવાણીયાની દુકાનોની ઓળમાં ચંદ્રમાના જેવા નિર્મળ ઉજવળ વસ્ત્રોના સમુદાય, ને નિધાનની પેઠે ભરેલા કોઇક ઠેકાણે બરાસથી વાસિત કરેલાં સુરભિ પદાર્થો ( અંતર વિગેરે ), ને કોઇક ઠેકાણે હિમાચળપર્વતની પેઠે વિવિધ પ્રકારની ઔષધીનાં ભરેલાં ગાંધીલોકોનાં હાટ, ને કોઇક ઠેકાણે અભવ્યજીવનાં પુણ્યની પેઠે (અભવ્યજીવ સકામ નિર્જરા શૂન્ય હોય તેમ) ભાવશૂન્ય ( કોઇ ગ્રાહક નહીં હોવાથી ખાલી પડેલા ભાવશૂન્ય ગણાય છે ) બુદ્ધિનાં હાટ, ને સુવર્ણકરી ( સારા અક્ષરેકરી ) શાસ્ત્રની પેઠે કોઈક ઠેકાણે ભરેલા સોનૈયાનાં હાટો (સોનાના વ્યાપારીઓના હાટો ), ને કોઈક ઠેકાણે અનંત કર્મથી મુક્ત થયેલા જીવોસહિત મુક્તિની પેઠે ( સિદ્ધની પેઠે ) કોઈક મોતીનાં વ્યાપારીનાં હાટ, ને વનની પેઠે પરવાળાનાં ભરેલાં કોઈક ઠેકાણે પરવાળીયાનાં હાટો, ને કોઇક ઠેકાણે રોહણાચળની પેઠે ઝવેરાતના વ્યાપારીઓનાં હાટમાં નાનાપ્રકારની મણીયો, ને કોઇક ઠેકાણે સ્વર્ગની પેઠે દેવતાધિષ્ઠિત એવા કુત્રિકાપણો ( સ્વર્ગ, મૃત્ય અને પાતાળમાં મળતા બધા પદાર્થ જ્યાં મળી શકે એવી દેવતાલોકો જે દુકાન માંડે છે તેને કુત્રિકા પણ કહે છે ), ને લક્ષ્મીપતીની પેઠે ચોતરફ સશ્રીકતા

( શોભાકારી ) દેખાવ છે પણ સુતેલા અને ઉદાસીયોના ચિત્તની પેઠે સર્વત્ર શૂન્યકાર ને સર્વ રત્નમય એવા નગરને બુધ્ધિવાન્ રત્નસારકુમાર જોતો જોતો અનુક્રમે સાક્ષાત્ વિમાનના જેવા રાજ્યમહેલભણી ઇંદ્રની પેઠે જવા લાગ્યો. ગજશાળા, વાજીશાળા, શસ્ત્રશાળા, વિગેરેને ઉલ્લંઘન કરતો અનુક્રમે ચક્રવર્તીની પેઠે તે કુમાર ચંદ્રશાળાને ( રાજાને સયન કરવાના મહેલને ) શોભાવવા લાગ્યો. ત્યાં ઇંદ્રિના સયનીય ( પલ્યંક ) જેવું એક મણીમય રમણીક શયનીય દીઠું. તેના ઉપર ઇંદ્રસરખો ધૈર્યવંત અને નિર્ભય કુમાર પોતાના આવાસમાં ( ઘરમાં ) જેમ સુવે છે તેમ પોતાનો થાક દૂર કરવા માટે સુખનીદ્રામાં સુઇ ગયો. કેશરીસિંહની પાછળ જેમ મહાવ્યાધ (મોટો શીકારી ) આવે છે તેમ તેની પાછળ ત્યાં તે રાક્ષસ આવી પહોંચ્યો અને ત્યાં મનુષ્યનાં પગલાં પડેલાં દેખીને ક્રોધાયમાન થયો. પછી સુખનિદ્રામાં સુતેલા કુમારને દેખીને વિચારવા લાગ્યો કે અહિંયાં આવવાની હીંમત પણ કોઇની ચાલે નહીં એવા આ સ્થાનમાં આવીને આ સુખનિદ્રામાં નિર્ભય સુતેલો છે. અરેરે ! ઇતિખેદે ! અરે, આની ધીઠાઇ (જબરાઇ) કેવી છે? હવે આ મારા વૈરીને કેવા મારથી મારૂં? શું નખોવડે જેમ ફળ ત્રોડી નાખીયે તેમ આનું મસ્તક ત્રોડી નાખું? અથવા જેમ ચૂર્ણ પીસી નાખીયે તેમ એને ગદાવડે પીસી નાખું? અથવા ચીભડું (આરીયું) જેમ છરીથી છેદી નાખીયે તેમ ક્ષુરિકા નામના શસ્ત્રવડે આને સત્વર છેદી નાખું? અથવા કામદેવને જેમ મહાદેવે બાળી નાખ્યો તેમ આને આંખમાંથી નીકળતા જાજ્વલ્યમાન અગ્નિવડે બાળી નાખું? અથવા આકાશમાં જેમ એક કંદુકને ( દડાને ) ઉછાળીએ તેમ આને આકાશે ઉછાળી દઊં? અથવા આ મહેલ સહિત એને ઉઠાવીને છેલ્લા સ્વયંભૂરમણ સમુદ્રમાં નાખી દઊં? અથવા અજગર જેમ ગળી જાય તેમ આને લીલામાં સુતેલાને ગળી જાઊં? અથવા આ મારે ઘેર આવીને સુતો છે તેને, હાહા ! કેમ હણી શકાય ? કેમકે પોતાને ઘેર જો શત્રુ આવેલો હોય તો તેને પણ માન આપવું યોગ્ય છે તો આને કેમ મારી શકાય ? કહેલું છે કે:—

आगतस्य निजगेहमप्यरे । गौरवं विदधते महाधियः ॥
मीनमात्मसदनं समेयुषे । मार्गवाय गुरुरुच्चतां ददौ ॥

ગુરૂ જે વૃહસ્પતી તેનું મીનલગ્ન એ સ્વગૃહ (પોતાનું ઘર) છે, ત્યાં જો શુક્ર આવે તો તેને ઉચ્ચ કહેવાય છે ( ઉંચપદ આપે છે ). તેમજ મહાન્ બુધ્ધિવાળા પુરૂષોને ઘેર જો કોઈ આવે તો તેને તેઓ મોટાઈપણું આપે છે.

તે માટે જેટલામાં આ જાગૃત થાય તેટલામાં હું મારા ભૂતના ટોળાને બોલાવી લાવું. પછી યથોચિત કરીશ. એવું મનમાં ધારીને ઘણાએક ભુતોના ટોળાને જેમ નોકરોને રાજા પાસે લેઇ આવે તેમ તેઓને લઇને કુમાર પાસે આવ્યો. પરણાવી ચૂકેલા કન્યાના આપની પેઠે નિશ્ચિંત ચિતથી તેમને તેમજ સુતેલા કુમારને દેખી રાક્ષસ તિરસ્કારયુકત બોલવા લાગ્યો કે, અરે મર્યાદા રહિત નિર્બુધ્ધિ, રેરે નિર્લજ્જ, નિર્ભય, ઉતાવળથી આ મારા મહેલમાંથી ચાલ્યો જા, અને નહીં તો મારી સાથે યુધ્ધ કર. તે રાક્ષસના એવા બોલથી અને ભૂતોના ઉત્પન્ન થયેલા કલકલાટ શબ્દથી કુમાર તત્કાળ જાગી ગયો અને ઉઠવામાં જાણે આળસુજ હોય નહીં એવો થઇને બોલવા લાગ્યો કે, અરે રાક્ષસેંદ્ર! ભૂખ્યાને ભોજનના અંતરાયના પેઠે નિદ્રાળુ એવા મને પરદેશીને નીદ્રામાં કેમ અંતરાય કર્યો. જે માટે કહેલું છે કે:—

धर्मनिंदी पंक्तिभेदी । निद्राच्छेदी निरर्थकं ॥ कथाभंगी वृथापाकी । पंचैतेत्यंतपापिनः ॥

ધર્મનિંદક, પંક્તિભેદક, નિરર્થક નિદ્રાચ્છેદક, કથાભંજક, વૃથાપાચક, એ પાંચે જણા મહાપાપી ગણાય છે.

માટે તાજું ઘી પાણીમાં ધોઇ મારા પગનાં તળીયાંમાં મર્દન કર અને શીતળ જળથી ધોઈ મારા પગને ઓલાંશ ( ઘસ–ચાંપ ) કે જેથી મને પાછી ઉંઘ આવી જાય. રાક્ષસ વિચારવા લાગ્યો કે, ઈંદ્રના પણ હૃદયને કંપાવી નાખે ત્યારે બીજા લોકોના હૃદયને કંપાવે તેમાં શી નવાઈ એવું આનું ચરિત્ર જગતમાં આશ્ચર્યકારક છે! અહો આશ્ચર્ય કે પોતાના પગનાં તળાં મારી પાસે મર્દન કરાવવા સિંહની સ્વારીથી ચાલવાની પેઠે અભિલાષા રાખે છે. અહો! શું એની નિર્ભયતા, આશ્ચર્યકારી સાહસીકતા, અહો આશ્ચર્યકારી ઇંદ્ર સમાન વિક્રમતા, અહો આશ્ચર્યકારી એની ધીઠાઈ, અહો આશ્ચર્યકારી નિશંક ચિતતા, અથવા કિંબહુના જગતના ઉત્તમ પ્રાણીયોમાં શિરોમણી એવા પુણ્યશાળી પ્રાહુણાનું કહેલું એક વાર કરૂં! એમ ધારીને તેના કહેવા પ્રમાણે રાક્ષસ કુમારનાં પગનાં તળિયાં ક્ષણવાર સુહાળા પોતાના હાથથી ઓળાંસવા ( ચાંપવા ) લાગ્યો. જે કયાંય પણ ન દેખી શકીયે, ન સાંભળીયે, નહીં સંભવ થઇ શકે, એવું પણ સજ્જનપુરૂષને પુણ્ય પસાયથી થયું. અહો આશ્ચર્ય પુણ્યનું પ્રબળપણું. વગર થાકે પોતાના પગનાં તળાંને મર્દન કરતા પોતાના ચાકરના જેમ રાક્ષસને દેખીને પ્રીતિસહિત રત્નસારકુમાર ઉઠીને તેને કહેવા લાગ્યો કે, સર્વ સહન કરનાર હે રાક્ષસરાજ, મેં અજાણતા મનુષ્યમાત્રે તારી અવજ્ઞા કરી તેનો અપરાધ ખમજે. હું તારી ભક્તિથી તારા ઉપર તુષ્ટમાન ચિત્ત થયો છું. માટે હે રાક્ષસ, વરને વર ( માંગ ) તારૂં જે દુઃસાધ્ય કાર્ય હશે તે પણ મારા પસાયથી તું સાધ્ય કરી શકીશ. વિસ્મિત થઇને રાક્ષસ વિચારવા લાગ્યો કે, અહો આશ્ચર્ય કે આ વીપરીત કાર્ય થાય છે, કે હું દેવ છું તેને મનુષ્ય તુષ્ટમાન થયો! અહો આશ્ચર્ય કે એ મનુષ્યમાત્ર થઇને પણ મારૂં દુઃસાધ્ય કાર્ય ( ન બની શકે એવું કાર્ય ) સાધી આપવા ઇચ્છે છે! અહો આશ્ચર્ય કે નીકનું ( ઓવાડાનું ) પાણી કુવામાં જાય છે! કલ્પવૃક્ષ પોતેજ સેવા કરનારની પાસેથી મનોવાંચ્છિત મેળવવાની આશા રાખે છે! સૂર્ય પણ પોતે ઉદ્યોત કરવા માટે બીજા કોઇનો સાહાય વાંચ્છે છે! એ મનુષ્યમાત્ર થઇને મને દેવતાને શું આપી શકનાર છે? અથવા મારે દેવતાને મનુષ્ય પાસે શું માંગવાનું હોય? તોપણ હું કંઈક એની પાસે માંગણી કરીશ, એવું પોતાના મનમાં વિચારીને તે રાક્ષસોમાં અગ્રેસરી સ્પષ્ટ વાણીથી બોલવા લાગ્યો કે, જે કોઇ પારકું માંગેલું આપી શકે એવો પ્રાણી તો ત્રણે લોકમાં દુર્લભ છે. જોપણ માંગવાની ઇચ્છા છે છતાં પણ હું કેમ માંગી શકું? હું કંઈક માંગુ એવો વિચાર મનમાં ધારવાથી પણ બધા સદ્ગુણો જતા રહે છે, અને મને આપો એમ વચનથી બોલતાં તો ભયથીજ જાણે જતાં હોય નહીં શું! એમ બધા તત્કાળ શરીરમાં રહેલા ગુણો પણ જતા રહે છે. બન્ને પ્રકારનાં ( એક બાણ અને બીજો યાચક ) માર્ગણગણ પરને પીડાકારક હોય છે, પણ આશ્ચર્ય છે કે એક ( પહેલો બાણ ) તો શરીરમાં આવીને લાગવાથીજ પીડા કરી શકે છે પણ બીજો ( યાચક ) તો દેખવામાત્રથી પણ પીડાકારી થઈ પડે છે. કહેલું છે કેઃ—

लघुर्धूली तृणं तस्याः, तृणा त्तूलं त्ततोनिलः; ततोपि याचकस्तस्मा, दपि याचकवंचकः ॥ १ ॥

હલકી ધુળ ગણાય છે, તેથી પણ તણખલું, તેથી આકડાનું રૂ, તેથી પવન, તેથી યાચક અને તેથી પણ હલકો યાચકવંચક ( ના કહેનારો ) ગણાય છે. વળી પણ કહેલું છે કેઃ—

पर पथ्थणा पवन्नं । मा जणणि जणेसु एरिसं पुत्तं ॥

माउ अरेवि धरिज्जसु । पथ्थिअ भंगोक ओजेण ॥ २ ॥

બીજાની પાસે જઇને યાચના કરે એવો પુત્ર હે માતા તું જણીશ નહીં, અને વળી પ્રાર્થનાભંગ કરનારને ( ના કહેનારને ) તો ઉદરમાં ( કુખમાં ) પણ ધરીશ નહીં.

તે માટે હે ઉદાર ( દાતાર ) જનના આધાર રત્નસારકુમાર ! તું જો મને પ્રાર્થના ભંગ ન કરે તો હું તારી પાસે કંઇક પ્રાર્થના (યાચના) કરૂં. કુમાર બોલ્યો કે–હે રાક્ષસેંદ્ર, વિત્તથી, ચિત્તથી, વચનથી, પરાક્રમથી, ઉદ્યમથી, શરીર આપવાથી, જીવ આપવાથી, વિગેરે કારણોથી જો તારૂં કાર્ય કરી શકાય એમ હશે તો ખચીત કરી આપીશ. રાક્ષસ આદરપૂર્વક બોલવા લાગ્યો કે, હે મોટા શ્રીમંતના પુત્ર, હે મહાભાગ્યશાળી, જ્યારે એમ છે ત્યારે આ નગરનો તું રાજા થા. સર્વ પ્રકારના ગુણેકરીને ઉત્કૃષ્ટ એવા તને હું ખુશીની સાથે આ રાજ્ય આપું છું; તે મોટા રાજ્યને ગ્રહણ કરી પોતાની મરજી પ્રમાણે ભોગવ. દૈવીક ઋદ્ધિના ભોગ, સેના તથા બીજું પણ તને જે જોઇશે તે હું તારા ચાકર જેવો વશ થઇને આપીશ. મારા વિગેરે દેવતાઓના સાહાયથી આખા જગતમાં હે પૃથ્વીના ઇંદ્ર, ઇંદ્રની પેઠે તારૂં એકછત્રી સામ્રાજ્ય ( મોટું રાજ્ય ) થાઓ. અહિંયાં સામ્રાજ કરતાં ઇંદ્રના મિત્રના સરખી લક્ષ્મીવડે સ્વર્ગમાં પણ અનર્ગળ ( ઘણી ) અપ્સરાઓ તારૂં નિર્મળ યશ ગાયન કરો. આવાં તેનાં વચન સાંભળીને હવે રત્નસારકુમાર પોતાના મનમાં ચિંતા કરવા લાગ્યો કે, "અહો આશ્ચર્ય કે મારા પુણ્યના પસાયથી આ દેવતા મને રાજ્ય સમર્પણ કરે છે. મેં તો પહેલાં ધર્મના સમીપ રહેલા મુનિમહારાજની પાસેથી પાંચમું અણુવ્રત ગ્રહણ કરતાં રાજ્ય કરવાનો નિયમ કર્યો છે. અને હમણાં તો મેં આ દેવતાની પાસે કબુલ કરેલું છે કે જે તું કહીશ તે કરીશ. અહો ! આતો મહાવિષમ કામ મારા ઉપર આવી પડયું. એક તરફ કૂપક અને એક તરફ ધાડ, એક તરફ વ્યાઘ્ર અને એક તરફ નદી, એક તરફ વ્યાધ ( પારધી ) અને એક તરફ પાશ (પાશીબંધન) ના જેમ આ પણ મારા ઉપર વિષમદશા આવી પડી. એક તરફ પ્રાર્થનાભંગ અને બીજી તરફ પોતાના વ્રતને આવી પડતી ખામી. હાહા શું કરૂં ! હું તો મહાસંકટમાં આવી ફસ્યો, અથવા હે આર્ય ! બીજી કાંઇક પ્રાર્થના કર, કે જેથી મારા વ્રતને ખામી ન લાગે, અને તારૂં કાર્ય પણ બની શકે. એવી દાક્ષિણ્યતા પણ શા કામની છે, કે જેમાં પોતાના ધર્મનો ભંગ થાય (બાધકારી થાય). એવા કંચનને પણ શું કરવું ? કે જેથી પોતાના જ કાન ત્રૂટી પડે. તેટલુંજ માત્ર કપુર વિચક્ષણ પુરૂષે ભક્ષણ કરવું કે જેટલાથી પોતાના દાંતનો ભંગ ન થાય. દેહની પેઠે દાક્ષિણ્યતા, લજ્જા, લોભાદિક બધા ખરેખર બાહ્ય જ છે, અને પોતાનું જીવીતવ્ય તો સુકૃતી પુરૂષે પોતાનું અંગીકાર કરેલું વ્રતજ સમજવું. તુંબ ભાંગ્યા પછી બીજાથી શું તરી શકાય ? રાજા નાશી જવા પછી સુભટોથી શું લડી

શકાય ? મૂળ બળ્યા પછી ડાળ શું નવપલ્લવ થઇ શકે ? પુણ્ય ક્ષીણ થયા પછી (આયુ તુટયા પછી) ઔષધ શું કરી શકનાર છે ? ચિત્તમાં શૂન્યતા છે તો તેને શાસ્ત્રથી શો લાભ છે ? હાથ કપાયા પછી શસ્ત્રોથી શું થનાર છે ? તેમજ વ્રત ભંગ થયું તો પછી દૈવીક સુખાદિકથી શો લાભ છે ?" એમ પહેલાંથી પોતાના મનમાં વિચારીને સ્પષ્ટ વાણીથી કુમારે બહુમાનથી જેમ ઘટમાન થાય તેમ તેને કહ્યું કે:-"હે રાક્ષસ, તેં જે કહ્યું તે યુકતજ (ખરૂં) છે, પણ મેં પહેલાંથી ગુરૂની પાસેથી જ્યારે નિયમ અંગીકાર કર્યો છે ત્યારે રાજ્યવ્યાપાર પાપમય હોવાથી તેનો પરિત્યાગ કીધો છે. યમ અને નિયમ જો ખંડન કરવામાં આવે (વિરાધ્યાં હોય) તો તીવ્ર દુઃખદાયી થઇ પડે છે. યમ તે આયુષ્યના છેલ્લા ભાગસુધી ગણાય છે અને નિયમ તે જેટલા વખતનું ધાર્યું હોય તેટલાજ વખત પાળવાનું હોય છે. માટે જેમાં મારો નિયમ ભાંગે નહીં એવું કંઇક તારૂં કાર્ય બતાવ, કે તે જો દુઃસાધ્ય હશે તોપણ સુસાધ્ય કરી આપીશ." રાક્ષસ ક્રોધાયમાન થઇ બોલવા લાગ્યો કે, "અરે તું ફોકટ જુઠું બોલે છે કેમ ? પહેલી માંગણીમાં તું ના કબુલ થાય છે ત્યારે બીજી માંગણી પણ તું શાનો કબુલ કરીશ, કે જેની તું મારી પાસે માંગણી કરે છે. અરે ! આવું મોટું રાજ્ય આપતાં પણ માંદાની પેઠે હે મૂર્ખ ! તું મંદ બની જાય છે (મોંઘો થાય છે); સુગંધી ઘીનું પાન કરાવતાં પણ શું છીટકાર કરે છે ? અરે મૂઢ ! ઘણીજ મોટાઈથી મારા ઘરની અંદર સુખનિદ્રામાં સયન કરી અને મારી પાસે પોતાના પગનાં તળાં મર્દન કરાવ્યા છતાં પણ મારૂં વચન તને હીતકારક માન્ય થતું નથી ત્યારે મારા ક્રોધનું અતુળ (ઘણું) ફળ તું હવે જો." એમ બોલતો રાક્ષસ ધીઠાઇથી (બળાત્કારથી) જેમ ગીધપંખી માંસને લઈને નાસે તેમ કુમારને લઇને (હરણ કરીને) તત્કાળ આકાશરૂપ આંગણામાં ઉપડ્યો, અને ક્રોધથી આકુળ બનેલા અને કંપાયમાન થયા છે ઓષ્ટ જેના એવા એ રાક્ષસ ધુરંધરે તે કુમારને તત્કાળ પોતાના આત્માને સંસારસમુદ્રના જેમ ભયંકર સમુદ્રમાં ફેંકી દીધો. જાણે જંગમ (ચાલતો) મંથાચલપર્વત જ હોય નહીં શું ! એવો કુમાર અપાર એવા સમુદ્રમાં ઊંચા આકાશથી પડ્યો કે તે વખતે મોટો એક ભયંકર શબ્દ થયો. જાણે કૌતુક જોવાજ જતો હોય નહીં શું ! એમ પહેલાંથી તત્કાળ પાતાળ સુધી જઇને પાછો પાણીના ઉપરના ભાગ ઉપર આવ્યો, કેમકે પાણીની એવીજ રીતિ છે. જડાત્માને વિષે (પાણીમાં) અજડાત્માની (પંડિતની) સ્થીતિ કેમ હોય ! એમ ધારી જાણે આવતા હોય નહીં શું ! એમ તત્કાળ ત્યાં રાક્ષસે આવીને કુમારના હાથ પકડી પાણીમાં ડુબકી ખાતો પકડ્યો; અને કહેવા લાગ્યો કે, હે કદાગ્રહના ઘર, હે નિર્વિચાર કુમાર, કેમ ફોકટ મરણ પામે છે ? કેમ રાજ્યલક્ષ્મીને અંગીકાર કરતો નથી ? અરે નિંદવા યોગ્ય, તારૂં કહેલું નિંદા કરવા યોગ્ય કાર્ય દેવતા થઈને પણ મેં કર્યું અને પ્રશંસવા યોગ્ય પણ મારૂં કાર્ય તું માણુસ થઇને પણ કરતો નથી. અરે અરે ! જો તું તે કાર્ય સત્વર નહીં કરે તો ધોબીની પેઠે તને પાષાણની શિલા ઉપર વારંવાર અફાળી અફાળીને નિઃસંશય યમનો પરોણો કરીશ (ખચીત મારી નાખીશ). દેવતાઓનો ક્રોધ નિષ્ફળ ન હોય, તેમાં વળી રાક્ષસનો ક્રોધ તો વિશેષથી નિષ્ફળ નજ હોય. એમ કહીને તે ક્રોધવંતો રાક્ષસ તેને અધોમુખ કરી પગથી પકડી જ્યાં શિલા હતી ત્યાં અફાળવા

માટે લઈ ગયો; ત્યારે સાહસીક ( મહા ધૈર્યવંત ) કુમાર બોલ્યો કે, તારા સંકલ્પને સત્વર નિર્વિકલ્પ કર ( મનમાં ધારયા પ્રમાણે કર ), શા માટે વારંવાર મને પુછે છે? જે માટે સત્પુરૂષની તો એકજ વાત છે. પહેલાંનાં જેવોજ તે કુમારનો સર્વોત્કર્ષ (વૃદ્ધિ પામતો સત્વ) દેખીને ઘણા મોટા હર્ષથી ઉલ્લસિત થયાં છે રોમાંકુર જેનાં એવો જાણે સાક્ષાત્ તેજનો પુંજજ (ઢગલોજ) ન હોય! એવો આકરો ઇંદ્રજાળીયાની પેઠે સત્વર પોતાનું રૂપ બદલી નાખીને દૈવીક આભૂષણથી દીપતો એક વૈમાનીક દેવતા પ્રગટ થયો; અને પાણીની વૃષ્ટી (વર્ષા) ની પેઠે તેના ઉપર પુષ્પવૃષ્ટી કરીને બંદીજન (ભાટ ચારણની) ની પેઠે જય જય શબ્દ બોલતો વિસ્મય થવાના વ્યાપારમાં પ્રવર્તેલા કુમારને કહેવા લાગ્યો કે, "મનુષ્યને વિષે સર્વથી અધિક જેમ ચક્રવર્તી છે તેમ સાત્વીક ( ધૈર્યવંત ) પુરૂષોમાં તુંજ આગળ ગણવા લાયક ચીન્હવાન્ છે; તુંજ પુરૂષરત્ન છે તેથી રત્નગર્ભા પૃથ્વીનું નામ પણ સાર્થક આજે થયું છે; તુંજ એક વીર છે તેથી આ પૃથ્વી પણ વીરવતીના જેમ ગણાણી છે; તેં સાધુ મુનીરાજની પાસેથી જે વ્રત અંગીકાર કીધું છે તે સારૂંજ કીધું છે; કેમકે મેરૂપર્વતની ચૂળિકાની પેઠે જેનું નિશ્ચળ મન છે. અનિમેષાગ્રણી (આંખ નહીં હલાવવામાં અગ્રેસરી) ઇંદ્રમહારાજનો સેનાપતિ હરિણગમેષી નામનો દેવ છે તેણે ઘણા દેવતાઓ વચ્ચે જે તારી પ્રશંસા કરી હતી તે યુકતજ છે". આશ્ચર્યથી વિકસ્વર થયું છે મુખ જેનું એવો કુમાર બોલવા લાગ્યો કે હરિણગમેષી દેવ, નહીં પ્રશંસા કરવા લાયક એવા મને, શું કરવા પ્રશંસતો હશે? દેવતાયે કહ્યું, સાંભળો, પ્રશંસા કરવાનું કારણઃ—

એકદા પ્રસ્તાવે નવા ઉત્પંન થયેલા સૌધર્મા અને ઇશાન દેવલોકના ઇંદ્રો, ઘરવાળા જેમ પોતપોતાની જમીન માટે વિવાદ કરે છે તેમ પોતપોતાના વિમાન માટે વિવાદ કરવા લાગ્યા. સૌધર્મા દેવલોકનાં બત્રીસ લાખ વિમાન અને ઇશાન દેવલોકનાં અઠાવીસ લાખ વિમાન અનુક્રમથી છતાં પણ આ બન્ને ઈંદ્રો વિવાદ કરતા હતા, માટે ધિઃકાર છે સંસારને! વિમાનની ઋદ્ધિના લોભી બન્ને ઇંદ્રોનાં નિયુદ્ધાદિક ભેદવાળાં મહાયુદ્ધ પૃથ્વી ઉપર રહેલા રાજાઓની પેઠે અનેક પ્રકારનાં થવા લાગ્યાં. તીર્યંચોમાં જ્યારે કળહ થાય છે ત્યારે તેને માણસો મળીને નિવારે છે, મનુષ્યોમાં કળહ થાય છે ત્યારે રાજા તેનો નિવેડો લાવે છે, રાજાઓને જ્યારે કળહ થાય છે ત્યારે તેના નિવેડા ક્યાંક દેવતાઓથી પાર પડે છે, દેવતાઓનો કળહ તેના અધિપતિ ઈંદ્રોથી નિવારી શકાય છે, પણ દુઃખે સહન કરી શકાય એવા વજ્રની અગ્નિની પેઠે ઇંદ્ર ઈંદ્રને પરસ્પર જ્યારે વિવાદ થાય ત્યારે તેનો નિવેડો કોણ લાવી શકે! છેવટ કેટલાક કાળ સુધી લઢાઇ થયા પછી માણવક નામના સ્થંભની અંદર રહેલી અર્હંતની દાઢાઓનાં—આધિ, વ્યાધિ મહા દોષ, મહા વૈરભાવને—નિવારણ કરનારા શાંતિજળથી કોઇક મોટા મહત્તર દેવતાયે છાંટીને વિવાદ શાંતિ પમાડ્યો. તેવા શાંતિજળથી સિદ્ધિ ( વિવાદની શાંતિ ) કેમ ન થાય? થાયજ. ત્યારપછી ત્યજી આપ્યાં છે ( તજ્યાં છે ) વૈરવિરોધ જેણે એવા બન્ને ઇંદ્રોના પ્રધાનોએ પૂર્વ ( શાશ્વતી ) વ્યવસ્થા જેમ હતી તેમ બતાવી, કેમકે બુધ્ધિવાનોનું બોલવું સમય ઉપર હોય છે. તે શાશ્વતી રીતિ આ પ્રમાણે છેઃ— દક્ષિણ દિશિમાં જે વિમાન છે તે બધાં સૌધર્મા ઈંદ્રનાં છે, અને ઉત્તર દિશિમાં રહેલાં

બધાં વિમાનોની સઘળી સત્તા ઇશાનેંદ્રની છે. પૂર્વ અને પશ્ચિમ દિશામાં જેટલાં વૃત (ગોળ) વિમાન છે તે, અને તેર ઇંદ્રક વિમાન છે તે, સઘળાનો સ્વામી સૌધર્મેંદ્ર છે અને પૂર્વ તથા પશ્ચિમ દિશામાં ત્ર્યસ્ર (ત્રીકોણ) અને ચતુરસ્ર (ચોખુણા) જે વિમાનો છે તેમાં અર્ધ સૌધર્મેંદ્રના અને અર્ધ ઇશાનેંદ્રનાં છે. સનત્કુમાર અને માહેં-દ્રમાં પણ એજ ક્રમ છે. વળી ઇંદ્રક વિમાન જેટલાં હોય છે તે બધાં વૃત (ગોળ)જ હોય છે એવી રિતીની વ્યવસ્થા તેઓયે બતાવી તેથી પરસ્પર મત્સર ત્યજી દેઇને ચિત્તમાં શાંતિ લાવી સ્થિર પ્રીતિવંત બન્ને ઇંદ્રો થયા. તેવા સમયે ચંદ્રશેખર દેવતાયે હરિણગમેષી દેવને કૌતુકથી એમ પુછ્યું કે, શું આખા જગતમાં કયાંય કોઈપણ ઇંદ્રોની પેઠે એવો છે, કે જેને લોભબુદ્ધિ ન હોય? અથવા ઇંદ્રાદિકને પણ છે ત્યારે બીજામાં (લોભબુદ્ધિ) હોય તેમાં શું નવાઇ છે? અહો આશ્ચર્યકારી લોભનું રાજ્ય ખરેખર એકછત્રીજ છે, કે જેણે દેવેંદ્રાદિકોને પણ એક લીલામાત્રમાં પોતાના ઘરના દાસ જેવા કરી રાખ્યા છે. નૈગમેષી બોલ્યો કે, હે મિત્ર, તું ખરૂં કહે છે, પણ આ પૃથ્વીને વિષે 'નથીજ', એમ કોઇની પણ એકાંતથી નાસ્તિ નથી એટલું વિશેષ છે-અધુના પણ વસુસાર નામના શેઠનો પુત્ર રત્નસારકુમારરાજ કે જે ખરેખર લોભથી અક્ષોભાયમાન પૃથ્વી ઉપર છે. અંગીકાર કરેલ પરિગ્રહ પરિમાણ વ્રત ખરેખર તે એવું પાળે છે, કે જેને દેવેંદ્ર આવી ચળાવે તોપણ તે પોતાના લીધેલા વ્રતના નિયામની સ્થિતીથી અકંપ રહે. મહા લોભરૂપી મહાપાણીના દૂરથી વિસ્તાર પામતા પૂરમાં તૃણની પેઠે બીજા બધા તણાઇ જાય છે, પણ તે તો કૃષ્ણચીત્રની (કાળીચિત્રા એટલે જેને કાળો દીપડો કહે છે તેની) પેઠે અડગ રહે છે. કેશરીસિંહ જેમ પારકી હુક્કા (હોંકાટો) ન સહી શકે તેમ તેનાં વચન હું માન્ય ન કરી શકયો. જેથી હું ચંદ્ર-શેખર દેવતા તારી પરિક્ષા કરવા આવેલો છું. તારા પોપટને પિંજર સહિત હરણ કરી નવી સારિકા (મેના) બનાવીને શૂન્ય નગર અને ભયંકર રાક્ષસનું રૂપ મેં જ બનાવ્યું હતું. હે વસુધારત્ન, જેણે તને ઉપાડીને સમુદ્રમાં નાખ્યો, બીજા પણ બધ ભય બતાવ્યા, તેજ હું ચંદ્રશેખર દેવ છું. તે માટે હે ઉત્તમ પુરૂષ, તે ખળ ચેષ્ટિતની પેઠે મારા અપરાધને ક્ષમા કર, અને જે માટે દેવદર્શન નિષ્ફળ નથી હોતું તેથી તું મને આજ્ઞા કર. કુમાર બોલ્યો કે, રૂડા ધર્મના પસાયથી મારી મનકામના સંપૂર્ણ થયેલી છે તેથી હું તારી પાસે કંઈ માંગીશ નહીં, પણ તું દેવમાં ધુરંધર છે તો તારે નંદીશ્વરાદિક તીર્થોની યાત્રા કરવી કે જેથી તારો પણ જન્મ સફળ થાય. દેવતાયે તે વાત કબુલ કરી, અને કુમારને પાંજરા સહિત પોપટ આપીને કનકપુરીમાં મુકયો. ત્યાંના રાજા વિગેરેની આગળ રત્નસારનું તે સકળ મહાત્મ્ય પ્રકાશ કરીને દેવ પોતાને ઠેકાણે ગયો.

પછી ઘણા આગ્રહથી રાજા વિગેરેની રજા લઈ રત્નસાર પોતાની બન્ને સ્ત્રીઓ સહિત પોતાના નગર ભણી ચાલ્યો. જેને રાજા પણ કેટલેક સુધી પ્હોંચાડવા આવ્યો. દીવાન સામંતોના પરિવારથી પરિવરેલો તે જોપણ વ્યાપારીનો પુત્ર છે તોપણ કેટલાક વિચક્ષણ પુરૂષોયે તેને રાજકુમારજ જાણ્યો. માર્ગમાં આવતાં ઘણા રાજા લોકોયે જેનો સત્કાર કર્યો છે એવો, કેટલેક દીવસે ચાલતો તે પોતાની રત્નવીશાળા નગરીયે

આવી પ્હોંચ્યો. તે કુમારની ઋદ્ધિનો વિસ્તાર અને શક્તિ દેખીને સમરસિંહ રાજા પણ ઘણા વ્યાપારીલોકોને સાથે લઈ તેના સામો આવ્યો. વસુસારાદિક મોટા વ્યાપારીઓ સાથે તે રત્નસારકુમારને ઘણી ઋદ્ધિના વિસ્તારથી રાજાએ નગરપ્રવેશ કરાવ્યો. અહો આશ્ચર્ય! જુઓ તો ખરા, પુણ્યનું સુંદરતાપણું કેવું છે! ત્યાં કુમારનું સર્વ પ્રકારે ઔચિત્ય કૃત્ય થયા પછી ઉચિત સાચવવામાં ચતુર એવા પોપટે રાજા વિગેરેની પાસે રત્નસારકુમારનું આશ્ચર્યકારક સકળ વૃત્તાંત કહ્યું. સત્વથી ( ધૈર્યતાથી ) અદ્‌ભૂત ( આશ્ચર્યવાળું ) એવું રત્નસારકુમારનું ચરિત્ર સાંભળીને રાજા પ્રમુખ ચમત્કાર પામ્યા અને તેની પ્રશંસા કરવામાં વાચાળ બની ગયા ( ઘણીવાર પ્રશંસા કરવા લાગ્યા).

એકદા પ્રસ્તાવે તે નગરીના ઉદ્યાનમાં વિદ્યાનંદ નામના ઉત્તમ ગુરૂ પધાર્યા. તેમને વંદન કરવા રત્નસાર અને રાજા વિગેરે ઘણા હર્ષની સાથે આવ્યા. ગુરૂ મહારાજે સમયોચિત દેશના આપ્યા પછી વિસ્મય સહિત રાજાયે રત્નસારકુમારનું પૂર્વભવ વૃતાંત પુછ્યું. ચાર જ્ઞાનના ધરનાર ગુરૂ મહારાજે જણાવ્યું કે:—

## ( કથાંતર્ગત રત્નસારનો પૂર્વભવ. )

હે રાજન્, રાજપુર નગરે લક્ષ્મીથી સાર એવો શ્રીસાર નામનો રાજાનો પુત્ર હતો. ક્ષત્રી, મંત્રી, અને શ્રેષ્ટી, એમ ત્રણ જણાના ત્રણ પુત્રો તેના મિત્ર હતા, તેથી જેમ ત્રણ પુરૂષાર્થથી જંગમ ઉત્સાહ શોભતો હોય તેમ તે શોભતો હતો. સર્વ કળામાં કુશળ એવા ત્રણે મિત્રને જાણીને ક્ષત્રીયપુત્ર પોતાના જડપણાને નિંદતો જ્ઞાનનું ઘણુંજ બહુમાન કરતો હતો. રાજાની રાણીના મ્હેલમાં કોઇક ચોરે એક દીવસ ખાત્ર પાડયું. તે જાણ થવાથી સુભટો ચોરને બાંધી રાજા પાસે લઈ ગયા. કોપાયમાન થયેલા રાજાયે તેને તત્કાળ મારી નાખવાની આજ્ઞા આપી. મૃગલાની પેઠે ત્રાસ પામતી છે દૃષ્ટી જેની એવા તે ચોરને મારી નાખવા માટે વધ સ્થાનકે લઇ જતાં દૈવયોગથી દયાળુ શ્રીસારકુમારે દીઠો. "મારી માતાનું દ્રવ્ય ચોરનાર હોવાથી એ ચોરને હું મારે હાથેજ મારીશ" એમ કહીને ઘાતકપુરૂષો ( મારા ) પાસેથી તેને ( ચોરને ) લઈ કુમાર પોતે નગરથી બાહાર ચાલ્યો ગયો. જ્ઞાનવંત અને દયાવંત કુમારે તે ચોરને "હવે પછી ચોરી કરવી નહી" એમ સમજાવીને ગુપ્તવૃત્તિથી તત્કાળ છોડી દીધો. અહો આશ્ચર્ય! અપરાધી ઉપર પણ કેવી કૃપા! બધા પ્રાણીને પાંચ સાત મિત્ર હોય તેમ પાંચ સાત શત્રુઓ પણ હોય છે, તેથી કોઈકે "ચોરને મુકી દીધો" એવું રાજા પાસે કહ્યું. રાજાની આજ્ઞાનો ભંગ કરવો એ વગર શસ્ત્રનો વધ છે એટલા માટે ક્રોધાયમાન થઈને, રાજાયે શ્રીસારને બોલાવી ઘણોજ ઠપકો આપ્યો. તેથી તે પોતાના મનમાં ઘણો દીલગીર થયો અને ક્રોધ આવીજવાથી તત્કાળ તે નગરથી બહાર નિકળ્યો. કેમકે માનવંત પ્રાણીને માનની હાની એ પ્રાણ કરતાં પણ અધિક ગણાય છે. જ્ઞાન, દર્શન, ચારિત્રથી સહિત જેમ આત્મા હોય છે તેમ મિત્રપણાથી દૂર નહી થનારા પાછળ આવતા એવા ત્રણ મિત્રો સહિત કુમાર પરદેશે ચાલ્યો. કહેલ છે કે:—

जानीयात्प्रेषणे भृत्यान् । बांधवान्व्यसनागमे ॥ मित्रनापदिकालेच । भार्यांच विभव क्षये ॥

મોકલવાથી નોકરને, કષ્ટ આવે ત્યારે બાંધવોને ( ભાઇને ), આપદા વખતે મિત્રને અને દ્રવ્યનો નાશ થવાથી સ્રીને, જાણવાં ( ઓળખવાં ).

સાથે ચાલતાં માર્ગમાં તેઓ જુદા પડયા તેથી સાર્થભ્રષ્ટની પેઠે ભૂલા પડી ગયા, અને ઘણાજ ભુખ્યા થયા તેથી અતિ પીડાવા લાગ્યા. રખડી રખડી ત્રીજે દહાડે વળી કોઇક ગામે ભેળા થયા ત્યારે ત્યાં ભોજન કરવાની તૈયારી કરી. તેવા વખતમાં ત્યાં તેઓથી ભિક્ષા લેવા અને પુણ્યનો મહોદય આપવાને થોડાજ ભવ જેને બાકી રહેલા છે એવા જિનકલ્પ મુની ગૌચરી આવ્યા. સરળ સ્વભાવથી અને ઉલ્લાસ પામતા શુદ્ધ પરીણામથી રાજપુત્ર શ્રીસારે તે મુનીને દાન દીધું અને ખરેખર પુણ્યભોગ ફળને ગ્રહણ કર્યું. બીજા બે મિત્રોએ તેની મન વચન કાયાથી ઘણી અનુમોદના કરી. કેમકે એ યુકતજ છે કે સમાન વયવાળા મિત્રોને સરખાં પુણ્ય ઉપાર્જન કરવાં, પણ "આપો-આપો-સર્વ આપો-આવો યોગ ફરી ફરીને કયાંથી મળશે?" એમ વારંવાર બોલીને બે મિત્રોયે કપટથી પોતાની અધિકશ્રદ્ધા જણાવી ( માયાકપટ કર્યું ). ક્ષત્રીયપુત્ર તો તુચ્છાત્મા છે તેથી તેઓને વોહોરાવવાના અવસરે બોલવા લાગ્યો કે "ભાઈ મને ઘણીજ ભુખ લાગેલી છે જેથી હું પીડાઉં છું; માટે મારા સારૂં થોડુંક તો રાખ". એમ બોલી નિરર્થક દાનાંતર કરવાથી તે તુચ્છબુદ્ધિવાળાએ ભોગાંતરાય બાંધ્યો. પછી થોડાજ વખતમાં રાજાના બોલાવી લેવાથી તે ત્રણે જણા પોતાને સ્થાનકે જઈ પ્હોંચ્યા અને શ્રીસારને રાજ્ય મળ્યું. મંત્રીપુત્રને મંત્રીમુદ્રા, શ્રેષ્ટીપુત્રને શ્રેષ્ટીપદવી, અને ક્ષત્રીપુત્રને વીરાગ્રપદવી ( મોટા સુભટની પદવી ) આપી. એમ ચારે જણે અનુક્રમથી પદ પામીને મધ્યસ્થ ગુણવંત રહીને આયુષ્ય ક્ષયે કાળ કર્યો. તેમાં શ્રીસાર સુપાત્રદાનથી રત્નસાર થયો, પ્રધાન પુત્ર અને શ્રેષ્ટીપુત્ર બન્ને જણા વહોરાવવામાં કપટ કરવાથી રત્નસારની બે સ્ત્રીઓ થઈ અને ક્ષત્રીપુત્ર દાનાંતરાય કરવાથી તીર્યંચ, આ પોપટ થયો; પરંતુ જ્ઞાનનું બહુમાન કરવાથી આ ભવમાં ઘણોજ વિચક્ષણ થયો. શ્રીસારે છોડી દીધેલા ચોરે તાપસીવ્રત લીધું તેથી ચંદ્રચુડ દેવ થયો, કે જેણે ઘણી વાર રત્નસારને સાહાય કર્યો. એવું સાંભળીને રાજા વિગેરે સુપાત્ર દાન આપવામાં અત્યંત આદરવંત થયા થકા અર્હંત પ્રરૂપિત ધર્મને સેવન કરવા લાગ્યા. કેમકે રૂડા પ્રકારે તત્વને જાણ્યા પછી કોણ તેને સેવન કરવામાં આળસ રાખે? ( કોઈ ન રાખે ) અહો! મોટા પુરૂષોનો ધર્મ સૂર્યની પેઠે દીપતો થકો પહેલાંથી અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરીને પછીથી સર્વ પ્રાણીયોને સન્માર્ગમાં પ્રવર્તાવે છે.

ત્યારપછી પુણ્યમાં સાર સમાન રત્નસારકુમારે પોતાની બન્ને સ્ત્રીઓની સાથે ઉત્કૃષ્ટ એવા ઘણા કાળ લગણ ભોગસુખને ભોગવ્યું. પોતાના ભાગ્યના યોગથી અર્થવર્ગ અને કામવર્ગ તો સુખપૂર્વક પામેલજ હોવાથી પરસ્પરની અડચણ નહીં પડતાં ત્રણે વર્ગ શુદ્ધબુદ્ધિવાળા રત્નસારે સાધ્યા. ( તે બતાવે છે ) રથયાત્રા તથા તીર્થયાત્રાઓ કરવી; રૂપામય, સુવર્ણમય, મણીમય અર્હંતની પ્રતિમાઓ ભરાવવી; તેની પ્રતિષ્ટાઓ કરાવવી; નવાં દેરાસર બંધાવવાં; ચતુર્વિધ શ્રીસંઘના સત્કાર કરવા, ઉપકારી અને બીજાઓના પણ યોગ સન્માન કરવા વિગેરે સુકૃત્યો કરવાં. એવાં કૃત્યોમાં ઘણો કાળ વ્યતીત કરવાથી તેણે પોતાની લક્ષ્મીને પામવાનું સફળતાપણું કર્યું. તેના સંસર્ગથી ( રત્નસારના સહવાસથી ) તે બન્ને સ્ત્રીઓ પણ તેની પેઠે ઘણીજ ધર્મના ઉપર નિષ્ઠાવાળી થઈ. કેમકે સંસર્ગથી શું ન થાય? બન્ને સ્ત્રીઓ સહિત પોતાનું આયુષ્ય ક્ષય

થવાથી પંડિતમૃત્યુવડે તેઓ બારમા દેવલોકે દેવતા ઉત્પન્ન થયા, કેમકે શ્રાવકની ઉત્કૃષ્ટ એટલી જ ગતી છે. ત્યાંથી ચવીને મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઈ શ્રી અર્હંત પ્રરૂપિત ધર્મને સમ્યક્ પ્રકારે આરાધન કરી મોક્ષરૂપણી લક્ષ્મીને પામ્યા.

रत्नसारचरिता दुर्दीरिता दित्थ मद्भुततया वधारितात् ॥
पात्रदानविषये परिग्रह स्वेष्टमान विषये च यत्यतां ॥

એવી રીતે રત્નસારકુમારનું ચરિત્ર કહ્યું; તે આશ્ચર્યપણે પોતાના ચિત્તમાં અવધારીને સુપાત્રદાનમાં અને પરિગ્રહના પરિમાણ કરવામાં ઉદ્યમ કરો.—

ઇતિ પરિગ્રહ પરિમાણ તથા સુપાત્રદાનના ઉપર રત્નસારકુમારની કથા



## ( ભોજન વિગેરે વખતે દયાદાન તથા અનુકંપાદાન વિષે )

તથા એવી રીતે સાધુ વિગેરેનો છતો યોગ હોય ત્યારે અવશ્ય સુપાત્રદાન આપવામાં પ્રતિદિન વિવેકી શ્રાવકે વિધિપૂર્વક ઉદ્યમ કરવો. તેમજ યથાશક્તિ ભોજનના અવસર વિગેરેમાં આવેલા સાધર્મિકોને સાથે લઈ ભોજન કરે, કેમકે તેઓ પણ પાત્ર છે. સ્વામીવાત્સલ્યની વિધિ 'પર્વકૃત્યના અધિકારમાં' આગળ કહેવામાં આવશે.

ઔચિત્યે કરીને બીજાઓ ( દ્રુમકાદિક ભિક્ષુક વિગેરેને ) પણ આપે, તેઓને નિરાશ કરી પાછા વાળે નહીં, કર્મબંધન ન કરાવે, ધર્મની નિંદા ન કરાવે, નિષ્ઠુર હૃદય ન થાય, મોટા પુરૂષોનાં કે દયાળુ લોકોનાં એવાં લક્ષણ નથી કે ભોજન વખતે દરવાજા વિગેરે બંધ કરે. સંભળાય છે કે ચિતોડમાં ચિત્રાંગદ રાજા શત્રુના સૈન્યથી કિલ્લા વિંટાયલા હતા અને તે લોકોનો નગરમાં પેશી જવાનો ભય હતો તોપણ ભોજન વખતે નગરના દરવાજા ઉઘડાવી રાખતો હતો. ભોજન વખતે દરવાજા ઉઘડાવી નાખે છે એવા મર્મની વાત ગણિકાયે શત્રુલોકોને કહી દીધી તેથી તેઓ (શત્રુલોકોને) નગરમાં પેશી ગયા, પણ તેણે પોતાનો નિયમ છોડ્યો નહીં. તે માટે શ્રાવકે ભોજન વખતે દરવાજા બંધ ન કરવા. વળી વિશેષેકરી શ્રીમંતે તો દરવાજા બંધ ન જ કરવા. કહેલું છે કેઃ—

कुक्षिं भरिर्नकस्कोत्र । बन्हाधारः पुमान् पुमान् ॥
ततस्तत्काल मायातान् । भोजये द्बांधवादिकान् ॥ १ ॥

પોતાનું પેટ ભરનારા કોણ કોણ નથી ? ઘણાને આધાર આપે તે પુરૂષ જ પુરૂષ ગણાય છે, તે માટે ભોજન વખતે આવેલા બાંધવાદિકોને ભોજન કરાવે (એ ગૃહસ્થાચાર છે).

अतिथी नर्थीनो दुस्थान । भक्ति शक्त्यानुकंपनैः ॥
कृत्वा कृतार्थीनोचित्यात् । भोक्तुं युक्तं महात्मनां ॥ २ ॥

અતિથી, યાચક અને દુઃખીનું, ભક્તિથી કે અનુકંપાથી શક્તિપૂર્વક ઉચિતપણું સાચવીને તેઓના મનોરથ સફળ કરીને મહાત્મા પુરૂષે ભોજન કરવું યુક્ત છે. આગમમાં પણ કહેલ છે કેઃ—

नेवदारं पिहावेई । भुंजमाणो सुसावओ । अणुकंपाजिणिंदेहिं । सढ्ढाणं न निवारिआ ॥ १ ॥

સુશ્રાવક ભોજન કરતાં દરવાજા બંધ કરાવે નહીં, કેમકે વીતરાગે અનુકંપાદાન આપવાની શ્રાવકને મનાઇ કરી નથી.

दट्ठुण पाणि निवहं । भीमे भवसायरंमि दुख्खत्तं ॥
आवेसेसओणुकंप । दुहावि सामथ्थओ कुणई ॥ २ ॥

ભયંકર એવા ભવરૂપ સમુદ્રમાં દુઃખાર્ત્ત ( દુઃખથી પીડાતા ) પ્રાણીના સમુહને દેખીને શકિતપૂર્વક બન્ને પ્રકારની (દ્રવ્યથી અને ભાવથી) અનુકંપા વિશેષ કરે.

દ્રવ્યથી અનુકંપા યથાયોગ્ય અન્નાદિક આપવાથી કરે, અને ભાવથી અનુકંપા જૈનધર્મના માર્ગમાં પ્રવર્ત્તાવવાથી કરે. ભગવતી સૂત્રમાં તુંગીયાનગરીના શ્રાવકવર્ણનાધિકારમાં 'अवंगुअ दुवारा' એવા વિશેષણે કરી 'ભિક્ષુકાદિકના પ્રવેશને માટે સર્વ કાળ અણદીધા ( ઉઘાડા રાખ્યા ) છે દરવાજા જ્યાં;' એમ કહેલું છે. દીનોનો ઊધ્ધાર કરવો એતો શ્રી જિનેશ્વરે પણ સાંવત્સરીક દાન દેવાથી આચરણ કરેલું છે. વિક્રમાદિત્ય રાજાયે પણ પૃથ્વીને ઋણ રહિત કરીને પોતાના નામનો સંવત્સર પ્રવર્ત્તાવ્યો. દુષ્કાળ વખતે તો દીનહીનનો ઉદ્ધાર કરવો એ વિશેષ ફળદાયક છે. જે માટે કહેલું છે કેઃ—

विणए सिख्ख परिख्खा । सुहड परिख्खाय होइ संगामे ॥
बसणे मित्त परिख्खा । दाण परिख्खाय दुभिख्ये ॥

વિનય કરવાના વખતે શિષ્યની પરિક્ષા થાય છે, સુભટની પરિક્ષ સંગ્રામ વખતે થાય છે, કષ્ટ વખતે મિત્રની પરિક્ષા થાય છે, અને દુકાળ વખતે દાનીની ( દાતારની ) પરિક્ષા થાય છે.

## ( દાન ગુણ ઉપર જગડુશાનો સંક્ષિપ્ત દ્રષ્ટાંત )

વિક્રમ સંવત્ ૧૩૧૫ વર્ષે મહાદુર્ભિક્ષ થયેલો હતો, ત્યારે ભદ્રેશ્વરપુરનિવાસી શ્રીમાલ જાતિ શાહ જગડુશાહે એકસો ને બાર દાનશાળા મંડાવી દાન દીધું હતું. કહેલ છે કેઃ—

हम्मीरस्य द्वादश । वीसलदेवस्य चाष्ट दुर्भिक्षे ॥ त्रिसप्त सुरत्राणे । मूढ सहस्रान् ददै जगडू ॥

હમ્મીર રાજાને બાર હજાર મૂડા, વિશળદેવ રાજાને આઠ હજાર મૂડા, અને બાદશાહને એકવીશ હજાર મૂડા ધાન્યના જગડુશાહે દુર્ભિક્ષ (દુકાળ) વખતે આપ્યા હતા. (તે વખતે પડેલા દુષ્કાળમાં જગડુશાહે ઊપર લખેલા રાજાઓની મારફત ઊપર લખેલી સંખ્યા પ્રમાણે ધાન્ય દુકાળીયાલોકોને ભરણ પોષણ માટે મોકલાવ્યું હતું)

## ( સિંહક સોનીનો સંક્ષિપ્ત દ્રષ્ટાંત )

તેમજ અણહિલપુર પાટણને વિષે સોની સિંહક નામે હતો, તેના ઘરમાં હાથીની મોટી ઋધ્ધિ હતી. તેણે વિક્રમ સંવત્ ૧૪૨૯ માં આઠ દેરાસર સાથે મોટો સંઘ લઇને શ્રીસિધ્ધાચલની યાત્રા કરી ભવિષ્યના જાણનાર જોતિષીથી મોટો દુષ્કાળ પડશે એવું પહેલાંથી જાણીને બે લાખ મણ અન્નનો સંગ્રહ કીધેલો હતો; જેથી ઘણીજ લક્ષ્મી ઉપાર્જન કરી હતી પણ તેમાંથી ચોવીસ હજાર મણ અન્ન દીન હીન લોકોને વ્હેંચી

દીધું હતું, એક હજાર બાંદ છોડાવ્યા હતા (બારવટીયા લોકોયે પકડેલા લોકોને બાંદ કહેવાય છે), તેમજ છપન્ન રાજાને છોડાવ્યા હતા, ઘણાં દેરાસર બંધાવ્યાં, જીર્ણોદ્ધાર કરાવ્યા, તથા પૂજ્ય શ્રી જયાનંદ સૂરિ અને શ્રીદેવસુંદર સૂરિને આચાર્યપદ સ્થાપના કરવા વિગેરે ધર્મકૃત્ય કર્યાં હતાં.

માટે ભોજનના સમયે ગૃહસ્થે વિશેષેકરી દયાદાન કરવું. નિશ્ચયે કરી ગૃહસ્થે તેમજ નિર્ધન શ્રાવકે પણ તેવા પ્રકારની ઔચિત્યતા રાખીને અન્ન રાંધવાં કે યાચક દીનહીન દુઃખી તે વખતે આવી ચડે તો તેઓને તેમાંથી કેટલુંક આપી પણ શકાય. એમ કરવાથી કંઈ અધિક વ્યય થતો નથી; કેમકે તેઓને થોડાથી પણ સંતોષ પમાડી શકાય છે. જે માટે કહેલું છે કેઃ—

ग्रासात् गलितसिक्थेन । किं न्यूनं करिणो भवेत् ॥ जीवत्येव पुनस्तेन । कीटिकानां कुटुंबकं ॥

કવળમાંથી ગળી પડેલા દાણાથી શું કંઈ હાથીને ઓછું થઇ જાય છે? તેથી તો કીટીકાનું (કીડીયોનું) આખું કુટુંબ જીવતું રહી શકે છે.

એમ (એ યુકિતથી) રંધાયલા નિરવદ્ય આહારથી સુપાત્રદાન પણ શુધ્ધ થાય છે. માતા પિતા, ભાઇ બ્હેન વિગેરેની; પુત્ર, વહુ અને સેવક વિગેરેની; રોગી, બાંધેલ ગાય, બળદ, ઘોડા વિગેરેની; ભોજનાદિકની (જમાડવા વિગેરેની) ઊચિત સાર સંભાળ કરીને; નવકાર ગણી તથા પ્રત્યાખ્યાન (પચખાણ) નિયમ વિગેરેને યાદ લાવીને સાત્મ્ય એટલે પોતાને અવગુણ ન કરતા હોય એવા પદાર્થનો વિચાર કરીને પછી ભોજન કરે. જે માટે કહેલ છે કેઃ—

पितुर्मातुः शिशूनां च । गर्भिणी वृध्धरोगिणां ॥ प्रथमं भोजनं दत्वा । स्वयं भोक्तव्यमुत्तमैः ॥ १ ॥

પિતા, માતા, બાળક, ગર્ભણી, વૃધ્ધ, અને રોગી, એટલાંને પ્રથમ ભોજન આપીને પછી પોતે ભોજન કરવું.

चतुष्पदानां सर्वेषां । धृतानां च तथा नृणां ॥ चिंतां विधाय धर्मज्ञः । स्वयं भुंजति नान्यथा ॥ २ ॥

સઘળાં ચાર પગવાળાં તેમજ પોતાને ઘેર લાંઘવા બેઠેલા કે આવેલા પરોણા વિગેરેની ધર્મ જાણનાર પુરૂષે સાર સંભાળ કરીને પછી ભોજન કરવું, તે વિના કરવું નહીં

### ( ભોજન કરવાનો વિધિ–સાત્મ્યનું લક્ષણ )

સાત્મ્યનું લક્ષણ એમ બતાવેલું છે કેઃ—

पानाहारादयो यस्मा । द्विरुध्धाः प्रकृतेरपि ॥ सुखित्वायावकल्पंते । तत्सात्म्य मिति गीयते ॥

પ્રકૃતીને અણગમતા છતાં પણ શારીરીક સુખને માટે પાનાહારાદિક ( આહાર પાણી વિગેરે ) જે વાપરવામાં આવે ( એમ કલ્પીયે ) તેને સાત્મ્ય કહે છે.

જન્મથીજ ( જીવીયે ત્યાંસુધી ) આત્માને અવગુણ કરે નહીં એવી વસ્તુ ખાવામાં આવતી હોય તે વિષ હોય તોપણ અમૃત સમાન થાય છે. નહી સદતી વસ્તુ અમૃત સરખી હોય તોપણ તે વિષ સમાન છે; પણ એમાં એટલું વિશેષ છે કે જન્મથી સાત્મ્યે કરીને (પથ્યપણે કરીને) ખાધેલું વિષ પણ અમૃત થાય છે. અસાત્મ્યે કરીને (કુપથ્ય કરવાથી) અમૃત પણ વિષજ છે, માટે સદતું પણ પથ્ય પ્રમાણે સેવવું (ખાવું), એમ ધારીને વધારે ખાવું નહીં. મને તો સર્વ સાત્મ્ય છે એમ ધારીને વિષ ખાવું

નહીં. સુશિક્ષિત હોય (વિષનાં શાસ્ત્ર જાણતો હોય), વિષ તંત્રજ્ઞ હોય (વિષ ઊતારવાના ઉપાય જાણતો હોય), તોપણ વિષ ખાધાથી પ્રાણી મરણ જ પામે છે. વળી પણ એવો વિચાર કરે કે,

कंठनाडीमतिक्रांतं । सर्वत्तदशनं समं ॥ क्षणमात्रसुखस्यार्थे । लोल्यं कुर्वंति नो बुधाः ॥

કંઠનાડીથી (ગળાથી) ઉલ્લંઘ્યું (નીચું ઊતર્યું) ખાધેલું તે બધું સરખુંજ થાય છે, એવા ક્ષણવારના સુખ માટે વિચક્ષણ પુરૂષ કેમ લોલ્પતા (રસની લાલચ) રાખે ? ન જ રાખે. એવું ધારીને ભોજનના રસમાં (સ્વાદમાં) લાલચ ન રાખતાં બાવીશ અભક્ષ્ય, બત્રીસ અનંત કાય વિગેરે બહુ પાપ લાગે એવી વસ્તુઓનો ત્યાગ કરીને પોતાની જઠરાગ્નિનું જેવું બળ હોય તે પ્રમાણે અને પ્રમાણ કરેલું, એવું ભોજન કરે. જે પ્રમાણ કરેલું જમે છે તે ઘણું જમી શકે. (પોતાની જઠરાગ્નિના પ્રમાણેજ ભોજન કરે છે તે વધારે જમી શકે છે.) દરરોજના પ્રમાણ કરતાં અધિક ભોજન કરવાથી અજીર્ણ, વમન, વિરેચન, તાપ, ખાંસી, વિગેરે થઇ આવવાથી છેવટે મર્ણ પણ થઇ જાય છે. (માટે દરરોજના પ્રમાણ ઊપરાંત ન જમવું) જે માટે કહેલ છે કેઃ—

जीहेजाणप्पमाणं । जिमिअव्वे तहय जंपिअव्वेअ ॥
अईजिमिअ जंपिआणं । परिणामो दारुणो होई ॥ १ ॥

હે જીભ જમવામાં અને બોલવામાં તું પ્રમાણ રાખજે. અતિશય જમવાનો અને બોલવાનો પરીણામ ભયંકર હોય છે.

अनान्यदोषाणि मितानिभुक्ता । वचांसि चेत्त्वं वदसीथ्थमेव ॥
जंतोर्युयुत्सोः सहकर्मविरै । स्तत्पट्टबंधोरसते तथैव ॥ २ ॥

હે જીંહ્વા માપેલાં અને દોષ વગરનાં અન્નને, તેમજ માપેલાં અને દોષ વગરનાં વચનોને જો તું વાપરીશ (ભોગવીશ) તો કર્મરૂપ સુભટો સાથે યુદ્ધ કરનાર પ્રાણીયોને મસ્તક પટબંધ સમાન થશે.

हित मित विपक्कभोजी । वामशयी नित्य चंक्रमणशीलः ॥
उज्झित मूत्रपुरीषः स्त्रीषु । जितात्मा जयति रोगान् ॥ ३ ॥

પોતાને હિતકારી હોય એવું, પ્રમાણ કરેલું અને પરિપકવ થયેલું ભોજન કરનારો, ડાબું પડખું દબાવી સુનાગે, જમીને ફરવાના સ્વભાવવાળો, લઘુનીતિ વડીનીતિની સંકા થવાથી તત્કાળ તેનો ત્યાગ કરનારો, સ્ત્રીઓમાં જેણે પોતાના આત્માને બચાવ્યો હોય (સ્ત્રી વિષયમાં પ્રમાણ રાખનારો), એવો પુરૂષ રોગોને જીતી લે છે.

ભોજનનો વિધી વળી વ્યવહારશાસ્ત્રમાં (વિવેક વિલાસમાં) નીચે પ્રમાણે છેઃ—

अति प्रातश्च संध्यायां । रात्रौ कुत्सन्नथ व्रजन् ॥ सव्यांघ्रौदत्त पाणिश्च । नाद्यात्पाणि स्थितंतथा ॥ १ ॥

અતિ પ્રભાતે, અતિ સંધ્યા સમયે, રાત્રે, કોહેલું, માર્ગે ચાલતાં, ડાબા પગ ઉપર હાથ દઇને, અને હાથમાં લઇને જમવું નહીં (ખાવું નહીં).

साकाशे सातपे सांधकारे द्रुमतले पिच ॥ कदाचिदपिनाश्नीया दूर्ध्वीकृत्यच तर्जनीं ॥ २ ॥

આકાશ નીચે બેશીને, તડકામાં, અંધારામાં, ઝાડ નીચે, તર્જની (અંગુઠાથી બીજી) આંગળી ઊંચી રાખીને, કોઈ વખત પણ ભોજન કરવું નહીં.

अधौत मुखवस्त्रांघ्रिर्नग्नश्च मलिनांशूकः ॥ सव्येन हस्तेनादात्त । स्थालो भुंजीत न क्वचित् ॥ ३ ॥

હાથ પગ મુખ વસ્ત્ર વગર ધોયે, નગ્ન થઈને, મલીન વસ્ત્ર પહેરીને, ડાબા હાથથી થાળી ઝાલીને, કોઇ વખતે પણ જમવું નહીં.

एकवस्त्रान्वितश्चार्द्रवासा वेष्टितमस्तकः ॥ अपवित्रोतिगाक्यश्च, न भुंजीत विचक्षणः ४

એકજ વસ્ત્ર પહેરીને, લીલાં (ભીનાં) વસ્ત્રથી વીંટેલું છે મસ્તક જેણે એવા થઇને (માથે ભીનું વસ્ત્ર વીંટીને), અપવિત્ર થકાં, અતિ લાલચુ થઇને, વિચક્ષણે જમવું નહીં

उपानत्सहितो व्यग्रचित्तः केवल भूस्थितः ॥ पर्यंकस्थो विदिग् याम्याननो नाद्यात्कृशासनः. ५

જોડા (પગરખાં) પહેર્યા છતાં, ચપળ ચિત્તે, કેવળ જમીન ઉપર રહીને, પર્યંક ઉપર બેશીને, વિદિશામાં (વિદિશા સામો બેસીને), દક્ષિણ દિશા સામો બેશીને, પાતળા કે ડગતા આસને બેસીને ભોજન કરે નહીં.

आसनस्थपदो नाद्यात, श्वश्चंडालैर्निरीक्षितः ॥ पतितैश्चतथाभिन्ने, भाजने मलिनेपिच. ६

આસનના ઊપર પગ મુકીને, શ્વાન (કુતરો), ચાંડાળ, પતીત (ધર્મથી ભ્રષ્ટ), એટલાંનાં દેખતાં, ભાગેલા કે મલીન વાસણમાં ભોજન ન કરે.

अमेध्यसंभवं नाद्यात् , दृष्टभ्रूणादिघातकैः; रजस्वलापरिस्पृष्ट, माघ्रातं गोश्वपाक्षिभिः. ७

વીષ્ટા કરવાની જગામાંથી ઉપજેલું, બાળહત્યા વિગેરે મહાપાપ કરનારે દીઠેલું, રજસ્વલા (અડકાયલી સ્ત્રી) એ અડકેલું, ગાય, શ્વાન, પંખીયે સુંઘેલું, ખાવું નહીં.

अज्ञातागममज्ञातं, पुनरुष्णीकृतं तथा; युक्तं च बचबचाशब्दै, र्नाद्याद्वक्त्रविकारवान्. ८

અજાણ્યા સ્થાનથી આવેલું, અજાણ્યું, ફરીને ઉષ્ણ કરેલું, બચબચ શબ્દ કરતાં, મુખ બગાડીને (મોટા કવળથી જમતાં મુખ વિકૃત દેખાય છે તેમ) ન જમે.

आव्हानोत्पादितप्रीति, कृतदेवाभिधास्मृतिः; सक्षेपृथावनत्युच्चे, निविष्टो विष्टरे स्थिरे. ९

मातृस्वसृंबिकाजामीभार्याद्यैः पक्वमादरात् । शुचिभिर्भुक्तवद्भिश्च । दत्तं चाद्याऽज्जनेसति ॥ १० ॥

कृतमौनमवक्रांगं । वहद्दक्षिणनासिकां ॥ प्रतिभक्ष्य समाघ्राण । हत दृग्दोषविक्रियं ॥ ११ ॥

नातिक्षारं न चात्यम्लं । नात्युष्णं नातिशीतलं ॥ नातिशाकं नातिगोल्यं । मुखरोचकमुच्चकैं ॥१२॥

ભોજનની નિમંત્રણા કરવાથી ઉત્પન્ન કરાવી છે પ્રીતિ જેણે, કર્યા છે દેવ ગુરૂનાં નામ સ્મરણ જેણે, એવા થઇને, સમ આસને, પોહોળા આસને, ઉચ્ચઆસને, સ્થિર આસને બેઠા થકો; માતા, બહેન, મોઠીમા, ભાણેજી, સ્ત્રી વિગેરે જમવાવાળી પવિત્ર સ્ત્રીયે આદરપૂર્વક રાંધેલું, બીજા પીરસનારના અભાવે (અછતે) તેઓએજ આપેલું મૌન કરીને, વાંકું શરીર નહીં કરતાં, જમણી નાસિકા વહેતે છતે, જે જે વસ્તુ ભક્ષણ કરવાની છે તે દરેકને દૃષ્ટિદોષના વિકારને દૂર કરવા માટે પોતાની નાસિકાથી સુંઘીને, અતિ ખારૂં નહીં, અતિ ખાટું નહીં. અતિ ઉષ્ણ નહીં, અતિ શીતળ નહીં, અતિ શાક નહીં, અતિ ગળપણ નહીં, મુખને રૂચે તેવું, પણ ઘણું નહીં (એવું જમે).

अच्चुण्हं हणइरसं । अइ अंबं इंदियाइं उवहणइ ॥

अइ लोणियं च चक्खुं । अइणिद्धं भंजए गहणीं ॥ १३ ॥

અતિ ઉષ્ણ રસને વિનાશ કરે છે, અતિ ખાટું ઇંદ્રિયોને હણે છે, અતિ લુણ (મીઠુ-ખારૂં) ચક્ષુને વિનાશ કરે છે, અતિ ચીકણું નાસિકાના વિષયને બગાડે છે.

तित्त कडुएहिं सिंभं । जिणाहिपित्तं कसाय महुरोहिं ॥
निठुण्हेहिं अवायं । सेसावाही अणसणाए ॥ १४ ॥

તીખા અને કડવા પદાર્થથી શ્લેષ્મને, કશાયલા અને મધુર પદાર્થથી પિત્તને, સ્નિગ્ધ (ચીકણા) અને ઉષ્ણ પદાર્થવડે વાયુને, બીજી વ્યાધિઓ બાકીના રસને ત્યાગ કરવાથી જીતી શકાય છે.

अशाकभोजी घृतमत्तियोंधसा । पयोरसान् सेवति नातिपोंभसां ॥
अभुग्विमुग्मूत्रकृतांविदाहिनां । चलत्प्रमुग्जीर्णभुगल्पदेहरुग् ॥ १५ ॥

શાક વિના જે ભોજન કરે છે તે જાણે ઘીનુંજ ભોજન હોય એવું ગુણકારી છે' દુધ અને ભાત જે ખાય છે તે મદીરા જેટલો ગુણકારી હોય છે. ખાતાં પાણી વધારે ન પીયે તે શ્રેષ્ઠ છે. લઘુનીતિ, વડીનીતિની શંકા ટાળીને જમે છે તેને અજીર્ણ થતું નથી. એમ ઉપર લખ્યા પ્રમાણે વર્તનારને પ્રાયે રોગ થતો નથી.

आदौ तावन्मधुरं । मध्ये तीक्ष्णं ततस्ततः कटुकं ॥
दुर्जनमैत्रीसदृशं । भोजनमिच्छंति नीतिज्ञाः ॥ १६ ॥

પહેલાં મધુર, વચમાં તીક્ષ્ણ (તીખું), ત્યારપછી કડવું, એમ દુર્જન પુરૂષોની મિત્રાઇની પેઠે નીતિનાં જાણ પુરૂષો ભોજનને ઇચ્છે છે.

सुस्निग्धमधुरैः पूर्वं । मश्नीयादन्वितं रसैः ॥ द्रवाम्ललवणैर्मध्ये । पर्यंते कटुतिक्तके ॥ १७ ॥

સુસ્નિગ્ધ (ચીકણા) અને મધુર રસે કરી સહિત પદાર્થો પહેલાં, પ્રવાહી એવા ખાટા અને ખારા રસે કરી સહિત પદાર્થ વચ્ચે,કડવા અને તીખા રસે કરી સહિત પદાર્થ છેલ્લાં જમવા.

प्राक द्रवं पुरुषोऽश्नाति । मध्ये च कटुकं रसं ॥ अंते पुनर्द्रवाशी च । बलारोग्यं न मूंचति॥१८॥

પહેલાં પાતળા પદાર્થ જમે, વચમાં કડવા રસ જમે, અને અંતમાં વળી પાતળા પદાર્થ જમે, એવા પુરૂષને બળ અને આરોગ્યતા મુકતાં નથી.

## પાણી પીવાનો વિધિ.

आदौ मंदाग्निजननं । मध्ये पीतं रसायनं ॥ भोजनांते जलं पीतं । तज्जलं विषसन्निभं ॥ १९ ॥

ભોજન પહેલાં પાણી પીવું મંદાગ્નિ ઉપજાવે છે, વચ્ચે પાણી પીવું રસાયણ જેવું છે, અને અંતે પાણી પીવું તે વિષના બરાબર છે.

भोजनानंतरं सर्वे । रसालिप्तेन पाणिना ॥ एकः प्रतिदिनं पेयो । जलस्य चुलुकोंगिना ॥ २० ॥

ભોજન કર્યા પછી સર્વ રસથી લેપાયલા હાથવડે પ્રાણીયે એકજ ચલુ દરરોજ પાણી પીવું. (જમ્યા પછી તરતજ વધારે પાણી પીવું નહીં).

न पिवेत्पशुवत्तोयं । पीतशेषं च वर्जयेत् ॥ तथा तांजलिना पेयं । पयः पथ्यं मितं यतः ॥२१॥

પશુની પેઠે (જનાવરના જેમ) પાણી પીવું નહીં, પીધા પછી બચેલું પાણી નાખી દેવું (તત્કાળ નાખી દેવું), ને અંજળીવડે (ખોબાવડે) પાણી પીવું નહીં, કેમકે માપેલું પાણી પથ્ય ગણાય છે.

करेण सलिलार्द्रेण न गंडौ नापरं करं ॥ नेक्षणे च स्पृशेत्किंतु । स्पृष्टव्ये जानुनी श्रिये ॥ २२ ॥

ભોજન કીધા પછી ભીના હાથ વડે કપાળને, બીજા હાથને, આંખને, સ્પર્શ કરવો નહીં (અડાડવો નહીં), ત્યારે શું કરવું ? લક્ષ્મીની વૃદ્ધિને માટે પોતાના ઢીંચણ સ્પર્શવા.

## જમ્યા પછી કરવા ન કરવાનાં કાર્ય.

अंगमर्द्दननीहारं भारोत्क्षेपोपवेशनं ॥ स्नानाद्यंच कियत्कालं भुक्त्वा कुर्यान्न बुद्धिमान् ॥ २३ ॥

અંગમર્દન, વડીનીતિ, ભાર ઉપાડવો, બેશી રહેવું, સ્નાન વિગેરે, જમ્યા પછી કેટલીક વાર સુધી બુદ્ધિવાન પ્રાણીએ કરવાં નહીં.

भुक्त्वोपविशतस्तुंदं बलमुत्तानशायिनः ॥ आयुर्वामकटिस्थस्य मृत्युर्धावति धावतः ॥ २४ ॥

જમીને તરત બેસી રહે તેને તુંદ (પેટ–કુખ) વધે છે, ચીતો સુવે તેને બળ વધે છે, ડાબી કમર દબાવી બેશે તેને આયુષ્ય વધે છે, દોડવાથી મૃત્યુ આવે છે.

भोजनानंतरं वाम। कटिस्थो घटिका द्वयं ॥ शयीत निद्रया हीनं । यद्वा पदशतं व्रजेत् ॥ २५ ॥

ભોજન કર્યા પછી ડાબી કેડ દબાવી બે ઘડીવાર નિદ્રા વગર સુઈ રહેવું, અથવા એકસો પગલાં આમતેમ ચાલવું; પણ બેશી ન રહેવું.

આગમોક્ત વિધિ તો નીચે પ્રમાણે છે:—

निरवज्जाहारेणं। निज्जीवेणं परित्तंमिस्सेणं॥ अत्ताणु संधणपरा । सुसावगा एरिसा हुंति ॥ १ ॥

નિર્દૂષણ આહાર વડે, નિર્જીવ આહારવડે, પ્રત્યેક મિશ્ર આહારવડે (અનંત કાય નહીં), આત્માનું અનુસંધાન (નિર્વાહ) કરવામાં તત્પર, એવા પ્રકારના સુશ્રાવક હોય છે.

असरसरं अचवचवं, अदुअमविलंबिअं अपरिसाडिं; मणवयकायगुत्तो, भुंजई साहुव्व उवउत्तो. २

સુસુવાટા કરતો નહીં, ચબચબાટ કરતો નહીં, અતિ ઉતાવળો નહીં, અતિ ધીરો નહીં, એઠું પડયું રહે તેમ નહીં, મન વચન કાયાને ગોપવતો શ્રાવક સાધુની પેઠે ઉપયોગવંત (થઇ) જમે.

कडपयरच्छेएणं, भुत्तव्वं अहव सीह खइएणं, एगेण अणेगे हिंव, वज्जित्ता धूमइंगालं. ३

વાંસડાના કડકા કરવાની વખતે એકે સપાટે જેમ વાંસને ચીરે છે તેમ, અથવા સિંહના ભોજનની પેઠે (સિંહ એકે ઝપાટે મારીને ખાઇ જાય છે તેમ) ઘણા માણસો વચ્ચે અને ધુમ ઇંગાળાદિક દોષને વર્જન કરતાં એકલાએ એકવાર ભોજન કરવું.

जह अब्भंगणलेवा, सगड क्खवणाण जुत्तिओ हुंति; इअसंजम भ रहवहणट्ठयाइ साहुआहारो. ४

જેમ શરીરનું બળ વધારવા માટે અભ્યંગત (સ્નાન કરતી વખતે કરાતું ઉગટણ) છે, અને ગાડાને ચલાવવા માટે તેના પઇડામાં રેડાતું દીવેલ છે, તેમ સંયમનો ભાર વહન કરવા માટે સાધુલોકો આહાર કરે છે.

तित्तगंव कडुअंव, कसायं अंबिलंवमहुरं लवणं वा; एअ लद्ध मन्नट्ठ पउत्तं, महुवयं व भुंजिज्जसंजए. ५

તીખું, કડવું, કશાયલું, ખાટું, મીઠું, ખારૂં, એવો આહાર મળ્યો છતાં બીજો વિચાર નહીં કરતાં તેનેજ મીષ્ટ અને ઘીના જેવું માનીને સાધુ ભોજન કરે.

अहव न जिमिज्जरोगे मोहुदए सयणमाइ उवसग्गे; पाणी दयातवहेउ, अंते तणुमो अगथ्थंत्त. ६

રોગ થયેલો હોય ત્યારે, મોહનો ઉદય થયો હોય ત્યારે, સ્વજનાદિકને ઉપસર્ગ ઉત્પન્ન થયા હોય ત્યારે , જીવદયા પળાવવાના વખતે, તપ કરવો હોય ત્યારે, અંત વખતે શરીર મુકવાને અણુસણુ કરવું હોય ત્યારે ભોજન કરે નહીં.

ઉપર બતાવેલી બધી સિદ્ધાંતોક્ત રીતિ સાધુને આશ્રયી છે. શ્રાવકને યોગ્ય પણ યથાયોગ્ય સમજી લેવી. બીજા શાસ્ત્ર પણ કહે છે કે:-

देवसाधुपुरस्वामी, स्वजनव्यसने सति; ग्रहणे च न भोक्तव्यं, शक्तौ सत्यां विवेकिना. ૭

દેવ, ગુરૂ, રાજા, સ્વજન, એટલાના ઉપર કંઈ કષ્ટ આવી પડેલું હોય ત્યારે, તેમજ ગ્રહણ વખતે, વિવેકવંત પ્રાણીયે છતી શક્તિયે ભોજન કરવું નહી.

**अजीर्णप्रभवा रोगा** અજીર્ણ થવાથી રોગ ઉત્પન્ન થાય છે. એ અજીર્ણના વિષયમાં કહેલું છે. વળી-

वलावरोधिनिर्दिष्टं, ज्वरादौ लंघनं हितं; ऋते निलश्रमक्रोध, शोककामक्षतजरान्. ૮

વાયુનો, શ્રમનો, (થાકનો), ક્રોધનો, શોકનો કામનો, ધાવનો કે ગડગુંબડનો જો તાવ ન હોય તો તેના ( તાવના ) બળને રોકનાર હોવાથી તાવની આદિમાં લંઘન એ જ હિતકારી છે. એવું વૈદકશાસ્ત્રનું વાક્ય હોવાથી જ્વર વખતે, અક્ષિ રોગાદિક વખતે તથા દેવગુરૂની વંદના કરવાનો યોગ ન બને ત્યારે, તેમજ તીર્થંગુરૂને નમસ્કાર કરવા વખતે, વિશેષ કોઇક ધર્મકરણી અંગીકાર કરવાની આદિમાં, અથવા કોઇક પ્રૌઢ પુણ્ય કરણીના પ્રારંભમાં, અષ્ટમી ચતુર્દશી વિગેરે વિશેષ પર્વણીમાં ભોજનનો ત્યાગ કરવો ક્ષપણાદિ ( ઉપવાસાદિ ) તપ કરતાં આલોક અને પરલોકમાં ખરેખર બહુજ ગુણની અને લાભની પ્રાપ્તિ થાય છે. જે માટે કહેલું છે કે:-

अथिरं पिथिरं वंकंपि, उज्जुअं दुल्लहंपि तहसुलहं; दुसज्झंपि सुसज्झं, तवेण संपज्जए कज्जं. ૯

અસ્થિર પણ સ્થિર, વાંકું પણ સરળ, દુર્લભ પણ સુલભ, દુઃખે બની શકે એવું પણ સુખથી થઇ શકે એવું, કાર્ય તપથી થઇ શકે છે.

વાસુદેવ, ચક્રવર્ત્તિ વિગેરે દેવતાઓ સેવા કરવા વિગેરે આ લોકનાં કાર્યો જે કરે છે તે પણ અષ્ટમાદિક તપથીજ સિદ્ધ થાય છે, તે વિના થતાં નથી. ( એ ભોજનાદિક વિધિ બતાવી )

## ભોજન કરી ઉઠયા પછી કરવાનાં કાર્યો.

ભોજન કર્યા પછી નવકાર ગણી ઊઠીને ચૈત્યવંદન કરી દેવ ગુરૂને યથાયોગ્ય વાંદે. આ સઘળું "सुपत्तदाणाईजुत्ति એમાં બતાવેલા આદિ શબ્દ એ પદથી સૂચન કરેલું સમજવું." હવે પાછલા પદની વ્યાખ્યા બતાવે છે કે ભોજન કર્યા પછી પ્રત્યાખ્યાન કરીને દિવસચરિમં અથવા ગ્રંથી સહિતાદિ પ્રત્યાખ્યાન ગુર્વાદિકને બે વાંદણા દેવાપૂર્વક અથવા તેવો યોગ ન હોય તો તેમજ કરીને ગીતાર્થોની, યતિયોની, ગીતાર્થ શ્રાવકની કે બ્રહ્મચારી શ્રાવકની પાસે, વાંચના, પૃચ્છના, પરાવર્તના, ધર્મકથા, અનુપ્રેક્ષા લક્ષણવાળી યથાયોગ્ય સ્વાધ્યાય (સઝાય) કરે. તેમાં-૧, નિર્જરા માટે યથાયોગ્ય સૂત્ર અર્થનું વંચાવવું ભણવું તેને વાંચના કહેવાય છે. ૨, વાંચના લેતાં તેમાં જે કંઇ શંકા રહી હોય તે ગુરૂને પુછીને નિસંશય થવું તેને પૃચ્છના કહેવાય છે. ૩, પહેલાં શીખેલાં સૂત્રો તથા

તેઓના અર્થ પાછા વિસ્મૃત ન થવા દેવા વિગેરે કારણ માટે તેઓનો વારંવાર અભ્યાસ કરવો તે પરાવર્તના. ૪, જંબુસ્વામી વિગેરે મહાન પુરૂષોનાં ચરિત્રોને સાંભળવાં, કહેવાં તેને ધર્મકથા કહે છે. ૫, મનમાંજ સૂત્ર અર્થનું વારંવાર અભ્યાસ કરતા રહેવું ( વિચાર કરવો ) તેને અનુપ્રેક્ષા કહે છે. અહિયાં શાસ્ત્રના રહસ્યના જાણ પુરૂષોની પાસે પાંચ પ્રકારની સ્વાધ્યાય કરવાનું બતાવેલ છે તે વિશેષ કૃત્યપણે સમજવું, અને તે વિશેષ ગુણહેતુ છે. કહેલ છે કેઃ-

सज्झाएण पसत्थं, झाणं जाणईअ सव्व परमथ्थं; सज्झाए वढंतो, खणे खणे जाई वेरग्गं. १०

સ્વાધ્યાય (સઝાય) વડે પ્રશસ્ત ( ઉત્તમ ) ધ્યાન થાય છે, સર્વ પરમાર્થને જાણે છે, સ્વાધ્યાયમાં વર્તવાથી પ્રાણી ક્ષણે ક્ષણે વૈરાગભાવને પામે છે.

પાંચ પ્રકારની સ્વાધ્યાય ઉપર દ્રષ્ટાંત વિગેરે આચારપ્રદીપ ગ્રંથમાં અમોએ( ટીકાકારે ) વર્ણન કરેલા છે માટે અહિંયાં બતાવ્યા નથી. એ આઠમી ( મૂળ ગ્રંથની ) ગાથાનો અર્થ સમાપ્ત થયો.

—+**—

## શ્રાદ્ધવિધિ મૂળની નવમી ગાથા.

**संझाई जिणपुणरवि , पूअई पडिक्कमई कुणई तहविहिणा ॥**
**विस्समणं सझ्झायं । गिहंगओ तो कहइ धम्मं ॥ ९ ॥**

### એકવાર ભોજન કરવા વિશે.

उस्सग्गेणं तु सढ्ढोअ, सचित्ताहार वज्जओ; इक्कासणग भोइअ, बंभयारी तहेवय. १

ઉત્સર્ગથી શ્રાવકે એકજવાર ભોજન કરવું. જે માટે કહેલ છે કેઃ-

ઉત્સર્ગમાર્ગથી તો શ્રાવક સચિત્ત આહારનો વર્જક હોય છે, એકજ વખત ભોજન કરનારો હોય છે, અને વળી તેમજ બ્રહ્મચારી હોય છે.

### ( દિવસચરિમ પચખાણ કરવા વિષે )

એકવાર ભોજન કરવાથી જે શ્રાવકનો નિર્વાહ ન થાય તેણે દિવસને પાછલે આઠમે ભાગે ( સુમારે ચાર ઘડી દિવસ હોય તે વખતે ) વાળુ આરંભી બે ઘડી દિવસ બાકી રહે તે પહેલાં કરી લેવું; કેમકે સંધ્યાવેળાએ ( ઘડી દિવસ રહે તે વખતે ) વાળુ કરવાથી રાત્રીભોજનનો દોષ લાગે છે. અસુર અને રાત્રે ભોજન કરવાથી અનેક દોષ ઉત્પન્ન થાય છે, તેનું સ્વરૂપ અમારી ( ટીકાકારની ) કરેલી અર્થદીપિકાવૃત્તિથી સમજી લેવું. વાળુ કર્યા પછી વળી યથાશકિત ચઉવિહાર, ત્રિવિહાર, દુવિહાર, દિવસચરિમ [ જેટલો બાકી દિવસ રહેલો છે ( હોય ) ત્યાંથી તે બીજા દિવસનો સૂર્ય ઉદય થાય ત્યાં સુધીનું ] પચખાણ કરવું. મુખ્યવૃત્તિથી તો કેટલોક દિવસ બાકી રહેથીજ પચખાણ કરવું, અને તેમ નહી બની શકયું તો રાત્રી વખતે પણ પચખાણ કરી લેવું.

અહિંયાં કોઈ એમ શંકા કરે કે દિવસચરિમ પચખાણ કરવું નિષ્ફળ છે, કેમકે દિવસચરિમ તો એકાસણાદિકના પચખાણમાંજ ભોગવાઈ જાય છે. તેને એવો

ઉત્તર આપવો કે, એકાસણાના પચખાણના આઠ આગાર ( પાઠ ) છે, અને દિવસચરિમ પચખાણના ચાર આગાર છે, માટે સફળ ( ફળદાયક ) છે, કેમકે આગારનો સંક્ષેપ કરવો એજ મોટો લાભ છે.

રાત્રીભોજનનો નિષેધ કરેલો છે જેણે એવા શ્રાવકોને પણ કેટલોક દિવસ બાકી રહે થકે દિવસચરિમ કરવામાં આવવાથી મારે રાત્રીના આહારનો ત્યાગ છે એમ સ્મરણ કરાવી આપવાથી તેને પણ દિવસચરિમ કરવું વાજબી છે, એમ આવશ્યકની લઘુવૃત્તિમાં લખેલું છે. આ દિવસચરિમનું પચખાણ ( જેટલો દિવસ બાકી હોય ત્યાંથી લીધેલું ચોવીહાર કે તીવીહારનું પચખાણ ) સુખથી બની શકે છે અને મહા લાભકારી છે.

## દિવસચરિમ પચખાણ ઉપર એડકાક્ષનો દ્રષ્ટાંત.

દશાર્ણપૂરનગરે એક શ્રાવિકા વાળુ કરીને દરરોજ દિવસચરિમ પચખાણ કરતી હતી. તેનો પતિ મિથ્યાત્વી હોવાથી "સાંજે વાળુ કરીને રાત્રીયે કોઇએ ભોજન કરવું નહીં એ મોટું પચખાણ છે, વાહ! આતો મોટું પચખાણ!" એમ કહીને હાંસી કરતો હતો. એક દિવસ તેણે ( પતિએ ) પણ પચખાણ લેવા માંડયું, ત્યારે શ્રાવિકાએ કહ્યું–તમારાથી નહી રહેવાય, તમે પચખાણ ન લ્યો, તોપણ તેણે લીધું. રાત્રે સમ્યક્ત્વદ્રષ્ટિદેવી તેની પરીક્ષા કરવા કે શિક્ષા કરવા તેની બેનનું રૂપ બનાવીને ઘેબરનું લ્હાણું કરતી આવી, અને તેને ઘેબર આપ્યાં. શ્રાવિકા સ્ત્રીએ તેને ઘણો વાર્યો, પણ રસના લાલચથી તે હાથમાં લઇ ખાવા લાગ્યો. ત્યારે દેવીએ તેને માથામાં એવો માર માર્યો કે જેથી તેની આંખોના ડોળા નીકળી પડયા. શ્રાવિકા ( તેની સ્ત્રી ) એ આથી મારો કે મારા ધર્મનો અપયશ થશે એવું મનમાં ધારીને કાઉસ્સગ્ગ કર્યો. ત્યારે શાસનદેવીએ આવી તેના ( શ્રાવિકાના ) કહેવાથી, એવામાં પાસે કોઇ બકરાને મારતો હતો તે બકરાની ચક્ષુ લઇ આવીને તેની આંખોમાં જોડી દીધી, તેથી તે "એડકાક્ષ" નામથી પ્રખ્યાત થયો. (એડક એટલે ઘેટો–તેની આંખોના જેવી આંખો હોવાથી એડકાક્ષ એવા નામથી પ્રસિદ્ધ થયો). આ પ્રત્યક્ષ ફળ દેખવાથી તે પણ શ્રાવક થયો. આવું કૌતુક જોવા માટે પરગામના લોકો આવવા લાગ્યા, જેથી તે ગામનું નામ પણ એડકાક્ષ પડયું. આવો પ્રત્યક્ષ દાખલો દેખી બીજા પણ ઘણા લોકો શ્રાવક થયા.

ત્યારપછી સાંજવેળા એટલે બે ઘડી દિવસ બાકી રહ્યા પછી અને સૂર્ય અર્દ્ધ અસ્ત થયા પહેલાં ફરીને ત્રીજીવાર યથાવિધિ (વિધિપૂર્વક) જિનેશ્વરની પૂજા કરે. (દર્શન કરે)

इति श्रीतपागच्छाधिपश्रीसोमसुंदरसूरिस्तच्छिष्यश्रीमुनिसुंदरसूरिस्तच्छिष्यश्रीजयचंद्रसूरिस्तच्छिष्यश्रीभुवनसुंदरसूरिस्तच्छिष्यश्रीरत्नशेखरसूरिविरचितायां विधिकौमुदीनाम्न्यां श्राद्धविधिप्रकरणवृत्तौ दिनकृत्य प्रकाशकः प्रथमः प्रकाशः समाप्तः

# द्वीतियः प्रकाशः ( द्वार बीजुं. )

## રાત્રિકૃત્ય.

पडिक्कमइत्ति ત્યારપછી શ્રાવક સાધુની પાસે અથવા પૌષધશાળામાં જયણાપૂર્વક પ્રમાર્જના કરી સામાયક લેવા વિગેરેની વિધિ કરીને પ્રતિક્રમણ કરે. છ પ્રકારના આવશ્યક સાચવવારૂપ પ્રતિક્રમણ કરે. તેમાં પ્રથમથી સ્થાપનાચાર્યની સ્થાપના કરવી, મુખવસ્ત્રીકા, રજોહરણ, વિગેરે ધર્મનાં ઉપકરણાદિક ગ્રહણ કરવાપૂર્વક સામાયકનો વિધિ છે, તે વંદિતાસૂત્રની વૃત્તિમાં કંઈક કહી દીધેલું હોવાથી અહિં કહેતા નથી. પ્રતિક્રમણ તે સમ્યકતાદિ સર્વાતિચાર વિશુદ્ધિને માટે પ્રતિદિવસ બન્ને સાંજે (સવાર સાંજ) પણ કરવું. શ્રાવકે અભ્યાસાદિકને માટે ભદ્રક સ્વભાવવાળો પણ કદાપિ અતિચાર રહિત છતે પણ તૃતીય વૈદ્યના ઔષધના જેવું આ અવશ્ય કરવું. કહેલ છે ઋષિયોયે કે:—

सपडिक्कमणो धम्मो, पुरिमस्स यपच्छिमस्सय जिणस्स; मिझ्झिमगाण जिणाणं, कारण जाए पडिक्कमणं.

પહેલા અને છેલ્લા તીર્થંકરના વારાના ચતુર્વિધ સંઘનો સપ્રતિક્રમણ ધર્મ છે અને વચલા ( બાવીસ ) તીર્થંકરોના સંઘનો ધર્મ તો એવો છે કે, કારણ પડે તો એટલે અતિચાર લાગેલો હોય તો મધ્યાન્હે પણ પ્રતિક્રમણ કરે, અને અતિચારના અભાવે પૂર્વકોડી સુધી પણ પ્રતિક્રમણ ન કરે, એ ભાવ છે.

### ( ત્રણ વૈદ્યના ઔષધના સ્વભાવનો દ્રષ્ટાંત. )

वाहि मवणेइ भावे, कुणइ अभावे तयंतु पढमंति; बिइअ मवणेइ न कुणइ, तइअं तु रसायणं होई.

પહેલા વૈદ્યનું ઔષધ એવું છે કે રોગ હોય તો તેને દૂર કરે, અને રોગ ન હોય તો ઉલટું અવગુણ કરે; બીજા વૈદ્યનું ઔષધ એવું છે કે, રોગ હોય તો તેને ટાળે, પણ રોગ ન હોય તો અવગુણ ન કરે; ત્રીજા વૈદ્યનું ઔષધ તો રસાયણ જેવુંજ છે. રસાયણ એવું હોય છે કે, રોગ હોય તો તેને ટાળે અને રોગ ન હોય તોપણ સર્વાંગ સંબંધી પુષ્ટી કરે, સુખબળની વૃદ્ધિનો હેતુ થાય, અનાગત ( આવતા ) રોગને તે અટકાવે.

### (પ્રતિક્રમણ-છ આવશ્યક વિચાર.)

એમજ પ્રતિક્રમણ પણ અતિચાર લાગેલા હોય તો તેને શુદ્ધ કરે, અને અતિચાર ન લાગેલા હોય તોપણ ચારિત્રધર્મની પુષ્ટિ કરે છે.

અહિંયાં કોઈક એમ કહે છે કે શ્રાવકે આવશ્યકચૂર્ણિમાં બતાવેલા સામાયકના વિધિ પ્રમાણેજ પ્રતિક્રમણ કરવું. છ પ્રકારનાં આવશ્યક બન્ને સાંજે અવશ્ય કરણીયજ હોવાથી એનું ઘટમાનપણું થઈ શકે છે. સામાયક કરીને, ઇર્યાવહી પડિકમી, કાઊસ્સગ કરી, લોગસ્સ કહી, વાંદણા દઇને, શ્રાવક પચખાણ કરે, એમ કરવાથી છ આવશ્યક પૂરા થાય છે.

### (સામાયક કરવાના કાળ વિગેરે વિષે.)

सामाइअमुभय संझ्झामि ( સામાયક બે સંધ્યાયે ) એ વચનથી સામાયકના કાળનો નિયમ થઇ ચુકયો, એમ જો કોઈ કહે તો તેને ઉત્તર આપે છે કે:- એ વાત

ઘટમાન થતી નથી; કેમકે એ પાઠથી છ પ્રકારના આવશ્યકના કાળનો નિયમ સિદ્ધ થતો નથી. તેમાં પહેલાંતો તારા ( પ્રશ્નકારના ) અભિપ્રાય પ્રમાણે પણ ચૂર્ણિકારે કરેલા ( કહેલા ) સામાયક, ઈર્યાવહી પડિકમણું, વાંદણા, એ ત્રણજ સાક્ષાત્ આવશ્યક દેખાડેલા છે, બાકીના આવશ્યક દેખાડેલા નથી. તેમાં પણ ઈર્યાવહી પડિકમવી એ તો ગમન વીષયિક છે, જવા આવવાની ક્રિયાદિરૂપ છે, પણ ચોથા આવશ્યકરૂપ નથી. કેમકે, गमणागमण विहारे, सुत्तेवासुमिण दंसणे राओ; नावानइसंतारे, इरिआवहिआ पड़िक्कमणं જવામાં, આવવામાં, વિહાર કરવામાં, સૂત્રના આરંભમાં, રાત્રે સ્વપ્ન દીઠું હોય તેના આલોવવામાં, નાવડીથી ઉતર્યા પછી, નદી ઉતર્યા પછી, એટલે સ્થાનકે ઈર્યાવહી પડીકમવી કહી છે. ઇત્યાદિક સિદ્ધાંતોના વચનથી ઈર્યાવહી આવશ્યક વિષયી નથી. હવે જો સાધુને અનુસારે શ્રાવકને ઈર્યાવહી પડિકમવી કહેશો તો કાઊસ્સગ્ગ ચોવીસથ્થો પણ દેખાડેલો છે. તે સાધુને અનુસાર શું પડિકમણું શ્રાવકને ન જોઇયે ? અર્થાત્ જરૂર પડિકમણું શ્રાવકને પણ કરવું જોઇએ. શું ત્યારે " असइ साहुचेइआणं पोसहसालाएवा सगिहेवा सामाइयंवा आवस्सयंवा करेइ ન હોય સાધુ અને ચૈત્ય ( દેરાસર ) તો પૌષધશાળામાં અથવા પોતાને ઘેર સામાયક અથવા આવશ્યક કરે. " એમ આવશ્યક ચૂર્ણિમાં સામાયકથી છ પ્રકારના આવશ્યક જુદાં કહેલાં છે. સામાયક કરવામાં કાળનો નિયમ નથી. " जथ्थवावीसमइअच्छइवा निव्वावारो सव्वथ्थकरेइ જ્યાં વિશ્રામ હોય ( નિવૃત્તિ હોય ) અથવા જ્યાં નિર્વ્યાપાર હોય ( પુરસદ હોય ) ત્યાં સર્વ સ્થાનકે સામાયક કરે " તથા " जाहे खणिओ ताहे करेइ तोसेनभज्जइ જ્યારે વખત મળે ત્યારે કરે તો સામાયક ન ભાંગે " એવું ચૂર્ણિનું વચન છે એ પ્રમાણથી 'सामाइअ उभय संझं સામાયક બન્ને સંધ્યાયે કરવું ' એ વચન છે તે તો સામાયક નામની શ્રાવકની પ્રતિમા અપેક્ષિત ( આશ્રયિ ) વચન છે તે ત્યાંજ તે કાળના નિયમના વખતે સંભળાય છે " ( જ્યારે કોઇક શ્રાવક પ્રતિમા પ્રતિન્ન હોય ત્યારે તેને બન્ને વખત સાંજ સવાર સામાયક જરૂર કરવુંજ જોઈએ તેને આશ્રયિક આ વચન છે ).

અનુયોગદ્વારસૂત્રમાં તો સ્પષ્ટ શ્રાવકને પણ પ્રતિક્રમણ કરવું કહેલું છે. જેમકે,

## ( પ્રતિક્રમણ કરવા વિષે. )

" समणेवा समणीवा सावएवा साविआवा तच्चित्ते तम्मणे तल्लेसे तदज्झवासिए तत्तिव्वज्झवसाए तदठ्ठोवउत्ते तदपिअकरणे तम्भावणभाविए उभओ काल मावस्सयं करेइ

સાધુ અથવા સાધવી, શ્રાવક અથવા શ્રાવિકા, તદ્ગત ચિત્તે, તદ્ગત મને, તદ્ગત લેશ્યાએ કરી, તદ્ગત અધ્યવસાએ કરી, તદ્ગત તીવ્ર અધ્યવસાયે કરી, તેના અર્થમાં ઉપયોગવંત થકે ચવળો મોહપતિ સહિત ( શ્રાવક આશ્રયિ ) તેનીજ ભાવના ભાવતે ઉભયકાળ ( બન્ને ટંક ) આવશ્યક કરે. " વળી અનુયોગદ્વારમાં " समणेण सावएणय । अवस्स कायव्वयं हवइ जम्हा । अंतो अहो निसस्सय । तम्हा आवस्सयं नाम ॥ 'સાધુયે અને શ્રાવકે જે માટે રાત્રિનું અને દિવસનું અવશ્ય કર્તવ્ય હોવાથી એને આવશ્યક કહેવાય છે. " તે માટે સાધુની પેઠે શ્રાવકે પણ શ્રીસુધર્મા-

સ્વામી વિગેરેથી ચાલતી આવતી પરંપરા પ્રમાણે પ્રતિક્રમણ કરવું. મુખ્યતાથી દિવસનાં અને રાત્રિનાં કરેલાં પાપની વિશુદ્ધિ થવાના હેતુપણે કરી મહા ફળદાયક છે. જે માટે અમે કહેલ છે કે:-

अवनिष्क्रमणं मावद्विपदाक्रमण च सुकृतसंक्रमणं ॥ मुक्तेः क्रमणं कुर्यात् । द्विः प्रतिदिवसं प्रति क्रमणं ॥

પાપનું દુર કરવું, ભાવશત્રુનું તાબે કરવું, સુકૃતમાં પ્રવેશ કરવું, મુક્તિભણી ચાલવું, એવું પ્રતિક્રમણ બે ટંક કરવું.

સંભળાય છે કે દીલ્લીમાં કોઈક શ્રાવક દરરોજ બે ટંક પ્રતિક્રમણ કરવાના અભિગ્રહવાળો હતો. તેને કોઈક રાજ્યવ્યાપારી કાર્ય માટે બાદશાહે કેદખાનામાં નાખી સર્વાંગ બેડીમાં ( હેડમાં ) ઘાલ્યો, લાંઘણ થઈ તોપણ સાંજે પ્રતિક્રમણ માટે ચોકીવાળાને સોનામોહોર આપવી કબુલ કરી બે ઘડીવાર હાથની બેડી કઢાવીને તેણે પ્રતિક્રમણ કીધું. એવી રીતે એક મહીનો થવાથી સાઠ સોનામોહોર પ્રતિક્રમણ માટે તેણે આપી. તેના નિયમની દ્રઢતા સાંભળીને તુષ્ટમાન થયેલા બાદશાહે તેને છોડી દીધો. પહેલાંની પેઠે તેને માન આપ્યું. એવી રીતે પ્રતિક્રમણ વિષયમાં ઉદ્યમ કરવો.

પ્રતિક્રમણના પાંચ ભેદ છે. ૧ દૈવસિક, ૨ રાત્રિક, ૩ પાક્ષિક, ૪ ચાતુર્માસીક, ૫ સાંવત્સરીક. એઓનો કાળ તો વળી ઉત્સર્ગથી નીચે મુજબ બતાવેલો છે.

## ( દેવસી પ્રતિક્રમણના કાળ વિષે. )

अद्ध निवुड्डे सूरे । विंबे सुत्तं कड्ढंति गीयथ्था ॥ इअ वयणप्पमाणेणं । देवसि आवस्सए कालो ॥

સૂર્યનું બિંબ જ્યારે અર્ધ અસ્ત થાય ત્યારે ગીતાર્થો વંદિતાસૂત્ર કહે છે. એ વચનના પ્રમાણથી દૈવસિક પ્રતિક્રમણનો કાળ સમજવો.

## ( રાઈ પ્રતિક્રમણના કાળ વિષે. )

आवस्सयस्स समए । निद्दामुद्दं चयंति आयरिआ ॥ तहतं कुणंति जहदिसि । पडिलेहाणं तरं सूरो ॥

આવશ્યકના સમયે આચાર્ય નિદ્રાની મુદ્રાને મૂકી આપે છે. તેમજ કરે કે પ્રતિક્રમણ કરી રહેતાં દિશી ઊઘડે (સૂર્યોદય થાય).

અપવાદથી તો દૈવસિક પ્રતિક્રમણ દિવસના ત્રીજા પ્રહુરથી તે અર્ધ રાત્રિ સૂધી કરી શકાય છે. યોગશાસ્ત્રની વૃત્તિમાં તો દિવસના મધ્યાન્હથી તે રાત્રિના મધ્યભાગ સુધી દૈવસીક પ્રતિક્રમણ કરવાની છુટ આપેલી છે. રાઈ પડિકમણું અર્ધરાત્રિથી માંડીને મધ્યાન્હ સુધી કરાય છે. કહેલું પણ છે કે,

उग्घाड पोरसिंजा । राईअ मावस्सयस्स चुन्नीए ॥ ववहाराभिप्पाया । भणंति पुण जावपुरिमड्ढं ॥

અર્ધરાત્રીથી માંડીને ઉઘાડ પોરસી ( સવારની ૭ ઘડી ) સુધી રાઈ પડિકમણાનો કાળ છે એવો આવશ્યકની ચૂર્ણિનો મત છે અને વ્યવહારસૂત્રના અભિપ્રાયથી તો પુરિમઢ ( બે પોહોર )ના કાળ સુધી કાળ કહેવાય છે.

## (પાક્ષીક, ચાતુર્માસીક, અને સાંવત્સરીક પ્રતિક્રમણના કાળ વિષે.)

પાક્ષીક, ચાતુર્માસીક અને સાંવત્સરીક પ્રતિક્રમણનો કાળ પક્ષાન્તે ( પક્ષ, ચતુર્માસ અને સાંવત્સર )ને અંતે છે. પાક્ષીક પ્રતિક્રમણ ચતુર્દશીનું કરવું કે પુનમનું ?

એમ પ્રશ્ન પુછનારને ઉત્તર આપતાં આચાર્ય કહે છે કે, "ચઉદશનું" કરવું. જો પુનમનું પાક્ષીક પ્રતિક્રમણ થતું હોય તો ચઉદશનો અને પુનમનો (પાખીનો) ઉપવાસ કરવો કહેલો હોવો જોઈએ. જો એમ હોયતો પાક્ષીક તપ પણ છઠ તપે કરી હોવો જોઇએ. તેમ તો કહેલું નથી, તેનો પાઠ બતાવે છે કેઃ—अठ्ठम छठ्ठ चउथ्थ संवच्छर चाउमास पख्खेसु અઠમ, છઠ, એક ઉપવાસ, સંવત્સરીક, ચાતુર્માસીક, અને પાક્ષીકને વિષે અનુક્રમથી કરવા" એ પાઠને વિરોધ આવે છે. જ્યાં ચઉદશ લીધી છે ત્યાં પાખી લીધી નથી, અને જ્યાં પાખી લીધી છે ત્યાં ચઉદશ લીધી નથી. તે બતાવે છેઃ– "अठ्ठमि चउदसीसुउववासकरणं આઠમ ચઉદશે ઉપવાસ કરવો." એમ પાખીસૂત્રની ચૂર્ણિમાં કહેલ છે. "सोअ अठ्ठामि चउदसिसु उववासं करेइ તે આઠમ ચઉદશે ઉપવાસ કરે" એમ આવશ્યકની ચૂર્ણિમાં કહેલ છે. चउथ्थच्छठ्ठ अठ्ठम करणे अठ्ठमिपख्ख चउमास वरिसेअ ઉપવાસ, છઠ, અઠમ કરવા, આઠમ પાખી ચઉમાસી અને વાર્ષિકે" એમ વ્યવહાર ભાષ્યની પીઠિકામાં છે. "अठ्ठमी चउदसी नाणपंचमी चाउमासी આઠમ, ચઉદશ, જ્ઞાનપાંચમ અને ચઉમાસી" એવો પાઠ મહાનિશીથમાં છે. વળી વ્યવહારસૂત્રના છઠા ઉદ્દેશામાં તો એમ બતાવેલ છે કેઃ–पख्खस्स अठ्ठमिखलु। मासस्सय पख्खिअं मुणेयव्वं॥ પક્ષની વચ્ચે આઠમ આવે અને માસની વચ્ચે પાખી આવે. એ પાઠની વૃત્તિમાં અને ચૂર્ણિમાં પાક્ષીક શબ્દે કરી ચઉદશ લીધેલી છે (બતાવી છે). વળી તેનો આવા પ્રકારથી નિર્ણય કરીએ છીએ.

પાખી તો ચૌદશેજ થાય છે. ચાતુર્માસીક અને સાંવત્સરીક તો વળી પહેલાં (કાળીકાચાર્યથી પહેલાં) પુનમની અને પંચમીની કરતા હતા, પણ શ્રીકાળિકાચાર્યની આચરણાથી ચૌદશની અને ચોથની કરીએ છીએ તેજ પ્રમાણ છે. કેમકે તે સર્વના સંમતથી થયેલી છે. એ વાર્તા કલ્પવ્યવહારની ભાષ્ય વિગેરેમાં કહેલ છે કે, असढेण समाइन्नं। जं कच्छाइ केणई असावज्जं॥ न निवारिअ मन्नेहिं। बहुमणुमयमेयमायरिअं॥

કોઇપણ ક્ષેત્રમાં અશઠે (ગીતાર્થે) આચરેલું જે કંઇ કાર્ય હોય તે કાર્ય અસાવદ્ય હોવું જોઇએ, અને તે વખતે બીજા આચાર્યોએ (ગીતર્થોએ) અટકાવેલું ન હોય, અને ઘણા સંઘે અંગીકાર કરેલું હોય તે આચરિત કહેવાય છે. વળી તીથ્થોગાલીપયન્નામાં કહેલ છે કેઃ—

सालाहणेन रन्ना। संघाएसेण कारिओ भयवं॥ पज्जोसवण चउथ्थी। चाउमासं च चउदसीए॥

સંઘના આદેશે કરીને શાલીવાહન રાજાએ કાલીકાચાર્ય ભગવાનની પાસે પજોસણની ચોથ અને ચોમાસીની ચૌદશ કરાવી.

चउम्मास पडिक्कमणं। पख्खिअ दिवसंमि चउव्हिओसंघो॥ नवमयतेण उणहिं। आयारणं तं पमाणंति

મહાવીરસ્વામી પછી નવસો અને ત્રાણુએ વર્ષે ચતુર્વિધ સંઘ મળીને ચઉમાસી પડિકમણું ચૌદશને દિવસે કરવાની આચરણા કરી, તે સકળ સંઘે પ્રમાણ કરી.

આ વિષયમાં અધિક વિસ્તાર ધારણા કરવાના વિચારવાળાએ શ્રી કુળમંડન સૂરીકૃત "વિચારામૃત સંગ્રહ ગ્રંથનું" અવલોકન કરવું.

## ( દૈવસી પ્રતિક્રમણ વિધિ. )

પ્રતિક્રમણ વિધિ વળી યોગશાસ્ત્રની વૃત્તિમાં આવેલી પૂર્વાચાર્ય પ્રણીત ગાથા થી સમજવો, તે બતાવે છે. તે ચિરંતનાચાર્ય કૃત ગાથાઓઃ—

पंचविहायारविसु–द्धि हेउमिह साहु सावगो वावि। पडिकमणं सह गुरुणा, गुरुविरहे कुणइ इक्को वि ॥
वंदित्तु चेइयाइं, दाउं चउराइए खमासमणे ॥ भूनिहिअसिरो सयला-इआरमिच्छोक्कडं देइ ॥ २ ॥
सामाइअपुव्वमिच्छा–मि ठाइउं काउसग्गमिच्चाइ। सुत्तं भणिअपलंबिअ-भुअकुप्परधरिअ पहिरणओ॥
घोडगमाई दोसे–र्हि विरहिअं तो करेइउस्सग्गं। नाहिअहो जाणुड्ढं, चउरंगुलठइअकडिपट्टो ॥४ ॥
तत्थय धरेइ हिअए, जहक्कमं दिणकए अईआरे। पारेत्तु णमोक्कारे–ण पढइ चउवीसथयदंडं ॥
संडासगे पमज्जिअ,उवविसिअ अलग्ग विअय बाहुजुगो। मुहणंतगं च कायं, च पेहए पंचवीसइहा॥६॥
उठिअ ठिओसाविणयं, विहिणा गुरुणो करेइ किइकम्मं। वत्तीस दोस रहिअं,पणवीसावस्सगविसुद्धं॥
अह सम्मम वणयंगो,करजुअ विहि धरिअ पुत्ति रयहरणो।परिचिंतइ अइआरे,जहक्कमं गुरुपुरो विअडे॥
अह उववीसित्तु सुत्तं,सामाइअमाइअं पढिअ पयओ।अब्भुठिअम्हि इच्चा-इ पढइ दुहउठिओ विहिणा॥
दाऊण वंदणं तो, पणगाइसु जइसु खामए तिण्णि। किइकम्मं करि आयरि–अमाइ गाहातिगं पढए॥
इअ सामाइअउस्स–ग्गसुत्तमुच्चरिअ काउसग्गठिओ चिंतइ उज्जोअदुगं, चरित्तअइआरसुद्धिकए॥
विहिणा पारिअ संम–त्तसुद्धिहेउं च पढइ उज्जोअं तह सव्वलोअअरिहं–तचेइआराहणुस्सग्गं ॥
काउं उज्जोअगरं, चिंतिअ पारेइ सुद्धसंमत्तो; पुख्खरवरदीवड्ढं, कड्ढइ सुअसोहणानिमित्तं ॥१३॥

पुण पणवीसोस्सासं, उस्सगं कुणइ पारए विहिणा ॥
तो सयलकुसलकिरिआ–फलाणसिद्धाण पढइ थयं ॥ १४ ॥

अह सुअसमिद्धिहेउं, सुअदेवीए करेइ उस्सग्गं। चिंतेइ नमोरक्कारं सुणइव देईव तीइ थुइं ॥ १५
एवं खेत्तसुरीए, उस्सग्गं कुणइ सुणइ देइ थुइं। पढिऊण पंचमंगलमुवविसइ पमज्जसंडासे॥ १६
पुव्वविहिणेव पेहिअ, पुत्तिं दाऊण वंदणं गुरुणो; इच्छामो अणुसट्ठिं, ति भणिअ जाणूहिं तो ठाइ॥
गुरुथुइ गहणे थुइति–ण्णि वद्धमाणख्खरस्सरा पढइ; सक्कत्थवं थवं पढि–अ कुणइ पच्छित्तउस्सग्गं ॥

પાંચ પ્રકારના આચારની* વિશુદ્ધિ માટે સાધુ કે શ્રાવક ગુરૂની સાથે પડિકમણું કરે, અને જો ગુરૂનો યોગ ન હોય તો એકલો પણ કરે. દેવ વાંદીને, રત્નાધિક ચારને ખમાસમણ દેઇને, જમીન ઉપર મસ્તક સ્થાપીને, સઘળા અતિચારના મિચ્છામિ દુક્કૃત દીએ. 'કરેમિ ભંતે સામાઇયં' કહી, 'ઇચ્છામિઠામિકાઉસ્સગ્ગ' કહી, જીન મુદ્રા ધરી, પ્રલંબિત ભુજા કરી, પોતાની કોણીમાં પહીરણુ વસ્ત્રને ધરીને, નાભીને હેઠે ચાર અંગુળ અને ઢીંચણુની ઉપર ચાર અંગુળ ઉંચો એવો ચોળપટો રાખીને, ઘોટકાદિક ઓગણીશ દોષ વર્જિત કાયોત્સર્ગ કરે. તે કાયોત્સર્ગમાં યથાક્રમે દીવસમાં કરેલા અતિચારને હૃદયમાં ધરે, પછી 'નમો અરિહંતાણું' એ પદ કહીને કાયોત્સર્ગ પારીને, 'લોગસ્સ દંડક' ભણે. સંડાસાને પ્રમાર્જના કરીને, બીજે ઠેકાણે પોતાના બે બાહુને નહિ લગાડતાં

* નાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચાર એ પાંચ પ્રકારના આચાર છે.

હેઠો બેસીને, અંગની પચવીશ અને કાયાની પચવીશ એવી મુહુપત્તિની પચાસ પડીલેહણા કરે. ઉઠીને, વિનયસહિત બેસીને બત્રીશ દોષ રહિત, પચવીશ આવશ્યકના દોષથી વિશુદ્ધ, વિધિપૂર્વક 'વાંદણા' કરે. હવે સમ્યક્ પ્રકારે નમેલું છે અંગ જેનું, બે હાથમાં લીધાં છે વિધિપૂર્વક મુહુપતી અને રજોહરણ જેણે, એવો થઇને યથાનુક્રમે ગુરૂની પાસે શુધ્ધ થયો થકો અતિચારની ચિંતવણા કરે. હવે સાવધાનપણે હેઠે બેસીને 'કરેમિભંતે' પ્રમુખ કહીને 'વંદિતાસૂત્ર' કહે. 'અબ્ભુટ્ઠિઓમિ આરાહણાએ' અહિંયાંથી આગળ જે રહ્યું તે ઉભો થઇ કહે. ત્યારપછી 'વાંદણાં' દઇને ત્રણવાર પાંચ પ્રમુખ સાધુને ખમાવે, પછી 'વાંદણા' દઈને 'આયરિઅ ઊવઝાએ' પ્રમુખ ત્રણ ગાથાઓ કહે. તે પછી 'કરેમિભંતે સામાઈયં' આદિ દેઈને કાઉસ્સગના સૂત્ર ઉચરીને ઉભો રહ્યો થકો પૂર્વની પેઠે કાઉસ્સગ કરે. ત્યાં ચારિત્રાચારના 'અતિચારની વિશુદ્ધિને અર્થે' 'બે લોગસ્સનો કાયોત્સર્ગ' કરે. વિધિપૂર્વક કાઉસ્સગ પારીને, સમ્યકતની વિશુધિને અર્થે 'લોગસ્સ, કહે, તેમજ 'સવ્વલોઅ અરિહંત ચેઈયાણં' કહીને વળી કાયોત્સર્ગ કરે. શુદ્ધ કર્યુ છે સમ્યકત જેણે એવો થઇને, 'એક લોગસ્સનો કાઊસ્સગ' પારીને શ્રુતજ્ઞાનની શુદ્ધિને અર્થે 'પુખ્ખરવરદીવઢ્ઢે' કહે. ફરીને પચવીશ શ્વાસોશ્વાસ પ્રમાણ કાઉસ્સગ્ગ કરીને વિધિપૂર્વક પારે, ત્યારપછી સકળ કુશળાનુબંધિક્રિયા તેના ફળરૂપ 'સિદ્ધાણં બુદ્ધાણં' કહે. હવે શ્રુતસંપદા વધારવા માટે 'સુઅદેવયાનો' કાઉસ્સગ્ગ કરે, તેમાં એક નવકાર ચિંતવે, પછી 'શ્રુતદેવતાની થોયની એક ગાથા' સાંભળે અથવા કહે, ને એવીજ રીતે 'ક્ષેત્રદેવીનો' કાઊસ્સગ કરીને એક ગાથાવાળી થોય કહે અથવા સાંભળે. પછી એક 'નવકાર કહીને સંડાસા પ્રમાર્જન કરીને નીચે બેસે. પહેલાંની વિધિ પ્રમાણે મુખપટી પડીલેહીને પછી ગુરૂને 'વાંદણા' દઈને, 'ઇચ્છામો અણુસઠ્ઠી' કહીને ઊંચા ઢીંચણ રાખીને બેસે. ત્યારપછી ગુરૂસ્તુતિ કહે, ત્યારપછી વર્દ્ધમાન અક્ષરે અને ઊચ્ચ સ્વરે, 'શ્રીવર્દ્ધમાન સ્વામીની સ્તુતિ' કહે, પછી 'શક્રસ્તવ' કહીને, દેવસિઅ પાયચ્છિત કાઊસ્સગ્ગ કરે.

## ( રાઈપ્રતિક્રમણ વિધિ. )

एवं ता देवसिअं, राइअमवि एवमेव नवरितहिं । पढमं दाउं मिच्छा–मि दुक्कडं पढइ सक्कथयं॥१९
उठिअ करेइ विहिणा, उस्सग्गं चिंतए अ उज्जोअं । बीअं दंसणसुद्धी–इ चिंतए तत्थ इममेव ॥
तइए निसाइआरं, जहक्कमं चिंतिऊण पारेइ । सिध्दत्थयं पढित्ता, पमज्ज संडासमुवविसइ ॥ २१॥
पुव्वं व पुत्तिपेहण–वंदणमालोअसुत्तपढणं च । वंदणखामण वंदण--गाहातिगपढणमुस्सग्गो ॥ २२ ॥
तत्थय चिंतइ संजम–जोगाण न होइ जेण मे हाणी। तं पडिवज्जामि तवं, छम्मासं ता न काउमलं॥
एगाइ इगुणतीसू–णयं पि न सहो न पंचमासमवि । एवंचउ--ति--दु–मासं, न समत्थो एगमासंपि॥
जा तं पि तेरसूणं,चउतीसइमाइओ दुहाणीए; जा चउथं तो आयं--बिलाइ जा पोरिसिनमो वा ॥
जं सक्कइ तंहिअह,धरेत्तु पारेत्तु पेहग पोत्तिं;दाउं वंदणमसढो,तं चिअ पच्चक्खए विहिणा।।२६
इच्छामो अणुसठिं, ति भणिअ उवविसिअ पढइ तिण्णि थुइ ॥
मिउसद्दणं सक्क–त्थयाइ ता चेइए वंदे ॥ २७

એવી રીતે જેમ દેવસી પડિક્કમણાનો વિધિ કહ્યો તેમ રાઈનો પણ એમજ જાણવો, પણ એટલું વિશેષ છે જે પહેલાં મિચ્છામિ દુક્કડં દેઇને, 'સવ્વસ્સવી' કહીને,

ત્યાર પછી 'શક્રસ્તવ' કહેવું ( નમુથ્થુણં કહેવું ). ઊઠીને, વિધિપૂર્વક કાયોત્સર્ગને કરે, ત્યારપછી 'એક લોગસ્સ' કહે, વળી બીજો પણ કાયોત્સર્ગ દર્શન શુધ્ધિ નિમિત્તે એજ પ્રમાણે કરે. રાત્રીએ ત્રીજે કાઊસ્સગે અતિચાર વિચારીને અનુક્રમે કાઊસ્સગ પારે. પછી 'સિદ્ધસ્તવ ( સિધ્ધાણંબુધ્ધાણં )' કહીને, સંડાસા પુંજીને બેસે. પ્રથમથી વળી 'મુહપતી પડીલેહણા કરવી, બે વાંદણા દેવાં' 'રાઈઅ' આલો એમિ' એ સૂત્ર પઢીને પછી 'પડીક્કમણું' કહે (વંદીતા સૂત્ર કહે), વાંદણા, અબ્ભુટ્ઠિઓ બે વાંદણા દેઇને, 'આયરિય ઉવઝાયની ત્રણ ગાથા' કહે, પછી કાઉસ્સગ્ગ કરે. તે કાઉસ્સગમાં એમ ચિંતવે જે 'મારે સંયમયોગમાં જેથી હાનિ ન થાય એવા તપને અંગીકાર કરૂં.' જેમકે, છમાસી તપની શકિત છે? પરીણામ છે? શકિત નથી, પરીણામ નથી, એમ ચિંતવણા કરે. એકથી માંડીને ઓછો કરે યાવત્ ઓગણત્રીસ સુધી, એમ કરતાં સમર્થ નથી, એમ ચિંતવણુ કરે, યાવત્ પંચમાશી તપની પણ શક્તિ નથી. વળી તેમાં પણ એક એક ઓછો કરતાં યાવત્ ચારમાસે આવે. એમજ એક એક ઓછો કરતાં ત્રણ માસે આવે, એમજ બે માસે, છેવટે એક માસી તપની પણ શકિત નથી એમ ચિંતવણા કરે. તે એક માસને પણ તેર દીવસ ઓછા કરતાં ચોત્રીસભકતનું વીગેરે, વળી એક એક ઓછો કરતાં વળી યાવત્ ચોથભકત સુધી આવે, ત્યાંથી વિચારણા કરતો વળી આંયંબિલ, એકાસણ, અવઢ પ્રમુખ યાવત્ પોરસી યાવત્ નવકારસી સુધી આવે. જે તપ કરવાની શકિત હોય તે તપને ધારીને કાઉસ્સગ પારે. પછી મુહપતી પડીલેહીને 'બે વાંદણા' દીએ, પછી વિચક્ષણ પુરૂષ જે તપ ધારેલ હોય તેનું પચખાણ ગ્રહણ કરે. 'ઇચ્છામો અણુ સઠ્ઠીએ' કહીને, પછી બેશીને 'વિશાલ લોચનદલ' એ ત્રણ સ્તુતિઓ કોમળ શબ્દેકરીને કહે, ત્યારપછી વળી 'નમુથ્થુણ' કહીને દેવવંદન કરે.

## ( પાક્ષીક પ્રતિક્રમણનો વિધિ. )

अहपक्खिअं चउद्दसि-द्दिणमि पुव्वं व तत्थ देवासिअं ॥ सुत्तंतं पडिकमिउं,तो सम्मामिमं कमं कुणइ॥२८
मुहपोत्ती वंदणयं, संबुद्धा खामणं तहा लोए ॥ वंदणपत्तेअखा-मणं च वंदणयमह सूत्तं ॥ २९
सुत्तं अप्भुटाणं उस्सग्गो पुत्ति वंदणं तहय ॥ पज्जंति अ खामणयं, तह चउरो छोमवंदणया ॥
पुव्वविहिणेव सव्वं, देवसिअं वंदणाइ तो कुणइ; भुवन देवतानो उस्सग्गे,भेओ संतिथय पढण अ॥

હવે ચૌદશને દીવસે પાક્ષીત પ્રતિક્રમણ કરવું હોય ત્યારે પ્રથમથી દેવસીક પ્રતિક્રમણ વંદિતાસૂત્ર સુધી કરે, પછી અનુક્રમે આવી રીતે કરેઃ–મુહુપતી પડીલેહે, બે વાંદણા દીયે, સંબુધ્ધા ખામણા ખામી, પછી પાક્ષીક અતિચાર આલોવે, વાંદણા દીયે, પ્રત્યેક ખામણા ખામે, વાંદણા પાખાસૂત્ર કહે. વંદીતુ કહી ઉભો થઇ કાઉસ્સગ્ગ કરે, મુહુપતિ પડીલેહે, બે વાંદણા દીયે, વળી સમાપ્ત ખામણેણું કહી પછી વળી ચાર છોભ વંદનાથી પાખી ખામણા ખામે. પહેલાંની પેઠે દેવસી પ્રમાણે બીજું બધું કરવું. વિશેષ એટલું જે ભુવનદેવયાનો કાઉસ્સગ કરવો, અને સ્તવનને સ્થાનકે અજીસંતોસ્તવન કહેવું.

## ( ચઉમાસી અને સંવત્સરી પ્રતિક્રમણ વિધિ )

एवं चिअ चउमासे, वरिसे अ जहक्कमं विही णेओ; पक्खचउमास वरिसे–सु नवरि नामंमि नाणत्तं॥
तह उस्सग्गोज्जोआ, बारसवीसासा स मंगलचत्ता; संबुद्धखामणं तिप--ण सत्त साहुण जह संखं॥

એવીજ રીતે ચઉમાસી, અને એવીજ રીતે વાર્ષીક પ્રતિક્રમણનો વિધિ જાણવો. પાખી, ચોમાશી, અને વાર્ષીક પ્રતિક્રમણમાં નામાંતર કરવું એટલુંજ વિશેષ છે, તેમજ કાયોત્સર્ગમાં પાખી પડીકમણે બાર લોગસ્સનો, ચોમાસી પડીકમણે વીસ લોગસ્સનો, વાર્ષીક પડીકમણે એક નવકાર સહિત ચાળીસ લોગસ્સનો, અને સંબુધ્ધા ખામણે પાખી પડીકમણે પાંચ સાધુને, ચોમાસી પડીકમણે સાત સાધુને, વાર્ષીક પડીકમણે યુથાનુક્રમ સાધુઓને ખમાવવા. હરિભદ્ર સૂરિકૃત આવશ્યકવૃત્તિનાં વંદન નિર્યુકિતનાં અધિકારમાં चत्तारि पडिक्कमणे એ ગાથાનાં વાખ્યાનમાં સંબુધ્ધા ખામણાનાં વિષયમાં એવી રીતે કહેલ છે કે,

जहन्नेणावितिन्नि । देवसिए पख्खिवय पंच अवस्सं । चाउमासिए संवच्छरिए विसत्त अव स्सं ॥१॥

જઘન્યથી દેવસી પડિકમણામાં ત્રણ, પાખી પડિકમણામાં અવશ્ય કરીને પાંચ, ચોમાસી અને સાંવચ્છરી પડિકમણામાં જઘન્યથી સાત સાધુને અવશ્ય ખમાવે, પણ પાક્ષીકસૂત્રવૃત્તિમાં અને પ્રવચનસારોદ્ધારવૃત્તિમાં બતાવેલા પ્રમાણે વૃદ્ધ સામાચારીમાં પણ એમજ કહેલું છે. પ્રતિક્રમણનાં અનુક્રમની ભાવના ( વિચારણા ) પૂજ્યશ્રી જયચંદ્ર સૂરિકૃત પ્રતિક્રમણ હેતુગર્ભ ગ્રંથથી જાણવી. ઇતિ પ્રતિક્રમણ વિધિ.

## ( ગુરૂની વિશ્રામણા વિશે )

આશાતના પરિહરવી વીગેરે જે વિધિ છે તેણેકરી ( આશાતના ન થાય. તેવી રીતે ) ગુરૂની વિશ્રામણા ( સેવા ) કરવી. ઉપલક્ષણથી ગુરૂને સુખ સંયમ યાત્રા પુછવા વીગેરે વળી કરે. પરમાર્થથી મુનિઓની, વળી વિશેષથી ધર્મીષ્ટ શ્રાવકાદિકની વિશ્રામણા કરવાનું ફળ તો પૂર્વભવમાં પાંચસેં સાધુના વિશ્રામણા કરવાથી પામેલું ચક્રવર્તી કરતાં પણ અધિક બળ જેણે ( મેળવ્યું ) એવા બાહુબળ વીગેરેની પેઠે ભાવવું. सबाहण दंतपदो अणाय એ વચનથી અહિયાં સાધુ મુનિરાજે ઉત્સર્ગ માર્ગથી પોતાની વિશ્રામણા કરાવવી નહી, અને અપવાદ પદે કરાવે તોપણ બીજા સાધુ પાસે કરાવે, અને તેવા કોઇ સાધુનો સદ્ભાવ ન હોય તો ( જોગ ન હોય તો ) તેવા પ્રકારના વિવેકી શ્રાવક પાસે કરાવે. જોપણ ભગવંત મહર્ષીઓ મુખ્યવૃત્તિએ પોતાની વિશ્રામણા નથી કરાવતા તથાપિ પરિણામની વિશુદ્ધિથી સાધુને ખમાસમણ દેતાં નિર્જરાનો લાભ અને વિનય કર્યો ગણાય. ( તેથી તેઓની સેવા શ્રાવક કરે )

## ( સ્વાધ્યાય કરવા વિષે. )

ત્યારપછી સ્વાધ્યાય પોતાની બુદ્ધિને અનુસારે પૂર્વે શિખેલા દિનકૃત્યાદિક શ્રાવકવિધિ, ઉપદેશમાળા, કર્મગ્રંથાદિક ગ્રંથોનું પરાવર્તન ( ગણવું ) રૂપ શીલાંગાદિ રથ, નવકારનાં વલય ગણવાદિક ચિત્તમાં એકાગ્રતાદિકની વૃદ્ધિ વીગેરેને માટે કરે. શીલાંગરથ વિચાર નીચેની ગાથાથી જાણવો.( શીલાંગરથની વિધિ બતાવે છે. )

## ( શીલાંગરથ વિચાર )

करणे जोए संन्ना, इंदिअ भूमाइ समण धम्मोअ ॥ सीलंग सहस्साणं । अट्ठारगस्स निप्पत्ती ॥१॥

કરણ તે કરવું, કરાવવું, અનુમોદવું; જોગ તે મનથી વચનથી કાયાથી, સંજ્ઞા તે આહાર, ભય, મૈથુન, પરીગ્રહ એ ચાર સંજ્ઞાથી, ઇંદ્રીય તે પાંચે ઇંદ્રિયોથી, ભૂત તે પૃથ્વી, અપ, તેઉ, વાઉ, વનસ્પતિ, બેરેંદ્રી, તેરેંદ્રી, ચોરેંદ્રી, પંચેંદ્રી, અને

અજીવથી; શ્રમણધર્મ તે ક્ષમા, આર્જવતા, માર્દવતા, નિર્લોભતા, તપ, સંયમ, સત્ય, શૌચ, અકિંચનતા અને બ્રહ્મચર્યથી શીલાંગના અઢાર હજાર ભાંગા થાય છે તેને રથ કહેવાય છે. ( ત્રણ કરણને ત્રણ જોગે ગુણતાં ૯ થાય, તેને ચાર સંજ્ઞાયે ગુણતાં ૩૬ થાય, તેને પાંચ ઇંદ્રિયોયે ગુણતાં ૧૮૦ થાય, તેને દસભૂતે ( જીવભેદે ) ગુણતાં ૧૮૦૦ થાય, તેને દશ શ્રમણધર્મે ગુણતાં ૧૮૦૦૦ ભાંગા થાય.) તેનો પાઠ આવી રીતે છે કે,

जेनो करंति मणसा, निज्जिअ आहार सन्नि सोइंदि; पुढवीकायारंभं, खंतिजुआ ते मुणी वंदे ॥१॥

જેણે જીત્યા છે આહાર, સંજ્ઞા અને શ્રોત્રેંદ્રી એવા મુનિરાજ મનથકી પણ પૃથ્વીકાયનો આરંભ કરતા નથી, એવા મુની જે ક્ષમાગુણ યુક્ત છે, તે મુનિને વંદન કરૂછું. ઈત્યાદિ અઢાર હજાર ગાથા રચવાનો સ્પષ્ટ વિચારતો યંત્રકથી સમજવો.

## ( શ્રમણધર્મરથી )

न हणेइ सयं साहु, मणसा आहार संन्न संवुडओ; सोइंदिअ संवरणो,पुढवि जिए खंति संपुन्नो १

આહારસંજ્ઞા સંવર્યાથકા અને ક્ષમા સંયુક્ત શ્રોત્રેંદ્રિયનો સંવર કરનારા સાધુ પોતે મનથકી પણ પૃથ્વીકાયના જીવને હણે નહી, ઇત્યાદિ. એવીજ રીતે સામાચારીરથી, ક્ષામણરથી, નિયમરથી, આલોચનારથી તપોરથી, સંસારરથી, ધર્મરથી, સંયમરથી, વીગેરેના પાઠ પણ જાણવા, ગ્રંથ વધી જવાના ભયથી અહિયાં કહ્યા નથી.

## ( નવકારની અનાનુપૂર્વી વગેરે ગણવાની રીત તથા તેનું ફળ )

નવકારનો વળક ગણવામાં પાંચ પદને આશ્રયિને એક પૂર્વાનુપૂર્વી ( પહેલા પદથી પાંચમા પદ સુધી અનુક્રમથી ગણાય તે ), એક પશ્ચાનુપૂર્વી ( પાંચમા પદથી પહેલા પદ સુધી પાછા ગણવુ તે ), એકસોને અઢારે અનાનુપૂર્વી ( અનુક્રમ વગર ગણવું તે ), નવ પદને આશ્રયિને અનાનુપૂર્વીનો ત્રણ લાખ, બાસઠ હજાર, આઠશો અઠોતેર ગણના થાય છે. એને રચના કરવાનો વિચાર તો સ્પષ્ટપણે પૂજ્ય શ્રી જીનકીર્તિ સૂર પાદોપન્ન ( પોતેજ રચેલો ) સટીક શ્રી પંચ પરમેષ્ટી સ્તવથી જાણવા. એવી રીતે નવકાર ગણવાથી આલોકમાં પણ શાકિની, વ્યંતર, વૈરી, ગ્રહ, મહારોગાદિક તત્કાળ નિવૃત્ત થવા વિગેરે ફળ થાય છે, અને પરલોકનું ફળ તો અનંતકર્મ ક્ષયાદિક થાય છે. જે માટે કહેલ છે કેઃ—

છમાસી, વાર્ષીક, તીવ્ર તપ કરવાથી જેટલાં પાપ ક્ષય થાય છે ( પાતળાં પડે છે ) તેટલાં પાપ નવકારની અનાનુપૂર્વી ગણવાવડે કરીને એક અર્ધ ક્ષણવારમાં દુર થઇ જાય છે. શીલાંગરથાદિકોનાં મન વચન કાયાની એકાગ્રતાથી ગણવામાં આવે તો ત્રણે પ્રકારનું ધ્યાન થાય છે. જે માટે આગમમાં પણ કહેલ છે કેઃ—

भंगीअ सुअं गुणंतो वट्टइ तिविहे विन्नाणमिति ભાંગાવાળા એટલે ભેદ કલ્પના કરીને શ્રુતને ( નવકારને ) ગુણે તો ત્રણે પ્રકારનાં ધ્યાનમાં વર્તે છે.

એવી રીતે સ્વાધ્યાય કરવાથી પોતાને અને પરને કર્મ ક્ષય થાય. ધર્મદાસ શ્રાવકની પેઠે પ્રતિબોધાદિક અનેક ગુણની પ્રાપ્તિ થાય છે.

## (સજ્ઝાય ધ્યાન ઉપર ધર્મદાસ શ્રાવકનો સંક્ષિપ્ત દૃષ્ટાંત)

ધર્મદાસ નામનો શ્રાવક દરરોજ સંધ્યાનું પ્રતિક્રમણ કરીને સજ્ઝાય કરતો હતો. એક દિવસ તેણે પોતાના પિતા સુશ્રાવક છે પણ તેની પ્રકૃતિ ક્રોધીષ્ટ હોવાથી તેને

ક્રોધ ત્યાગનો ઉપદેશ દીધો; તેથી તે કોપાયમાન થઇ ગયો અને હાથમાં એક મોટું લાકડું ઉઠાવી મારવા ધાયો, પણ રાત્રીનું અંધારૂં હોવાથી ઘરના થાંભલામાં તેનું મસ્તક અફળાયું, જેથી તે તત્કાળ મરણ પામ્યો અને સર્પપણે ઉત્પન્ન થયો. એક વખતે તે કાળો સર્પ પુત્રને દંશ કરવા આવે છે તે વખતે—

तिव्वंपि पुव्वकोडी,कयंपि सुकयं मुहुत्तमित्तेण; कोहग्गी हओ हणिउ, हहा हवइ भवदुगेविदुही॥१॥

"ક્રોધરૂપ અગ્નિથી ગ્રહાયલો ( હણાયલો ) પુરૂષ, પૂર્વ ક્રોડ વર્ષનાં કરેલાં સુકૃતને બે ઘડી માત્રમાં બાળી નાખે છે અને હાહા ઇતિ ખેદે ! તે પ્રાણી બંને ભવમાં દુઃખી થાય છે." એવી સઝાય કરતાં ધર્મદાસના મુખથી નીકળતો અભિપ્રાય સાંભળીને તત્કાળ તે સર્પને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું તેથી વૈરભાવ છાંડીને અણસણ આદરીને કાળધર્મ પામી સૌધર્મા દેવલોકે દેવ થયો. પછી પોતાના પુત્રને સર્વ કાર્યકારી થયો. ધર્મદાસ શ્રાવક પણ એક વખતે સઝાય કરતાં ધ્યાનમાં લીન થઈ ગયો, જેથી ગ્રહસ્થપણેજ કેવળજ્ઞાન પામ્યો.

એટલા માટે સઝાય કરવી ઘણીજ લાભકારક છે. પછી સામાયક પારીને ઘેર ગયો થકો સમ્યક્ત્વમુળ દેશવિરત્યાદિરૂપ સર્વ કાર્યમાં સર્વ શકિતથી યત્ના કરવાદિરૂપ, સર્વથા અર્હત્ ચૈત્ય અને સાધર્મિક વર્જિત એવા વસવાના સ્થાનને અને કુસંસર્ગ ( નઠારા લોકોની સોબતને ) વર્જવાદિરૂપ, નવકાર ગણવા. ત્યારપછી—

## (સ્વજનોને ઉપદેશ દેવા વિષે.)

ત્રિકાળ ચૈત્યવંદના પુજા પચખાણાદિક અભિગ્રહ ધારવારૂપ, યથાશકિત સપ્ત ક્ષેત્રમાં પોતાના દ્રવ્યને વાપરવારૂપ, એવા યથાયોગ્ય ધર્મનો ઉપદેશ કરતો રહે. વળી સ્ત્રી, પુત્ર, મિત્ર, ભાઇ, ચાકર, ભગિની, દીકરાની વહુઓ, પુત્રી, પોતરા, પોતરી, કાકા, ભત્રિજા, વાણોતર વીગેરે સ્વજનોની પાસે ઉપદેશ કરતો રહે ( એટલો અર્થ અધિક સમજવો ) દિનકૃત્યમાં પણ કહેલ છે કેઃ—

सव्वनुणा पणीअंतु । जई धम्मं नाव गाहए ॥ इहलोए परलोएअ । तेसिं दोसेण लिम्पई ॥ १ ॥
जेण लोगठ्ठिइ एसा । जोचोर भत्त दायगो ॥ लिप्पइ तस्स दोसेण । एवं धम्मेविआणहृ ॥ २ ॥
तम्हाहु नायतत्तेणं । सड्ढेणं तु दिणेदिणे ॥ दव्वओ भावओ चेव । कायव्व मणुसासणं ॥ ३ ॥

સર્વજ્ઞ વીતરાગે એમ કહેલું છે કે, સ્વજનલોકોને જો ધર્મ ન પમાડે તો આલોકમાં અને પરલોમાં તેઓનાં કરેલાં પાપથી પોતેજ લેપાય. જે માટે લોકની સ્થિતિજ એવી છે કે જે ચોરને ખાવા ભાત પાણી આપે (આશ્રય આપે) તે આપનારો તેનાં કરેલાં પાપથી ખરડાય છે. ધર્મમાં પણ એમજ જાણવું. તે માટે જેણે ધર્મનો તત્વ જાણેલો છે એવા શ્રાવકે તો દિનદિન દ્રવ્યથી અને ભાવથી સ્વજનલોકોની અનુશાસના ( સારણા ) કરતા રહેવું. ત્યાં દ્રવ્યથી સારણા તે " પોષવા યોગ્ય હોય તેને પોષવા " એ ન્યાયથી પુત્ર, સ્ત્રી, દોહિત્રાદિકોને યથાયોગ્ય વસ્ત્રાદિક આપે; અને ભાવથી તો તેઓને ધર્મદેશના કરે ( ધર્મ પમાડે ). અનુશાસના એટલે તેઓ સુખી છે કે દુખી છે તે તપાસતા રહેવું. બીજા નીતિશાસ્ત્રોમાં પણ કહેલ છે કેઃ—

राज्ञि राष्ट्रकृतं पापं । राज्ञपापं पुरोहिते ॥ भर्तरि स्त्रीकृतं पापं । शिष्यपापं गुरावपि ॥ १ ॥

જો શિક્ષા ન આપે તો, દેશનાં લોકોનું પાપ રાજા ઉપર પડે, રાજાનું પાપ પુરોહિત ( રાજાનો ગુરૂ ) ઉપર પડે, સ્ત્રીનું કરેલું પાપ ભર્તારના ઉપર પડે, અને શિષ્યનું પાપ ગુરૂ ઉપર પડે છે.

સ્ત્રી પુત્રાદિક ઘરનાં કામકાજમાં પુરસદ નહીં મળવાથી અને ચપલાઇથી કે પ્રમાદના બહુલપણાથી ગુરૂની પાસે આવી ધર્મ સાંભળી શકતાં નથી તોપણ પોતે દરરોજ તેઓને ઉપદેશ કરતો રહેતો હોય તો તેથી તેઓ પણ ધર્મયોગ્ય થાય છે ને ધર્મમાં પ્રવર્તે છે.

## (ઘરમાં ઉપદેશ આપવા ઉપર ધના શેઠનો સંક્ષિપ્ત દૃષ્ટાંત.)

ધન્યપુરમાં રહેનારો ધનોશેઠ ગુરૂના ઉપદેશથી સુશ્રાવક થયો હતો. તે દરરોજ સાંજના સમયે પોતાની સ્ત્રી અને પોતાના ચાર પુત્રોને ઉપદેશ આપતો હતો. અનુક્રમે સ્ત્રી અને ત્રણ પુત્ર બોધ પામ્યા, પણ ચોથો પુત્ર તો નાસ્તિક હોવાથી પુણ્ય પાપ ક્યાં છે? એમ બોલતો બોધ પામતો નથી, તેથી ધનોશેઠ તેને બોધ આપવાની ચિંતામાં હતા. એક દીવસ તેની પડોસમાં રહેનારી કોઇક વૃદ્ધા સુશ્રાવિકાને છેલ્લે ( અંત ) વખતે ધનાશેઠે નિર્યામના કરી ( બોધ આપ્યો ) કહ્યું કે, તું દેવ થાય તો મારા પુત્રને બોધ આપજે. તે મરણ પામીને સૌધર્મા દેવલોકમાં દેવી ઉત્પન્ન થઇ. તેણે પોતાની દેવઋદ્ધિ દેખાડીને તેના પુત્રને પ્રતિબોધ પમાડયો. એમજ ગૃહસ્થે પણ પોતાના સ્ત્રી પુત્રોને પ્રતિબોધ આપવો. કદાપિ તેઓ પ્રતિબોધ ન પામે તો તેને કંઈ દોષ લાગતો નથી. જે માટે કહેલું છે કેઃ—

न भवति धर्मश्रोतुः । सर्वस्यैकांततो हितःश्रवणात् ॥ ब्रुवतोनुग्रहबुद्धया । वक्तुस्त्वेकांततो भवति.

સઘળા ધર્મનાં સાંભળનારાંઓને માત્ર સાંભળવાથી નિશ્ચયથી ( એકાંતથી ) હિત થતું નથી, પણ ઉપકાર બુદ્ધિથી કહેતાં વક્તાને તો એકાંતથી હિત થાય છે. એ નવમી ગાથાનો અર્થ સમાપ્ત થયો.



## શ્રાદ્ધવિધિ મૂળની દશમી ગાથા.

**पायं अबंभ विरओ । समए अप्पं करेइ तो निद्दं ॥**
**निद्दोवरमेथी तणु । असुइत्ताई विचिंतिज्जा ॥ १० ॥**

### અલ્પ નિદ્રા અને બ્રહ્મચર્ય વિષે.

એટલા માટે ધર્મદેશના કર્યા પછી, સમય ઉપર એટલે એક પ્રહર પ્રમુખ રાત્રિ ગયા પછી અર્ધરાત્રિ વિગેરેને વખતે માફક આવે એવી શય્યાને સ્થાનકે જઇને વિધિપૂર્વક અલ્પનિદ્રા કરે, પણ કેવો થઇને કરે? ઘણુંકરીને મૈથુનથી વિરમ્યો ( ઓસર્યો ) હોય. જે ગૃહસ્થ યાવજ્જીવ બ્રહ્મચર્ય પાળવાને અસક્ત હોય તેણે પણ પર્વતિથ્યાદિક ઘણા દિવસોમાં બ્રહ્મચારીજ રહેવું. નવીન યૌવનાવસ્થા ( યુવાન ) હોય તોપણ બ્રહ્મચર્ય પાળવું મહાલાભકારીજ છે. જે માટે મહાભારતમાં પણ કહેલ છે કે,

एकारात्र्युषितस्यापि । या गतिर्ब्रह्मचारिणः ॥ न सा क्रतुसहस्त्रेण । वक्तु शक्या युधिष्टिर ॥ १ ॥

એક રાત્રિ બ્રહ્મચર્ય પાળનારની જે ગતિ થાય છે તેવી હે યુધિષ્ઠિર, એક હજાર યજ્ઞ કરવાથી પણ કહી શકાતી નથી. ( માટે શીળ પાળવું યોગ્ય છે )

અહિયાં "નિદ્રા" એ પદ વિશેષ છે. અને અલ્પાં એ વિશેષણ છે. વિશેષણ સહિત જે છે તેમાં ખરેખર વિધિ અને નિષેધ એ બન્ને વિશેષણ સંક્રમણ થયાં. એ ન્યાયથી અલ્પત્વ અહિંયાં વિધેય કરવું, પણ નિદ્રાને વિધેય ન કરવું. તે દર્શનાવરણીય કર્મના ઉદય થવાથી સ્વતઃ સિદ્ધપણાથી અપ્રાપ્ત અર્થ હોય ત્યાં શાસ્ત્ર એજ અર્થવાળું થાય છે એમ આગળથીજ કહી ગયા છીયે. બહુ નિદ્રાલુ હોય તે ખરેખર બન્ને ભવનાં કૃત્યોથી ભ્રષ્ટ થાય છે. જેમકે તસ્કર, વૈરી, ધૂર્ત, દુર્જનાદિકોથી અકસ્માત્ દુઃખ (કષ્ટ) આવી પડે અને અલ્પનિદ્રાવાળા તો મહિમાંત ગણાય છે. જે માટે કહેલ છે કે,

थोवाहारो थोव भणिओअ जोहोइ थोव निद्दोअ ॥ थोवोवहिउवगरणो। तस्स हु देवावि पणमंति.

થોડો આહાર, થોડું બોલવું, થોડી નિદ્રા, થોડી ઉપધી ઉપગરણ જેને હોય તેનાથી દેવતા પણ નમતા રહે છે. નિદ્રા કરવાનો વિધિ તો નીતિશાસ્ત્રના અનુસારે નીચે મુજબ બતાવેલ છે.

## ( નિદ્રા વિધિ. )

खट्वां जीवाकुलां न्हस्वां । भग्नकाष्ठां मलीमसां ॥ प्रतिपादान्वितां वन्हि । दारुजातां च संत्यजेत्.

જેમાં માંકણ ઘણા હોય, ટુંકા હોય, જેના કાષ્ટ (ઇસાદિ) ભાંગેલા હોય, મલીન હોય, વધારે પાયા જેમાં જોડેલા હોય, બળેલા લાકડાના બનેલા હોય એવા ખાટલાને ત્યજવા.

शयनासयनयोः काष्ठ । माचतुर्योगतो शुभं ॥ पंचादिकाष्ठयोगे तु। नाशः स्वस्य कुलस्य च ॥२॥

શય્યા ( પલ્યંક–ખાટલા ) તથા આસન ( બાજોઠ, ખુરશી, બાંક, વિગેરે ) ના લાકડામાં ચાર ભાગ ( ચાર જાતિનાં ) થી જોડેલું હોય તો સારૂં જાણવું. પંચાદિયોગ કરેલ હોય તો પોતાના કુળનો નાશ કરે.

पूज्योर्ध्वस्योननार्द्रान्हि । न चोत्तरापराशिराः ॥ नानुवंशानपाद्दांत । नागदंतः स्वयं पुमान् ॥ ३ ॥

પૂજનીકથી ઉપર, ભીના પગથી, ઉત્તર કે પશ્ચિમ દિશામાં મસ્તક કરીને વાંશલીની પેઠે લાંબો ( પગ સુધી વસ્ત્ર ઢાંકીને પણ નાગો ), હાથીના દાંતની પેઠે વાંકો પુરૂષ પોતે શયન કરે નહી.

देवताधाम्नि वाल्मिके । भूरूहाणां तलेपि च ॥ तथा प्रेतवने चैव । सुप्यान्नापि विदिक्शिराः ॥४॥

કોઇપણ દેવના દેરામાં, રાફડા ઉપર, તેમ વૃક્ષને તળે, સ્મશાનભુમિમાં, તેમજ વિદિશામાં મસ્તક કરીને શયન કરવું નહી.

निरोधभंगमावाय । परिज्ञाय तदास्पदं ॥ विमृश्यजलमासन्न । कृत्वा द्वारनियंत्रणं ॥ ५ ॥

इष्टदेवनमस्कार । नाष्टऽपमृतिभीः शुचिः ॥ रक्षामंत्रपवित्रायां । शय्यायां पृथुताङ्ग्रुषी ॥ ६ ॥

सुसंवृत्तपरीधान । सर्वाहारविवर्जितः ॥ वामपार्श्वे तु कुर्वीत । निद्रां भद्राभिलाषुकः ॥ ७ ॥

લઘુશંકા ટાળીને, લઘુશંકાનાં સ્થાન જાણીને, વિચાર કરિને, પાણીનું પાત્ર પાસે રાખીને, દરવાજા બંધ કરીને, જેથી અપમૃત્યુ ( અસમાધિ મરણ ) ન થાય એવા ઇષ્ટદેવને નમસ્કાર કરીને પવિત્ર થઇ, રક્ષામંત્રથી પવિત્ર થઇને, પોહોળી વિશાળ શય્યામાં દ્રઢપણે વસ્ત્ર ( ધોતીઊં–પોતીઉં ) પેહેરીને, સર્વ આહારથી રહિત થકો, ડાબા પડખાને દબાવીને, પોતાનાં કલ્યાણ ઇચ્છિનારે નિદ્રા કરવી.

क्रोधभीशोकमद्यस्त्री । भाग्यानाध्वकर्मभिः ॥ परिक्लांते रतिसार । श्वासहिक्कादिरोगिभिः ॥ ८ ॥
वृद्धबालाबलक्षीणैः सुट्शूलक्षत विव्हलैः ॥ अजीर्णप्रमुखैः कार्यो दिवास्वापोपि कर्हिचित् ॥ ९ ॥

ક્રોધથી, શોકથી, ભયથી, મદિરાથી, સ્ત્રીથી, ભારથી, વાહનથી, માર્ગે ચાલવાથી, વિગેરે કાર્યો કરવાથી ખેદ પામેલો હોય તેણે; અતિસાર, શ્વાસ, હીકાદિક રોગી પુરૂષે; વૃદ્ધ, બાળ, બળરહિત, ક્ષયરોગી હોય તેણે; તૃષા, શુલ, ઘાયલ, ક્ષત વિગેરેથી અકળાયલો હોય તેણે; અને અજીર્ણરોગવાળે પણ કોઇક વખતે દીવસે સુવું.

वातोपचयरौक्षाभ्यां । रजन्याश्चाल्पभावतः ॥ दिवास्वापः सुखी ग्रीष्मे । सोन्यदा श्लेष्मापित्तकृत् १०

વાયુની વૃદ્ધિ થઇ હોય કે લુખાઇથી રાત્રે નિદ્રા થોડી આવતી હોય તેણે દીવસે સુવું, તેથી તેને ઉષ્ણકાળમાં સુખ થાય છે. બીજાને શ્લેષ્મ અને પિત્ત કરે છે.

अत्याशक्त्यानवसरे । निद्रा नैव प्रशस्यते ॥ एषा सौख्यायुषी काल । रात्रिवत् प्रणिहंति यत् ॥ ११ ॥

નિદ્રામાં અત્યંત આસકત થઇને કવખતે નિદ્રા કરવી એ વખાણવા લાયક નથી; એ વખતે નિદ્રા કરવી તે તો સુખ અને આયુષ્યને કાળરાત્રિની પેઠે હણે છે.

प्राकूशिरः शयने विद्या । धनलाभश्च दक्षिणे ॥ पश्चिमे प्रबला चिंता । मृत्युर्हानिस्तथोत्तरे ॥ १२ ॥

પૂર્વદિશામાં શીરાણું (ઓશીકું) કરી સૂવાથી વિદ્યા મળે, દક્ષિણમાં શીરાણું કરવાથી ધનનો લાભ, પશ્ચિમમાં શીરાણું કરવાથી ચિંતા થાય, ઉત્તરમાં શયન (શીરાણું) કરવાથી હાનિ તથા મૃત્યુ થાય.

આગમમાં તો આવા પ્રકારનો વિધિ છે કે, શયન કરવા પેહેલાં ચૈત્યવંદનાદિ કરીને, દેવગુરૂને નમસ્કાર કરીને, ચોવીહારાદિ પચખાણ લઇને, ગંઠસહિ કરીને સઘળા વ્રતને શંખેપવારૂપ દેશાવગાશીક વ્રત અંગીકાર કરીને સુવું. જે માટે શ્રાવકદિન કૃત્યમાં કહેલ છે કેઃ—

पाणिवह मूसादत्तं । मेहुणदिण लाभणथ्थं दंडं च ॥ अंगिकियं च मुत्तं । सव्वं उवभोगपरिभोगं,
गिहमज्जं मुत्तुणं । दिशिगमणंमुतु मसगजुआई ॥ वयकायहिंनकरे । न कारवे गंठिसहिएण ॥ २ ॥

જીવહિંસા, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, દીવસમાં થયેલો લાભ, અનર્થદંડ, જેટલું ભોગ ઉપભોગમાં પરિમાણ કરેલું તેને મુકીને, ઘરમાં રહેલી જે જે ચીજો છે તેઓને, મન વીના, વચન કાયાથી, કરૂ નહી, કરાવું નહીં, અને દીશામાં ગમન કરવાનું; ડાંસ, મચ્છર, જુ, ઇત્યાદિક જીવોને મુકી, બીજા જીવોને મારવાનું કાયા વચનથી કરૂં નહીં; કરાવું નહીં, તથા ગંઠસહિના પચખાણ સહિત વર્તવું, એવું દેશાવગાશીક વ્રત અંગીકાર કરવું. એ મોટા મુનિઓની પેઠે મોટું ફળ આપનારૂં છે, કેમકે નિઃસંગપણું તેમાં થયું છે માટે. જેમ વૈદનો જીવ વાનર તેણે પ્રાણાંત કષ્ટ આવ્યું તોપણ લીધેલું વ્રત નિર્વહન કર્યું (પાળ્યું) અને તેનાથી તેને આવતા ભવમાં અતુળફળની પ્રાપ્તિ થઇ; તેમ વિશેષ ફળના અર્થી એવા બીજા પુરૂષોએ પણ મુખ્યવૃત્તિયે લીધેલા વ્રતનો નિર્વાહ કરવો. લીધેલા વ્રતનો નિર્વાહ કરવા અશકત પુરૂષને अन्नथ्थणाभोगेणं ઇત્યાદિ ચાર આગાર છુટા રહેલા છે, માટે ઘરમાં આગ લાગવા વિગેરેના આકરા સંકટ આવી પડતાં તે લીધેલા નિયમ મુકતાં છતાં પણ વ્રતનો ભંગ થતો નથી. વૈદ્યના જીવ વાનરનું દ્રષ્ટાંત તો અમારા કરેલા આચારપ્રદીપ ગ્રંથથી સમજી લેવું.

તથા ચાર શરણાં અંગીકાર કરવાં સર્વ જીવરાશીને ખામણા કરવાં, અઢાર પાપસ્થાનકને વોસરાવવાં, પાપની ગર્હા કરવી, સુકૃતની અનુમોદના કરવી. જેમકે,

जइ मे हुज्ज पमाओ। इमस्स देहस्स इमाइ रयणीए ॥ आहारमुवहि देहं। सव्वं तिविहेण वोसरिअं॰

આ રાત્રિમાં એટલે આજની રાત્રિમાં આ દેહનો મુજને પ્રમાદ થાય એટલે મરણ થાય તો આહાર ઉપધિ (ધર્મોપકરણ) દેહને સર્વને ત્રિવિધે કરી વોસરાવું છું.

નવકાર ઉચ્ચાર કરીને આ ગાથા ત્રણવાર ભણીને સાગારી અણસણ અંગીકાર કરવું, પંચપરમેષ્ટી નવકારનું સ્મરણ શયન કરવા વખતે કરવું અને એકલાજ (બીજા કોઇને સાથે રાખ્યા વગર) પોતે શય્યામાં (પલ્યંકમાં) શયન કરવું, પણ સ્ત્રીને સાથે લઈ સુવું નહીં; કેમકે સ્ત્રીને સાથે લઈ સુવાથી નિરંતરના અભ્યાસપણાથી વિષય પ્રસંગનું બળવંતપણું છે માટે શરીર જાગ્રત થવાથી વિષયની વાસના પ્રાણીને બાધા કરે છે. જે માટે કહેલુંજ છે કેઃ—

यथाग्निसंन्निधानेन । लाक्षाद्रव्यं विलीयते ॥ धीरोपि कृशकायोपि । तथा स्त्रीसन्निधो नरः ॥ १ ॥

જેમ અગ્નિની પાસે રેહેવાથી લાખ ઓગળી જાય છે, તેમ ધીર હોય કે સુકાઇ ગયું છે શરીર જેનું એવો હોય પણ સ્ત્રી પાસે હોવાથી પુરૂષ કામની વાંચ્છા કરે છે.

જે વાસના સહિત શયન કરીયે, તે વાસનાસહિત પામીયે, જ્યાંસુધી જાગ્રત ન થાય (વિષયવાસનાથી સુતો હોય તે જ્યાંસુધી જાગે નહી ત્યાંસુધી વિષયવાસનામાંજ ગણાય) એવો વીતરાગનો ઉપદેશ છે. એ કારણ માટે સર્વથા ઉપશાંત મોહ થઇને ધર્મ વૈરાગ ભાવનાથી (અનિત્ય ભાવનાથી) ભાવીત થઈને (વૈરાગ વાસિત ચેતના કરીને) નિદ્રા કરવી, જેથી કુસ્વપ્ન દુસ્વપ્નાદિક આવતાં રોકાઇને ધર્મમય સ્વપ્ન વિગેરે પામી શકાય. એવી રીતે નિઃસંગતાદિ આત્મકપણે (તન્મયપણે) આપદાનું બહુળપણું છે, આયુષ્ય સોપક્રમ છે, કર્મની ગતિ વિચિત્ર છે, એમ જાણીને જો સુતો હોય તેની પરાધીનપણાથી આયુષ્યની સમાપ્તિ થાય તોપણ શુભ ગતિનેજ ભજનાર થાય; કેમકે અંત વખતે જેવી મતિ તેવીજ ગતિ થાય છે, એ વચન છે, માટે કપટી સાધુએ (વિનયરત્ને) હણેલા પોષામાં રહેલા ઉદાઈરાજાની પેઠે સુગતિ ભજનાર થાય છે, ઉદાયનરાજા જો વિધિપૂર્વક થઇને સુતો હતો તો તેની સદ્ગતિ થઇ, તેમ બીજા પણ વિધિયુકત શયન કરે તેની સદ્ગતિ થાય. હવે ઉત્તરાર્ધ પદની વ્યાખ્યા બતાવે છે.

## ( નદ્રા વ્યતીત થતાં કામને જીતવા વષે )

ત્યારપછી રાત્રિ વ્યતીત થતાં નિદ્રા ગયા પછી (જાગીને) અનાદિ ભવના અભ્યાસ રસના ઉલ્લસવાથી (પ્રગટ થવાથી) દુઃખે જીતી શકાય એવા કામને જીતવા માટે સ્ત્રીના શરીરની અશુચિત્વ વિગેરેનો વિચાર કરે. આદિ શબ્દથકી જંબુસ્વામી, સ્થુલભદ્રાદિક મહર્ષિઓ તથા સુદર્શનાદિક સુશ્રાવકોની દુઃખે પાળી શકાય એવી શીળ પાલનની એકાગ્રતાને, કષાયાદિક દોષના જયના ઉપાયને, ભવસ્થિતિની અત્યંત દુઃખદાયી દશાને, તથા ધર્મ સંબંધી મનોરથોને વિચારે, તેમાં સ્ત્રીના શરીરની અપવિત્રતા, દુગંચ્છનીયપણું વિગેરે સર્વ પ્રતીતજ છે તે પુજય શ્રી મુનિસુંદરસૂરિયે અધ્યાત્મકલ્પદ્રુમ ગ્રંથમાં બતાવેલું પણ છે.

चार्मास्थिमज्जांत्रवसास्त्रमांसा । मेध्याद्यशुच्यस्थिरपुद्गलानां ॥
स्त्रीदेहपिंडाकृतिसंस्थितेषु । स्कंधेषु किं पश्यसि रम्यमात्मन् ॥ १ ॥

હે ચેતન! ચામડું, હાડ, મીજી, નસા, આંતરડાં, રૂધિર, માંસ, વિષ્ટા, પ્રમુખ અશુચિ અને અસ્થિર એવા પુદ્ગલોના, સ્ત્રીનાં શરીર સબંધી પિંડની (આકૃતિ આકાર)માં રહેલાં સ્કંધને વિષે શું તું રમણીકપણું (સુંદરપણું) દેખે છે.

विलोक्य दूरस्थममध्यमल्पं । जुगुप्ससे मोटितनाशिकस्त्वं ॥
भृतेषु तैरेव विमूढयोषा । वपुष्युत तर्किंकुरुषेऽभिलाषं ॥ २ ॥

દૂર પડેલું અમેધ્ય (વિષ્ટા વિગેરે અપવિત્ર પદાર્થ) દેખીને, નાશિકા મચકોડીને તું થુથુકાર કરે છે, ત્યારે હે મૂઢ! તેનાથીજ ભરેલા આ સ્ત્રીના શરીરમાં તું કેમ અભિલાષા કરે છે.

अमेध्यभस्त्रा बहुरंध्रतिर्य । न्मलाविलोद्यत्कृमिजालकीर्णा ॥
चापल्यमायानृतवंचिकास्त्री । संस्कारमोहान्नरकायभुक्ता ॥ ३ ॥

વિષ્ટાની કોથળી, ઘણા છિદ્રમાંથી નીકળતા મેલથી મેલી, મલીનતાથી ઉત્પન્ન થયેલા ઉછળતા કીડાના સમુદાયથી ભરેલી, ચપલાઈ માયા જુઠથી સર્વ પ્રાણીને ઠગનારી એવી સ્ત્રીને જો એક ઉપરના સંસ્કાર (દેખાવ)થી મોહીત થઈ ભોગવી હોય તો અવશ્ય કરીને તે નરકને જ માટે થઈ પડે છે. (એવી સ્ત્રી ભોગવવાથી શો સ્વાદ છે?)

સંકલ્પયોનિ (મનમાં વિકાર ઉત્પન્ન થવાથીજ જેની ઉત્પત્તિ છે એવો કામ) જોકે ત્રણે લોકને વિટંબના કરનાર છે, તોપણ જો સંકલ્પનો (વિચારનો) ત્યાગ કર્યો હોય તો તે કામ સુખપૂર્વક જીતીજ શકાય છે. જે માટે કહેલું પણ છે કે:—

काम जानामि ते रूपं। संकल्पात्किल जायसे॥ न त्वां संकल्पयिष्यामि । न च मे त्वं भविस्यसि ॥१॥

હે કામદેવ! તારૂં રૂપ હું જાણું છું કે તું ખરેખર એક સંકલ્પથીજ ઉત્પન્ન થાય છે (વિચારથીજ ઉત્પન્ન થાય છે), ત્યારે હું તને સંકલ્પમાં લાવીશ નહિ (વિચારમાં–મનમાં લાવીશ નહી) તેથી તું મારામાં ઉત્પન્ન થઇશ નહિ.

એના ઉપર નવી પરણેલી શ્રીમંત ગ્રહસ્થોની આઠ કન્યાએને પ્રતિબોધક, નવાણું કરોડ સોનૈયાનો પરિહરનાર શ્રીજંબુસ્વામીનો; સાડાબાર કરોડ સોનૈયા કોશા નામની વેશ્યાને ઘેર રહીને વિલાસમાં ઉડાવનારા અને તત્કાળ સંયમ ગ્રહણ કરી તેનાજ ઘરમાં આવી ચોમાસુ રહેનાર શ્રી સ્થુળભદ્રનો; અને અભયા નામની રાણીયે કરેલા વિવિધપ્રકારના અનુકુળ અને પ્રતિકુળ ઉપસર્ગોને સહન કરતાં પણ જરામાત્ર જેનું મન પણ ક્ષોભાયું નહી એવા સુદર્શનશેઠ વિગેરેના દૃષ્ટાંતો સ્પષ્ટ (પ્રસિદ્ધ) ઘણા હોવાથી અહિયાં લખતા નથી.

## (કષાયાદિકને જીતવાની રીત.)

કષાયાદિક દોષોનો જય કરવાનો ઉપાય એજ છે, કે જે દોષ હોય તેના પ્રતિપક્ષીને સેવન કર ॥ વિગેરેનું કરવું. જેમકે, ૧ ક્રોધ ક્ષમાથી જીતાય, ૨ માન માર્દવથી જીતાય, ૩ માયા આર્જવથી જીતાય, ૪ લોભ સંતોષથી જીતાય, ૫ રાગ વૈરાગ્યથી

જીતાય ૬ દ્વેષ મૈત્રીથી જીતાય, ૭ મોહ વિવેકથી જીતાય, ૮ કામ સ્રીના શરીરની અશુચિ ભાવનાથી જીતાય, ૯ મત્સર પારકી સંપદાના ઉત્કર્ષને વિષે પણ ચિત્તને રોકવાથી જીતાય, ૧૦ વિષયો મનના સંવરવાથી જીતાય, ૧૧ અશુભ મન વચન કાયા ત્રણ ગુપ્તીથી જીતાય, ૧૨ પ્રમાદ અપ્રમાદથી (ઉદ્યમથી) જીતાય, ૧૩ અવિરતી વ્રતથી જીતાય. એમ સર્વ સુખેથી જીતી શકાય છે. એમ નહિ જાણવું કે, શેષનાગના મસ્તક્માં રહેલી મણિના ગ્રહણ કરવાની પેઠે કે અમૃતપાનાદિકનાં ઉપદેશની પેઠે અ, અનુષ્ઠાન અશક્ય છે. (સર્પની મણિ જેમ લેવી દુષ્કર છે એમ આ ઉપર લખેલા કાર્યો પણ ન થઈ શકે એવા છે એમ સમજવું નહી) મુનિ વીગેરે તે તે દોષાનાં જીતવાથી ગુણરૂપજ થઈ ગયા હોય એવા દેખાય છે. એ ઉપર દૃઢપ્રહારી. ચિલાતીપુત્રી, રોહિણીયો ચોર વીગેરેનાં દ્રષ્ટાંત પણ પ્રસિદ્ધજ છે. જે માટે કહેલું પણ છે કેઃ—

गता ये पूज्यत्वं प्रकृतिपुरुषा एव खलु ते ॥ जना दोषस्त्यागे जनयत समुत्साहमतुलं ॥
न साधूनां क्षेत्रं न च भवति नैसर्गिकमिदं ॥ गुणान् यो यो धत्ते स स भवति साधुर्भजतु तान्॥

સ્વભાવથીજ જે પુરૂષો ખરેખર પુજ્યપણું પામેલા છે તે ખરેખર દોષનાં ત્યજવામાંજ પોતાનો અતુળ ઉત્સાહ રાખે છે; કેમકે સાધુપણું આદરવામાં કોઈ નીરાળું ક્ષેત્ર નથી. તેમજ કોઈ એવો અમુક સ્વભાવ પણ નથી કે જેથી સાધુ થઈ શકે, પણ ગુણોને જે જે ધારણ કરે છે તે તે સાધુ થાય છે, માટે એવા ગુણ ઉપાર્જન કરવામાં ઉદ્યમ કરો.

हंहो स्निग्धमखे विवेक बहुभिः प्राप्तोसि पुण्यैर्मया ॥ गंतव्यं कतिचिद्दिनानि भवता नास्मत्सकाशात्क्वचित्.
त्वत्संगेन करोमि जन्ममरणोच्छेदं गृहीतत्वरः ॥ को जानाति पुनस्त्वया सहमम स्याद्वा न वा संगमः.

હંહો ઈતિ આમંત્રણે હે સ્નેહવાળા મિત્ર વિવેક, હું તને ઘણા પુણ્યથી પામ્યો છું, માટે મારી પાસેથી હવે તારે કયાંયપણ કેટલાક દીવસ સુધી જવું નહીં, કેમકે તારા સમાગમથી હું જન્મ મરણનો સત્વર ઉચ્છેદ કરી નાખું છું. વળી કોણ જાણે છે કે ફરીને તારી સાથે મારો મેળાપ થશે કે નહી થાય ?

गुणेषु यत्नसाध्येषु । यत्ने चात्मनि संस्थिते ॥ अन्योपि गुणिनां धुर्यः । इति जीवन् सहेतकः ३

ઉદ્યમ કરવાથી અનેક ગુણો પામી શકાય છે, અને તેવો ઉદ્યમ કરવા આત્મા તૈયાર છે, અને વળી ગુણોને પામેલા ધુરંધર પુરુષો બીજા આ જગતમાં દેખાતા છતાં હે ચેતન તું તેને ઉપાર્જન કરવા કેમ ઉદ્યમ કરતો નથી.

गौरवाय गुणा एव । न तु ज्ञातेयडंबरः ॥ वानेयं गृह्यते पुष्पं । मंगजस्त्यज्यते मलः ॥ ४ ॥

ગુણ છે તેજ મોટાઈ માટે થાય છે, પણ જાતિનો આડંબર મોટાઈ માટે થતો નથી; જેમકે વનમાં ઉત્પન્ન થયેલું પુષ્પ ગ્રહણ કરાય છે, પણ અંગથી ઉપજેલ મેલ તો ત્યજાયજ છે.

गुणैरेव महत्त्वं स्या । न्नांगेन वयसापि वा ॥ दलेषु केतकीनां हि । लघीयस्तु सुगंधिता ॥ ५ ॥

ગુણથીજ મોટાઇ થાય છે, શરીરથી કે વયથી મોટાઇ થતી નથી. જેમકે, કેતકીનાં પત્ર નાનાં છે છતાં પણ સુગંધતા છે, તેથીજ તે મોટાઇ પામે છે.

કષાયાદિકની ઉત્પત્તિ, નિમિત્ત, દ્રવ્ય, ક્ષેત્રાદિક વસ્તુના પરિત્યાગથી તે તે દોષનો પણ પરિત્યાગ થાય છે. જે માટે કહેલું છે કેઃ—

तं वथ्थु मुत्तव्वं । जंपइउप्पज्जए कसायग्गी ॥ तं वथ्थु घेतव्यं । जथ्थोवसमो कसायाणं ॥ १ ॥

તે વસ્તુ છોડી દેવી કે જેથી કષાયરૂપ અગ્નિ ઉત્પન્ન થતી હોય; તે વસ્તુ ગ્રહણ કરવી કે જેથી કષાયનો ઉપશમ થતો હોય.

સંભળાય છે કે ચંડરૂદ્રાચાર્ય પ્રકૃતિથી ક્રોધી હતા, તેઓ ક્રોધની ઉત્પત્તિને તજવા માટે શિષ્યાદિકથી જુદાજ રેહેવા વિગેરે કરતા હતા. ભવની સ્થિતિ અતિ ગહન છે ( દુઃખદ છે ), ચારે ગતિમાં પણ પ્રાયે ઘણું દુઃખ અનુભવવામાં આવે છે, માટે તેનો વિચાર કરવો. તેમાં નારકી અને તિર્યંચમાં પ્રબળ દુઃખ છે તે તો પ્રતીતજ છે ( પ્રખ્યાતજ છે ). જે માટે કહેલું પણ છે કેઃ—

## ( નરકાદિ દુઃખના સ્વરૂપ વિષે )

सत्तसु खितजवे अणा । अन्नुन्नकयावि पहरणेहिं विणा ॥ पहरण कयावि पंचसु । तेषु परमाहम्मिअ कयावि

શસ્ત્ર વિના, અન્યોન્યકૃત, સાતે નરકોમાં ખેત્રજ ( ખેત્રના સ્વભાવથી થયેલી ) વેદના છે. અને પાંચ નરકમાં તો ( પહેલીથી પાંચમી સુધી ) અન્યોન્ય શસ્ત્રકૃત વેદનાઓ છે અને પેહેલીથી તીજી નરક સુધી પરમાધામીની કરેલી વેદના છે.

अच्छि निमीलणमित्तं । नथ्थिसुहं दुःखमेव अणुवद्धं ॥ नरए नेरइआणं । अहोनिसं पच्चमाणाणं ॥२॥

જેણે પૂર્વભવમાં માત્ર દુઃખનુંજ અનુબંધ કરેલું છે એવા રાત્ર દિવસ દુઃખમાં પચી રહેલા નરકમાં નારકી જીવોને આંખ મીચી ઉઘાડીએ એટલીવાર પણ સુખ નથી.

जं नरए नेरइआ । दुख्खं पावंति गोयमा तिख्खं ॥ तं पुण तिग्गोअ मज्झे । अणंतगुणिअं मुणेअ व्वं.

નારકી જીવો નરકમાં જે તીવ્ર દુઃખ ભોગવે છે, તેનાં કરતાં હે ગૌતમ, નિગોદમાં રહેલા નિગોદીયા જીવો અનંતગણું દુઃખ ભોગવે છે એમ જાણવું.

तिरिआ कसं कुसारा ઇત્યાદિક ગાથાથી તિર્યંચો કોરડા વિગેરેના પરવશ્યપણે મારખાતા દુઃખ ભોગવે છે એમ જાણી લેવું. મનુષ્યમાં પણ કેટલાક ગર્ભનું, જન્મનું, જરાનું, મરણનું, વિવિધપ્રકારની વ્યાધિ દુઃખાદિક ઉપદ્રવે કરી દુખીયાજ છે. દેવતામાં પણ ચવવું, દાસ થઇ રેહેવું, બીજાથી પરાભવ થવો, પારકી ઋદ્ધિ દેખી ઈર્ષા કરીને મનમાં દુઃખિત થવું, વીગેરે દુઃખથી દુઃખીજ છે. જે માટે કહેલ છે કેઃ—

सुइहिं अग्गि वन्नाहिं । संभिन्नस्स निरंतरं ॥ जारिसं गोअमादुख्खं । गम्भे अठ्ठगुणं तओ ॥ १ ॥

અગ્નિના વર્ણ જેવી તપાવેલી સોય ( સુઇ ) નિરંતર ચાંપી થકી જેવું પ્રાણીને દુઃખ થાય છે તેના કરતાં હે ગૌતમ, ગર્ભમાં આઠગણું અધિક દુઃખ હોય છે.

गम्भाओ निहरंतस्स । जोणीजंत निपीलणे ॥ सयसाहस्सिअं दुख्खं । कोडाकोडिगुणं पिवा ॥२॥

ગર્ભથી નિકળતાં, યોનિરૂપ યંત્રથી પીલાતાં, ગર્ભથી બાહાર નીકળતાં, ગર્ભના કરતાં લખાણગણું દુઃખ થાય છે અથવા ક્રોડાક્રોડગણું પણ દુઃખ થાય છે.

नरग निरोह वह वंधरोग । धणहरण मरण वसणाइं ॥ मण संतावो अजयसो । विगोवणयाय माणुस्से.

કેદખાનામાં પડવું, વધ થવો, બંધનમાં પડવું, ધનનું હરણ થવું, મરણ થવું, કષ્ટમાં આવી પડવું, મનમાં સંતાપ થવો, અપયશ થવો, વગોવણું થવું, એવાં મનુષ્યમાં દુ:ખ છે.

चिंता संतावेहिय। दारिद्दरुआहिं दुप्पउत्ताहिं ॥ लद्धुणविमाणुस्सं । मरंति केईसु निव्विन्ना ॥ ४ ॥

ચિંતા સંતાપે કરીને, દારિદ્રરૂપ સ્વરૂપે કરીને, દુષ્ટાચારે કરીને, જોપણ મનુષ્યપણું પામેલા છે તોપણ કેટલાક દુ:ખમાં ને દુ:ખમાંજ મરણ પામે છે.

ईसा विसाय मयकोहमाय । लोहेहिं एवमांईहिं ॥ देवावि समभिभूआ । तेसिं कत्तो सुहं नाम. ९

ઈર્ષા, વિષાદ, મદ, ક્રોધ, માયા, લોભ, ઈત્યાદિકવડે કરીને દેવતાઓ પણ ઘણાજ પીડાયા થકા રહે છે. ત્યારે તેઓને સુખનું નામ પણ ક્યાં છે?

## ધર્મ મનોરથ.

ધર્મનાં મનોરથની ભાવના આવા પ્રકારની કરવી. જેમકે, શાસ્ત્રકારે કહેલું છે કે—

सावय घरंम्मि वरहुज्ज। चेडओ नाण दंसण समेओ॥ मिच्छत मोहिअ मइओ । माराया चक्कवट्टीवी·

જ્ઞાન દર્શન સહિત શ્રાવકના ઘરમાં કદાપિ દાસ થાઉં તોપણ ઠીક છે, પરંતુ મિથ્યાત્વથી મુર્છિત થઈ છે મતિ જેની એવો રાજા ચક્રવર્તિ થાઉં નહીં તો ઠીક.

कइआ संविग्गाणं । गयि थ्थाणं गुरुण पय मूले ॥ सयणाई संगरहिओ । पवज्जं संपवज्जिस्सं ॥२॥

વૈરાગ્યવંત ગીતાર્થ ગુરૂના ચરણમૂળે (ચરણકમળમાં), સ્વજનાદિક સંગથી રહિત થઈને હું ક્યારે દીક્ષા અંગીકાર કરીશ.

मयभेरव निक्कंपो। सुसाणमाईसु विहिअ उस्सगो ॥ तव तणुअंगो कइआ । उत्तमचरिअं चरिस्सामि.

ભયંકર ભયથી અકંપ થઈને, સ્મશાનાદિકને વિશે કાઊસ્સગ કરીને, તપશ્ચર્યા કરવાથી સુકાઈ ગયું છે શરીર જેનું એવો થઈ ક્યારે ઉત્તમ ચરિત્ર આચરીશ. ઈત્યાદિક ધર્મભાવના ભાવવી. ઈતિ દશમગાથાર્થ:

इति तपागच्छाधिपश्रीसोमसुंदरसूरितच्छिष्यश्रीमुनिसुंदरसूरि
श्रीजयचंद्रसूरिश्रीभुवनसुंदरसूरितच्छिष्यश्रीरत्नशेखरसूरिविर
चितायां विधिकौमुदी नाम्न्यां श्राद्धविधि प्रकरणंवृत्तौ
रात्रिकृत्यप्रकाशको द्वितयिःप्रकाशः ॥

# तृतीयः प्रकाशः ( द्वार त्रीजुं )



## પર્વકૃત્ય.

### શ્રાદ્ધવિધિ મળની ૧૧ મી ગાથા.

**पव्वेसु पोसहाई बंभ । अणारंभ तव विसेसाई ॥**
**आसोय चित्त अट्ठाहिअ । पमुहेसु विसेसेणं ॥**

પર્વ તે આગમમાં બતાવેલી અષ્ટમી, ચતુર્દશી વિગેરેમાં धर्मस्य पुष्टि धत्ते इति पोषधं ધર્મની પુષ્ટિ કરાવે તેને પૌષધ કહીયે. તે પર્વણીમાં શ્રાવકે વ્રતાદિક અવશ્ય કરવાં એ વિશેષ છે. જે માટે આગમમાં કહેલ છે કેઃ—

सव्वेसु कालपव्वेसु । पसत्थो जिणमण हवइजोगो ॥ अट्ठमि चउदसीसुअ । निअमेए हविज्ज पोसहिओ.

જીનશાસનને વિષે સર્વે કાળ પર્વને દિવસે મન વચન કાયાના યોગ પ્રશસ્ત થાય છે, તેથી આઠમ ચઉદશને દીને શ્રાવક અવસ્ય પોષધ કરે.

મૂળગાથામાં આદિ શબ્દ ગ્રહણ કીધેલો છે તેથી જો શરીરને અસુખ પ્રમુખ પુષ્ટાલંબનથી પોસહ કરવાની શકિત ન હોય તો બે ટંકનાં પ્રતિક્રમણ, ઘણા ઘણા સામાયક, બહુ સંક્ષેપરૂપ દેશાવગાશીક વ્રત સ્વીકારાદિક કરવું; તથા પર્વને દીવસે બ્રહ્મચર્ય, અણારંભ, આરંભવર્જન, વિશેષ તપ, પહેલાં કરેલા તપની વૃદ્ધિ, યથાશકિત ઉપવાસાદિક તપ, આદિ શબ્દથી સ્નાત્ર, ચૈત્યપરિપાટી કરણ, સર્વ સાધુ નમસ્કરણ, સુપાત્રદાનાદિકથી પેહેલાં કરેલી દેવ ગુરૂની પૂજાદિકથી વિશેષ ધર્માનુષ્ઠાન કરવાં. જે માટે કહેલ છે કેઃ—

जइ सव्वेसु दिणेसु । पालह किरिअं तओ हवइ लद्धं ॥ जइपुण तहा न सक्कह । तहविहु पालिज्ज पव्वदिणं.

જો સર્વ દીવસોમાં ક્રીયા પાળો તો ઘણીજ સારી રીતિ છે, તથાપિ જો તેમ કરી ન શકો તોપણ પર્વણીને દિવસે તો જરૂર ધર્મ કરણી કરો. જેમ વિજયાદશમ (દશેરા), દીવાળી, અખાત્રીજ, વીગેરે ઐહિકપર્વ (લોકીક પર્વ)માં ભોજન વસ્ત્રાદિકમાં લોકો વિશેષ ઉદ્યમ કરે છે, તેમ ધર્મની પર્વણીમાં પણ અવશ્ય પ્રવર્તવું. બાહ્ય લોકો (અન્ય-દર્શની લોકો) પણ એકાદશી, અમાવાસ્યાદિક પર્વમાં કેટલાક આરંભવર્જન ઉપવાસાદિક અને સંક્રાંતિ ગ્રહણ વિગેરે પર્વોમાં સર્વ શકિતથી મહાદાનાદિક કરે છે. તે માટે શ્રાવકે પણ પર્વના દીવસો સર્વે વિશેષથી પાળવા. પર્વ તો આવા પ્રકારે બતાવેલા છે.

### ( પર્વ તિથિઓ તથા તેનું ફળ )

अट्ठमि चउद्दशी पुण्णिमाय । तहहा मावसा हवइ पव्वं ॥ मासंमि पव्व छक्कं । तिन्निअ पव्वाइं पक्खंमि.

આઠમ, ચઉદશ, પુનમ, અમાવાસ્યા, એ પર્વણી ગણાય છે. એમ એક મહીનામાં ૭ પર્વણી હોય છે, એક પખવાડીયામાં ત્રણ પર્વ હોય છે. વળી બીજી રીતે—

बीआ पंचमी अट्ठमी । एगारसी चउदसी पण तिहिओ ॥
एआओसुअ तिहीओ । गोअम गणहारिणा भणिआ ॥ २ ॥

બીજ, પાંચમ, આઠમ, અગીયારસ, ચઉદશ, એ પાંચ તિથિઓ શ્રુતજ્ઞાનના આરાધન કરવાની તિથિઓ ગૌતમગણધર ભગવંતે કહી છે.

बीआ दुविहे धम्मे । पंचमी नाणेसु अट्ठमी कम्मे ॥ एगारसी अंगाणं । चउदसी चउदपुव्वाणं॥३॥

બીજની આરાધના કરવાથી બે પ્રકારના ધર્મની પ્રાપ્તિ થાય, પંચમીની આરાધના કરવાથી તે પાંચ જ્ઞાનની પ્રાપ્તિ કરાવે, આઠમનું આરાધન કરવાથી તે આઠ કર્મનો નાશ કરાવે, અગીયારસનું આરાધન કરવાથી અગીયાર અંગના અર્થ આપે, ચઉદશના આરાધન કરવાથી ચઊદપૂર્વની યોગ્યતા આપે છે.

એવી રીતે એક પખવાડીયામાં ઉત્કૃષ્ટથી પાંચ પર્વણી થાય છે અને પૂર્ણિમા તથા અમાવાસ્યા તેની સાથે મેળવીએ ત્યારે દરેક પખવાડીએ છ પર્વણી થાય છે. વર્ષમાં અઠાઇઓ, ચોમાસા વીગેરેની બીજી પણ ઘણી પર્વણી છે. તેમાં જોપણ સર્વથા આરંભવર્જન ન કરી શકાય તોપણ સ્વલ્પ સ્વલ્પતર આરંભે કરી પર્વણીને સાચવવી. સચિત્ત આહાર તો જીવ હિંસાત્મકજ હોવાથી મહાઆરંભજ ગણાય છે તેથી તેનો ત્યાગ કરવો, તથા મૂળમાં અનારંભ એવું પદ છે તેણેકરીને પર્વણીમાં સર્વ સચિત્ત આહારનો પરિહાર પણ કરવો યોગ્ય છે. કેમકે,

## ( સચિત આહારાદિકના ત્યાગ વીશે. )

आहार निमित्तेणं । मच्छा गच्छंति सत्तमिं पुढविं ॥ सचित्तो आहारो । न खमो मणसावि पथ्थेउं॥१॥

આહારના નિમિત્તથી તંદુલીયો મચ્છ સાતમી નરકે જાય છે તે માટે સચિત્ત આહાર ખાવાની મનથી પણ પ્રાર્થના ( ઇચ્છા ) કરવી નહીં.

એ વચનથી મુખ્યવૃત્તિયે શ્રાવકે સચિત્ત આહારનો સર્વકાળ ત્યાગ કરવો કદાપિ સર્વકાળ ત્યાગ કરવા સમર્થ ન હોય તેણે પણ પર્વણીમાં તો અવશ્ય ત્યાગ કરવો. એવી રીતે પર્વણીમાં સ્નાન, મસ્તક જોવાં,–ધોવાં, સમારવાં, ગુંથવાં; વસ્ત્ર ધોવાં, રંગાવવાં, ગાડાં–હળ ખેડવાં; મુડા વીગેરે બાંધવા; યંત્રવહન કરવાં; દળવું, ખાંડવું, પીસવું, પત્ર પુષ્પ ફળ વિગેરે ત્રોડવાં; સચિત્ત ખડી માટી વર્ણીકાદિક મર્દન કરાવવાં; ધાન્ય વિગેરેને લણવાં, માટી વિગેરેને ખણવાં, લીંપાવવાં, નવાં ઘર કરાવવાં વીગેરે સર્વ આરંભ યથાશક્તિ ત્યાગ કરવો. સર્વ આરંભ ત્યાગ કરતાં પોતાના કુટુંબનો નિર્વાહ ન થાય તોપણ ગૃહસ્થે સચિત આહાર ત્યાગ કરવો તો પોતાને સ્વાધીન હોવાથી સુખે થકી પાળી શકાય છે.

આકરા મંદવાડ માટે જોપણ કદાપિ સર્વ સચિત્ત આહાર ત્યાગ ન થઈ શકે તોપણ જેના વિના ન ચાલે એવા કેટલાક પદાર્થ નામ દઇને મોકળા ( છુટા ) રાખી બાકી સર્વનો ત્યાગ કરે. વળી આસોની અઠાઇ અને ચૈત્રની અઠાઈ પ્રમુખમાં વિશેષકરી પૂર્વોક્ત વિધિ પ્રમાણે કરે. અહિયાં પ્રમુખ શબ્દ મૂકેલ છે તેથી ચોમાસાની અને પર્યુષણની અઠાઈમાં પણ સચિત્તનો ત્યાગ કરવો. કહેલ છે કે:—

संवत्सर चाउम्मासिएसु । अट्ठाहिआसुअ तिहिसु ॥

सव्वायरेण लग्गाइ । जिणवर पूआ तव गुणेसु ॥ १ ॥

સંવત્સરી ( વાર્ષીક પર્વની અઠ્ઠાઈ), ચોમાસાની ત્રણ અઠ્ઠાઇ, ચૈત્ર માસની અને આસો માસની અઠ્ઠાઇ, તેમજ બીજી પણ કેટલીક તિથિઓમાં સર્વાદરથી જીનેશ્વર ભગવંતની પૂજા, તપ, વ્રત, પચખાણનો ઉદ્યમ કરે.

## ( શાશ્વતી અઠ્ઠાઈ સંબંધી વિચાર )

( વર્ષની ) છ અઠ્ઠાઈઓમાં ચૈત્રની અને આશ્વિન માસની એ બન્ને અઠ્ઠાઈઓ શાસ્વતી છે. તે બન્નેમાં વૈમાનીક દેવતાઓ પણ નંદીશ્વરાદિક તીર્થે યાત્રા મહોત્સવો કરે છે. કહેલ છે કેઃ—

दो सासय जत्ताओ । तत्थेगा होइ चित्तमासंमि ॥ अट्ठाहिआई महिमा । बीआ पुण अस्सिणे मासे ॥ एआओ दोवि सासय । जत्ताओ करंति सव्व देवावि ॥ नंदिसरंम्मि खयरा । नराय निअएसु ठाणेसु ॥

બે શાશ્વતી યાત્રાઓ છે. તેમાં એક તો ચૈત્ર માસની અઠ્ઠાઈની હોય છે અને બીજી આસો મહીનાની અઠ્ઠાઇની હોય છે, તેમાં દેવતાઓ અઠ્ઠાઇ મહોત્સવાદિ કરે છે. એ શાશ્વતી યાત્રાઓ સર્વ દેવતાઓ કરે છે. વિદ્યાધરો પણ નંદીશ્વરદ્વીપ ઉપર યાત્રા કરે છે, અને મનુષ્યો પોતાને સ્થાનકે યાત્રા કરે છે. ( પોતાથી જવાઇ શકાય એવા સ્થાનક તીર્થની ( યાત્રાઓ કરે છે ).

## ( અશાશ્વતી અઠ્ઠાઇઓ વિષે )

तह चउमासिआतिगं । पज्जो सवणाय तहय इय छक्कं ॥

जिण जम्म दिख्खव केवल । निव्वाणाईसु असासइआ ॥ २ ॥

તેમજ ત્રણ ચોમાસાની અઠ્ઠાઇઓ અને પજુસણની અઠ્ઠાઈ એ બધી મળી છ અઠ્ઠાઇઓ તથા તીર્થંકરોનાં જન્મ કલ્યાણક, દીક્ષા કલ્યાણક, અને નિર્વાણ કલ્યાણકની અઠ્ઠાઇઓમાં નંદીશ્વરની યાત્રા કરે છે પણ અશાશ્વતી સમજવી. જીવાભિગમમાં તો એમ કહેલું છે કે, तथ्य वहवे भवणवइ वाणमंतर जोइस वेमाणिआ देवा तिहिं चउमासिएहिं पज्जोसवणाएअ अट्ठाहिआओ महामहिमाओ करिंत्तित्ति ॥ ત્યાં ઘણાં ભવનપતી, વાણવ્યંતરીક, જોતિષી, વૈમાનીક દેવતાઓ ત્રણ ચોમાસાની અને પજુસણની અઠ્ઠાઈઓમાં મહા મહિમા કરે છે.

## ( ઉગતી કે આથમતી તિથિ માનવી તે વિષે )

તિથિ તો પ્રભાતે પચખાણ વેળાએ જે હોય તેજ પ્રમાણ થાય છે, કેમકે લોકમાં પણ સૂર્યના ઉદયના અનુસારેજ દીવસાદિકનો વ્યવહાર છે. કહેલ છે કેઃ—

चाउम्मासिअ वरिसे । पख्खिअ पंचट्ठमीसु नायव्वा । ताओ तिहिओ जासिं । उदेइ सूरो न अन्नाओ ॥ १ ॥

ચોમાસી, વાર્ષીક, પાખી, પાંચમ, આઠમની તિથિઓ તેજ પ્રમાણ થાય કે જેમાં સૂર્યનો ઉદય થતો હોય. બીજી તિથિ માન્ય થાયજ નહી.

पूआ पच्चख्खाणं । पडिक्कमणं तहय निअम गहणं च ॥ जीए उदेइ सुरो । तीइतिहीएउ कायव्वं.

પૂજા, પચ્ચખાણુ, પડીકમણુ, તેમજ નિયમગ્રહણુ, તેજ તિથિમાં કરવો, કે જે તિથિમાં સૂર્યનો ઉદય થયો હોય. ( ઉદય વખત હોય તેજ તિથિ આખો દીવસ પણુ માન્ય થઇ શકે છે ).

उदयंमि जा तिहि सा। पमाणंमि आरिइ कीरमाणीए। आणाभंगण वथ्था। मिच्छत विराहणं पावे.

સૂર્યના ઊદય વખતે જે તિથિ હોય તેજ તિથિ પ્રમાણુ કરવી. એમ જો ન કરે તો બીજી કરતાં થકાં ( સૂર્યોદય વખતે જે તિથિ ન હોય તે પ્રમાણુ કરે તો ) આણુા ભંગ થાય, અનવસ્થા દોષ લાગે, મિથ્યાત્વદોષ લાગે, વિરાધક થાય. પારાસરી સ્મૃતિમાં પણુ કહેલ છે કેઃ—

आदित्योदयवेलायां। या स्तोकापि तिथिर्भवेत॥ सा संपूर्णेति मंतव्या। प्रभूता नोदयं विना॥१॥

સૂર્યના ઊદય વખતે જે થોડી પણુ તિથિ હોય તે સંપૂર્ણુ છે એમ માનવી, બીજી તિથિ ઘણો વખત ભોગવતી હોય તોપણુ ઉદય વખતે ન હોવાથી માનવી નહી.

વળી પણુ ઊમાસ્વાતી વાચકના વચનનો એવો પ્રઘોષ સંભળાય છે કેઃ—

क्षये पूर्वा तिथिः कार्या। वृद्धो कार्या तथोत्तरा॥ श्रीवीरज्ञाननिर्वाणं। कार्यं लोकानुगैरिह॥१॥

ક્ષય થાય તો પેહેલી તિથિ કરવી ( પાંચમનો ક્ષય હોય તો ચોથની પાંચમ માનવી ), વૃદ્ધિ થાય તો પાછળની તિથિ માનવી ( બે પાંચમ વીગેરે આવે તો પાછળની એટલે બીજી પાંચમ માનવી ). શ્રીમહાવીરસ્વામીનું કેવળ અને નિર્વાણુ કલ્યાણુક લોકને અનુસરીને વર્તનારા સકળ સંઘે કરવું.

## ( પર્વતિથિ વિષે વિશેષ વિચાર )

અર્હત્‌ના પાંચ કલ્યાણુકના દીવસો પણુ પર્વતિથિપણે માનવા. બે ત્રણુ વિગેરે કલ્યાણુક એકે દીવસે આવે તે તિથિ તો વળી વિશેષ માનવા લાયક છે. સંભળાય છે કે શ્રીકૃષ્ણુ મહારાજે સર્વ પર્વના દીવસો નહી આરાધી શકવાથી નેમનાથ સ્વામીને એવો પ્રશ્ન કર્યો કે વર્ષમાં સર્વથી ઉત્કૃષ્ટ આરાધવા યોગ્ય કયું પર્વ છે? ત્યારે નેમનાથસ્વામીયે કહ્યું કે, હે મહાભાગ, માગસર સુદ એકાદશી શ્રીજીનેશ્વરોનાં પાંચ પાંચ કલ્યાણુકોથી પવિત્ર છે. એ તિથિએ પાંચ ભરત અને પાંચ ઐરવત ક્ષેત્રનાં કલ્યાણુકે મળવાથી પચાસ કલ્યાણુક થાય છે, અને જો ત્રણુ કાળથી ગણીયે તો દોઢસો કલ્યાણુક થાય છે; તેથી કૃષ્ણુ મહારાજે મૌનપૌષધોપવાસ વિગેરે કરણીથી તે દિવસને આરાધન કર્યો. તે દિવસથી યથા રાજા તથા પ્રજા એવા ન્યાયથી એકાદશી સર્વજને આરાધન કરવા માંડી તેથી તે પર્વ પ્રસિદ્ધ થયું છે. પર્વતિથિનું પાળવું શુભ આયુષ્યના બંધનનો હેતુ હોવાથા મહા ફળદાયક છે. જે માટે કહેલ છે કેઃ—

भयवं बीअ पमुहासु पंचासुतिहीसु विहिअं धम्माणुट्ठाणं किं फलोहोई। गोअमा बहु फलं होइ। जह्मा एआसु तिहिसु पाएणं जीवोपरभवाउअं समज्जिणई। तम्हा तवो विहाणाइं धम्माणुठाणं कायव्वं॥ जम्हा सुहाउअं समज्जिणई। હે ભગવંત, બીજ પ્રમુખ તિથિઓમાં કરેલું ધર્મનું અનુષ્ઠાન શું ફળ આપે છે? ( ઉત્તર ) હે ગૌતમ, બહુ ફળ આપે છે.

જે માટે એ તિથિઓમાં ઘણુંકરી જીવ પરભવનું આયુ બાંધે છે, તે માટે તે દીવસે ધર્માનુષ્ઠાન કરવાં કે જેણેકરી શુભ આયુષ્યનો બંધ થાય. પેહેલાંથી આયુષ્યબંધ થઇ ગયેલો હોય તો પછી ઘણાં ધર્મનાં અનુષ્ઠાન કરે તોપણ બંધાયેલું આયુષ્ય ટળતું નથી. જેમકે શ્રેણિકરાજાએ ક્ષાયક સમ્યકત પામેલા છતાં પણ પેહેલાં ગર્ભવંતી મૃગલીને મારી હતી અને તેનો ગર્ભ જુદો પડેલો દેખી પોતાના સ્કંધની સન્મુખ જોઇને (અભિમાનમાં આવીને) અનુમોદનાથી તત્કાળ નરકનું આયુ બાંધ્યું. (તે બંધ તુટયો નહીં, તેમ બંધાયેલું આયુષ્ય ટળતું નથી.) પરદર્શમાં પણ પર્વને દીવસે સ્નાન મૈથુનાદિકનો નિષેધ છે. વિષ્ણુપુરાણમાં કહેલ છે કે:—

चतुर्दश्यष्टमी चैव । अमावास्या च पूर्णिमा ॥ पर्वाण्येतानि राजेंद्र । रविसंक्रांतिरेव च ॥ १ ॥

तैलस्त्रीमांससंभोगी । पर्वस्वेतेषु वै पुमान् । विएमुत्रभोजनं नाम । प्रयाति नरकं मृतः ॥ २ ॥

હે રાજેંદ્ર, ચઉદશ, આઠમ, અમાસ, પુનમ, સૂર્યસંક્રાંતિ, એટલાં પર્વોમાં તેલ-મર્દન કરી સ્નાન કરે, સ્ત્રીસંયોગ કરે, માંસ ભોજન કરે, તો તે પુરૂષે વીષ્ટાનું ભોજન કર્યું ગણાય, અને મરણ પામી નરકે જાય છે. મનુસ્મૃતિમાં કહેલ છે કે,

अमावास्यामष्टमीं च । पौर्णमासीं चतुर्दशी ॥ ब्रह्मचारी भवेन्नित्य । ममृतौ स्नातको द्विजः ॥ १॥

અમાવાસ્યા, અષ્ટમી, પૌર્ણિમાસી, ચતુર્દશી, એટલા દીવસોમાં દયાવંત બ્રાહ્મણ બ્રહ્મચારીજ નિરંતર રહે છે.

એટલાજ માટે અવસરની પર્વણી તિથિઓમાં અવશ્ય સર્વશકિત ધર્મનાં કાર્યોમાં ઉદ્યમ કરવો. ભોજન પાણીની પેઠે અવસરનાં ઉપર ધર્મકૃત્ય જે કરવામાં આવે છે તે સ્વલ્પ કરેલ હોય તોપણ મહાફળ આપે છે. જે માટે વૈદ્યક શાસ્ત્રોમાં પણ પ્રસંગોપાત એજ વાત લખેલી છે; કે:—

शरादि यज्जलं पीतं । यद्भुक्त पोषमावयोः । जेष्ठाषाढे च यत्सुप्तं । तेन जीवंति मानवाः ॥ १ ॥

શરદઋતુમાં જે પાણી પીવામાં આવ્યું છે; અને પોષ, માઘ (માહા) માસમાં જે ભોજન કરવામાં આવ્યું છે; જેઠ, આષાડમાં જે સુવામાં આવ્યું છે; તેથી પ્રાણીયો જીવે છે.

वर्षासु लवणमृतं । शरादि जलं गोप यश्च हेमंते ॥ शिशिरे चामलकरसो । घृतं वसंते गुडश्चांते ॥२॥

વર્ષાઋતુમાં લવણ અમૃત સમાન છે, શરદઋતુમાં પાણી અમૃત સમાન છે, હેમંતઋતુમાં ગાયનું દુધ અમૃત સમાન છે, શિશિરઋતુમાં ખાટા રસ અમૃત સમાન છે, વસંતઋતુમાં ઘૃત અમૃત સમાન છે, ગ્રીષ્મરૂતુમાં ગોળ અમૃત સમાન છે.

પર્વના મહિમાથી પર્વને દિવસે ધર્મ રહિત હોય તેને ધર્મમાં, નિર્દયને પણ દયામાં, અવિરતીને પણ વ્રતમાં, કૃપણને પણ ધન ખરચવામાં, કુશીલીયાને પણ શીલ પાળવામાં, તપ રહિતને પણ તપ કરવામાં મતિ થાય છે. વર્ત્તમાનકાળે પણ સર્વ દર્શનમાં એમજ દેખાય પણ છે. વળી કહેલ છે કે:—

सो जयउ जेण विहिआ । संवच्छर चउमासिअसुपव्वा ॥
निद्धंधसाणवि हवई । जेसिं पभावाओ धम्ममइ ॥ १ ॥

નિર્દય પુરૂષોને પણ પર્વના મહિમા થકી જેમાં ધર્મ બુદ્ધિ ઉત્પન્ન થાય છે એવા સંવત્સર ચોમાસી પર્વ સદાય જયવંતા વર્તો.

તે માટે પર્વને દીવસે પૌષધાદિ કરવાંજ. તેમાં પૌષધના ચાર પ્રકાર* છે તે અમારી કરેલી અર્થદીપિકામાં અમો કહી ગયા છીયે માટે અહિંયાં લખતા નથી.। વળી પણ પૌષધના ત્રણ પ્રકાર છે. ૧અહોરાત્રીનો ( રાત દીવસનો ), ૨દીવસનો, ૩રાત્રીનો તેમાં અહોરાત્રીપૌષધનો વિધિ આવી રીતે છેઃ–.

## [ અહોરાત્રિ પોસહ વિધિ ]

करेमि भंते पोसहं आहार पोसहं सव्वओ देसओवा । सरीर सक्कार पोसहं सव्वओ । बंभचेर पोसहं सव्वओ अव्वावार पोसहं सव्वओ । चउव्विहे पोसहे ठाएमि । जाव अहोरत्तं पज्जुवासामि । दुविहं तिविहेणं । मणेणं वायाए काएणं न करेमि न कारवेमि तस्समंते पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि ।

જે દિવસે શ્રાવક પોસહ લેનાર હોય તે દિવસે ઘરવ્યાપાર વર્જિત થઇને પોસહનાં યોગ્ય ઉપગરણા ( ચવળો, મુહપટ્ટી, કટાસણું ) લઇને પૌષધશાળામાં અથવા સાધુની પાસે જાય. ત્યારપછી અંગપડિલેહણ કરીને લઘુનીતિ વડીનીતિ કરવાનાં થંડિલની તપાસ કરીને ગુરૂના સમીપે અથવા નવકારપૂર્વક સ્થાપનાચાર્યને સ્થાપન કરીને ઈર્યાવહી પડિકમી ખમાસમણ દેઇ વાંદીને પોસહની મુહપતી પડિલેહે. ત્યારપછી ખમાસમણ દેઇ ઉભા થઈને " ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ પોસહ સંદિસાહુ " ( બીજીવાર ) " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ પોસહ ઠાઊં " એમ કહી નવકાર ગણવાપૂર્વક પોસહદંડક ઉચ્ચાર કરે. ( તે નીચે પ્રમાણે. )

એમ પોસહનું પચખાણ લઇને મુહપતી પડિલેહવાપૂર્વક બે ખમાસમણથી " સામાયક સંદિસાઊ. " " સામાયક ઠાઊ " એમ કહીને સામાયક કરીને વળી ખમાસમણ બે દઇને " બેસણે સંદિસાઊ, " " બેસણે ઠાઊ " એમ કહીને, જો વર્ષાતના દિવસ હોય તો કાષ્ટના આસનને, અને ચોમાસા વગરને શેષ આઠ માસને કાળે પોંછણાને, આદેશ માંગીને ખમાસમણ બે દેઇને " સજ્ઝાય સંદિસાઊ, " " સજ્ઝાય ઠાઊ, " એમ કહીને સજ્ઝાય કરે. ત્યારપછી પ્રતિક્રમણ કરીને બે ખમાસમણ દઈને " બહુવેલ સંદિસાઊ, " " બહુવેલ કરશું " એમ કહીને ખમાસમણપૂર્વક "પડિલેહણ કરૂ" એમ કહીને મુહપતી. પોંછણો, વસ્ત્રને પડિલેહણ કરે. શ્રાવિકા પણ મુહપતિ, પોંછણું, સાડી, કાંચળી ( ચોળી ), ચણીયો, પડિલેહે. ત્યારપછી ખમાસમણ દઇને " ઇચ્છકારી ભગવાન પડિલેહણા પડિલેહાવો. " એમ કહે. પછી " ઇચ્છં " એમ કહીને સ્થાપનાચાર્યને પડિલેહીને સ્થાપીને ખમાસમણ દઇને ઉપધિ મુહપતિ પડીલેહીને બે ખમાસમણ દઇને "ઉપધિ સંદિસાઊ," "ઉપધિ પડિલેહુ" એમ આદેશ માંગીને વસ્ત્ર

* પોસહના ચાર પ્રકાર–૧ આહારત્યાગ, ૨ કુશીલત્યાગ, ૩ કુવ્યાપારત્યાગ, ૪ શરીરસત્કારત્યાગ

કાંબળી પ્રમુખ પડિલેહે. ત્યારપછી પોસહશાળાને પ્રમાર્જન કરીને કાજો ઉદ્ધરીને પરઠવીને, ઇર્યાવહી પડિકમીને, ગમણાગમણ આલોવીને ખમાસમણપૂર્વક મંડળમાં બેસીને સાધુની પેઠે સઝાય કરે. ત્યારપછી જ્યાંસુધી પોણી પોરસી થાય ત્યાંસુધી ભણે, ગણે, પુસ્તક વાંચે. પછી ખમાસમણપૂર્વક મુહપતી પડિલેહીને તેમજ જ્યાંસુધી કાળવેળા થાય ત્યાંસુધી સઝાય કરતો રહે. જો દેવ વાંદવા હોય તો "આવસ્સહિ" કહીને દેરે જઈને દેવ વાંદે, જો પારણું કરવું હોય, જમવું હોય તો પચખાણ પુરૂં થયા પછી ખમાસમણપૂર્વક મુહપતિ પડિલેહીને ખમાસમણ દઇ એમ કહે કે "પરાવે પોરસી અથવા પુરીમઢને, ચોવિહાર કે તિવિહાર કરેલ હોય તે કહે." નીવિકરીને આયંબીલકરીને, એકાસણુંકરીને, પાણહારેકરીને અથવા જે કોઇ વેળા હોય તે વેળાયે, ત્યારપછી દેવ વાંદીને, સઝાય કરીને, ઘેર જઇને, જો સો હાથથી બહાર ગયો હોય તો ઇર્યાવહી પડિકમીને ગમણાગમણ આલોવીને યથાસંભવ અતિથીસંવિભાગ વ્રતને સ્પર્શીને, નિશ્ચલાસને બેસીને હાથ પગ મુખ પડિલેહીને, એક નવકાર ભણીને, અચિત્તઆહાર રાગદ્વેષ રહિત થઇને જમે. પોસહશાળાને વિષે પૂર્વે કહી રાખેલા પોતાના સ્વજને લાવેલું અન્નાદિક જમે, ( એકાસણાદિક આહાર કરે ) પણ ભીક્ષા કરવા જાય નહીં.

ત્યારપછી પોસહશાળાયે જઇને ઇર્યાવહી પડિકમીને, દેવવંદન કરીને, બે વાંદણા દઇને, તિવિહાર કે ચોવિહારનાં પચખાણ કરે. જો શરીરચિંતા જવાનો વિચાર હોય તો ( વડીનીતિ કરવી હોય તો ) "આવસ્સહી" કહીને સાધુની પેઠે ઉપયોગવંત નિર્જીવ ઠંડીલે જઇને વિધિપૂર્વક વડીનીતિ લઘુનીતિને વોસરાવીને, શરીર શુદ્ધ કરી પોસહશાળાયે આવીને, ઇર્યાવહી પડિકમીને ખમાસમણપૂર્વક કહે કે, "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ગમણાગમણ આલોવું" "ઇચ્છં" એમ કહી ઉપાશ્રયથી "આવસ્સહી" કહીને અથવા દક્ષિણ દિશે જઇને સકળ દિશા ભણી જોઇને "અણુજાણહ જસગ્ગો" ( આજ્ઞા આપો જે ક્ષેત્રાધિપતિ હોય તે ) એમ કહીને સંડાસાવડે કરી ( પ્રમાર્જેલા પગથી ) થંડીલને ( શુદ્ધ ભૂમીને ) પ્રમાર્જન કરીને વડીનીતિ લઘુનીતિને વોસરાવીને પોસહશાળામાં પ્રવેશ કરીને "આવતાં જતાં થકાં જે ખંડયું હોય, જે વિરાધ્યું હોય તેનું પાપ મિથ્યા થાઓ." એમ કહે. ત્યારપછી સઝાય કરે, યાવત્ પાછલા પોહોર સુધી. ત્યારપછી ખમાસમણ દઇને એટલે આદેશ માંગીને પડિલેહણા કરે. બીજું ખમાસણમણ દઈ "પોસહશાળાને પ્રમાર્જના કરૂં" એમ કહીને શ્રાવક મુહપતી, પોંછણું, ધોતીયું પ્રમુખ પડીલેહે. શ્રાવિકા પણ મુહપત્તિ, પોંછણું, સાડી, કાંચળી, ઓઢવાનું વસ્ત્ર પડિલેહે. ત્યારપછી સ્થાપનાચાર્યની પડિલેહણા કરીને, પૌષધશાળાને પ્રમાર્જન કરીને, ખમાસમણ દઇ ઉપધી મુહપતી પડિલેહીને, ખમાસમણ દઇને મંડળીમાંહે ઢીંચણ ઉપર બેઠો થકો સઝાય કરે. બે વાંદણા દઈ પચખાણ કરે. બે ખમાસમણ દઈ "ઉપધિ સંદિસાઉં" "ઉપધિ પડિલેહુ" એમ કહી વસ્ત્ર કંબળાદિકની પડીલેહણા કરે. જે ઉપવાસી હોય તે પહેલાં સર્વ ઉપધિની પડિલેહણા કરી પછી પહેરેલું ધોતીઊ પડિલેહે. શ્રાવિકા તો પ્રભાતની પેઠે સર્વ ઉપધિ પડિલેહે. કાળ વેળાયે (સાંઝની વખતે ) પણ ખમાસમણપૂર્વક પોસહશાળાની અંદર અને બાહાર બારબાર કાયાના બાર ઊચ્ચાર ભૂમિના પડિલેહે. "આગાઢે આસન્ને ઊચ્ચારે પાસમણે અહિઆ સે,

ઇત્યાદિકે બારબાર માંડલાં કરે. ત્યારપછી પ્રતિક્રમણ કરીને, સાધુનો યોગ હોય તે સાધુની વૈયાવચ્ચ કરે, ખમાસમણ દઇ સઝાય કરે. જ્યાંસુધી પોરસી થાય ત્યાંસુધી ( સઝાય કરે ). ત્યારપછી ખમ સમણ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બહુ પડિપુન્ના પોરસી રાઈ સંથાર એ ઠામી" ( હે ભગવાન્ બહુ પડિપુન્ના પોરસીથઇ છે માટે સંથારા વિધિ ભણાવો). ત્યારપછી દેવ વાંદીને, શરીર ચિંતા ટાળીને, શુધ્ધ થઇને સઘળી બાહિરલી ઉપધિને પડિલેહીને, ઢીંચણ ઉપર ધોતીઊં પોતીઊં ટુંકું પહેરીને સંથારો કરવાની જગાએ પહેલું સંથારીઊં એક પડનું તેના ઉપર ઉતરપટો સુતરનો એક પડનો પાથરીને જ્યાં પગ મુકવો હોય ત્યાંની ભૂમીને પ્રમાર્જન કરીને ધીરેધીરે સંથારો કરે. ત્યારપછી ડાબા પગે કરી સંથારાને ફરસીને, મુહપતી પડિલેહીને, "નિસ્સીહિ" એ પદને ત્રણવાર બોલતો "नमो खमासमण अणुजाणह जिट्ठिज्जा" એમ બોલતો સંસ્થારક ઉપર બેશીને, એક નવકાર અને એક કરેમિભંતે એમ ત્રણવાર કહીને પછી ( નીચેની ) ગાથાઓ કહે.

अणुज्जाणह परमगुरु। गुणगण रयणेहिं भूसिअ सरीरा ॥ बहु पडिपुण्णा पोरसि। राइ संथारए ठामि.

ગુણગણ રત્નથી શોભાયમાન શરીરવાળા હે પરમગુરૂ, પોરસી થવા આવી છે અને મારે રાત્રિયે સંથારે રહેવું છે, તેની આજ્ઞા આપો.

अणुज्जाणह संथारं । बाहुवहाणेणं वामपासेणं ॥ कुक्कुडिअ पायपसरणं । अंतरं तु पमज्जए भूमिं ॥

ડાબો હાથ ઓશીકે રાખી, ડાબું પડખું દબાવીને, કુકડી જેમ જમીન ઉપર પગ લગાડયા વગર પગ પસારે છે તેમ જો કાર્ય પડશે તો તેમજ કરીશ; વચે વચે નિદ્રામાં પણ જરૂર પડશે તો ભુમિને પ્રમાર્જના કરીશ, માટે એવી વિધિ પ્રમાણે શયન કરવાની મને આજ્ઞા આપો.

संकोइअ संडासा । उव्वट्टंतेअ कायपडिलेहा ॥ दव्वाइ उवओगं । उसास निरुंभणा लोए ॥ ३ ॥

પગને સંકોચીને, કાયાની પડિલેહણા નહીં કરતાં દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવનો ઉપયોગ દઈને આ સંથારા ઉપર સુતાં જો મને કદાપિ નિદ્રા આવશે તો તેને શ્વાસને રોકવાથી વિચ્છેદ કરીશ.

जइमेहुज्जपमाओ । इमस्स देहस्स इमाइ रयणीए ॥ आहारमुवहिदेहं । सव्वं तिविहेण वोसिरिअं ॥

આ મારા લીધેલા સાગારી અણસણમાં એટલે આજની રાત્રિમાં જો કદાપિ મારૂં મરણ થઇ જાય તો આ શરીર, આહાર, ઉપધી, એ બધાં ત્રિવિધે ત્રિવિધે કરી આજની રાત્રિ માટે વોસરાવું છું.

ઇત્યાદિક–ગાથાની ભાવના ભાવતાં એટલે સમગ્ર સંથારા પોરસી ભણાવી રહ્યા બાદ નવકારને સ્મરણ કરતાં, રજોહરણાદિકે કરીને ( શ્રાવક આશ્રયિ ચવળાદિકે કરીને ) શરીરને અને સંથરાને ઉપરથી પુંજીને ડાબે પાસે કરી બાહુ ( ડાબો હાથ ) ઓસીકે દઈને સુવે. જો શરીરચિંતા ( લઘુનીતિ વડીનીતિની ચિંતા ) થાય તો સંથરાને બીજા કોઈ પાસે સ્પર્શ કરાવીને, આવસ્સહિ કહીને, પ્રથમથી જોઈ રાખેલા સ્થંડિલે ( જગાયે જઇ ) લઘુનીતિ વડીનીતિ વોસરાવીને, આવીને પછી ઇર્યાવહી પડિકમીને, ગમણાગમણ આલોવીને, જઘન્યથી પણ ત્રણ ગાથાઓની સઝાય કરી

## ( રાત્રિ પોસહ વિધિ )

રાત્રિ પોસહ પણ એમજ લેવા, પણ એટલું વિશેષ કે, બપોરના મધ્યાન્હથી માંડી યાવત્ દિવસનો અંતર્મુહુર્ત્ત રહે ત્યાંલગણ લેઈ શકાય છે. તે માટેજ " દિવસ શેષ રાત્રી પજ્જુવાસામિ " એવો પાઠ ઉચ્ચાર કરાય છે.

પોસહ પારવાના વખતે જો સાધુ મુનિનો યોગ હોય તો નિશ્ચયથી અતિથીસંવિ-ભાગ વ્રતને ફરસીને પારણું કરવું. ઈતિ પોસહ વિધિ.

એમ પર્વનો દિવસ પોસહ વિગેરેથી આરાધવો તેના ઉપર દૃષ્ટાંત બતાવે છે.

## ( પર્વ તિથિયે પોસહ કરવા ઉપર ધનેશ્વરશેઠનો દૃષ્ટાંત ધોબી, તેલી તથા હાલીની કથા સહીત. )

ધન્યપુર નગરમાં ધનેશ્વર નામે શેઠ હતો. તેને ધનશ્રી શેઠાણી ( સ્ત્રી ) તથા ધનસાર નામે પુત્ર હતો. શેઠ પરમાર્હત્ હોવાથી કુટુંબસહિત પ્રતિપખવાડીયે છ પર્વણીમાં વિશેષ આરંભ વર્જનાદિકે કરી, પ્રતિમાસે છ પર્વણીમાં, ( " चाउद्दसठ मुदिठ पुण्णिणासिएसु पडिपुण्यं पोसहं पालिमाणा બે ચઉદશ, બે આઠમ, અમાસ, પુનમ, એમ છ પર્વણીમાં પરિપૂર્ણ પોસહ પાલન કરતા વિચરે છે. એવો ભગવતી સૂત્રમાં તુંગીયા નગરીના શ્રાવકવર્ણન અધિકારમાં પાઠ હોવાથી " ) પોષધાદિક કરીને છ પર્વણીયો પાળે છે. એકદા પ્રસ્તાવે આઠમનો દિવસ હોવાથી શેઠ પોસહ લઇ રાત્રે શુન્ય ઘરમાં કાઉસ્સગ્ગ કરી ઉભા હતા, તે વખતે પહેલા દેવલોકના ઈંદ્રે ધર્મની દૃઢતા ઉપર તેની ઘણીજ પ્રસંસા કરી. તેને નહીં માનતાં એક મિથ્યાદૃષ્ટી દેવતા શેઠની પરીક્ષા કરવા આવ્યો. તેણે પ્રથમ તો મિત્રનું રૂપ બનાવી ને " સુવર્ણ કોઠીનિધાનમાંથી તમારી આજ્ઞા હોય તો લઉં " એમ ઘણીજવાર પુછયું, પણ તેનો શેઠે કંઈ જવાબ દીધો નહીં. ત્યારે સ્ત્રીના રૂપે આલિંગનાદિકે કરી અત્યંત કદર્થના ઉપજાવી. ત્યારપછી રાત્રિ છતાં પણ પ્રભાતના જેવો દેખાવ કર્યો, સૂર્યનું ઉગવું, તડકાનું ચઢવું, વિગેરે દેખા-ડવાપુર્વક પોસહ પારવા માટે સ્ત્રી પુત્રાદિકે ( બનાવટીયે ) તેવા તેવા ( ઘણાઘણા ) પ્રકારની યુકિતયોથી પ્રાર્થના કરી છતાં પણ સઝાયના સ્મરણથી રાત્રિ જાણીને શેઠ ભ્રાંતી ન પામ્યો. ત્યારપછી વળી પિશાચરૂપે કરી ઉપાડવું, ફેંકવું, ઉછાળવું, શિલ્લા ઉપર પછાડવું, સમુદ્રમાં નાખવું વિગેરે કેટલાક પ્રતિકુળ ઉપસર્ગ કીધા. એવા પ્રાણાંત ઉપસર્ગ થયાં છતાં પણ તે ક્ષોભાયમાન ન થયો. જે માટે કહેલ છે કેઃ–

दिग्गजकूर्मकुलाचल । फणिपतिविधृतापि चलति वसुधेयं ॥
प्रतिपन्नममलं मनसां । न चलति पुंसां युगांतेपि ॥

દિશારૂપ હસ્તિથી, કાછબાથી, પર્વતથી, શેષનાગથી, ધરેલી આ પૃથ્વી કદાપિ ચળી જાય છે, પણ નિર્મળ મનવાળા પુરૂષો મુખથી બોલેલા તે યુગાંત થાય તોપણ ચળતા નથી ( બોલ્યું અણબોલ્યું કરતા નથી ).

ત્યારે તુષ્ટમાન થઇ દેવતા બોલ્યો કે, " તું પોતાની ઇચ્છા પ્રમાણે માગી લે, " તોપણ તે ધ્યાનાંતર ન થયો ( ધ્યાનથી ચુકયો નહીં ), તેથી તે દેવ અત્યંત તુષ્ટમાન થઈ તેના ઘરમાં અસંખ્ય કોટી રત્નની વૃષ્ટિ કરી, નમી ખમાવીને ચાલ્યો ગયો.

આવો મહીમા દેખી ઘણા લોકો પર્વણીના પરિપાલન કરવામાં સાદર થયા ( આદરવંત થયા ). તેમાં વળી રાજાનો માનીતો એક ધોબી તો વિશેષ ધર્મરાગી થયો. બીજા તેલીક ( તેલી ), કણબી વિગેરે પણ છ પર્વણીમાં છ કાયના આરંભ વર્જક થયા. ધોબીને નવો બનેલો સાધર્મી શ્રાવક જાણીને પારણાને દિવસે શેઠ તેને પોતાને ઘેર લઈ જઈ બહુમાનથી જમાડે અને પહેરામણી કરે. વળી તેને નહીં જોઇતું અનર્ગળ ધન આપવા વિગેરે કરીને સન્માન આપે. કહેલ છે કે,—

नयतं करइ माया । नेव पिआ नेव बंधुवग्गोवि ॥ जं वच्छल्लं साहम्मिआण । सुसावगो कुणइ ॥

તેટલું હિત માતા ન કરે, પિતા ન કરે, બંધુવર્ગ પણ ન કરે, કે જેટલું સાધર્મીનું શ્રાવક કરે, તેથી તથા વળી તેના પરિચયથી તે પણ સમકીતને પામ્યો. જે માટે કહેલું છે કેઃ—

सुंदर जण संसग्गो । सील दरिद्दंपि कुणइ सीलड्ढं ॥ जहमेरु गिरि विलग्गं । तणंवि कण गत्तण मुवेइ ॥

સારા પુરૂષોનો સંસર્ગ (મેળાપ) શીલથી રહિતને પણ શીલ સહિત બનાવી દે છે. જેમકે, મેરૂપર્વતને લાગેલા તૃણુ પણ કનકપણાને પામી જાય છે.

એક દિવસ રાજાના નોકરોયે ધોબીને કહ્યું કે, આવતી કાલે તો કૌમુદી મહોત્સવ છે તેથી રાજાને નવીન ધોયેલાં વસ્ત્ર જરૂર પહેરવાં જોઈશે, માટે આ વસ્ત્ર આજેજ ધોઈ લાવ. એમ કહી ચૌદશને દિવસે તેણે રાજાનાં વસ્ત્ર તેને આપ્યાં. ધોબીએ કહ્યું કે, પર્વણીને દિવસે આખા કુટુંબ સહિત મારે આરંભ કરવાનો ત્યાગ છે, તેથી મારાથી આજના આજ તૈયાર થઇ શકશેજ નહીં. નોકરે કહ્યું—અરે, રાજાની આજ્ઞા આગળ નિયમ શા કામનો છે? જો રાજાની આજ્ઞાનો ભંગ કરીશ તો તારો પ્રાણાંત દંડ થશે. તેનાં સગાંવાહાલાંઓએ ઘણો પ્રેર્યો તેમજ શેઠે પણ કહ્યું કે, "રાજાની આજ્ઞા ભંગ કરી ધર્મની અપભ્રાજના (નિંદા) કરાવવી લાયક નથી" 'રાયાભિયોગેણું' ઈત્યાદિ આગારથી છુટ છે. ઈત્યાદિક યુકિત જણાવતાં પણ "જ્યાં દૃઢતા નથી ત્યાં ધર્મ ક્યાં છે?" એમ બોલતાં ધોબીએ આવું સંકટ આવી પડયું છતાં પણ વસ્ત્ર ધોવાં કબુલ કીધાં નહી. રાજાના નોકરોયે જઈ રાજાને ભંભેર્યો તેથી રાજાપણ કોપાયમાન થઇ બોલ્યો કે "આજ્ઞા ભંગ કરવાથી સહકુટુંબ પ્રાણાંત કષ્ટમાં આવી પડીશ." દૈવયોગથી રાતે રાજા શુલ વ્યથાથી એટલી બધી પીડા પામ્યો કે આખા નગરમાં પણ હાહાકાર થઇ પડયું, એમ કરતાં ત્રણ દિવસ વ્યતીત થઈ ગયા. ધર્મના પ્રભાવથી ધોબીયે પણ પોતાનો નિયમ પાળ્યો. પડવાને દિવસે તેણે રાજાનાં વસ્ત્ર ધોયાં અને બીજને દીવસે વસ્ત્ર મંગાવ્યાથી તત્કાળ તેણે હાજર કર્યાં.

એવીજ રીતે એક વખત જરૂરના પ્રસંગથી રાજાએ ચૌદશને દિવસે તેલીને ઘણા તેલની વરદી આપી. તેણે કહ્યું કે, હું ચૌદશને દિવસે ઘાણી ફેરવતો નથી, તેથી રાજાએ કોપ કર્યો. પણ તે દિવસે બીજા કોઇ રાજાનું સૈન્ય આવી પડયું તેથી રાજાને તેઓની સાથે યુદ્ધ કરવા જવું પડયું. તેને જીતવાની વ્યગ્રતામાં પડવાથી તેલીનો નિયમ પળી શકયો.

એમજ આઠમને દિવસે રાજાનું નવું ખેતર ખેડવાનું મુહુર્ત હતું તેથી કણબીને ફ્હેવરાવ્યું કે, "આઠમની સવારે હળ ખેડવું." તેણે કહ્યું કે "મારે આઠમ ચૌદશ હળ ખેડવાનો નિયમ છે." રાજાયે તેના પર કોપ કર્યો, પણ દૈવયોગથી તે દિવસે અકસ્માત્ ઘણો વર્ષાત પડયો જેથી તેનો નિયમ સુખપૂર્વક પળ્યો.

એમ અખંડ નિયમ પાળિને તે પુણ્યના પસાયથી મરણ પામ્યા પછી તે ત્રણે જણા છઠ્ઠા દેવલોકે ચૌદ સાગરોપમના આયુષ્યવાળા દેવ ઉત્પન્ન થયા. ધનેશ્વર શેઠ તો કાળધર્મે પામી બારમે દેવલોકે દેવ થયા. ચારેને મૈત્રીભાવ રહ્યો. ત્રણે દેવોયે (ધોબી, તેલી, કણબીયે) શેઠદેવને પ્રાર્થના કરી હતી કે જ્યાં અમે ઉત્પન્ન થઈયે ત્યાં તમો આવીને અમોને પ્રતિબોધજો. શેઠદેવે પણ તે કબુલ કીધું હતું. ત્રણ જણા તો દેવલોકમાંથી ચવીને કોઇક જુદા જુદા મોટા રાજાના કુળમાં પુત્રપણે ઉત્પન્ન થયા. છેવટે તે ત્રણે મોટા પરાક્રમી રાજા થયા અને તેઓ "ધીર, હીર, વીર," એવા નામે પ્રખ્યાત થયા.

ધીરપુરનગરમાં એક શેઠ હતો તેને પર્વને દિવસે સર્વદા સર્વ તરફથી લાભ થતો અને બીજા દિવસોમાં તેવો લાભ ન થતાં ઉલટી હાનિ થતી હતી, તેથી તેણે જ્ઞાનીને પુછ્યું. જ્ઞાનીએ કહ્યું કે, "તેં પૂર્વભવમાં દુઃખી અવસ્થામાં પણ બાંધેલા નિયમથી યથાશકિત પર્વના દિવસો સમ્યક્ પ્રકારે પાળ્યા હતા, અને બીજા દિવસોમાં તેં ક્ષણિકાદિ યોગથી પણ આળસ વિગેરેથી પુણ્યકાર્યોમાં પ્રમાદી થયો, તેણેકરી આ ભવમાં પણ પર્વમાંજ લાભ અને બીજા દિવસોમાં હાનિ થાય છે. કહેલ છે કેઃ—

न तं चौरा विलुपंति । न तं अग्गी विणासए ॥ न तं जुएवि हारिज्जा । जं धम्मंमि पसत्तओ ॥

જે પુરૂષ પોતાના ધર્મમાં આસકત છે તેને ચોર કે અગ્નિ પણ વિનાશ કરી શકતા નથી અને તે પુરૂષ જુગારમાં પણ હારી જતો નથી.

ત્યારપછી (તે શેઠ) સહકુટુંબ પુણ્ય કરવામાં નિત્ય અપ્રમાદિ થયા થકા સર્વ શકિતપૂર્વક સર્વ પર્વ આરાધન કરવામાં તત્પર થયા. વ્યવહાર શુદ્ધયાદિક વ્યાપારાદિકથી પણ સ્વલ્પ સ્વલ્પતર આરંભથી નિર્વાહ કરતાં બીજ વિગેરે સર્વ પર્વણીમાં પણ વિવિધ કરણી કરવા લાગ્યા, કે જેથી ગ્રાહકો પણ વિશ્વાસ પામીને તેનીજ પાસે વ્યાપાર કરવા લાગ્યા (તેની પાસેથી લેવા લાગ્યા). બીજાની દુકાને જવું પણ ભુલી ગયા. એમ થોડાજ દિવસમાં તે અનેક ક્રોડો સોનૈયાનો અધિપતિ થયો.

पोषकाः स्वकुलस्यैते । काककायस्थकुक्कटाः ॥ स्वकुलं घ्नंति चत्वारो । वणिक्श्वानगजा द्विजाः ॥

"કાગડા, કાયસ્થ, કુકડા, એ પોતાના કુળનાં પોષક છે, અને વાણીયા, શ્વાન (કુતરા), હાથી, બ્રાહ્મણો, એટલા પોતાનાં કુળને હણનાર છે." એટલા માટે બીજા કેટલાક અનાર્ય વાણીયા લોકોયે મળી રાજાના પાસે ચાડી ખાધી કે, આ શેઠને અનેક કનક કોટિનું કયાંકથી નિધાન મળી આવેલું છે. જેથી રાજાયે તેને બોલાવી પુછ્યું. તે બોલ્યો કે, "મેં મૃષાવાદ અદત્તાદાનાદિકના ગુરૂની પાસેથી નિયમ કરેલા છે." ત્યારે "આતો ધર્મ ઠગ છે" એમ ભરમાવી રાજાની પાસે તેનું બધું લુટાવી લીધું. આમ સર્વસ્વ ખોઈ બેઠેલો શેઠ પોતાના પુત્રો સહિત ઘરમાં બેઠે વિચારવા લાગ્યો,

કે આજે પાંચમ છે તેથી અવશ્ય આપણને કંઇક લાભ થવોજ જોઇએ. એવો જેટલામાં વિચાર કરે છે તેટલામાં તેનું જેટલું લુટી લીધેલું હતું તે બધું રાજદરબારમાંથી અકસ્માત્ તેને ઘેર મણી સ્વર્ણાદિક આવી પડયું. તેથી વિસ્મય અને ખેદ પામતો રાજા પોતેજ આવીને શેઠને ખમાવા ને પુછવા લાગ્યો, કે હે શેઠ, આ ધન અમારા દરબારમાંથી તમારે ઘેર ક્યાંથી ( કેમ ) પાછું આવતું રહ્યું. શેઠે કહ્યું, સ્વામીન્, એનું કારણ તો હું પણ જાણતો નથી, પણ એટલું તો ખરૂં કે જે દિવસે પર્વણી હોય છે તે દિવસે અમોને પર્વના મહિમાથી જરૂર લાભ થાય છે. ઇત્યાદિક જે ખરેખરી બાબત હતી તે કહી. પર્વમહિમા સાંભળવાથી જાતિ સ્મરણ જ્ઞાન પામીને રાજાયે પણ છ પર્વણીનો નિયમ યાવજ્જીવનો અંગીકાર કર્યો. તેવાજ અવસરે ભંડારીયે આવી વધામણી આપી કે, સ્વામી વ ઁાત પ્રવાહથી જેમ પદ્માકર પુરાય તેમ ધન સંપદાથી આપણા ભંડાર બધા ભરાઇ ગયા છે, તે વખતે અતિ વિસ્મિત અને પ્રમુદિત થયેલા રાજાના દેખતાં ચપળ કુંડળથી ઝળકતું છે અંગ જેનું એવો એક દેવતા ત્યાં તત્કાળ પ્રગટ થઇને બોલવા લાગ્યો કે, " હે ભુપતિ, તું મને ઓળખે છે? પૂર્વલા ભવનો તારો મિત્ર શ્રેષ્ટીદેવ હું છું. આવતા ભવમાં પ્રતિબોધ આપવાને હું તારાથી બંધાયલો હોવાથી પર્વાદિકને વિષેજ મુખ્ય લાભ થાય એવો શેઠનો પ્રબંધ બતાવી તને પ્રતિબોધ્યો. તું પૂર્વભવમાં ધોબી હતો તે યાદ કર અને હવે ધર્મના કાર્યમાં જરા પણ પ્રમાદ રાખીશ નહીં. હવે હું તેલી અને હાલી ( કણબી ) ના જીવો જ્યાં રાજાપણે થયા છે તેમને પ્રતિબોધવા માટે જાઉં છું." એમ કહીને તે દેવે ત્યાં જઇને તેઓ બન્નેને પુર્વભવસ્વરૂપ સ્વપ્નમાં દેખાડયું, તેથી તે બન્ને જણા પણ જાતિસ્મરણ પામીને સમ્યક્ પ્રકારે શ્રાવકધર્મ પાળવામાં અને વિશેષે છ પર્વણીમાં આરાધન કરવામાં તત્પર થયા.

તે ત્રણે રાજાઓએ પોતાના દેશમાં શેઠદેવની વાણીથી અમારી પ્રવર્તાવી, સર્વ વ્યસન નિવાર્યા, સ્થાને સ્થાને નવાં ચૈત્ય કરાવ્યાં, ઘણી પ્રતિમાઓ નવી ભરાવી, ઘણી સંઘયાત્રા કરી, ઘણા સ્વામીવાત્સલ્ય કરયાં કરાવ્યાં, ઇત્યાદિક ધર્મકૃત કરાવ્યાં. પર્વણીને આગલે દિવસે પટહ વગડાવી સર્વ પર્વમાં સર્વ લોકોને સર્વ પ્રકારનાં ધર્મ કાર્ય કરવા પ્રવર્તાવ્યા, તથા એકછત્રી સરખું શ્રી જીનધર્મના મહિમાથી નિરંતર કરી આપેલા શેઠદેવના સાનિધ્યથી તેના દેશમાં ઇતિ, દુર્ભીક્ષ, સ્વચક્ર, પરચક્ર, મારી મરકી પ્રમુખ વ્યાધિ, અશાંતિકારક કોઇપણ ઉપદ્રવ તીર્થંકરના વિહારની ભુમીની પેઠે સ્વપ્નમાં પણ થવા ન પામ્યા. ધર્મના મહિમાથી શું દુઃસાધ્ય પણ સુસાધ્ય થઇ શકતું નથી ? ( સર્વ થાયજ છે ). એમ સુખધર્મની એકમથી રાજ્યલક્ષ્મીને ઘણાકાળ ભોગવીને ત્રણે રાજાઓ સાથે દીક્ષા લઇ મોટી તપશ્ચર્યાઓ કરીને થોડાજ વખતમાં કેવળજ્ઞાન પામી સ્થાને સ્થાને શ્રેષ્ટીદેવના બનાવેલા અનુપમાં મહિમાથી પ્રાયે પોતાના દર્શનના દેખવાથી પૃથ્વીમાં સ પ્રાણીયોને સર્વ પર્વમ સુંદર ધર્મરાજ્ય ને ઉચ્ચપદ આપીને ઘણાજ ભવ્ય પ્રાણી જીવોને નિસ્તારીને મોક્ષ પદ પામ્યા.

શ્રેષ્ટીદેવ પણ અચ્યુતદેવલોકથી ચવીને મોટો રાજા થઇ પર્વમહિમા સાંભળીને જાતિસ્મરણ જ્ઞાન પામી દીક્ષા લઇ તેમજ મોક્ષપદને પામ્યા. એ પર્વના આરાધન પર કથા બતાવી. ઇતિ એકાદશ ગાથાર્થ.

॥ इति तपागच्छाधिपश्रीसोमसुंदरसूरितच्छिष्यश्रीमुनिसुंदरसूरि श्रीजयचंद्रसूरिश्रीभुवनसुंदरसूरितच्छिष्यश्रीरत्नशेखरसूरिविर चितायां विधिकौमुदीनाम्न्यां श्राद्धविधिप्रकरणं वृत्तौ पर्वकृत्यप्रकाशको तृतीयःप्रकाशः ॥

# चतुर्थः प्रकाशः ( द्वार चोथुं )

## ચાતુર્માસિક કૃત.

### મૂળગ્રંથની બારમી અર્દ્ધ ગાથાથી બતાવે છે.

**पइ चउमासं समुचिअ । नियमग्गहो पाउसे विसेसेण ॥**

જે પ્રાણીયે હરકોઈ નિયમ અંગીકાર કરેલું હોય તેણે તેજ નિયમને પ્રતિચોમાસે સંક્ષેપ કરવા. જેણે અંગીકાર ન કીધેલું હોય તેણે પણ પ્રતિચોમાસે (દરેક ચોમાસે) સમુચિત્તા એટલે યોગ્ય એવા જે નિયમ (અભિગ્રહ વિશેષ) ગ્રહણ કરવા. વર્ષાકાળને ચોમાસે તો (આષાઢ ચોમાસે તો) ફરીને વિશેષેકરી નિયમ ગ્રહણ કરવા. તેમાં પણ વળી જે નિયમ જ્યારે બહુ ફળદાયક હોય, અને નિયમ નહી લેવાથી બહુ વિરાધના થાય એમ હોય, વળી ધર્મની નિંદાનો પણ દોષ લાગે, તે સમુચિત્ત સમજવા. જેમકે, વર્ષાતના દિવસમાં ગાડાં ખેડવાં વિગેરેનો નિષેધ કરવો. વાદળાં કે વૃષ્ટી વિગેરે થવાને લીધે ઇલિકા (એળ) વિગેરે જીવની ઉત્પતિ થવાથી રાયણ. આંબા વિગેરે ત્યજવાં. એવીજ રીતે દેશ, પુર, ગ્રામ, જાતિ, કુળ, વય, અવસ્થા, વિગેરેની અપેક્ષાથી જેને જેમ યોગ્ય હોય તે ગ્રહણ કરે. એમ નિયમનું સમુચિત્તપણું સમજવું.

( નિયમના બે પ્રકાર )

નિયમ બે પ્રકારના છે. ૧ દુનિર્વાહ, ૨ સુનિર્વાહ. તેમાં ધનવંતને ( વ્યાપારની વ્યગ્રતાવાળાને ). અવિરતી શ્રાવકોને, સચિત્તરસનો શાકનો ત્યાગ, દરરોજ સામાયક કરવું વિગેરે દુનિર્વાહ સમજવા; અને પૂજા દાનાદિક ધનવંતને સુનિર્વાહ સમજવા. નિધન શ્રાવકને તો ઉપર લખેલા કરતાં વિપરીત સમજવા. વળી પણ ચિત્તની એકાગ્રતા હોય તો ચક્રવર્તિ, શાળીભદ્રાદિકે દીક્ષાદિનાં કષ્ટસહન કર્યાં તેની પેઠે સર્વેને સર્વ સુનિર્વાહજ છે. કહેલું છે કે,—

ता तुंगो मेरुगिरि। मयरहरो ताव होइ दुरुत्तारो ॥ ता विसमाकज्जगई। जाव न धीरा पवज्जंति ॥१॥

"ત્યાંસુધીજ મેરૂપર્વત ઉંચો છે, સમુદ્ર પણ દુઃખે તરી શકાય એવો ત્યાંસુધીજ છે, વિષમગતિ ( દુઃખે બની શકવું ) પણ ત્યાંસુધીજ છે, ( કે ) જ્યાંસુધી ધીરપુરૂષો કાર્યે પ્રવર્ત્તતા નથી". એવી રીતે દુર્નિર્વાહ નિયમ જેનાથી લઇ શકાય નહીં તેણે પણ સુનિર્વાહ નિયમ તો અંગીકાર જરૂરજ કરવા. જેમકે, મુખ્યવૃત્તિયે વર્ષાતના દિવસોમાં કૃષ્ણ કુમારપાળાદિકની પેઠે સર્વ દિગ્ગમન નિષેધ કરવો ઉચિત્ત છે. તેમ કરવાની શક્તિ ન હોય તો જે જે દિશામાં ગયા વિના નિર્વાહ થાય એમ હોય તે દિશામાં જવાનો નિયમતો જરૂર લેવો. એવીજ રીતે સર્વ સચિત્તનો ત્યાગ કરવા અશક્ત હોય તેઓએ જેના વિના ચાલે એમ હોય તેનો ત્યાગ કરવો. જ્યારે જે વસ્તુ ન મળતી હોય, જેમકે, દરિદ્રીને હાથી ઉપર બેસવાનું, મારવાડની ભુમીમાં નાગરવેલનાં પાન ખાવા પ્રમુખનું, સ્વસ્વકાળ વિના ( વગર રતે ) આંબા વિગેરે ફળ ખાવાનું બની શકે એમ નથી ત્યારે તે વસ્તુનો ત્યાગ કરવો ઉચિત્તજ છે. એમ અછતી વસ્તુના ત્યાગ કરવાથી પણ વીરતી વિગેરે મહાફળ થાય છે. સંભળાય છે કે, રાજગૃહી નગરીએ એક ભીક્ષુકે દીક્ષા લીધેલી દેખીને "શું એણે ત્યજ્યું" ઇત્યાદિક વચનથી લોકો તેને હસવા લાગ્યા. તેટલાજ માટે ગુરૂયે ત્યાંથી વિહાર કરવાનું અભયકુમારને કહ્યું. ત્યારે અભયકુમારે ચૌટા વચ્ચે ત્રણ ક્રોડ સોનૈયાના ત્રણ ઢગલા કરીને લોકોને બોલાવીને કહ્યું કે "જે કુવા વીગેરેનું સચિત જળ, અગ્ની, સ્ત્રી, એ ત્રણનો સ્પર્શ યાવજ્જીવ કરવો ત્યાગ કરે તે આ ત્રણ ઢગલા સુખેથી લઇ જાય". આ સાંભળીને વિચાર કરીને નગરનાં લોકોએ કહ્યું કે આ ત્રણ ક્રોડ સોનૈઆ છોડી શકિયે, પણ એ જળાદિ ત્રણ વસ્તુઓને ત્યજી શકીયે નહી. અભયકુમારે કહ્યું કે, અરે મૂર્ખો ! ત્યારે આ દ્રુમક ( ભીખારી ) મુનીને કેમ હસો છો ? એ જળાદિક ત્રણનો ત્યાગ કરવાથી આ ત્રણ ક્રોડ સોનૈયા કરતાં પણ અધિક ત્યાગી ખરો કે નહી. આથી પ્રતિબોધ પામેલા લોકોએ તે મુનીને પાસે જઇને ખમાવ્યો. અછતી વસ્તુનાં ત્યાગવાથી પણ મહાલાભ થાય છે. માટે તેનો નિયમ કરવો શ્રેયસ્કર છે. એમ જો ન કરે તો તે તે વસ્તુ ગ્રહણ કરવામાં પશુની પેઠે અવિરતી પણુંજ પમાય છે; અને તે તેના ફળથી ઠગાય છે. જે માટે ભર્તૃહરિએ પણ કહેલું છે કેઃ—

क्षांतं न क्षमया गृहोचितसुखं त्यक्तं न संतोषतः ॥ सोढाः दुस्सह शीतवात तपन क्लेशाः न तप्तं तपः ॥

ध्यातं वित्तमहर्निशं नियमित प्राणै र्न मुक्तेः पदं ॥ तत्तत्कर्म कृतं यदेव मुनिभिस्तैस्तैः फलैः वंचिताः ॥

ક્ષમાયે કરી કંઇ સહન કીધું નહી, ગૃહસ્થાવાસનું સુખ ભોગવ્યું પણ સંતોષથી ત્યાગ કીધો નહી, દુઃસહ્ય એવા શીત ( તાઢ ), વાત (પવન), તપન ( તાપ ), એટલાને સહન કર્યા પણ તપ ન કર્યો, અહર્નિશ ( રાતદીવસ ) નિયમિત પ્રાણે કરીને ધનને ધ્યાયો પણ મુક્તિના પદને માટે ધ્યાન ન કર્યું તે તે મુનીઓએ તે તે કર્મ પણ કર્યાં અને તે તે ફળથી પણ ઠગાણા છે.

જોપણ એકવારજ ભોજન કરતો હોય તોપણ એકાસણાનું પચખાણ લીધાવીના એકાસણાનું ફળ મળતું નથી. જેમકે લોકમાં પણ એજ ન્યાય છે કે બહુ દ્રવ્ય ઘણા દીવસ સુધી રાખેલું હોય તોપણ કબુલ ( ઠરાવ ) કર્યા વીના વ્યાજ જરામાત્ર પણ મળી શકતું નથી. અસંભવિત વસ્તુનો પણ નિયમ લીધેલો હોય તેને કદાપી કોઇક

રીતે તેજ વસ્તુ મળવાનો યોગ બની જાય તો નિયમમાં બંધાયલો હોવાથી તે વસ્તુને ગ્રહણ કરેજ નહી. જો નિયમ ન હોય તો તો જરૂર ગ્રહણજ કરે; માટે નિયમ કરવાનું ફળ પ્રગટજ છે. જેમ ગુરૂએ આપેલા નિયમ (મુજબ) ફળમાં બંધાયલા વંકચૂળ પલ્લીપતીએ ભુખ્યો હતો છતાં પણ અટવીમાં કિંપાક નામનાં ફળ અજાણ્યા હોવાથી, બીજા સાથેના લોકોયે ઘણીવાર પ્રેરણા કરી તોપણ ન ખાધાં તેથી પોતે બચી ગયો. અને જેઓએ ખાધાં તેઓ બધા મર્ણ પામ્યા. માટે નિયમ લેવાથી મહાલાભ થાયજ છે.

પ્રતિચાતુર્માસિકં એ ઉપલક્ષણથી એકેકે પક્ષે, એકેકે માસે, બેબે માસે, ત્રણ ત્રણ માસે, એકેક બેબે વર્ષે વીગેરેનાં યથાશક્તિ નિયમ સ્વીકાર કરવા.

જે જેટલા માસ વિગેરેની અવધિ પાળવા સમર્થ હોય તે તે અવધી પ્રમાણે તથા સમુચિત્ત (મોસમ) નિયમ અંગીકાર કરે. પરંતુ નિયમ વગર એક ક્ષણવાર પણ રહે નહી, કેમકે વિરતીનું મહાફળ છે અને અવિરતીનું બહુ કર્મબંધાદિ મહા દોષાદિક આગળ બતાવી ગયા છીયે. અહિયાં જે નિત્યનિયમ પેહેલાં કહી ગયા છીયે, તેને ચોમાસામાં વિશેષ કરવા. તેમાં ત્રણવાર બેવાર જિન પૂજા કરવાના, અષ્ટપ્રકારી પૂજા કરવાના, સંપૂર્ણ દેવવંદન કરવાના, દેરાસરના સર્વ બિંબની પૂજા કરવાનું, સર્વ બિંબને વંદન કરવાનું, સ્નાત્ર કરવાનું, મહાપૂજા પ્રભાવનાદિ કરવાના, ગુરૂને વૃદ્ધવંદન કરવાના, સર્વ સાધુને પ્રત્યેકને વંદન કરવાના, ચોવીશ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવાના, અપૂર્વ જ્ઞાનનો પાઠ કે શ્રવણ કરવાના, વિશ્રામણા કરવાના, બ્રહ્મચર્ય પાળવાના, સચિત્ત ત્યાગ કરવાના. ઔષધાદિક વિશેષ કાર્યે તો સમ્યક્ શોધનાદિ યત્નાએજ કરીને વાપરવાના, યથાશક્તિ ખાટલા ઉપર સુવાનું ત્યાગ કરવાના, સ્નાન ત્યાગ કરવાના, મસ્તક ગુંથવાના, દાતણ કરવાના, કાષ્ટની પાવડી ઉપર ચાલવાનું ત્યાગ કરવા વીગેરેના નિયમ કરવા. વળી જમીન ખોદવાના, નવાં વસ્ત્ર રંગાવવાંના, ગાડાં ખેડાવવાના, ગામાંતર જવાના, વિગેરેના ત્યાગ કરવા. ઘર, હાટ, ભીંત, સ્થંભ, ખાટલા, કમાડ, (બારણા દરવાજા વિગેરે) પાટ, પાટલા, પાટી, સીકાં, ઘી તેલ જળાદિનાં વાસણ, ઇંધણ, ધાન, વીગેરે સર્વ વસ્તુઓમાં પનકાદિ સંસક્તિ રક્ષા નિમિત્તે, (લીલફૂલ નહિ વળવા દેવા માટે) ચુનો, રાખ, ખડી, મેલ ન લાગવા દેવો, તડકો દેખાડવો, ઘણી ઠંડક હોય ત્યાં ન રાખવાં વીગેરેથી, પાણીને બે ત્રણવાર ગાળવા વીગેરે કરીને, ઘી ગોળ તેલ છાસ દુધ દહીં પાણી વીગેરેને રૂડા યત્નથી ઢાંકવા વીગેરે કરીને, અવશ્રાવણ (ચોખા વીગેરેનાં ધોવણ તથા વાસણના ધોવણ કે રસોઇમાં વાપરતાં અચેલા પાણી) સ્નાન વીગેરેના પાણી વીગેરેને જ્યાં લીલફૂલ ન થાય તેવા સ્થાનમાં નાખવા, સુકેલી કે ધુળવાળી હવાવાળી જમીન ઉપર જુદાં જુદાં થોડાં થોડાં નાખવાથી, ચુલા દીવા ઉઘાડા નહી મુકવાથી, ખાંડવું, પીસવું, રાંધવું, વસ્ત્ર ધોવું, પાત્ર ધોવું વીગેરે કાર્યોમાં રૂડા પ્રકારની શોભનીક દેખાય તેવી જોવા વીગેરેથી યત્ના કરીને કરવાથી, દેરાસર પૌષધશાળા વીગેરેને પણ ઘડી ઘડી તપાસતા રેહેવાથી, સમારવાથી, યથાયોગ્ય યત્ના કરવી. યથાશક્તિ ઉપધાન, માસાદિ પડિમા વહન, કષાયજય, ઇંદ્રીયજય, યોગશુદ્ધિ, વિંશતિ સ્થાનક અમૃત આઠમ, અગ્યાર અંગ, ચૌદપૂર્વ તપ, નવકારફળ તપ, ચોવીશી તપ, અક્ષયનિધિ તપ, દવયંતી તપ, ભદ્રપ્રતિમા, મહાભદ્ર પ્રતિમાં, સંસારતારણ તપ, અઠાઇ

તપ, પક્ષ ક્ષપણ, માસ ક્ષપણાદિ વિશેષ તપ કરવા. રાત્રે ચોવીહાર તિવિહારનાં પચખાણ કરવાં. પર્વને દિને વીગઇનો ત્યાગ, પોસહ, ઉપવાસાદિ કરવા. પારણાને દીને સંવિભાગ ( અતિથીસંવિભાગ ) કરવા વીગેરે અભિગ્રહ ધારણ કરવા.

## ( ચોમાસી નિયમ માટે પૂર્વાચાર્ય સંગ્રહિત ગાથાઓ )

चाउम्मासिअभिग्गह नाणे तह दंसणे चरित्तेअ । तवविरिआयारंम्मिअ दव्वाइ अणेगहाहुंति ॥१॥

જ્ઞાન સંબંધી, દર્શન સંબંધી, ચારિત્ર સંબંધી, તપ સંબંધી, વીર્યાચાર સંબંધી, દ્રવ્યાદિક અનેક પ્રકારનાં ચાતુર્માસિક અભિગ્રહ ( નિયમ ) હોય છે.

## ( જ્ઞાનના રખાતા અભિગ્રહ વિષે. )

परिवाडी सज्झाओ देसण सवणं च चिंतणी चेव। सत्तीए कायव्वं सिअ पंचमि नाणपूआय ॥२॥

જે ભણ્યા હોઇયે તેને પહેલાંથી છેલ્લાં સુધી ગણી જવાનો, ઉપદેશ આપવાનો, અપૂર્વ ગ્રંથો સાંભળવાનો, અર્થ ચિંતવણા કરવાનો, શુકલપંચમીએ જ્ઞાનની પૂજા કરવાનો, શક્તિપુર્વક જ્ઞાન સંબંધી નિયમ રાખવો.

## ( દર્શન સંબંધી નિયમ રાખવાનો વિચાર. )

समज्जणोवलेवण गुहलिआ मंडव चिइभवणे । चेइय पूआ वंदण निम्मल करणं च विंवाणं ॥ ३ ॥

દેરાસર સમારવા, કાજો કાઢવો, વીલેપન કરવા, અથવા ગુંહલી કરવા માટે જમીન ઉપર છાણ અડીથી ઉપલેપન કરી તેના ઉપર દેરાસરમાં પરમેશ્વરની પાસે ગુંહલી માંડવી ( આલેખવી ), પુજા કરવી, દેવવાંદવા, સર્વ બિંબને ઉગટણા કરવા વીગેરેના નિયમ રાખવા, એ દર્શનાભિગ્રહ ગણાય છે.

## ( ચારિત્રના વિષયમાં રખાતા નિયમ તદન્તરગત પહેલા અણુવ્રત સંબંધી રાખવાના નિયમ વિષે )

चारित्तंमि जलोआ जूया गंडोल पाडणं चेव । वण कीड खारदाणं इंधण जलणन्नतस रक्खा ॥४॥

જળો મુકાવવાનો; જુ, માંકણ, પેટમાં પડેલા ગંડોળાને દવાથી પાડવાનો; કીડા પડેલી વનસ્પતી ખાવાનો; વનસ્પતીમાં ખાર દેવાનો; ત્રશકાયની રક્ષા નિમીતે ઇંધણા અગ્ની વીગેરેની યત્ના કરવાનો નિયમ શ્રાવકે રાખવો. તે ચારિત્રાચારના સ્થુળપ્રાણાતિપાત વ્રતનાં અભિગ્રહ ગણાય છે.

## ( બીજા અણુવ્રત સંબંધી રાખવાના અભિગ્રહ વિષે )

वज्जइ अम्मल्लाणं अक्कोसं तहयरुक्ख वयणं च । देवगुरु सवह करणं पेसुन्नं परपरिवायं ॥ ५॥

પરને આળ દેવું, કોઈ કઠણ વચન કહેવું, લુખું ( હલકું ) વચન કહેવું ( બોલવું ), દેવ ગુરૂ ધર્મ સંબંધી સોગનનું ખાવું, પારકી ચાડી કરવી, પારકો અવર્ણવાદ બોલવો વર્જે.

## ( ત્રીજા અણુવ્રત સંબંધી લેવાના અભિગ્રહ વિષે )

चिंई माई दिट्ठिंचण । जयणं निहि मुक्क पडिअ विसयंमि ॥

પિતા માતાની દ્રષ્ટી બચાવીને કામ કરવું, નિધાન દાણ ચોરી, પારકી પડેલી વસ્તુ વિષયમાં યત્ના કરવી. ( એવા પ્રકારના અભિગ્રહ ધારણ કરવા).

## ( ચતુર્થ અણુવ્રત સંબંધી લેવાતા નિયમ વિષે )

दिणिबंभरयणिवेला । परनरसेवाइ परिहारो ॥ ६ ॥

સ્રીપુરૂષે દીવસનાં બ્રહ્મચર્ય પાળવું એ તો જરૂરજ છે, પણ રાત્રિના વિષયમાં પણ એટલો અભિગ્રહ ધારણ કરવો જોઈએ કે સ્રીયે પરપુરૂષનો અને પુરૂષે પરસ્રીનો ત્યાગ કરવો. એમાં આદિ શબ્દ મુકેલો છે તેથી એમ જણાય છે કે મૈથુનનો તો શું પણ તેના પ્રાસંગીકનો પણ ત્યાગ કરવો.

## (પંચમ અણુવ્રત સંબંધી લેવાતા નિયમ વિષે)

धण धन्नाइ नवविह । इच्छा माणंमि नियम संखेवो ॥

ધન, ધાન્યાદિક નવવિધ ઇચ્છા પ્રમાણે રાખેલા પરીગ્રહમાં પણ નિયમ કરી સંક્ષેપ કરવો ( એટલે જે રાખેલા હોય તેમાં પણ કાંઇક ઓછું કરવું ).

## ( છઠ્ઠા અણુવ્રતમાં લેવા યોગ્ય નિયમો )

परपेसण संदेसय । अहगमणाईअ दिसिमाणे ॥ ७ ॥

બીજા કોઈને મોકલવાનો, પરસંગાથે સંદેશો કહેવરાવવાનો, અધોદિશે ગમન કરવાનો, વીગેરેનો નિયમ કરવો (પર્વ લીધેલા વ્રતથી ઓછું કરવું) તે દિશિપરીમાણ નિયમ.

## ( સાતમા વ્રતમાં લેવા યોગ્ય નિયમ વિષે )

न्हाणंगरायधूवण, विलेवणा हरण फुल तंबोलं । घणसारागुरु कुंकुम,पोहिसमयनाहि परिमाणं ॥ ८ ॥
मंजिठ लख्ख कोसुंभ गुलिअ रागाण वथ्थ परिमाणं ॥ रयणं वज्जेमाणि, कणग रुप्पं मुत्ताईय परिमाणं॥
जंबीर जंव जंबुअ, राईण नारिंग बीज पूराणं ॥ कक्कडि अखोड वायम, कविठ्ठ टिंबरुअ बिल्लाणं॥
खज्जुर दख्ख दाडिम,उत्तत्तिय नालिकेर केलाइं॥ चिंचिणिअ बोर बिलुअ,फल चिम्मड चिम्भडीणं च॥
कयर करमंदयाणं, मोरड निंबूअ अंबिलीणं च॥ अथ्थाणं अंकुरिअ,नाणाविह फुल्ल पत्ताणं ॥ १२॥
सचित्तं बहुबीअं, अणंतकायं च वज्जए कमसो॥ विगई विगई गयाणं,दव्वाणं कुणई परिमाणं॥ १३॥

સ્નાન કરવાનું, સ્નાનનાં અંગ જે ઊગટણ, વિલેપન, ધૂપન, આભરણ, ફુલ, તાંબુળ, બરાસ, કૃષ્ણાગર, કેશર, પોહીસ, કસ્તુરી વિગેરેનાં પરિમાણનો નિયમ કરવો. મજીઠ, લાખ, કસુંબો. ગુલી, એટલાંથી રંગેલાં વસ્રનું પરિમાણ; વળી રત્ન, વજ્ર ( હીરા ), મણી, સુવર્ણ, રૂપું, મોતી વિગેરેનું પરીમાણ કરવું. જંબીરફળ, જમરૂખ, જાંબુ, રાયણ, નારંગી, બીજોરાં, કાકડી, અખોડ, વાયમ નામનું ફળ, કોઠાંફળ, ટીંબરૂફળ, બીલાંફળ, ખજુર, દ્રાક્ષ, દાડમ, ઊતતીય ( કોઇક જાતિનાં ફળ છે ), નાલીયર, કેળાં, ચણીયાંબોર, બોર, બિલુકફળ, ચીભડાં, ચીભડી—નાની કાકડી, કેર, કરમદાં, ભોરડ, નીંબુ, ( લીંબુ ), આંબલી, અંકુરા ઊગેલા હોય એવાં નાનાપ્રકારનાં ફુલ પત્ર વિગેરે અથાણાંનું પરિમાણ કરવું. સચિત્ત વસ્તુ, બહુબીજવાળી વસ્તુ, અને અનંતકાય, એ અનુક્રમે વર્જવા યોગ્ય છે. વીગયનું, વીગયથી થતા પદાર્થ ( સુખડી વિગેરે ) દ્રવ્યોનાં પરિમાણ કરે.

## (આઠમા વ્રત સંબંધી લેવા યોગ્ય નિયમો વિષે)

अंसुअ धोअण लिप्पण,खेत्तरुखणणं च॥ न्हाणदाणं च;जूआ कढ्ढण मन्नस्स,खित्त कज्जं च बहुभेअं
खंडण पीसण माईण, कूड सरुखई संखेवं; जलझिलणन्नरंधण, उव्वट्टण माईआणं च ॥ १९ ॥

વસ્ત્ર ધોવરાવવાનું, લીંપવા લીંપાવવાનું, ખેત્ર ખેડવાં ખેડાવવાનું, સ્નાન કરવાનું, સ્નાન કરાવવાનું, બીજા કોઇની જુ કાઢવી, ક્ષેત્રનાં ઘણા પ્રકારના ભેદ છે તેનાં પરીમાણ કરવાં. ખાંડવાનું, પીસવા ( દળવા ) વીગેરેનું, કુડી સાખ ભરવી વીગેરેનું સંક્ષેપ કરવું. જળમાં ઝીલવાનું, અન્ન રાંધવાનું, ઉગટણા વીગેરે કરવાનું પ્રમાણ હોય તેથી સંખેપવું.

## ( દશમા વ્રત સંબંધી લેવા યોગ્ય નિયમ વિષે )

देसावगासिअ वए,पुढवी खणणेण जलस्स आणयणे;तहचीर धोयणे न्हाण,पिअण जलणस्स जालणए.

દેશાવગાસિક વ્રતમાં પૃથ્વી ખણવાનું, પાણી મંગાવવાનું, તેમજ રેશમીવસ્ત્ર ધોવરાવવાનું, સ્નાનનું, પીવાનું, અગ્નિનું બાળવા વિષે નિયમ કરવા.

## ( અગીઆરમા તથા બારમા વ્રતમાં લેવા યોગ્ય નિયમ વિષે )

तह दीव बोहणे वाय,वीअणे हरिअ छिंदणे चेव; अणिवद्ध जंपणे, गुरुजणेणय अदत्तए गहणे ॥

તેમજ દીવો પ્રગટ કરવાનું, વાયરો વીંઝવાનું, લીલોતરી છેદવાનું; ગુરૂજન સાથે અણુવીચાર્યું બોલવાનું, અદત્ત લેવાનો નિયમ કરે.

पुरिसासण सयणीए,तह संभासण पलोयणाईसु; ववहारेणं परिमाणं,दिसिमाणं भोग परिभोगे ॥१८॥

પુરૂષ તથા સ્ત્રીના આસન ઉપર બેસવાનો, સય્યામાં સુવાનો, તેમ સ્ત્રી પુરૂષ સાથે ભાષણ કરવાનો, નજરથી જોવાનો, વ્યાપારનો, દિશિપરીમાણનો, ભોગપરીભોગનો પ્રમાણ કરવો.

तह सव्वणथ्थदंडे, सामाईअ पोसहे तिहि विभागे; सव्वेसुवि संखेवं, काहं पई दिवस परिमाणं ॥१९॥

તેમજ સર્વ અનર્થદંડમાં; સામાયક, પોસહ, અતિથીસંવિભાગમાં; સર્વ કાર્યમાં; અતિદિવસે સર્વ પરીમાણમાં સંક્ષેપ કરતા રેહેવું.

खंडण पीसण रंधण । भुंजण विरुखणण वथ्थ रयणं च ॥
कत्तण पिंजण लोढण । धवलण लिंपणय सोहणए ॥ २० ॥

ખાંડવું, દળવું, રાધવું, જમવું, જોવું, ખણવું, વસ્ત્ર રંગાવવાં, કાતરવું, પીંજવું, લોઢવું, ધોળવું, લીંપવું, શોભાવવું, શોધવું, એ સર્વમાં પ્રતિદિન પરીમાણ કરતા રેહેવું.

वाहण रोहण लिरुखाइ । जोअणे वाण हीण परिभोगे ॥
निन्नणण लुंणण उंछण । रंधण दलणाई कम्मेअ ॥ २१ ॥
संवरणं कायव्वं, जह संभव मणुदिणं तहा पढणे;
जिण भवण दंसणे सुणण, गणणु जिण भवण किच्चेअ.

વાહણ–રથ વીગેરેનું, રોહણ–સ્વારી કરવાનું, લીંખ પ્રમુખનું જોવાનું, પગરખા ( જોડા વીગેરે ) નું, પરીભોગનું, ખેત્ર નિંદવાનું, લુણવાનું ( લણવાનું ), ઉપરથી ધાન

કાપવાનું, રાંધવાનું, દળવા ભરડવાનું, આદિ શબ્દથી વિગેરે કાર્યોનાં, અનુક્રમ પ્રમાણે દરરોજ પૂર્વે કરેલા પચ્ચખ્ખાણથી ઓછું કરવું. તેમજ ભણવામાં, ગણવામાં, જિનેશ્વર ભગવંતના દેરાસર જોવાના કામમાં, સમરાવવા વીગેરેનાં કામમાં, સાર સંભાળ કરવાનાં કામમાં ઉદ્યમ કરવો.

अट्ठमी चउद्दसीसु कल्लाण तिहिसु तव विसेसेसु; काहामि उज्जम महं, धम्मथ्थं वरिसं मज्झंमि ॥

वर्ष દિવસમાં જે આઠમ, ચૌદશ, કલ્યાણક તિથિઓમાં તપ વિશેષ કરેલા હોય તેના લોકોને ધર્મ પમાડવા નિમિત્તે ઊજમણા પ્રમુખનાં મહોચ્છવ કરવા.

धम्मथ्थं मुहपती । जल छाणणओसहाई दाणं च; साहम्मिअ वच्छल्लं, जह सत्तिए गुरु विणओअ ॥

ધર્મને માટે મુહપતીઓ દેવી, પાણીનાં ગળણાં દેવાં, રોગીને માટે ઔષધાદિક દેવાં, સાધર્મિક વાત્સલ્ય કરવાં, યથાશકિત ગુરૂનો વિનય કરવો.

मासे मासे सामाइअं च, वरिसंमि पोसहं तु तहा । काहामि स सत्तीए, अतिहिणं संविभागं च ॥२९॥

દરેક માસમાં આટલાં સામાયક કરીશ, તેમજ વર્ષમાં આટલા પોસહ કરીશ, તથા યથાશકિત વર્ષમાં આટલા અતિથિસંવિભાગ કરીશ, એવા નિયમ લે.

## ( ચોમાસી નિયમ ઉપર વિજયશ્રીકુમારનો દ્રષ્ટાંત )

વિજયપુર નગરે વિજયસેન રાજા રાજ્ય કરતો હતો, તેને પુત્ર ઘણા હતા. તેમાંથી વિજયશ્રીકુમારને રાજયોગ્ય જાણીને "રખે આને કોઈ બીજો રાજકુમાર મારી નાખે નહી" એમ ધારીને તેને રાજા ( વિજયશ્રીને ) સન્માન આપતો નથી. તેથી તે વિજયશ્રીકુમાર પોતાના મનમાં દુખાણો.

पादाहतं यदुथ्थाय, मूर्द्धानमथि रोहति; स्वस्थादेवापमानेपि, देहिन स्तद्वरंरजः ॥ ११ ॥

અપમાન કરવાથી પણ પોતાના સ્થાનકને છોડતા નથી એવા પુરૂષો કરતાં ધૂળ પણ સારી છે, કે જેને પગથી જો હણી હોય તો ત્યાંથી ઉડીને તેના મસ્તક ઉપર ચડી બેસે છે. ( અર્થાત્ ધૂળ પણ પગના હણવાથી અપમાન માને છે તેમ જો પુરૂષ પોતાનું અપમાન ન ગણે તો તે ધૂળ કરતાં પણ અતિશય નીચ ગણાય છે. ) એ યુકિતપૂર્વક મારે અહિયાં રહેવાથી શો લાભ છે? માટે હું દેશાંતર ચાલ્યો જાઉં ( એમ વિજયશ્રીયે વિચાર્યું ). જે માટે નિતિમાં કહેલું છે કે,

निग्गंतूण गिहाओ, जो न निअई पुहई मंडल मसेसं; अच्छेरय सयरम्मं, सो पुरिसो कूव मंडुक्को ॥
नज्जंति चित्त भासा, तहय विचित्ताओ देस नीईओ; अच्चभ्भुआई बहुसो, दीसंति महिं भमंतेहिं.

પોતાના ઘરથી નીકળીને સેંકડો આશ્ચર્યોથી રમણીક સંપુર્ણ પૃથવીમંડળને જે નથી જોતો તે પુરૂષ કૂપકના દેડકા સમાન છે. વિચિત્ર પ્રકારની સર્વ દેશની ભાષાઓ તેમજ વિચિત્ર પ્રકારની નાનાપ્રકારના દેશની નીતિઓ જાણી શકાતી નથી. અત્યંત અદ્ભુત ( આશ્ચર્યકારક ) ઘણા આશ્ચર્યો પૃથ્વીમાં ફરવાથીજ જોઇ શકાય છે.

ત્યારપછી વિજયશ્રી એકલો હાથમાં ખડ્ગ લઇને રાત્રીના સમયે કોઇને કહ્યા વગર ત્યાંથી નીકળ્યો અને પૃથ્વી ઉપર ફરતો ફરતો કોઈક અરણ્યમાં મધ્યાન્હ વખતે

ક્ષુધા તૃષાથી પીડીત થકો જેવામાં ફરે છે તેવામાં કોઈક સર્વ અલંકાર પહેરેલા છે જેણે એવા એક દૈવીકપુરૂષે તેને સ્નેહપૂર્વક બોલાવીને એક સર્વ ઉપદ્રવનું નિવારક અને બીજું સર્વ ઈષ્ટસિદ્ધિને આપનારૂં એવાં બે રત્ન આપ્યાં; પણ "તું કોણ છે" એમ જ્યારે કુમારે તેને પુછ્યું ત્યારે તેણે કહ્યું કે "તું જ્યારે પોતાને નગરે જઈશ ત્યારે ત્યાં મુનીમહારાજની વાણીથી મારૂં સકળ વૃત્તાંત તું જાણી જઈશ." ત્યારપછી તે રત્નોના પ્રભાવથી સર્વત્ર મરજી પ્રમાણે વિલાસ કરતો હતો. તેણે કુસુમપુર નગરના દેવશર્મા રાજાની આંખની તીવ્રવ્યથાનો પટહ વાગતો સાંભળીને તેના દરબારમાં જઈ રત્નના મહિમાથી તેની આંખ સંબંધી તીવ્રવ્યથા દૂર કરી દીધી. તેથી તુષ્ટમાન થયેલા રાજાએ પોતાનું સર્વસ્વ રાજ્ય, અને પુણ્યશ્રી નામની પુત્રી પરણાવી પોતે દીક્ષા અંગીકાર કીધી. તે વાત જાણીને તેના પીતાયે પણ તેને બોલાવી પોતાનું રાજ્ય આપી પોતે દીક્ષા અંગીકાર કીધી. એવી રીતે બન્ને રાજ્યનાં સુખને અનુભવતો વીચરે છે. એક વખતે ત્રણ જ્ઞાનના ધરનાર દેવશર્મા રાજર્ષિ તેનો પૂર્વભવ વૃત્તાંત પુછવાથી કહેવા લાગ્યા કે, હે રાજન્ ક્ષેમાપુરી નગરીમાં સુવ્રત નામના શેઠે ગુરૂની પાસે યથાશક્તિ ચાતુર્માસિક કેટલાક નિયમ અંગીકાર કીધા. તે વખતે તેનો એક નોકર હતો તેને પણ એવોજ ભાવ આવ્યો, જેથી તેણે પણ દરવર્ષે ચોમાસામાં રાત્રીભોજન કરવાનો નિયમ અંગીકાર કર્યો હતો. તે ત્યાંથી મરણ પામીને તે નીયમના પ્રભાવથી તું રાજા થયો, અને તે સુવ્રત નામનો શ્રાવક મરણ પામીને મહર્દ્ધિકદેવ થયો. તેણે પૂર્વભવના સ્નેહથી તને બે રત્ન આપ્યાં હતાં. આવી વાણી સાંભળીને જાતિસ્મરણ જ્ઞાન પામીને તેજ નિયમ ફરીને અંગીકાર કરી પાળીને વિજયશ્રીરાજા સ્વર્ગ પામ્યો, અને છેવટે મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધિપદને પામશે. માટે ચોમાસામાં નિયમ અંગીકાર કરવા મહાલાભકારી છે. લોકીક શાસ્ત્રમાં પણ નીચે મુજબ ચોમાસી નિયમ બતાવેલા છે. વશીષ્ટઋષી કહે છે કે,—

## (લોકીક શાસ્ત્રોમાં બતાવેલા ચોમાસીક નિયમો.)

कथं स्वपिति देवेशः । पद्मोद्भवमहार्णवे ॥ सुप्ते च कानि वर्ज्यानि । वर्जितेषु च किं फलं ॥ १ ॥

દેવનાદેવ શ્રીકૃષ્ણ મોટા સમુદ્રમાં શા માટે સુવે છે? તેઓ સુતા પછી શાં શાં કૃત્ય વર્જવાં, અને તે વર્જવાથી (ત્યાગ કરવાથી) વળી શું ફળ થાય?

नायं स्वपिति देवेशो । न देवः प्रतिबुध्यते ॥ उपचारो हरेरेवं । क्रियते जलदागमे ॥ २ ॥

"આ વિષ્ણુ કંઈ શયન કરતા નથી. તેમજ દેવ કાંઈ જાગતા નથી. એતો ચોમાસુ જ્યારે આવે ત્યારે હરીનો એક ઉપચાર કરાય છે.

योगस्थे च हृषीकेशे । यद्वर्ज्यं तन्निशामय ॥ प्रवासं नैव कुर्वीत । मृत्तिकां नैव खानयेत् ॥ ३ ॥

જ્યારે વિષ્ણુ યોગમાં સ્થિત થાય છે ત્યારે જે વર્જવા યોગ છે તે સાંભળ—પ્રવાસ ન કરવો, મૃત્તિકા (માટી) ન ખોદવી.

वृन्ताकान् राजमाषांश्च । वल्लकुलत्थांश्च तुमरी ॥ कालिंगानि त्यजेद्यस्तु । मूलकं तंदुलीयकं ॥ ४ ॥

વંતાક, મોટા અડદ, વાલ, કળથી, તુઅર, કાલિંગા, મૂળો, તાંદલજો ત્યજવાં.

एकान्नेन महीपाल । चातुर्मास्यं निषेवते ॥ चतुर्भुजो नरो भूत्वा । प्रयाति परमं पदं ॥ ५ ॥

હે રાજા, એક વાર ભોજનથી ચોમાસું સેવે, તો તે પુરૂષ ચતુર્ભુજ થઇ પરમપદ પામે.

नक्तं न भोजयेद्यस्तु । चातुर्मास्ये विशेषतः ॥ सर्व कामानवाप्नोति । इहलोके परत्र च ॥ ६

જે પુરૂષ રાત્રે ભોજન કરતો નથી, વળી ચોમાસામાં તો વિશેષેકરી રાત્રીભોજન કરતો નથી, તે પુરૂષ આલોકમાં અને પરલોકમાં સર્વ મનકામનાને પામે છે.

यस्तु सुप्ते हृषीकेशे । मद्यमांसानि वर्जयेत् ॥ मासे मासेश्वमेधेन । स जयेच्च शतं समा ॥ ७ ॥

વિષ્ણુના શયન કીધા પછી જે પુરૂષ મદ્ય અને માંસોને વર્જે છે (ત્યજે છે) તે પુરૂષ માસે માસે અશ્વમેધ યજ્ઞેકરી સો વર્ષલગણુ જયવંત વર્તે છે, ઈત્યાદિક કહેલું છે. વળી માર્કંડ રૂષી પણ એમ કહે છે કેઃ—

तैलाभ्यंगं नरो यस्तु । न करोति नराधिप ॥ बहुपुत्रधनैर्युक्तो । रोगहीनस्तु जायते ॥ १

હે રાજન્, જે પુરૂષ તેલનું મર્દન કરતો નથી તે પુરૂષ બહુ પુત્ર અને ધનેકરી યુક્ત થકો વળી રોગહીન થાય છે.

पुष्पादिभोगसंत्यागात् । स्वर्गलोके महीयते ॥ कट्वम्लतिक्तमधुर । कषायक्षारजान् रसान् ॥ २

પુષ્પાદિકના ભોગને, અને કડવા, ખાટા, તીખા, મધુર, કષાયલા, ખારા, રસોને જે ત્યજે છે, તે પુરૂષ સ્વર્ગલોકમાં પૂજાય છે.

यो वर्जयेत्स वै रूप्यं । दौर्भाग्यं नाप्नुयात्क्वचित् ॥ तांबुलवर्जनात् राजन् । भोगी लावण्यमाप्नुयात् ॥३

ઉપર લખેલા પદાર્થને જે વર્જે છે તે પુરૂષ કુરૂપપણું પામતા નથી. વળી કયાંય પણ દોભાગીપણું પામતા નથી. વળી હે રાજન્ તાંબુલનાં વર્જવાથી ભોગીપણું અને લાવણ્યપણું પામે છે.

फलपत्रादिशाकं च । त्यक्त्वा पुत्रधनान्वितं ॥ मधुरस्वरो भवेत् राजन् । नरो वै गुडवर्जनात् ॥४॥

ફળ પત્રાદિકનાં શાકને ત્યજીને પ્રાણી પુત્ર અને ધન સહિત થાય છે. વળી હે રાજન્, ગોળ વર્જવાથી પ્રાણી મધુરસ્વરી (મિષ્ટ બોલનારો) થાય છે.

लभते संततिर्दीर्घा । तापापक्वस्य वर्जनात् ॥ भूमौ स्वस्त रसायीच । विष्णुरनुचरो भवेत् ॥ ५ ॥

તાપથી નહીં પાકેલું વર્જવાથી પ્રાણી ઘણીજ લાંબી પુત્રપુત્રાદિકની સંતતિને પામે છે. ખાટલા પલ્યંક વગર ભુમીના ઉપર પાથરણું કરી સુવે છે તે પ્રાણી વિષ્ણુનાં સેવક થાય છે.

दधिदुग्धपरित्यागात् ॥ गोलोकं लभते नरः ॥ यामद्वयजलत्यागात् । न रोगैः परिभूयते ॥ ६

દહિં દુધના ત્યાગ કરવાથી પ્રાણી ગોલોકને (દેવલોકને) પામે છે. બે પ્રહર સુધી પાણીના ત્યજવાથી પ્રાણી રોગથી પીડીત થતો નથી.

एकांतरोपवासी च । ब्रह्मलोके महीयते ॥ धारणान्नखलोमानां । गंगास्नानं दिने दिने ॥ ७ ॥

એકાંતર ઉપવાસના કરવાથી પ્રાણી દેવલોકમાં પૂજાય છે. અને નખલોમનાં વધારવાથી (પંચકેસ રાખવાથી, નખ વધારવાથી) દરરોજ ગંગાનાં પૂજને પામે છે.

परान्नं वर्जयेद्यस्तु । तस्य पुण्यमनंतकं ॥ भुंजते केवलं पापं । यो मौनेन न भुंजंति ॥ ८ ॥

જે પુરૂષ પારકું અન્ન ખાવું વર્જે છે તેનું પુણ્ય અનંત છે. જે પુરૂષ મૌન થઇ ભોજન કરતો નથી તે કેવળ પાપજ ભોગવે છે.

उपवासस्य नियमं । सर्वदा मौनभोजनं ॥ तस्मात्सर्वप्रयत्नेन । चतुर्मासे व्रती भवेत् ॥ ९ ॥

ઉપવાસનો નિયમ રાખવો, અને સર્વકાળ મૌનભોજન કરવું. તે માટે સર્વ પ્રયત્નથી (સર્વ ઉધમથી) ચોમાસામાં તો વતવંત થઈ રહેવું. ઇત્યાદિ ભવિષ્યોત્તર પુરાણમાં કહેલું છે.

इति तपागच्छे श्राद्धविधिप्रकरणवृत्तौ चतुर्मासकृत्य प्रकाशकश्चतुर्थःप्रकाशः ॥

# पंचमः प्रकाशः ( द्वार पांचमुं )

## ( વર્ષ કૃત્ય )

उक्तं चतुर्मासीकृत्यमथ वर्षकृत्यमुत्तरार्द्धेनोत्तरगाथया चैकादशद्वारैराह ॥

ચતુર્માસીક કૃત્ય કહ્યું. હવે વર્ષકૃત્ય બારમી ગાથાના ઉત્તરાર્ધ તથા તેરમી ગાથાથી એકાદશ દ્વારે કરી બતાવે છે.

**( મૂળ ગાથા બારમીનો ઉત્તરાર્ધ ભાગ તથા ૧૩ મી ગાથા )**

**१ पइ वरिसं संघच्चण । २ साहम्मिअ भत्तिअ ३ जत्ततिगं ॥ १२ ॥**

**४ जिणगिहिए न्हवणं । ५ जिणधणवुड्ढी ६ महपूआ ७ धम्मजागरिआ ।**

**८ सुअपुआ ९ उज्जवणं १० तहतित्थप्पभावणा ११ सोही ॥ १३ ॥**

દરેક વર્ષમાં ૧૧ કૃત્યો કરવાં. તેનાં નામ-૧ સંઘપૂજા, ૨ સાધર્મિકભક્તિ, ૩ યાત્રાત્રીક, ૪ જિનઘરપૂજા, ૫ દેવદ્રવ્યવૃદ્ધિ, ૬ મહાપૂજા, ૭ ધર્મજાગ્રીકા, ૮ જ્ઞાનપૂજા, ૯ ઉદ્યાપન, ૧૦ તીર્થપ્રભાવના ૧૧ શુદ્ધી. એ અગીયાર કૃત્યોના ખુલાસા નીચે મુજબ. ૧ પ્રતિવર્ષ એટલે દરેક વર્ષે જઘન્યથી પણ (ઓછામાં ઓછું પણ) એકેક વાર સંઘાર્ચા (ચતુર્વિધ સંઘપૂજા) કરે. ૨ સાધર્મિકભક્તિ એટલે સાધર્મિક વાત્સલ્ય કરે. ૩ યાત્રાત્રીક તે-૧ રથયાત્રા, ૨ તીર્થયાત્રા, ૩ અષ્ટાન્હીકાયાત્રા. ૪ જીનેંદ્ર ગૃહસ્નપનમહ તે-દેરાસરે મોટી પૂજા ભણાવવી કે મહોત્સવ કરવો. ૫ દેવદ્રવ્યવૃદ્ધિ તે-માળ પહેરવી, ઇંદ્રમાળ પહેરવી, પહેરામણી કરવી, ધોતીયાં વીગેરે મુકવાં, દ્રવ્ય વધારવા વીગેરે માટે આરતી વિગેરે ઉતારવા પ્રમુખથી દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી. ૬ મહાપૂજા તે-વૃહત્સ્નાત્રાદીક કરવાં. ૭ ધર્મજાગ્રીકા તે-રાત્રીધર્મજાગ્રીકા કરવી. ૮ જ્ઞાનપૂજા તે-શ્રુતજ્ઞાનની વિશેષ પૂજા કરવી. ૯ ઉદ્યાપન એટલે વર્ષ દીવસમાં જે તપ કીધો હોય તેનાં ઉજમણાં કરવાં. ૧૦ તીર્થપ્રભાવના એટલે જૈનશાસનની ઉન્નતી કરવી. ૧૧ શુદ્ધી એટલે પાપની આલોયણા લેવી. એટલાં કૃત્ય અવશ્ય શ્રાવકે પ્રતિવર્ષે કરવાં યોગ્ય છે. એ દરેકનાં વીવરણ કરી બતાવે છે.

## ( ૧ સંઘપૂજા )

સંઘપૂજામાં પોતાની સંપદાનુસારે અથવા કુળાદિકને અનુસારે ઘણાજ આદરથી અને બહુમાનથી સાધુ સાધ્વી યોગ્ય આધાકર્મક્રીતાદિ દોષ અદુષિત, વસ્ત્ર, પાત્ર,, કંબળ, પોંચ્છણાં સુત્રનાં-ઊનનાં, પાણી ભરવાનાં પાત્ર, તુંબક ( તુંબડાં વીગેરે ), દાંડો દાંડી, સોય, કાંટા કાઢવાનો ચીપીઓ, કાગળ, ખડીઓ, લેખણ, સમુદાયક, પોથી પ્રમુખ શ્રીગુરૂભણી આપે. જે માટે શ્રાવકદિનકૃત્યમાં કહેલ છે કેઃ—

वथ्थंपत्तं च पुथ्थं च । कंबलं पायपुच्छणं ॥ दंडसथारयं सिज्जं । अन्नं जांकिंचि सुज्झई ॥ १ ॥

વસ્ત્ર, પાત્ર, પુસ્તક, કંબળ, પાદપ્રોચ્છન, દંડક, સંસ્થારક, સય્યા, બીજું જે કંઈ સુઝે તે આપે. અહિંયાં પુસ્તક તે પંચવિધા. પણ આપવાદિક ( કારણીક, કારણ પડે અપાય ) અન્ન એ પદથી બીજું પણ આપે. એટલે ઉપધી બે પ્રકારની હોય છે. ૧ ઓધિક ઉપધી, ૨ ઉપગ્રહિક ઉપધી. મુખપટી, દંડ, પ્રોચ્છનક આદિક, જે શુદ્ધ હોય તે આપે, એટલે સંયમના ઉપકારે વર્તે તે શુદ્ધ ગણાય છે. જે માટે કહેલું છે કેઃ-

जं वट्टई उवयारे । उवगरणं तंमि होई उवगरणं ॥ अइरेगं अहिगरणं, अजओ अजयं परिहरंतो.

જે સંયમના ઉપકારમાં ઉપયોગી થાય તે ઉપગરણ કેહેવાય; અને તેથી અધિક હોય તે અધિકરણ કેહેવાય છે. અજત્ના કરનાર સાધુ અયત્નાથી વાપરે તે તે ઉપગરણ નહીં પણ અધિકરણ ગણાય છે. એવી રીતે પ્રવચનસારોદ્ધારની વૃત્તિમાં લખેલું છે.

એવી રીતે પ્રાતિહારીક, પીઠ (બાજોઠ), પાટીઆં, પાટી, પ્રમુખ પણ સંયમને ઉપકારી હોવાથી સર્વે સાધુભણી શ્રદ્ધાપૂર્વક આપવાં. સોય વિગેરેને ઉપકરણ શ્રીવૃહત્કલ્પે કહેલાં છે. તે બતાવે છે.

असणाइ वथ्थाई । सूआई चउक्कगा तिन्नि ॥

અશનાદિ, વસ્ત્રાદિ, શય્યાદિ, એ ત્રણ ચતુષ્ક એટલે ૧૨ પદાર્થ સાધુને આપવા. ૧ અશન, ૨ પાણી, ૩ ખાદીમ, ૪ સ્વાદિમ, ૫ વસ્ત્ર, ૬ પાત્ર, ૭ કંબળ, ૮ પાદ પ્રોચ્છન, ૯ શુચિ ( સોય ), ૧૦ વિપલક ( અસ્તરો ), ૧૧ નરેણી, ૧૨ કાનમાંથી મેલ કાઢવાનું, એટલાં વાનાં સાધુને આપે. એવી રીતે શ્રાવક શ્રાવિકાના સમુદાયને ( સંઘને ) પણ યથાશકિત ભકિત સહિત પેહેરામણી વીગેરે કરે.

દેવ ગુરૂના ગુણગાયન કરનારા યાચકાદિકોને પણ યથોચિત આપે. સંઘપૂજા ત્રણ પ્રકારની છે. ઉત્કૃષ્ટ, મધ્યમ, જઘન્ય. સર્વ દર્શન તથા સર્વ સંઘની પહેરામણી કરે તે ઉત્કૃષ્ટ પહેરામણી, સૂત્રની નવકારવાળી માત્રથી પહેરામણી કરે તે જઘન્ય પહેરામણી, બીજી બધી વચલા ભેદવાળી પહેરામણી મધ્યમ પહેરામણી કહેવાય. તેમાં પણ જો અધિક ખરચ કરવાની શકિત ન હોય તોપણ ગુરૂને સૂત્ર, મુહપતી, વસ્ત્રાદિક અને બે ચાર શ્રાવક શ્રાવિકાને સોપારી વિગેરે આપીને પ્રતિવર્ષ સંઘપૂજા કરવાની વિધિને સાચવે. નિર્ધન હોય તે એટલું કરે તોપણ તેને મહાફળ થાય છે. જે માટે કહેલું છે કેઃ—

संपत्तौ नियमः शक्तौ । सहनं यौवने व्रतं ॥ दरिद्रे दान मप्यल्पं । महा लाभाय जायते ॥ १

સંપદાવાન્ છતાં નિયમ પાળવો, શકિત છતાં સહન કરવું, યૌવન છતાં વ્રત પાળવું, દારિદ્ર છતાં પણ દાન આપવું, એ જો અલ્પ હોય તોપણ મહાલાભને માટે થાય છે.

સંભળાય છે કે મંત્રી વસ્તુપાલાદીકોને દરેક ચોમાસે સર્વ ગચ્છના સંઘની પૂજા વીગેરે કરવામાં ઘણોજ દ્રવ્યનો વ્યય થતો હતો.

## ( સંઘપૂજા કરનાર મહણસિંહનો દ્રષ્ટાંત )

દિલ્હીમાં શ્રી તપાગચ્છાધિપ પૂજ્ય શ્રી દેવસુંદરસૂરિના ભક્ત શાહ જગશી સુત શાહ મહણસિંહે એકજ વાર સંઘની પૂજામાં, ( સર્વ દર્શન સંઘ પહેરામણી વીગેરે કરવામાં ) ચોરાસી હજાર રૂપીયાનો ખરચ કર્યો અને તેના બીજેજ દિવસે, પોતેજ ગુરૂ મહારાજ પાસેથી બોલાવેલા હોવાથી ગુરૂ મહારાજે મોકલેલા પંડિત શ્રી દેવમંગળ-ગણીના નગરમાં પ્રવેશ કરાવવાના મહોત્સવ વખતે ફરીને સંક્ષિપ્ત સંઘપૂજા કરી તેમાં પણ છપન હજાર ટકા ( રૂપીયા ) નો ખરચ કર્યો. ઇત્યાદિક સંભળાય છે. એવી રીતે બીજા શ્રાવકે પણ યથાશક્તિ દર વર્ષે સંઘપૂજા અવશ્ય કરવી.

## ( ૨ સાધર્મીક વાત્સલ્ય )

સાધર્મિક વાત્સલ્ય પણ સર્વેનું અથવા કેટલાકનું યથાશકિત પ્રતિવર્ષે કરવું. કેમકે સમાન ધર્મવાળા શ્રાવકોનો સમાગમ પ્રાયે કરી દુષ્કર છે. જે માટે કહીયે છીયે,—

सर्वैः सर्वेमिथः सर्व । संबंधात् लब्धपूर्विणः ॥ साधर्मिकादिसंबंधः । लब्धारस्तु मिताः क्वचित् ॥ १

સર્વ પ્રાણીઓયે ( માતાપિતા સ્ત્રી વીગેરેના ) પરસ્પર સંબંધવાળા સર્વે સંબંધો પૂર્વે પામેલા છે પણ સાધર્મિકાદિ સંબંધ પામનારા તો ગણત્રી પ્રમાણે કોઇજ ક્યાંકજ હોય છે.

એવા સાધર્મિકોની સંગતી પણ મોટા પુણ્યથી મળી શકે છે, ત્યારે તેઓની તેઓનાં યોગ્ય ભકિત પ્રાપ્ત થવી તેમાં તો શું કહેવું. જે માટે કહેલું છે કે:—

एगथ्थ सव्वधम्मा । साहम्मिअ वच्छलं तु एगथ्थ ॥ बुद्धितुल्लाए तुलिआ । दोवि अतुल्लाइं भणिआइं.

એક તરફ સર્વ ધર્મ, અને એક તરફ સાધર્મિક વાત્સલ્ય રાખીને, કેવળજ્ઞાનીના બુદ્ધીરૂપી તોલાથી તોળીયે તો બન્ને તુલ્ય એટલે સરખાંજ કહેલા છે.

તેઓની પ્રતિપત્તિ આવા પ્રકારની છે. પોતાના પુત્રાદીકના જન્મ મહોત્સવે, વીવાહે, બીજાં પણ તેવાંજ પ્રકારનાં પ્રયોજન કાર્યે સાધર્મિકોને નિમંત્રણા કરી તેઓને વિશીષ્ટ ( સુંદર ) ભોજન, તાંબુલ, વસ્ત્ર, આભૂષણાદિક આપવાં.

આપદામાં નિમગ્ન થયેલાઓને પોતાના ધનનો વ્યય કરીને પણ ઉદ્ધરવા. અંત-રાય દોષથી નિર્ધન બની ગયેલાઓને ફરીને તેઓને ગામે પોહોંચાડી આપવા. સમાન ધર્મી પુરૂષોને જ્યારે સમૃદ્ધિવંત ન કરે ત્યારે સંપદા પામી શા કામની છે. જે માટે કહેલ છે કે,—

न कयं दीणुद्धरणं । न कयं साहम्मिआण वच्छल्लं ॥ हिययंमि वीयराओ । न धारिओ हारिओ जम्मो.

દીનનો ઉધ્ધાર ન કર્યો, સાધર્મિ જનોની વાત્સલ્યતા ન કરી, હૃદયમાં વીતરાગને ન ધર્યા, ત્યારે તેણે શું કર્યું ? મનુષ્ય જન્મ પામીને હાર્યો, બીજું કંઇ ન કર્યું.

ધર્મના કામમાં સીદાતા ( દુખીથતા ) સાધાર્મિભાઇયોને તેવા તેવા પ્રકારના કારણે કરી ધર્મમાં સ્થિર કરવા. પ્રમાદમાં પડેલા શ્રાવકોને સારણા ( નઠારૂં કામ કરનારને અટકાવવા ઇસારો કરવો), વારણા ( અનીતિયે ચાલતાઓને વારવા ), નોદન ( નહી માને તેઓને ભય દેખાડવો ), પ્રતિનોદના ( નહી માનતાને શિક્ષા કરવી ), પ્રમુખ કરવાં. કહેલ છે કે.—

पम्मुट्ठ सारणावुत्ता । अणायारस्स वारणा ॥ चुक्काण चोअणा भुज्जो । निठुरं पडिचोअणा ॥ १ ॥

પ્રમાદમાં પડતાને સંભારી આપવું તે સારણા, અનાચારથી વારવા તેને વારણા, એકવાર ચૂકે તેને ચોયણા, વારંવાર ચૂકેલાને નિઠુર વચન કહેવાં તે પ્રતિચોયણા કહી છે. તથા વળી તેવા શ્રાવકોને વાંચના, પૃચ્છના,પરાવર્તના,અનુપ્રેક્ષા, ધર્મકથાદિકમાં યથાયોગ્ય જોડી આપવા. વિશીષ્ટ ધર્માનુષ્ઠાન કરાવવાને માટે સાધારણ પોષધશાળાદિક કરાવવી ઇત્યાદિ.

## ( સ્ત્રીઓના વાત્સલ્યપણા વિષે )

શ્રાવિકાઓમાં પણ વાત્સલ્યપણું શ્રાવકની પેઠેજ શ્રાવકથી ઓછું કે વધતું વગર ફારફેર કરવું. કેમકે તેઓ પણ જ્ઞાન દર્શન ચારિત્રવાળી, શીલ સંતોષથી પ્રધાન લક્ષણવાળી, સુહાગણી હો કે વીધવા હો પણ જિનશાસન ઉપર અનુરક્તચિતવાળીઓ જે હોય તેઓને સાધર્મિકપણે માનવી.

## ( સ્ત્રીયોના હલકાઇપણાના વિષયમાં પ્રશ્ન )

પ્રશ્ન—કોઈ એમ શંકા કરે કે સ્ત્રીયો લોકીક લોકોત્તર દોષના પાત્રપણેજ પ્રસિદ્ધ છે. જેમકે, આ સ્ત્રીયો ખરેખર વગર જમીનથી ઉગેલી વિષકંદલી છે (વિષવેલ ઉગવાને કંદસરખી છે), આકાશ વગર વજાની અગ્ની સમાન છે, જેનો કંઇ ઔષધ ન થાય એવો વ્યાધી છે, કારણ વગરનું મૃત્યુ છે, નિમિત્તવિનાનું ઉત્પાત્ત છે, ફણ વગરની નાગણી છે, ગુફા વગરની વાઘણ છે, પ્રત્યક્ષ રાક્ષસી છે, માતાપિતા ભાઇ પ્રમુખથી સ્નેહ ત્યજાવવાને હેતુભૂત છે, અસત્ય કપટથીજ બહુલ ભરેલી છે. જે માટે નીતિમાં કહેલુ પણ છે કે,–

## ( સ્ત્રીઓના નીચપણા વિષે )

अनृतं साहसं माया । मूर्खत्वमतिलोभता ॥ अशौचं निर्दयत्वं च । स्त्रीणां दोषाः स्वभावजाः ॥२॥

અસત્ય, ઉતાવળ, કપટ, મૂર્ખપણું, અતિલોભીપણું, અશુચિપણું, નિર્દયપણું, એટલા છ દોષો સ્ત્રીઓમાં સ્વભાવથીજ હોય છે. આગમમાં કહેલ છે કે,–

अणंता पाव रासीओ । जया उदय मागया ॥ तया इच्छित्तणं पत्तं । सम्मं जाणा हि गोअमा ॥

અનંતી પાપની રાશીઓ જ્યારે ઉદયમાં આવી છે, ત્યારેજ સ્ત્રીપણું પ્રાપ્ત થયું છે. હે ગૌતમ, એમ સમ્યક્ પ્રકારે જાણવું.

સર્વ શાસ્ત્રોમાં પણ પ્રાયઃ પગલે પગલે સ્ત્રીઓની નિંદા લખેલી દેખાય છે. એટલાજ માટે તેઓને દુરથીજ ત્યજી આપવી. જ્યારે એમ છે ત્યારે સ્ત્રીઓને દાન સન્માન આપવું અને તેઓનું વાત્સલ્ય કરવું કેમ યોગ્ય હોય ?

## ( સ્ત્રીઓનું ધર્મવિષયમાં ઊચ્ચપણું છે એ વિષયમાં ઉત્તર )

ઉત્તર—ઉપરની શંકાનો ઉત્તર આપતાં કહે છે કે, એ કંઇ એકાંત નથી, કે સ્ત્રીઓ દોષબહુલાજ છે. દોષબહુળપણું પુરૂષમાં પણ સમાનજ છે. કેમકે પુરૂષ પણ

કેટલાક ક્રુરાશયવાળા હોય છે, દોષબહુળ હોય છે, નાસ્તિકો હોય છે, કૃતઘ્ન હોય છે, સ્વામીદ્રોહી, વિશ્વાસઘાતી, અસત્યવાદી, પરધનમાં લાલચુ, પરસ્ત્રીના લંપટી, નીર્દયી, દેવગુરૂના વંચક, ઘણાય પણ દેખાય છે. તેવા પુરૂષોને દેખવાથી મોટા પુરૂષોની અવજ્ઞા કરવી કંઇ યોગ્ય નથી. એમજ સ્ત્રીઓમાં જોપણ કેટલીક સ્ત્રીઓમાં દોષબહુળપણું દેખાય છે તોપણ કેટલીક સ્ત્રીઓમાં ગુણનું બહુળપણું પણ છે. તિર્થંકરની માતાઓ ખરેખર સ્ત્રીઓ છે છતાં પણ તેવા પ્રકારના ગુણની યોગ્યતાથી સુરેંદ્રને પણ પૂજવા યોગ્ય છે, મુનીંદ્રોને પણ સ્તવવા યોગ્ય છે. લોકીકમાં પણ એમજ કહેલું છે કે,

निरातिशयं गरिमाणं । तेनयुवत्या वदंति विद्वांसः; तं कमपि वहति गर्भ । जगतामपि यो गुरुर्भवति;

સ્ત્રીઓ તેવા પ્રકારના કોઇક પુરૂષને જન્મ આપે છે, કે જે આખા જગતમં પણ મોટો (ગુરૂ) થાય છે. તેટલાજ માટે સ્ત્રીઓનું અતિશયોક્તિ વગરનું મોટાઈ પણું વિદ્વાન્ પુરૂષો કહે છે.

કેટલીક સ્ત્રીઓ વળી પોતાના શીળના પ્રભાવથી અગ્નિને જળની પેઠે, જળને સ્થળની પેઠે, વ્યાઘ્રને શીયાળની પેઠે, સર્પને રજ્જુના પેઠે, અને વિષને અમૃતની જેમ કરે છે. ચાર પ્રકારના સંઘમાં પણ ચોથું અંગ શ્રાવીકાઓજ ગણાવેલી છે. અને શાસ્ત્રોમાં જે સ્ત્રીઓની નિંદા દેખાય છે તે તે સ્ત્રીઓમાં આસક્ત બની જતા લોકોને તેની આસક્તિ દુર કરાવવા માટે કહેલી છે.

સુલસા વિગેરે શ્રાવિકાઓ એવી દૃઢધર્મી હતી, કે જેના ગુણ શ્રી તીર્થંકરે પણ પ્રશંસેલા છે. ઇંદ્રોએ પણ પોતાના દેવલોકોમાં જેઓની ધર્મના વિષયમાં ધર્મની દૃઢતા પ્રશંસી છે. પ્રબળ મિથ્યાત્વી દેવતાઓથી પણ જેઓની સમ્યકત સંપદા ચળાવી શકાણી નથી. કેટલીક સ્ત્રીઓ ચરમશરીરી હોય છે (તેજ ભવે મોક્ષે જનારી હોય છે), કેટલીએક બે ત્રણ ભવ કરી મોક્ષે ગમન કરનારી હોય છે, એમ શાસ્ત્રોમાં પણ સંભળાય છે.

તે માટે આ (ધર્મી) સ્ત્રીઓનું પોતાની માતાની પેઠે, બેહેનની પેઠે, પુત્રીની પેઠે, વાત્સલ્ય કરવું એ યુક્તિયુક્તજ છે. આ વિષયમાં એટલુંજ બોલવું બસ છે.

સાધર્મિ વાત્સલ્યે કરીનેજ રાજાઓને અતિથિસંવિભાગવતનું આરાધન થાય છે. કેમકે રાજપિંડ મુનિઓને અકલ્પનીય છે. આ વિષય ઉપર ભરતચક્રવર્ત્તીના વંશમાં ઉત્પન્ન થયેલા ત્રિખંડના અધિપતી દંડવીર્ય રાજા વિગેરેનાં દૃષ્ટાંત છે.

## (સાધર્મિક વાત્સલ્યની દૃઢતા ઉપર દંડવીર્યરાજાનો સંક્ષિપ્ત દૃષ્ટાંત)

સાધાર્મિક જનોને ભોજન કરાવ્યા પછી ભોજન કરવાની પ્રતિજ્ઞાવાળા દંડવીર્ય રાજાની પરીક્ષા કરવા એક દિવસ ઇંદ્રમહારાજે તીર્થની યાત્રા કરીને આવતાં એક ક્રોડની સંખ્યા જેટલા સુવર્ણની ત્રણ તારવાળી જનોઇના ધારવાથી રત્નત્રયનાં અને બાર તીલકના ધારણ કરવાથી બારવ્રતને સૂચન કરવાથી શોભતા, ભરતચક્રવર્તીનાં કરેલા ચાર વેદનાં મુખથી ઉચ્ચાર કરતા શ્રાવકોને દેખાડયા. તેઓને ભક્તિસહિત નિમંત્રણા કરી ભોજન કરાવતાં થકાંજ સૂર્ય અસ્ત થઇ ગયો. એમજ આઠ દિવસ થયાથી રાજાને આઠ ઉપવાસ થયા, તોપણ તારૂણ્યાવસ્થામાં જેમ પ્રતિદિન શક્તિની વૃદ્ધિ થતી જાય છે તેમ રાજાને સાધર્મિક ભક્તિ ઉપર પ્રવર્દ્ધમાન ભાવ થવા લાગેલો દેખી તુષ્ટમાન

થયેલા ઈંદ્રે તેને દેવતાઇ ધનુષ્ય, બાણ, રથ, હાર, કુંડળજોડી આપીને શત્રુંજયતીર્થનો ઊદ્ધાર કરવાની પ્રેરણા કરી તે સ્વસ્થાનકે ગયો. દંડવીર્યરાજાયે આઠમે દીવસે પારણું કરી યથાવસર શત્રુંજયનો ઉદ્ધાર કર્યો.

## ( સંભવનાથ સ્વામીનો સંક્ષિપ્ત દૃષ્ટાંત. )

સંભવનાથ સ્વામીએ પણ પૂર્વલા ત્રીજા ભવે ધાતકીખંડના ઐરાવર્ત ક્ષેત્રમાં ક્ષેમાપુરીનગરે વીમળવાહન રાજાપણે મહાદુકાળના વખતે સકળ સાધર્મિકોને ભોજનાદિક દાન દેવાથી તીર્થંકરનામકર્મ બાંધેલ હતું. ત્યારપછી દીક્ષા લઇ ચારીત્ર પાળી આનત નામે દેવલોકે દેવપણે ઉત્પન્ન થઇ ફાગણ શુદ ( ૮ ) અષ્ટમીને દીને મહા દુષ્કાળ હતો છતાં પણ તેઓનો જન્મ થવાથી તેજ દીવસે અકસ્માત્ ચોતરફથી ધાન્યનું આગમન થયું. એટલે જ્યાં ધાન્યનો અસંભવ હતો ત્યાં ધાન્યનો સંભવ થવાથી તેઓનું નામ સંભવનાથસ્વામી સ્થાપિત થયું છે. જે માટે વૃહતભાષ્યમાં પણ કહેલ છે કેઃ—

संसोख्खंति पवुच्चई । दिठ्ठे तं होइ सव्वजीवाणं ॥ तो संभवेजिणेसो । सव्वे विहु संभवा एवं ॥ १॥

જેને દેખવાથી સર્વ જીવોને સુખ થાય તેનેજ સુખ કેહેવાય છે, તે માટે સંભવ, નાથ સ્વામી જિનેશ્વર જે છે તેના પસાયથી સર્વ પ્રકારના સુખનો સંભવ થાય છે.

भण्णंति भुवण गुरुणो । न वरं अन्नंपि कारणं अथ्थि; सावथ्थीनयरीए । कयाइ कालस्स दोसेणं.
जाए दुभ्भिख्खभरे । दूथ्थी भूए जणे समथ्थेवि; अवयरिओ एस जिणो, सेणादेवीइ उअरंमि॥३॥
सयमेवागम्म सुराहिवेण संपूइया तओ जणणी ॥ वध्धाविआय भुवणिक्क भाणु तणयस्स लाभेणं ॥ ४ ॥
तद्दिअहं चिय सहसा, समथ्थ सथ्थेहिं धन्न पुन्नेहिं । सव्वतो इंताहिं । सुहं सुभिख्खं तहिं जयं ॥ ५ ॥
संभविआइं जम्हा । समत्त सइ संभवे तस्स ॥ तो संभवोतिनामं । पइठ्ठिअं जणणि जणएहिं ॥ ६ ॥

ભુવનગુરૂ જે સંભવનાથ સ્વામીનું નામ એ કારણે થયું છે. વળી બીજું પણ કારણ છે કે, સાવથ્થીનગરીમાં કોઇક વખત કાળના દોષથી ( કાળના પ્રભાવથી ) આકરો દુઃકાળ આવી પડે થકે, સમર્થલોકો પણ દુઃખીત થયે થકે, સેનાદેવીના ઊદરમાં સંભવનાથસ્વામી આવીને અવતર્યા. ત્યારપછી ઈંદ્રમહારાજે પોતેજ ત્યાં આવીને માતાને પુજ્યાં, અને વળી ભુવનને વિષે એક સૂર્યસમાન તીર્થંકરનો જન્મ થશે એવી વધામણી આપીને તેઓને વધાવ્યાં ( પ્રસન્ન કર્યા ). તે દીવસથી ત્યાં અકસ્માત્ સમર્થ સાર્થવાહે કરીને સહિત એવા ધાન્યનાં ભરેલાં વાહાણ આવ્યાં, તેથીકરી ત્યાં સુખ અને સુકાળ થયો. જે માટે ત્યાં ધાન્યાદિકનો સંભવ થયો, તેથી તેઓનું નામ માતાપિતાયે મળીને સંભવનાથ સ્વામી એવું સ્થાપન કર્યું છે.

## ( શાહ જગસિંહનો સંક્ષિપ્ત દૃષ્ટાંત )

દેવગીરીનગરે ( માંડવગઢે ) શાહ જગસિંહ પોતાના બરોબર સંપદાવાળા પોતેજ કરેલા ત્રણસો સાઠ વણિકપુત્રોની ( વાણોતરોની ) પાસે બહોતેર હજાર રૂપીયાનું એક સાધર્મિક વાત્સલ્યમાં ખરચ થાય એવા દરરોજ એક એક જણાની પાસે સાધર્મીવત્સલ કરાવતો હતો તેથી તેને દરવર્ષે ત્રણસોને સાઠ સાધર્મિક વાત્સલ્ય થતા હતા.

## ( આભુ સંઘપતિનો સંક્ષિપ્ત દ્રષ્ટાંત )

થરાદમાં શ્રી શ્રીમાળ વંશમાં ઉત્પન્ન થયેલો આભુ સંઘપતિ એવો થયો હતો કે જેણે ત્રણસોને સાઠ સાધર્મિક ભાઈયોને પોતાના બરોબર સંપદાવાળા કર્યા હતા જે માટે નીતિશાસ્ત્રમાં પણ કહેલ છે કે,—

किं तेन हेमागिरिणा रजताद्रिणा वा । यावाश्रिताहि तरवस्तरवस्त एव ॥
मन्यामहे मलयपर्वतमेकमेव । यत्राम्रनिंवकुटजा अपि चंदनानि ॥ १ ॥

જેના આશ્રય કરવાથી પણ જે વૃક્ષો જેવાં હતાં તેવાંને તેવાંજ વૃક્ષરૂપે રહ્યાં ત્યારે તે હેમાચળ કે રજતાદ્રિ પર્વતોથી શો લાભ છે ? હું ધારૂં છું કે મળયપર્વત એજ એક પર્વત છે, કેમકે જ્યાં આમ્ર, લીંબુ, કુટજ વૃક્ષો પણ ચંદન જેવાં ગણાય છે.

## ( સારંગશાહનો સંક્ષિપ્ત દ્રષ્ટાંત )

એક સારંગશાહ નામનો શ્રાવક એવો હતો કે તેના પાસે એક પંચ પરમેષ્ટી નવકાર બોલે તેને દરેકને એક એક સોનામોહોર આપતો હતો. એક ચારણે એકવાર નવકાર કહ્યો ત્યારપછી "ફરીફરી કહે" એમ કહેવાથી તેણે નવવાર નવકાર કહ્યો તેથી તેને નવ સોનૈયા આપ્યા. ઇતિવાત્સલ્ય વિધિ.

## ( ૩ યાત્રાત્રિક )

જઘન્યથી પણ એકેકવાર પણ યાત્રા કરવી. યાત્રા તો વળી ત્રણ પ્રકારની કહી છે. કહેલ છે કે,–

अष्टाह्निकाभिधामेकां । रथयात्रामथापरां ॥ तृतीयां तीर्थयात्रां चे । त्माहुर्यात्रां त्रिधा बुधाः॥१॥

અઠ્ઠાઈયાત્રા, રથયાત્રા, તીર્થયાત્રા, એમ ત્રણ પ્રકારની યાત્રા પંડિતે કહી છે.

## ( અઠ્ઠાઈયાત્રા—ચૈત્યપરપાટી )

તેમાં અઠ્ઠાઇઓનું સ્વરૂપ પહેલાં કહી ગયા છીયે. તે અઠ્ઠાઇઓમાં વીસ્તાર સહિત સર્વ ચૈત્યપરિપાટી કરવી (સર્વ દેરાસરોમાં દર્શન કરવા જવું તે અથવા જેને શેહેર યાત્રા કહે છે તે ચૈત્યપરિપાટી કહેવાય છે અને ચૈત્યયાત્રા પણ કહેવાય છે).

## ( રથયાત્રા )

રથયાત્રા તો હેમાચાર્યકૃત પરિશિષ્ઠ પર્વણીમાં આવા પ્રકારે બતાવેલી છેઃ—

## ( સંપ્રતિ રાજાએ કરેલ રથયાત્રાનો વૃત્તાંત )

અવંતીનગરીમાં દરવર્ષે સંવત્સરીને દિવસે ચૈત્યપરિપાટી કરાવતાં ત્યાં પધારેલ, આર્યસુહસ્તિ સૂરીમહારાજને સંઘસહિત એક મંડપ પ્રત્યે શોભાવતા હતા. આર્યસુહસ્તિ સૂરીનો શિષ્ય પરમાણુ (લઘુશિષ્ય)ની પેઠે સંપ્રતિ રાજા હાથ જોડીને નિરંતર સામે બેસતો હતો.

ચૈત્યયાત્રાના મહોત્સવને અંતે શ્રીસંઘ મળી રથયાત્રા કરવા ઉજમાળ થયા, કેમકે ચૈત્યયાત્રા મહોત્સવ સંપૂર્ણ ત્યારેજ થાય કે જ્યારે છેલ્લી રથયાત્રા કરે. તેથી રથયાત્રાની તૈયારી કરતાં સૂર્યના રથની ઉપમાવાળો સુવર્ણ અને માણકની કાંતીયે કરી દીપાવેલાં છે દિશાઓનાં મુખ જેણે એવો રથ રથશાળામાંથી નીકળ્યો. રથમાં રહેલી

શ્રીમત અર્હત્ પરમેશ્વરની પ્રતિમાની મોટી ઋદ્ધિવાળા અને વિધિના જાણ એવ શ્રાવકોયે સ્નાત્ર પૂજાદિક વિધિ કરી. અર્હતની પ્રતિમાનાં સ્નાત્ર કરતાં થકાં રથથી સ્નાત્રજળ મેરૂપર્વતના ઉપરથી જેમ જન્મકલ્યાણકે સ્નાત્રજળ પડે છે તેમ હેઠું પડવા માંડયું. જેઓના મુખ ઉપર અષ્ટપટ મુખકોશ બાંધેલો છે એવા શ્રાવકોએ જાણે ભગવંતને વીનંતી કરતા હોય નંહી શું! એમ સ્વામીની પ્રતિમાને સુગંધી પદાર્થોથી વીલપન કર્યું. પછી શરદઋતુનાં વાદળાંથી વીંટાયલી ચંદ્રકળા જેમ શોભે તેમ માલતી શતપત્રાદિકની માળાથી પૂજેલી અર્હત્ પ્રતિમા શોભવા લાગી. ઉખેવેલા અગરના ધુપનો ધુમાડો પ્રભુની પ્રતિમાને વળય કરતો હતો ત્યારે પ્રતિમા એવી શોભવા લાગી કે જાણે પ્રભુની લીલાંવસ્ત્રવડે પૂજાજ કરી ન હોય! પર્વતના શિખર ઉપર ઝળકાટ કરતા ઔષધીઓના સમુદાયને જીતી લે એવી ચકચકાયમાન શીખાવાળી શ્રીજિનરાજની પ્રતિમાની આરતી શ્રાવકોએ ઉતારી. પછી પ્રભુને નમસ્કાર કરીને પરમ ઉત્કૃષ્ટ શ્રાવકો પોતે જાણે રથના ખેડનારાજ હોય નહીં! એમ તે રથને પોતેજ ખેંચવા લાગ્યા. ચાર પ્રકારનાં વાજાં વાગી રહ્યાં છે, સખીયો સહિત ગીત ગાતી સ્ત્રીઓ રથમાં બેઠેલા પ્રભુનાં દર્શન કરી રહી છે, રથની ચોતરફ મંગળ ગાયન કરતા શ્રાવકો, દરેક દેરાસર આગળ અનેક પ્રકારની પૂજા કરાવી રહ્યા છે; એવી રીતે ઘણા કેસરનાં પાણીથી આગળ ભૂમિ ઉપર ચાલતો રથ સંપ્રતિરાજાના મહેલ નજીક આવ્યો. ફણુસા (ફનસ) ફળની પેઠે સર્વાંગે રોમાંચ થયેલો સંપ્રતિરાજા પણ રથની પૂજા કરવા ઉદ્યમવંત થઇને પાસે આવ્યો. ત્યાં નવા ઉત્પન્ન થયેલા આનંદરસરૂપ સરોવરમાં જેમ હંસ પ્રસન્ન હોય તેમ પ્રમોદવંત બનેલા રાજાએ રથમાં રહેલીપ્રતિમાને અષ્ટ પ્રકારી પૂજાથી પુજી; વિગેરે.

મહાપદ્મ ચક્રવર્તીયે પણ પોતાની માતાના મનોરથ પુરા પાડવા માટે આડંબરથી રથયાત્રાનો મહોત્સવ કર્યો હતો.

## ( કુમારપાળરાજાએ કરેલ રથયાત્રાનો વૃત્તાંત )

ચૈત્ર શુદી અષ્ટમીને દીને ચોથા પહોરે મોટી સંપદા સહિત અતિહર્ષથી ઘણા નગરના લોકોએ મળી જયજય શબ્દ કરતે, સોનાના દંડ ઉપર ધ્વજા ફરકી રહી છે જેના ઉપર, છત્ર ચામરાદિકના સમુદાયથી દીપતો, ચાલતો મેરૂપર્વતજ હેય નહીં શું! એવો સોનાનો રથ નીકળતો હતો. સ્નાન કરી, ચંદનાદિક વિલેપન કરી, પુષ્પાદિકે પૂજીને રથમાં પધરાવેલ પાર્શ્વનાથસ્વામીની પ્રતિમા મોટી રુદ્ધિપૂર્વક કુમારપાળ રાજાના દરબાર સુધી સર્વ સંઘ લાવતા હતા. ઘણાં વાજીત્રના શબ્દથી પુરાણું છે ભવન જ્યાં, સુંદર વિલાસવાળી સ્રીઓનો સમુદાય જેમાં નાટક કરી રહ્યો છે, સામંત મંત્રિ પ્રમુખ પરીવારે પરીવર્યાથકા રાજાના મંદીર સુધી આવતા હતા. કુમારપાળ રાજા પણ રથમાં રહેલી જિનપ્રતિમાને રેશમીવસ્ત્ર અને સુવર્ણનાં આભૂષણ વિગેરેથી સમકાળે પૂજા કરીને અનેક પ્રકારનાં નાટિક કરાવતો હતો. આખી રાત્રિ ત્યાં પ્રાંતમાને ધ્વજા તોરણ સહિત મોટા તંબુ દેરામાં રાખીને પ્રભાતકાળે રાજા રથમાં રહેલી જિનપ્રતિમાને અનેક પ્રકારે પૂજા આંગી કરીને ચતુર્વિધ સંઘ સમક્ષ પોતાને હાથે આરતી ઉતારે. ત્યારપછી આખા નગરમાં રથને સ્થાનકે સ્થાનકે તંબુ દેરામાં વિવિધ ઓચ્છવ સહિત હાથી જોડીને રથને ચલાવે. ઈત્યાદિ રથયાત્રાનું સ્વરૂપ છે.

## ( તીર્થયાત્રા )

તીર્થ તે શત્રુંજય, ગીરનાર પ્રમુખ; તેમજ તીર્થંકરના જન્મ કલ્યાણક, દીક્ષા કલ્યાણક, કેવળજ્ઞાન કલ્યાણક, નીર્વાણ કલ્યાણક, વિહારભૂમીને પણ ઘણા ભવ્ય જીવને શુભ ભાવના સંપાદકપણાથી અને ભવરૂપી સમુદ્રના તારવાથી તીર્થ કહેવાય છે. તેવા તીર્થોને વિષે સમકીતની શુદ્ધિને અર્થે અને જૈનશાસનની પ્રભાવના ઉન્નતી કરવા માટે વિધિપૂર્વક જવું, તેને "તીર્થયાત્રા" કહેવાય છે.

## ( તીર્થયાત્રા વિધિ )

જ્યાંસુધી યાત્રાના કામમાં પ્રવર્ત્તેલો હોય ત્યાંસુધી પ્રથમ આટલી વાતો અંગીકાર કરે. એકાહાર (એકજ વાર ભોજન કરવું), સચિત પરીહાર ( સચિત્ત વસ્તુ ખાય નહી ), ભૂશયન ( ખાટલા પલ્યંક વીગેરે ઉપર સુવું નહી ), બ્રહ્મચર્ય પાળવું, વિગેરે ઘાડ અભિગ્રહ ધારણ કરવા. પાલખી, ઉત્તમ ઘોડા, રથ, ગાડી વિગેરેની સમગ્ર સામગ્રી છતાં પણ યાત્રાળુને તેમજ વિશેષ શ્રદ્ધાવંત શ્રાવકને પણ છતી શક્તિએ પગે ચાલીને જવું વિગેરે ઉચિત છે. જે માટે અમો કહીયે છીયે કે:—

एकाहारी दर्शनधारी । यात्रासुभूशयनकारी ॥ सचित्तपरिहारी । पदचारी ब्रह्मचारी च ॥ १॥

એકાહારી, દર્શનધારી ( સમકીતની સાચી ટેકથી રેહેવું અથવા ગુરૂજનની સાથે રેહેવું તે), ભૂશયનકારી, સચિત્ત પરીહારી, પદચારી, બ્રહ્મચારી, એ ષટ્હરી (છહરી) યાત્રામાં જરૂર પાળવાં. લૌકીકમાં પણ કહેલ છે કેઃ—

यानधर्मफलं हंति । तुरीयांशमुपानहौ ॥ तृतीयांशमवपनं । सर्वं हंति प्रतिग्रहः ॥ १॥

વાહન ઉપર બેસતાં યાત્રાનું અર્ધ ફળ જાય છે, પગમાં જોડા પહેરવાથી પા ભાગનું ફળ જાય છે, હુજામત કરાવવાથી ત્રિજા ભાગનું ફળ જાય છે, પારકું ભોજન કરે તો યાત્રાનું સર્વ ફળ જતું રહે છે.

एकभक्ताशना भाव्यं । तथा स्थंडिलाशायिना ॥ तीर्थानि गच्छता नित्य। मप्यृतौ ब्रह्मचारिणा ॥ २

એટલાજ માટે તીર્થે યાત્રા કરવા જવાવાળાએ એકજ વખત ભોજન કરવું, ભૂમી ઉપરજ શયન કરવું, નિરંતર બ્રહ્મચારી રહેવું.

ત્યારપછી યથાયોગ્ય રાજાને નજરાણું કરી સંતોષ પમાડીને તેની આજ્ઞા લઇને યથાશક્તિ ઉત્તમ સંઘમાં લઇ જવા માટે કેટલાંક દેરાસર પોતાની સાથે લઇ વિનય બહુમાનથી સગાંવાહલાં સાધર્મીક શ્રાવકોને તેડાં કરે, પોતાના ગુરૂને ભક્તિપૂર્વક નિમંત્રણા કરે. અમારી પલાવે, દેરાસર વિગેરેમાં મોટી પૂજા વીગેરે કરાવે, ભાતું ન હોય તેને ભાતું આપે ( ખરચી ન હોય તેઓને ખરચી આપે ), વાહન ન હોય તેને વાહન આપે, નોધારાં હોય તેઓને વિભવ વિગેરે આધાર આપે, વચનથી પ્રસન્ન કરે, જેને જેમ જોઇશે તેને તેમ આપવામાં આવશે એવી સાર્થવાહની પેઠે ઉદ્‌ઘોષણા કરે, નિરૂત્સાહને યાત્રા આવવા માટે ઉત્સાહ ચઢાવે, જેને યાત્રાએ આવવા ઉમંગ ન હોય તેને પણ મનથી ઉમંગ ઉત્પન્ન કરાવે. ઘણા ઘણા આડંબરથી સર્વ પ્રકારની તૈયારી કરે. જેમકે, ઘણા ઘણા મોટા ચરૂ, ઘણા મોટાં તેમજ નાનાં તપેલાં, નાના મોટા તંબુ, નાની મોટી કનાત, મોટા કડાહિયાં, ચાલતા કૂવા (પાણી ભરેલી કોઠીઓ),

ચાલતા સરોવર (મોટા પાણી ભરી લેવાય એવાં પાણી ભરેલાં વાસણ વિગેરે) સજ્જ કરે (તૈયાર-સાથે રાખે), ઘણાં ગાડાં, પડદાવાળા રથ, ઉઘાડા રથ, પાલખી, પોઠીયા ઊંટ, ઘોડા, સાથે રાખે. શ્રીસંઘની ચોકી પેહેરા માટે અતિ ઉદ્ભટ (આકરા) અનેક સુભટોને સાથે રાખે. સુભટોને પણ ટોપ, શસ્ત્ર, બખ્તર વિગેરે આપવાવડે ઘણા ઘણા સન્માન કરે. ઘણા ગવઇયા, વાજીત્ર વગાડનારા વિગેરેને સાથે લઇ સર્વ પ્રકારની તૈયારી કરે. ત્યારપછી શુભમૂહુર્ત, શુભશુકન, શુભનિમિત્તાદિકથી ઉત્સાહિત થઈ પ્રસ્થાન મંગળ કરે. ત્યાં સર્વ શ્રાવક સમુદાયને એકઠો કરે. સુંદર ભોજન કરાવીને તેઓને તાંબુલાદિક આપે. પંચાંગવસ્ત્ર, રેશમીવસ્ત્ર, આભૂષણાદિકથી પેહેરામણી કરે. સારા પ્રતિષ્ઠિત, ધર્મીષ્ઠ, પૂજ્ય, ભાગ્યશાળી પુરૂષોને પધરાવીને સંઘાધિપતિ તિલક કરાવે. સંઘાધિપતિ થઇ સંઘપૂજાનો મહોત્સવ કરે. બીજા પાસે પણ યથોચિત કૃત્ય કરાવે. ત્યારપછી મહાધર, અગ્રેસર, પૃષ્ટિરક્ષક, સંઘઅધ્યક્ષ એટલે સંઘમાં સારસંભાળ કરનાર, આગળથી તપાસ રાખનાર, પાછળથી તપાસ રાખનાર, અને એક જણ સર્વ જનની તપાસ રાખવામાં સર્વોપરી, એમ સર્વની સ્થાપના કરે. આગળ આગળથી આવતા મુકામ, ઉતરવા વિગેરેનાં સ્થાન, વીગેરેથી પ્રથમથી જ શ્રીસંઘને જાણીતા કરે. સર્વ સંકેત વ્યવસ્થા કરે. માર્ગમાં સર્વ સંઘને સંભાળે. માર્ગમાં કોઈનાં ગાડાંનાં પઇડ વિગેરે નુકશાન થવા વિગેરે (કારણને માટે) સર્વ પ્રકારથી યોજના કરી આપવાની સગવડ કરી આપે. ગામે ગામે, નગરે નગરે ત્યાંનાં દેરાસરોમાં સ્નાત્ર, પૂજા, ધ્વજા ચઢાવવા વિગેરે ચૈત્યપરીપાટી વિગેરેનો અતુચ્છ (છેક નાનો નહીં તેવો) મહોત્સવ કરે. જીર્ણોદ્ધાર સમરાવવા વીગેરે સારસંભાળ કરે. તીર્થના પ્રથમાવલોકને (પ્રથમ તીર્થના દર્શન થાય ત્યાંથી) સોના રૂપા રત્ન મોતી વિગેરેથી તીર્થને વધાવવા, લાપસી મોદકનું લાહાણું કરવું, સાધર્મીક વાત્સલ્ય કરવા, યથોચિત દાનાદિક દેવાં, મોટા ઉછરંગથી મહોચ્છવ કરી તીર્થ ઉપર જવું, સર્વ શક્તિપૂર્વક પોતે પ્રથમ હર્ષપૂજા (ભેટ) કરી બીજા પાસે પણ યથોચિત ભેટ કરાવવી, અષ્ટોપચારિકી પૂજાવિધિ કરવી કરાવવી. સ્નાત્ર ભણાવવી, માલોદ્ઘાટન કરવી (તીર્થમાળા પહેરવી), ઘીની ધારા દેવી, પેહેરામણી મુકવી, ભગવંતના નવે અંગે પૂજા કરવી, પુષ્પઘર કરવા, કદળીઘર કરવા વીગેરે મહાપૂજા કરવી, દુકુળાદિમય મહાધ્વજારોપણ કરવાં, અવારીત દાન આપવાં, રાત્રીજાગરણ કરવાં, નાનાપ્રકારનાં ગીત નૃત્યાદિક મહોચ્છવ કરવા, તિર્થોપવાસ કરવા, છઠ અઠમાદિક તપ કરવા, ક્રોડ કે લાખ અક્ષતાદિક સન્મુખ મુકવા, નાનાપ્રકારનાં ફળ, અષ્ટોત્તરશતફળ, ચતુર્વિંશતીફળ, બાવનફળ, બહોતરફળ, વીગેરે ફળ ઢોકન કરવાં, સર્વ પ્રકારના ભક્ષથી ભરેલા થાળ ચડાવવા, રેશમી, હીરાગળના ચંદરવા ચઢાવવાં, પેહેરામણી કરવી, અંગલુહણા, દીપ. તૈલ, ધોતીયાં, ચંદન, કેશર, ભોગ, ચંગેરી, પીઞાનિક, કળશ, ધુપધાણા, આરતી, મંગળદીપક, ચામર, થાળા, કચોળા, ઘંટા, ઝાલર, પટહ વીગેરે વિવિધ પ્રકારનાં વાજીત્ર ભંડારમાં મુકવાં, સુતાર વિગેરેનો સત્કાર કરવો, તીર્થની સેવા, તીર્થસેવાના અંગ (પેદાશ, ગરાશ) વીનાશ પામતાં રાખવાં. તીર્થનાં અંગને સંભાળવાં, તીર્થનાં રક્ષકોનાં બહુમાન કરવાં, તીર્થની પેદાશ વધારવી, સાધર્મીક વચ્છળ કરવા, ગુરૂને સંઘને પહેરામણી વિગેરે ભક્તિ કરવી, જૈનનાં માંગણ ભોજકાદિકોને

ઉચિત દાન દેવાં, ઇત્યાદિક ધર્મકૃત્ય કરવાં. અહિઆં એમ નહિ જાણવું કે માંગણું વિગેરેને જે દાન આપવું છે તે માત્ર કીર્તીદાનનોજ હેતુ હોવાથી નિષ્ફળ છે. તેઓને પણ દેવ ગુરૂ સંઘના ગુણુના ઉદ્‌ઘોષ કરવાપણાથી આપતાં દાનનું બહુ ફળજ થાય છે, માટે નિષ્ફળ ન સમજવું. જેમકે, તીર્થંકર ભગવંતના આગમનમાત્રની વધામણી આપનારને ચક્રવર્તી વિગેરે શ્રદ્ધાવંતોએ સાઢા બાર કરોડ સોનૈયાદિક આપેલા હોવાથી તેઓને આપવાથી પણ મહાલાભની પ્રાપ્તિ થાય છે. કહેલ છે કે,—

वित्ताइ सुवन्नस्सय। बारस अद्धंच सय सहस्साइं ॥ तावइअं चिअकोडि। पीइ दाणंतु चक्किस्स ॥ १ ॥

સાડાબાર લાખ સોનૈયાનું દાન (પ્રીતીદાન) વાસુદેવ આપે છે, પણ ચક્રવર્તી તો પ્રતિદાન માટે સાડાબાર કરોડ સોનૈયાનું દાન આપે છે.

એવી રીતે યાત્રા કરીને વળતાં પણ તેમજ મોટા મહોત્સવ સહિત પોતાનં નગરમાં પ્રવેશ કરી, પોતાને ઘેર આવીને નવગ્રહ દશદિગ્‌પાળાદિક દેવતાઓનાં આહ્વાનાદિક કરીને, એક વર્ષાદિકપર્યંત તીર્થોપવાસાદિક તપ કરે (તીર્થ જવાનાં મુહુર્તને દીને કે તીર્થે પ્રથમ દર્શન થવાનાં દીવસે દર વર્ષે તે યાત્રાની યાદીને માટે ઉપવાસ કરવે તેને તીર્થતપ કહે છે). ઇતિ તીર્થયાત્રાવિધિ.

## ( તીર્થયાત્રા ઉપર વિક્રમાદિત્ય રાજાનો દ્રષ્ટાંત )

શ્રી સિદ્ધસેનદિવાકર સૂરી પ્રતિબોધિત વિક્રમાદિત્ય રાજાના શ્રીશત્રુંજય તીર્થે જવાના સંઘમાં સાથે એકસોને અગણોતેર તો સોનાનાં દેરાં હતાં, પાંચસો દેરાં તો હાથી દાતનાં તથા ચંદનમયનાં હતાં. શ્રીસિદ્ધસેનસુરી આદિક પાંચ હજાર તો સાથે આચાર્ય હતા, ચૌદ તો મોટા મુકુટબંધ રાજા હતા, સીતેર લાખ તો શ્રાવકોનાં કુટુંબ હતાં, એક કરોડ દશ લાખ નવહજાર તો સાથે ગાડાં હતાં, અઢાર લાખ ઘોડા હતા, છોતેરસો સાથે હાથી હતા. એમજ ખચર ઉંટ પોઠીયા વિગેરે પણ જાણવા.

## ( કુમારપાળ રાજા, આભુ સંઘવી તથા પેથડશાહના સંઘનું સંક્ષિપ્ત વૃતાંત )

કુમારપાળ રાજાના સંઘમાં અઢારસો ને ચુમોતેર તો સુવર્ણ રત્નાદિમય દેરાં હતાં.

થરાદના પશ્ચિમ મંડલીક નામના હોદ્દાથી ઓળખાતા આભુ નામના સંઘવીના સંઘમાં સાતસો દેરાં હતાં. તેના સંઘમાં બાર કરોડ સોનૈયાનો ખરચ થયો હતો.

પેથડશાહના સંઘમાં અગીઆર લાખ રૂપીયાનો ખરચ થયો હતો. તીર્થનું દર્શન થયું ત્યારે તેના સંઘમાં બાવન દેરાં હતાં. સાત લાખ માણુસ હતાં.

મંત્રી વસ્તુપાળને સાડાબાર વાર સંઘસહિત શત્રુંજયની તીર્થયાત્રા થઇ. એ વાર્તા પ્રસિદ્ધ છે. ઇતિ યાત્રાત્રિકં.

## ( ૪ જિનઘર પૂજા–દેરાસરમાં સ્નાત્રમહોત્સવ )

તેમજ ચૈત્યમાં (દેરાસરમાં) સ્નાત્રમહોત્સવ પણ કરવા. જેમકે, મેરૂ ભરવો, અષ્ટ મંગલીક ભરવા, નૈવેદ્યાદિક ઢોવાં, ઘણા ઘણા જાતિવંત ચંદન, કેશર, પુષ્પ, બરાસ પ્રમુખ ભોગાદિક વસ્તુઓ લાવી સકળ સંઘ સમુદાયિત થઇ (પૂજા કરી) શોભાયુક્ત ગીત સંગીત વાદીત્રાદિકના ઘણા ઘણા આડંબર કરી રેશમી વિગેરે મહા-

ધ્વજા ચઢાવવી. પ્રભાવના પ્રમુખ મોટા વિસ્તારથી દરેક પર્વણીમાં કરવા સમર્થ ન હોય તોપણ દરેક વર્ષે એકવાર પણ એવો મોહોટો મહોત્સવ કરવો. સ્નાત્રમહોત્સવમાં પોતાના દ્રવ્યને અનુસારે, કુળ પ્રતિષ્ઠાદિકને અનુસારે, સર્વ શક્તિ અનુસારે, દ્રવ્ય વ્યય કરવામાં આડંબરમાં એવું પ્રવર્તવું (કે જેથી) જૈનશાસનની મોટી ઉન્નતી થાય. સંભળાય છે કે, પેથડશાહે શ્રીગીરનાર ઉપર સ્નાત્રમહામોહોચ્છવ વખતે છપન્ન ઘડી સુવર્ણ આપીને (ચઢાવો કરીને) ઇંદ્રમાળ પેહેરી હતી. શત્રુંજય અને ગીરનાર એ બન્ને એકજ પર્વત છે એમ જાણી કંચનમયધ્વજ ચઢાવ્યો. તેના પુત્ર ઝાંઝણે તો દુકુલમયધ્વજ ચઢાવ્યો હતો.

## ( ૫ દેવદ્રવ્યવૃદ્ધિ )

તથા દેવદ્રવ્યવૃદ્ધિ કરવા માટે પ્રતિવર્ષે માલોદ્ઘાટન કરવું (માળ પેહેરવી). તેમાં તીર્થે સંઘ લઇને જાય તો તીર્થઇંદ્રિમાળા પેહેરે અથવા બીજી હરકોઇ તપશ્ચા પ્રમુખના ઉદ્યાપન કરે તો માળ પેહેરે; પણ યથાશકિત દરેક વર્ષે એ કૃત્ય કરે.

કુમારપાળના સંઘમાં માળ પહેરવાના સંબંધમાં મંત્રી વાગ્ભટ્ટાદિકે ચાર લાખ આઠ લાખ દ્રવ્ય સુધી વધાર્યું હતું. તેવા સમયમાં મહુવાના વાશી (રહેનાર) સોરઠી પોરવાડ હંસરાજ ધારૂના પુત્ર જગડુએ મલીન વસ્ત્ર પેહેર્યાં છતાં તીર્થમાળા પેહેરવાનું ધન સવાક્રોડ કહ્યું; ત્યારે વિસ્મય પામીને રાજાએ પુછ્યું. જેથી તે બોલવા લાગ્યો, કે, મારા પિતાએ વહાણના વ્યાપાર કરી સવા સવા ક્રોડનાં પાંચ રત્ન ઉત્પન્ન કર્યાં હતાં, અને તેમણે પોતાના મરણ વખતે મને એમ કહેલું હતું કે આ પાંચ રત્નમાંથી એક રત્ન શ્રીસિધ્ધાચળજી, બીજું રત્ન ગીરનારે, ત્રીજું રત્ન દેવકપાટણે ચઢાવજે, અને બે રત્ન તું તારે માટે રાખજે. એમ કહીને તે ત્રણે રત્નને સુવર્ણમાં જડાવીને એક શ્રી સિદ્ધાચળજી ઉપર તીર્થનાયક શ્રી ઋષભદેવને, બીજું ગીરનાર ઉપર શ્રી નેમનાથજીને ત્રીજું દેવકપાટણે (પ્રભાસપાટણે) શ્રી ચંદ્રપ્રભ સ્વામીને ચઢાવીને તેઓનાં કંઠાભરણ કર્યાં.

શ્રી રેવતાચલ (ગીરનાર) ઉપર શ્વેતાંબર અને દિગંબરના મોટા સંઘ સમકાળે (સાથે) આવ્યા. તીર્થવિવાદ થવાથી "જે ઇંદ્રમાળ પેહેરે તેનું આ તીર્થ", એમ વૃદ્ધ લોકોએ ઠરાવ કર્યો. ત્યારે પેથડશાહે છપન્ન ઘડી પ્રમાણે સોનુ આપીને ઇંદ્રમાળ પેહેરીને તીર્થ (ગીરનાર) શ્વેતાંબરતીર્થ રાખ્યું. ચાર ઘડી પ્રમાણે સુવર્ણ માંગણ લોકોને આપ્યું.

એવી રીતે પહેરામણી, નવાં ધોતીયાં, વિચિત્ર ચંદરવા, અંગલુહણા, દીપક માટે ઘી, તેલ, જાતીવંત ચંદન, કેશર, ભોગ્યવસ્તુ પણ દેરાસરનાં ઉપયોગની વસ્તુઓ. પ્રતિવર્ષે યથાશકિત દેરાસરમાં મુકવી.

## ( ૬ મહાપૂજા, ૭ ધર્મ જાગ્રીકા )

તથા વિશિષ્ટ આંગીની રચના, પત્રની ભાંતીની રચના, સર્વાંગાભરણ રચના, પુષ્પઘર, કદળીઘર, પુતળીઓની રચના, જળયંત્રાદિ રચના નાનાપ્રકારનાં ગીત નૃત્યાદિક મહોત્સવથી મહાપૂજા ભણાવવી, આરતી ઉતારવી, રાત્રીજાગરણ કરવાં.

જેમ કોઈક શ્રીમંતે એક લાખ દ્રવ્ય ખરચથી સમુદ્રવ્યાપારે જતાં મહાપુજા કરાવી હતી અને બારે વર્ષે પાછો આવ્યો ત્યારે પોતાના ધાર્યા કરતાં પણ વધારે ઉપાર્જન કરેલું હોવાથી રાજી થઈને એક ક્રોડ દ્રવ્ય ખરચ કરી દેરાસરમાં એક મોટી પુજા કરાવી.

## ( ૮ જ્ઞાનપૂજા )

તથા પુસ્તકાદિકમાં રહેલા શ્રુતજ્ઞાનનું કર્પૂર વાસ પ્રક્ષેપાદિકથી પૂજન માત્ર દરરોજ કરવું, તે સુખથી બની શકે એમ છે. અને પ્રશસ્ત વસ્ત્રાદિકથી વિશેષ પૂજા તો દરેક માસની શુકલ પંચમીએ શ્રાવકોએ કરવી યોગ્ય છે. કદાપિ તેમ જો ન બની શકે તોપણ જઘન્યથી દરેક વર્ષે એક વાર તો વિશેષથી જ્ઞાનભકિત અવશ્યમેવ કરવી અને તે કરવાનો વિધિ તો જન્મકૃત્યના દ્વારમાં આગળ બતાવીશું.

## ( ૯ ઉદ્યાપન )

તથા નવકારના તપનું, આવશ્યકસૂત્ર, ઉપદેશમાળા, ઉત્તરાધ્યયનાદિ જ્ઞાન દર્શન ચારિત્રનાં વિવિધ તપ સંબંધી ઉદ્યાપન જઘન્યથી પણ દરેક વર્ષે એકેકવાર પણ અવશ્યમેવ કરવાં. જે માટે કહેલું છે કે,

लक्ष्मीःकृतार्थी सफलं तपोपि । ध्यानं सदोच्चै र्जन बोधिलाभः ॥
जिनस्य भक्ति र्जिन शासनश्रीः । गुणाःस्यु रुद्यापनतो नराणां ॥ १ ॥

લક્ષ્મી કૃતાર્થ થાય, તપ પણ સફળ થાય, સદાય ઉંચ (શ્રેષ્ઠ) ધ્યાન થાય, લોકોને બોધબીજની પ્રાપ્તિ થાય, જિનરાજની ભકિત થાય, જિનશાસનની શોભા થાય, ઉદ્યાપન કરવાથી પ્રાણીને એટલા ગુણ થાય છે.

उद्यापनं यत्तपसः समर्थने । तच्चैत्य मौलौ कलशाधि रोपणं ॥
फलोपरोपो क्षतपात्र मस्तके । तांबुल दानं कृत भोजनोपरि ॥ २ ॥

જે તપની સમાપ્તિ થવાથી ઉદ્યાપન કરવું છે તે તો દેરાસરના ઉપર કળશ ચઢાવવારૂપ છે, અક્ષતપાત્રના મસ્તક ઉપર ફળ ચઢાવવારૂપછે, અને ભોજન કીધા પછી તેના ઉપર તાંબુળ આપવારૂપ છે.

સંભળાય છે કે, વિધિપૂર્વક નવકાર લાખ કે ક્રોડ ગણવા જપવાપૂર્વક દેરાસરે સ્નાત્રમહોત્સવ, સાધાર્મિકવાત્સલ્ય, સંઘપૂજા પ્રમુખ પ્રૌઢ આડંબરથી લાખ કે ક્રોડ ચોખા, અડસઠ સોનાની તથા રૂપાની વાટકીઓ, પાટી, લેખણુ, મણિ, મોતી, પ્રવાળા, રોકડ નાણું, નાળિયર વિગેરે અનેક ફળ, વિવિધ જાતિનાં પકવાન, ધાન્ય, ખાદિમ, સ્વાદિમ, કપડાં પ્રમુખ મૂકવાથી નવકારનાં ઉપધાન વહનાદિ વિધિપૂર્વક માળારોપણ થાય છે.

એમજ આવશ્યકનાં સર્વ સૂત્રાંનાં ઉપધાન વહન કરવાથી પડીકમણું કરવું સુઝે છે. એ પ્રમાણે ઉપદેશમાળાની ૫૪૪ ગાથાના પ્રમાણથી ૫૪૪ નાળીયર, લાડુ, વાટકીયો વિગેરે વિવિધ પ્રકારની વસ્તુઓ ઉપદેશમાળા ગ્રંથની પાસે મુકવાથી ઉપદેશમાળા પ્રકરણ ભણવાનું ઉદ્યાપન જાણવું. વળી સમકીતશુદ્ધિ કરવા માટે ૬૭ લાડુમાં સોનામોહોર, રૂપામોહોર ઘાલી તેનું લહાણું કરે છે તે દર્શનમોદક ગણાય છે.

ઉદ્યાપન કરતાં (કરીને) માળ પહેરવી એ વિશેષ ધર્મકૃત્ય છે. જે માટે નવકાર ઇર્યાવહી વિગેરે સૂત્રાંનાં યથાશકિત વિધિએ કરી ઉપધાન તપ કીધા વિના ભણવાં

ગણુવાં વિગેરે સુઝતાં નથી. તેની આરાધના માટે શ્રાવકોએ અવશ્ય ઉપધાન તપ કરવા. સાધુઓને પણ યોગોદ્વહન કરવાં તેની પેઠે તેનાં ઉદ્યાપન કરવા માળારોપણ કરવી યોગ્ય છે. કહીયે છીયે કે,–

उपधान तपो विधिवत् विधाय धन्यो निधाय निज कंठे ॥
द्वेधापि सूत्रमालां । द्वेधापि सिव श्रियं श्रयति ॥ १ ॥

ધન્ય છે તે પુરૂષને કે જે ઉપધાન તપને વિધિપૂર્વક કરીને બન્ને પ્રકારની સૂત્રમાળા ( એકસો આઠ તાર અને એટલાજ રેશમી ફુલ વિગેરેથી બનાવેલી માળ ) પોતાના કંઠે ધારણ કરીને બન્ને પ્રકારની સિવશ્રીને પામે છે.

मुक्तिकनीवरमाला । सुकृतजलाकर्षणे घटीमाला ॥ साक्षादिवगुणमाला । मालापरिधीयते धन्यैः ॥ १॥

મુકિતરૂપણી કન્યાને વરવાની વરમાળા, સુકૃત જળને ખેંચવાની અરહટ્ટમાળા, સાક્ષાત્ ગુણમાળા સરખી માળા ધન્યપુરૂષોથી પહેરાય છે.

એવી રીતે શુકલપંચમી વિગેરે તપનાં પણ તે તે ઉપવાસની સંખ્યા પ્રમાણે નાણું, વાટકીઓ, નાળીયર, મોદકાદિકની, તેમજ નાનાપ્રકારની લાહાણી ( કરી ) યથાશ્રુત સંપ્રદાયનાં ઉદ્યાપન કરવાં.

## ( ૧૦ તીર્થપ્રભાવના )

તથા તીર્થપ્રભાવના નિમિત્તે શ્રીગુરૂપ્રવેશનાં મહોત્સવ પ્રભાવનાદિક જઘન્યથી પણ પ્રતિવર્ષે એકએકવાર પણ અવશ્યમેવ કરવા. ત્યાં શ્રીગુરૂના પ્રવેશના મહોત્સવમાં સર્વ પ્રકારે પ્રૌઢ આડંબરથી ચતુર્વિધ શ્રીસંઘે આચર્યાદિકના સન્મુખ જવું. શ્રી ગુર્વાદિકનો, તેમજ સંઘનો સત્કાર વિગેરે યથાશક્તિ કરવો. જે માટે કહેલ છે કે,—

अभिगमणवंदण नमंसणेण पडिपुच्छणेण साहुणं ॥ चिरसंचिअंपिकम्मं । खणेण विरलत्तण मुवेइ ॥ १ ॥

સાધુને સામે જવાથી, વાંદવાથી, નમસ્કાર કરવાથી, સુખશાતા પુછવાથી, ઘણા કાળનાં સંચય કરેલાં પણ કર્મ ક્ષણવારમાં વીરલ કરે છે.

પેથડશાહે તપાગચ્છના પૂજ્ય શ્રી ધર્મઘોષસૂરીના પ્રવેશમહોત્સવમાં બહોતેર હજાર રૂપીયાનો ખરચ કરેલો હતો. એવા વૈરાગ્યવંત આચાર્યોના પ્રવેશનો મહોત્સવ કરવો ઉચિત નથી એમ સમજવુંજ નહીં. કેમકે આગમને આશ્રય કરી વિચાર કરીયે તો તેમાં પણ તેઓનો પ્રવેશ મહોત્સવ કરવો કહેલોજ છે. સાધુની પ્રતિમાના અધિકારે વ્યવહારભાષ્યમાં જેમ કહેલ છે તે બતાવે છે.—

तीरिअ उब्भाम निओग । दारिसणं सान्नि साहुमप्पाहे ॥
दंडिअ भोइअ असई । सावग संघोव सक्कारं ॥ १ ॥

( પડિમાધારી સાધુ ) પ્રતિમાં પૂરી થયાથી જે કોઇ પાસે ગામ હોય ત્યાં જઇને આવતા જતા કોઇપણ સાધુઓ વચ્ચે પોતે જાહેર થાય. ત્યાં સાધુ અથવા શ્રાવક જે મળે તેની સાથે આચાર્યને સંદેશો કહેવરાવે કે મારી પડિમા હુવે પુરી થઇ છે. ત્યારે તે નગર કે ગામના રાજાને આચાર્ય જણાવે કે અમુક મુની મોટો તપ કરી ફરીને ગચ્છમાં આવનાર છે તેથી તેઓનો પ્રવેશમહોત્સવ મોટા સત્કારથી કરાવવો યોગ્ય છે. ત્યારપછી રાજા પોતાની યથાશકિત તેને પ્રવેશ કરાવે. સત્કાર તે શું ?

તે બતાવે છે. "ઉપર શાલ દુશાલા ખરવા, વાજીત્ર વગડાવવાં, બીજા પણ કેટલાક ઠાઠથી ગુરૂની પાસે જ્યારે આવે ત્યારે તેના ઉપર ગુરૂ વાસપ્રક્ષેપ કરે તે." તેવો શ્રદ્ધાલુ જો રાજા ન હોય તો કેટલાક ગામનો ઠાકોર સત્કાર કરે, તે ન હોય તો ઋદ્ધિવંત શ્રાવક કરે. તેવો શ્રાવક ન હોય તો શ્રાવકનો સમુદાય મળી કરે. તે ન હોય તો સાધુ સાધવી વિગેરે સકળ સંઘ યથાશકિત સત્કાર કરે. સત્કાર કરવાથી થતા ગુણ વિષે ગાથા. पम्भावणापवयणे । सद्धाजणणं तहेव बहुमाणो ॥ ओहावणा कुतथ्थि । जीअ तह तीथ्थ वुड्ढीअ ॥ १ ॥ જૈનશાસનની ઉન્નતી થાય, તથા બીજા સાધુઓને પડિમા વહન કરવાની શ્રદ્ધા ઉત્પન્ન થાય કે અમો પણ જો આવી પ્રતિમા વહન કરીશું તો આવી જૈનશાસનની પ્રભાવના થશે. તથા શ્રાવક શ્રાવિકાઓ અથવા મિથ્યાત્વીલોકોને જૈનશાસનની ઉપર બહુમાન થાય. જેમકે, અહો આશ્ચર્ય! પરમેશ્વર જેવું જૈનશાસન છે, કે જેમાં આવા ઉત્કૃષ્ટ તપના કરનારા છે. તથા કુતીર્થીઓની અપભ્રાજના હેલના થાય. જેમકે, અન્યદર્શનીઓમાં આવા મહા તપના કરનારા કોઇપણ છે નહીં. તથા એવો જીત (આચાર) છે કે જ્યારે પ્રતિમાધારી મુનીની પ્રતિમા પુરી થાય ત્યારે આવો તેઓને સત્કાર કરાય છે. તથા તીર્થની વૃદ્ધિ થાય છે. જેમકે, જૈનનું અતિશયપણું દેખી ઘણા ભવ્યજીવો સંસારને અસાર જાણી દીક્ષા અંગીકાર કરી લે છે; તેથી તીર્થનો વધારો થઇ શકે છે. આવી રીતે વૃહત્કલ્પભાષ્યની મલયગીરીસૂરીની કરેલી વૃત્તિમાં લખેલ છે.

તથા યથાશકિત શ્રી સંઘનું બહુમાન કરવું, તિલક કરવાં, ચંદન, જવાદિ, કપુર, કસ્તુરી વિગેરેથી વિલેપન કરવાં, સુરભીવંત પુષ્પાદિક આપવાં, વિગેરે ભકિત કરવી. નાળીયર વિગેરે વિવિધ તાંબુળાદિક આપવારૂપ પ્રભાવના કરવી. એમ કરવાથી શાસનની ઉન્નતી થાય, તીર્થંકરગોત્ર બંધાદિક અનેક ગુણની પ્રાપ્તિ થાય છે. કહેલ છે કે,—

अपुव्वनाणग्गहणे सुअभत्ती पवयण पभावणया ॥ एएहिं कारणेहिं । तिथ्थयरत्तं लहइजीवो ॥ १ ॥

અપૂર્વ જ્ઞાનનું ગ્રહણ કરવું, જ્ઞાનની ભકિત જૈનશાસનની ઊન્નતી કરવી, એટલાં કારણથી પ્રાણી તીર્થંકરપણું પામે છે. (તીર્થંકરગોત્ર બાંધે છે.)

भावना मोक्षदा स्वस्य । स्वान्ययोस्तु प्रभावना ॥ प्रकारेणाधिकायुक्तं । भावनातः प्रभावना ॥ २

ભાવના એ પોતાને મોક્ષદાયક થાય છે અને પ્રભાવના તો પોતાને અને પરને, એમ બન્નેને મોક્ષદાયક થાય છે. ભાવનામાં ત્રણ અક્ષર છે અને પ્રભાવનામાં ચાર અક્ષર છે. એક "પ્ર" એ અક્ષરના અધિક હોવાથી ભાવનાથી પ્રભાવના અધિક છે, તે યુકતજ છે.

## (૧૧ શુદ્ધિ—આલોયણા)

તથા ગુરૂની છતી જોગવાઇ હોય તો જઘન્યથી દરેક વર્ષે એકવાર પણ આલોયણા અવશ્યમેવ લેવી જોઇયે. જે માટે કહેલ છે કે,—

प्रति संवत्सरं ग्राह्यं । प्रायश्चित्तं गुरोः पुरः ॥ शोद्ध्यमानो भवेदात्मा । येनादर्श इवो ज्वलः ॥ १ ॥

શુદ્ધ કરતાં દર્પણની પેઠે આત્મા ઉજ્વળ થાય છે (નિર્મળ થાય છે), એટલા જ માટે દરેક વર્ષે પોતાના ગુરૂની પાસે પોતાના પાપની આલોયણા લેવી.

આવશ્યકનિર્યુક્તિમાં તો એમ કહેલ છે કેઃ—

चाउम्मासिअ वरिसे। आलोअ नियमसोउ दायव्वा॥ गहणं अभिग्गहाणय। पुव्वग्गहिए निवेएउं.

ચોમાસે તથા વર્ષે આલોયણા નિશ્ચયથી આપવી ( લેવી ), નવા અભિગ્રહને ધારણ કરવા, અને પૂર્વે ગ્રહણ કરેલા નિયમોને વળી નિવેદન કરવા (ગુરૂની પાસે કહી દેવા); શ્રાદ્ધજીતકલ્પ વિગેરેમાં આલોયણ લેવાની આવી રીતે લખેલ છે કે,

पख्खिअ चाउम्मासे। वरिसे उक्कोसओअ बारसाहिं॥
नियमा आलोइज्जा। गीआइ गुणस्स भणिअं च॥ १॥

પાખીયે, ચોમાસે, કે વર્ષે, ઉત્કૃષ્ટથી બારે વર્ષે પણ નિશ્ચયથી આલોયણ લેવી. ગીતાર્થ ગુરૂની ગવેષણા કરવા માટે બાર વર્ષની અવધિ બતાવેલી છે.

सल्लुद्धरण निमित्तं। खित्तंमि सत्त जोअणसयाइं॥
काले बारस वरिसं। गीअथ्थ गवेसणं कुज्जा॥ २॥

પાપ દૂર કરવા માટે ખેત્રથી સાતસો યોજન સુધીની ગવેષણા કરે, કાળથી બાર વર્ષસુધી ગીતાર્થની ગવેષણા કરે.

## ( આલોયણા આપવા લાયક ગીતાર્થ ગુરૂનાં લક્ષણ )

गीअथ्थोकडजोगी। चारित्ती तहयगाहणा कुसलो॥
खेअन्नो अविसाई। भणिओ आलोयणायरिओ॥ ३॥

નિશીથાદિક શ્રુતનાં સૂત્ર અર્થ ધારેલા હોય તે ગીતાર્થ કહીયે; મન વચન કાયાના યોગને જેણે શુભ કીધેલા હોય કે વિવિધ તપવાન્ હોય તે કૃતયોગી કહીયે, અથવા વિવિધ શુભયોગ અને ધ્યાનથી તપથી વિશેષેકરી પરિકર્મિત કરેલ છે શરીર જેણે તે કૃતયોગી કહીયે; ચારિત્ર તે નિરતિચાર ચારિત્રવાન્ હોય, બહુ યુક્તિએ કરીને આલોયણ દાયકોનાં વિવિધ તપ વિશેષેકરી અંગીકાર કરાવવું તેમાં કુશળ હોય તે ગ્રાહણાકુશળ કહીયે. સમ્યક્ પ્રાયશ્ચિત્તની વિધીમાં પરિપૂર્ણ અભ્યાસ કરેલો હોય અને આલોયણના સર્વ વિચારને જાણતા હોય તે ખેદજ્ઞ કહીયે; આલોયણા લેનારનો મોટો અપરાધ સાંભળીને પોતે ખેદ ન કરે પણ ઉલટો તેને તથાપ્રકારનાં વૈરાગવચનથી આલોયણ લેવામાં ઉત્સાહ વધારે તે અવિખાદી કહીયે; એવા જે ગુરૂ હોય તેને આલોયણા આપવા લાયક સમજવા ( એ લોચનાચાર્ય કહેવાય છે ).

आयारव माहारवं। ववहारुव्वीलिए पकुव्वीय॥
अपरिस्सावी निज्जव। अवाय दंसी गुरुभणिओ॥ ४॥

૧ જ્ઞાનાદિ પંચવિધ આચારવાન્, ૨ આલોયણ લેનારે પોતાના દોષ કહી દેખાડેલા છે તેને ચોતરફ વિચાર કરીને ધારણા કરે તે આધારવાન્, ૩ આગમાદિ પંચ પ્રકારના વ્યવહારના જાણ તે આગમવ્યવહારી કહીયે. તેમાં (૧) કેવળી, મનઃપર્યવજ્ઞાની, અવધિજ્ઞાની, ચૌદપૂર્વી, દશપૂર્વી, નવપૂર્વી સુધી જ્ઞાનવાળા તે આગમવ્યવહારી ગણાય છે. (૨) આઠ પૂર્વથી ઉતરતા એકપૂર્વધારી જાવત્ અર્ધપૂર્વધારી, એકાદશાંગધારી, છેવટ નિશીથાદિક શ્રુતના પારગામી, તે શ્રુતવ્યવહારી ગણાય છે. (૩) દૂર રહેલા આચાર્ય અને ગીતાર્થ પરસ્પર જો મળી શકે એમ ન હોય તો પરસ્પર પુછીને કે ગુપ્ત એક

બીજાની સંમતી લઇ આલોયણા આપે તે આજ્ઞાવ્યવહારી ગણાય છે. (૪) પોતાના ગુર્વાદિકે કોઇકને આલોયણા દીધી હોય તે ધારી રાખેલ હોવાથી તે પ્રમાણે આલોયણા આપે તે ધારણાવ્યવહાર કહેવાય છે. (૫) આગમમાં કહેલી રીતીથી કંઇક અધિક અથવા ઓછું અથવા પરંપરાથી આચરણ થયેલું હોય તેમ આલોયણ આપે તે જીતવ્યવહાર કહેવાય. એ પાંચ પ્રકારના આચારને જાણતા હોય તે વ્યવહારવાન્ કહીયે. ૪ આલોંયણા લેનારને એવી વૈરાગની યુક્તિથી પુછે કે તે પોતાનું પાપ પ્રકાશતાં લજવાય નહી. ૫ આલોયણ લેનારને સમ્યક્ પ્રકારે પાપશુદ્ધિ કરાવનાર તે પ્રકુર્વી કહીયે. ૬ આલોયણ લેનારનું પાપ બીજા કોઇને કહી આપે નહી તે અપરિશ્રાવી કહિયે. ૭ આલોયણા લેનારની શક્તિ જોઇ તે જેટલું નિર્વાહ કરી શકે તેવુંજ પ્રાયશ્ચિત્ત આપે તે નિર્વાક કહીયે. ૮ ખરેખર આલોયણા ન લે અને સમ્યક્ આલોયણા ન બતાવે તે બન્ને જણ બન્ને ભવમાં દુઃખી થાય એમ જણાવી આપે તે અપાયદર્શી કહિયે. એ આઠ પ્રકારના ગુરૂમાં ગુણ હોય તેની પાસે અલોયણા લેવી.

आलोअणापरिणओ, सम्मं संपठिओ गुरुसगासे ॥ जइ अंतराविकाल, करिज्य आराहओ तहवि.

" આલોયણા લેવાના શુભ પરિણામથી ગુરૂની પાસે જવા નીકળેલો ભવ્ય જીવ, જો કદાચ આલોયણા લીધા વિના વચ્ચેજ કાળ કરી જાય, તોપણ તે આરાધકથાય છે".

आयरिआइसगच्छे । संभोइअ इअर गीअ पासथ्यो ॥
सारुवी पच्छाकड । देवय पडिमा अरिहसिद्धि ॥ ६ ॥

સાધુ શ્રાવકે નિશ્ચયથી પ્રથમ પોતાના ગચ્છમાં આલોવવું, તે પણ આચાર્યની પાસે અલોવવું, તે ન મળી શકે તો ઉપાધ્યાયની પાસે, એમજ તેમ ન બને તો પ્રવર્ત્તકની પાસે, સ્થવિર, ગણાવચ્છેદક, સાંભોગિક, અસાંભોગિક, સંવિજ્ઞગચ્છમાં, ઉપર લખેલા ક્રમ પ્રમાણેજ આલોવવું. એટલાનો અભાવ હોય તો ગીતાર્થ પાસથ્થા પાસે અલોવવું, તેના અભાવે સારૂપીક ( ગીતાર્થ પાસે રહેલા ) હોય તેની પાસે, તેના અભાવે ગીતાર્થ પ્રાશ્ચાત્યકૃત્ય (ગીતાર્થ નહી પણ ગીતાર્થના કેટલાક ગુણવાળા) પાસે આલોવવું. સારૂપીક તે શ્વેતવસ્ત્રધારી, મુંડ, અબદ્ધકચ્છ ( કાછડીછુટો ) રજોહરણ રહિત, અબ્રહ્મચારી, ભાર્યા રહિત, ભિક્ષાગ્રાહી. સિદ્ધપુત્ર તો તેને કહીયે, કે જે મસ્તકે શિખા રાખે, અને ભાર્યા સહિત હોય. પશ્ચાતકૃત તે તજેલ છે ચારિત્ર અને વેષ જેણે એવો ગૃહસ્થ. પાર્શ્વસ્થાદિકની પાસે પણ પ્રથમથી ગુરૂની વંદનાની વિધિ પ્રમાણે વંદના કરીને, વિનયમૂળકજ ધર્મ છે એટલા માટે વિનય કરીને તેની પાસે આલોયણ લેવી. તેમાં પણ પાર્શ્વસ્થાદિક પોતેજ પોતાના હીનગુણ દેખીને જો વાંદણા પ્રમુખ ન કરાવે તો તેને એક આસન ઉપર બેસાડીને પ્રણામ માત્ર કરીને આલોવવું. પશ્ચાતકૃતને તો વળી થોડાકાળનું સામાયક આરોપણ કરીને ( સાધુનો વેષ આપીને )યથાવિધિ આલોવવું. ઉપર લખ્યા પ્રમાણે પાર્શ્વસ્થાદિકના અભાવે તો જ્યાં રાજગ્રહી નગરી છે, ગુણશીળ ચૈત્ય છે, જ્યાં અર્હંત ગણધરાદિકે ઘણા ઘણા મુનીઓને આલોયણા ઘણીઘણી વાર દીધેલી છે, ત્યાંના કેટલાક ક્ષેત્રાધિપતી દેવતાઓએ તે આલોયણા વારંવાર દીઠેલી છે, સાંભળેલી છે, તેમાં સમ્યક્ત્વધારી દેવતાઓ જે હોય તેઓનું

અઠમાદિક તપથી આરાધન કરીને (તેઓને પ્રત્યક્ષ કરીને) તેઓની પાસે આલોયણ લેવી. કદાપી તેવા દેવતાઓ ચવી ગયા હોય અને બીજા નવા ઉત્પન્ન થયેલા હોય તો તે મહાવીદેહ ક્ષેત્રમાં વિદ્યમાન તિર્થંકરને પૂછી આવીને પ્રાયશ્ચિત આપે. તેવો પણ યોગ ન બને તો અર્હંતની પ્રતિમાની પાસે પોતે પોતાની મેળે પ્રાયશ્ચિત અંગીકાર કરવું. તેવી કોઈક પ્રભાવીક પ્રતિમાનો પણ અભાવ હોય તો પૂર્વદિશા કે ઉત્તરદિશાના સન્મુખ અર્હંત સિધ્ધની સાખે આલોવવું. પણ આલોચ્યા વિના ન રેહેવું. કેમકે, સસલ્ય છે તે અણારાધક છે માટે.

अगिओ नविजाणई । सोहिं चरणस्स देइऊणहिअं ॥ तो अप्पाणं आलोअगं च पाडेई संसारे ॥७॥

ચારિત્રની શુધ્ધિ અગીતાર્થ જાણતા નથી, કદાપિ પ્રાયશ્ચિત પ્રદાન કરે તોપણ ન્યૂનાધિક આપે છે, તેથી પ્રાયશ્ચિત લેનાર દેનાર બંને સંસારમાં રખડે છે.

जह बालो जंपंतो । कज्झमकज्झं च उज्जुअं भणइ ॥ तहँ तं आलोइज्जा । मायामय विप्प मुक्कोअ ॥८॥

જેમ બાળક બોલતો થકો કાર્ય કે અકાર્યને સરળપણે કહી આપે છે તેમ તેણે (આલોયણ લેનારે) આલોવવું (કેહેવું) કે માયામદથી રહિત થઈને આલોચવું.

मायाई दोसरहिओ । पइसमयं वद्धमाण संवेगो ॥

आलोइज्ज अकज्जं । न पुणो काहिंति निच्छयओ ॥ ९ ॥

માયાદિક દોષથી રહિત થઈને પ્રતિસમયે વર્દ્ધમાન છે વૈરાગ જેને એવો થઈને અકાર્યને (પાપને) આલોવે, પણ તે પાપને નિશ્ચયથી ફરી ન કરે.

लज्जाइगारवेणं । वहुस्सुअ मएण वावि दुच्चरिअं ॥

जो न कहेइ गुरुणं । नहुसो आराहगो भणिओ ॥ १० ॥

લજ્જા પ્રમુખે કરી, મોહોટાઇએ કરી, અથવા હું બહુશ્રુત છું એવા મદે કરીને પણ પોતાનું પાપ જો ગુરૂની પાસે કહે નહી તો તે ખરેખર આરાધક ન કહીયે. અહિયાં રસગારવ, ઋધ્ધિગારવ, શાતાગારવમાં ચેતન બંધાયલો હોય તેથી તપ ન કરી શકે અને આલોયણ ન લઇ શકે. અપિ શબ્દથી અપમાન થવાના ભયથી, પ્રાયશ્ચિત્ત અધિક આવવાના ભયથી આલોયણ લઈ ન શકે તે.

संवेग परं चित्तं । काउणं तेहिं तेहिं सुत्तेहिं ॥ सल्लाणु द्धरण विवाग देशगाइहिं आलोए ॥ ११ ॥

તેવા તેવા સૂત્રનાં વચનો સંભળાવીને, વિપાકના દેખાડવે કરીને, વૈરાગવાસીત ચિત્ત કરીને, સલ્યનું ઊધ્ધરણ કરવારૂપ આલોયણા કરાવે.

## (આલોયણ લેનારના દશ દોષ વિષે)

आकंपइत्ता अणुमाणइत्ता । जं दिठ्ठं वाहिरंव सुहुमंवा ॥

छन्नं सद्दाउलय । वहुजण अवत्ततंसे वी ॥ १२ ॥

૧, જો હું ગુરૂનું વૈયાવચ્ચ કરીશ તો મને પ્રાયશ્ચિત તપ થોડુંજ આપશે એવા આશયથી ગુરૂની ઘણી વૈયાવચ્ચ કરીને આલોયણ લે તે "આકંપ" એવા નામનો પ્રથમ દોષ સમજવો. ૨, અમુક આચાર્ય સર્વને હલકું પ્રાયશ્ચિત આપે છે એવું અનુમાન કરી (ધારી) જે હલકું પ્રાયશ્ચિત આપતા હોય તેની પાસે જઇને

આલોવે તે "અનુમાન દોષ" બીજો સમજવો. ૩, જે જે પોતે દોષ લગાડેલા છે તેમાંથી બીજા કોઈએ જે જે દોષ દીઠેલા હોય તેનેજ આલોવે પણ બીજા કોઇએ દીઠેલા ન હોય તેને આલોવે નહી તે "દૃષ્ટ દોષ" ત્રીજો સમજવો. ૪, જે જે મોટા દોષ લાગેલા હોય, તેને આલોવે પણ નાના દોષ હોય તેને અવગણી નાખે તે "બાદર" નામનો ચોથો દોષ સમજવો. ૫, નાના દોષને જેણે આલોચ્યા તે મોટા દોષને આલોચ્યા વિના કેમ રહે એવી રીતે લોકોને બાહારથી દેખાડવારૂપજ સુક્ષ્મ દોષ હોય તે આલોચી લે તે પાંચમો "સુક્ષ્મદોષ" સમજવો. ૬, છાના આવીને આલોચે અથવા ગુરૂ પણ બરોબર સાંભળી શકે નહી એમ આલોચે તે "છન્ન" દોષ છઠો સમજવો. ૭, શબ્દાકુળ વખતે આલોચે, જેમકે, ઘણા માણસો બોલતા હોય તેના વચ્ચે પોતે પણ બોલી જાય, અથવા જેમ ગુરૂ પણ બરોબર સાંભળી ન શકે તેમ આલોવે તે, અથવા બધા જેમ સાંભળે તેમ બોલે તે શબ્દાકુળ કહીએ, એમ આલોવે તેને "શબ્દાકુળ" નામનો દોષ સાતમો સમજવો. ૮, ઘણા માણસો જેમ સાંભળે તેમ બોલી આલોવે તે અથવા ઘણા માણસોને સંભળાવવા માટેજ મોટા શબ્દથી આલોવે તે "બહુજન" નામનો આઠમો દોષ સમજવો. ૯, અવ્યક્ત ગુરૂની પાસે આલોવે એટલે જેણે છેદના ગ્રંથોનાં રહસ્ય જાણ્યા ન હોય તેવા ગુરૂની પાસે જઈ આલોવે એ "અવ્યક્ત" નામનો નવમો દોષ સમજવો. ૧૦, જેવા પોતે દોષ લગાડેલા છે તેવાજ દોષ લગાડનાર કોઇક બીજો જણ ગુરૂ પાસે આલોચતો હોય તેથી તેને જે પ્રાયશ્ચિત ગુરૂ આપે તે ધારી પોતે પણ તેજ પ્રાયશ્ચિત કરી લે પણ ગુરૂ પાસે જઈ પોતાના દોષ પ્રગટ ન કરે તે અથવા ખરંટના દોષે કરી આલોવે ( ગુરૂને તિરસ્કાર કરતો આલોવે ) અથવા જેની પાસે પોતાના દોષ કહેતાં શરમ ન લાગે એવા ગુરૂ પાસે જઇ આલોવે તે "તત્સેવી" એવા નામનો દશમો દોષ સમજવો. એ દશે દોષ આલોયણ લેવાવાળાએ વર્જવા.

## ( આલોયણ લેવાથી થતા લાભ વિષે )

लहुआ ल्हाईजणणं । अप्पपर निवत्ति अवज्जवं सोही ॥
दुरकक्करणं आणा । निस्सलतंच सोहीगुणा ॥ १२ ॥

૧, જેમ ભાર ઉપાડનારનો ભાર દૂર કરવાથી હલકો થાય તેમ શલ્ય ( પાપ ) ઉદ્ધરવાથી ( આલોવવાથી ) આલોયણ લેનાર હલવો થાય છે. ૨, પાપ ( દોષ ) દુર થવાથી પ્રમોદ ઉત્પન્ન થાય છે. ૩, પોતાના અને પરના દોષની નિવૃત્તિ થાય છે. જેમકે, આલોયણ લેવાથી પોતાના દોષની નિવૃત્તિ થાય એતો દેખીતુંજ છે, પણ તેને આલોયણ લેતાં દેખી બીજા લોકો પણ આલોયણ લેવાના સન્મુખ થાય છે. એમ થવાથી બીજાને પણ દોષની નિવૃત્તિ થાય છે. ૪, રૂડા પ્રકારથી આલોયણ લેવાથી નિઃકટીપણું થાય છે. ૫, અતિચારરૂપ મેલના દુર થવાથી આત્માની શુદ્ધિ થાય છે. ૬, દુષ્કરકારતા થાય છે. જેમકે, જે ગુણનું સેવન કર્યું છે તેજ દુઃકર છે; કેમકે અનાદિકાળમાં એવા ગુણ ઉપાર્જન કરવાનો અભ્યાસ કરેલોજ નથી માટે, તેમાં પણ વળી જે પોતાના દોષોનું આલોવવું ( ગુરૂની પાસે પ્રગટ કરવું ) તે તો અત્યંત દુષ્કર છે. કેમકે પ્રબળ મોક્ષના સન્મુખ પોહોંચાડી આપે એવા વીર્યોલાસના વિશેષપણાથીજ તે આલોયણ લઈ શકાય છે માટે. જે માટે નિશીથની ચૂર્ણીમાં કહેલ છે કે,—

तन्न दुकरं जं पडिसेविज्जइ । तं दुक्करं सम्मं आलोइज्जइ ॥

જે અનાદિકાળથી સેવન કરતા આવ્યા તેને સેવન કરવું તે કંઈ દુઃકર નથી પણ તે દુઃકર છે, કે જે અનાદિકાળ થયા સેવન નહીં કરેલી આલોયણા રૂડા પરીણામથી ગ્રહણ કરવી. એટલાજ માટે અભ્યંતર તપના ભેદરૂપ સમ્યક્ આલોયણા છે. લખમણાદિક સાધવીને માસખમણાદિક તપથી પણ (આલોયણ) અત્યંત દુષ્કર થઈ (લાગી) હતી એમ સંભળાય છે. તે બતાવે છે.

## (લખમણા સાધવીનો દ્રષ્ટાંત)

આ ચોવીશીથી ગઈ એશીમી ચોવીશીમાં કોઈક રાજાને ઘણા પુત્ર ઉપર શેંકડે ઉપચાર કરતાં પામેલી હોવાથી બહુ માનીતી એક પુત્રીયે સ્વયંવર મંડપે વરને વરેલો, પણ દુર્દૈવથી ચોરીમાંજ તેનો પતી મરણ પામી ગયો; તોપણ સુશીલ થકી સતીઓમાં નામાંકિત થઈને સુશ્રાવકધર્મ અંગીકાર કીધો હતો. છેવટ કોઈક વખતે અહતદર્શનમાં દીક્ષા અંગીકાર કીધા પછી તે લક્ષ્મણા સાધ્વી એક દિવસ ચકલા ચકલીનું જોડલું મૈથુન કરતું દેખી પોતાના મનમાં વિચારવા લાગી કે, અરિહંતે મૈથુન સેવન કરવાની આજ્ઞા કેમ ન આપી. તેઓ અવેદી હતા તે સવેદીનું દુઃખ કયાંથી જાણે? વિગેરે વિચારતાં ક્ષણાંતરે પશ્ચાતાપ કરતી હા! હા!! હવે હું આ પાપ શી રીતે આલોવીશ? એમ લાજ આવવા લાગી; પણ જ્યાંસુધી પ્રાણી સસલ્ય હોય ત્યાંસુધી પાપશુદ્ધિ કયાંથી થાય? એમ વિચારીને આલોયણા લેવાને પોતાના મનમાં ઉત્સાહ રાખતી જેવામાં પોતે ઉઠીને ચાલવા પગ ભરે છે તેવામાં પગમાં કાંટો ભાગ્યો તે અપશુકન થવાથી આલોયણ લેવાનો ઉત્સાહ ભાંગી ગયો તેથી; "આવા વિચાર કરવાથી (આવા દુર્ધ્યાન કરવાથી) શું પ્રાયશ્ચિત આવતું હશે?" એમ પરના નામના બાનાથી ગુરૂની પાસે આલોયણ પુછી, પણ લજ્જા મહત્વતાના ભયથી સાક્ષાત્ પોતે પોતાનું નામ દઈ પુછયુ નહી. પછી તે મૈથુન સેવન કરવાની વિચારણા કરવાનાં પ્રાયશ્ચિતને ઠેકાણે પચાસ વર્ષ સુધી તીવ્ર તપશ્ચર્યા પોતે કરી. જે માટે કહેલ છે કે,—

छठ्ठट्ठम दसम दुवालसेहिं निव्विगईआहिं दसवरिसें ॥<br>
तहखवणेहिं दुन्निअ । दोचेवयमुज्जिएहिंच ॥ १ ॥<br>
मासज्जवमेणहि सोलस वीसं वासाइं अंबीलेहिंच ॥<br>
लख्खणअज्जा एवं । कुणइ तवं वरिस पन्नासं ॥ २ ॥

(પારણે પણ) નિર્વિગય (વિગય રહીત) એવા દશ વર્ષ સુધી છઠ, અઠમ, દશમ (ચાર ઊપવાસ), દુવાલશ (પાંચ ઊપવાસ) કરીને, તેમજ બે વર્ષ ઊપવાસ કરીને, વળી બે વર્ષ ભોજન કરીને, સોળ વર્ષ સુધી માસખમણ કરીને, વીસ વર્ષ સુધી આંબીલ કરીને, લખમણા સાધવીએ એવી રીતે પચાસ વર્ષ સુધી તપ કીધો.

आवस्सय माइअं । किरिअ कलावं अमुच्चमाणीए ॥ अदीण माणसाए । एस तवो तीइ अणुचिन्नो॥

આવશ્યકાદિક પોતાની દરરોજની ક્રિયાના સમુદાયને નહી મુકતાં, અદીન માનસા થઇથકી તેણીયે (લખમણાએ) આવો તપ આચર્યો હતો.

એવા આકરા દુસ્તર તપના કરવાથી પણ તે શુદ્ધ ન થઇ, પણ તેના બદલામાં આર્તધ્યાનથી મરણ પામી દાસી દાસાદિક અસંખ્ય ભવોમાં તે તીવ્રતર દુઃખ અનુભવીને છેવટ શ્રીપદ્મનાભ નામા તીર્થંકરના તીર્થ વખતે સિદ્ધિપદને પામશે. તેજ માટે કહેલ છે કે,—

ससल्लो जइवि कुठ्ठुग्गं । घोरं वीरं तवं चरे ॥ दीव्वंवास सहस्सं तु । तओ तं तस्स निप्फलं ॥ १ ॥

જોપણ સસલ્ય (મનમાં પાપ રાખીને) ઊગ્ર કષ્ટવાળું, ભયંકર, શૂરવીરપણે આકરૂં એક હજાર વર્ષ સુધી તપ આચરે તોપણ તેનું તે કષ્ટ નિષ્ફળ છે.

जह कुसलो विहु विज्जो । अन्नस कहेइ अप्पणो वाही ॥ एवं जाणंतस्सावि । सल्लुद्धरणं परसगासे ॥

જેમ ચાહે તેવો કુશળ વૈદ્ય હોય પણ જ્યારે બીજાની પાસે પોતાની વ્યાધી કહે ત્યારેજ તે વ્યાધી જઈ શકે છે. તેમ જોપણ પ્રાયશ્ચિત વિધાનાદિક પોતે જાણતો હોય તોપણ સલ્યનું ઊદ્ધરવાપણું તો બીજા પાસેથીજ થઈ શકે છે.

૭, વળી આલોયણ લેવાથી તીર્થંકરની આજ્ઞા પાળી ગણાય છે. ૮, તેમજ નિઃસલ્યપણું થાય તે તો સ્પષ્ટજ છે. ઉત્તરાધ્યયનના ૨૯ મા અધ્યયનમાં કહેલ છે કેઃ—

आलोअणयाएणं भंते जीवे किं जणई गो । आलोअणयाएणं माया निआण मिथ्यादंसण सल्लणं । अणंतसंसार वद्धणाणं उद्धरणं करेइ । उज्जुभावंचणंजणई । उज्जुभाव पाडवन्ने माणं जीवे अमाई इथ्थीवेअं नपुंसग वेअंच नबंधइ । पुव्व बद्धं चणं निज्जरेइ ॥

(પ્રશ્ન) આલોયણા લેવાથી હે ભગવંત શું થાય? (ઉત્તર) હે ગૌતમ, આલોયણા લેવાથી માયાશલ્ય, નિયાણશલ્ય, મિથ્યાત્વશલ્ય, જે અનંત સંસારને વધારનારા છે તેઓનો ઉદ્ધરણ કરે (નાશ કરે); શરળભાવપણું પામે, શરળપણું પામવાથી કપટ રહિત થાય, સ્રીવેદ નપુંસક વેદ ન બાંધે, પૂર્વે બાંધેલાં કર્મને નિર્જરાવે છે (ઓછાં કરે છે), એટલા આલોયણમાં ગુણ છે. આ શ્રાદ્ધજીતકલ્પથી અને તેની વૃત્તિથી કંઇ કંઇ ઊદ્ધરીને અહિયાં આલોયણાનો વિધિ બતાવ્યો છે.

તીવ્રતર અધ્યવસાયથી કરેલું વૃહત્તર (મોટું), નિકાચિત (દ્રઢ બાંધેલું) પણ, બાળ સ્રી યતિ હત્યા, દેવાદિક દ્રવ્યભક્ષણ, રાજાની રાણી ઉપર ગમનાદિક મહા પાપ, સમ્યક્ વિધિપૂર્વક ગુરુએ આપેલું પ્રાયશ્ચિત ગ્રહણ કરે તો તેજ ભવે પણ શુધ્ધ થાય છે. એમ જો ન હોય તો દ્રઢપ્રહારી પ્રમુખને તેજ ભવમાં મુક્તિ કેમ હોય? માટે પ્રતિવર્ષે અને દરેક ચોમાસે આલોયણા અવસ્ય ગ્રહણ કરવી જ જોઇયે.

इति वर्षकृत्यगाथोत्तरार्थः ॥ इति तपागच्छे० श्राधविधिप्रकरणवृत्तो वर्षकृत्य प्रकाशकःपंचमःप्रकाशः॥ १॥ उक्तंवर्षकृत्यं

# षष्टमः प्रकाशः ( द्वार छट्टुं )

## જન્મકૃત્ય.

હવે જન્મકૃત્ય ત્રણ ગાથાથી અને અઢાર દ્વારથી બતાવે છે.

**( શ્રાદ્ધવિધિ મૂળની ૧૪ મી ગાથા )**

**जम्मंमि वास ठाणं । तिवग्गसिद्धिइ कारणं उचिअं ॥**
**उचिअं विज्जागहणं । पाणिग्गहणं च मित्ताई ॥ १४ ॥**

" જન્મમાં ત્રિવર્ગ એટલે ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગ સધાય એવી રીતનું ૧ નિવાસ સ્થાન, ૨ વિદ્યાસંપાદન, ૩ પાણિગ્રહણ અને ૪ મિત્રાદિક, એ ચાર વાનાં કરવા યોગ્ય છે."

### ( દ્વાર ૧ લું, નિવાસસ્થાન )

જન્મમાં એટલે જન્મવારામાં સર્વથી પ્રથમ વસવા યોગ્ય સ્થાન ગ્રહણ કરવું, તે કંઇક ઉચિત છે. તે વિશેષદ્વારેકરી હેતુ બતાવે છે. જ્યાં ધર્મ અર્થ અને કામ એ ત્રણે વર્ગનું સાધન યથાયોગ્યપણે થઇ શકે એવા સ્થાનમાં શ્રાવકે પોતાનો નિવાસ રાખવો. પણ ત્રણ વર્ગ જ્યાં સંપૂર્ણ રીતે સાધન કરી શકાય નહી ત્યાં બંને ભવનું વિનાશકારી સ્થાન હોવાથી નિવાસ રાખવો નહી. જે માટે નીતિશાસ્ત્રમાં કહેલ છે કે:—

न भिल्लपल्लीषु न चौर संश्रये । पार्वतीयेषु जनेषु संवसेत् ॥
न हिंस्र दुष्टाश्रय लोक सांनिधौ । कुसंगतिः साधुजनस्य गर्हिता ॥ १ ॥

ભીલલોકોની પલ્લીમાં વસવું નહીં, જ્યાં ઘણા ચોરનો પરીચય હોય ત્યાં વસવું નહી, પર્વતના લોકો ( પાહાડીલોકો ) ની પાસે વસવું નહી, હીંસાથી દુષ્ટ આશયવાળા લોકો જ્યાં નિવાસ કરતા હોય ત્યાં તેઓના આશ્રમ નજીક વસવું નહી, કેમકે કુસંગતી છે તે સાધુલોકોને ( સારા માણસોને નિંદનીય કહી છે.

तत्रधाम्नि निवसे द्गृहमेधी । संपतंति खलु यत्र मुनींद्राः ॥
यत्र चैत्य गृहमस्ति जिनानां । श्रावकाः परिवसंति यत्रच ॥ २ ॥

જ્યાં ખરેખર સાધુલોકો આવી પડતા હોય ( આવતા જતા હોય ) તેવા સ્થાનમાં ગૃહસ્થે પોતાનો નિવાસ કરવો. વળી જ્યાં જૈનદેરાસર હોય અને જ્યાં ઘણા શ્રાવકો રહેતા હોય ત્યાં પોતાનો નિવાસ રાખવો.

विद्वत्प्रायो यत्र लोको निसर्गात् । शीलं यस्मिन् जीविता दप्य भीष्टं ॥
नित्यं यस्मिन् धर्मशीलाः प्रजाः स्यु । स्तिष्टे त्तस्मिन् साधु संगोहि भूत्यैः ॥ ३ ॥

જયાંના લોકો સ્વભાવથીજ પ્રાયે ( ઘણુંકરીને ) વિદ્વાન હોય, શીલ (સદાચાર) જેઓમાં પોતાના જીવીત કરતાં પણ વલ્લભ હોય, વળી જ્યાં નિરંતર ધર્મશીલ પ્રજા હોય, ત્યાંજ પોતાનો નિવાસ કરવો. કેમકે સત્સંગતી છે તેજ પ્રભુતા આપનારી છે.

जथ्थ पुरे जिण भुवणं । समयविउ साहुसावया जथ्थ ॥ ४ ॥
तथ्थ सया वसियव्वं । पउरजलं इंधणं जथ्थ ॥ ४ ॥

જે નગરમાં જિનભુવન હોય, જૈનશાસનમાં જાણકાર સાધુ અને શ્રાવકો જ્યાં હોય, જ્યાં પ્રચુર જળ ઈંધણ હોય, ત્યાં સદાય રહેવું.

જ્યાં ઘણસો જિનભુવન છે, સુશ્રાવક વર્ગથી સુશોભનીક છે, સદાચારી અને વિદ્વાન લોકો છે, એવા અજમેરની પાસે આવેલા હરખપુર નગરમાં જ્યારે શ્રી પ્રિયગ્રંથસૂરી આવ્યા ત્યારે ત્યાંનાં અઢાર હજાર બ્રાહ્મણો અને છત્રીસ હજાર મોટા ગ્રહસ્થો પ્રતિબોધ પામ્યા.

સુસ્થાને વાસથી (વસવાથી) ધનવાનને અને ધર્મવંતને ત્યાં સારી સંગતી મળવાથી ધનવંતતા, વિવેકતા, વિનયતા, વિચારતા, આચારતા, ઉદારતા, ગાંભીર્યતા, ધૈર્યતા, પ્રતિષ્ઠાદિક અનેક ગુણ ઉત્પન્ન થાય છે. વર્ત્તમાનકાળે પણ એમજ પ્રતિત થાય છે કે સુસ્થાન વાસથી (સારા ગામમાં રહેવાથી) સર્વ પ્રકારનાં ધર્મનાં કૃત્યમાં કુશળપણું પ્રાયે સુખથી પામી શકાય છે. અંતપ્રાંત તુચ્છ ગ્રામાદિકમાં (નાનાં ગામડાંઓમાં) કદાપિ ધનાર્જનાદિક સુખથી નિર્વાહ થતો હોય તોપણ તેમા નિવાસ રાખવો નહી. જે માટે કહેલું છે કે,—

जथ्थ न दीसंति जिणा,नय भवणं नेव संघमुह कमलं;नय सुच्चइ जिणवयणं,किं ताए अथ्थ भुइए ॥

જ્યાં જિનરાજના દર્શન નહી, દેરૂં નહી, શ્રીસંઘના મુખકમળનું દેખવું નહી, જિનવાણીનું શ્રવણ નહી, તેવી અર્થવિભૂતીથી શો લાભ છે ?

यदि वांछसि मुर्खत्वं । ग्रामे वस दिनत्रयं ॥ अपूर्वस्यागमो नास्ति । पूर्वाधीतं विनश्यति ॥ २ ॥

જો મૂર્ખપણાને ચહાતો હોય તો તું ત્રણ દિવસ ગામડાંઓમાં નિવાસ કર. કેમકે જ્યાં અપૂર્વ જ્ઞાનનો આવાગમન થતો નથી, અને પહેલાં અભ્યાસ કરેલો હોય તેનો પણ વિનાશ થઇ જાય છે.

સંભળાય છે કે કોઇક નગરનો નિવાસી જ્યાં થોડાં વાણીયાનાં ઘર છે એવા ગામડામાં ધન કમાવવા માટે જઇને રહ્યો. ત્યાં ખેતીવાડી વિગેરે વિવિધ પ્રકારના વ્યાપાર કરવાવડે કેટલુંક ધન કમાયો, તેટલામાં પોતાને રહેવાનું ઘાસનું ઝુંપડું સળગી ગયું. એમજ બીજીવાર કમાયો ત્યારે પણ ચોરની ધાડથી, દુષ્કાળ, રાજદંડ વિગેરે કારણોથી જે જે કમાયો તે તે બધું ખોયું. એક દિવસ તે ગામડાના કોઇક ચોરે કોઇક નગરે ધાડ પાડી તેથી તે ગામના ઉપરી રાજાએ તે ગામડાના વાણીયા વિગેરેને પકડ્યા. ત્યારે ગામડાના ઠાકોરે તે રાજા સાથે યુધ્ધ કરવા માંડ્યું તેથી તે મોટા રાજાના સુભટોએ તેઓને માર્યા. એટલાજ માટે કુગ્રામમાં વાસ ન કરવો.

ઉપર લખ્યા પ્રમાણે ઉચત સ્થાને વાસ કરેલો હોય તોપણ જો ત્યાં સ્વચક્ર (ગામના રાજાનો ભય) પરચક્ર (બીજા કોઇ રાજાનો ભય), વિરોધ (રાજા રાજાઓના ભયાતોમાં વિરોધ થયો હોય), દુર્ભીક્ષ (દુષ્કાળ) મારી (મરકી) ઇંતી (ઉપદ્રવ) પ્રજા વિરોધ, વસ્તુક્ષય (અન્નાદિક ન મળવાં), વિગેરે અશાતાનું કારણ થાય તો તત્કાળ તે નગર ગામને છાંડી દેવું. જો એમ ન કરે તો ત્રણે વર્ગની હાની

વિગેરે થાય છે. જેમકે, મુગલલોકોયે જ્યારે દીલ્લી ભાંગી અને તે લોકોનો જ્યારે ત્યાં ભય ઉત્પન્ન થયો ત્યારે જે દીલ્લી મુકી ગુજરાત વિગેરે દેશોમાં આવતા રહ્યા તેઓએ ત્રણે વર્ગની પુષ્ટી કરવાથી બન્ને ભવ સફળ કર્યા અને જે ત્યાંજ પડ્યા રહ્યા અને દીલ્લી મુકી નહી તે કેટલાક કેદમાં પડયા અને બન્ને ભવથી ભ્રષ્ટ થયા. વસ્તુ ક્ષીણ થવાથી સ્થાન ત્યજવા વીગેરે ઉપર ક્ષિતિપ્રતિષ્ટિત, ચણકપુર, ઋષભપુરનાં દૃષ્ટાંતો સમજવાં. તેમજ રીષીઓએ કહેલ છે કે खीइ चण उसभ कुसग्गं । राय गिहं चंप पाडलीपुतं॥ ક્ષીતીપ્રતિષ્ટિતપુર, ચણકપુર, કુશાગ્રપુર, રાજગ્રહી, ચંપાપુરી, પાડલીપુર, એવાં દૃષ્ટાંત નગર ક્ષયાદિક ઉપર સમજવાં. યોગ્ય વાસસ્થાનમાં રેહેવું એમ જે બતાવ્યું છે ત્યાં વાસસ્થાન શબ્દથી ઘર પણ સમજી લેવું. જેમકે, સારા પાડોસમાં, અતિ પ્રગટ નહી (મોટા રસ્તા ઉપર નહી), અતિ ગુપ્ત પણ નહી (અતિ ખુંણા ખાંચામાં નહી), સુસ્થાને (સારી જમીન ઉપર બનેલું), વિધિનિષ્પન્ન ( શાસ્ત્રમાં બતાવેલી રીતી પ્રમાણે અણાવેલું ), મિતદ્વારત્વાદિગુણ ( માપેલા એટલે ઝાઝા દરવાજા વગરનું, એવા ગુણવાળું), ત્રિવર્ગની સિધ્ધિ થઈ શકવાના હેતુભૂતપણે યથાયોગ્ય સ્થાનમાં રેહેવું.

## ( પાડોશ વર્જન તથા તેથી થતી હાનીઓ વિગેરે વિષે )

નઠારા પાડોશી વચ્ચે ન રેહવું. એટલા માટે આગમમાં પણ એવી રીતે બતાવેલું છે કે:—

खरिआ तिरिख्ख जोणि । तालायर समण माहणा सुसाणा ॥
वग्गुरिअ वाहगुम्मिअ । हरिएस पुलिंद मच्छंधा ॥ १ ॥

વૈશ્યા, ભરવાડ ગોપાલાદિક, ભીખારી, બૌધના તાપશો, બ્રાહ્મણ, સ્મશાન, વાઘરી, કોટવાળાદિક, ચંડાળ, ભીલ, માચ્છી,

जुआर चोर नड नट्ट । भट्ट वेसा कुकम्म कारीणं ॥
संवासं वज्जिज्झा । घर हट्टागं च मित्तिअ ॥ २ ॥

જુગારી, ચોર, વંસ ઉપર ખેલનારા ( ડુંબ ), નાટક કરનારા, ભાટ ( માગણ ), વેશ્યા, કુકર્મના કરનારા, એટલાનો વાસ ( પાડોસ ) ઘર હાટ મિત્રાઇ વર્જવી.

दुःखं देवकुलासन्ने । गृहेहानि चतुःपथे ॥
धूर्तामात्य गृहाभ्यासे । स्यातां सुत धनक्षयौ ॥ १ ॥

દેરાસરની પાસે રહે તે દુઃખી થાય, બજારમાં ઘર હોય તેને હાની ઘણી થાય, ધુર્ત દિવાનની પાસે રેહેવાથી પુત્રપૌત્રાદિકની ધનની હાની થાય છે.

मूर्खाधार्मिकपाखंडि । पतितस्तेनरोगिणां ॥ क्रोधनांत्यजदृप्तानां । गुरुतल्पगवैरिणां ॥ २ ॥
स्वामिवंचकलुब्धानां । मुषिस्त्रीबालघातिनां ॥ इच्छन्नात्महितंधीमान् । प्रातिवेश्मकतांत्यजन् ॥ ३ ॥

મૂર્ખ, અધર્મી, પાખંડી, ધર્મથી પતિત, ચોર, રોગી, ક્રોધી, અંત્યજ (કોળી વાઘરી વિગેરે હલકી જાતિવાળા તથા ચાંડાળ ), મદોન્મત્ત ( ઉધ્ધત ), ગુરૂની શય્યા ઉપર ગમન કરનારો ( ગુરૂની સ્ત્રી સાથે ગમન કરનારો ), વેરી, સ્વામીદ્રોહી, લોભી

ઋષી–સ્ત્રી–બાળની હત્યા કરનારો, જેને હીતની ચાહના હોય તેણે ઉપર લખેલાઓના પાડોસમાં પોતાનો વાસ કરવો નહી.

કુશીલીયા વિગેરેના પાડોસમાં રહેવાથી ખરેખર તેનાં વચનોના બોલવા સાંભળવાથી અને તેની ચેષ્ટા દેખવાથી પોતાની મેળે સારા ગુણવાળાના ગુણની પણ હાની થાય છે. સારા પાડોસમાં રહેવાથી પાડોસણોએ મળી ખીરની સગવડ કરી આપી, એવા સંગમાં શાલિભદ્રના જીવને મહાલાભકારી થયું અને નઠારા પાડોસના ઉપર પર્વને દિવસે વહુએ પહેલાંથી મુનિને આપેલા અગ્રપિંડથી પણ પાડોસણોએ ભરમાવેલી સોમભટ્ટની ભાર્યાનો દ્રષ્ટાંત સમજવો.

અતિ પ્રગટ ઘરમાં રહેતાં તે ઘરની પડોસમાં બીજાં ઘર ન હોવાથી ચોતરફથી એકલુંજ થઇ જાય છે તેથી તેવા ઘરને ચોરાદિકનો ભય સહેજમાં થઇ પડે છે.

અતિશય ગુપ્ત ઘર હોય તો ચોતરફ બીજા લોકોનાં ઘર આવી જવાથી તેની કંઇપણ શોભા દેખાતી નથી અને અગ્ની પ્રમુખનાં અકસ્માત્ ભય વખતે તેવા ઘરમાંથી આવજા કરવી ઘણીજ મુશકેલ પડે છે.

સુસ્થાન ઘર, તે જેમાંની જમીનમાં શલ્ય, ભસ્મ, ક્ષાત્રાદિક દોષ ન હોય, શાસ્ત્રમાં બતાવેલી નિષીદ્ધ આય ( વાસ્તુકશાસ્ત્રમાં બતાવેલા દોષ )થી રહિત ( હોય ), એવી જમીનમાં બહુલ દૂર્વા, પ્રવાળ, કુશ, સ્તંબ, પ્રસસ્ત, વર્ણગંધ, મૃત્તિકા, સુસ્વાદુજળ, નિધાન, વીગેરે નીકળે એવી જમીનમાં બનાવેલા ઘરમાં વસવું. જે માટે વાસ્તુક શાસ્ત્રમાં કહેલ છે કેઃ–

## ( જમીનની પરિક્ષા )

शीतस्पर्शोष्ण कालेया । त्युष्णस्पर्शा हिमागमे ॥ वर्षासु चोभयस्पर्शा । सा शुभा सर्वदेहिनां ॥ १ ॥

ઉષ્ણકાળમાં જેનો સ્પર્શ શીતળ હોય, શીત કાળમાં જેનો સ્પર્શ ઉષ્ણ હોય, ચોમાસામાં જેનો સ્પર્શ શીતોષ્ણ હોય, તેવી જમીન સર્વ પ્રાણીને શુભ જાણવી.

हस्तमात्र खनित्वादौ । पूरिता तेन पांशुना ॥ श्रेष्ठा समाधिके पांसो । हीना हीने समेसमा ॥ २ ॥

એક હાથમાત્ર જમીનને પેહેલાંથી ખોદીને તેમાંથી નીકળેલી માટીથી પાછી તે જમીન સમાન રીતે પુરી દેતાં તેમાંની ધુળ જો ઘટે તો હીન, બરોબર થાય તો સમાન અને વધે તો સારી જમીન જાણવી.

पदगति शतंयाव । च्चांभः पूर्णो न शुष्यति ॥ सोत्तमेकांगुलाहीना । मध्यमातत्पराधमा ॥ ३ ॥

જમીનમાં પાણી ભરીને સો પગલાં ચાલીયે તેટલી વારમાં જો પાણી ન સુકાય તો ઉત્તમ જાણવી, એક આંગળ પાણી સુકાય તો મધ્યમ, ને વધારે સુકાય તો અધમ જાણવી.

अथवा तत्र पुष्पेषु । खातेसत्युषितेषु च ॥ समार्धशुष्कशुष्केषु । शुभमध्यमदिशेत् ॥ ४ ॥

અથવા જમીનની ખાતમાં પુષ્પ મુકી ઉપર તેજ માટી વાળી સો પગલાં ચાલીયે એટલા વખતમાં જો પુષ્પ ન સુકાય તો તે ઉત્તમ, અર્ધ સુકાય તે મધ્યમ, અને સુકાઇ જાય તો અધમ જમીન જાણવી. એમ ત્રણ પ્રકારની જમીન જાણવી.

त्रिपंचसप्तदिवसे । रुत्तव्रीह्यादि रोहणात् ॥ उत्तमा मध्यमा हीना । विज्ञेया त्रिविधामही ॥ ५

ત્રણ, પાંચ. સાત દિવસે વાવેલી શાળ વિગેરેનાં ઊગવાથી ઉત્તમ, મધ્યમ અને હીન, એમ અનુક્રમથી ત્રણ પ્રકારની પૃથવી જાણવી.

## ( જમીનમાંથી નીકળેલા શલ્યથી થતા ફળ વીષે )

व्याधिं वल्मीकिर्नीनैः । स्वं शुषिरा स्फुटितैा मृतिं ॥ दत्ते भूःशल्ययुग् दुःखं । शल्यं ज्ञेयं तु यत्नतः ॥

જમીનને ખોદતાં અંદરથી જે કંઈ નીકળે છે તેને શલ્ય કહે છે. જમીન ખોદતાં જો તેમાંથી વલ્મીકી એટલે રાફડો નીકળે તો વ્યાધી કરે, પોલાર નીકળે તો નિર્ધન કરે, ફાટેલી નીકળે તો મરણ આપે, શલ્ય (હાડ વીગેરે) નીકળે તો દુઃખ આપે, એમ ઘણા યત્નથી શલ્ય જાણી શકાય છે.

नृशल्यं नृहान्यैः खरशल्येनृपादिभिः शुनोस्थिडिंभ मृत्यैः शिशुशल्यं गृह स्वामि प्रवासाय ।
गोशल्यं गोधन हान्यै । नृकेश कपाल भस्मादि मृत्यै इत्यादि ॥

જમીનમાંથી નરશલ્ય ( માણુસનાં હાડકાં ) નીકળે તો મનુષ્યની હાની કરે, ખરનું શલ્ય નીકળે તો રાજા વિગેરેનો ભય કરે, કુતરાનાં હાડ નીકળે તો બાળકોનું મરણ કરે, બાળકોનું શલ્ય નીકળે તો ઘરબાંધનાર પ્રવાસીજ રહે ( ઘરમાં સુખથી બેસી શકે નહી ), ગાયનું શલ્ય નીકળે તો ગોધણનું વિનાશ કરે, મનુષ્યના મસ્તકના કેશ ખોપરી ભસ્માદિક ( નીકળવા )થી મરણ થાય.

## (સુખશાંતી માટે વર્જવા યોગ્ય તથા ધ્યાનમાં રાખવા યોગ્ય નીયમો)

प्रथमांत्य याम वर्जं । द्विन्निप्रहर संभवा ॥ छाया वृक्षध्वजादीनां । सदा दुःख प्रदायिनी ॥ १ ॥

પહેલા અને ચોથા પ્રહર સીવાય બીજા ત્રીજા પ્રહરની વૃક્ષ કે ધ્વજા વીગેરેની છાયા સદાય દુઃખદાઇની સમજવી.

वर्जये दर्हतः पृष्टं । पार्श्वं ब्रह्म मधु द्विपोः ॥ चंडिका सूर्ययोर्दृष्टिं सर्वं मेवच शूलिनः ॥ २

અર્હતની પુંઠ વર્જવી, બ્રહ્મા અને વિષ્ણુનું પડખું વર્જવું, ચંડિકા અને સૂર્યદેવની દૃષ્ટી વર્જવી, શીવનું સર્વ વર્જવું ( શીવનું પડખું, પુંઠ, અને દૃષ્ટી બધાં વર્જવાં).

वामांग वासुदेवस्य । दक्षिणं ब्रह्मणः पुनः ॥
निर्माल्यं स्नानपानीयं । ध्वजच्छाया विलेपनं ॥
प्रशस्ता शिखरच्छाया । दृष्टिश्चापि तथार्हतः ॥

કૃષ્ણના દેરાનું ડાબું પડખું, બ્રહ્માના દેરાનું જમણું પડખું, નિર્માલ્ય, સ્નાનનું પાણી, ધ્વજાની છાયા, અને વિલેપન. એટલાં વર્જવા યોગ્ય છે.

દેરાસરના શિખરની છાયા અને અર્હતની દૃષ્ટી વખાણવા લાયક છે.

વળી પણ કહેલ છે કેઃ—

वज्जिज्जई जिण पुट्ठी । रवि ईसरादिट्ठिविण्हु वामोअ ॥
सव्वथ्थ असुहचंडी । तम्हा पुण सव्वहा चयह ॥ १ ॥

જિનની પુંઠ વર્જવી, સૂર્ય અને શીવની દૃષ્ટી વર્જવી, વીષ્ણુ ડાબો વર્જવો, ચંડી સર્વત્ર અશુભકારી છે, તે માટે સર્વથા ત્યાગ કરવી.

अरिहंत दिठ्ठिदाहिण । हरपुठ्ठी वामए सुकल्लाणं ॥ विवरीए बहुदुक्खं । परं न मग्गंतरे दोसो ॥२॥

અર્હતની જમણી દ્રષ્ટી, શીવની પુંઠ, વિષ્ણુ ડાબે, કલ્યાણકારી સમજવાં. એનાથી વિપરીત સારાં નહી, પણ વચ્ચે માર્ગ હોય તો દોષ નહી.

ईसाणाइकोणे । नयरे गामे न कीरए गेहं ॥ संत लोआए असुहं । अंतिम जाईण रिद्धिकरं ॥३॥

નગરમાં કે ગામડામાં ઈશાનકોણ તરફ ઘર કરવું નહી, એ ઉચ્ચ જાતિવાળાને અસુખકારી હોય છે, પણ અંતિમ જાતિ એટલે નીચ જાતિને ઋદ્ધિકારક છે.

ઘર કરવામાં સ્થાનના ગુણદોષનું પરીજ્ઞાન, શકુનથી, સ્વપ્નથી, શબ્દથી, નિમિત, થી કરવું. સુસ્થાન પણ ઉચિત મૂલ્ય આપીને પાડોસીઓની મરજી લઈને ન્યાયપૂર્વક લેવું પણ પરને પીડા ઉપજાવી લેવું નહી. તેમ પાડોસીઓની મરજી વગર પણ લેવું નહીં. કેમકે, તેમ જો ન કરે તો તેમાં રેહેવામાં ત્રિવર્ગના સાધનની હાની થાય છે. એમજ ઈંટ, પાષાણ, કાષ્ટ વિગેરે પણ નિર્દોષ દ્રઢ સારત્વાદિ ગુણ જાણીને ઉચિત મૂલ વિગેરે આપીનેજ મંગાવવાં. તે પણ વેચનારે પોતાની મેળે તૈયાર કરેલાં લેવાં, પણ તેની પાસે પોતાને માટે નવાં કરાવવાં નહી. કેમકે, પોતાને માટે નવાં કરવાની તેને આજ્ઞા આપવાથી મહારંભાદિક દોષ પોતાનાજ ઉપર આવી પડે છે. તૈયાર પણ પ્રાસાદાદિક સંબંધી હોય તો તે લેવાં નહી. કેમકે, તે લેવાથી બહુજ પ્રકારની હાની વિગેરે થાય છે.

## ( દેવદ્રવ્યના ઉપભોગથી થતી હાની વિષે દૃષ્ટાંત. )

સંભળાય છે કે બે વાણીયા પાડોશી હતા, તેમાં એક ધનવંત હતો અને બીજો નિર્ધન હતો. ધનવંત વારંવાર નિર્ધનને પીડાકારી થતો હતો. નિર્ધન પોતાના નિર્ધન-પણાથી તેની સામે થવાને અશક્ત હોવાથી બીજો કંઇ ઉપાય નહી ચાલવાને લીધે તે ધનવંતનું નવું ઘર બંધાતું હતું તેની ભીંત વિગેરેમાં પાસે આવેલા જિનભુવ-નની જુની ભીંતમાંથી નીકળી પડેલી ઈંટ વિગેરેનાં ખંડ કોઇ ન જાણે તેમ નાખતો હતો. હવે તે ઘર જ્યારે તૈયાર થયું ત્યારે તેને તેણે ખરેખરી વાત જણાવી આપી છતાં પણ તે ( ધનવંત ) બોલ્યો કે "અહો ! એટલામાં તે શો દોષ લાગવાનો છે?" એમ અવગણના કરીને તે ઘરમાં રેહેવા લાગ્યો. પછી તે ધનવંતનું થોડા દિવસમાંજ વજ્રાગ્નિ વિગેરેથી સર્વસ્વ વિનાશ પામ્યું. જે માટે કહેલ પણ છે કેઃ—

पासाय कूववावी । मसाण मठ रायमंदिराणंच ॥ पाहाण इट्ठकट्ठा । सारिसव मित्तावि वज्जिज्जा ॥

દેરાસરનાં, કુવાનાં, વાવનાં, મસાણનાં, મઠનાં, રાજમંદિરનાં પાષાણ, ઈંટ, કાષ્ટ, એટલાં વાનાં સરસવમાત્ર પણ તજવાં. સરસવમાત્ર પણ પોતે વાપરવાં નહી.

पाहाणमयं थंभं । पीढं पट्टंच बारउत्ताइं ॥ एएगीहि विरुद्धा । सुहावहा धम्म ठाणेसु ॥ २ ॥

થાંભલા, પીઠ ( પીઢીયાં ), પટ્ટ ( પાટડા ), બારસાંખ, એટલાં પાષાણમય ધર્મસ્થા-નકમાં સુખકારક હોય છે, પણ ગૃહસ્થે પોતાના ઘરમાં કરવાં નહી.

पाहाणमएकठ्ठं । कट्ठमए पाहाणस्स थंभाइं ॥ पासाएअ गिहेवा । वज्जेअव्वा पयत्तेणं ॥ ३ ॥

પાષાણમયમાં કાષ્ટ, કાષ્ટમયમાં પાષાણ, થાંભલા દેરાસરમાં કે ઘરમાં પ્રયત્નથી ( જરૂર કરી ) વર્જવા (ઘરમાં કે દેરાસરમાં એમ ઉલટસુલટ કરવું નહી ).

हल घाणयसगडाई । अरहट्ट जंताणि कंटई तहय ॥ पंचुंबरि खीरतरु । एआणं कट्ठ वज्जिज्जा ॥

હળ, ધાણી, ગાડાં, અરહટ્ટ, યંત્ર (ચરખા રેંટીયા વીગેરે), એટલાં વાનાં કંટાળા વૃક્ષનાં કે પંચુંબર (વડ પીપળ પીપળો ઊંબરો કાકુવૃક્ષ) અને દુધવાળાં વૃક્ષનાં વર્જવાં (એટલાં વૃક્ષોનાં ઉપર લખેલા પદાર્થ બનાવવા નહી).

बीज्जउरी केलिदाडिम । जंबिरी दोहिलिद्द अंबिलिआ ॥

बुब्बुलि बोरीमाई । कणयमया तहवि वज्जिज्जा ॥ ६ ॥

બીજોરીનાં, કેળનાં, દાડમનાં, બે જાતિની જંબીરીનાં, હળદ્દનાં, આંબલીનાં, આવળનાં, બોરડીનાં, ધંતુરાનાં, (એટલાં) વૃક્ષો પોતાના ઘરમાં વર્જવા.

एआणं जइअ जडा । पाडवसाओ पविस्सई अहवा ॥

छायावा जंमिगिहे । कुलानासो हवइ तथ्थेव ॥

એટલાં વૃક્ષો જો પોતાના ઘરની પડોસમાં હોય અને જો તેની જડ (મૂળ) અથવા છાયા જેના ઘરમાં પ્રવેશ કરે તેના ઘરમાં કુળનો નાશ થાય છે.

पुव्वुन्नय अथ्थहरं । जमुन्नयं मंदिरं धणसमिद्धं ॥

अवरुन्नय विद्धिकरं । उत्तरुन्नय होइउव्वसिअं ॥ ७ ॥

પૂર્વ દિશાએ ઊંચું ઘર હોય તો ધનનો નાશ કરે, દક્ષિણ દિશાએ ઊંચું ઘર હોય તો ધનસમૃદ્ધિ કરે, પશ્ચિમ દિશાએ ઊંચું ઘર હોય તો ઋદ્ધિની વૃદ્ધિ કરે છે, અને ઉત્તર દિશામાં ઘર જો ઊંચું હોય તો ઉધ્વંસ કરે ( નાશ કરે ).

वलयागारं कूणेहिं । संकूलं अहव एग दुति कूणं ॥

दाहिण वामयदीहं । न वासियव्वेरिसंगेहं ॥ ८ ॥

ગોળ આકારવાળું, જે માંહે ખુણા ખાંચા ઘણા પડતા હોય, અને તેથી સાંકડું હોય, એક બે ત્રણ ખુણા પડતા હોય, દક્ષિણ દિશા તરફ અને ડાભી દીશા તરફ લાંબું હોય, એવું ઘર વસાવવું નહી ( બંધાવવું નહી ).

सयमेव जे किवाडा । पिहिअंतिअ उग्घडंति ते असुहा ॥

चित्तकलसाइ सोहा । सविसेसा मूलबारिसुहा ॥ ९ ॥

જે ઘરનાં પોતાની મેળે કમાડ દેવાઈ જાય અને પોતાની મેળેજ ઊઘડી પડતાં હોય તે અશુભ જાણવાં, ચિત્રામણ કરેલ કળસાદિક શોભા જેના મૂળ દ્વાર ઉપર હોય તે સુખકારી સમજવાં ( ઘરના આગળના ભાગ ઉપર ચિત્ર શ્રેષ્ઠ ગણાય છે ).

## ( ઘરમાં ન કરાવવાનાં ચિત્રામણ વિષે )

जोइणि नट्टारंभं । मारहरामायणं च निवजुद्धं ॥ रिसिचिरिअं देवचरिअं । इअ चित्तं गेहि नहु जुत्तं ॥

યોગિણીનાં ચિત્ર, નાટકનાં આરંભનાં ચિત્ર, મહાભારથના યુધ્ધનાં ચિત્ર રામાયણમાં આવતા યુદ્ધનાં દેખાવવાળાં ચિત્ર, રાજારાજાઓનાં યુદ્ધ સંબંધી ચિત્ર, ઋષિઓનાં ચરિત્રનાં દેખાવ, દેવનાં ચરિત્રનાં દેખાવ, એવાં ચિત્ર ગૃહસ્થે પોતાના ઘરમાં કરાવવાં યુક્ત દેખાતાં નથી.

## (શુભ ચિત્ર વિષે)

फलिह तरु कुसुमवलि सरस्सई नवनिहाण जुअलच्छी ॥
कलसं वद्धावणयं । कुसुमावलिआइ सुहचित्तं ॥ ८ ॥

ફળેલા વૃક્ષોના દેખાવ, ફુલેલી વેલના દેખાવ, સરસ્વતીનાં સ્વરૂપ. નવનિધાનના દેખાવ, યજ્ઞસ્થંભ, લક્ષ્મીદેવતાનો દેખાવ, કળસનો દેખાવ, આવતાં વધામણાનો દેખાવ, ચઉદ સ્વપ્નનાં દેખાવનો શ્રેણિ, એવા પ્રકારનાં ચિત્ર ગૃહસ્થના ઘરમાં શુભકારી જાણવાં.

## ( વૃક્ષોથી થતા શુભાશુભ ફળ વિષે )

खर्जुरी दाडिमारंभा । कर्क धूर्बीज पूरिका ॥ उत्पद्यते गृहे यत्र । तन्निकृंतति मूलतः ॥ ९ ॥

ખજુરી, દાડમ, કેળ, કોહલી, બીજોરી, એટલાં વૃક્ષો જેના ઘરના આંગણામાં ઉગેલાં હોય તે તેનાં ઘરને મૂળથી નાશકારક સમજવાં.

लक्ष्मी नाशकरः क्षीरी । कंटकी शत्रुभीः प्रदः ॥ अपत्यघ्नः फली । स्तस्मादेषां काष्टमपि त्यजेत् ॥

જેમાંથી દુધ ઝરે એવાં વૃક્ષો લક્ષ્મીનાશ કરનાર થાય છે, કાંટાવાળાં વૃક્ષો શત્રુનો ભય ઉપજાવે છે, ફળવાળાં વૃક્ષો બાળકોનો નાશ કરે છે, એટલા માટે એ વૃક્ષોનાં કાષ્ટ પણ વર્જવાં. ( બાંધકામમાં એવાં વૃક્ષનાં લાકડાં વાપરવાં નહીં ).

कश्चिदुचे पुरोभागे । वटः श्लाव्य उदंवरः ॥
दक्षिणे पश्चिमे श्वच्छो । भागे प्लक्ष स्तथोत्तरे ॥ ११ ॥

કોઈક શાસ્ત્રમાં એમ કહે છે કે ઘરના આગળના ભાગમાં વડવૃક્ષ હોય તો તે સારો ગણવો, અને ઊંબરવૃક્ષ ઘરથી જમણે ભાગે હોય તો તે સારો ગણવો, પીપળવૃક્ષ ઘરથી પશ્ચિમ દિશાએ હોય તો સારો ગણવો, અને ઘરથી ઊત્તર દિશાતરફ પીપરવૃક્ષ હોય તો સારી ગણવી.

## ( ઘર બાંધકામના નિયમો )

पूर्वस्यां श्रीगृहं कार्य । माग्नेयांच महानसं ॥
शयनं दक्षिणस्यांतु । नैरुत्या मायुधादिकं ॥ १ ॥

પૂર્વદિશામાં લક્ષ્મીઘર ( ભંડાર ) કરવું, અગ્નીકોણમાં પાકશાળા ( રસોડું ) કરવી, દક્ષિણ દિશામાં શયનગૃહ ( સુવાનું ) કરવું. અને નૈરૃત્યકોણમાં આયુધાદિક કરવા ( સીપાઈ વિગેરેની બેઠક કરવી ).

मुजिक्रिया पश्चिमायां । वायव्यां धान्य संग्रह ॥
उत्तरस्यां जलस्थान । मैशान्या देवता गृहं ॥ ३ ॥

પશ્ચિમદિશામાં ભોજનશાળા કરવી, વાયવ્યકોણમાં ધાન્ય ભરવાના કોઠાર કરવા, ઉત્તરદિશામાં જળસ્થાન ( પાણીયારૂં કરવું, ઈશાનકોણમાં દેવતાગૃહ ( ઘર દેરાસર ) કરવાં.

गृहस्य दक्षिणे वन्हिः । तोय गो निल दीपभूः ॥
वामा प्रत्यग् दिशोमुक्ति । धान्यार्था रोहदेवभूः ॥ ३ ॥

ઘરને જમણે ભાગે અગ્ની, જળ, ગાયબ'ધન, વાયુ, દીવાનાં સ્થાન કરવાં, ઘરને વામ ભાગે ( ડાબી તરફ ) અથવા પશ્ચિમભાગમાં ભોજન કરવાનુ', દાણા ભરવાનો કોઠાર, ઘરદેરાસર, વિગેરે કરવાં.

## ( ઘરની દિશા કયાંથી ગણાય તે વિષે )

पूर्वादि दिग् विनिर्देशो । गृहद्वार व्यपेक्षया ॥
भास्करोदय दिक्पूर्वा । नविज्ञेया यथा क्षुते ॥ ४ ॥

પૂર્વાદિક દિશાનો અનુક્રમ ઘરનાં દ્વારની અપેક્ષાથી ગણવો, પણ સૂર્યોદયથી પૂર્વદિશા ગણવી નહીં, એમ છીંકના કાર્યમાં વિચારવુ'.

તથા ઘરના બાંધનાર સુતાર, સલાટ, કડીયા કર્મકર વિગેરેને ઠરાવ કરેલુ' મૂલ આપવા કરતાં કાંઇક અધિક ઉચિત આપીને રાજી રાખવા, પણ તેઓને કોઇપણ પ્રકારે ઠગવા નહીં. જેટલાથી કુટુ'બનો નિર્વાહ સુખપૂર્વક થાય અને લોકમાં શોભાદિક થાય તેટલોજ ઘરનો વિસ્તાર કરવો. અસ'તોષીપણાથી અધિક અધિક વિસ્તાર કરવાથી ફોકટ ધન વ્યયાદિ આર'ભાદિ થાય છે. એવુ' પણ ઘર પ્રમાણ કરેલા દ્વારવાળુ' કરવુ'જ યોગ્ય લાગે છે. ઘણા દ્વારવાળુ' ઘર કરવાથી અજાણ્યા લોકોના આવવા જવાથી ( પ્રવેશ નિર્ગમ નથી ) કોઇ વખત દુષ્ટલોકોનો આપાત ( આવી પડવુ' ) થાય તેથી સ્ત્રી દ્રવ્યાદિકને વિનાશકારી પણ થઇ શકે છે. પ્રમાણ કરેલાં દ્વાર પણ દ્રઢકમાડ, ઉલાળા, સાંકળ, અર્ગળા વિગેરેથી સુરક્ષિત ( બરાબર સ'ચવાય તેવા ) કરવાં. એમ જો ન કરવામાં આવે તો પૂર્વોક્તાદિક અનેક પ્રકારના દોષોનો સ'ભવ થાય છે. કમાડ વિગેરે પણ જેમ જોઇએ તેમ સુખથી ઉઘડી શકે અને સુખથી દેવાઇ શકે એવાં કરવાં; કે જેથી કેટલાક ગુણ થાય છે ( ફાયદા થાય છે ). એમ જો ન હોય તો અધિક અધિક વિરાધના થાય, વળી કોઇ વેળા ઉતાવળુ' પ્રયોજન હોય તો તે કાર્યની હાની વિગેરે થઇ જાય છે અર્ગળા જે ભોગળ તે ભીંતમાં રેહે તેવી કરવી સર્વથા યોગ્ય નથી. કેમકે તેમ કરવાથી પ'ચેંદ્રિયાદિક જીવોની વિરાધના થાય. ઉપર લખ્યા પ્રમાણે બનાવેલા કમાડ પણ ઉઘાડવાં દેવાં હોય ત્યારે સમ્યક્ પ્રકારે જોઇને યત્નાથી પ્રમાર્જીને પછી ઉઘાડવાં દેવાં, એમજ પ્રણાલ, ખાળ વિગેરેમાં યથાશકિત યત્ના કરવી. પ્રમાણવ'ત જ દ્વારાદિ કરવાં એમ શાસ્ત્રામાં પણ કહેલ છે.

न दोषो यत्र विधाहि । नवंयत्राखिलं दलं ॥ वहु द्वाराणिनो यत्र । यत्र धान्यस्य संग्रहः ॥ १ ॥
पूज्यते देवता यत्र । यत्राभ्यक्षण मादरात् ॥ रक्ता जवनिकायत्र । यत्र संमार्जनादिकं ॥ २ ॥
यत्र ज्येष्ट कनिष्टादि । व्यवस्था सुप्रतिष्ठिता ॥ भानवीया विशंत्यंत । भोनवो नैव यत्राच ॥ ३ ॥
दीप्यते दीपको यत्र । पालनं यत्र रोगिणां ॥ श्रांत संवाहना यत्र । तत्रस्यात्कमला गृहं ॥ ४ ॥

જેના ઘરમાં વેધાદિક દોષ ન હોય, જે ઘરમાં પાષાણ ઈ'ટ વિગેરે દળ બધાં નવાં હોય, જે ઘરમાં ઘણા દરવાજા ન હોય, જે ઘરમાં ધાન્યનો સ'ગ્રહ થતો હોય,

જ્યાં દેવની પૂજા થતી હોય, જ્યાં પાણીનો સીંચવાથી ઘર સાફ રખાતું હોય, જ્યાં રાતી પરીમચ્છ (ચક) બંધાતી હોય, જે ઘરમાંથી કચરા વિગેરે કઢાતા હોય, ઘરમાં ન્હાના મ્હોટાની સુપ્રતિષ્ટિત વ્યવસ્થા થતી હોય, સૂર્યનાં કીરણો જ્યાં પ્રવેશ કરતા હોય પણ સૂર્ય આવતો ન હોય, જ્યાં દીવો અખંડ દીપતો હોય, રોગી વિગેરેનું પાલન થતું હોય, જ્યાં થાકિને આવેલાની સેવા બરદાસ થતી હોય, ત્યાં લક્ષ્મી પોતાનો નિવાસ કરે છે.

એવી રીતે દેશ, કાળ, પોતાની સંપદા, જાતિ વીગેરેથી ઔચિત્ય, તૈયાર કરાવેલા ઘરમાં, પેહેલાથી સ્નાત્રવિધિ, સાધાર્મિક વાત્સલ્ય, સંઘપૂજા વિગેરે કરીને પછી ઘરને વાપરવું. તેમાં શુંભ મુહુર્ત, શુભ શકુન, વિગેરે બળ ઘર ચણાવવા વખતે પ્રવેશ વિગેરેમાં વારંવાર જોવુ. એવી રીતે બનેલા ઘરમાં રેહેતાં લક્ષ્મી વૃધ્ધિ થવી વીગેરે કંઇ દૂર નથી.

## ( યથાવિધી બંધાવેલા ઘરથી થતા લાભ વિષે દ્રષ્ટાંત )

સંભળાય છે કે ઉજ્જેણીમાં દાંતા નામના શેઠે અઢાર કરોડ સોનેયા ખરચીને બારવર્ષે વાસ્તુકશાસ્ત્રમાં બતાવેલી વિધિ પ્રમાણે સાત માળનો મ્હોટો મેહેલ નવો કરાવ્યો હતો. પરંતુ રાતે "પડું પડું" એવો શબ્દ ઘરમાંથી થવાને લીધે ભય પામીને દાંતા શેઠે જેટલું ખર્ચેલું હતું તેટલુંજ ધન લઈને તે ઘર વિક્રમાર્કને આ[illegible] દીધું. વિક્રમાદિત્યને તો તેમાંથી સુવર્ણપુરૂષની પ્રાપ્તિ થઇ. માટે વિધિપૂર્વક ઘર [illegible]ું.

વિધિથી બનેલ અને વિધિથી પ્રતિષ્ઠિત શ્રીમુનીસુવ્રત સ્વામીનું સ્તૂપ (પગલાવાળી દેરી)ના મહીમાને લીધે પ્રબળ સૈન્યથી પણ કોણિક રાજા વૈશાળી નગરી લેવા માટે બાર વર્ષ સુધી લડયો પણ તે નગરી લેવા સમર્થ ન થયો. ચારિત્રથી ભ્રષ્ટ થયેલા કૂલવાલૂક નામના સાધુના કેહેવાથી સ્તૂપ પડાવી નાખ્યા પછી તો તેજ વખત લઈ શકાણી.

માટે ઘર, દેરાસર બધાં વિધિથીજ કરાવવાં. એમજ ઘરની પેઠે હાટ પણ જો સારા પાડોસ વચ્ચે હોય, અતિ પ્રગટ ન હોય, અતિશય ગુપ્ત ન હોય, સારા ઠેકાણા ઉપર હોય, વિધિથી બનાવેલ હોય, પ્રમાણ કરેલા બારવાળું હોય, વિગેરે ગુણયુક્ત હોય, તો ત્રિવર્ગની સિધ્ધના હેતુપણે ઉચિત્ત સમજવું. એ પ્રથમ દ્વાર સમજવું.

## ( દ્વાર ૨ જું—વિધાસંપાદન )

દ્વાર ૨ જું—તથા ત્રિવર્ગ સિધ્ધિનું કારણ, એ આગળ પણ સર્વ દ્વારમાં એ પદની યોજના કરવી. એટલે ત્રિવ ની સિદ્ધિના કારણપણે ઉચિત્ત એવી વિદ્યાઓ સીખવી. તે વિદ્યાઓ પણ લખવાનો, ભણવાનો, વ્યાપારનો, ધર્મનો સારો અભ્યાસ કરવો. નહિં સીખેલો, અનભ્યાસ્તકળાવાળો, ખરેખર મૂર્ખપણે કરી, હસવા યોગ્યપણે કરી પગલે પગલે પીડા પામે છે. જેમકે, કાળીદાસ કવી પહેલાં ગોવાળ હતો, તે રાજસભામાં ગયો ત્યારે સ્વસ્તિ આશિર્વાદને ઠેકાણે "ઉસરટ" એમ બોલ્યો. જેથી તેને ગ્રંથ સોધવા માટે આપ્યો, ચિત્રીત કરેલી સભા જોવા મોકલ્યો ત્યાં પગલે પગલે લોકોમાં હાસ્યાસ્પદ થયો. કળાવાન્ હોય તે વિદેશમાં પણ માન પામે છે. વસુદેવની પેઠે જ્યાં જાય ત્યાં માન પામે છે. વળી કહેલ પણ છે કે,

विद्वत्त्वं च नृपत्वं च । नैव तुल्यं कदाचन ॥ स्वदेशे पूज्यते राजा । विद्वान् सर्वत्र पूज्यते ॥ १ ॥

વિદ્વાન્‌પણું અને રાજાપણું એ બન્ને સરખાવતાં કોઇ કાળે સરખાં થતાં નથી. કેમકે, રાજા સ્વદેશમાંજ માનપૂજા પામે છે, અને વિદ્વાન્ સર્વત્ર પૂજા પામે છે. ( એટલે જ્યાં જાય ત્યાં તેને માન મળી શકે છે, પણ રાજા જ્યાં જાય ત્યાં તેને સ્વદેશના જેટલું વિદ્વાન્ ન હોવાથી માન મળતું નથી).

કળાઓ સર્વ પ્રકારની સીખવી. ક્ષેત્ર કાળાદિકની અપેક્ષાથી સર્વ પ્રકારની કળાઓ વિશેષેકરી ઊપયોગમાંજ આવે છે. એવી કળાઓ જો સીખેલા ન હોય તો કોઇક વખત એવો પણ આવે છે કે તેવી કળા વિના શીદાવું પડે છે. કહેલ છે કે,

अट्टमट्टंपि सिखिज्जा । सिख्खिअं न निरथ्थअं ॥ अट्टमट्ट पसाएण । खज्जए गुल तुंवअं ॥ १ ॥

અટ્ટમટ્ટ પણ સીખવું. કેમકે સીખેલું નિરર્થક થતુંજ નથી. અટ્ટમટ્ટના પસાયથી ગોળ અને તુંબડું ખાઇ શકાય છે. ( અંહિયાં કોઇક દૃષ્ટાંત છે પણ પ્રસિધ્ધ નથી ).

જે સકળ કળાઓ સીખેલા હોય છે તેને પૂર્વોકત સાતે પ્રકારની આજીવીકાઓમાંથી હરકોઈ પણ પ્રકારની આજીવીકાથી સુખે નિર્વાહ ચાલી શકે છે અને તે ધનવાન્ પણ બની શકે છે. જે પ્રાણી સર્વ કળાઓ સીખવા સમર્થ ન થઇ શકતો હોય તેણે પણ સુખથી પોતાનો નિર્વાહ થઇ શકે અને પરલોકનું સાધન સુખથી થઇ શકે એવી એકાદિ કળા તો અવશ્ય કરીને શીખવીજ જોઇયે. જે માટે કહેલ છે કે

सुअसायरो अपारो । आउथोवं जिआय दुम्मेहा ॥ तं किंपि सिख्खिअव्वं जं, कज्जकरं थोवंच॥१॥

શ્રુત ( જ્ઞાન અથવા શાસ્ત્ર ) સાગર તો અપાર છે, આયુષ્ય થોડું છે, જીવ તે વળી માઠી બુદ્ધિવાળો છે, માટે કંઇ પણ એવું શીખી લેવું કે જેથી થોડું પણ કામ થઈ શકે.

जाएण जीवलोए । दो चेवनरेण सीख्खिअव्वाइं ॥ कम्मेण जेण जीवइ । जेण मओ सग्गई जाइ॰

આ સંસારમાં જે પ્રાણી જન્મ્યા છે તેઓએ બે પ્રકારના ઉદ્યમ તો જરૂર જ સીખવા. એક તો જેથી આજીવીકા ચાલે, અને બીજું એકે જેથી મરીને સદ્‌ગતિ જાય. નિંદવાયોગ્ય, પાપમય કર્મેકરી આજીવીકા ચલાવવી એ તો સૂત્રમાં " ઊચિત " એ પદ કહેલુ હોવાથી સર્વથા અનુચિત્ત છે. ( અનુચિત્ત કર્મ કરી આજીવીકા કરવી, નહીં ) એ બીજું દ્વાર સમાપ્ત થયું. ( ત્રીજા દ્વારમાં પાણીગ્રહણ બતાવે છે).

## ( દ્વાર ૩ જું–પાણીગ્રહણ )

દ્વાર ૩ જું–પાણીગ્રહણ તે વિવાહ ( લગ્ન ) કરવો તે પણ ત્રિવર્ગની સિદ્ધિને માટે હોવાથી ઉચિત્ત જ જણાય છે. વિવાહ અન્ય ગોત્રવાળા, સમાન કુળ, સદાચાર, સમાન સ્વભાવ, સમાન રૂપ, સમાન વય ( અવસ્થા ), સમાન વિદ્યા, સમાન સંપદા, સમાન વેષ, સમાન ભાષા, સમાન પ્રતિષ્ટાદિ ગુણયુકતનીજ સાથે કરવા યુકત છે.

સમાન કુળ શીળાદિક ન હોય તો પરસ્પર અવહીલના, કુટુંબકલહ, કલંકદાન વિગેરે આપદા આવી પડે છે. જેમકે, પોતનપુર નગરે શ્રાવકની દીકરી શ્રીમતીને ઘણા આદરથી મિથ્યાત્વીએ પરણી હતી. પણ શ્રીમતી પોતાના જૈનધર્મમાં દૃઢ હતી,

તેથી તેણીએ પોતાનો ધર્મ નહીં મુકવાથી અને સમાન ધર્મ નહીં હોવાથી તેના ઉપર ભર્તાર વિરક્ત થઇ ગયો; છેવટ ઘરમાં ઘડામાં કાળો સર્પ રાખીને શ્રીમતીને કહ્યું કે, ઘરમાં ઘડો પડેલો છે. તેમાં ફુલની માળા છે તે લઇ આવ. એવો આદેશ આપ્યો. નવકારમંત્રના મહિમાથી તે શ્રીમતીને તો ફુલમાળ જ થઇ ગઈ. તેથી તેનો ભર્તાર પ્રમુખ પણ શ્રાવક થઇ ગયા.

કુળ શીળાદિક ખરેખર હોય તો પેથડશાહની પ્રાથમિણીદેવી પ્રમુખની પેઠે સર્વ પ્રકારનાં સુખ ધર્મ મહત્વાદિક ગુણની પ્રાપ્તિ થઇ શકે છે.

સામુદ્રિક શાસ્ત્રાદિકમાં બતાવેલ શરીર વિગેરેનાં લક્ષણ, જન્મપત્રિકાદિક તપાસવા વિગેરે કરવાથી કન્યા અને વરની પ્રથમથી પરીક્ષા કરવી. કહેલ છે કેઃ-

कुलं च शीलं च सनाथता च । विद्या च वित्तं च वपु वयश्च ॥
वरे गुणा सप्त विलोकनीया । ततः परं भाग्यवती च कन्याः ॥ १ ॥

કુળ, શીળ, સનાથતા ( સારાનો આશ્રય ), વિદ્યા, ધન, નિરોગીશરીર, વય, એટલાં સાતવાનાં વરમાં જોઇને કન્યા આપવી. પછી કન્યાનું ભાગ્ય સમજવું.

मूर्ख निर्धन दूरस्य । शूर मोक्षाभिलाषिणां ॥ त्रिगुण्याधिक वर्षाणां । न देया कन्यका बुधैः ॥२॥

મૂર્ખ, નિર્ધન, દૂરદેશાવર રહેનાર, શૂરવીર, મોક્ષાભિલાષી ( દીક્ષા લેવાની તૈયારીવાળો ), કન્યાથી ત્રણગણા ઉપરાંત વર્ષવાળાને કન્યા પંડિતે આપવી નહીં.

अत्यद्भूत धनाढ्याना । मतिशीतातिरोषिणां ॥ विकलांगसरोगाणां । न देया कन्यका बुधैः ॥ ३ ॥

અતિશય આશ્ચર્યકારી મોટા ધનવંતને, અતિશય ટાઢાને, અતિક્રોધીને, લુલા લંગડા પાંગળા વિગેરે વિકલાંગને, સદા રોગીને, પંડિતે કન્યા આપવી નહીં.

कुलजाति विहीनांनां । पितृमातृ वियोगिनां ॥ गेहिनी पुत्रयुक्तानां, न देया कन्यका बुधैः ॥ ४ ॥

કુળ જાતિથી હીન હોય તેને, માતાપિતાથી વિયોગી હોય તેને, પુત્રવાળી સ્ત્રી હોય તેના ઉપર, વિચક્ષણ પુરૂષે પોતાની કન્યા આપવી નહી.

बहु वैरापवादानां । सदैवोत्पन्न भक्षिणां ॥ आलस्याहतचित्तानां । न देया कन्यका बुधैः ॥ ५ ॥

જેને ઘણા વેરી હોય, ઘણા જણાનો અપવાદી હોય, નિરંતર કમાઇનેજ ખાનારો (વગર મુડીવાળો) હોય, આળસથી ઉદાસ મન હોય, તેને કન્યા આપવી નહી.

गोत्रिणां द्यूत चौर्यादि । व्यसनोपहतात्मनां ॥ विदेशी नामपि प्रायो । न देया कन्यका बुधैः॥६॥

પોતાના ગોત્રવાળાને, જુગાર ચોરી વીગેરે વ્યસન પડવાથી આબરૂહીણ થયેલાને, અને ઘણુંકરી પરદેશીને પણ કન્યા આપવી નહી.

## ( વહુનાં લક્ષણ વીષે )

निर्व्याजा दयितादौ । भक्ता श्वश्रूषु वत्सला स्वजने ॥ स्निग्धा च बंधुवर्गे । विकसित वदना कुलवधूटी.

સ્ત્રી વિગેરેમાં નિષ્કપટી, સાસુમાં ભક્તિવંતી, સગાંવાહલાંમાં દયાળુ, બંધુવર્ગમાં સ્નેહવાળી, વિકસિત છે મુખ જેનું, એવી વહુ હોવી જોઇયે.

## (ગ્રહસ્થ છતાં પણ સુખી વીષે)

यस्य पुत्रा वशेभक्ता । भार्या छंदानुवर्तिनी ॥ विभवेष्यपि संतोष, स्तस्य स्वर्ग इहैवहि ॥ ८ ॥

જેને પુત્ર વશ હોય અને પિતા ઉપર ભકિતવંત હોય, સ્ત્રી ભર્તારની મરજી પ્રમાણે વર્ત્તનારી હોય, સંપદામાં પણ સંતોષ હોય (હાયહાય ન કરતો હોય) તેને અહિંયાંજ સ્વર્ગ છે.

## (આઠ પ્રકારના વીવાહ લગન વીષે)

અગ્ની અને દેવતાનીસાક્ષી પૂર્વક લગ્ન કરવાં તે પાણીગ્રહણ કહેવાય છે. સામાન્યથી વિવાહ આઠ પ્રકારના છે. ૧, અલંકૃત કરેલી કન્યા આપવી તે "બ્રાહ્મીવિવાહ" કહેવાય છે. ૨, દ્રવ્ય લઇને કન્યા આપવી તે "પ્રાજાપત્યવિવાહ" કહેવાયછે. ૩, ગાય અને કન્યા આપવાં તે "આર્ષવિવાહ" કહેવાય છે. ૪, જેમાં યજ્ઞ કરાવનાર યજ્ઞવિધિ કરનારને દક્ષણામાં કન્યા આપે તે "દેવવિવાહ" કહેવાય છે. એ ચાર ધર્મવિવાહ કહેવાય છે. ૫, પોતાના પિતા ભાઈઓનાં પ્રમાણ કર્યા વગર (છાનાં) પરસ્પરના રાગથી પરસ્પર સંબંધ કરવો તે "ગાંધર્વવિવાહ" કહેવાય છે. ૬, પણબંધ તે કંઈ શરત કે હોડ કરીને કન્યાનું આપવું થાય તે "આશુરીયવીવાહ" કહેવાય છે. ૭, જબરજસ્તીથી (બળાત્કારથી) કન્યાનું ગ્રહણ કરવું તે "રાક્ષસીવીવાહ" કહેવાયછે. ૮, સુતેલી પ્રમાદમાં પડેલી કન્યાનું ગ્રહણ કરવું તે "પૈશાચિકીવીવાહ" કહેવાય છે. આ પાછળનાં ચાર પ્રકારનાં લગ્ન અધર્મ ગણાય છે. જો વહુવરની પરસ્પર પ્રીતિ હોય તો અધર્મવિવાહ પણ સધર્મ વિવાહ ગણાય છે. શુદ્ધ કન્યાનો લાભ થવો તેજ વિવાહનું ફળ કહેવાય છે. અને તેનું ફળ વહુની રક્ષા કરતાં ઉત્તમ પ્રકારના ઊત્પન્ન થયલા સુપુત્રની પરંપરા હોય છે. તેથી કોઇપણ કાળે હણાય નહી એવી ચિત્તી નિવૃત્તિ (સુખશાતા) થાય છે. ગૃહકૃત્ય સુખે કરી શકાય છે, શુદ્ધ આચારની વિશુદ્ધી થાય છે, દેવ અતિથિ બાંધવાદિકોનાં નિર્વદ્ય (નિઃપાપથી) સેવન થાય છે.

## (વહુ રક્ષણના ઉપાય)

વહુને રક્ષણ કરવાનો ઊપાય એ છે કે ઘરનાં કામકાજ તેને (વહુને) સોપવાં, વહુને દ્રવ્યનો સંયોગ થોડો સોંપવો, ઘરનું સ્વતંત્રપણું સોંપવું નહી (પુછયા સીવાય પોતાની મરજી પ્રમાણે કામ કરી શકે નહી એવો શક બેસાડવો), સદાય માતાના ઓરડાની રક્ષાના જેમ સ્ત્રીના ઓરડાની રક્ષા કરવી. ઈત્યાદી સ્ત્રીરક્ષાનાં ઉપાય છે. આ સર્વે સ્ત્રીના ઊચિતના અધીકારમાં વિશેષ વિવરણ કહી ગયા છીયે.

## (વાવાહમાં ખચ કરવા વીષે)

વિવાહમાં ખરચ કરવો તે પોતાનાં કુળ જાતિ સંપદા લોકવ્યવહારની ઉચિત્તતાથી ઉચ્છવાદિમાં જેમ ઘટતો હોય તેટલોજ ખરચ કરવો પણ અધિક અધિક કરવો નહીં. અધિક ખરચ કરવો તે તો પુણ્યનાં કાર્યોમાં જ કરવો ઉચિત ગણાય છે, એમ સર્વ સ્થળે પણ વિવેક રાખવો. વિવાહમાં ખરચવા વિગેરેને અનુસારે સાદરથી દેરાસરમાં સ્નાત્રપુજા, મોટીપુજા, સઘળી રસવતી ઢોકન કરવી, ચતુર્વિધ સંઘની ભકિત સત્કાર વિગેરે કરવો. જોપણ વિવાહકૃત્ય સંસારનો હેતુ છે તોપણ તેમાં આવાં પુણ્યકાર્યો કરવાથી તે પણ સફળ થઈ શકે છે (પુણ્યબંધન વિગેરે થવાથી લાભકારી થાય છે). એ ત્રીજું દ્વાર સમાપ્ત થયું. (ચોથા દ્વારમાં મિત્ર કરવા સંબંધી અધિકાર બતાવે છે.)

## ( દ્વાર ૪ થું-મિત્રાઈ )

દ્વાર ૪ થું-તથા મિત્ર એ સર્વત્ર વિશ્વાસયોગ્ય હોવાથી સાહાયકારી થાય છે. તે માટે એક બે મિત્ર કરવા. આદિ શબ્દથી વાણોત્તર, સાહાયકારક, કાર્યકર વિગેરે પણ ત્રિવર્ગના સાધનના હેતુ હોવાથી તેઓની સાથે પણ મિત્રાઇ રાખવી એ યોગ્ય દેખાય છે. તે મિત્ર વળી ઉત્તમ પ્રકૃતીવાળો, સમાન ધર્મવાળો, ધૈર્ય, ગાંભીર્ય, ચતુર, સદ્બુદ્ધિવાળો, ઈત્યાદિ ગુણયુકત હોય તેને મિત્ર કરવો. આ ષિય ઉપર દૃષ્ટાંતાદિક તો વ્યવહારશુદ્ધિ અધિકારમાં બતાવ્યા છે. એ ચોથું દ્વાર. એ ચૌદમી મૂળ ગાથાનો અર્થ સમાપ્ત થયો. ૧૫ મી મૂળ ગાથાથી પંચમદ્વારથી એકાદશદ્વારની સુચના કરે છે. (પાંચથી અગીયારમા દ્વાર સુધી બતાવે છે)

## ( શ્રાદ્ધવિધિ મુળની ૧૫ મી ગાથા. )

**चेइय पडिम पइट्ठा सुआई पव्वावणाय पयठवणा ॥**

**पुत्थयलेहण वायण । पोसहसालाई कारवणं ॥ १५ ॥**

દ્વાર ૫ થી ૧૧-૫ દેરાં કરાવવાં, ૬ પ્રતિમા ભરાવવી, ૭ પ્રતિષ્ટા કરાવવી, ૮ પુત્રાદિકને દીક્ષા દેવરાવવી, ૯ પદની સ્થાપના કરાવવી, ૧૦ પુસ્તક લખાવવાં વંચાવવાં, ૧૧ પૌષધશાળાદિક કરાવવી. એ ૭ દ્વારનો વિચાર નીચે મુજબઃ-

## (દ્વાર ૫ મું-ચૈત્ય-દેરાસર કરાવવા વિષે)

દ્વાર ૫ મું-દેરૂં કરાવવું તે ઉંચું તોરણ શિખર મંડપાદિકથી શોભાવંત, ભરત ચક્રવર્તી વિગેરેની પેઠે મણિમય સુવર્ણમય વિગેરેનું, છેવટ પાષાણના પ્રાસાદ કરાવવા, સુંદર કાષ્ટ ઇંટ વિગેરેથી કરાવવા. તેવી શકિત ન હોય તો ન્યાયોપાર્જિત વિત્તથી છેવટ ઘાસનું ઝુંપડી જેવું પણ દેરૂં કરાવવું. કહેલ છે કે,

न्यायार्जित वित्तेशो। मतिमान् स्फीताशयः सदाचारः ॥ गुर्वादि मनो जिन, भुवन कारणस्याधिकारीति.

ન્યાયથી ઉપાર્જન કરેલા ધનનો સ્વામી બુદ્ધિમાન, નિર્મળ પરીણામવાળો, સદાચારી, ગુર્વાદીમનો ( પુજવા યોગ્ય સર્વ સંમતવાળો ), એવો પુરૂષ જિનભુવન ( દેરૂ ) કરાવવાને અધિકારી થાય છે.

पाएण अणंत देउल। जिणपडिमा कारिआओ जीवेण; असमंतसवित्तीए। नहु सिद्धो दंसण लवोवि.

આ જીવે પ્રાયે (ઘણુંકરીને ) અનંતીવાર દેરાં કરાવ્યાં, પ્રતિમાઓ ભરાવી, પણ અસમંજસ વૃતિથી થયાં હોવાથી સમકીતનો એકાંસ ( લવ ) પણ સિદ્ધ થયો નહી.

भवणं जिणस्स न कयं। नय बिंबं नेव पूइआ साहु ॥ दुद्धर वय न धरिअं। जन्मो परिहारिआ तेहिं.

જિનેશ્વર ભગવંતનાં દેરાં કરાવ્યાં નહી, નવીન જિનબિંબ ભરાવ્યા નહી, તેમજ સાધુઓને પૂજ્યા નહી, અને દુર્ધર વ્રત પણ અંગીકાર કીધાં નહીં, તેથીકરી આ મનુષ્યનો અવતાર એળે ગમાવ્યો ( ફોકટ ગમાવ્યો ).

यस्तुणमयी मपिकुटीं। कुर्याद्दद्यात्तथैक पुष्पमपि ॥ भक्त्या परमगुरुभ्यः, पुण्यात्मानं कुतस्तस्य ॥४॥

જે પ્રાણી એક તૃણખલાઓનું પણ ઓડવણું કરે ( ઘાસનું પણ દેરૂં બંધાવે), એક પુષ્પ પણ ભકિતપૂર્વક પ્રભુને ચઢાવે, તે પુણ્યાત્માના પુણ્યને ( પુણ્યમાં ) શું કહેવું ? ( તેને પણ મહાલાભ થઇ શકે છે ).

किंपुनरुपचितदृगघन । शिलासमुदूघात दटित जिनभवनं; ये कारयंति शुभमति । विमानिनस्ते महाधन्याः

ઘણી દૃઢ અને કઠોર શીલાઓ કઢાવીને ઘડાવીને જે પ્રાણી શુભ મતિવાન્ થઇ જિનભવન કરાવે છે તે પ્રાણી મહાધન્યા થકા વૈમાનીક દેવ થાય તેમાં શું કહેવું છે ( એવા પ્રાણી અવશ્ય વૈમાનીકજ થાય છે ).

## ( દેરાસર કરાવવાના વિધિ વિષે )

દેરાસર કરાવવાનો વિધિ એમ છે કે, પ્રથમથી શુદ્ધ ભૂમી, ઇંટ, પથ્થર, કાષ્ટાદિક શુદ્ધ દળ, નોકર ચાકરોને નહી ઠગવા, સુતાર કડિયા સલાટ વિગેરેને સત્કાર કરવા, પહેલાં ઘર બાંધવાના અધિકારમાં જેમ કહી ગયા છીયે તેમ, વળી જેમ ઘટે તેમ વિશેષ વિધિપૂર્વક દેરાસર બંધાવે. જે માટે કહેલ છે કેઃ—

धम्मथ्थ मुज्जएणं । कस्सवि अप्पतिअं न कायव्वं ॥ इय संजमो विसेओ । एथ्थय मयवं उदाहरणं.

ધર્મોનાં કામમાં ઉધમવંતા પ્રાણીયે કોઇને પણ અપ્રિતી ઉપજાવવી નહી, અહિયાં નિયમમાં રહેવું શ્રેયસ્કર છે. તેના ઉપર ભગવંતનો દૃષ્ટાંત છે.

सो तावसी समाओ । तेसिं अप्पत्तिअं मुणेऊणं ॥ परमअबोहिअ बीअं । तओ गओ हंत कालेवि.

તે તાપસોનાં આશ્રમથી તેઓને પરમ ઉત્કૃષ્ટ અબોધીબીજના કારણરૂપ અપ્રતીત ઉત્પન્ન થઇ જાણીને તેજ કાળે ત્યાંથી ભગવાન ચાલ્યા ગયા. ઈતિ.

कठ्ठाई विदलं इह, सुद्धं जं देवया दुववणाओ ॥ णो अविहिणो वणियं, सयंवकरांविअं जंतो ॥ ३ ॥

અહિયાં દેરાસર કરાવવામાં જે દેવતાથી અધિષ્ટિત વૃક્ષનાં, તેવા પ્રકારનાં કોઇક વનથી, મંગાવેલાં કાષ્ટાદિક દળ લેવાં; પણ અવિધિથી લાવેલાં કાષ્ટાદિક લેવાં નહી, તેમ આસ્ત્ર કે ગુરૂના સંમત વિના પોતે પણ કરાવેલાં લેવાં નહી.

कम्म कराय वराया, अहिगेण दढं उर्चिति परिओसं ॥ तुठ्ठाय तथ्थ कम्मं, तत्तो अहिगं पकुव्वंति ४

કર્મકર જે નોકરો ચાકરો તથા રાજા, તેઓને અધિક ધન આપીને સંતોષ પમાડયા થકા તેઓ અધિક કામ કરે છે.

દેરાસર કરાવ્યા પછી કે પૂજા રચાવ્યા વિગેરે પછી ભાવશુધ્ધિને નિમિત્તે ગુરુ સંઘ સમક્ષ આવા પ્રકારે બોલવું કે, "આ કામમાં જે કંઇ અવિધિથી પારકું દ્રવ્ય આવ્યું હોય તેનું પુણ્ય તેને થાઓ". જે માટે ષોડશક ગ્રંથમાં કહેલ છે કેઃ—

यद्यस्य सत्कमनुचित, मिहवित्तेतस्य तज्ज मिहपुण्यं; भवतु शुभाशय करणा, दित्येतद्भाव शुद्धं स्यात्.

ઇહ કહેતાં ઇહાં એટલે દેરાસર બંધાવવામાં કે પૂજા રચાવવામાં, વિત્ત એટલે દ્રવ્ય જે અનુચિત એટલે અયોગ્ય યત્સત્કં જેનું આવ્યું હોય તે સંબંધી પુણ્ય તેનેજ થાઓ, એમ શુભાશય કરવાથી ભાવશુધ્ધિ થાય છે.

નવીન જમીન ખોદવી, પાષાણુ ઘડાવવા, ઇંટ વિગેરે પાડવી, કાષ્ટ વિગેરે ફાડવાં, ચૂના વિગેરેથી ચણવા વિગેરેમાં મહાઆરંભ થાય છે એમ ચૈત્યાદિક કરાવવામાં આશંકા રાખવી નહીં. કેમકે યત્નાપૂર્વક પ્રવૃત્તિ કરવાથી નિર્દોષપણું જ છે. નાનાપ્રકારની પ્રતિમાઓ સ્થાપન કરવી, પૂજન કરવી, સંઘ બોલાવવો, ધર્મદેશના કરવી, દર્શન વ્રતાદિકની પ્રતિપત્તી કરવી, શાસનપ્રભાવના કરવી, એ અનુમોદનાદિક અનંત પુણ્યના હેતુપણે હોવાથી શુભાનુબંધી થાય છે. જે માટે કહેલ છે કેઃ—

जा जयमाणस्सभवे, विराहणा सुत्त विहिसमग्गस्स ॥ सा होइ निज्जरफला, अज्झत्थ विसोहिजुत्तस्स॥

સૂત્રમાં બતાવેલી વિધિ પ્રમાણે સમગ્ર વિધિયુકત જયણા કરતાં થકાં જે વિરાધના થાય છે તે દયાત્મ વિશુદ્ધિયુકત હોવાથી (આત્માને હિતકારી હેતુભુત થવાથી) સર્વ નિર્જરારૂપ ફળની આપનારી છે.

દ્રવ્યસ્તવ ઉપર કૂવાનું દૃષ્ટાંત પહેલાં બતાવી ગયા છીયે.

## ( જીર્ણોદ્ધાર વિષે )

જીર્ણોદ્ધારમાં આવા પ્રકારે વિશેષ ઉદ્યમ કરવો. કહેલ છે કેઃ--

नवीन जिन गेहस्य, विधाने यत्फलं भवेत् ॥ तस्मादष्टगुणं पुण्यं, जीर्णोद्धारेण जायते ॥ १ ॥

નવીન દેરાસર બંધાવતાં જે પુણ્ય ઉત્પન્ન થાય છે તેના કરતાં જીર્ણોધ્ધાર કરાવે (જુનાં દેરાસર સમરાવે) તેમાં આઠગણું પુણ્ય અધિક થાય છે.

जीर्णे समुद्धृते याव, त्तावत्पुण्य न नूतने ॥ उपमर्दो महास्तत्र, स्वचैत्यख्याति धीरपि ॥ २ ॥

જીર્ણોધ્ધાર કરાવવાથી જેટલું પુણ્ય થાય છે તેટલું પુણ્ય નવા દેરાસર બંધાવવાથી થઇ શકતું નથી, કેમકે તેમાં ઉપમર્દન અધિક થાય છે અને આ મારૂં દેરાસર છે એવી પ્રખ્યાતી કરાવવાની બુદ્ધી પણ થાય છે.

राया अमच्च सिट्ठि, कोडंबि एवि देसणं काउं;जिण्णे पुव्वाययणे,जिण कप्पीयावि कारवई ॥३॥

રાજા, અમાત્ય, સેઠ, કોટુંબીક વિગેરેને ઉપદેશ આપીને જિનકલ્પી પણ જીર્ણોદ્ધાર, પૂર્વાયતન, સમરાવે છે.

जिणभवणाइ जे उद्धरंति, भत्तीइ सडिअ पडिआइं ॥ ते उद्धरंति अप्प, भीमाओ भवसमुद्दाओ ॥

જુનાં, સડેલાં (ખરી જવાં આવેલાં), પડેલાં (પડવા આવેલાં) જિનભવનોનો જે ઉધ્ધરે છે તે પ્રાણી ભયંકર ભવસમુદ્રથી પોતાના આત્માને ઉધ્ધરે છે.

બાહુડદે મંત્રીએ જીર્ણોધ્ધાર કરાવવાનો વિચાર કીધો હતો પણ તેઓનાથી પાર ન પડતાં મરણ પામ્યા. ત્યારપછી તેના પુત્ર મંત્રી વાગ્ભટે તેજ વિચાર કરીને તે કામ માથે લીધું અને તેના સાહાયને માટે ઘણા શ્રીમંત શ્રાવકોએ મળી મોટી ટીપ (પાનડી, ખરડો) કરવા માંડી. તે વખતે ત્યાં ટીમાણી ગામના વાસી ઘીનીકુડલીના વેપારી ભીમ નામના શ્રાવકે ઘી વેચવાથી છ રૂપીયા જ તેની પાસે થયા હતા તે છએ રૂપીયા ટીપમાં આપી દીધા; તેથી ખુશી થઇને બધા શ્રીમંતોએ મળી તે મોટી ટીપમાં સર્વથી ઉપર તેનું નામ લખાવ્યું. પછી તેને ધરતીમાંથી સુવર્ણમય નિધાન મળી આવ્યું વિગેરે દૃષ્ટાંત પ્રસિધ્ધ છે.

હવે સિધ્ધાચળજી ઉપર પહેલાં કાષ્ટનું દેરૂં હતું તેનો જીર્ણોધ્ધાર કરી પાષાણમય દેરૂં કરાવતાં બે વર્ષ વ્યતીત થયાં, અને દેરૂં તૈયાર થવાની વધામણી જેણે આપી તેને વાગ્ભટ્ટ મંત્રીએ સુવર્ણમય બત્રીસ જીભ આપી. થોડા વખત પછી બીજા કોઇએ તેજ પ્રાસાદ વિજળી વિગેરેથી પડી જવાની ખબર આપી, તેથી અહો! હું કેવો ભાગ્યશાળી! કે જેને એક જન્મમાં બે વાર ઉધ્ધાર કરવાનો વખત મળી શકયો. (મારા જીવતાં આવી ખબર મળી તે ઘણુંજ સારૂં થયું, કેમકે હું બીજીવાર પણ જીર્ણોધ્ધાર કરી શકીશ) એમ ધારીને તેને તત્કાળ ચોસઠ સોનાની જીભો પોતાના

હર્ષથી સમર્પણ કરી. ત્યારપછી ફરીને પ્રાસાદ કરાવ્યો. એમ કરતાં તેમને બે ક્રોડ સતાણુ લાખ દ્રવ્યનો ખરચ થયો હતો. પૂજા માટે ચોવીસ ગામ અને ચોવીસ વાડીઓ આપી હતી.

બાહડદેના ભાઇ અંબડ મંત્રીએ ભરૂચ નગરે દુષ્ટ વ્યંતરીના ઉપદ્રવ નિવારક શ્રી હેમાચાર્ય સ્વામીના સાનિધ્યથી અઢાર હાથ ઉંચો શકુનિકાવિહાર નામના દેરાસરનો ઉધ્ધાર કરાવ્યો હતો. મલ્લિકાર્જુન રાજાના ભંડારનો બત્રીસ ઘડી પ્રમાણે સોનાનો કળસ અને ધ્વજાદંડ ચઢાવ્યો હતો. આરતી મંગળદીવાના અવસરે બત્રીસ લાખ રૂપીયા યાચકોને દાનમાર્ગે આપ્યા હતા.

એટલાજ માટે જીર્ણોદ્ધાર કરવાપૂર્વકજ નવીન પ્રાસાદ કરાવવા ઉચિત છે. તેટલાજ માટે સંપ્રતિ રાજાએ ( સવા લાખ દેરાસરમાં ) નવ્યાશી હજાર જીર્ણોદ્ધાર કરાવ્યા, અને નવાં દેરાં તો ફકત છત્રીસ હજાર જ કરાવ્યાં હતાં.

એમજ કુમારપાળ, વસ્તુપાળ વિગેરેએ પણ નવાં દેરા કરતાં જીર્ણોદ્ધાર ઘણાજ કરાવ્યા હતા. સંખ્યા પણ પહેલાં બતાવી ગયા છીયે.

## (નવા દેરાસર વિષે)

નવું દેરાસર જ્યારે તૈયાર થાય ત્યારે શીઘ્રતર તેમાં પ્રતિમા પધરાવી દેવી જે માટે હરિભદ્રસૂરી મહારાજે કહેલું છે કેઃ—

जिनभवने जिनबिंबं, कारइतव्यं द्रुतं तु बुद्धिमता ॥ साधिष्टानंह्येवं तद्भवनं वृद्धिमद्भवति ॥ ॥१

જિનભુવનમાં જિનબીંબ બુધ્ધિમાન પ્રાણીયે સત્વર પધરાવી દેવા, એમ અધિષ્ટાન ( પ્રતિષ્ઠા ) સહિત થવાથી દેરૂં વૃધ્ધિકારી થાય છે ( વિશીષ્ટ શોભાવંત થાય છે).

નવીન દેરાસરમાં ત્રાંબાકુંડી, કળસ, ઓરશીયા, દીવી પ્રમુખ સર્વ પ્રકારનાં ઉપગરણાં, યથાશકિત ભંડાર, દેવની પૂજા માટે વાડી વિગેરે યુકિતપૂર્વક કરવાં.

રાજા પ્રમુખે જો નવીન દેરાસર કરાવેલ હોય તો પ્રચુરતર ( ઘણા ) ભંડારમાં દ્રવ્ય મુકવાં, ગામ આપવાં, ગોકુળ પ્રમુખ આપવાં. જેમકે, શ્રી ગીરનારના ખરચ માટે માળવા દેશના વાસી જાકુડી પ્રધાને પહેલાંના કાષ્ટમય પ્રાસાદને સ્થાને પાષાણમય પ્રાસાદ કરાવવા માંડયો પણ દુર્દૈવના યોગથી તે સ્વર્ગવાસી થયો. ત્યારપછી વળી એકસો ને પાંત્રીસ વર્ષ વ્યતીત થયાથી સિદ્ધરાજ જયસિંહ રાજાના કોટવાળ સજ્જને ત્રણ વર્ષ સુધી સોરઠદેશની ઉઘરાણીમાંથી મેળવેલ સતાવીશ લાખ રૂપીયાથી નવીન પાષાણમય દેરાસર કરાવ્યું. તે સતાવીશ લાખ દ્રવ્ય સિદ્ધરાજ જયસિંહ રાજાયે માગ્યું ત્યારે તેણે ઉત્તર વાળ્યો કે શ્રી ગીરનાર ઉપર નિધાન કરી રાખ્યો છે. રાજા ત્યાં જોવા આવ્યો, અને નવીન પ્રાસાદ દેખી પ્રસન્ન થઈ બોલ્યો કે, આ નવીન પ્રાસાદ કોણે કરાવ્યો ? સજ્જને કહ્યું, સ્વામી તમેજ કરાવ્યો છે. એવાં વચન સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો. પછી સર્વ વૃત્તાંત રાજાને કહી સંભળાવ્યો, અને સ્વજનવર્ગ શ્રીમંતોની પાસેથી સતાવીશ લાખ રૂપીયા લઈ રાજાને કહેવા લાગ્યો, " આ સતાવીસ લાખ દ્રવ્ય લ્યો, કે પુણ્ય લ્યો " વિવેકી રાજાએ પુણ્યજ અંગીકાર કર્યું, પણ સતાવીશ લાખ દ્રવ્ય અંગીકાર કીધું નહી, અને ગીરનાર ઉપર શ્રી નેમનાથ સ્વામીના દેરાસરના ખરચ માટે બાર ગામ આપ્યાં.

તથા જીવીતસ્વામી દેવાધિદેવની પ્રતિમાનું ચૈત્ય પ્રભાવતી રાણીએ કરાવ્યું હતું, અનુક્રમે ચંડપ્રદ્યોતન રાજાએ તેની પૂજા માટે બાર હજાર ગામ આપેલાં હતાં. તે જીવીતસ્વામીની પ્રતિમા કેવા પ્રકારે થઈ હતી તેનો વૃતાંત નીચે મુજબ છેઃ—

## ( જીવીતસ્વામીની પ્રતિમાનું સંક્ષિપ્ત વૃતાંત )

ચંપાનગરીમાં સ્ત્રીઓનો અત્યંત લાલચુ કુમારનંદી નામનો સોની હતો. પાંચસો સોનૈયા આપીને એક એક સ્વરૂપવંતી કન્યા પરણતાં તેને પાંચસો સ્ત્રીઓ થઇ. તેઓને ઈર્ષાલુપણાથી એકસ્થંભા મેહેલમાં રાખીને તેઓની સાથે વીલાસ કરતો રહેતો હતો. એકદા પ્રસ્તાવે પંચશૈલ્યદ્વીપમાં રહેનારી "હાસા, પ્રહાસા" નામની વ્યંતરીઓએ પોતાનો પતી વિદ્યુન્માલી નામનો દેવ ચવી જવાથી પોતાનું રૂપ કુમારનંદીને બતાવીને તેને વ્યામોહ પમાડયો. તેથી તેઓની પાસે તે વારંવાર ભોગની પ્રાર્થના કરવા લાગ્યો. ત્યારે "પંચશૈલદ્વીપે આવજે" એમ કહીને બંને જણીઓ ચાલી ગઈ. ત્યારપછી તેણે રાજાને સુવર્ણની ભેટ કરી "જે મને પંચશૈલદ્વીપે લઇ જાય તેને એક ક્રોડ દ્રવ્ય આપીશ" એવો પડહ વગડાવ્યો. ત્યારે વૃદ્ધ નિર્યામકે (વાહાણ ચલાવનારે) તેની પાસેથી એક ક્રોડ દ્રવ્ય લઇ પોતાના પુત્રોને આપી તેને વહાણમાં બેસાડીને સમુદ્રમાર્ગે ઘણાજ દૂર જઇને કહેવા લાગ્યો કે, આ સામે કાંઠા ઉપર વડવૃક્ષ છે તેની શાખાઓ આ સમુદ્રમાં લટકી રહી છે, ત્યાં જ્યારે આ વાહાણ જઇ પોહોંચે ત્યારે એ વડની શાખાઓને પકડી તું વડ ઉપર ચડીજજે. એના ઉપર પંચશૈલદ્વીપથી ત્રણ પગવાળા ભારંડ પંખી આવીને સુવે છે. તેના વચલા પગમાં વસ્ત્રની ઝોળી બાંધી લટકીજજે. પ્રાતઃકાળે ભારંડ પંખીઓ પંચશૈલદ્વીપે ઉડી જશે. એ ઉપાયથી તું પંચશૈલદ્વીપને પામીશ, અને આ વાહાણતો મહાઆવર્તમાં પડી બુડી જશે, જેમાં હું પણ બુડી મરણ પામીશ. ત્યારપછી સ્વર્ણકાર તેના કહેવા પ્રમાણે ત્યાં ગયો. ત્યારે તે દેવાંગનાઓ બોલી કે, આ તારા શરીરથી અમે તારી સાથે ભોગ કરીશું નહીં, પણ તું અગ્ની પ્રવેશાદિક કરી દેવ થાય તો તારી સાથે અમે ભોગ કરીશું. એમ કહીને તેને ત્યાંથી ઉઠાવી પોતાની દૈવીકશક્તિથી ચંપાનગરીના ઉદ્યાનમાં મુકયો. ત્યાં તેના મિત્ર નાગીલશ્રાવકે તેને વાર્યો તોપણ તે નહીં માનતાં નિયાણું કરી અગ્નીમાં પ્રવેશ કરી મરણ પામી પંચશૈલદ્વીપનો અધિપતી દેવ થયો. નાગીલશ્રાવક તો તેજ કારણથી વૈરાગ્ય પામી પ્રવ્રજ્યા અંગીકાર કરી બારમે દેવલોકે દેવપણે ઉત્પન્ન થયો. એક દીવસે નંદીશ્વર દ્વીપે જતાં ઇંદ્રની આજ્ઞાથી હાસા, પ્રહાસાએ "પટહ લેઇને વગાડ" એમ કહ્યું છતાં પણ અહંકારથી હુંકારા કરવા લાગ્યો તેથી પટહ તેને ગળે વળગી પડયું. ઘણો પ્રયત્ન કરતાં પણ પટહ દૂર થતો નથી ત્યારે અવધીજ્ઞાનથી જાણીને નાગીલશ્રાવકનો જીવ જે દેવ થયો હતો તે તેની પાસે આવ્યો.

તેના તેજથી, સૂર્યના તેજથી ઘુવડ જેમ, અંજાય તેમ તે અંજાઇ ગયો. ત્યારે તે પોતાનું તેજ દૈવીક શક્તિથી સંહરીને તેની પાસે જઈ પુછવા લાગ્યો કે કેમ મને તું ઓળખે છે? તેણે કહ્યું, ઇંદ્રાદિકને કોણ ન ઓળખે? ત્યારે નાગીલનું રૂપ બતાવીને પ્રતિબોધ્યો. પછી તે બોલવા લાગ્યો કે હવે હું શું કરૂં? નાગીલદેવે કહ્યું કે, "ગ્રહસ્થપણે કાઉસ્સગ્ગપણામાં રહેલા ભાવયતી શ્રી વીરપ્રભુની પ્રતિમા તૈયાર કર; કે જેથી તું

પરભવમાં ( આવતાભવમાં ) બોધબીજને પામીશ ". ત્યારપછી તેણે પ્રતિમાપણે ( કાઉસ્સગ્ગપણે ) રહેલા વીરપ્રભુને જોઇને નમસ્કાર કરીને મહાહિમવંતપર્વતથી ગોશીર્ષચંદનનું મ્હોટું કાષ્ટ લાવીને તેની વીરપ્રભુની પ્રતિમા તૈયાર કરીને પ્રતિષ્ટા કરી, સર્વ પ્રકારનાં સર્વાંગ આભૂષણ પહેરાવી, પુષ્પાદિકથી પૂજી, જાતિવંત ચંદનના સમુદ્ગક ( ડાબડા ) માં ઘાલીને " સમુદ્રમાં ચાલતા એક વાહાણના છ મહીના સુધીના ઊત્પાતને સંહરીને તેમાં બેઠેલા બેસારૂલોકોને કહ્યું કે આ ડબ્બામાં પ્રતિમા છે તે તેમજ સિંધુસૌવીર દેશમાં આવેલા વીતભયપત્તન નામના નગરમાં લઈ જઇ ચોવટા વચ્ચે ' દેવાધિદેવની પ્રતિમાને ગ્રહણ કરો ' એવી ઉદ્ઘોષણા કરજો ". એમ કહીને તે ડબ્બો એમને એમ તેઓને આપ્યો. તે લોકોએ તેમજ કર્યું. તાપસભક્ત ઉદાયીરાજા અને બીજા પણ દર્શનીઓ પોતપોતાના દેવનાં નામ દઇ તે સંપુટને ઊઘાડવા કુહાડા મારે પણ તે સંપુટ કોઈપણ પ્રકારથી ઉઘડે નહી, કુહાડા ભાગી જાય તે ભલે પણ ઉઘડતું નથી. એમ કરી કરીને બધા થાકી ગયા અને મધ્યાન્હ થઇ ગયો, ત્યારે પ્રભાવતી રાણીએ ભોજન કરવા રાજાને બોલાવવા દાસી મોકલી. ત્યારે કૌતુક જોવા માટે રાજાએ પ્રભાવતી રાણીને ચૌટા વચ્ચે બોલાવ્યાં. રાણી બોલ્યાં કે દેવાધિદેવ તો અર્હત્ છે,બીજા કોઈ નથી. હવે જુવો મારૂં કૌતુક. એમ કહીને મક્ષકર્દમથી (કસ્તુરી વિગેરેથી) તે સંપુટનો અભિષેક કરીને, પુષ્પાંજલિ પ્રક્ષેપ કરીને, "દેવાધિદેવ મુજને દર્શન આપો " એમ બોલતાંજ પ્રાતઃકાળે કમળકોશ જેમ પ્રકાશિત થઇ જાય તેમ પોતાની મેળે સંપુટ ઉઘડી પડ્યું. નહી કરમાયલા પુષ્પની માળાવાળી પ્રતિમા પ્રગટ થઇ. ત્યાં જૈનમતની ઉચ્ચતર ઉન્નતી થઇ. પછી પ્રતિમાના લાવનારા લોકોનો સત્કાર કરીને મહોત્સવપૂર્વક પ્રતિમાને પોતાના દરબારમાં લઇ જઈ નવીન કરાવેલા દેરાસરમાં પ્રતિમાસ્થાપન કરી ત્રિસાંધ્ય ( ત્રિકાળ ) તેની પૂજા રાણી કરવા લાગી.

એકદા પ્રસ્તાવે રાણીના કહેવાથી રાજા વીણા વગાડે છે અને રાણી પ્રભુ આગળ નાટક કરે છે. તે વખતે રાજા, રાણીનું પડચ્છાયામાં મસ્તક ન દેખવાથી ક્ષોભાયમાન થઇ ગયો; તેથી વીણાનો ગજ હાથથી છટકી પડયો. જેથી નાટકના જામેલા રસમાં ભંગ પડી જવાથી રાણી કોપાયમાન થઇ; ત્યારે રાજાએ ખરેખરી વાત જણાવી દીધી. વળી એક દીવસે રાણીયે દાસી પાસે પૂજા કરવાનું વસ્ત્ર મંગાવ્યું. દાસી વસ્ત્ર શ્વેત લાવેલી હતી પણ રાણીયે તેને રાતુ વસ્ત્ર લાવી છે એમ ધારી ક્રોધાયમાન થઇ તેના ઉપર દર્પણ નાખ્યું જેથી તે તત્કાળ મરણ પામી. પછી જોયું તો તે વસ્ત્ર તો શ્વેતજ હતું. એ નિમિત્તથી અને આગળ રાજાએ મસ્તક નહી દીઠેલું હોવાથી તેણીયે નિર્ધાર કર્યો કે ખરેખર મારૂં આયુષ્ય હવે સ્વલ્પ જ છે, એમ ધારી દાસીની હત્યાથી પેહેલા વ્રતનો ભંગ થવાને લીધે વિરક્ત થઇ તેણીયે દીક્ષા લેવાની રાજા પાસે આજ્ઞા માંગી. રાજાએ કહ્યું કે જો તું દેવ થાય તો મને બોધ આપવા આવજે. તેણીએ તે કબુલ કર્યું અને જીવીતસ્વામીની પ્રતિમાની પૂજા કરવા માટે કુબજાદાસીને સ્થાપન કરી, મ્હોટા મહોત્સવ સહિત રાણીયે દીક્ષા અંગીકાર કરી. પછી અણુસણ પાળીને પ્રભાવતીરાણીનો જીવ સૌધર્મ દેવલોકે દેવતાપણે ઉત્પન્ન થયો. તેણે ઘણીજ વાર બોધ આપ્યો છતાં પણ રાજા તાપસલોકોનો રાગી હોવાથી તેનો ધર્મ છોડતો નથી. અહો

આશ્ચર્ય ! જુવો તો ખરા કે દૃષ્ટીરાગ કેવો દુરૂચ્છેદ્ય છે. ત્યારપછી (રાણીદેવે) તાપસનું રૂપ બનાવીને રાજસભામાં આવી રાજાને અમૃતફળ સમર્પણ કર્યું. રાજા તેના સ્વાદમાં લુબ્ધ થયો તેથી તેને એકાએકી પ્રભાવતીદેવ મ્હોટા વનમાં લઇ ગયો. ત્યાં માયાથી બનાવેલા તાપસોએ રાજાને ઘણો માર્યો. તેથી ત્યાંથી નાશી આગળ ગયો. ત્યાં જૈનસાધુ ઉભેલા દીઠા તેનું શરણ કર્યું. તેઓએ કહ્યું કે તું કોઇનો ભય રાખીશ નહી. પછી તેને ત્યાં પ્રતિબોધ આપ્યો તેથી તે જૈની થયો. ત્યારે તે પ્રભાવતીદેવે પોતાની ઋદ્ધિ દેખાડીને પોતાનું રૂપ પ્રગટ કરી તેને કહ્યું કે, આ બધું તને પ્રતિબોધ આપવા માટે મેં કર્યું હતું. એવી રીતે ધર્મમાં તેને દૃઢ કરી "વિષમકાર્યે મને સ્મરણ કરજે" એમ કહીને (પ્રભાવતીદેવ) અલોપ થયો. એવામાં ગાંધાર નામે શ્રાવકને સર્વ સ્થળે યાત્રા કરી વૈતાઢ્ય પર્વત ઉપર બહુ ક્ષપણ કરવાથી (ઘણા તપ કરવાથી) તુષ્ટાયમાન થયેલી દેવીએ ત્યાંના દેવ વંદાવીને મનોવાંચ્છિત આપનારી એકસો આઠ ગોળીઓ આપી હતી. તેમાંથી તેણે એક ગોળી મુખમાં મુકીને વીતભયપટ્ટણે જવું છે એમ વિચાર કીધો, કે તરત ત્યાં આવી પોહોંચ્યો. કુબ્જાદાસીએ તેને જીવીતસ્વામીની યાત્રા કરાવી. ત્યાં તે ગાંધાર શ્રાવક માંદો પડી ગયો. તે વખતે તેણીયે તેની ઘણીજ સુશ્રુષા કરી. ત્યારે પોતાનું આયુષ્ય સ્વલ્પ જાણી ગાંધાર શ્રાવકે તે મનોવાંચ્છિત આપનારી ગોળીઓ દાસીનેજ આપી દીધી અને પોતે દીક્ષા લઇ ચાલતો થયો. કુબજાયે તે ગોળીઓમાંથી એક ગોળી ખાઈ 'આ ગોળીના પ્રભાવથી હું સ્વરૂપવંતી થાઉં" એમ ધાર્યું, કે તત્કાળ તે સુવર્ણના વર્ણ જેવા શરીરવાળી બની ગઈ. તેથી તેનું નામ સુવર્ણગુટિકા પ્રખ્યાત થયું. પછી ઉદાયનરાજા તો પિતા તુલ્ય હોવાથી અને બીજા બધા રાજાઓ તો ચંડપ્રદ્યોતનના સેવક હોવાથી એક ગોળી ખાઇને સુવર્ણગુટિકાએ એવો વિચાર કીધો કે મુગટબંધ ચૌદ રાજાથી સેવિત ચંડપ્રદ્યોતન રાજાની હું વલ્લભા થાઉં. તેથી એટલે ગોળીના દૈવીક પ્રભાવથી સુવર્ણગુટિકાના ઉપર ચંડપ્રદ્યોતનને પ્રેમ બંધાણો અને ગોળીના પ્રભાવીક દેવની પ્રેરણાથી ચંડપ્રદ્યોતન રાજાએ ઉદાયનરાજાને પોતાનો દુત મોકલી કહેરાવ્યું કે " સુવર્ણગુટીકા મને આપ ". ઉદાયનરાજાયે તે વચન ન માન્યું અને દુતને અપમાન કરી કાહાડી મુકયો. જેથી ચંડપ્રદ્યોતન રાજા પોતે અનિલવેગ નામના ગંધહસ્તી ઉપર ચડીને સુવર્ણગુટિકાને બોલાવવા આવ્યો. તેણીએ જણાવ્યું કે, આ જીવીતસ્વામીની પ્રતિમા સાથે લીધા વિના હું આવનારી નથી. માટે આ પ્રતિમા જેવીજ બીજી પ્રતિમા અહીયાં લાવીને મુક; પછી આ પ્રતિમા મારી સાથે લઇને હું તારી સાથે આવીશ. પછી ચંડપ્રદ્યોતને ત્યાંથી પાછો વળી અવંતીનગરે આવી તેવીજ નમુનાદાર પ્રતિમા નવી કરાવીને કપિલકેવળી બ્રહ્મર્ષી પાસે તેની પ્રતિષ્ટા કરાવી. ત્યાંથી હાથી ઉપર બેઠેલો ચંડપ્રદ્યોતન રાજા વીતભયપત્તને આવ્યો અને જીવીતસ્વામીની પ્રતિમાને સ્થાનકે તેજ પ્રતિમા સ્થાપીને જીવીતસ્વામીની મુળપ્રતિમા અને દાસી ( સુવર્ણગુટિકા ) ને સાથે લઇને રાત્રિ વખતે પ્રચ્છન્નવૃતિથી ત્યાંથી ચાલ્યો; પણ માર્ગમાં સુવર્ણગુટિકા અને ચંડપ્રદ્યોતન વિષયાસકત થયા તેથી તે પ્રતિમા ( જીવીતસ્વામીની પ્રતિમા ) વિદિશા નામની નગરીમાં ભાઇલશ્રાવકને પૂજા કરવા માટે સમર્પણ કરી દીધી ( ચંડપ્રદ્યોતન

અને સુવર્ણગુટિકા ભાયલશ્રાવકને પ્રતિમા સોંપીને ઊજ્જેણીએ ચાલ્યા ગયા). એક દિવસ કંબળ સંબળ નામના નાગકુમાર દેવતા તે જીવીતસ્વામીની પ્રતિમાને પુજવા માટે ત્યાં આવીને તે પ્રતિમા પાતાળમાં લઇ ગયા. પણ જ્યારે તે પ્રતિમા તે દેવતાઓએ ત્યાંથી હરણ કરી તે વખતે ભાયલશ્રાવક પુજા કરતો હતો, અર્ધી આંગી રચી હતી અને અર્ધ રચવાની બાકી રહી હતી. તેથી નાગકુમાર દેવતાએ ઉતાવળથી તેને પણ તે પ્રતિમાની સાથે જ હરણ કરી લીધો. ત્યાં જિનભક્તિથી તુષ્ટમાન થયેલા ધરણેંદ્રને ભાયલે કહ્યું કે, જેમ મારૂં નામ રહે તેમ કરજો. તેણે કહ્યું કે તેમજ થશે. જેમકે, ચંડપ્રદ્યોતન રાજા પોતાના નામથી વિદિશાપુરને દેવકું નગર કરશે (દેવની પૂજા માટે આપશે), પણ અર્ધ કરેલી પૂજાથી તું અહિંયાં આવેલ છે તેથી આવતા કાળમાં આ પ્રતિમા ગુપ્તપણે રહી મિથ્યાત્વી લોકોથી પુજાશે. અને આ પ્રતિમાની પ્રતિનિધિ સૂર્ય સમાન પ્રતિમા "ભાયલસ્વામી આ છે" એમ કહી ગામના બાહાર સ્થાપન કરશે. તું તારા મનમાં ખેદ કરીશ નહી. દુષમકાળના પ્રભાવથી એમજ થનાર છે, આવાં વચન સાંભળી ભાયલશ્રાવક તેમજ પોછો ગયો (દેવના સાહાયથી આવ્યો હતો તે દેવના સાહાયથી પ્રતિમા સાથે ગયો).

હવે વીતભયપત્તને પ્રાતઃકાળે તે નવીન પ્રતિમા ઉપર કરમાઇ ગયેલી ફૂલમાળા દેખીને તથા વળી સુવર્ણગુટિકાદાસીને ત્યાં નહિ દેખવાથી તથા ત્યાંના હાથીઓના મદ ઉતરી ગયેલા દેખવાથી ચંડપ્રદ્યોતન રાજા આવીને જીવીતસ્વામીની પ્રતિમા અને સુવર્ણગુટિકાદાસીને લઈ ગયો એમ નિર્ણય કરીને શોલદેશનો અને ત્રેસઠસો નગરનો અધિપતી ઉદાયનરાજા કોપાયમાન થઈને મહાસેનાદિકથી સહિત દશ મુકુટબંધ રાજાઓને સાથે લઈ ચંડપ્રદ્યોતનની સાથે યુદ્ધ કરવા ચાલ્યો. માર્ગમાં ઉષ્ણકાળના પ્રભાવથી પાણીની અડચણ થઇ, ત્યાં પ્રભાવતીદેવને સ્મરણ કરી પાણી માંગ્યું. ત્યારે તેણે આવીને ત્રણ તળાવ પાણીનાં ભરી આપ્યાં. અનુક્રમે યુધ્ધ થવાની તૈયારી થઇ. ત્યાં રથ ઉપર બેસીને સંગ્રામ કરવાનો ઠરાવ હતો તોપણ ચંડપ્રદ્યોતન પોતે અનલગિરી નામના ગંધહસ્તી ઉપર ચઢીને આવ્યો. તેથી તે પ્રથમથીજ પ્રતીજ્ઞાભંગ થવાથી ઊદાયનરાજાએ તેના હાથીના પગમાં બાણ માર્યું જેથી તે હાથી હેઠો પડયો કે તત્કાળ ચંડપ્રદ્યોતનરાજાને પકડી તેના કપાળમાં " મારી દાસીનો પતી " એવા અક્ષર લખાવ્યા. ( તપાવેલી લોહશલાકાથી તેના કપાળમાં ડાંભ દેવરાવ્યો તેથી તેમાં તેવા અક્ષર ઊઠાડયા. ) પછી તે જીવીતસ્વામીની પ્રતિમા લેવાને ઊદાયનરાજા વિદિશાનગરે ગયો. તે પ્રતિમા ત્યાંથી ઉપાડવા માંડી પણ ત્યાંથી બીલકુલ ઉપડીજ નહી, અને જવાબ મળ્યો કે વીતભયપત્તને ધૂળની વૃષ્ટી થનારી છે તેથી ત્યાં હવે આવીશું નહી. ત્યારે ઊદાયનરાજા ઊદાશ થઇને ત્યાંથી પાછો વળ્યો. પણ ચોમાસુ લાગી જવાથી માર્ગમાંજ સૈન્યનો મંડાણ ( પડાવ ) નાખી ચોમાસુ રહ્યા. ત્યાં ઊદાયનરાજા અને ચંડપ્રદ્યોતનરાજા બન્ને ભેગા બેશી દરરોજ ભોજન કરતા હતા, પણ વાર્ષિક પર્વણીને દીને ( સંવત્સરીને દિવસે ) ઊદાયનરાજાએ ઉપવાસ કીધેલ હોવાથી રસોઇ કરનારે ચંડપ્રદ્યોતન રાજાને આવી પુછયું કે આજે તમો શું ભોજન જમશો ? કેમકે ઊદાયન મહારાજાને આજે વાર્ષિક પર્વણી હોવાથી ઊપવાસ છે, માટે આજે ભોજન નહી કરે.

ત્યારે તે " રખે આજે મને ઝેર આપી મારી નાખે નહી " એવા ભયથી બોલ્યો કે " ઠીક તેં સંભારી આપ્યું, આજે તો મારે પણ ઉપવાસ છે. કેમકે મારા પિતા શ્રાવક હોવાથી દરવર્ષે ઉપવાસ કરતા હતા તેથી હું પણ કરૂં છું." આ વાતની ઉદાયનરાજાને માલમ પડવાથી વીચાર્યું કે એનું શ્રાવકપણું તો હું જાણું-જ છું, પણ હમણાં જ્યારે એમજ બોલે છે ત્યારે નામથી પણ શ્રાવક છે. જ્યારે એમ છે ત્યારે એવા પણ સાધર્મીકને બંધનમાં રાખતાં મને વાર્ષીક પ્રતિક્રમણ કેમ શુદ્ધ થાય. એમ ધારી તેની પાસે જઇને ખામણા કર્યા અને તેના કપાળ ઉપર પટ્ટબંધન કરાવીને અવંતીદેશનું રાજ્ય તેને આપીને વીદાય કર્યો.

અહો આશ્ચર્ય જુવો તો ખરા ! ઉદાયનરાજાની ધર્મિષ્ટતાદિક સ્પષ્ટતા કેવી છે ? ઉદાયનરાજા વર્ષાતકાળ વીત્યા પછી વીતભયનગરે ગયો. જ્યાં ચાર મહીના સૈન્યનો મેળાવડો રહ્યો હતો ત્યાં ચોતરફથી કેટલાક વેપારી લોકો વ્યાપાર માટે આવી રહ્યાં હતા તેથી ત્યાં દશપુર નામનું શેહેર વસી ગયું હતું ( જેને હાલ મંદસોર કહે છે). તે નગર ચંડપ્રદ્યોતનરાજાએ શ્રી જીવિતસ્વામીની પ્રતિમાના ખરચને માટે આપી દીધું, તથા ભાયલસ્વામી નામ સ્થાપન કરી વિદિશાપુરી વિગેરે બારહજાર ગામ બીજાં પણ તેની પૂજા માટે આપ્યાં. હવે પ્રભાવતીદેવના કહેવાથી ઉદાયનરાજા કપિલર્ષિની પ્રતિષ્ઠિત પ્રતિમાની પૂજા કરતો હતો, તેને એક દીવસ પાખીનો પૌષધ કરેલો હોવાથી રાત્રિ સમયે ધર્મજાગરીકા કરતાં દીક્ષા લેવાનો વિચાર ઊત્પન્ન થયો. પછી તે પ્રતિમાની પૂજાને માટે ઘણાં ગામ નગર આપીને રાજ્ય તો નરકજ આપનાર છે તે પ્રભાવતી રાણીના અભીચી નામના પુત્રને કેમ આપું ? એવી બુધ્ધિથી કેશી નામના પોતાના જમાઇને રાજ્ય આપીને તેણે કરેલા મહોત્સવપૂર્વક શ્રી મહાવીરસ્વામીની પાસે દીક્ષા લઇ છેલ્લા રાજર્ષિ થયા. કોઇક વખતે અકાળે કુપથ્ય ભોજન કરવાથી તે ઉદાયનરાજાર્ષિને શરીરમાં કોઇક મહાવ્યાધિ ઊપ્તન્ન થયો. શરીર માઠું પડી જાય ત્યારે ખરેખર ધર્મસાધન એજ ઔષધ છે. શરીર એજ ધર્મસાધન કરાવવામાં મુખ્ય સાધનભુત છે માટે શરીરનો યત્ન રાખવા દહીંનું સેવન કરો એમ વૈદ્યે બતાવ્યું ત્યારે દહીં દુધ જ્યાં મળી શકે એટલા માટે તે વીતભયપત્તનમાં એક કુંભારને ઘેર જઇ ઊતર્યા. ત્યારે ત્યાંના પ્રધાને રાજાને એમ ભરમાવ્યો કે આ ઉદાયનરાજર્ષિ વ્રત ભંગ કરી ફરીને રાજ્ય લઈ લેવાની ઇચ્છાથી અહીં આવેલા છે; માટે તેમને જરૂર વિષપ્રયોગથી મારી જ નાખવા યોગ્ય છે. કેશી રાજભકત હતો, પણ પ્રધાને પ્રેરણા કરી દહીંમાં ઝેર અપાવ્યું. દેવતાએ વિષ સંહરી લીધું અને દહીં વોહોરવું નિષેધ્યું; પણ ફરીને તેજ વ્યાધિ ઊત્પન્ન થવાથી ફરી દહીં વોહોરવું શરૂ કર્યું. ત્રણવાર દેવતાએ વિષ હરણ કર્યું પણ બનવાકાળથી દેવતા પ્રમાદમાં રહ્યો અને દહીંમાં વિષ ખાવામાં આવ્યું. તેથી તે એક મહીનાનું અણશણ કરી કેવળજ્ઞાન પામી સિદ્ધીપદને પામ્યા. દેવતાએ કોપાયમાન થઇને વીતભયનગરમાં ધૂળની વૃષ્ટી કરી આખું નગર ઊજ્જડ કર્યું; પરંતુ એક કુંભકારને ઘેર ઊદાયનરાજાર્ષિએ ઊપાશ્રય કીધો હતો તેથી તે કુંભકારને ત્યાંથી ( તે ગામમાંથી ) દેવતાએ ઊપાડી સીન નામની પાલીમાં લઇ જઇ મુકયો અને કુંભકારપુર પાલીનું નામ સ્થાપન કર્યું.

ઉદાયનરાજાનો અભીચી નામનો પુત્ર યોગ્ય છતાં પણ પિતાએ રાજ્ય ન આપ્યું તેથી મનમાં ઉદાસ થઇ પોતાના મામા કોણિકની પાસે જઇ સુખમાં રહેવા લાગ્યો. શ્રાવકધર્મ આરાધન કરતો છતાં પણ પિતાએ રાજ્ય નહી આપેલું હોવાથી તેના દુઃખના વૈરભાવને નહી ત્યજતાં તે પાપકર્મને આલોચ્યા વગર પંનર દિવસનું અણુશણ પાળીને કાળધર્મ પામી અસુરદેવપણે ઉત્પન્ન થયો. ત્યાં એક પલ્યોપમ આયુષ્ય પૂર્ણ કરી મહાવિદેહક્ષેત્રમાં ઉત્પન્ન થઈ સિધ્ધિપદને પામશે.

ધૂળની વૃષ્ટિ થવાથી જમીનમાં દટાઇ ગયેલી કપિલર્ષિની પ્રતિષ્ઠેલી પ્રતિમા ગુરૂના મુખથી સાંભળીને કુમારપાળરાજાએ ધૂળ ખણુવાથી ( ધૂળ ખોદાવી નખાવી તેથી ) ઉદાયનરાજાએ તે પ્રતિમાના ખરચને બદલે આપેલાં ગામોનાં તાંબાપત્રાં સહિત પ્રતિમા પ્રગટ થઈ. તેને યથાવિધિ પૂજા કરીને મહોત્સવ સહિત અણુહિલ્લપુર પાટણે લાવ્યા. નવા કરાવેલા મ્હોટા સ્ફાટિકના દેરાસરમાં પધરાવી. તેની પૂજા માટે ઉદાયન રાજાએ લખી આપેલાં તાંબાપત્રાં પ્રમાણેનાં ગામોના ગરાસ આપવા કબુલ રાખીને પોતે પણ ઘણા કાળ સુધી તે પ્રતિમાને પૂજી. તે પ્રતિમા પાટણમાં સ્થાપન કર્યા પછી કુમારપાળ સર્વ પ્રકારે વૃધ્ધિ પામ્યો હતો. ઇતિ દેવાધિદેવ પ્રતિમા અને ઉદાયન રાજાનો સંબંધ સમાપ્ત થયો.

એવી રીતે દેવદ્રવ્યની પેદાસી કરવી, કે જેથી વિશિષ્ટ પૂજાદિકે વિધિ અવિચ્છિન્નપણે થયા કરે. જ્યારે જોઇએ ત્યારે ચૈત્યાદિકનાં સમારકામ વિગેરેમાં સારી રીતે સગવડ બની શકે. જે માટે કહેલું છે કેઃ-

जो जिणवराण भवणं । कुणइ जहासति वित्त विहव संजुत्तं ॥
सो पावइ परम सुहं । सूरगण अभिनंदिओ सुइर ॥ १ ॥

જે પ્રાણી યથાશકિત વિત્ત વાપરવાસંયુકત ( પૂર્વક ) જિનેશ્વર ભગવંતનાં દેરાસર કરાવે છે, તે પ્રાણીની દેવતાઓના સમુદાય પણ ઘણા કાળ સુધી અનુમોદના કરે છે, અને તે પ્રાણી મોક્ષપદને પામે છે. એમ પાંચમું દ્વાર સમાપ્ત થયું.

## ( દ્વાર ૬ ઠું-જિનબિંબ ભરાવવા વિષે )

છઠ્ઠા દ્વારમાં જિનબિંબ ભરાવવાનો વિધિ બતાવે છે કે, પ્રતિમા એટલે અર્હત્‌બિંબ મણિમય, સ્વર્ણાદિક ધાતુમય, ચંદનાદિ કાષ્ટમય, હાથીદાંતમય, ઉત્તમ પાષાણુમય, માટીમય, પાંચસે ધનુષ્યથી માંડીને ન્હાનામાં ન્હાની એક અંગુષ્ટ પ્રમાણે પણ યથાશકિતએ અવશ્ય ભરાવવી. કહેલ છે કે,-

सन्मृत्तिकाऽमल शिलातलदंत रौप्य । सौवर्ण रत्न मणि चंदन चारु बिंबं ॥
कुर्वंति जैनमिहये स्वधनानुरूपं । ते प्राप्नुवंति नृसुरेषु महासुखानि ॥ १ ॥

સારી માટીના, નિર્મળ શિલ્લાતલના ( પાષાણુના ), દાંતના, રૂપાના, સુવર્ણના, રત્નના, મણિના, ચંદનના, ઉત્તમ બિંબ જે પ્રાણી જૈનશાસનમાં પોતાના ધનને અનુસારે ( યથાશકિત ) ભરાવે છે તે પ્રાણી મનુષ્ય દેવના મહાસુખને પામે છે.

दालिद्दं दोहग्गं, कुजाई कुसरीर कुगई कुमइओ ॥ अवमाण रोग सोगा, न हुंति जिणबिंबकारिणं॥

દારીદ્ર, દુર્ભાગ્ય, કુજાતિ, કુશરીર, કુગતિ, કુમતિ, અપમાન, રોગ, શોક, જિનબિંબના ભરાવનારને હોતા નથી.

પ્રતિમા તો વાસ્તુકશાસ્ત્રમાં બતાવેલી વિધિ નિષ્પન્ન સારા લક્ષણવાળી અભ્યુદયાદિક ગુણને કરી આપનારી અહિંયાં સમજવી. જે માટે કહેલું છે કેઃ—

## ( સારી નરતી પ્રતિમા વિષે )

अन्याय द्रव्य निष्पन्ना । परवास्तु दलोद्भवाः ॥ हीनाधिकांगी प्रतिमा । स्वपरोन्नति नाशिनी ॥

અન્યાય દ્રવ્યથી ઉત્પન્ન થયેલી, એક રંગના પાષાણમાં બીજો રંગ હોય એવા પાષાણની, હીન અથવા અધિક અંગવાળી પ્રતિમા સ્વ પરની ઉન્નતિ વિનાશ કરનારી છે.

मुह नक्क नयण नाही । कडिभंगे मूलनायगं चयह ॥ आहरण वथ्थ परिगर चिंधाउह भंगि पूइज्जा॰

મુખ, નાક, નયન, નાભી, કેડ, એટલાંમાંથી હરકોઇ વસ્તુ ભાંગેલી હોય તેવા મુળનાયક ત્યજવા. આભરણ સહિત, વસ્ત્ર સહિત, પરિકર, લંછન સહિત, ઓઘથી શોભતી એવી પ્રતિમાઓ પૂજવા લાયક છે.

वरिस सयाओ उड्ढं । जं बिंबं उत्तमेहिं संठ विंयं । वियलंगु पूइज्जइ ॥ तं बिंबं निक्कलं न जओ ॥ ३ ॥

સો વર્ષ ઉપરાંતની, ઉત્તમ પુરૂષે સ્થાપન કરેલી ( અંજનશલાકા કરેલી ) પ્રતિમા કદાપિ વિકલાંગ હોય ( ખંડિત હોય ) તોપણ પૂજવી, કેમકે તે પ્રતિમા ઘણુંકરી નિઃકલા ( અધિષ્ટાયક વગરની ) નથી હોતી.

बिंबपरिवारझ्झे । सेलस्सय वन्न संकरं न सुहं ॥ समअंगुलप्पमाणं । न सुंदरं होइ कइयावि ॥ ४ ॥

બિંબના પરીવારમાં, પાષાણમાં બીજો વર્ણ હોય તે સુખકારી નહી સમજવો, સમઅંગુળ પ્રતિમા હોય તે કોઇ વખત પણ સારી નહી સમજવી.

इक्कंगुलाइ पडिमा । इक्कारस जावगेहि पूइज्जा ॥ उड्ढंपासाइपुणो । इयं भणिअं पूव्व सुरीहिं ॥ ५ ॥

એક આંગુળથી માંડી અગીઆર આંગુળ સુધીની ઊંચી પ્રતિમા ઘરદેરાસરે પૂજવી. એ ઉપરાંત મ્હોટી પ્રતિમા તો મ્હોટા પ્રાસાદમાં પૂજવી એમ પૂર્વાચાર્યોએ કહેલું છે.

निरयावलि सुत्ताओ । लेवोवल कठ्ठ दंत लोहाणं ॥ परिवारमाणरहिअं । घरंमि नो पूअए बिंबं ॥

નિર્યાવલિકા સૂત્રમાં એમ કહેલ છે કે લેપની, પાષાણની, કાષ્ટની, દાંતની, લોહની, પરિવાર રહિત, માન રહિત, પ્રતિમા ઘરદેરાસરે પૂજવી નહી.

गिह पडिमाणं पुरओ । बलि विच्छारो नचेव कायव्वो ॥
निच्चं न्हवणं तिअसंझ्झ मच्चणं भावओ कुज्जा ॥ ७ ॥

ઘરદેરાસરની પ્રતિમા પાસે બળી વિસ્તાર કરવો નહી (નૈવેદ્ય ઘણું ન મુકવું). દરરોજ જળનો અભિષેક કરવો, ત્રિસાંધ્યા ભાવથી પૂજા કરવી.

પ્રતિમા મુખ્યવૃત્તિએ પરીકર સહિત, તિલક સહિત, આભરણ સહિત, વિગેરે શોભાકારીજ કરવી. તેમાં વળી મૂળનાયકની તો વિશેષ શોભા કરવી, જેમ જેમ

વિશેષ શોભાકારી પ્રતિમા હોય તેમ તેમ વિશેષ વિશેષ પુણ્યાનુબંધી પુણ્યનું કારણ થાય છે. જે માટે કહેલ છે કે,

पासाईआ पडिमा । लख्खणजुत्ता समत्त लंकरणा ॥
जह पल्हाइमणं । तह निज्जर मोविआणाहि ॥ १ ॥

મનોહર રૂપવંતી, દેખવા યોગ્ય, લક્ષણયુક્ત, સમસ્ત અલંકાર સંયુક્ત, જેમ જેમઆલ્હાદિત મન થાય તેવી પ્રતિમાથી મ્હોટી નિર્જરા થાય છે.

દેરાસર પ્રતિમા વિગેરે કરાવવાથી મહઅતુળફળ થાય છે. જેમકે, તે દેરાસર જ્યાંસુધી રહે ત્યાંસુધી અથવા અસંખ્યકાળ સુધી પણ તેથી ઊત્પન્ન થતું પુણ્ય થઇ શકે છે. જેમકે, ભરતચક્રવર્તીએ કરાવેલાં અષ્ટાપદ ઉપરનાં દેરાસરો, ગિરનાર ઉપર બ્રહ્મેંદ્રનું કરાવેલું કંચનબલાનક નામનું દેરૂં (ગીરનારમાં કંચનબલાનક નામની ગુફામાં બ્રહ્મેંદ્રે પધરાવેલ નેમિનાથજીસ્વામીની પ્રતિમા) વિગેરે, ભરતચક્રવર્તીની મુદ્રિકા માંહેની કુલ્યપાક નામના તીર્થ ઉપર રહેલી માણિક્ય સ્વામીની પ્રતિમા, થંભણાપાર્શ્વનાથની પ્રતિમા, વિગેરે પ્રતિમાઓ હજી લગણ પણ પૂજાય છે. તેજ કહીયે છીયે કે:—

जलशीताशन भोजन नासिक वसनाब्द जीविकादानं ॥
सामायकपौरुष्या द्युपवासाभिग्रहव्रताद्यथावा ॥ १ ॥
क्षणयाम दिवस मासा यन हायन जीवितावधि विविधं ॥
पुण्यं चैत्यार्च्चादे त्वनवधि तद्दर्शनादि भवं ॥ २ ॥

૧ જળદાન, ૨ શીતાશન (તાઢા ભોજનનું દાન), ૩ ભોજનદાન, ૪ સુગંધી પદાર્થનું દાન, ૫ વસ્ત્રદાન, ૬ વર્ષદાન, ૭ જન્મારા સુધી આપવાનું દાન. આ દાનથી થતાં સાત પ્રકારનાં પચખાણ.–૧, સામાયક. ૨, પૌરસીનું પચખાણ. ૩, એકાસણ, ૪, આંબીલ. ૫, ઊપવાસ. ૬, અભિગ્રહ. ૭. સર્વ વ્રત. એ સાત પ્રકારનાં દાન અને પચખાણથી થતા સાત પ્રકારના અનુક્રમથી થતાં પુણ્ય. ૧, પેહેલા દાન, પચખાણનું પુણ્ય ક્ષણમાત્રનું છે. ૨, બીજાનું એક પ્રહરનું. ૩, ત્રીજાનું એક દિવસનું. ૪, ચોથાનું એક માસનું. ૫, પાંચમાનું એક અયન (છ માસ)નું. ૬, છઠ્ઠાનું હાયન (વર્ષ)નું. ૭, સાતમાનું જીવીત સુધીનુ ફળ છે. એવી અવધિવાળા પુણ્ય મળે છે, પણ દેરાસર બંધાવવાનું કે પ્રતિમા ભરાવવી કે તેનાં દર્શનાદિક ભક્તિ કરવી તેમાં તો પુણ્ય અવધિ છે નહી (અગણિત પુણ્ય છે).

## (ભરત ચક્રવર્તી, સંપ્રતિરાજા, આમરાજા વિગેરેએ કરાવેલ દેરાસર વિષે)

એટલાજ માટે આ ચોવીસીમાં પેહેલા ભરતચક્રવર્તીએ શત્રુંજયે રત્નમય ચતુઃમુખો, ચોરાસી મંડપ સહિત, એક કોશ ઊંચો, ત્રણ ગાઊ લાંબો પ્રાસાદ પાંચ કોડ મુનીના પરીવારે પરીવરેલા પુંડરીકસ્વામીના જ્ઞાન નિર્વાણ સહિત કરાવ્યો. એમજ બાહુબળી, મરૂદેવી પ્રમુખ ટુંકોને વિષે, ગીરનાર, આબુ, વૈભારગીરી (રાજ-

ગ્રહના પર્વત), સમેતશિખર, અષ્ટાપદ વિગેરે પર્વતો ઉપર પ્રાસાદ અને પ્રતિમાઓ પાંચસો ધનુષાદિક માનવાળી સોના વિગેરેની કરાવી. દંડવીર્ય નૃપ, સગરચક્રવર્તી વિગેરેએ તો ત્યાંના પ્રાસાદના ઊદ્ધાર કરાવ્યા. હરીષેણ ચક્રવર્તીએ પૃથવી જૈન પ્રાસાદથી મંડિત કરી હતી. સંપ્રતિરાજાએ સવાલાખ પ્રાસાદ કરાવ્યા. તેનું સર્વ આયુષ્ય એકસો વર્ષનું હોવાથી તેની દીનગણના કરીયે તો દરરોજના એક પ્રમાણે છત્રીસ હજાર પ્રાસાદ નવા કરાવ્યા ગણાય છે; બીજા જીર્ણોદ્ધાર કરાવ્યા છે. સવાકરોડ તો જેણે સુવર્ણ વિગેરેના નવા બિંબ ભરાવ્યા એમ સંભળાય છે. આમરાજાએ ગોપાળગીરી ઉપર (ગ્વાલીયરના પહાડ ઉપર) શ્રી મહાવીરસ્વામીનો એકસો એક હાથનો ઊંચો પ્રાસાદ કરાવ્યો જેમાં સાડાત્રણ કરોડ સોનામોહોરથી નીપજાવેલા સાત હાથના શરીરવાળા સુવર્ણના બિંબ સ્થાપન કર્યા હતા. તેમાં મૂળમંડપે સવાલાખ, પ્રેક્ષામંડપમાં તો એકવીસ લાખનો ખરચ કરેલો હતો.

### (કુમારપાળ રાજાના કરાવેલા દેરાસર વિષે)

કુમારપાળે ચૌદસો ચુમાલીસ નવાં દેરાસર, અને સોળસો જીર્ણોદ્ધાર કરાવ્યા. તેમાં વળી પોતાના પિતાના નામના ત્રિભુવનવિહારમાં છન્નુ કરોડ દ્રવ્યનો વ્યય કરવાથી તૈયાર થયેલી મુખ્ય પ્રતિમા સવાસો આંગુળ ઉંચી રીષ્ટરત્નમયી, બહોતેર દેરીઓમાં ચોવીસ પ્રતિમા તો રત્નમયી, ચોવીસ સુવર્ણમયી, ચોવીસ રૂપામયી, ચઉદચઉદ ભાર પ્રમાણે એકએક ચોવીસી ભરાવી.

### ( મંત્રી વસ્તુપાળના કરાવેલા દેરાસર વીષે )

મંત્રી વસ્તુપાળે તેરસો ને તેર નવાં દેરાસર બંધાવ્યાં, બાવીસસો જીર્ણોદ્ધાર કરાવ્યા, અને સવાલાખ બિંબ નવીન ભરાવ્યા. ( ધાતુ પાષાણના સર્વ મળી ).

### ( પેથડ શાહના કરાવેલા દેરાસર વીષે )

પેથડ શાહે ચોરાસી પ્રાસાદ કરાવ્યા. તેમાં એક તો સુરગીરી ( દેવગીરી ) ઉપર જૈનદેરાસર નથી એમ સાંભળવાથી ત્યાં દેરાસર કરાવવા માટે ત્યાંના રાજા વીરમદેના પ્રધાન બ્રાહ્મણ હેમાદેના નામથી માનધાતાપુર ( માંડવગઢ ) માં અને ઓંકારપુરમાં ત્રણ વરષ સુધી દાનશાળા કરી તેથી તુષ્ટમાન થયેલા હેમાદેએ પેથડ શાહને સાત મેહેલ બંધાય એટલી જમીન આપી. ત્યાં દેરૂં બંધાવવાનો પાયો ખોદતાં મીઠું પાણી નીકલ્યું તેથી કોઈકે જઈને રાજાને એમ ભરમાવ્યો કે અહિંયાં મીઠું પાણી નીકલ્યું તેથી જો અહિયાં વાપિકા કરી હોય તો સારૂં થાય. એ વાતની પેથડ શાહને માલમ પડતાં રાતમાંનેરાતમાં બાર હજાર ટકાનું તેમાં મીઠું (લુણ) નખાવી દીધું. ત્યાં દેરૂ કરાવવા માટે બત્રીસ ઊંટડીઓ સોનાથી ભરેલી મોકલાવી. ચોરાસી હજાર ટકા ( રૂપીયા ) તો દેરાસરની પાજ બાંધતાં ( કોટ બાંધતાં ) લાગ્યા હતા. દેરૂં તૈયાર થયાની વધામણી આપનારને ત્રણ લાખ ટકાનું તુષ્ટીદાન આપ્યું હતું. એવી રીતે પેથડવિહારદેરાસર થયો હતો. પેથડ શાહે શત્રુંજય ઉપર મૂળનાયકના ચૈત્યને એકવીશ ધડી પ્રમાણે સુવર્ણથી મઢાવીને ( વીંટાળીને ) મેરૂના શિખરની પેઠે સોનામય કળશ ચઢાવ્યો હતો.

## ( ગીરનાર ઉપરના કંચનબલાનકનો પ્રબંધ )

ગીરનાર ઉપરના કંચનબલાનકનો પ્રબંધ તો આવા પ્રકારનો છે કે, ગઇ ચોવીશીમાં ત્રીજા સાગર નામા તીર્થંકર ઉજ્જેણીમાં પધારયા હતા, ત્યારે નરવાહન રાજાએ પુછયું કે હું કયારે કેવળજ્ઞાન પામીશ ? કેવળી ભગવંતે કહ્યું કે, તું આવતી ચોવીશીમાં બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથજીના તીર્થે સિદ્ધ થઇશ. ત્યારે તેણે દીક્ષા લીધી અને અણુશણ કરીને બ્રહ્મદેવલોકે ઈંદ્ર થયો. તેણે વજ્રમાટીમયી શ્રી નેમિનાથજીનું બિંબ બનાવીને દસ સાગરોપમ સુધી ત્યાં તે પ્રતિમાને પૂજી. પછી પોતાનું આયુષ્ય પૂર્ણ થવા આવ્યું તેથી તે પ્રતિમા ગીરનાર ઉપર લાવીને દેરાસરના રત્નમય, મણિમય, સુવર્ણમય એવા ત્રણ ગભારાને જિનબીંબયુકત કરીને તેની આગળ કંચનબલાનક કરી ( એક ગુફા કરી ) તેમાં તે બિંબને સ્થાપન કીધું. ત્યારપછી કેટલેક કાળે સંઘપતી રત્નોશાહ મ્હોટો સંઘ લઈને ત્યાં આવ્યો. તેણે ઉત્કૃષ્ટ હર્ષથી દેરાસરમાંના મૂળનાયકની સ્નાત્રપૂજા કરી. તે વખતે તે બિંબ માટીમય હોવાથી ગળી ગયું. તેથી સંઘપતી રત્નોશાહ અતિશય દુઃખ પામ્યો. ઉપવાસ કરી ત્યાં બેઠો. તેને સાઠ ઉપવાસ થયા ત્યારે અંબીકાદેવીની વાણીએ કંચનબલાનકથી વજ્રમય શ્રી નેમિનાથસ્વામીનું બિંબ કાચાસુતરના તાંતણાથી વીંટીને દેરાસર આગળ લાવ્યા, પણ દરવાજા આગળ પાછું વાળીને જોવાથી પ્રતિમા ત્યાંજ રહી. પછી ચૈત્યનું દ્વાર પરાવર્ત્તન કર્યું ( બદલાવ્યું ). હજુસુધી પણ તેમજ છે.

કોઈક આચાર્યો તો એમ કહે છે કે, કંચનબલાનકમાં મોટી બહોતર પ્રતિમાઓ હતી. તેમાં અઢાર પ્રતિમા સોનાની, અઢાર રત્નની, અઢાર રૂપાની, અઢાર પાષાણુની હતી. એમ સર્વ મળી બહોત્તર પ્રતિમાઓ ગીરનાર ઉપર હતી. ઇતિ છઠું દ્વાર સમાપ્ત થયું.

## ( દ્વાર ૭ મું–પ્રતિમાની પ્રતિષ્ટા–અંજનશલાકા વિષે )

દ્વાર ૭ મું–તથા પ્રતિમાની પ્રતિષ્ટા—અંજનશલાકા શીઘ્રતર કરવી. જે માટે ષોડશકમાં કહેલ છે કેઃ—

निष्पन्नस्येवं खलु । जिनर्बिंबस्यो दिता प्रतिष्टाश्च ॥
दशदिवसाभ्यंतरतः । सोच त्रिविधा समासेन ॥ १ ॥

તૈયાર થયેલા જિનબિંબની પ્રતિષ્ટા ( અંજનશલાકા ) ખરેખર દશ દિવસની અંદર કરવી કહી છે. તે પ્રતિષ્ટા વળી સંક્ષેપથી ત્રણ પ્રકારની છે. તે બતાવે છે.–

व्यक्त्याख्याखल्वेषा । क्षेत्राख्या चापरा महाख्याच ॥
यस्तीर्थे कृत्यदाकिल । तस्य तदास्येति समयविदः ॥ २ ॥

૧ વ્યકતા, ૨ ક્ષેત્રા, ૩ મહા, એમ ત્રણ પ્રકારની પ્રતિષ્ટાઓ થાય છે. તેમાં જે તીર્થંકર જ્યારે વીચરતા હોય ત્યારે તેની પ્રતિષ્ટા કરવી તેને "વ્યકતા" એમ શાસ્ત્રના જાણકાર કહે છે.

रुषभाद्यानां तुतथा । सर्वेषा मेव मध्यमा ज्ञेया ॥ सप्तत्यधिकशतस्यतु । चरमेह महाप्रतिष्टेति ॥ ३॥

ઋષભદેવ પ્રમુખ આખી ચોવીશીનાં બિંબને પોતપોતાના તીર્થમાં "વ્યકતા" પ્રતિષ્ટા સમજવી. સર્વ તીર્થંકરના તીર્થમા ચોવીસે તીર્થંકરની અંજનશલાકા કરવી તે "ક્ષેત્રા" નામની અંજનશલાકા કહેવાય છે; એકસો સીતેર તીર્થંકરની પ્રતિમા તેને

"મહા" પ્રતિષ્ટા જાણવી. તેમજ વળી વૃહત્‌ભાષ્યમાં પણ એમજ કહેલું છે કે,

वत्ति पइट्ठा एगा । खेत्त पइट्ठा महापइट्ठाय ॥ एग चउवीस सीत्तरी । सयाणं सा होइ अणुकमसो॥

વ્યકતાપ્રતિષ્ટા પહેલી, ક્ષેત્રાપ્રતિષ્ટા બીજી, મહાપ્રતિષ્ટા ત્રીજી. એક પ્રતિમાને મુખ્ય રાખીને પ્રતિષ્ટા કરવી તે પેહેલી, ચોવીસ પ્રતિમાઓ, એકસો સીતેર પ્રતિમાઓ, એમ અનુક્રમથી ત્રણ પ્રકારની પ્રતિષ્ટા ( અંજનશલાકા ) સમજી લેવી.

પ્રતિષ્ટા કરવાનો વિધિ તો વળી એવો છે કે સર્વ પ્રકારનાં તેનાં ઉપકરણ મેળવવાં નાનાપ્રકારના ઠાઠથી શ્રીસંઘને બોલાવવા, ગુરૂ વિગેરેને તેડાવવા, તેઓને પ્રવેશ કરાવવા, વિગેરેના મહોત્સવ કરવા, તેઓની સ્વાગતા કરવી, ભોજન વસ્ત્રાદીક સમર્પણ કરવા, તેઓનો સર્વ પ્રકારે સત્કાર કરવો, કેદખાના છોડાવવાં, અમાર પળાવવી, અનિવારિત દાન આપવાં, સુતાર વિગેરેને સત્કાર કરવા, ઘણા ઉત્તમ વાજીત્ર ધવળમંગળથી મહા મહોત્સવ કરવા વિગેરેથી અષ્ટાદશ સ્નાત્ર કરવા વિગેરે વિધી પ્રતિષ્ટાકલ્પથી સમજવી.

પ્રતિષ્ટામાં સ્નાત્રપૂજાથી જન્માવસ્થાને, ફળ નૈવેદ્ય પુષ્પ વિલેપન સંગીતાદિક ઉપચારે કરી કૌમારાદિક ઉત્તરોત્તરાવસ્થાને, છદ્મસ્થાવસ્થા સૂચક આચ્છાદનાદિકથી ( વસ્ત્રથી પ્રભુને ઢાંકવા વિગેરે કરીને ) પ્રભુના શરીરને સુગંધ અધિવાસિત કરવા વિગેરેથી ચારિત્રાવસ્થાને, નેત્રના ઉન્મીલન ( શલાકાથી અંજન કરતાં ) કેવળજ્ઞાન-ઉત્પત્તિ અવસ્થાને, સર્વ પ્રકારનાં પૂજાનાં ઉપકરણોના ઉપચારથી સમવસરણાવસ્થાને ચિંતવવી. ( એમ શ્રાધ્ધસમાચારીવૃત્તિમાં કહેલું છે. )

પ્રતિષ્ટા થયા પછી બાર માસ પર્યંત પ્રતિષ્ટાદિવસે તો અધિકથી, વિશેષથી સ્નાત્રાદિક કરવાં; વર્ષને અંતે અઠ્ઠાઈ મહોચ્છવાદિક વિશેષ પૂજા, પેહેલાથી આયુષ્યની ગાંઠ બાંધવાની પેઠે વિશેષ વિશેષ ઉત્તરોત્તર પૂજા કરતા રેહેવું. ( વર્ષગાંઠમહોચ્છવ કરવા ) વર્ષગાંઠને દિવસે સાધર્મિક વાત્સલ્ય, સંઘપૂજાદિક યથાશકિત કરવા. પ્રતિષ્ટા-ષોડશકમાં તો વળી આવી ઇતિ રીતે બતાવેલ છે કેઃ—

अष्टौदिवसान् यावत् पूजा, विच्छेदतास्य कर्त्तव्या ॥ दानं च यथाविभवं । दातव्यं सर्वसत्वेभ्यः

આઠ દિવસ સુધી અવિચ્છિન્ન પૂજા કરવી ( અખંડ પૂજા કરવી ), સર્વ પ્રાણીને પોતાની સંપદાને અનુસારે યથાશકિત દાન આપવું. સપ્તમ દ્વાર સમાપ્ત.

## ( દ્વાર ૮ મું–પુત્રાદિકના દીક્ષામહોચ્છવ વિષે )

દ્વાર ૮ મું–તથા એમજ પ્રૌઢ મહોચ્છવપૂર્વક પુત્રાદિકોને, આદિ શબ્દથી પુત્રી ભાઇ કાકા મિત્ર પરીજન ( દાસ દાસી ) વિગેરેને દીક્ષા અપાવવી. એ ઉપલક્ષણથી ઉપસ્થાપના કરાવવી ( વડીદીક્ષા અપાવવી ). જે માટે કહેલું પણ છે કેઃ—

पंचय पुत्त सयाइं मरहस्सय सत्तनत्तुअ सयाइ ॥ सयराहं पव्वइआ । तंमि कुमारा समोसरणे ॥

ઋષભદેવસ્વામીના પ્રથમ સમવસરણમાં પાંચસો ભરતના પોતાના પુત્રોને, સાતસો પુત્રના પુત્રોને ( કુમારોને ) દીક્ષા અપાવી.

કૃષ્ણ અને ચેડામહારાજાને પોતાના દીકરા દીકરીઓને પરણાવવાનો પણ નિયમ હતો. પોતાના દીકરા દીકરીઓને તેમજ બીજા પણ થાવચ્ચાપુત્રાદિકોને પ્રૌઢ મોહોચ્છવથી દીક્ષા અપાવીને શોભાવ્યા હતા. આ કાર્ય મહાફળદાયક છે. જે માટે કહેલ છે કેઃ—

ते धन्ना कयपुन्ना । जणओ जणणीअ सयलवग्गोअ ।
जेसिं कुलंमि जायई । चारित्त धरो महापुत्तो ॥ १ ॥

તે પુરૂષો ધન્ય છે, કૃતપુણ્ય છે, તે પિતાને ધન્ય છે, તે માતાને ધન્ય છે, તેમજ તે સકળ સગાંના સમૂહને પણ ધન્ય છે, કે જેના કુળમાં ચારિત્રને ધરનાર મહાપુત્ર એક પણ ઉત્પન્ન થયો હોય. લોકીકમાં પણ કહે છે કે,

तावत् भ्रमंति संसारे । पितरः पिंडकांक्षिणः ॥ यावत् कुले विशुद्धात्मा । यतिः पुत्रो न जायते॥१॥

પિંડની આકાંક્ષા રાખનારા પિતર ત્યાંસુધીજ સંસારમાં ભમે છે, કે જ્યાંસુધી કુળમાં કોઇ વિશુદ્ધાત્મા યતિપુત્ર ન થાય. આઠમું દ્વાર સમાપ્ત થયું.

## ( દ્વાર ૯ મું—પદ સ્થાપના વિષે )

દ્વાર ૯ મું-તથા પદસ્થોના પદની સ્થાપના કરાવવી. જેમકે, ગણિપદ, વાચનાચાર્યપદ, ઉપાધ્યાયપદ, આચાર્યપદ, વિગેરેની સ્થાપના કરાવવી. અથવા પુત્રાદિકોને અથવા બીજાઓને ઉપર લખેલા પદ આપવાને યોગ્ય હોય તેઓને શાસનઉન્નતી નિમિતે તેના મ્હોટા મહોત્સવાદિકે કરીને પદ અપાવવાં.

સંભળાય છે કે પહેલા સમવસરણમાં ઇંદ્રમહારાજે ગણ (ગણધર) પદની સ્થાપના કરાવી છે. મંત્રી વસ્તુપાળે પણ એકવીશ આચાર્યોને આચાર્યપદસ્થાપના કરાવી હતી. ઇતિ નવમ દ્વાર સમાપ્ત.

## ( દ્વાર ૧૦ મું—પુસ્તક લખાવવાં, વંચાવવાં ( જ્ઞાન ભક્તિ ) વિષે )

તથા પુસ્તકોને, શ્રી કલ્પસૂત્રાગમ, જિનચરિત્રાદિ સંબંધી પુસ્તકોને ન્યાયોપાર્જિત વિત્તથી વિશિષ્ટ કાગળ ઉપર ઉત્તમ ઉત્તમ શુદ્ધ અક્ષરાદિકની યુકિતથી લખાવવાં. વૈરાગવંતા ગીતાર્થોની પાસે પ્રારંભના પ્રૌઢ મહોચ્છવ કરીને દરરોજ પૂજા બહુમાનાદિપૂર્વક અનેક ભવ્યજીવોના પ્રતિબોધને નિમીત્તે વાખ્યાન કરાવવાં. એ ઉપલક્ષણથી વાંચવા ભણવા વિગેરેના કરનારાઓને વસ્ત્રાદિકનાં સાહાય આપવાં. જે માટે કહેલ છે કે,

येलेखयंति जिनशासन पुस्तकानि । व्याख्यानयंति च पठंति च पाठयंति ॥
श्रुण्वंति रक्षणविधौ च समाद्रियंते । ते मर्त्य देव शिवशर्म नरा लभंते ॥ १ ॥

જે પુરૂષ જૈનશાસનનાં પુસ્તક લખાવે છે, વાખ્યાન કરે છે, ભણે છે, ભણાવે છે, સાંભળે છે, રક્ષણ કરવાના કામમાં આદર કરે છે, તે પુરૂષો મનુષ્યનાં, દેવનાં તથા મોક્ષનાં સુખને પામે છે.

पठति पाठयति पठता ममुं । वसन भोजन पुस्तक वस्तुभिः ॥
प्रतिदिनं कुरुते य उपग्रहं । स इह सर्व विदेव भवेन्नरः ॥ २ ॥

જે પ્રાણી આ પુસ્તકોને પોતે ભણે છે, બીજાને ભણાવે છે, બીજા ભણતા હોય તેઓને વસ્ત્ર, ભોજન, પુસ્તક, વિગેરે વસ્તુઓથી પ્રતિદિન ( દરરોજ ) ઉપગ્રહ ( ઉપકાર, સહાય ) કરે છે, તે પ્રાણી આલોકમાં પણ સર્વ વસ્તુનો જાણકાર થાય છે જૈનાગમનું કેવળ જ્ઞાનથી પણ અતિશયીપણું દેખાય છે. કહેલ છે કેઃ—

"મહા" પ્રતિષ્ટા જાણવી. તેમજ વળી વૃહતભાષ્યમાં પણ એમજ કહેલુ છે કે,

वत्ति पइट्ठा एगा । खेत्त पइट्ठा महापइट्ठाय ॥ एग चउवीस सीत्तरी । सयाणं सा होइ अणुकमसो॥

વ્યકતાપ્રતિષ્ટા પહેલી, ક્ષેત્રાપ્રતિષ્ટા બીજી, મહાપ્રતિષ્ટા ત્રીજી. એક પ્રતિમાને મુખ્ય રાખીને પ્રતિષ્ટા કરવી તે પેહેલી, ચોવીસ પ્રતિમાઓ, એકસો સીતેર પ્રતિમાઓ, એમ અનુક્રમથી ત્રણ પ્રકારની પ્રતિષ્ટા ( અંજનશલાકા ) સમજી લેવી.

પ્રતિષ્ટા કરવાનો વિધિ તો વળી એવો છે કે સર્વ પ્રકારનાં તેનાં ઉપકરણ મેળવવાં નાનાપ્રકારના ઠાઠથી શ્રીસંઘને બોલાવવા, ગુરૂ વિગેરેને તેડાવવા, તેઓને પ્રવેશ કરાવવા, વિગેરેના મહોત્સવ કરવા, તેઓની સ્વાગતા કરવી, ભોજન વસ્ત્રાદીક સમર્પણ કરવા, તેઓનો સર્વ પ્રકારે સત્કાર કરવો, કેદખાના છોડાવવાં, અમાર પળાવવી, અનિવારિત દાન આપવાં, સુતાર વિગેરેને સત્કાર કરવા, ઘણા ઉત્તમ વાજીત્ર ધવળમંગળથી મહા મહોત્સવ કરવા વિગેરેથી અષ્ટાદશ સ્નાત્ર કરવા વિગેરે વિધી પ્રતિષ્ટાકલ્પથી સમજવી.

પ્રતિષ્ટામાં સ્નાત્રપૂજાથી જન્માવસ્થાને, ફળ નૈવેદ્ય પુષ્પ વિલેપન સંગીતાદિક ઉપચારે કરી કૌમારાદિક ઉત્તરોત્તરાવસ્થાને, છદ્મસ્થાવસ્થા સૂચક આચ્છાદનાદિકથી ( વસ્ત્રથી પ્રભુને ઢાંકવા વિગેરે કરીને ) પ્રભુના શરીરને સુગંધ અધિવાસિત કરવા વિગેરેથી ચારિત્રાવસ્થાને, નેત્રના ઉન્મીલન ( શલાકાથી અંજન કરતાં ) કેવળજ્ઞાન-ઉત્પત્તિ અવસ્થાને, સર્વ પ્રકારનાં પૂજાનાં ઉપકરણોના ઉપચારથી સમવસરણાવસ્થાને ચિંતવવી. ( એમ શ્રાધ્ધસમાચારીવૃત્તિમાં કહેલુ છે. )

પ્રતિષ્ટા થયા પછી બાર માસ પર્યંત પ્રતિષ્ટાદિવસે તો અધિકથી, વિશેષથી સ્નાત્રાદિક કરવાં; વર્ષને અંતે અઠ્ઠાઈ મહોચ્છવાદિક વિશેષ પૂજા, પેહેલાથી આયુષ્યની ગાંઠ બાંધવાની પેઠે વિશેષ વિશેષ ઉત્તરોત્તર પૂજા કરતા રેહેવું. ( વર્ષગાંઠમહોચ્છવ કરવા ) વર્ષગાંઠને દિવસે સાધર્મિક વાત્સલ્ય, સંઘપૂજાદિક યથાશકિત કરવા. પ્રતિષ્ટા-ષોડશકમાં તો વળી આવી ઇતિ રીતે બતાવેલ છે કેઃ--

अष्टौदिवसान् यावत् पूजा, विच्छेदतास्य कर्त्तव्या ॥ दानं च यथाविभवं । दातव्यं सर्वसत्वेभ्यः

આઠ દિવસ સુધી અવિચ્છિન્ન પૂજા કરવી ( અખંડ પૂજા કરવી ), સર્વ પ્રાણીને પોતાની સંપદાને અનુસારે યથાશકિત દાન આપવું. સપ્તમ દ્વાર સમાપ્ત.

## ( દ્વાર ૮ મું-પુત્રાદિકના દીક્ષામહોચ્છવ વિષે )

દ્વાર ૮ મું-તથા એમજ પ્રૌઢ મહોચ્છવપૂર્વક પુત્રાદિકોને, આદિ શબ્દથી પુત્રી ભાઇ કાકા મિત્ર પરીજન, ( દાસ દાસી ) વિગેરેને દીક્ષા અપાવવી. એ ઉપલક્ષણથી ઉપસ્થાપના કરાવવી ( વડીદીક્ષા અપાવવી ). જે માટે કહેલું પણ છે કેઃ—

पंचय पुत्त सयाइं मरहस्सय सत्तनत्तुअ सयाइ ॥ सयराहं पव्वइआ । तंमि कुमारा समोसरणे ॥

ઋષભદેવસ્વામીના પ્રથમ સમવસરણમાં પાંચસો ભરતના પોતાના પુત્રોને, સાતસો પુત્રના પુત્રોને ( કુમારોને ) દીક્ષા અપાવી.

કૃષ્ણ અને ચેડામહારાજાને પોતાના દીકરા દીકરીઓને પરણાવવાનો પણ નિયમ હતો. પોતાના દીકરા દીકરીઓને તેમજ બીજા પણ થાવચ્ચાપુત્રાદિકોને પ્રૌઢ મોહોચ્છવથી દીક્ષા અપાવીને શોભાવ્યા હતા. આ કાર્ય મહાફળદાયક છે. જે માટે કહેલ છે કેઃ--

ते धन्ना कयपुन्ना । जणओ जणणीअ सयलवग्गोअ ।
जेसिं कुलंमि जायई । चारित्त धरो महापुत्तो ॥ १ ॥

તે પુરૂષો ધન્ય છે, કૃતપુણ્ય છે, તે પિતાને ધન્ય છે, તે માતાને ધન્ય છે, તેમજ તે સકળ સગાંના સમૂહને પણ ધન્ય છે, કે જેના કુળમાં ચારિત્રને ધરનાર મહાપુત્ર એક પણ ઉત્પન્ન થયો હોય. લોકીકમાં પણ કહે છે કે,

तावत् भ्रमंति संसारे । पितरः पिंडकांक्षिणः ॥ यावत् कुले विशुद्धात्मा । यतिः पुत्रो न जायते॥१॥

પિંડની આકાંક્ષા રાખનારા પિતર ત્યાંસુધીજ સંસારમાં ભમે છે, કે જ્યાંસુધી કુળમાં કોઇ વિશુદ્ધાત્મા યતિપુત્ર ન થાય. આઠમું દ્વાર સમાપ્ત થયું.

## ( દ્વાર ૯ મું—પદ સ્થાપના વિષે )

દ્વાર ૯ મું-તથા પદસ્થોના પદની સ્થાપના કરાવવી. જેમકે, ગણિપદ, વાચનાચાર્યપદ, ઉપાધ્યાયપદ, આચાર્યપદ, વિગેરેની સ્થાપના કરાવવી. અથવા પુત્રાદિકોને અથવા બીજાઓને ઉપર લખેલા પદ આપવાને યોગ્ય હોય તેઓને શાસનઉન્નતી નિમિતે તેના મ્હોટા મહોત્સવાદિકે કરીને પદ અપાવવાં.

સંભળાય છે કે પહેલા સમવસરણમાં ઇંદ્રમહારાજે ગણ (ગણધર) પદની સ્થાપના કરાવી છે. મંત્રી વસ્તુપાળે પણ એકવીશ આચાર્યોને આચાર્યપદસ્થાપના કરાવી હતી. ઇતિ નવમ દ્વાર સમાપ્ત.

## ( દ્વાર ૧૦ મું—પુસ્તક લખાવવાં, વંચાવવાં ( જ્ઞાન ભક્તિ ) વિષે )

તથા પુસ્તકોને, શ્રી કલ્પસૂત્રાગમ, જિનચરિત્રાદિ સંબંધી પુસ્તકોને ન્યાયોપાર્જિત વિત્તથી વિશિષ્ટ કાગળ ઉપર ઉત્તમ ઉત્તમ શુદ્ધ અક્ષરાદિકની યુક્તિથી લખાવવાં. વૈરાગવંતા ગીતાર્થોની પાસે પ્રારંભના પ્રૌઢ મહોચ્છવ કરીને દરરોજ પૂજા બહુમાનાદિપૂર્વક અનેક ભવ્યજીવોના પ્રતિબોધને નિમીત્તે વાખ્યાન કરાવવાં. એ ઉપલક્ષણથી વાંચવા ભણવા વિગેરેના કરનારાઓને વસ્ત્રાદિકનાં સાહાય આપવાં. જે માટે કહેલ છે કે,

येलेखयंति जिनशासन पुस्तकानि । व्याख्यानयंति च पठंति च पाठयंति ॥
श्रृण्वंति रक्षणविधौ च समाद्रियंते । ते मर्त्य देव शिवशर्म नरा लभंते ॥ १ ॥

જે પુરૂષ જૈનશાસનનાં પુસ્તક લખાવે છે, વાખ્યાન કરે છે, ભણે છે, ભણાવે છે, સાંભળે છે, રક્ષણ કરવાના કામમાં આદર કરે છે, તે પુરૂષો મનુષ્યનાં, દેવનાં તથા મોક્ષનાં સુખને પામે છે.

पठति पाठयति पठता ममुं । वसन भोजन पुस्तक वस्तुभिः ॥
प्रतिदिनं कुरुते य उपग्रहं । स इह सर्व विदेव मवेन्नरः ॥ २ ॥

જે પ્રાણી આ પુસ્તકોને પોતે ભણે છે, બીજાને ભણાવે છે, બીજા ભણતા હોય તેઓને વસ્ત્ર, ભોજન, પુસ્તક, વિગેરે વસ્તુઓથી પ્રતિદિન ( દરરોજ ) ઉપગ્રહ ( ઉપકાર, સહાય ) કરે છે, તે પ્રાણી આલોકમાં પણ સર્વ વસ્તુનો જાણકાર થાય છે જૈનાગમનું કેવળ જ્ઞાનથી પણ અતિશયીપણું દેખાય છે. કહેલ છે કેઃ—

" મહા " પ્રતિષ્ટા જાણવી. તેમજ વળી વૃહતભાષ્યમાં પણ એમજ કહેલુ' છે કે,

वत्ति पइट्ठा एगा । खेत्त पइट्ठा महापइट्ठाय ॥ एग चउवीस सीत्तरी । सयाणं सा होइ अणुकमसो॥

વ્યકતાપ્રતિષ્ટા પહેલી, ક્ષેત્રાપ્રતિષ્ટા બીજી, મહાપ્રતિષ્ટા ત્રીજી. એક પ્રતિમાને મુખ્ય રાખીને પ્રતિષ્ટા કરવી તે પેહેલી, ચોવીસ પ્રતિમાઓ, એકસો સીતેર પ્રતિમાઓ, એમ અનુક્રમથી ત્રણ પ્રકારની પ્રતિષ્ટા ( અંજનશલાકા ) સમજી લેવી.

પ્રતિષ્ટા કરવાનો વિધિ તો વળી એવો છે કે સર્વ પ્રકારનાં તેનાં ઉપકરણ મેળવવાં નાનાપ્રકારના ઠાઠથી શ્રીસંઘને બોલાવવા, ગુરૂ વિગેરેને તેડાવવા, તેઓને પ્રવેશ કરાવવા, વિગેરેના મહોત્સવ કરવા, તેઓની સ્વાગતા કરવી, ભોજન વસ્ત્રાદીક સમર્પણ કરવા, તેઓનો સર્વ પ્રકારે સત્કાર કરવો, કેદખાના છોડાવવાં, અમાર પળાવવી, અનિવારિત દાન આપવાં, સુતાર વિગેરેને સત્કાર કરવા, ઘણા ઉત્તમ વાજીત્ર ધવળમંગળથી મહા મહોત્સવ કરવા વિગેરેથી અષ્ટાદશ સ્નાત્ર કરવા વિગેરે વિધી પ્રતિષ્ટાકલ્પથી સમજવી.

પ્રતિષ્ટામાં સ્નાત્રપૂજાથી જન્માવસ્થાને, ફળ નૈવેદ્ય પુષ્પ વિલેપન સંગીતાદિક ઉપચારે કરી કૌમારાદિક ઉત્તરોત્તરાવસ્થાને, છદ્મસ્થાવસ્થા સૂચક આચ્છાદનાદિકથી ( વસ્ત્રથી પ્રભુને ઢાંકવા વિગેરે કરીને ) પ્રભુના શરીરને સુગંધ અધિવાસિત કરવા વિગેરેથી ચારિત્રાવસ્થાને, નેત્રના ઉન્મીલન ( શલાકાથી અંજન કરતાં ) કેવળજ્ઞાન-ઉત્પત્તિ અવસ્થાને, સર્વ પ્રકારનાં પૂજાનાં ઉપકરણોના ઉપચારથી સમવસરણાવસ્થાને ચિંતવવી. ( એમ શ્રાધ્ધસમાચારીવૃત્તિમાં કહેલુ' છે. )

પ્રતિષ્ટા થયા પછી બાર માસ પર્યંત પ્રતિષ્ટાદિવસે તો અધિકથી, વિશેષથી સ્નાત્રાદિક કરવાં; વર્ષને અંતે અઠ્ઠાઈ મહોચ્છવાદિક વિશેષ પૂજા, પેહેલાથી આયુષ્યની ગાંઠ બાંધવાની પેઠે વિશેષ વિશેષ ઉત્તરોત્તર પૂજા કરતા રેહેવુ'. ( વર્ષગાંઠમહોચ્છવ કરવા ) વર્ષગાંઠને દિવસે સાધર્મિક વાત્સલ્ય, સંઘપૂજાદિક યથાશકિત કરવા. પ્રતિષ્ટા-ષોડશકમાં તો વળી આવી ઇતિ રીતે બતાવેલ છે કે:—

अष्टौदिवसान् यावत् पूजा, विच्छेदतास्य कर्त्तव्या ॥ दानं च यथाविभवं । दातव्यं सर्वसत्वेभ्यः

આઠ દિવસ સુધી અવિચ્છિન્ન પૂજા કરવી ( અખંડ પૂજા કરવી ), સર્વ પ્રાણીને પોતાની સંપદાને અનુસારે યથાશકિત દાન આપવુ'. સપ્તમ દ્વાર સમાપ્ત.

## ( દ્વાર ૮ મું-પુત્રાદિકના દીક્ષામહોચ્છવ વિષે )

દ્વાર ૮ મુ'-તથા એમજ પ્રૌઢ મહોચ્છવપૂર્વક પુત્રાદિકોને, આદિ શબ્દથી પુત્રી ભાઇ કાકા મિત્ર પરીજન ( દાસ દાસી ) વિગેરેને દીક્ષા અપાવવી. એ ઉપલક્ષણથી ઉપસ્થાપના કરાવવી ( વડીદીક્ષા અપાવવી ). જે માટે કહેલુ' પણ છે કે:—

पंचय पुत्त सयाइं मरहस्सय सत्तनत्तुअ सयाइ ॥ सयराहं पव्वइआ । तंमि कुमारा समोसरणे ॥

ઋષભદેવસ્વામીના પ્રથમ સમવસરણમાં પાંચસો ભરતના પોતાના પુત્રોને, સાતસો પુત્રના પુત્રોને ( કુમારોને ) દીક્ષા અપાવી.

કૃષ્ણ અને ચેડામહારાજાને પોતાના દીકરા દીકરીઓને પરણાવવાનો પણ નિયમ હતો. પોતાના દીકરા દીકરીઓને તેમજ બીજા પણ થાવચ્ચાપુત્રાદિકોને પ્રૌઢ મોહોચ્છવથી દીક્ષા અપાવીને શોભાવ્યા હતા. આ કાર્ય મહાફળદાયક છે. જે માટે કહેલ છે કે:—

ते धन्ना कयपुन्ना । जणओ जणणीअ सयलवग्गोअ ।
जेसिं कुलंमि जायई । चारित्त धरो महापुत्तो ॥ १ ॥

તે પુરૂષો ધન્ય છે, કૃતપુણ્ય છે, તે પિતાને ધન્ય છે, તે માતાને ધન્ય છે, તેમજ તે સકળ સગાંના સમૂહને પણ ધન્ય છે, કે જેના કુળમાં ચારિત્રને ધરનાર મહાપુત્ર એક પણ ઉત્પન્ન થયો હોય. લૌકીકમાં પણ કહે છે કે,

तावत् भ्रमंति संसारे । पितरः पिंडकांक्षिणः ॥ यावत् कुले विशुद्धात्मा । यतिः पुत्रो न जायते॥१॥

પિંડની આકાંક્ષા રાખનારા પિતર ત્યાંસુધીજ સંસારમાં ભમે છે, કે જ્યાંસુધી કુળમાં કોઇ વિશુદ્ધાત્મા યતિપુત્ર ન થાય. આઠમું દ્વાર સમાપ્ત થયું.

## ( દ્વાર ૯ મું—પદ સ્થાપના વિષે )

દ્વાર ૯ મું–તથા પદસ્થોના પદની સ્થાપના કરાવવી. જેમકે, ગણિપદ, વાચનાચાર્યપદ, ઉપાધ્યાયપદ, આચાર્યપદ, વિગેરેની સ્થાપના કરાવવી. અથવા પુત્રાદિકોને અથવા બીજાઓને ઉપર લખેલા પદ આપવાને યોગ્ય હોય તેઓને શાસનઉન્નતી નિમિતે તેના મ્હોટા મહોત્સવાદિકે કરીને પદ અપાવવાં.

સંભળાય છે કે પહેલા સમવસરણમાં ઇંદ્રમહારાજે ગણ (ગણધર) પદની સ્થાપના કરાવી છે. મંત્રી વસ્તુપાળે પણ એકવીશ આચાર્યોને આચાર્યપદસ્થાપના કરાવી હતી. ઇતિ નવમ દ્વાર સમાપ્ત.

## ( દ્વાર ૧૦ મું—પુસ્તક લખાવવાં, વંચાવવાં ( જ્ઞાન ભક્તિ ) વિષે )

તથા પુસ્તકોને, શ્રી કલ્પસૂત્રાગમ, જિનચરિત્રાદિ સંબંધી પુસ્તકોને ન્યાયોપાર્જિત વિત્તથી વિશિષ્ટ કાગળ ઉપર ઉત્તમ ઉત્તમ શુદ્ધ અક્ષરાદિકની યુકિતથી લખાવવાં. વૈરાગવંતા ગીતાર્થોની પાસે પ્રારંભના પ્રૌઢ મહોચ્છવ કરીને દરરોજ પૂજા બહુમાનાદિપૂર્વક અનેક ભવ્યજીવોના પ્રતિબોધને નિમીત્તે વાખ્યાન કરાવવાં. એ ઉપલક્ષણથી વાંચવા ભણવા વિગેરેના કરનારાઓને વસ્ત્રાદિકનાં સાહાય આપવાં. જે માટે કહેલ છે કે,

येलेखयंति जिनशासन पुस्तकानि । व्याख्यानयंति च पठंति च पाठयंति ॥
श्रृण्वंति रक्षणविधौ च समाद्रियंते । ते मर्त्य देव शिवशर्म नरा लभंते ॥ १ ॥

જે પુરૂષ જૈનશાસનનાં પુસ્તક લખાવે છે, વાખ્યાન કરે છે, ભણે છે, ભણાવે છે, સાંભળે છે, રક્ષણ કરવાના કામમાં આદર કરે છે, તે પુરૂષો મનુષ્યનાં, દેવનાં તથા મોક્ષનાં સુખને પામે છે.

पठति पाठयति पठता ममुं । वसन भोजन पुस्तक वस्तुभिः ॥
प्रतिदिनं कुरुते य उपग्रहं । स इह सर्व विदेव भवेन्नरः ॥ २ ॥

જે પ્રાણી આ પુસ્તકોને પોતે ભણે છે, બીજાને ભણાવે છે, બીજા ભણતા હોય તેઓને વસ્ત્ર, ભોજન, પુસ્તક, વિગેરે વસ્તુઓથી પ્રતિદિન ( દરરોજ ) ઉપગ્રહ ( ઉપકાર, સહાય ) કરે છે, તે પ્રાણી આલોકમાં પણ સર્વ વસ્તુનો જાણકાર થાય છે જૈનાગમનું કેવળ જ્ઞાનથી પણ અતિશયીપણું દેખાય છે. કહેલ છે કેઃ—

ओहो सुआवउत्तो । सुअनाणी जइहु गिण्हइ असुद्धं ॥ तं केवलिवि भुंजइ । अपमाणं सुअं भवेइहवा॥

સામાન્યથી શ્રુતજ્ઞાનના ઉપયોગવંત શ્રુતજ્ઞાની જોપણ અશુદ્ધ આહાર ગ્રહણ કરી આવ્યો છે એમ જોપણ કેવળી જાણે છે તોપણ તે આહારને ગ્રહણ કરે છે; કેમકે જો એમ આહાર ગ્રહણ ન કરે તો શ્રુતજ્ઞાનનું અપ્રમાણીકપણું થઇ આવે છે.

દુષમકાળના પ્રભાવથી બારવર્ષી દુષ્કાળાદિકના વશથી શ્રુતજ્ઞાન વિચ્છિન્ન પ્રાય થાતું ( નાશ પામતું કે ભુલી જવાતું ) જાણીને ભગવંત નાગાર્જુનાચાર્ય અને સ્કંદિલાચાર્ય વિગેરે આચાર્યોએ મળી શ્રુતજ્ઞાન પુસ્તકોમાં સ્થાપન કર્યું (લખાવ્યું). એટલામાટે શ્રુતજ્ઞાનની બહુમાન્યતા છે. માટે શ્રુતજ્ઞાનનાં પુસ્તક લખાવવાં, રેસમી વસ્ત્રાદિકથી પુજા કરવી. સંભળાય છે કે પેથડશાહે સાત, અને મંત્રી વસ્તુપાળે અઢાર કરોડ દ્રવ્યનો વ્યય કરીને જ્ઞાનના ત્રણ મ્હોટા ભંડાર લખાવી કરાવ્યા હતા. થરાદના સંઘવી આભૂશાહે એક કરોડનો વ્યય કરી સકળ આગમની એક એક પ્રત સોનેરી અક્ષરથી અને બીજા બધા ગ્રંથોની એકેકી પ્રત શાહીના અક્ષરથી લખાવી ભંડાર કર્યો. ઇતિ દશમ દ્વાર.

## ( દ્વાર ૧૧ મું—પૌષધશાળા કરાવવા વિષે )

તથા પૌષધશાળા શ્રાવકાદિકોને પૌષધ ગ્રહણ કરવા માટે સાધારણ સ્થાન પુર્વોકત ગૃહની બાંધણીની રીતિ મુજબ કરાવવી. તે પૌષધશાળા સાધર્મીકોને માટે કરાવેલી હોવાથી ગુણયુકત અને નિરવદ્ય હોવાથી યથાવસરે સાધુઓને પણ ઊપાશ્રય સ્થાનપણે આપવા લાયક થઇ શકે છે અને તેથી પણ તેઓને મહાલાભની પ્રાપ્તિ થાય છે. જે માટે કહેલું છે કેઃ—

जो देइ उवस्सयं जइ वराण तव नियम जोग जुत्ताणं ॥ तेणं दिन्ना वथ्थन्न पाणसयसणाविगप्पा

તપ નિયમ યોગમાં યુકત એવા મુનીરાજને જે ઉપાશ્રય આપે છે, તેણે વસ્ત્ર પાત્ર અન્ન પાણી શયન આશન પણ આપ્યાં એમજ સમજવું.

શ્રી વસ્તુપાળે નવસો ને ચોરાસી પૌષધશાળા બંધાવી હતી. સિદ્ધરાજ જયસિંહનો વડોપ્રધાન સાંતૂ નામે હતો તેણે એક નવો આવાશ ( મેહેલ ) રેહેવા માટે તૈયાર કરાવેલો હતો. તે વાદી દેવસુરીને દેખાડીને પુછયું કે, 'સ્વામી, આ મેહેલ કેવો શોભનીક છે ? તે વખતે સમયોચિત્ત બોલવામાં ચતુર માણીકય નામના શિષ્યે કહ્યું કે, આ પૌષધશાળા હોય તો બહુ પ્રશંસવા યોગ્ય છે. મંત્રીએ કહ્યું કે જ્યારે એમ છે ત્યારે એમજ થાઓ. ( એમ કહી તે પૌષધશાળા માટે આપી દીધો. ) તે પૌષધશાળાને બંને તરફના બહારલા ભાગમાં પુરૂષપ્રમાણ બે મ્હોટા આરીસા બાંધેલા હતા. તે શ્રાવકોને ધર્મધ્યાન થયા પછી મુખ જોવા માટે અને જૈનશાસનના શોભાકારી થયા. એ અગીઆરમું દ્વાર. એ પંનરમી ગાથાનો અર્થ પણ સમાપ્ત થયો.

## ( શ્રાદ્ધવિધિ મુળની સોળમી ગાથા )

आजम्मं समत्तं । जह सत्ति वयाइं दिखगहरु अहवा ॥
आरंभचाओ बंभंच । पडिमाइ अंति आरहणा ॥ १६ ॥

૧૨ આજન્મસમ્યકત દ્વાર, ૧૩ યથાશકિતવ્રત દ્વાર, ૧૪ દીક્ષાગ્રહણ દ્વાર, ૧૫ આરંભત્યાગ દ્વાર, ૧૬ બ્રહ્મચર્ય દ્વાર, ૧૭ પ્રતિમાવ્હન દ્વાર, ૧૮ ચરમારાધના દ્વાર. એ અઢાર દ્વાર આજન્મ પર્યંતમાં આચરણ કરવાં. તેમાંથી બારમું તેરમું દ્વાર બતાવે છે.

## ( દ્વાર ૧૨ મું–આજન્મસમ્યકત અને ૧૩ મું યથાશકિતવ્રત વિષે )

આજન્મથી એટલે બાલ્યાવસ્થાથી યાવજજીવ સુધી સમ્યકત એટલે સમ્યક્ દર્શનને પાળવું. તેમજ યથાશકિત અણુવ્રત પાળવાં. એ બે દ્વારનું સ્વરૂપાદિક અર્થદીપિકા ( વંદીતાસુત્રની ટીકા ) માં કહી ગયેલ હોવાથી અહિયાં નથી લખ્યું. ઈતિ બારમું તેરમું દ્વાર.

## ( દ્વાર ૧૪ મું–દીક્ષાગ્રહણ વિષે )

તથા દીક્ષાગ્રહણ તે અવસર ( આવે ) દીક્ષા અંગીકાર કરવી. અહિયાં એવો અર્થ છે કે શ્રાવક બાળાવસ્થામાં દીક્ષા ગ્રહણ કરવા અસમર્થપણે કરીને ( દીક્ષા ન લેવાય તો ) પોતાને ઠગાયાની પેઠે માને. જે માટે કહેલ છે કેઃ—

धन्नाहु वालमुणिणो । कुमारवासंमि जेउ पव्वइआ ॥ निज्जिणिउण अणंगं । दुहावहं सव्वलोआणं.

સર્વ લોકોને દુઃખાવહ ( દુઃખ આપનાર ) કામદેવને જીતી લઇને કુમારાવસ્થામાં જેઓએ દીક્ષા અંગીકાર કીધી છે તેવા બાળમુનીઓને નિશ્ચે ધન્ય છે.

પોતાના કર્મના પ્રભાવથી ઉદય આવેલા ગ્રહસ્થભાવને રાતદિવસ દીક્ષા લેવાની એકાગ્રતાથી પાણી ભરેલા ઘડાને ઉપાડનારી પાણીવાળી સ્ત્રીની પેઠે સત્યતાદિ ન્યાયથી પરીપાલણા કરે. ( પાણી લાવનારી સ્ત્રી જોતી જોતી સખીયો સાથે વાતો કરતી ચાલી, જાય છે છતાં પણ માથા ઉપર ઉપાડેલા બેડામાંથી ધ્યાન ચુકી પાણીવાળી થતી નથી, ભીજાતી નથી, તેમ શ્રાવક પણ સંસાર સેવન કરતાં છતાં પણ દીક્ષા કયારે લઈશુ એવી સધ્ધ્યાનની ધારાથી ચુકતોજ નથી ) જે માટે શાસ્રકારો પણ કહે છે કેઃ—

कुर्वन्ननेक कर्माणि । कर्मदोषैर्न लिप्यते ॥ तल्लये न स्थितोयोगी । यथास्त्रीनीरवाहिनी ॥ २ ॥

પાણીની ભરનારી સ્ત્રીની પેઠે કર્મમાં લીન નહી થઇ જનારો યોગીપુરૂષ અનેક પ્રકારનાં કર્મ કરતાં થકાં પણ કર્મદોષોથી લેપાતો નથી.

परपुंसिरता नारी । मर्त्तारं मनुवर्त्तते ॥ तथातत्वरतो योगी । संसारमनुवर्त्तते ॥ ३ ॥

પરપુરૂષની સાથે રકત થઈ ગયેલી સ્ત્રી ઈચ્છા વગર પોતાના પતીની સાથે વર્તે છે, પણ પતીમાં આસકત થતી નથી. તેમ તત્વના જાણકાર યોગીપુરૂષો પણ સંસારમાં રહે છે, પરંતુ સંસાર આસકત બની જતા નથી. તેથી તેને સંસાર સેવતાં પણ કર્મબંધન થઇ શકતું નથી.

जह नाम सुद्ध वेसा भुअंग परिकम्मणं निरासंसा ॥ अज्ज कल्लं चएमि । एअंमिअ भावणं कुणइ॥४॥

જેમ કોઇક શુદ્ધ વેશ્યા ઇચ્છા વગર પણ ભોગીપુરૂષને સેવન કરે છે છતાં પણ એમ ધારે છે કે આ કાર્યને હું કયારે ત્યાગ કરીશ? તેમ આજકાલ આ સંસારને છોડી આપીશ એવી સંસારી પણ ભાવના કરે.

अहवा पउथ्थवइआ । कुलवहुआ नवसिणेहरंगगया ॥ देह ठिइ माइअं । सरमाणा पइगुणे कुणइ ९

અથવા જેનો પતી પરદેશ ગયો છે એવી પ્રોષિતપતીકા, સારા કુળમાં ઉત્પન્ન થયેલી કુળવધુ નવાનવાપ્રકારના સ્નેહના રંગમાં રંગાણી થકી દેહની સ્થિતી રાખવા માટે પતીના ગુણને સંભારતી થકી વીચરે છે.

एव मेव सव्वविरइं । मणे कुणंतो सुभावओणिच्चं ॥ पालेइ्ज गिहथ्थत्तं । अप्प महन्नं च मन्नंतो ६

એવીજ રીતે પોતાને અધન્યપણે માનતો છતો સર્વવિરતીને નિરંતર મનમાં ધારણ રાખતો સુશ્રાવક ગ્રહસ્થપણું પાળે છે.

ते धन्ना सपुरिसा । पवित्तिअं तेहिं धरणिवलयमिणं ॥ निम्महिअमोहपसरा । जिणदिख्खं जे पवज्जंति.

જેણે મોહનો પ્રસર મથી નાખ્યો છે, અને જેણે જૈનની દીક્ષા અંગીકાર કરી છે, તેવા પુરૂષોને ધન્ય છે, કે તેથીજ આ ધરતીનું વળય પણ પવિત્ર થાય છે.

## ( ભાવશ્રાવકોનાં લક્ષણ વિષે )

ભાવ શ્રાવકનાં લક્ષણ તો એમ (નીચે મુજબ) કહેલાં છે, તે બતાવે છે.

इथ्थिादिअथ्थसंसार विसय आरंभगेहदंसणओ ॥ गड्डरिआइपवाहे । पुरस्सरं आगमविती ॥ १ ॥

दाणाइजहासत्ती पवत्तणं विहिररत दुट्ठेअ ॥ अज्झथ्थ असंबंद्धे । परथ्थकामोवभोगीअ ॥ २ ॥

वेसाइवगिहवासं । पालइ सत्तरस पय निबद्धंतु ॥ भावगय भावसावग । लख्खणमेयं समासेणं ॥३ ॥

૧ સ્ત્રીથી વૈરાગ્ય ભાવે, ૨ ઇંદ્રિઓથી વૈરાગ્ય ભાવના કરે, ૩ દ્રવ્યથી વૈરાગ ભાવના કરે, ૪ સંસારથી વિરાગ ચિંતવે, ૫ વિષયથી વૈરાગ્ય ચિંતવે, ૬ આરંભ દુઃખરૂપ જાણે, ૭ ગૃહસ્થાવાસ દુઃખરૂપ જાણે, ૮ સુદર્શનમાં રતી (સમકીત શુદ્ધ) રાખે, ૯ ગાડરીઆપ્રવાહનો ત્યાગ કરે, ૧૦ આગમને આગળ કરીને પ્રવૃત્તિ કરે, ૧૧ દાનાદીક આપવામાં યથાશક્તિ પ્રવૃત્તિ કરે, ૧૨ વિધિમાર્ગની ગવેષણા કરે, ૧૩ રાગ દ્વેષ ન રાખે, ૧૪ મધ્યસ્થગુણે રહે, ૧૫ સંસારમાં મન મેળવીને પ્રવૃતે નહી (અનિચ્છકભાવે વર્તે), ૧૬ પરમાર્થના કામભોગમાં પ્રવર્તે, ૧૭ વેશ્યાની પેઠે ઘરવાસ પાળે. એ સતર પદથી બંધાયલું ભાવગત ભાવશ્રાવકનું લક્ષણ છે; તે સંક્ષેપથી બતાવી ગયા. હવે પ્રત્યેકના ખુલાસા કરી બતાવે છે.

## ( ભાવશ્રાવકને સ્ત્રી ઉપર થતા વિચાર )

इथ्थि अणथ्थ भवणं । चलचित्तं नरयवट्टणी भूअं ॥ जाणंतोहिअकामी । वसवत्ती होइ नहुतीसें.

સ્ત્રી અનર્થનું ઘર છે, ચપળ ચિત્ત છે. નરક જવાના માર્ગરૂપ છે, એમ જાણીને હીતનો અર્થીપુરૂષ તે સ્ત્રીને વશવર્તી થતો નથી.

## ( ભાવશ્રાવકને ઇંદ્રિય ઉપર આવતા વિચાર )

इंदिअ चवल तुरंगे, दुग्गइ मग्गाणु धाविरे निच्चं ॥ भाविअभवस्सरूवे । रुंभइ सन्नाण रस्सीहिं॥१॥

દુર્ગતીના માર્ગ ભણી (તરફ) સદાય દોડી રહેલા ઇંદ્રીયરૂપી ચપળ ઘોડાને સંસારના સ્વરૂપનો વિચાર કરવાથી સદ્જ્ઞાનરૂપી દોરી (ચોકડા) વડે રોકે.

## ( ભાવશ્રાવકને ધન ઉપર થતા વિચાર )

सयलाणथ्थ निमित्तं । आयास किलेस कारण मसारं ॥ नाऊण धणं धीमं । नहु लुम्भइ तंमि तणुअंपि.

સકળ અનર્થનું નિમીત્ત ( મૂળ ), પ્રયાશ ( મેહેનત ), કલેશનું કારણ, અને અસાર એવા ધનને જાણીને બુધ્ધિમાન્ તેના ઉપર જરામાત્ર પણ લોભ કરતા નથી.

## ( ભાવશ્રાવકને સંસાર ઉપર આવતા વિચારો વિષે )

दुहरूवं दुख्खफलं । दुहाणुबंधि विडंबणारूवं ॥ संसार मसार जाणिऊण न रइ तहिं कुणई ॥७॥

દુઃખરૂપ, દુઃખનુંજ ફળ આપનાર, દુઃખનું અનુબંધ કરાવનાર, વિટંબનારૂપ, અસાર એવા સંસારને જાણીને તેના ઉપર પ્રીતી રાખે નહી.

## ( ભાવશ્રાવકને વિષય ઉપર આવતા વિચાર વિષે )

खणमित्त सुहे विसए । विसोवमाणे सयाविमन्नंतो ॥ तेसु न करेइ गिद्धिं । भवभीरु मुणिअ तत्तथ्थो.

વિષની ઉપમા આપવા લાયક, ક્ષણમાત્ર સુખના આપનારા વિષયને સદાય પોતાના મનમાં માનતો થકો, જાણ્યા છે તત્વ જેણે એવો ભવભીરૂ શ્રાવક તેઓના ઉપર લાલચીપણું રાખતો નથી ( લપટાઇ રહેતો નથી ).

## ( આરંભના ત્યાગ વિષે વિચાર )

वज्जइ तिव्वारंभं, कुणइ अकामोअ निव्वहंतोअ ॥ थुणइ निरारंभजणं । दयालुओ सव्वजीवेसु ॥ ९॥

તીવ્ર ( આકરા ) આરંભનો ત્યાગ કરે, નિર્વાહ ન થતાં અનિચ્છક ભાવે આરંભ કરે, સર્વ જીવ ઉપર દયાળુ થકો નિરારંભીલોકોની સ્તવના કરે.

## ( ગૃહસ્થાવસ્થા ઉપર વિચાર )

गिहवासं पासं मिव । भावंतो वसई दुख्खिओ तंमि ॥
चारित्त मोहणिज्जं । निज्झीणिओ उज्जमं कुणई ॥ १० ॥

ઘરવાસને ઘાસની પેઠે ભાવતાં તેમાં દુઃખીત થકો વસે. ચારિત્ર મોહનીય કર્મને જીતવાના ઉદ્યમ કરતા થકો વિચરે.

## ( સમ્યક્ દર્શન વિષે )

अथ्थिक्कभाव कलिओ । पभावणावन्नवाय माइहिं ॥ गुरुभत्तिजुओ धिइमं, धरेइ सदंसणं विमलं ११

આસ્તિક્ય ભાવયુકત થકો જૈનશાસનની પ્રભાવના ગુણ વર્ણન વિગેરેથી ગુરૂભકિતયુકત થકો બુધ્ધિમાન્ નિર્મળ સમ્યકત દર્શનને ધારણ કરે.

## ( ગાડરીયાપ્રવાહ વિષે વિચાર )

गड्डरिअ पवाहेण । गयाणु गइयं जणं विआणंतो ॥ परिहरइ लोकसंन्नं सुसमिख्खिअ कारओ धीरो.

ગાડરીઆપ્રવાહે કરીને ગતાનુગતીક ( એક ચાલ્યો તેના પાછળ બીજાએ જવું ) એવા લોકને જાણતો, લોકસંજ્ઞાને છોડી દઈ ખરો વિચાર કરીને ચાલનારો ધીરબુધ્ધિવાળો શ્રાવક હોય છે. ( સારાસાર જોઇને ચાલનારો થાય છે ).

## ( આગમ ઉપર વિચાર વિષે )

नथ्थिपरलोअ मग्गे । पमाणमन्नं जिणागमं मुत्तु ॥ आगमपुरस्सरंचिअ । करेइतो सव्वकिरियाओ.

પરલોકના માર્ગમાં ( પરલોક છે કે નહી એ વિષયમાં ) જિનાગમ મુકી બીજું કંઇ પ્રમાણ નથી. માટે આગમને અનુસરીને સર્વ ક્રીયાઓ કરે ( આચારે ).

( દાનાદિક ચતુર્વિધ ધર્મારાધન વિષે )

आणिगहंतो सत्तिं । आया वाहाई जह बहुं कुणई ॥ आयरई तहा सुमई । दाणाइ चउव्विहं धम्मं

શકિતને નહી ગોપવતાં, આત્માને પીડા જેમ ન ઉપજે તેમ, સુમતી શ્રાવક દાનાદિક ચતુર્વિધ ધર્મને આચરે.

( વિધિમાર્ગની ગવેષણા વિષે )

हिअमणवज्जं किरिअं । चिंतामणिरयण दुल्लह लहिओ ॥
सम्मं समायरंतो । नहुलज्जइ मुद्ध हसिओवि ॥ १५ ॥

ચિંતામણીરત્ન સમાન દુર્લભ, હિતકારી અને નિરવદ્ય ( નિર્દોષ ) શુદ્ધ ક્રિયા પામીને સમ્યક્ પ્રકારે આચરતાં બીજા લોકો હાંસી કરે તોપણ તેઓથી લજ્જા પામે નહી.

( રાગ દ્વેષથી રહિતપણા વિષે )

देहठ्ठिइ निबंधण । धण सयणाहारगेह माइसु ॥ निवसइ अरत्त दुठ्ठो । संसारगएसु भावेसु ॥१६॥

શરીરની સ્થિતીને રાખવા માટે ધન, સ્વજન, આહાર, ઘર, વીગેરે સંસારમા રહેલા પદાર્થોને વિષે રાગ દ્વેશ રહિત થકો વિચરે.

( મધ્યસ્થપણા વિષે )

उवसमसार विआरो, बाहिज्जइ नेव रागदोसेहिं ॥ मज्झथ्थोहिअकामी, असग्गहं सव्वहाचयइ॥१७

ઉપશમ એજ સારવિચાર છે, માટે રાગ દ્વેષમાં લપટાવું નહી, એમ ધારી ખોટા કદાગ્રહને છાંડીને હિતનો અભિલાષી મધ્યસ્થપણું અંગીકાર કરે છે.

( અપ્રતિબંધકતા વિષે )

भावंतो अणवरयं, खणभंगुरयं समथ्थ वथ्थूणं ॥ संबंधोवि धणाइसु । वज्जइ पडिबंध संबंधं॥१८॥

જોપણ અનાદિકાળનો સંબંધ છે તોપણ સમસ્ત વસ્તુનું ક્ષણભંગુરપણું નિરંતર ભાવતો થકો સર્વ વસ્તુના સંબંધના પ્રતિબંધનો ત્યાગ કરે. ( અમુક વસ્તુ વિન ચાલેજ નહી તેને સંબંધ કહે છે તેનો ત્યાગ કરવાથી અપ્રતિબંધકતાપણું પમાય છે. એટલે સર્વ વસ્તુમાં નિર્લેપી થઇ રહે છે).

( વિરકતતા વિષે )

संसार विरक्तमणो, भोगुवभोगा तित्ति हेउत्ति ॥ नाउं पराणुरोहा, पवत्तए कामभोगेसु ॥ १९ ॥

ભોગોપભોગ કંઇ તૃપ્તિનાં હેતુ નથી એમ જાણીને સંસારથી વિરકત મન છે જેનું એવો થઇ પરાનુવૃત્તિથી એટલે સ્ત્રી વિગેરેના આગ્રહથી સંસારીક કામભોગને વિષે પ્રવર્ત્તે છે. ( અનિચ્છકભાવે વર્ત્તે છે )

( વેશ્યાના જેમ ત્યાગ બુધ્ધિ વિષે )

वेसव्व निरासंसो, अज्जं कल्लं च यामिचिंतंतो ॥ परकीयं पिव पालइ, गेहा वासं सिढिल भावो. २०

આજકાલ ત્યજી આપીશ એમ ચિંતવતો વેશ્યાની પેઠે અભિલાષાં રહિત પારકી વસ્તુને જાળવનારાની પેઠે ગ્રહસ્થાવાસને સિથીલભાવથી પાળે છે.

इअसत्तरसगुणजुत्तो, जिणागमे भावसावओ मणिओ ॥ एसपुण कुसलजोगा, लहइ लहु भावसाहुत्तं॥

આવા સત્તર ગુણયુકત જૈનાગમમાં ભાવશ્રાવક કહ્યા છે. એ કુશળાનુબંધીના યોગથી ( પુણ્યાનુબંધી પુણ્યથી ) પ્રાણી થોડાજ વખતમાં ભાવસાધુપણું પામે છે. એમ ધર્મરત્ન પ્રકરણમાં કહેલું છે.

એવી રીતે શુભ ભાવના ભાવતાં પૂર્વોકત દિનકૃત્યાદિકમાં તત્પર થયો થકો " इणमेव निग्गंथे पावयणे अट्ठे परमट्ठे सेसेअट्ठे अणठेत्ति આ નિર્ગ્રંથ પ્રવચન ( વીતરાગ પ્રરૂપિત્ત જૈનમાર્ગ ) એજ અર્થ છે ( ખરો છે ), પરમાર્થ છે ( ઊત્કૃષ્ટ આરાધવા યોગ્ય છે ), બીજા બધા માર્ગ ત્યજવા યોગ્ય છે " એમ જૈન સિદ્ધાંતોમાં બતાવેલી રીતિ પ્રમાણે વર્તતો થકો સર્વ પ્રકારના કાર્યમાં યત્નાથીજ પ્રવર્તતો થકો સર્વત્ર અપ્રતિબધ્ધ ચિત્ત થઇને અનુક્રમે મોહને જીતવા સમર્થ થઇ પુત્ર ભાઇ ભાણેજ વિગેરે ઘરનો ભાર ઊપાડવા સમર્થ થાય ત્યાંસુધી ગૃહસ્થાવાસમાં રહીને, નહિ તોપણ કેટલાક વખત સુધી ગૃહસ્થપણે રહીને, ઊચિત્ત સમયના ઉપર પોતાના આત્માને તોળીને અર્હત્નાં દેરાસરોમાં અઠાઇ મહોત્સવ કરીને, ચતુર્વિધ સંઘની પૂજા સત્કાર સાધર્મિક વત્સળ કરીને, દીનહીન દુઃખી અનાથોને યથાશકિત દાન દઇને, મિત્ર સગાંવાહલાં પરીચયવાળા લોકોની સાથે ક્ષામણાદિ વિગેરે કરીને, વિધિપૂર્વક સુદર્શન શેઠ વિગેરેની પેઠે દીક્ષા અંગીકાર કરે. જે માટે કહેલું છે કેઃ—

सव्वरयणा मएहिं, विभूसिअं जिणहरेहिं महिवलय ॥ जो कारिज्ज समग्गं, तओवि चरणं महद्धीअं ॥

સર્વ રત્નમયથી વિભુષિત એવાં દેરાસરોથી સમગ્ર પૃથવીમંડળને શોભાવે તેના કરતાં પણ ચારિત્ર મહર્દ્ધિક છે.

नो दुष्कर्म मयासो न कुयुवति सुत स्वामिदुर्वाक्य दुःखं राजादौ न प्रणामोशन वसन धनस्थान चिंतानचव. ज्ञानाप्ति र्लोक पूजा प्रशमसुखरतिः मेत्यमोक्षाद्यवाप्तिः श्रामण्येमी गुणाः स्युस्तदिहसुमतयस्तत्रयत्नं कुरुध्वं

જેમાં દુષ્કર્મનો પ્રયાશ નથી, જેમાંથી નઠારાં સ્ત્રી પુત્ર સ્વામીના દુર્વાકયોથી ઊત્પન્ન થતું દુઃખ થતું નથી; જેમાં રાજા પ્રમુખને પણ પ્રણામ કરવો પડતો નથી; ખાવાની, વસ્ત્રની, ધનની, સ્થાનની, જેમાં કશી વાતની ચિંતા નથી; નિરંતર જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, લોકમાં માન મળે છે, સમતા સુખમાં આનંદ રેહે છે, અને પરલોકમાં પણ મોક્ષાદિકની પ્રાપ્તિ થાય છે. સાધુપણામાં એટલા પ્રકારના ગુણ થાય છે. તે માટે હે સારી બુદ્ધિવાળા પ્રાણીઓ તેમાંજ ઊદ્યમ કરો. એ ચૌદમું દ્વાર સમાપ્ત થયું.

## ( દ્વાર ૧૫ મું—આરંભ ત્યાગ વિષે )

કદાચિત્ કંઇક આલંબનથી તેવા પ્રકારની શકિતના અભાવ વિગેરેથી દીક્ષા લેવાને સમર્થ ન થઇ શકે તો આરંભ વર્જનાદિક કરે. અથવા આરંભનો પરીત્યાગ કરે. તેમાં પુત્રાદિક ઘરની સંભાળ રાખનાર હોય તો સર્વ સચિત્તનો ત્યાગ કરે, અને તેમ નહી બની શકે તો યથાનિર્વાહ એટલે સર્વ સચિતના આહાર વિગેરે કરવાને. ત્યાગ કરવાથી કેટલાક આરંભનો ત્યાગ કરે. જો બની શકે તો પોતાને માટે રાંધવા રંધાવવાનો પણ ત્યાગ કરે. જે માટે કહેલ છે કેઃ—

जस्सकए आहारो । तस्सट्ठा चेव होइआरंभो ॥ आरंभे पाणिवहो । पाणिवहे दुग्गइच्चेव ॥ १ ॥

જેને માટે આહાર રંધાય તેનેજ આરંભ લાગે છે, આરંભમાં પ્રાણીનો વધ થાય છે, પ્રાણીવધ થવાથી અવશ્યમેવ દુર્ગતીની પ્રાપ્તિ થાય છે. એમ પંનરમું દ્વાર સમાપ્ત થયું.

## ( દ્વાર ૧૬ મું—બ્રહ્મચર્ય પાળવા વિષે )

તથા બ્રહ્મચર્ય યાવજ્જીવ સુધી પાળવું. જેમકે, પેથડશાહે બત્રીસમેજ વર્ષે બ્રહ્મચર્ય અંગીકાર કીધું. કેમકે, ભીમ સોની મઢીએ આવે ત્યારે બ્રહ્મચર્ય લેવું એવું પણ કરેલ હોવાથી નાની વયમાં પણ તેઓએ બ્રહ્મચર્ય અંગીકાર કીધું હતું. બ્રહ્મચર્યના ફળ ઉપર અર્થદીપિકામાં સંપૂર્ણ અધિકાર કહેલો છે માટે દૃષ્ટાંતાદિક ત્યાંથી ધારવાં. ઇતિ સોળમું દ્વાર.

## ( દ્વાર ૧૭ મું—પડિમા અંગીકાર કરવા વિષે )

તથા પ્રતિમાદિ તપ વહન કરવો. આદિ શબ્દથી સંસારતારણાદિક દુષ્કર તપ વિશેષથી ગ્રહણ કરવા. તેમાં પ્રતિમા એક માસની આદિ લઈને જેમ છે તેમ બતાવે છે.

दंसण वयसामाइय । पोसह पडिमा अबंभ सच्चित्ते ॥ आरंभ पेस उद्दिट्ठ । वज्जए समण भुएअ ॥ १

૧ પેહેલી “ દર્શનપ્રતિમા ” એક માસની છે, તેમાં અતિચાર ન લાગે તેવી રીતે શુદ્ધ સમકીત પાળવું. ૨ બીજી “ વ્રતપ્રતિમા ” બે માસની, તેમાં પૂર્વોકત ક્રિયા સહિત આગળ લીધેલાં બાર વ્રતને અતિચાર ન લાગે તેવી રીતે પાળવાં. ૩ ત્રીજી “સામાયકપ્રતિમા” ત્રણ માસની, તેમાં પૂર્વોકત ક્રિયા સહિત સાંજ સવાર ઊભયટંક શુધ્ધ સામાયક કરવું. ૪ ચોથી “ પૌષધપ્રતિમા ” ચાર માસની, તેમાં પૂર્વોકત ક્રિયા સહિત આઠમ ચૌદસ પર્વતીથીના પોસહ અતિચાર ન લાગે તેમ પાળવા. ૫ પાંચમી “પડિયાપ્રતિમા ” પાંચ માસની, તેમાં પૂર્વોકત ક્રિયા સહિત આઠમ ચૌદશના લીધેલ પોસહમાં રાત્રી સમયે કાયોત્સર્ગે ઊભા રહેવું. ૬ છઠી “ અબ્રહ્મ ( બ્રહ્મચર્ય ) પ્રતિમા”. ૬ માસની, તેમાં પૂર્વોકત ક્રિયા સહિત બ્રહ્મચર્ય પાળવું. ૭ સાતમી “ સચિત્ત પ્રતિમા ” સાત માસની, તેમાં પૂર્વોકત ક્રિયા સહિત સચિત્ત ભક્ષણનો ત્યાગ કરવો. ૮ આઠમી “ આરંભત્યાગપ્રતિમા ” આઠ માસની, તેમાં પૂર્વોકત ક્રિયા સહિત પોતે આરંભનો ત્યાગ કરે. ૯ નવમી “ પ્રેષ્યપ્રતિમા ” નવ માસની, તેમાં પૂર્વોક્ત ક્રિયા સહિત પોતાના તરફથી નોકર ચાકરને કયાંય મોકલે નહી. ૧૦ દશમી “ઊદ્દિશ્યવર્જકપ્રતિમા ” દશ માસની, તેમાં પૂર્વોક્ત ક્રિયા સહિત પોતાના આશ્રયિ આરંભનો ત્યાગ કરે. ૧૧ અગીઆરમી “ શ્રમણભુતપ્રતિમા” અગીઆર માસની, તેમાં પૂર્વોક્ત સર્વ ક્રિયા સહિત સાધુના જેમ વિચરે. એ અગીઆર પ્રતિમાનો સંક્ષિપ્ત અર્થ. હવે તે વિસ્તારથી બતાવે છે.

## ( પહેલી દર્શનપ્રતિમા વિષે )

રાજાભિયોગાદિક ૬ આગાર મોકળા રાખેલા હતા તેથી રહિત, ચાર પ્રકારના શ્રદ્ધાનાદિ ગુણયુક્ત, ભય, લોભ, લોકલજ્જાદિકથી પણ અતિચાર ન લગાડતાં ત્રિકાળ દેવપુજાદિક કાર્યોમાં તત્પર થકો એક માસમાત્ર કાળ પર્યંત શુદ્ધ એટલે પંચાતિચાર રહિત સમ્યક્ત્વને પાળે, તે પ્રથમ દર્શનપ્રતિમા કહિયે.

## ( બીજી વ્રતપ્રતિમા વિષે )

બે મહિના સુધી અખંડિત એટલે અવિરાધિતપણે પૂર્વ પ્રતિમામાં બતાવેલા અનુષ્ઠાન સહિત અણુવ્રતોને પાળે, અતિચાર ન લગાડે, તે બીજી વ્રતપ્રતિમા સમજવી.

## ( ત્રીજી સામાયકપ્રતિમા વિષે )

ત્રણ માસ પર્યંત ઉભયકાળ અપ્રમાદીપણે પૂર્વોક્ત પ્રતિમાનુષ્ઠાન સહિત સામાયક પાળે, તે ત્રીજી સામાયક નામની પ્રતિમા સમજવી.

## ( ચોથી પૌષધપ્રતિમા વિષે )

ચાર માસ સુધી ચાર પર્વીમાં પૂર્વોક્ત પ્રતિમાનુષ્ઠાન સહિત અખંડિત પરિપૂર્ણ પોસહને પાળે, તે ચોથી પૌષધપ્રતિમા.

## ( પાંચમી કાઊસગ્ગપ્રતિમા વિષે )

પાંચ માસ પર્યંત સ્નાન ત્યજીને, રાત્રે ચારે પ્રકારના આહારનો ત્યાગ કરીને, દિવસે બ્રહ્મચર્ય પાળતાં, ધોતીયાની કાછડી નહી રાખતાં, ચાર પર્વણીમાં ઘરે અથવા ઘરને બારણે અથવા ચઉટાવચે, પરીષહ ઉપસર્ગાદિકથી અકંપિત કાયાવાળો થઇ, પૂર્વોક્ત પ્રતિમાનુષ્ઠાન પાળતાં આખી રાત્રી કાયોત્સર્ગમાં ( કાઊસગ્ગમાં ) રહેવું તે પાંચમી કાઊસગ્ગપ્રતિમા.

## ( છઠ્ઠી બ્રહ્મચારીપ્રતિમા વિષે )

એવી રીતે આગલી પ્રતિમા પણ પૂર્વલી પ્રતિમાની ક્રિયા સાથે જોડતા જવું. એમજ છઠ્ઠી પ્રતિમામાં એટલો વધારો કરવો કે છ મહિના સુધી બ્રહ્મચારી રેહેવું. એ છઠ્ઠી બ્રહ્મચર્ય પ્રતિમા.

## ( સાતમી સચિત્તપ્રતિમાં વિષ )

પૂર્વોક્ત ક્રિયા સહિત સાત માસ પર્યંત સચિત્ત ભક્ષણનો ત્યાગ કરવો, તે સાતમી સચિત્તત્યાગપ્રતિમાં સમજવી.

## ( આઠમી આરંભવર્જકપ્રતિમા વિષે )

આ પ્રતિમાનો કાળમાન આઠ માસનો છે, અને એમાં પોતાના હાથથી કંઇ પણ આરંભ ન કરવો એવા નિયમ રાખવામાં આવે છે.

## નવમી પ્રેષ્યવર્જકપ્રતિમા વિષે )

પૂર્વોક્ત પ્રતિમાનુષ્ઠાન સહિત પ્રેષ્ય એટલે નોકર ચાકર પાસે પણ નવ માસ સુધી આરંભ ન કરાવે. એ નવમી પ્રેષ્યવર્જકપ્રતિમા સમજવી.

## ( દશમી ઊદ્દિષ્ટ આરંભવર્જકપ્રતિમા વિષે )

દશમી પ્રતિમામાં દશ માસ પર્યંત પૂર્વોક્ત પ્રતિમાનુષ્ઠાન સહિત ચોટલી રાખતા છતાં અસ્રાથી મુંડન કરાવે અને નિધાન કરેલું ધન પણ જો કોઇ પુછે તો જાણુતો હોય તો બતાવી આપે, અને ન જાણુતો હોય તો સારૂ કહી આપે કે હું જાણુતો નથી. વિશેષ ઘરનાં કાર્ય કંઇપણ કરે નહી. પોતાને માટે જો ઘરમાં આહાર થયો હોય તો તે પણ કરે નહીં, એ દશમી પ્રતિમા.

## ( અગીઆરમી શ્રમણભૂતપ્રતિમા વિષે )

અગીઆર માસ સુધી પૂર્વોક્ત પ્રતિમાનુષ્ઠાન સહિત, ઘરનાં કામકાજ છાંડીને, પરીચય છાંડીને લોચ કરે અથવા અસ્ત્રાથી મુંડન કરાવે, શીખા ન રાખે, રજોહરણ પડઘો પ્રમુખ રાખવાથી મુનિવેષધારી થાય, પોતાના જાણીતા ગોકુળાદિકમાં વસતાં, "प्रतिमा प्रतिपन्नाय श्रमणोपासकाय भिक्षां दत्त" એમ બોલતાં ધર્મલાભ શબ્દ નહી બોલતો સુસાધુની પેઠે વીચરે, એ અગીઆરમી પ્રતિમા. એ શ્રાવકની અગીઆર પ્રતિમા વહનકરવારૂપ સતરમો દ્વાર સમાપ્ત થયો.

## ( દ્વાર ૧૮ મું—અંતિમ આરાધના વિષે )

તથા અંતિમ એટલે આયુષ્યને પ્રાંતે આરાધના એટલે જેનો સ્વરૂપ કહેવામ આવે છે એવી સંલેખનાદિક વિધિથી કરવી તે બતાવે છે.

सोथावश्यक योगानां । भंगेमृत्योरथागमे ॥ कृत्वा संलेखनामादौ । प्रतिपद्यच संयमं ॥ १ ॥

તે હવે આવશ્યક યોગોનો ભંગ થવાથી, અને મૃત્યુ નજીક આવી જવાથી, પ્રથમ સંયમને અંગીકાર કરીને પછી આદિમાં સંલેખણા કરીને આરાધના કરે.

એમ શાસ્ત્રમાં કહેલું હોવાથી શ્રાવકનાં અવશ્ય કર્તવ્યો જે પૂજા પ્રતિક્રમણાદિક તે નહી બની શકવાથી, અને મૃત્યુ નજીક આવી જવાથી દ્રવ્યથી અને ભાવથી એમ બન્ને પ્રકારની સંલેખણા કરે. તેમાં દ્રવ્ય સંલેખણા તે અનુક્રમે આહારાદિકનો ત્યાગ' ભાવ સંલેખણા તે ક્રોધાદિક કષાયનો ત્યાગ. કહેલ છે કે:—

देहंमि असंलिहिए । सहसा धाऊहि खिज्जमाणेहिं ॥ जायइ अट्टज्झाणं । सरारिणो चरम कालंमि

શરીરને અણસણ નહી કરાવ્યા છતાં જો અકસ્માત્ ધાતુઓના ક્ષય થઇ જાય તો દેહધારીને છેલ્લા કાળમાં આર્તધ્યાન થાય છે.

नते एयं पसंसामि, किसं साहु सरीरयं; किसं ते अंगुलि भग्ग, भावसलीण माचर ॥ २ ॥

હે સાધુ, હું તારા આ શરીરના દુર્બળપણાને પ્રશંસતો નથી. તારૂં શરીરનું દુર્બળપણું તો આ તારી આંગળીના ભાગવાથી જણાઈ જ ગયું છે, માટે ભાવસંલીનતા આચર. એટલે ભાવસંલીનતા આવ્યા વગર દ્રવ્યસંલીનતા ફળીભૂત થવાની નથી.

## ( મૃત્યુ પાસે આવ્યાનાં લક્ષણ વિષે )

મૃત્યુ પાસે આવ્યું કેમ જણાય તે બતાવે છે કે સ્વપ્ન દેખવાથી, દેવતાના કહેવાથી, વિગેરે કારણોથી મરણ નજીક આવ્યું એમ ધારી શકાય છે. જે માટે આગળ શાસ્ત્રકારોએ પણ એમજ કહેલ છે કે:—

दुःस्वप्नप्रकृतित्यागै, र्दुनिमित्तैश्च दुर्ग्रहैः; हंसचारान्यथात्वैश्च, ज्ञेयो मृत्युसमीपगः ॥ १ ॥

નઠારાં સ્વપ્ન આવવાથી, પ્રકૃતિના બદલાઈ જવાથી, નઠારાં નિમિત્ત મળવાથી, દુષ્ટગ્રહથી, નાડીઓના બદલઇ જવાથી, મરણ નજીક આવ્યું છે એમ આગળથી પણ જાણી શકાય છે.

એવી રીતે સંલેખણા કરીને શ્રાવક ધર્મરૂપ તપના ઊદ્યાપનની પેઠે અંત્યાવસ્થામાં પણ દીક્ષાને અંગીકાર કરે. જેમાટે કહેલ છે કે:—

एगदिवसंपिजीवो, पव्वज्ज मुवागओ अनन्नमणो; जइविनपावइ मुक्खं, अवस्स वेमाणिओ होई ॥

જે પ્રાણી એક દીવસની પણ અનન્યમનથી ( દીક્ષામાંજ પરીણામ રહેતાં ) દીક્ષા પાળે છે, તે પ્રાણી જોપણ તે ભવમાં મોક્ષપદને નથી પામતો તોપણ અવશ્ય કરીને વૈમાનીક દેવ તો થાય જ છે.

નળરાજાના ભાઈ કુબેરનો પુત્ર નવો પરણેલો હતો, પણ હવે " પાંચજ દિવસનું તારૂં આયુષ્ય છે " એમ જ્ઞાનીનું કહેવું સાંભળીને તત્કાળ તેણે દીક્ષા લઇ લીધી, અને છેવટે સિદ્ધિપદને પામ્યો.

હરીવાહન રાજાએ " નવ પ્રહરનુંજ આયુષ્ય બાકી છે " એમ જ્ઞાનીના મુખથી સાંભળીને તત્કાળ દીક્ષા લીધી અને છેવટ સર્વાર્થસિદ્ધવિમાનમાં દેવ થયો.

સંસ્થારક દીક્ષાવસરે ( સંથારો માંડયા પછી દીક્ષા લીધી હોય તે વખતે ) જૈનશાસનની ઊન્નતી થવા માટે યથાશક્તિ ધર્મવ્યય કરવો ( ધર્મ ખાતે ખરચ કરવો ). જેમકે, તેવા અવસરે સાતે ક્ષેત્રમાં સાત કરોડ દ્રવ્યનો વ્યય થરાદના સંઘપતી આભુએ કર્યો હતો. હવે જેને સંયમ લેવાની જોગવાઇ ન હોય તેણે સંલેખણા કરીને શત્રુંજય તીર્થાદિક સારા સ્થાનક ઉપર નિર્દોષ સ્થંડિલમાં ( નિર્દોષ જગ્યામાં ) વિધિપૂર્વક ચતુર્વિધાહાર પ્રત્યાખ્યાનરૂપ આનંદાદિક શ્રાવકની પેઠે અણસણ અંગીકાર કરવું. જે માટે કહેલ છે કેઃ—

तवणियमेणयमुक्खो, दाणेणय हुंति उत्तमाभोगा; देवच्चणेण रज्जं, अणसण मरणेण इंदत्तं ॥

તપ અને નિયમથી પ્રાણીને મોક્ષપદની પ્રાપ્તિ થાય છે, દાન આપવાથી પ્રાણીને ઊત્તમ ભોગ સંપદાની પ્રાપ્તિ થાય છે, દેવની પુજા કરવાથી પ્રાણીને રાજ્યની પ્રાપ્તિ થાય છે, અને અણસણ કરીને મરણ સાધવાથી ઇંદ્રપદ પામે છે. તેમજ વળી લોકીકશાસ્ત્રમાં પણ કહેલ છે કેઃ—

समाः सहस्राणि च सप्त वै जले, दशैवमग्नौ पतने च षोडशः ॥
महाहवे षष्टिरशीति गोग्रहे, अनाशने भारत चा क्षयागतिः ॥ १ ॥

જળમાં પડી મર્ણ પામવાથી સાતહજાર વર્ષ, અગ્નીમાં પડી મર્ણ પામવાથી દશહજાર વર્ષ, ઝંપાપાત કરી મર્ણ પામવાથી સોળહજાર વર્ષ, મહા સંગ્રામમાં મર્ણ પામવાથી સાઠહજાર વર્ષ, ગોગ્રહમાં ( ગાયના કળેવરમાં પેસીને ) મર્ણ પામવાથી એંશીહજાર વર્ષ, ( શુભગતિ ભોગવે ) અને અણસણ કરી ( ઊપવાસ કરી ) મર્ણ પામવાથી અક્ષયગતી થાય છે.

ત્યાર પછી સર્વ અતિચારનો પરિહાર કરવાપૂર્વક ચાર શરણાદિરૂપ આરાધના કરવી. તેમાં દશ પ્રકારની આરાધના થવારૂપ આરાધના આવા પ્રકારે છે, તે બતાવે છે.

आलोअसु अइयारे वयाइं उच्चरसु खमसु जीवेसु; वोसिरसु भाविअप्पा, अट्ठारस पावट्ठाणाइं ॥
चउसरण दुक्कड गरिहणं च सुकडाणुमोअणं कुणसु; सुहभावणं अणसणं, पंचनमुक्कारसरणंच ॥२॥

૧ પંચાચારના અને બારવ્રતમાંના લાગેલા અતિચાર આલોવવારૂપ પહેલી આરાધના જાણવી. ૨ આરાધના વખતે નવાં વ્રત પચખ્ખાણ અંગીકાર કરવારૂપ બીજી આરાધના સમજવી. ૩ સર્વ જીવોની સાથે ( ચોરાસી લાખ જીવાયોનીમાંના

૯વોની સાથે ) ખામણા કરવારૂપ ત્રીજી આરાધના સમજવી. ૪ વર્તમાનકાળે આત્માને અઢાર પાપસ્થાનક વોસરાવવારૂપ ચોથી આરાધના સમજવી. ૫ અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવળી પ્રરૂપિત ધર્મ, એ ચારનાં શરણાં અંગીકાર કરવારૂપ પાંચમી આરાધના સમજવી. ૬ જે જે પાપ કીધેલાં છે તેને યાદ લાવીને તેની ગરીહા કરવી ( નિંદા કરવી ) તે રૂપી છઠી આરાધના સમજવી. ૭ જે જે સુકૃત કાર્યો કર્યાં હોય તેની અનુમોદના કરવી તે રૂપ સાતમી આરાધના સમજવી. ૮ શુભ ભાવના ( બાર ભાવના ) ભાવવી, તદ્રૂપ આઠમી આરાધના સમજવી. ૯ ચારે આહારનો ત્યાગ કરી અણુસણુ અંગીકાર કરવારૂપ નવમી આરાધના સમજવી. ૧૦ પંચપરમેષ્ટી નવકાર મહામંત્રનું નિરંતર સ્મરણુ રાખવું, તદ્રૂપ દશમી આરાધના સમજવી.

આવા પ્રકારની આરાધના કરવાથી જોપણુ તેજ ભવમાં સિદ્ધિપદને ન પામે તોપણુ સુદેવભવમાં કે સુનરભવમાં અવતરીને છેવટ આઠમે ભવે તો અવશ્યમેવ સિદ્ધિપદને પામે જ. “ सत्तठ्ठभवाइं नाइक्कमइ इति आगम वचनात् સાત આઠ ભવ ઊલ્લંઘન ન જ કરે ” એવો આગમનો પાઠ હોવાથી સાત આઠ ભવમાં ખરેખર સિધ્ધિપદને પામે. એ અઢારમું દ્વાર પુરૂ થતાં સોળમી ગાથા પણ પૂર્ણ થઈ. હવે ઉપસંહાર કરતાં ( ગ્રંથ સમાપ્તી કરતાં ) દિનકૃત્યાદિકનાં ફળ બતાવે છે.

—o:※:o—

## ( દિનકૃત્યાદિકનાં ફળ વિષે )

### ( શ્રાદ્ધવિધિ મૂળની ૧૭ મી ગાથા. )

**एअं गिहि धम्मविहिं, पइदिअहं निव्वहंति जे गिहिणो ॥**

**इहभवपरभवनिव्वुइ, सुहं लहुं ते लहंति धुवं ॥ १७ ॥**

આ અંતર વગર બતાવેલા દિનકૃત્યાદિક છ દ્વારાત્મક શ્રાવકધર્મના વિધિને પ્રતિદિવસ (નિરંતર) જે ગૃહસ્થો પાળે છે, તે ગૃહસ્થો આ વર્ત્તમાન ભવમાં અને તેમજ આવતા ભવમાં આંતરા વગર આઠ ભવની પરંપરાનીજ અંદર સુખના હેતુભૂતપણે, પુનરાવૃત્તિ વ્યાખ્યાન સંયુક્ત, નિવૃત્તિ જે મોક્ષસુખ તેને શીઘ્રતર ( ઉતાવળથી ) અવશ્યમેવ ( ખચીત જ ) પામે છે. ઇતિ સતરમી ગાથાર્થઃ

॥ इतिश्रीतपागच्छाधिप श्रीसोमसुंदरसूरि श्रीमुनिसुंदरसूरि श्रीजयचंद्रसूरि श्रीभूवनसुंदरसूरि शिष्यश्रीरत्नशेखरसूरि विरचितायां विधिकौमुदीनाम्न्यां श्राद्धविधिप्रकरणवृत्तौ जन्मकृतप्रकाशकः षष्टः प्रकाशः ॥ श्रेयस्करः

# प्रशस्ति.

## ( ગ્રંથકારની ગુરૂવંશાવળી )

विख्याततपेत्याख्या, जगति जगच्चंद्रसूरयोभूवन्; श्रीदेवसुंदरगुरूत्तमाश्च तदनुक्रमाद्विदिताः ॥१॥

જગતમાં શ્રીજગતચંદ્રસૂરી તપા* એવા નામથી પ્રસિધ્ધ થયા છે. તેઓના પટ્ટને અનુક્રમે પ્રસિદ્ધિને પામેલા શ્રી દેવસુંદરસૂરી પ્રખ્યાત થયા.

पंच च तेषां शिष्यास्तेष्वाद्या ज्ञानसागरागुरवः; विविधावचूर्णिलहरिप्रकटनतः सान्वयाऽह्वानाः ॥

એ દેવસુંદરસૂરી મહારાજને પાંચ સિષ્યો થયા. તેમાં પ્રથમ જ્ઞાનરૂપ અમૃતના સમુદ્ર એવા જ્ઞાનસાગરસૂરી થયા. જેઓએ વિવિધ પ્રકારની એટલે આવશ્યક ચુર્ણી વિગેરે ઘણા શાસ્રોની ચુર્ણીરૂપી લેહેરોને પ્રકટ કરવાથી પોતાનું નામ સાર્થક કર્યું હતું.

श्रुतगत विविधालायक समुद्धृतः समभवंश्च सूरिंद्राः ॥ कुलमंडना द्वितीयाःश्रीगुणरत्नास्तृतीयाश्च॥३॥

બીજા શિષ્ય શ્રી કુળમંડનસૂરી થયા. જેઓ ઘણા સિદ્ધાંત ગ્રંથોમાં રહેલા અનેક પ્રકારોના આલાવા લઇને વિચારામૃત સંગ્રહ વિગેરે ઘણા ગ્રંથોના બનાવનાર થયા, તથા ત્રીજા શિષ્ય શ્રી ગુણરત્નસૂરી થયા.

षट्दर्शनवृतिक्रियारत्नसमुच्चयविचारनिचयसृजः ॥ श्री भुवनसुंदरादिषु, भेजुर्विद्यागुरुत्वंये ॥ ४ ॥

જે ગુણરત્નસૂરી મહારાજે ષટ્દર્શનસમુચ્ચયની મ્હોટી વૃત્તિ અને હૈમીવ્યાકરણને અનુસારે ક્રિયારત્નસમુચ્ચય, વિગેરે વિચારનિચમ એટલે વિચારના સમુહને પ્રકટ કર્યા છે. અને શ્રી ભુવનસુંદરાદિક શિષ્યોના વિદ્યાગુરૂ થયા હતા.

श्री सोमसुंदरगुरुप्रवरा स्तुर्या अहार्यमहिमानः ॥ येभ्यः संततिरुच्चै र्भवति द्वेधा सुधर्मेभ्यः ॥ ५ ॥

જેઓનો અતુલ મહિમા છે એવા શ્રી સોમસુંદરસૂરી ચોથા શિષ્ય થયા. જેઓનાથી સાધુ સાધવીનો પરિવાર સારી રીતે પ્રવર્ત્યો. જેમ સુધર્માસ્વામીથકી ગ્રહણ-આસેવનાની રીતિ પ્રમાણે સાધુ સાધવી પ્રવર્ત્યા હતા તેમ.

यतिजीतकल्पविवृतश्च पंचमाः साधुरत्नसूरिवराः ॥ यैर्मादृशोप्युद्धृत करप्रयोगेण भवकूपात् ॥ ६

યતિજીતકલ્પવૃતિ વિગેરે ગ્રંથોના રચનાર પાંચમા શિષ્ય શ્રી સાધુરત્નસૂરી એવા થયા કે જેઓએ હસ્તાવલંબન દઇને સંસારરૂપ કુપકથી બુડતા મારા જેવા શિષ્યોનો ઊદ્ધાર કર્યો.

श्रीदेवसुंदरगुरोः पट्टे श्रीसोमसुंदरगणेंद्राः ॥ युगवरपदवीं प्राप्ता स्तेषां शिष्याश्च पंचैते ॥ ७ ॥

પૂર્વોક્ત પાંચ શિષ્યોના ગુરૂ શ્રી દેવસુંદરસૂરીના પાટે યુગવર પદવીને પ્રાપ્ત થયેલ,

---

* જગતચંદ્રસૂરી મહારાજને યુવાવસ્થામાં આચાર્ય પદવી પ્રાપ્ત થઇ. તેઓશ્રી આંબિલ તપ નિરંતર કરતા હતા તેથી તેમનું શરીર અતિ શુષ્ક થયેલું હતું. એક વખત તેઓસાહેબ શ્રી ઉદેપુર પધાર્યા ત્યારે ત્યાંના શ્રીસંઘે તેમનો મોટા આડંબરથી નગરપ્રવેશ મહોત્સવ ( સામૈયું ) કર્યો. તે વખતે રાજ્યમહેલના ગવાક્ષમાં બેટેલ ઉદેપુરના રાણાની પટરાણીએ એ સૂરી મહારાજને શુષ્ક શરીરવાળા જોયા; તેથી તેણીયે સંઘના આગેવાનોને બોલાવી કહ્યું કે આટલો મોટો ખર્ચ કરી જેના પ્રવેશનો મહોત્સવ તમે કરો છો, અને એ મહાજ્ઞાની છે છતા તેમનું આવું દુર્બળ શરીર કેમ ? શું તમે તેમને આહારપાણી પુરો આપતા નથી, કે શું ? આગેવાનોએ ઉત્તર આપતાં જણાવ્યું કે એઓ સાહેબ નિરવિગયિ આહાર એક વખત જ કરે છે. અર્થાત્ હમેશાં આંબીલ તપ કરે છે. તેથી પટરાણીએ ઘણા હર્ષવડે એ સૂરીમહારાજને "તપા" એવા બિરુદથી આશી આપ્યા. ત્યારથી "તપા" એવા નામના ગચ્છની શરૂઆત થઇ, સંવત ૧૨૮૫.

શ્રી સોમસુંદરસૂરી થયા. અને તેઓને પણ પાંચ શિષ્યો થયા હતા.

मारीत्यवमनिराकृतिसहस्त्रनामस्मृतिप्रभृतिकृत्यैः ॥ श्रीमुनिसुंदरगुरव श्चिरंतनाचार्यमहिमभृतः ॥ ८॥

પૂર્વાચાર્યના મહિમાને ધારણ કરનારા, સંતિકરં સ્તોત્ર રચીને મરકીના રોગને દૂર કરનારા, સહસાવધાનીના નામ વિગેરેથી ઓળખાતા, એવા શ્રી મુનિસુંદરસૂરી પ્રથમ શિષ્ય હતા.

श्रीजयचंद्रगणेंद्राः । निस्तंद्राः संघगच्छकार्येषु ॥ श्रीभुवनसुंदरवरा दूरविहारैर्गणोपकृतः ॥ ९ ॥

સંઘનાં, ગચ્છનાં કાર્યો કરવાને અપ્રમાદી બીજા શિષ્ય શ્રી જયચંદ્રસૂરી થયા, અને દૂર દેશાવરોમાં વિહાર કરીને પણ પોતાના ગચ્છને પરમ ઉપકાર કરનારા ત્રીજા શિષ્ય શ્રી ભુવનસુંદરસૂરી થયા.

विषममहाविद्यात द्विडंबनाब्धौ तरीव वृत्तिर्यैः ॥ विदधे यत् ज्ञाननिधिं, मदादि शिष्याउपाजीवन्.

જે ભુવનસુંદરસુરી ગુરૂએ વિષમ મહાવિદ્યાઓની વિટંબનારૂપ સમુદ્રમાં પ્રવેશ કરાવનારી નાવડીની પેઠે વિષમપદની ટીકા કરી છે. એવા જ્ઞાનનિધાન ગુરૂને પામીને મારા જેવા શિષ્યો પણ પોતાનું જીવીત સફળ કરે છે.

एकांगा अप्येका दशांगिनश्च जिनसुंदराचार्याः ॥ निर्ग्रंथाग्रंथकृतः । श्रीमज्जिनकीर्तिगुरवश्च ॥ ११

તપશ્ચર્યા કરવાથી એકાંગી ( એકવડીયા શરીરવાળા ) છે છતાં પણ અગીઆર અંગના પાઠી ચોથા શિષ્ય શ્રી જીનસુંદરસૂરી થયા; અને નિર્ગ્રંથપણાને ધારણ કરનારા, ગ્રંથોની રચના કરનારા પાંચમા શિષ્ય શ્રી જીનકીર્ત્તિસૂરી થયા.

एषांश्रीसुगुरूणां प्रसादतः षट्खतिथिमितेवर्षे ॥ श्राद्धविधिसूत्रवृत्तिं व्यधत्तश्रीरत्नशेखरसूरिः १२

પૂર્વોકત પાંચ ગુરૂઓનો પ્રસાદ પામીને સંવત ૧૫૦૬ ના વર્ષે આ શ્રાધ્ધવિધિ સૂત્રની વૃત્તિ શ્રી રત્નશેખરસૂરીએ કરી.

अत्र गुणसत्रविज्ञावतंसजिनहंसगणिवरप्रमुखैः॥ शोधनलिखनादिविधौ, व्यधायी सांनिध्य मुद्युक्तैः॥

અહિંયાં ગુણરૂપી દાનશાળાના જાણકારોમાં મુકુટ સમાન ઉદ્યમવંતા શ્રી જીન-હુંસગણિ પ્રમુખોએ લખવા શોધન કરવા વિગેરે કાર્યોમાં સાનિધ્ય (સાહાય) કર્યો છે.

विधिवैविध्याश्रुतगत, नैयत्यादर्शनाच्च यत्किंचित् ॥ अत्रोत्सूत्रमसूत्र्यतत्तं, मिथ्यादुष्कृतं मेस्तु.

વિધિનું વિવિધપણું દેખવાથી અને સિદ્ધાંતોમાં રહેલા નિયમોના દેખવાથી આ શાસ્ત્રમાં જે કંઈ ઊત્સૂત્ર લખાયું હોય તે તે મારા પાપ મિથ્યા થાઓ.

विधिकौमुदीतिनाम्न्यां, वृत्तावस्यांविलोकितैर्वर्णैः ॥ श्लोकाःसहस्त्र षट्कं । सप्तशती चैकषष्ट्यधिकाः

એ પ્રકારે આ વિધિકૌમુદી નામની વૃત્તિમાં રહેલા પ્રત્યેક અક્ષરના ગણવાથી છ હજાર સાતસેં અને એકસઠ શ્લોકં છે.

श्राद्धहितार्थं विहिता, श्राद्धविधिप्रकरणस्यसूत्रवृत्तिरियं ॥ चिरंसमयं जयता, ज्जयदायिनी कृतिनां ॥

શ્રાવકોના હીતને માટે શ્રાધ્ધવિધિ પ્રકરણની "શ્રાધ્ધવિધિ કૌમુદી" નામની આ ટીકા રચી છે તે ઘણા કાળ સુધી પંડિતોને જયને આપનારી થઇ જયવંતી વર્તો.

॥ इति श्राद्धविधिप्रकरणस्य श्राद्धविधिकौमुदीनाम्नीवृत्ति भापान्तरं समाप्तं ॥